ओम्तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARAMA-PRAKASH

## पुस्तक १६ मुं

---

संवत् १९४४

---

### वसंततिलका.

हेते विचार कर मानसकीर वीर,
श्राणा तने सुखद आज मळ्यु शरीर,
आशा तजी अवर एक लगाड लक्ष,
आ आर्यधर्म धरतीपर कल्पवृक्ष

छपावी प्रकट करनार

वेदधर्मसभानी कार्यभारमंडळी

---

Bombay

SUBODHA PRAKASH PRESS

---

સન ૧૮૮૮ ઈસવી

---

मूल्य २॥ रुपियो



# શાર્દૂલવિક્રીડિત.

જેના તેજવડે પ્રકાશ કરતા સૂર્યાદિ સર્વે ગ્રહો,
જે બાજીગર એક આ જગતમાં આશ્ચર્ય આપે અહો;
તે વિશ્વેશ્વર ચિત્તની ચપળ જે, તે ચાંપને ચાંપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.



# वर्णानुक्रमणिका


| | पृष्ठ |
|---|---|
| શિક્ષાનુભૂતિ ભાષાંતર | ૩-૪૯-૧૪૫-૧૮૪-૨૩૩-૨૪૭ |
| પણા બાળકોની કેળવણીવિષે બે બોલ | ૮૦ |
| પ્રાર્થના (સાખી તથા પદ) | ૧-૪૮-૨૪૧-૨૧૭ |
| યોનો વિવાદ | ૮૫-૯૮ |
| સભાનો રિપોર્ટ | ૪૭ |
| અથવા તપવિષે બે બોલ | ૧૨૧-૨૧૧ |
| ્યની રીતિ | ૧૦૪ |
| ાતિવિષે (પદ) | ૧૯૩ |
| અને તેના રક્ષણની આવશ્યકતા | ૧૯૮-૨૧૭-૨૦૪ |
| વિવેચન | ૯૩-૧૧૭-૧[illegible]-૧૮[illegible] |
| તની સ્વમસાથે સમાનતા | ૧૭૦ |
| વ્રતવિષે બે બોલ | ૫૮ |
| ોની પણ આવશ્યકતા | ૩૭ |
| ના યોગ્ય કારણ | ૧૦[illegible] |
| ા કરવાવિષે | ૧૧૧-૧૨ |
| વયવિષે | ૧૫[illegible] |
| પગની પાત્રતાનો સદુપયોગ | ૧૫૧ |
| ાર્યવિષે | ૧૩ |
| તકની પહોંચ | ૨૪-૨૧૪-૨૩૯-૨૬૪-૨૮૫ |
| વની વિચિત્રતા ઉપર એક વાત (અપૂર્ણ) | ૨૦૬-૨૩૭-૨૫૩-૨૮૧ |
| પ્રાર્થના (પદ) | ૭૨ |
| મિત્રના વિશ્વાસુપણાની વાત | ૪૧ |
| રસતણા ભોગિયા વિષે (પ) | ૨૪ |
| ાનેમાટે બે બોલ | ૨૨૬-૨૪૪ |
| અથવા વહેમ | ૧૨૭ |
| નો વૈભવ | ૨૨૧ |

ભાસેદે અને વિદ્વાનોએ આપેલા આશ્રયથી હું મારી શક્તિપ્રમાણે ક્રમે કરીને સેવા બજાવ્યે આવું છે, તે સર્વ જાણે છે. કાળની ગતિ અકલિત છે. મારૂં પાલણ-પોષણ કરનારાઓનો અને મારો જે શુભ ઉદ્દેશ છે તેમાં હજી તો જે કાંઇ જોવામાં આવે છે તે પેહેલું પગથીયું છે. કાળ અનુકૂળ છે અને ઇશ્વરકૃપા છે તો ધારેલું કોઇ દિવસ પણ પાર પાડી મારો જન્મ અને જીવિત સફળ કરીને મારા ઉત્પન્ન કરનારાઓને સંતોષ ઉપજાવી અમર થઇશ. આજસુધીની અવસ્થામાં વચમાં વચમાં આંચકા લાગ્યા છતાં અને મને જોઇએ તેટલો ખોરાક નહિ મળ્યા છતાં પણ હું આજસુધી જીવું છુ એનેમાટે ઇશ્વરનો ઉપકાર માનું છું. હવે મારે વધારે પ્રૌઢતા રાખવાનો સમય આવેલો છે અને કામનો ભાર પણ વધારે વેઠવાનો છે. તે રાઉંડુ આવીને આવી સ્થિતિમાં ઇશ્વર રાખશે તો હું સર્વને દેખાડી આપીશ. ઘણા ઘણા સંભાવિત ગ્રહસ્થોની અને વિદ્વાનોની મને સહાયતા છે. અને એ સહાયતાથી મારી જન્મથી નબળી રેહેતી આવતી પ્રકૃતિને આશા છે કે ઘણી સારી સ્થિતિમાં સુધારી લઇશ. પરતુ તેને માટે વિશેષ બોલવું આ પ્રસંગે ઉપયોગનું નથી.

લોકોને ધર્મ નીતિ અને વ્યવહારનો બોધ થાય એટલામાટે મારો જન્મ અને જીવિત છે પરતુ ખેદની વાત એ છે કે કલિકાલના પ્રતાપથી તેઓના સાંભળી શકતા કાન મારૂ નામ સાંભળી ચમકે છે, જોઇ શકતી આંખ મારૂં નામ વાંચતાં વિચાઇ જાય છે. અને વિચાર કરી શકતુ મન મારા નામથી કાદવી મારી જાય છે. આવી લોકોની વૃત્તિઓ થઇ ગઇ છે ઇશોપનિષદ્ શ્રીમદ્ભાગવત શ્રીમદ્ભગવતગીતા અને યોગવાસિષ્ઠ જેવાં સંભાવિત પુસ્તકો બહાર પાડી લોકોના જ્ઞાનમાં વધારો કરવાનું પ્રયત્ન કર્યુ છે અને તેમાંથી કાંઇ કમાણી થાય તો ધર્મનાં પુસ્તકો છપાવવામાં તથા સભાની પાઠશાળા ચાલુ રાખવાના કામમાં તથા બીજા આર્યલોકોના બાળકો સ્વધર્મ પાળે તેવા ઉપાયોમાં વપરાય એવી ગોઠવણ રાખી છે. એ સર્વ મારાંજ કર્તવ્ય છે એમ સમજવું. અને એ સર્વ થાય છે તે વેદધર્મસભાનીજ સત્તાથી થાય છે. એ સભાને સારી સ્થિતિમાં રાખવા જે સુજન ગ્રહસ્થો આશ્રય આપ્યે જાય છે, તેઓનું આ લોકમાં અને પરલોકમાં બેય ઠેકાણે કલ્યાણ છે. કેમકે આર્યધર્મ ઉત્તેજન પામે એવાં કામ કરવાનોજ સભાનો પવિત્ર હેતુ છે, જે અનુક્રમે પ્રજાના જાણવામાં આવશે. અનેક પ્રકારના વિષયોની વાતોથી, ભોગવિલાસોથી અને નઠારા સગથી અવળે માર્ગે ચડી ગયેલા કેટલાક લોકોને નહિ ગમતું હોય તોપણ માતા જેમ છોકરાંને પરાણે સુમાર્ગે ચડાવે છે

તેમ હુ તેને મારી માતાના શુભ ઉદ્દેશ ધ્યાનમા રાખી સુમાર્ગે ચઢાવીશ માત્ર આ વિષયમા કાળગતિ મને બોલતુ બંધ કરે છે.

આજસુધી છપાયેલા વિષયોમા કેટલાક વિષયો ઘણા ભાગ લખાયા છે કે જેમાનો થોડોપણ બોધ કોઇ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તે તો તેમનુ કલ્યાણ થાય હવે પછી પણ તેવાજ પ્રકારના નાના મોટા વિષયો આપી પ્રજાની સેવા બજાવવા ધાર્યું છે

જેના પ્રતાપથી હુ આટલી શક્તિ ધરાવુ છુ, તે પૈસાની સહાયતા કરનાર સભાના સભાસદોનુ તથા વિષય લખવી સહાય આપનારા વિદ્વાનોનુ અને તેનો અનુભવ કરનારાઓનુ કલ્યાણ થાય એમ ઇશ્વર પાસે માગુ છુ સર્વ જગતનુ પાલણ પોષણ કરનારા પરમેશ્વર મને સહાય કરો અને સર્વ આર્યલોકોને દીર્ઘાયુષ્ય રાખી તેમના મનમા ધર્મની અભિવૃદ્ધિ થાય તેવી પ્રેરણા કરો (તથાસ્તુ)

---

## समयसूचकता

સમયને બરાબર સમજીને વર્તવુ તેનુ નામ સમયસૂચકતા કહેવાય છે સંસારવ્યવહારના સઘળા કામોમા અને સઘળા પ્રકારના આહાર વિહારમા તેમજ શરીરસબંધી આચરણોમા પણ એ ગભીર ગુણ બહુ ઉપયોગી છે સમયસૂચકતા એ કાઇ નાનોસુનો ગુણ નથી પરતુ અતિ મોટો ગુણ છે સારી સ્થિતિ આપવામા, યશ વધારવામા અને પોતાનુ ધારેલુ સાધી આપવામા, એજ ગુણ ઉત્તમ છે એ ઉત્તમ ગુણ આવ્યા છતા પણ જો તેને વાપરતા ન આવડે તો તે માથી કોઇ વાર અનર્થ થઇ જાય છે વ્યવહારમા રહીને પરમાર્થ વિચાર કરવો હોય તો તેમા અને મુખ્યત્વે વ્યવહારમા એ ગુણનો વધારે ઉપયોગી છે જેના હર્ષ શોક કે રાગ દ્વેષ ટળી ગયા હોય એવા યોગીના જેવી દશા સમયસૂચકતા વાળા માણસની થઇ જાય છે જેમ સેવાધર્મ તરવારની ધાર ઉપર ચાલવા જેવો કઠણ કહેવાય છે તેમ કેટલાક ભાગમા આ ગુણ પણ તેવોજ કઠણ અથવા આકરો છે અને તેવો આકરો હોવાથી પોતે મોટી મહત્તા પામેલ છે સમયસૂચકતા આવવી કે રાખવી એ પણ કાઇ સેહેલી વાત નથી મને તો એમ લાગે છે કે સઘળી જાતના સ્વભાવો જેમ ઇશ્વર દત્ત અથવા સ્વાભાવિક હોય છે તેમ આ સમય સૂચકતા પણ સ્વાભાવિક અથવા ઇશ્વર દત્ત જેને હોય તેનેજ હોય છે આમ છતા પણ તે ગુણ પ્રયત્નથી નથી આવતો એમ નથી પ્રયત્નથી જાળવે

ઠેકાણે સ્થળ કરી શકાય છે તો ગુણ ગ્રહણ કરવો એ કાંઇ એ પ્રમાણે કઠણ નથી. દીન અને અનાથ લોકો રાજ્યપદ જેવા અધિકારને પામી પંકાય છે તે તેજ ગુણથી. આખી પૃથ્વીના અધિપતિ છતાં દીન અને અનાથ જેવા થઇ ગયા છે તે પણ તે ગુણના અનાદરથીજ. વિશેષ તો શું કહું પણ સમયસૂચકતા આગળ બીજી બધી વિદ્યા અને કળાઓ કોઇવાર ઝાંખી પડી જાય છે. કેમકે એ ગુણ એક મોટામાં મોટી વિદ્યા અને મોટામાં મોટી કળા છે. એટલામાટે સાધારણ માણસથી માંડીને મહારાજાસુધી સર્વને એ ગુણની અવશ્યકતા છે. જેમાં એ ગુણ સાવ ન આવ્યો તે પૂરેપૂરો અભાગી હોય છે. સમયસૂચકતાથી, વિદ્યા વધે છે, કીર્તિ પસરે છે, લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને વ્યવહાર સુધરે છે; પરંતુ તેનો ખરો ઉપયોગ કરતાં આવડવો જોઇએ. વ્યવહારમાં કેટલાક લોકો તેની સાથે કપટને ભેળવીને તેનું શુદ્ધ સ્વરૂપ બગાડી દે છે તેથી એ ગુણનો ખરો ચમત્કાર કોઇના જાણવામાં આવતો નથી. પણ લોકો ક્યાં તેનો વિચાર કરે છે? ગુણદોષને ન વિચારીને તથા પાપ-પુણ્યને ન વિચારીને ઉપરથી સારૂં લાગે તેટલુંજ માત્ર ગ્રહણ કરે છે. પરંતુ તેઓ નથી જાણતા કે ઈંદ્રિવારણાના ફળને ગ્રહણ કરવા જેવું તે થાય છે. તે ખબર ત્યારે પડે કે જ્યારે પુણ્યનો ક્ષય થવાથી તેનો પ્રત્યક્ષ અનુભવ થાય.

કેહેવાનું એ છે કે શુદ્ધ અંતઃકરણે વર્ણાશ્રમના ધર્મ પાળતાં અને સદાચરણ સાચવતાં સમયસૂચકતાપ્રમાણે ચાલવું જોઇએ. જેઓ દીર્ઘસૂત્રી એટલે એક ઘડીના કામનેમાટે આખો દિવસ ગાળી નાખતા હોય તેવા અથવા જેઓ આળસુ એટલે હમણાં શું ઉતાવળ છે પછી વાત એમ કરી કાળનો ભય નહિ રાખતાં ઉંઘ્યા કરતા હોય તેવા હીનભાગ્ય લોકોને સમયસૂચકતા વરતી નથી એતો સાહસિક, તીક્ષ્ણબુદ્ધિવાળા અને સમયને ઉપયોગી લેખનારાઓનેજ વરે છે. સમયસૂચકતાથી, ધર્મ કર્મ આદિ સઘળું સચવાતાં પરમ સુખની પ્રાપ્તિ થાય છે. આ ગુણ કાંઇ એકજ ટાણે અથવા એકજ સમયમાં ઉપયોગી છે તેમ નથી પણ ક્ષણેક્ષણે અને પળેપળે તેનો ઉપયોગ છે. તેની મનુષ્યમાં જેટલી ન્યૂનતા હોય તેટલી પોતાના મનુષ્યપણાની ન્યૂનતા સમજવી રાજા પ્રજા વિગેરેના સઘળા ધર્મોમાં, અને પિતા પુત્ર વિગેરેના સાંસારિક ધર્મોમાં સમયસૂચકતા રેહેવી જોઇએ. એ ગુણ જ્યાં જેવો સમય, જ્યાં જેવો પ્રકાર, જ્યાં જેવું કામ, જ્યાં જેવું પાત્ર, જ્યાં જેવી યોગ્યતા અને જ્યાં જેવો સંબંધ તેપ્રમાણે બહુરૂપે દેખાય છે તે જાણે કેમ બહુ રૂપવાળો કોઇ ઈશ્વરાવતાર હોય. આ પંચભૂતનું શરીર હોય ત્યાં-

સુધી જ્ઞાનીઓને પણ એ ગુણની ગરજ રહે છે દુર્જનો નિંદે નહિ અને મ જ્જનો હસે નહિ એ પણ સમયસૂચકતાવિના બનતુ નથી અંતઃકરણની નિર્મળતાવાળી સમયસૂચકતા પરમેશ્વરને પ્રસન્ન કરવાનુ ઉત્તમ સાધન છે અને અંતઃકરણમા મલિનતાવાળી સમયસૂચકતા હોય તો પરમેશ્વરનુ અપરાધી થવાય છે સમયસૂચકતાનો અર્થ શરીરના વર્તનના યથેષ્ટ ચરણમા લોકો ભેળી દે છે એટલે તેનુ ખરેખર મૂલ્ય પરીક્ષકવિના કોણ જાણી શકે ? જેઓ વિદ્યાદેવીના ઉપાસક હોય છે તેઓજ તે ગુણરૂપ રત્નના પરીક્ષક (ઝવેરી) બને છે ઇશ્વ રાવતાર જેનાને પણ સમયસૂચકતા જોઇએ છિયે તો મનુષ્યવર્ગને જોઇએ એમા શુ આશ્ચર્ય ? રઘુવંશતિલક રામચદ્રજીએ કેટલી બની સમયસૂચકતાથી પોતાનુ જન્મચરિત્ર શોભાવ્યુ છે તે વાલ્મીકિરામાયણ આદિ ઇતિહાસ સાંભળનારાઓથી અજાણ્યુ નથી શ્રીકૃષ્ણાવતારે પણ સમયસૂચકતાથી લોકોના મન અપૂર્વ રીતે હરિ લઇ પોતાનુ જન્મચરિત્ર શણગાર્યુ છે જેને જેને જેટલા જેટલા જે જે સમયે જે જે પ્રકારના લાભ થયા છે તે સમયસૂચકતારૂપ કલ્પલતાના ફળરૂપ સમજવા અને હાનિ થઇ છે તે તેના અનાદરરૂપ અપરાધનુ પ્રાયશ્ચિત્ત સમજવુ ઐશ્વરી સૃષ્ટિના રસાયનના પ્રયોગો અને કાળક્રમથી થતા જતા ઇશ્વરી પ્રયોગો પણ સમયસૂચકતાના ઉત્તમ દાખલા આપે છે માટે સઘળા ગુણ સાથે સઘળા વર્તનમા પવિત્ર સમયસૂચકતા રાખવી જોઇએ જે સર્વ સુખના સાધનરૂપ છે તેવા ઉત્તમ ગુણનો અનાદર કરનારાઓ મહાસતાપના ભોગરૂપ થઇ પડ્યા છે સમયસૂચકતા એ દુઃખને દૂર કરનારી, ક્લેશને કાપનારી, ઉદ્યોગને વધારનારી, ઉત્સાહને આપનારી અને દેશનુ ભલુ કરનારી છે દીન દશામા પણ એ ઉત્તમ ગુણ ઉદય પામવામા સહાય થાય છે દુઃખના વખતમા આ ચારે પુરૂષાર્થોને સંપાદન કરી આપનાર શરીર સ્વસ્થ રહે અને મનને ધૈર્ય રહે તેવા પ્રસગમા આ ગુણનુ દર્શન વિશેષ થઇ શકે છે પાડવોએ વિરાટને ત્યા રહી સમયસૂચકતા સાચવી છે, હરિશ્ચદ્રે નીચને ઘેર રહી સ્વધર્મ પાળવા વિગેરેથી સમયસૂચકતા સાચવી છે, શ્રીકૃષ્ણ પરમાત્માએ મથુરામાથી નીકળી ગોકળમા રહી બાલલીલા કરી, યવનથી ભાગી દ્વારકા નામ કર્યા, પ્રતિજ્ઞા લીધા છતા મહાભારતના યુદ્ધમા ચક્ર ઉપાડ્યુ અને પારધિના હાથથી પોતાના ચરણારવિંદને બાણ વાગવા દીધુ એ સઘળુ સમયસૂચકતાવિના બીજુ શુ કહેવાય ? સ્વાભાવિક રીતે સમયસૂચકતા સર્વમા હોય છે તે ન હોય તો જગતનો એક પણ વ્યવહાર સિદ્ધ થાય નહિ જમના વખતે જમવુ, હસવ

ટાણે હસવું, રોવા ટાણે રોવું, સુવાની વેળાએ સુવું, અને ઉઠવાને કાળે ઉઠવું, એ બધાં એનાંજ અંગ છે પણ તે સામાન્યરૂપમાં ગણાય છે. જેઓ એ વિશેષ સમયસૂચકતાવાળા હશે તેઓનું વર્તન, તેઓની સ્થિતિ, તેઓના વિચાર અને તેઓની ક્રિયાઓ સાધારણ નહિ હોય. માટે એમ વિચારી સમયસૂચકતાને સંપાદન કરવી. અરેરે પશુ સમાન સ્થિતિમાં રેહેવું કેમ તમોને ગમે છે ? પશુઓ પણ કેટલીક સમયસૂચકતા સમજે છે તો પછી આપણે તેનાથી અધિક શું કર્યું ? વ્યવહાર પક્ષમાં કોઇ મહાત્મા કહે છે કે—

मौने मौनी गुणिनि गुणवान् पंडिते पंडितो सौ
दीने दीनः सुखिनि सुखवान् भोगिनि प्राप्त भोगः।
मूर्खे मूर्खो युवषु च युवा वाङ्मिषु प्रौढवाङ्मि
धन्यः कोपि त्रिभुवनजयी योवधूतेऽवधूतः ॥

( મૂંગાપાસે મુગો, ગુણવાનપાસે ગુણવાન્, પંડિતપાસે પંડિત, દીનપાસે દીન, સુખિયપાસે સુખિયો, ભોગીપાસે ભોગી, યુવાનમાં યુવાન, વાણીને નિયમમાં રાખનારપાસે વાણી નિયમમાં રાખનાર, અને અવધૂતનીપાસે અવધૂત થઇને જે ત્રિભુવનને જીતનાર હોય તે પુરૂષને ધન્ય છે.) સારાંસ એ કે સમયસૂચકતાવાળાને બહુરૂપીનીપેઠે બધું આવડવું જોઇએ. તો આ ઉપરથી ચૌદ વિદ્યા અને ચોસઠ કળા જાણનાર માણસ સમયસૂચકતા મેળવી શકે એમ નકી થયું. એવા અભ્યાસી લોકો જગતમાં ઘણા નહિ પણ લાખમાં એક પણ માંડ મળી શકે. પશુઓના કરતાં આપણે વિશેષ જાણીએ છિયે એમ કેહેવામાં અચકાવું પડે, કેમકે વ્યવહારની સમયસૂચકતામાં બહુ પાછળ છિયે કે જે આપણી અને આપાણા દેશની સ્થિતિ ઉપરથી પ્રસિદ્ધ જણાઇ રહે છે. આમ હોય ત્યાં પરમાર્થ વિષયમાં તો વાતજ શી કરવી ખાવા ટાણે ખાધું, સુવા ટાણે સુતા કે રમવા ટાણે રમ્યા એમાં કોઇ આપણુ પરાક્રમ નથી. શોક કરવાનું તો એ છે કે આ મનુષ્યજન્મ જેવો દેહ પ્રાપ્ત છતાં તેની યોગ્યતા આપણે જાણી નહિ, સદ્ગુણ મેળવ્યા નહિ, અને ફરીને ભવસાગરનાં દુઃખ દૂર થવા ઇશ્વરને ભજ્યા નહિ. આ ઉપરથી સહજ સર્વના જાણવામાં આવશે કે આપણે સમયસૂચકતાનો ખરેખરો અનાદર કરિયે છિયે. અરેરે આયુષ્યની ખબર નથી તેમ છતાં ઇશ્વરભજનની વાત તો દૂર રહી પણ ઉલટા સદાચરણ મેલીને લોકો દેખાદેખીથી કાંઇ વિચિત્રજ થઇ ગયા છે. સમયસૂચકતામાં જો જોવા જાઇએ તો ઇંગ્રેજી રાજ્ય છે માટે ઇંગ્રેજી ભણવું, માથાં બોડાવી ફીરંગીના જેવા વાળ રાખવા, બૂટમોજા પેરવાં, કાળા કોટ

પેરવા, મોંઘા સ્નાન પડ્યા મેલવા, અને ગમે તેમ વરતવું, એટલુંજ માત્ર લોકો સમજતા જણાય છે આના પ્રસંગમાં આ અમૂલ્ય દેહની યોગ્યતા, તે મેળવ્યા પછી કરવાના કામ અને તેથી પ્રાપ્ત થવાનો પરમ લાભ કોણ સમજાવે? કાનમાં આંગળીયો ઘાલીને વ્યવહારમાં ઘાણીના બળદ નીપેઠે ભ્રમ કરનારાઓ તો શંખના નાદ કરવાથી પણ સાંભળે તેમ નથી તોપણ સુજ્ઞ લોકોએ ઉત્તમ માર્ગને એમનેએમ ચલાવ્યે રાખવો મનુષ્યથી ન ગણી શકાય એટલા કીટ પતંગ આદિકના અવતારો ભોગવ્યાપછી કાંઇક પુણ્યના યોગથી આ મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે કે જે ઇશ્વરને ઓળખવાના સમયરૂપ છે માટે બુદ્ધિમાને તે બરાબર સમજી સમયસૂચકતાનો ગુણ ગ્રહણ કરવો બુદ્ધિની અને મનુષ્યજન્મની યોગ્યતા એથીજ થાય છે તેમ નહિ તો જન્મ તો અનેક પ્રાણી પદાર્થના થાય છે અને તેમાં પણ તેવા પ્રકારનું જીવન હોય છે પણ તેથી શું ફળ? કાંઇ નહીં આ વિષે જુના નવા ઘણા ઇતિહાસો સાંભળ્યા છે કે જેમાં મનુષ્યજન્મરૂપ સમયને સમજી કોઇપણ પ્રકારની ભક્તિથી ઇશ્વરારાધન કરી, ઘણા જીવ તરવો અને તારવો સંસારના સંકટમાંથી મુક્ત થયા છે આટલામાટે ઉત્સાહ રાખી તે ભવ નૌકાને સુધારનારી સમયસૂચકતા સહુએ સંપાદન કરવી, કે જેવી પરમેશ્વર પ્રસન્ન રહે

---

## सौहृदसंपादक संस्कृतपत्रनु भाषांतर

---

પ્રિયમિત્ર! આ અસાર સંસારમાં ઉતરેલા લોકોએ શું કરવું જોઇએ એ વિષયમાં તો હાલમાં ઘણું કરીને આપણા આર્યાવર્તની સૃષ્ટિ સ્વપ્નમાં પણ દૃષ્ટિ રાખતીજ નથી પૂર્વે આજ આર્યાવર્ત આર્યોને ઘટે તેવા કાર્યોના ઉપદેશ કરવામાં આચાર્યરૂપ ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત સત્કૃત્ય જાણનારાઓમાં અગ્રેસર ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત વિદ્વાનોમાં આગળ પડતો ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત ધૈર્યધારીમાં ધુરંધર ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત બુદ્ધિમાન લોકોમાં પ્રથમ ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત સુશીલ પુરૂષોમાં વખાણવા યોગ્ય ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત ઐક્યમત્ય (સંપ) માં અદ્વિતીય (એકો) ગણાતો હતો પૂર્વે આજ આર્યાવર્ત આખા જગતનું હિત કરનાર પુરૂષોમાં અગ્રેસર ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત વિદ્વાનરૂપી રત્નોનો રત્નાકર ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત કવિશ્વરરૂપ હીરાની ખાણરૂપ ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત શૂરવી પણાથી શોભતા પુરૂષના સીમાડારૂપે

ગણાતો હતો, પૂર્વે આજ આર્યાવર્ત સઘળા પ્રકારની સંપત્તિઓને રમવાના ઘર-રૂપ હતો. પૂર્વે આજ આર્યાવર્ત અભ્યુદયનો પાત્ર હતો. ઘણું શું પણ રત્નો જેમ રત્નાકરથી નીપજે છે. સઘળા પ્રકારનાં પુષ્પો જેમ વસંત ઋતુમાં ઉત્પન્ન થાય છે, સઘળી જાતિનાં કમળો જેમ મોટા તળાવમાં ઉપજે છે. અને તારાઓ જેમ આકાશમાં ઉગે છે. તેમ ઉત્તમોત્તમ સઘળી વસ્તુઓ પૂર્વે આજ આર્યાવર્તમાંથી ઉત્પન્ન થતી હતી. પૂર્વે આજ આર્યાવર્ત ભગવતી સરસ્વતી દેવીએ પોતાના પુત્ર-તુલ્ય ગણ્યો હતો. પૂર્વે આજ આર્યાવર્તને ધૈર્ય ઔદાર્ય દયા આદિ સદ્ગુણમાં લોભવાળાં ભગવતી મહાલક્ષ્મીએ શોભાવ્યો હતો. પૂર્વે આજ આપણા આર્યાવર્તને અનુપમ પ્રેમથી જયલક્ષ્મીએ સ્વયંવરની માળા અર્પણ કરી હતી, એ કોણ નથી જાણતુ? હાલમાં તો પ્રારબ્ધના પરિણામની પ્રબળતાથી સઘળુ વિપરીતજ થઇ ગયું છે. ઘણા કાળના નિવાસનેલીધે અનાદરથી જાણે બીતા હોય તેમ અભ્યુદયની સંપત્તિને સંપાદન કરવાવાળા સદ્ગુણોએ આપણા આર્યાવર્તને છોડી દીધો છે, અને પડતી દશાને સંપાદન કરવાવાળા સઘળા દુર્ગુણોએ બીજા આશ્રયો છોડી પોતાના આશ્રયરૂપ કર્યો છે. એજ કારણથી જે આર્યાવર્તમાં એક સમયે આખા પૃથ્વીમંડળને કુટુંબરૂપ ગણનારા વિદ્વાનો ભુવનોને શોભાવતા હતા તેજ આર્યાવર્તમાં આજે માતાપિતાને પણ તજી દેનારા માણસો વિદ્વાનોની ગણતીમાં ગણાય છે. જે આર્યાવર્તમાં એક સમયે જગતના સઘળા બાળક જુવાન અને વૃદ્ધોમાં પુત્ર ભાઇ અને પિતાતુલ્યબુદ્ધિ રાખનારા બુદ્ધિરૂપ ધનવાળા પુરૂષો લોકોને આનંદ ઉપજાવતા તેજ આર્યાવર્તમાં પોતાના સોદર ભાઇઓસાથે પણ લેશ પણ સ્નેહ નહિ રાખનારા માણસો માન મેળવે છે. જે આર્યાવર્તમાં એક સમયે જુદા જુદા વિચારવાળા અન્યદેશી પામર પુરૂષોને નિરંતર એકવિચારવાળા, મન-વચન-કર્મથી સરખી રીતે ચાલનારા મનુષ્યરૂપ મણિઓ ઘડી કાઢતા હતા તેજ આર્યાવર્તમાં આજે પોતાના કુટુંબસાથે પણ વિષમ વિચારવાળા માણસો બીજાઓને હસવાનું પાત્ર થાય છે. જે આર્યાવર્તમાં એક સમયે સર્વ મનુષ્યો એકપત્નીવ્રતથી પવિત્ર અંતઃકરણવાળા હતા તેજ આર્યાવર્તમાં આજે પરસ્ત્રીઓને જોવામાં વ્યસનવાળા વાનર જેવા નરો ચારે કોર ભટકે છે. જ્યાંના દેશવાસીઓ સર્વ ઉદયના સાધનમાં આગળ પડતા હતા ત્યાંના દેશવાસીઓ સઘળા વિષયમાં પાછળ પડતા જાય છે. જ્યાંના લોકો પારકી પીડા મટાવવા માટે તત્પર રહેતા હતા ત્યાંનાજ લોકો પરને પીડવામાં પ્રયત્ન કરતા જણાય છે. જ્યાંના લોકો સત્ય સરલતા અને સુશીલતાને રહેવાના

વરરૂપ હતા ત્યાનાજ લોકો અસત્ય કુટિનતા અને દુઃશીલને નાગણ કરવામા ધુરધરપણુ વગાવે છે જ્યાના લોકો ૧ાશાસ્ત્ર પુરાણો અને ઇતિહાસોના રચના રાઓ હતા ત્યાનાજ લોકો શાસ્ત્ર પુરાણ અને ઇતિહાસોમા સ્વમમા પણ મન જોડયાવિના તેનુજ ખડન કરનારને માટે આડમર કરી પોતાની મોટાઇ દેખાડે છે પ્રિયમિત્ર! જોકે આ સમયમા સઘળા સદ્ગુણોની દુર્દશાજ દેખાય છે તો પણ દીન સૌહાર્દની, નિરાશ થયેલ હિતાહિત જાણનારપણાની અને મદ ભાગ્યવાળી માનવરત્નપરીક્ષાની તો અત્યત દુર્દશા છે એમ મને લાગે છે આ વિષયમા આપણાવિના બીજા કોને ઠપકો દેવો, બીજા કોને ઉપદેશ કરવો અને બીજા કોને અપરાધનુ કારણ ગણવો, એ આપણેજ વિચારવાનુ છે જ્યારે ગુરૂચરણની ઉપાસના કરનારા આપણેજ સૌહાર્દની સભાળ નહિ લઇએ, હિતાહિતજ્ઞાતૃતાને વિસારી દેશુ અને માનવપરીક્ષા ઉપર ઉદાસી રાખશુ ત્યારે જેણે લક્ષ્મણજીનુ પવિત્ર ચરિત્ર નથી સાભળ્યુ, જેણે ભીમ અર્જુન નકુલ અને સહદેવનુ સૌહાર્દ નથી સાભળ્યુ, જેના કાન ઉપર શ્રીહર્ષનુ ચરિત્ર નથી આવ્યુ, જેઓ ભરતચરિત નથી ભણ્યા, અને જેઓ ૨સાસરિયાના મનુષ્યોને પોતાના અ ૩અતરના સ્નેહી ગણતા હોય તેઓ શુ સૌહાર્દની સભાળ લઇ શકશે? પથ્યને છોડીને અપથ્યને આચરનાર, સત્સગ છોડીને દુઃસગનો આદર કરનાર, હિતોપદેશ આપ નારા સદ્ગુરૂને મેલીને અસત્ય અહિત પ્રિય બોલનારને પ્રિય ગણનાર શુ હિતા હિતજ્ઞાતૃતાની સભાળ લઇ શકશે? હાથી અને પાડાનુ, ઘોડા અને ગધેડાનુ મણી અને કાચનુ સરખુ મૂલ ગણીને પોતાને પરીક્ષક માનનારા, પડિત માનનારા અને ધન્ય માનનારા શુ માનવરત્નપરીક્ષાને આખથી પણ આશ્વાસના કરી શકશે? કદિ નહિ જ્યારે આમ છે ત્યારે આપણે અભ્યુદયરૂપ સપત્તિને સપાદન કરનારા સદ્ગુણોનો ફરીથી અભ્યુદય કરવામાટે ભેટ બાધવી જોઇએ એજ આપણો ઉત્તમ ધર્મ છે, એજ આપણુ ઉત્તમ તપ છે, એજ આપણુ જન્મનુ કર્તવ્ય છે, અને એજ આપણા જીવવાનુ સફળપણુ છે કે જે સર્વના અભ્યુદયને માટે મન વચન કર્મથી પ્રવૃત થવુ સર્વપ્રકારના અભ્યુદયનુ મૂલ ઐકમત્ય (સપ) જ છે અને તે થવુ એ આપ જેવા માણસોના વચનને આધીન છે એમ હુ માનુ છુ પ્રિયમિત્ર! આ લાબા વખાણથી, પ્રવૃત્તિથી પરતત્ર થયેલા આપને આ માણસે પ્રયાસમા નાખવાનો જે અપરાધ કર્યો છે તે ક્ષમા કરશો એવી આશા છે હાલમા આપને જે કારણથી પરિશ્રમ આપેલ છે તે પ્રકટ કરૂ છુ

---

૧ ભાઈઓનો સ્નેહ  ૨ હિત અને અહિત જાણનારપણુ  ૩ અતરના સ્નેહી

આપે ઘણી વેળા સ્નેહસહિત સરલતાસહિત આંખમાં હર્ષતાં આંસુ લાવતાં કહેલ છે કે "આખા જગતનું ભલુ ઇચ્છનારમાં શિરોમણિ, ઉદાર ચરિત્રવાળા લોકોમાં ચક્રવર્તી, અને મન-વચન-કર્મથી સર્વ પ્રાણીઓનું હિત કરનારા આપણા આર્ય ભાઇ *******ની બરાબરી કરનાર અને પૃથ્વીના ઘરેણારૂપ મનુષ્ય-મણિઓ આખા ભૂમંડલમાં વિરલજ છે." એટલુંજ નહિ પણ આપ સ્વભાવથીજ આર્યભાઇવિષે પિતાતુલ્ય ભક્તિ રાખો છો, અને મન-વચન-કર્મથી તેનાજ અંતઃકરણને સંતોષ આપવા ઇચ્છો છો, તે કાંઇ આ માણસનું અજાણ્યુ નથી. માટેજ કાંઇ કેહેવાનું, શીખવવાનું કે લખવાનું નથી, તોપણ મારો સ્વભાવજ મને નીચે પ્રમાણે લખવાને પ્રેરે છે.

પરમ દયાળુ અને વિદ્વત્તાને રમવાના મેહેલરૂપ આપણા પિતાજી જ્યારે કૈલાસવાસી થયા ત્યારે આપણે અજ્ઞાનીઓમાં અગ્રેસર, પ્રમાદી લોકોમાં પ્રથમ ગણવા યોગ્ય, આળસને નાચવાના ઘરરૂપ, શુ સત્ય ને શુ અસત્ય, શુ કૃત્ય ને શું અકૃત્ય, શુ હિત ને શુ અહિત, શુ હેય ને શુ ઉપાદેય, તે સમજવામાં અજાણ્યા હતા ત્યારે જેઓએ સ્નેહથી ભિંજાયેલાં હૃદયનેલીધે પુત્રતુલ્ય, હૃદયતુલ્ય અને જીવિતતુલ્ય આપણને ગણીને આપણું લાલન પાલન અને પોષણ કરવાથી આપણે નિશ્ચિત ચિત્તવાળા થઇ, ક્લેશનો લેશ પણ ન આવતાં પિતાજીના ચરણવિયોગનું દુઃખ ભુલી જઇને જે ભણવુ જોઇએ તે ભણ્યા, જે જાણવું જોઇએ તે જાણ્યું, જે સેવવુ જોઇએ તે સેવ્યુ; જેનો ત્યાગ કરવો જોઇએ તે ત્યાગ કર્યુ, જેને પૂજવા જોઇએ તેને પૂજ્યા, જેને માનવા જોઇએ તેને માન્યા અને જે ગ્રહણ કરવુ જોઇએ તે ગ્રહણ કર્યું તેથી ઉત્તમ કીર્તિ અને અભ્યુદયને મેળવનાર થયા છિયે. તેમજ આપણી કીર્તિ, આપણી વિદ્યા અને આપણો ઉદય આર્યભાઇના પુણ્યપ્રતાપથી ઉત્પન્ન થયેલ છે એમ નિઃશંકપણે જાણીએ છિયે. જેને બીજા પ્રકાશની અપેક્ષા નથી એવાં શાસ્ત્રરૂપી નેત્રથી જોઇએ તો જેવી રીતે નિમિત્ત રહિત, સ્વાભાવિક અને અનુપમ પ્રેમથી પૂર્ણ અંતઃકરણ હોવાનેલીધે. પિતાજીના અનૃણી થવા દેવતાના જેટલા આયુષ્યથી પણ આપણે શક્તિમાન નથી, તેમ દેવતાના જેટલા આયુષ્યથી આર્યભાઇના પણ અનૃણી (ગુણ ઓશિંગણ) થવાને આપણે શક્તિમાન નથી. પણ જીવિતપર્યંત મન-વચન-કર્મથી તેના મનને અનુકૂલ આચરણ કરીને એમનાં અંતઃકરણને સંતોષ ન કરાવિયે. ત્યારે આપણા જીવવાથી પણ શું અને ન જીવવાથી પણ શું, આપણને વિદ્યા પ્રાપ્ત થઇ તોપણ શું અને ન થઇ તોપણ શું, આપણે સદ્ગુણી થયા તો

પણ શુ અને ન થયા તો પણ શુ ? કાઇજ નહીં એમના અંતઃકરણને સતોષ ન કરનિયે ત્યા તો વિદ્યાભ્યાસનો શ્રમ વ્યર્થ ગયો, સત્સગનો લાભ વૃથા થયો, અને આયભાઇએ આપણા ઉપર કરેલો સ્વાભાવિક સ્નેહ નિં ષ્ફળ થયો મનથી ધણીવાર વિચારવુ જોઇએ કે અજાતગનુ મહારાજને સતોષ આપવામાટે ભરતભૂમિના અલકારરૂપ ભીમ, અર્જુન, નકુલ અને સહદેવે શુ આચરણ નથી કર્યું અને કેવા કેવા દુ ખો સહન નથી કર્યા ? એકપત્નીવ્રત આદિ અનેક સદ્ગુણોના આગારરૂપી શ્રીરામચદ્રજીના મનના સતોષમાટે રઘુકુલરૂપી નભના શુભ ચદ્રરૂપ ભરત લક્ષ્મણ અને શત્રુઘ્ન જેવા અનુજ (નાના) ભાઇઓએ કરવા યોગ્ય કૃત્યો નથી કર્યા ? રાજાને ઘટે તેવા સઘળા સદ્ગુણોના પાત્રરૂપ પોતાના આયભાઇ મહારાજા વર્ધમાનને સતોષ કરાવવા આખા જગતમા જેનો પ્રતાપ વિખ્યાત છે એવા શ્રીહર્ષ રાજાએ નાના ભાઇને કરવા યોગ્ય શુ શુ નથી કર્યું ? સર્વ દેવગણોએ શિરોમણીનીપેઠે જેની આજ્ઞા માથે ચડાવાય છે એવા પોતાના આયબધુ ઇંદ્રના મનોરથ પૂર્ણ કરવા માટે લક્ષ્મીપતિનુ અભિમાન છોડીને માગવા જવા અથવા તેથી અધિક એવા માગ વાના દુ ખને ન ગણીને અને વામનરૂપ ધારણ કરીને ત્રણ લોકની લક્ષ્મીના આપનાર મહાપરાક્રમી શ્રીત્રિવિક્રમે માણસોને નાના ભાઇએ મોટા ભાઇવિષે વર્તવામા શુ શુ નથી શીખવ્યુ ? ભગવાન્ શ્રી રેવતીરમણ (બળરામ) ને સતોષ પમાડવા માટે ત્રિલોકીના વિખ્યાત કીર્તિવાળા શ્રીકૃષ્ણચદ્રે અનુજ ભાઇનો કયો કયો ધર્મ નથી દેખાડયો ? માટે આપણે આપણા ભાઇના મનને સતો ષ કરે તેવાજ આચરણો કરવા જોઇએ પોતાના પ્રાણ અર્પણ કરવા સુધીપણ કાર્યો કરીને આર્યબધુઓને ઉપજાવેલો સતોષ દાઇપ્રિકા નિંદવા યોગ્ય નથી એમ પ્રાચીન વિદ્વાનો કહી ગયા છે માટે મોટા મોટા દુ ખોને સહન કરીને અને નિરૂપમ સુખનો પણ ત્યાગ કરીને આયબધુઓના અતઃકરણને સતોષ પમાડ વાને માટેજ આપણે તત્પર થવુ જોઇએ સઘળા જગતનુ ભલુ કરનાર આપણા આ ર્યબધુઓ **** ધનથી, ધામથી, ભોજનથી, વસ્ત્રોથી, પૃથ્વીથી કે વિદ્યાથી સતોષ નથી માનતા પણ કેવળ એકચિત્ત્વથી (સપથી) અને પ્રાણીમાત્રના હિતમા મન તથા કર્મની પ્રવૃત્તિથીજ સપૂર્ણ સામ્રાજ્ય રાજ્યની પ્રાપ્તિ કરતા અધિક સતોષ માને છે તે આપનુ અજાણ્યુ નથી અનુજ બધુઓવિષે કેવી રીતે વર્તવુ જોઇએ એપણ આપનુ અજાણ્યુ નથી આ બાબત આપેજ ઘણી વેળા કહેલ છે એ મારા આર્યબધુ અમારેવિષે જેવો અનુપમ પ્રેમ રાખે છે તેવો પ્રેમ ઔરસપુત્ર

ઉપર પણ રાખનારા પિતાઓ વિરલ હશે. અને અમારા અનુજ બંધુઓ * * * * ના સૌજન્ય સૌશીલ્ય અને સૌહાર્દ આદિ ગુણોની અવધિજ નથી." આપણા આર્યાવર્ત દેશની સઘળી દુર્દશા જેવી લખી તેવીજ છે તોપણ કલિકાલના મેલથી પણ જેની કાંતિનો પ્રભાવ લોપાયો નથી, એકપત્નીરૂપ શરાણના ચક્ર ઉપર ચડવાથી જેમાં અમૂલ્યપણું આવેલું છે એવાં નિરૂપમ સજ્જનરત્નો હજી જગતમાં કોઇ કોઇ સ્થળે ચળકે છે. જેના પવિત્ર ચરિત્રરૂપ પ્રકાશથી જારજનરૂપી ઝેરી મેઘનાં વાદળાંઓથી અંધકારરૂપ થઇ રહેલ, ચારેકોર ચાલતા બે જીભાના કુળથી ભયંકર, વિદ્વાનરૂપી રાજહંસને તર છોડનાર. કુલીનજનરૂપી કમળાકરને કરમાવનાર, દુર્જનરૂપી દેડકાંઓને વાચાલ કરનાર, ધુતારાઓરૂપ બગલાઓને રાજી કરનાર, અને સઘળા તેજસ્વીના તેજને નાશ કરનાર આ દુસ્તર કલિકાલરૂપ વર્ષાકાળમાં કોઇ પ્રકારનો પરાભવ ન પામતાં ઉપર લખેલ. મનુષ્યના સહાયવાળો વ્યગ્ર થયાવગર સુખેથી ચાલી શકે છે. એમ આપ સર્વે સહોદરો પણ આ કલિયુગથી જેની કાંતિનો પ્રભાવ લોપાયો નથી, આપણા વંશોમાં ઉત્પન્ન થયેલા મુક્તામણિરૂપ છો માટે કેના હૃદયમાં લોકોત્તર શોભા ઉત્પન્ન નથી કરતા ? કેના નેત્રોને આનંદ નથી આપતા અને કેના મનને સંતાપ નથી આપતા ? આપમાં કોઇપણ નિર્ગુણ, અસદ્વૃત્ત, નિષ્પ્રતિમ દોષવાળો કે ગૌરવવિનાનો મુક્તામણિ નથી કે જે લોકના નેત્રોને આનંદ ન ઉપજાવે. જેને લોકો હૃદયમાં ધારણ ન કરે અને જેને માટે લોક ઇચ્છા ન કરે. એવી રીતે સુજ્ઞ અને સજ્જન લોકોએ વખાણવા યોગ્ય ગુણવાળા અમૂલ્ય મનુષ્યમણિ આપ સહોદરો પરસ્પર સંપ કરીને પોતાના કુટુંબમાં, પોતાના સોદરભાઇઓમાં અને પોતાના સગાસંબંધીઓમાં સૌહાર્દને નહિ સ્થાપન કરો, આપજ જ્યારે પરસ્પર એક સંપ કરી હિતાહિતજાણવાપણાને સ્વસ્થ નહિ કરો, આપજ જ્યારે એકમત થઇને પોતાના કુટુંબમાં માનવરત્નની સંભાળ નહિ લહો. ત્યારે. આમા આર્યાવર્તમાં સૌહાર્દના ઉદયની. હિતાહિતજાણવાપણાના વિજયની અને માનવરત્નની સંભાળના અભ્યુદયની આશાજ શી રાખવી ? અને આપણા અભ્યુદયની આશા પણ શેનીજ ' તેમ થાય ત્યારે તો મનોરથરૂપી રથના સર્વે માર્ગો ભાંગી ગયા. એમ ગણવું જોઇએ. માટે હે મિત્રમણિ ! પ્રથમ આપણાજ કુટુંબમાં હિતાહિત જાણવાપણારૂપ અને માનવરત્નની પરીક્ષારૂપ બે ધર્મપત્નીઓ સહિત સૌહાર્દરૂપ રાજાને નિષ્કપટ અને સત્યવાણીરૂપ તીર્થના જળથી રાજ્યાભિષેક કરો. પોતાની ધર્મપત્નીઓસહિત સૌહાર્દરૂપ મહારાજનો અભિષેક થતાંજ પરમેશ્વરની દયા.

દષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિઓ આપણી ઉપર પડવાની પછીથી ક્રમેક્રમે આપણા સુહૃદ્વર્ગો આપણા સ્નેહિઓ, આપણા જાતિભાઇઓ અને નાતિભાઇઓ, સઘળા બ્રાહ્મણો, સઘળા ક્ષત્રિયો, સઘળા વૈશ્યો, સઘળા શૂદ્રો સૌહાર્દ મહારાજાને વશ થઇ જશે અને થોડા દિવસોમાં આખા આર્યાવર્તમાં સૌહાર્દનું ઐશ્વર્યનુજ રાજ્ય જામશે જ્યારે સૌહાર્દનું અધિપતિપણું થયું ત્યારે આપણે કે જેઓએ પ્રેમથીજ સૌહાર્દને વશ કરી લીધેલ છે તેઓનો ઉદય થવામાં શંકાજ શાની હોય? જો કે એવી રીતે અભ્યુદયની સિદ્ધિ આપણા હાથમાંજ જણાય છે તોપણ સૌહાર્દ રૂપ રાજાના રાજ્યાભિષેકના મોટા ઉત્સવને નહિ સહન કરનારા હજારો શત્રુઓ છે તેઓને ઉખેડી નાખવામાટે આપણે કોઇ મહાવ્રતને ધારણ કરવું જોઇએ જેથી તેઓ વિઘ્ન કરી શકે નહીં તે વ્રત એજ કે આપણે સઘળાઓએ માતા પિતાને વિષે દેવ જેવી ભક્તિ રાખવી જોઇએ, આર્ય ભાઇઓને વિષે પિતાતુલ્ય ભક્તિ રાખવી જોઇએ, નાના ભાઇઓને વિષે પુત્રતુલ્યબુદ્ધિ રાખવી જોઇએ, પરસ્ત્રિયો વિષે માતૃતુલ્યબુદ્ધિ રાખવી જોઇએ, સ્વપ્નમાં પણ પારકો દ્રોહ ન કરવો જોઇએ, સ્વપ્નમાં પણ પારકું દ્રવ્ય ન ઇચ્છવું જોઇએ, સ્વપ્નમાં પણ પારકા અંતઃકરણને પીડવા ન જોઇએ, અને સ્વપ્નમાં પણ પારકી નિંદાનો એક પણ અક્ષર ન બોલવો જોઇએ આપણો એક પણ નિમેશ કે એક પણ ઉન્મેષ પરમેશ્વરના સ્મરણ રહિત ન જવો જોઇએ ઇશ્વરના થતા જતા ઉપકારોનું વિસ્મરણ ન થવું જોઇએ, ઓંકાર આદિ કલ્યાણ કરનારા મહામંત્રોની અધિક આસ્થાથી ઉપાસના કરવી જોઇએ, નિષ્કપટ ભક્તિથી પરમેશ્વરનું ભજન કરવું જોઇએ, રાત, દિવસ, પહોર, ઘડી, અને ક્ષણ ક્ષણ પ્રત્યે જગતના સર્વે પરમ દયાળુ પરમેશ્વર પાસે આખા જગતનું કલ્યાણ ઇચ્છવું જોઇએ મન વચન કર્મથી જેમાં પરિણામમાં આખા જગતનું હિત થતું હોય તેનાજ સત્કાર્યોમાં પ્રવર્ત રહેવું એથી બીજું કલ્યાણ કરનાર અને સૌહાર્દનો અભ્યુદય કરનાર કાંઇ મને ભાસતું નથી ઉપર લખેલા સાધનોથી સૌહાર્દના સઘળા શત્રુઓ શાંત થઇ જશે અને તેનું અચળ રાજ્ય થશે એટલામાટે તેના તેના મહાપ્રયત્નો કરવામાં અરધો ક્ષણ પણ વાર ન લગાડવી જોઇએ એવી સર્વ સન્મિત્રો પ્રત્યે મારી પ્રાર્થના છે

---

## पुरुषार्थविषे

લે. [illegible]

પુરૂષાર્થ એમાં બે શબ્દો રહેલા છે તેનો અર્થ એમ થાય છે કે, પુરૂષ એટલે મનુષ્ય અને અર્થ એટલે કામના, અર્થાત્ પુરૂષની કામના જેથી પૂર્ણ થાય તેનું

નામ પુરૂષાર્થ. પુરૂષની અનેક કામનાઓ પ્રયત્ને કરી સિદ્ધ થાય છે માટે સદુદ્યોગ એજ પુરૂષાર્થ છે. અને તેથીજ તન, મન, ધન, વિદ્યા, કાળાકૌશલ્ય, સદ્ગુણ અને શરીરસંપત્તિ એ સઘળુ પ્રાપ્ત થાય છે. માટે સર્વ સુખનું સાધન તથા જીવનદોરી પુરૂષાર્થ છે એમ સર્વ પ્રમાણથી સિદ્ધ થાય છે.

પ્રત્યેક મનુષ્યની સારી અથવા માઠી સ્થિતિ તેના સારા અથવા માઠા પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે. ઊંચ પંક્તિનો મનુષ્ય નઠારા ઉદ્યોગથી અને નઠારી સોબતથી નઠારી સ્થિતિને પામે છે, અને હલકા કુળનો મનુષ્ય પોતાના સદુદ્યોગથી તથા સત્સંગથી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થાય છે. આ વાર્તા સર્વના અનુભવથી સિદ્ધ છે માટે પુરૂષાર્થના અનુભવવિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી.

પૃથ્વીમાં નાનામાં નાનો જે ગ્રીસ દેશ, આખી દુનિયામાં ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલો છે, તેનું મૂલકારણ પણ ત્યાંના લોકોનો પુરૂષાર્થજ છે, એ દેશના ઘણા વિદ્વાનોની કીર્તિનું કથન અદ્યાપિપર્યંત કરાય છે. અને રોમન લોકો કે જેમણે એક વખત આખી પૃથ્વીનું ઉપરીપણુ ધારણ કર્યું હતું, તથા અંગ્રેજ લોકો કે જે પૂર્વે જંગલી અવસ્થામાં જગલમાં ભટકતા તથા દિગંબર અવસ્થામાં ફરતા તેઓ આજ લગભગ પૃથ્વીના ત્રણ ચતુર્થાંશ ભાગના ઉપર રાજ્યસત્તા ભોગવે છે અને જેનાં કળાકૌશલ્ય ને વિદ્યા આખી પૃથ્વીનાં સર્વોત્તમ ગણાય છે, તેનું સબળ કારણ તેમનો પુરૂષાર્થ છે. સારાંશ કે કોઇપણ વાત પુરૂષાર્થવિના સિદ્ધ થતી નથી. માટે પ્રત્યેક મનુષ્યે અવશ્ય પુરૂષાર્થ ગ્રહણ કરવો જોઇએ.

આપણા આર્યાવર્ત્તની પ્રાચીનકાળમાં તેના પૂત્રોના પરમ પુરૂષાર્થથી અત્યુત્તમ સ્થિતિ હતી એમ સઘળા દેશી તથા વિદેશી વિદ્વાનોના વિચારો ઉપરથી, તથા પ્રાચીન ઇતિહસો ઉપરથી આપણને ખાત્રી થાય છે. એવી ઉત્તમ સ્થિતિ બદલાઇ હાલ આપણી દયાજનક સ્થિતિ આવી પડી છે તેનું કારણ શું ? તેનો આપણે વિચાર કરીએ તો સેહેજ જણાશે, કે પ્રાચીન આર્યોમાં જેવો પુરૂષાર્થ હતો તેનો અંશ પણ આપણામાં હાલ જોવામાં આવતો નથી આ વાત એકાએક આપણને સમજવામાં આવવી કઠણ છે. માટે પ્રાચીન આર્યજનો પોતાનો પુરૂષાર્થ કયા પ્રકારે મેળવતા અને અર્વાચીનકાળમાં આપણે કેવો પ્રકારે મેળવિએ છીએ, એ બંનેની સવિસ્તર સરખામણી કરવા ઉત્કઠા ઉત્પન્ન થાય છે. અને તે પાર પડવાને આર્યલોકોની પ્રાચીન અવસ્થા, ધર્મ અને પુરૂષાર્થ ટુંકામાં ટાંકી બતાવું છુ જેથી સર્વ સજ્જનોના લક્ષમાં આવશે.

પ્રાચીનકાળમા આપણા આર્યોમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર, એના ચાર વર્ણ હતા આ વર્ણવિભાગ માત્ર પ્રકૃતિ અને ગુણકર્મ ઉપરથી વિદ્વાનોએ કર્યા હતા સૃષ્ટિના સ્થાવરજંગમાત્મક સર્વ પ્રાણીના અંતઃકરણ ત્રિગુણાત્મક માયા કે જેને પ્રકૃતિ કહે છે તેમાથી ઉત્પન્ન થયેલા છે એ ત્રણ ગુણ જેના નામ સત્વ, રજ, તથા તમ, તેમાથી જેના અંતઃકરણમા સત્વગુણ વધારે હોય અને સાત્વિક વૃત્તિઓની પ્રબળતાના કર્મો જેનાથી બનાવ થાય એવી જાતિનુ નામ બ્રાહ્મણ ઠરાવેલુ હતુ બ્રાહ્મણોના મુખ્ય કર્મો શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને ગીતાના અઢારમાં અધ્યાયમા કહ્યા છે

शमो दमस्तप शौच शांतिरार्जवमेव च ।

ज्ञान विज्ञानमास्तिक्य ब्रह्मकर्मस्वभावज ॥

અર્થ—શમ એટલે વિષયોથી મનનો રોધ કરવો તે, દમ એટલે ઇન્દ્રિયોના ગણને પોતપોતાના ગોલકમા સ્થાપન કરી વિષયમા ન જવા દેવા, તપ એટલે કૃચ્છ્ર ચાદ્રાયણાદિ વ્રતો, શૌચ એટલે બાહ્યાભ્યંતર પવિત્રતા, ક્ષાંતિ એટલે પારકા અપરાધ કદી નહિ ગણતા માફ કરવો, આર્જવ એટલે નિષ્કપટીપણુ, જ્ઞાન એટલે પરમાત્માનુ પરોક્ષ સ્વરૂપ જાણવુ, વિજ્ઞાન એટલે પરમાત્માના અપરોક્ષ સ્વરૂપનો અનુભવ અને આસ્તિક્ય એટલે ઇશ્વરાસ્તિમા તથા પરલોક હોવાપણામા શ્રદ્ધા આટલા સ્વાભાવિક બ્રાહ્મણોના કર્મ છે એ સિવાય મૈત્રી એટલે સર્વપ્રાણી માત્રનું હિત ઇચ્છવુ, કરુણા એટલે સર્વના ઉપર દયા રાખવી, મુદિતા એટલે સર્વની સંપત્તિ જોઇ આનંદ પામવો, ઉપેક્ષા એટલે જ્યા પોતાનુ કહ્યું ન ચાલે ત્યા અનાદર રાખવો, એવી સાત્વિક વૃત્તિઓનો જેના અંતરમા વાસ હોય તેનુ નામ બ્રાહ્મણ યજ્ઞોપવિત ધારણ કરી કપાળમા ચંદન લગાવવાથી તેમજ બ્રાહ્મણના કુળમા ઉત્પન્ન થયાથીજ બ્રાહ્મણત્વ આવતુ ન હોતુ ઇતિહાસોમાથી જણાય છે કે, આગળના કાળમા ક્ષત્રિયને પણ બ્રાહ્મણત્વ આવતુ હતુ ગાધિ રાજાના પુત્ર વિશ્વામિત્ર ક્ષત્રિયના કુળમા ઉત્પન્ન થયા છતા ઉપર લખેલી સાત્વિક વૃત્તિઓ ધારણ કરવાથી રાજર્ષિ કહેવાયા છે સ્મૃતિમા પણ કહ્યુ છે કે —

जन्मना जायते शूद्र सस्काराद्द्विज उच्यते ।

विद्याभ्यासात् भवेद्विप्रो ब्रह्म जानाति ब्राह्मण ॥

અર્થ—જન્મથકી દરેક મનુષ્ય શૂદ્રતુલ્ય છે, અને યજ્ઞોપવિતાદિ સંસ્કારથી દ્વિજ કહેવાય છે વેદાધ્યયન કરવાથી વિપ્ર અને બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ કહેવાય છે સારાંશ કે એક પિતાના ચાર પુત્ર હોય તેમાથી જે જાતિના ગુણક

કર્મોને જે ધારણ કરે તે તે જાતિમાં ગણાતો. લંકાનો રાજા રાવણ બ્રાહ્મણ છતાં પોતાનાં તે જાતિથી વિરૂદ્ધ ગુણકર્મોને લીધે રાક્ષસ પદવીને પામ્યો હતો. આવા ઘણા દાખલા પ્રાચીન ગ્રંથોમાં મળે છે પરંતુ લંબાણના ભયથી થોડા દર્શાવ્યા છે.

હવે બ્રાહ્મણને ત્યાં પુત્ર જન્મે ત્યારથી તેને કેવા પ્રકારે સંસ્કારો કરતા તથા કેવા પ્રકારે તેને કેળવણી મળતી અને બ્રાહ્મણત્વ તેઓને શી રીતે મળતુ તે જોઇએઃ—બ્રાહ્મણના બાલકને ઘણો તીવ્ર બુદ્ધિવાળો હોય તો પાંચમે વર્ષે અને નહિંકર આઠમે વર્ષે વેદવિધિપ્રમાણે યજ્ઞોપવિત આપવામાં આવતુ અને તદનતર તેને બ્રહ્મચારીનું પદ આપી ગુરૂને ત્યાં વેદાધ્યયન કરવા મોકલતા. ત્યાં બારવર્ષ સુધી બ્રહ્મચર્યવ્રત પાળી, ભિક્ષાશન કરી, એક નિષ્ઠાથી તેઓ અભ્યાસ કરતા. ચાર વેદ, વેદાંગો, શિક્ષા, કલ્પ, વ્યાકર્ણ છંદ, અને જ્યોતિઃષશાસ્ત્રો. તથા ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, વેદાંત, મીમાંસા અને પૂરાણાદિનો, સર્વ પોતાની રૂચી અનુસાર. અસહ્ય પ્રયત્નથી અભ્યાસ કરતા, અને જ્યારે બારવર્ષ પૂરાં થાય ત્યારે ગુરૂ પાસેથી આજ્ઞા લેઇ પોતપોતાને ઘેર જતા. આ સમયે તેમની ઉમર ૨૦ વીશ વર્ષની થતી. ઘેર ગયા પછી સુલક્ષણી સુંદર રૂપવતી, કુલવતી ભણેલી નિરોગી આશરે ૧૧–૧૨ વર્ષની કન્યાસાથે તેનું પાણીગ્રહણ કરવામાં આવતું. હવેથી તેઓ ગ્રહસ્થાશ્રમમાં દાખલ થતા. પારાશર સ્મૃતિમાં ગૃહસ્થ બ્રાહ્મણોનાં કર્મ આપ્રમાણે લખેલાં છેઃ—

**संध्या स्नानं जपो होम देवतातिथिपूजनं ।**
**आतिथ्यं वैश्वदेवश्च पट्कर्माणि दिने दिने ॥**

અર્થ.—ત્રિકાળ સંધ્યા, નાહાવુ, ગાયત્રીજપ, અગ્નિહોત્ર, દેવતા તથા અતિથિનું પૂજન ને ભોજન કરાવવુ, ને વૈશ્વદેવ, એટલાં છ કર્મ ગૃહસ્થ બ્રાહ્મણે નિત્ય કરવાં વળી બીજા પણ ગૃહસ્થ બ્રાહ્મણનાં છ કર્મ છે. અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગૃહ, યજન, યાજન, આવી રીતે સત્‌કર્માચરણ કરી સુખથી પોતાના કુટુંબસાથે પોતાના દિવસ નિર્ગમન કરતા. અન્ય જાતિના મનુષ્યોને, સત્‌કર્મ, સદાચરણ અને સત્‌શાસ્ત્રનો તથા ઇશ્વરજ્ઞાનનો બોધ આપી તેના બદલામાં જે દ્રવ્ય ધાન્ય મળતુ તેમાંથી પોતાના કુટુંબનું પોષણ કરતા. આજનીપેઠે ઘેર ઘેર ભિક્ષા માગીને કે ખોટા મંત્ર જંત્ર, દોરા, ધાગા અને જન્મોત્રી કુંડળોત્રી ખોટી સાચી કહી, પોતાનો નિર્વાહ ચલાવવાની તેઓને છૂટ નહોતી, એ વિષે પારાશર સ્મૃતિમાં કહ્યુ છે કે—

अव्रता ह्यनधीयाना यत्र भैक्ष्यचरा द्विजा' ।
त ग्राम दडयेद्राजा चौरभक्तप्रदो हि स ॥

અર્થ—બ્રહ્મચર્યાદિ વ્રત પાળતા ન હોય, અને વેદ ભણતા ન હોય, એવા દ્વિજ લોકો જે ગામમા ભિક્ષા માગતા હોય તે ગામનો રાજાએ દડ કરવો, કારણ કે તે ગામ ચોરને અન્ન આપે છે

તેઓ ૭ ઘડી રાત્રી બાકી હોય ત્યારે ઉઠતા અને પોતાના કાળના વિભાગ કરી નિરતર ધર્મ, અર્થ, કામ અને મોક્ષસબધી ક્રિયાઓ કરતા સવારમા તેઓ સ્નાન સધ્યા તર્પણ વૈશ્વદેવ કરી ભોજન કરતા અને ત્યારપછી પોતાના શિષ્યોને અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરાવતા તથા ઇશ્વરજ્ઞાન નીતિ તથા ધર્મસબધી પુસ્તકો રચતા, અને રાજ્યદરબારમા ન્યાયાસન ઉપર બીરાજી ન્યાય ( ઇનસાફ ) પણ કરતા

પોતાના પુત્રને ઘેર પુત્ર થાય ત્યારે તેઓ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરતા અને વનમા વાસ કરી પોતાનો કાળ ઇશ્વરના સ્મરણમા કાઢતા આ સમયે તેઓ ઘણા ઉપયોગી ગ્રથોપણ લખતા, તથા મોક્ષ મેળવવાને માટે ઘણા સત્કર્મો કરતા છેવટ પોતાની અવસ્થાનો ચોથો ભાગ રહે ત્યારે તેઓ ચોથો આશ્રમ જેને સન્યસ્ત કહે છે તે ધારણ કરી વેદાતવિચારપૂર્વક ઉપનિષદ્ આદિ ગ્રથોનુ નિરતર અવલોકન તથા આત્માનાત્મનો વિચાર કરી પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી મોક્ષ સુખને મેળવતા

અત કરણમા રજોગુણનો અશ પ્રધાન હોવાથી રાજ્યપ્રવૃત્તિના ગુણ તથા કર્મો કરવાને પ્રબળ લાગણીવાળી જાતિને ક્ષત્રિય કહેતા ક્ષત્રિયના ગુણ કર્મો, આપ્રમાણે ગીતામા તથા પારાશરસ્મૃતિમા વર્ણવેલા છે

शौर्य तेजो धृतिर्दाक्ष्य युद्धे चाप्यपलायन ।
दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावज ॥
क्षत्रियो हि प्रजा रक्षन् शस्त्रपाणि प्रदडवान् ।
निर्जित्य परसैन्यानि क्षिति धर्मेण पालयेत् ॥

અર્થ—પરાક્રમ, તેજ, ધીરજ, ડાહ્યાપણુ, યુદ્ધમા સામે પગલે વધવુ, દાન દેવુ, ઇશ્વરભાવ, આટલા કર્મો ક્ષત્રિઓને સ્વભાવથી ઉત્પન્ન થાય છે શસ્ત્ર ધર નાર ક્ષત્રિએ હાથમા દડનુ ધારણ કરી પ્રજાનુ રક્ષણ કરવુ અને પારકા સૈન્યથી જીત મેળવી પૃથ્વીનુ ધર્મવડે પાલન કરવુ

ક્ષત્રિઓને ૧૨ મે વર્ષે જનોઇનો અધિકાર હતો અને તેઓને પણ બ્રાહ્મણોની પેઠે ઘણા શાસ્ત્રોનો અભ્યાસ જેમા યુદ્ધસબધી વણી બાબતોનુ વર્ણન કરેલુ

છે એવી ધનુર્વિદ્યા પૂર્વક કરવો પડતો. અસ્ત્ર શસ્ત્રો કેમ વાપરવાં, વ્યૂહો કેમ રચવા, સંગ્રામ શી રીતે કરવો અને સંધિ અથવા નિગ્રહદશામાં કેમ વર્તવું અને શત્રુઓના હાથથી પોતાના સૈન્ય તથા પ્રજાનું રક્ષણ કેવા પ્રકારથી કરવું ઇત્યાદિ ઘણીક બાબતોનું તેમને જ્ઞાન આપવામાં આવતું હતું. તેઓ રાજનીતિ દંડનીતિ અને ન્યાયશાસ્ત્રમાં તથા સમયોચિત કાર્યો કરવામાં ઘણા કુશળ હતા. બ્રાહ્મણો નીપેઠે તેઓ પણ પ્રાત કાળમાં ઉઠી સંધ્યા, સ્નાન, તર્પણ, વૈશ્વદેવ વગેરે સત્કર્મો કરવામાં સમય રોકતા અને ભોજનાંતર રાજ્યપ્રકરણી વિષયઉપર તથા અર્થશાસ્ત્ર ઉપર લક્ષ આપતા.

બ્રાહ્મણોને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત એ ચાર આશ્રમમાં અધિકાર છે. તેમ ક્ષત્રિને નહોતો પણ પેહેલા ત્રણમાંજ હતો. તે પ્રમાણે પોતાની રૂચિને અનુસાર સત્કર્મોમાં પોતાના અધિકાર પ્રમાણે આશ્રમ પાળતા હતા અને યોગ્ય કીર્તિ સંપાદન કરતા હતા.

અંતરમાં રજોગુણ તથા તમોગુણની પ્રધાનતા હોવાથી તે બે ગુણનાં ગુણ-કર્મવાળી જાતિને વૈષ્ય કહેતા. વૈષ્યનું મુખ્ય સ્વાભાવિક કર્મઃ—

कृषिगोरक्ष्यवाणिज्यं वैष्यकर्म स्वभावजं।
लाभकर्म तथा रत्नगवां च परिपालनं ॥
वाणिज्यं कृषिकार्यं च वैष्यवृत्तिरुदाहृता ॥

અર્થ—ખેતી, ગાયોનું રક્ષણ કરવું, વ્યાપાર કરવો, એ વૈષ્યનાં સ્વભાવસિદ્ધ કર્મો છે. લાભ થાય તેવાં કર્મ, રત્ન અને ગાયોનું પાલન, વ્યાપાર, અને ખેતી એ વૈષ્યની વૃત્તિ કહેલી છે.

પ્રાચીન વૈષ્યો પોતાના પૂત્રોને, અર્થશાસ્ત્ર, કૃષિવિદ્યા, અને રાજવલ્લભાદિ શિલ્પશાસ્ત્રના ગ્રંથોનું અધ્યયન કરાવતા, તથા પોતાનાં સત્કર્મનું આચરણ કરતા. તેઓ પોતાના વ્યવહારમાં છળ ભેદ કે માલનો અદલો બદલો કરી વધારે પૈસો મેળવતા નહી. પોતાની ખેતીનો છઠ્ઠો ભાગ રાજાઓને આપતા અને બાકીની નિપજમાંથી બ્રાહ્મણ વગેરેને અર્થે તથા ધર્મના કામસારૂ રાખી પોતાના કુટુંબનું પોષણ કરતા. તેઓ હુન્નરકળામાં ઘણા પ્રવિણ હતા. તેમનાં કરેલાં દેવાલયો, સરોવરો વગેરે મોટાં કામો અદ્યાપિ પર્યંત આર્યાવર્તમાં દ્રષ્ટિએ પડે છે. તેનો ભવ્ય દેખાવ, વિચિત્રપ્રકારનાં ચિત્રો, કોતરકામ તથા રમણિય બાંધકામ જોઇને યુરોપના હુન્નરકળામાં પકાતા પડિતો પણ સાનંદાશ્ચર્ય પામે છે અને ઘણા ઉત્સાહથી તેઓની પ્રશંસા કરે છે.




અત કૃપામા તમોગુણ અધિક હોવાથી તે ગુણના ગુણ કર્મવાળી જાતિને શૂદ્ર કહેતા શૂદ્રોનુ મુખ્ય કર્મ —

परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

અર્થ—સેવા કરવી એજ શૂદ્રોનુ સ્વભાવસિદ્ધ કર્મ છે બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યના ગૃહસબંધના કર્મના, નાતિના, તથા સાંસારિક કાર્યોમા સહાયતા આપી સેવા કરવી એ શૂદ્રોનો મુખ્ય ઉદ્યોગ હતો સેવાના કામમા એવા તો તેઓ પ્રમાણિક હતા કે પોતાના જીવને જોખમ થાય તોપણ પોતાના ધણીની સંપત્તિનુ સંરક્ષણ કરતા તેઓ પોતાના પાલકના પુત્ર પુત્રીઓને તથા સ્ત્રી અને સંબધીઓને સારી રીતે માન આપી નાતિથી વર્તતા ચાકર કે સેવકના જે જે ધર્મો છે તેમા તેઓ ઘણા કુશળ હતા એ પ્રકારે ચારે વર્ણની સ્થિતિ હતી તે ટુંકામા જણાવી

એ ચારે વર્ણના લોકો પોતાના પુત્રોનુ પરાક્રમ વધારવા સારૂ તથા પ્રજા સમર્થ થવા સારૂ બને ત્યાસુધી ૨૦ વીશ વર્ષે તેમને પરણાવતા અને પોતાના સ્વધર્મમા તેઓને કુશળ કરતા પોતાની પુત્રીઓને પણ સારી કેળવણી આપી ગૃહ કર્મોમા કુશળ બનાવતા તેના દાખલા શાસ્ત્રમાથી ઘણા મળી આવે છે, તેઓમા ઇર્ષ્યા દ્વેષ તથા કુસંપ આજના જેવો નહોતો ન્યાયથી ધન સંપાદન કરતા અને ધર્મપ્રમાણે સદ્વ્યય કરતા પોતાના પુત્ર પુત્રીને સુધારવા સારૂ ઘણો પ્રયત્ન કરતા બ્રાહ્મણ અને દુરાચારીજનોને ધિક્કારતા અને સગુણી જ્ઞાની વિદ્વાનોને ઘણુ માન આપતા આ વાત જેમણે પ્રાચીન ગ્રંથોનુ અવલોકન કર્યું હશે તેને સહજ ધ્યાનમા આવી હશે તથા પરદેશી વિદ્વાનોએ આર્યાવર્તના ઇતિહાસો લખ્યા છે તે જેના વાચનામા આવશે તેના ધ્યાનમા આવશે

ઉપર પ્રમાણે આપણા વડીલો પોતાનો પુરૂષાર્થ મેળવતા તેથી તેઓ તન મન ધનથી સુખી હતા તેમનાજ પુત્રો આપણે આજ કેવી દયાજનક દશામા આવી પડયા છીએ તે વાત અનુભવમા આવતા ખાઉ ગોડ લખુ છુ તે નકામુ નહિ ગણાય

આગળ ચાર વર્ણ હતા તેના હાલ (ઘણા) ચોરાશી થયા છે તેમા ગુણ કર્મ ની તો ગણનાજ ક્યાથી હોય હાલના સમયમા બ્રાહ્મણને ઘેર પુત્ર અવતરે કે તેને આશિષ દેવામા આવે છે કે, "એક ભીખારી વધ્યો" સાધારણ રીતે જોતા આ આશિષ આપણને ઘણી હાનિકારક લાગતી નથી પરંતુ ગુઢાર્થે જોતા બિચારો બાળક જન્મે ત્યારથીજ તેના પુરૂષાર્થ ઉપર તાળુ દેવા જેવુ છે જન્મે ત્યારથી જીવતાસુધી ભીખારીજ રહે એવો આ આશિષનો અર્થ નીકળે છે

છ સાત વરસનો પુત્ર થાય કે તેનો પિતા પોતાની સાથે ભિક્ષા માગવા લેઇ જાય છે. જાણે કે ભિક્ષાનો મહાવરો કરાવી કેળવણી આપતો ન હોય? કે જેથી તેને આગળ જતાં દુઃખથી દાહાડા કાઢવા ન પડે!! ભિક્ષા માગી રહ્યા પછી અવકાશ મળે ત્યારે નિશાળે મોકલે છે અથવા ઘેર થોડા બાળબોધ અક્ષર શીખવે છે અને પ્રથમ તો ટીપણું વાંચી ગ્રહદશા કેહેતાં શીખવે છે. નિશાળે જઇને પણ કેળવણીનો લાભ કેવે પ્રકારે લે છે તેનો વિચાર કરીએ. નિશાળના વખત પ્રમાણે બે શીખ તો કોઇવાર સીખે નહી અને શીખે તો યજમાનોમાં જમવાનું તથા દક્ષિણા લેવાની રજા લેઇ ઘેર આવવું પડે છે. ઘેર તો ચોપડી પકડવાના સમજ ખાધા હોય છે અને જો પકડે તો જમવા જવાનાં તથા ભિક્ષા માગવાનાં વિઘ્નો આડાં પડે છે. આવી હાલતમાં ચાર પાંચ વરસ નિશાળમાં જઇ ચાર પાંચ ચોપડી શીખે છે એટલે કેળવણી સંપૂર્ણ થાય છે. સારા અક્ષર લખતાં, મોટા હિસાબ ગણતાં કે વ્યવહારિક કામમાં વિદ્યાનો ઉપયોગ કરતાં બરાબર આવડતું નથી એટલામાં તો કેળવણીનો વખત પૂરો થઇ પરણવાનો વખત આવે છે. અને પરણ્યા પછી કેળવણીમાં મોટી ખામી એ પડે છે કે ભાઇ સાહેબ નિશાળે જતાં શરમાય છે. અને તેનો પિતા પણ તેમની સ્ત્રી દેખતાં શિક્ષા કરી નિશાળે મોકલતાં સંકોચ પામે છે એટલે પછી ઘેર અભ્યાસ કરાવવાનું શરૂ કરાવે છે. પચાંગમાં જોઇ બાર રાશીઓ અને નવ ગ્રહનાં નામો, ચંદ્રનું ઘર, યોગ, દશાશૂલ, યોગિની, વૈધૃત, વ્યતિપાત વગેરે જોતાં તથા મૂહૂર્તો શુકન અપશુકન કેહેતાં અને તિથિવારની હકીકત કેહેતાં આવડે એટલે જ્યોતિષશાસ્ત્રની કેલવણી પૂરી થઇ. આથી પણ વધારે કેળવણીની ખંત હોય તો એકાદ વૃત્તિ વ્યાકરણની, બે ત્રણ સર્ગ રઘુવંશાદિ કાવ્યના અને શ્રીમદ્ભાગવત, એટલું શીખતાં પૂરી વિદ્વાનની પંક્તિમાં આવ્યા એમ ગણાય છે. એટલામાંથી ઇશ્વરકૃપાથી અને પોતાના નિરંતરના સહવાસથી પ્રજાનો વધારો થવા માંડે છે તેથી તેનું પોષણ કરવાની ચિંતામાં રોકાવું પડે છે. અને આખી જીંદગીપર્યંત અનેક પ્રકારનાં સંકટ વેઠી પોતાના કુટુંબનું પોષણ કરવું પડે છે.

ક્ષત્રિયપુત્રો નાનપણથીજ દુરાચરણી અને હલકી જાતના ખવાસ ગોલાની સોબતથી અનેક પ્રકારનાં વ્યસન દારૂ, ભાંગ, હુક્કો, અફીણ તથા જૂગટુ રમતાં, ગાન-તાનમાં તથા નાયકાઓનાં નૃત્ય અને તેની સાથનાં કૃત્યથી કૃતકૃત્ય થઇ, પોતાના ભૃત્યવર્ગની સોબત સિવાય બીજુ કંઇ દેખતા નથી. બ્રાહ્મણ વગેરે વર્ણોનીપેઠે તેમને કુટુંબનિર્વાહ કરવાની ચિંતા કશી પ્રકારની હોતી નથી, તેથી

કેળવણી સામી દૃષ્ટિ પણ કરતા નથી તેમનુ પોષણ કરનાર પ્રજા છે, ગામગરાસ છે, એટલે તેને ભણીને શુ કરવુ છે? શુ વ્યાપાર કરવો છે? કે શુ શાસ્ત્રો વાંચી ધર્મોપદેશક થવુ છે? નામુ માંડનાર સાધારણ લખી વાંચી જાણનાર એકાદ બે મેહેતા હોય તો બસ છે, કે જે લોકોને તથા ઠાકોરને ઊંધુ ચતુ સમજાવી સાત પાંચની ત્રણ પાંચ વદિ પ, અને સાત વિશે સો ગણીને પ્રજાના પૈસા લુંટી યોગ્ય લાગે તે પોતાના ઘરમા મુકી બાકીનુ ગામેતીના ચોપડામા જમે કરે છે ઠાકોર સાહેબને સહી કરતા ન આવડે એ મોટી માનની વાત ગણાય છે આવી સ્થિતિ ક્ષત્રિયવર્ગની થઇ ગઇ છે શેહેરના રેહેનાર લોકોને કદાચ આ વિષયનો અનુભવ નહિ હશે પરંતુ જે ખડીઆ સંસ્થાનોમા ફરેલ હશે તેને ઉપરનો ચિતાર અનુભવમા આવ્યો હશે આપણા દેશના વ્યાપારીવર્ગની સ્થિતિવિષે તથા કેળવણીવિષે વિચાર કરીએ, તો જાણવામા આવશે કે ઘણાખરા વ્યાપારીઓ તો પોતાના બાળકોને ગામઠી નિશાળે સોળ આંક કક્કો સિદ્ધો ખત કાગળ અને નામ લખતા તથા પલાખા મેળતા આવડ્યા એટલે કેળવણી પૂર્ણ થઇ ચુકી એમ માને છે અને કહે છે કે સરકારી નિશાળમા એથી કઇ વધારે શીખવવામા આવતુ નથી એવો મનમા પક્કો વિચાર બાંધી પોતાના છોકરાને કોઇની વખારે બે ચાર કોરીના પગારથી કે મફત નામુ લખવા બેસાડે છે કે ત્યા નામુ લખતા તથા લેવડદેવડની માહિતી મેળવતા શીખે કેટલાક તો હલદર, મરચા, જીરુ, લસણ, તમાકુ, બીડી વગેરે સાહિત્યો છોકરાને આપી નાની દુકાન ભાડે લઇ વ્યાપાર કરવા બેસાડે છે એવી રીતે સાધારણ વ્યાપારીવર્ગની કેળવણી છે અને જે ઉચ્ચવર્ગના વ્યાપારી ગૃહસ્થો છે, જેના દેશ પરદેશ સાથે મોટા વહિવટ છે જેના વાહણો સમુદ્રમા સફર કરે છે, તેમના પુત્રોની પણ કેળવણીનો વિચાર, કરીએ તો કઇપણ જોવામા આવતી નથી કેટલાકના પુત્રો તો નાનપણથીજ મોજશોખમા કુછંદમા તથા વ્યસનમા પડી જાય છે તથા જે ભણે છે તે પણ બે ત્રણ ચોપડી અંગ્રેજી શીખે છે તથા તાર વાચવાનુ અને નામો તથા આંકડા વાચતા લખવાનુ અંગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવી પૂર્ણાહુતિ કરે છે જેના મોટા અંગ્રેજો આડતીયા હોય અને જેનો અંગ્રેજી લખાણસાથે ઘણો વ્યવહાર હોય તેને મેહેતા રાખી તેમનીપાસે કામ ચલાવવુ પડે છે પણ પૂરતી અંગ્રેજી કેળવણી મેળવતા નથી અને માત્ર ઓશીયાળુ રેહેવુ પડે છે એ કેવુ ડાહાપણ?

આપણા દેશના કડીઆ, સુતાર, લુહાર, સઇ, મોચી, વગેરે કારીગરોની સ્થિતિપણ ઘણી દયા આણવા જોગ છે તેઓ કેળવણી તો ભાગ્યેજ લેતા હશે

સાધારણ રીતે પોતાનો ઉદ્યોગ આવડચો કે તેમાં સંતોષ પામી દુઃખથી દહાડા કાડે છે. પણ બીજા દેશમાં કારીગરી કેવી છે? તે લોકો સંપત્તિવાન કેમ થાય છે? આપણી આવી સ્થિતિ કેમ રહી છે? એ બાબતનો તેઓ ખ્યાલપણ મનમાં લાવતા નથી. કેમકે તેઓ ઘણાખરા વાંચવા લખવાથી અજાણ્યા છે. અને અડધડની પેઠે ઊંધું ઘાલી પોતાનાં હલકાં કામ સિવાય બીજાઉપર લક્ષ આપતા નથી.

આ ઉપરથી આપણા દેશની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિ જાણવી. તેથી સુજ્ઞ પુરૂષોના જાણવામાં આવશે કે પોતાનો પુરૂષાર્થ નબળો પડવાથી આ ફેરફાર થયો છે. આ નબળો પુરૂષાર્થ પાછો સબળતાને પકડે અને સ્વદેશી લોકો વિદ્યા, કળાકૌશલ્યતાને મેળવે તો આપણા દેશની ઉન્નતિ થયાવિના રહે નહી તેમ થવા આ પ્રમાણે પૂરતું લક્ષ આપવાની સર્વને જરૂર છે.

પોતાના બાળકોને ૨૦ વર્ષનું પૂરતું વય થયાવિના પરણાવવા ન જોઇએ. અને તેટલા કાળમાં તેને સ્કુલમાં વ્યવહાર, નીતિ અને ધર્મસંબંધી કેળવણી આપવી અને તેના અભ્યાસમાં સંસારની સઘળી ખટપટથી તેને દૂર રાખી તેની કેળવણી ઉપર સારા સદ્ગુણી વિદ્વાનની દેખરેખ રાખવી. આવી રીતે જ્યારે તેમને કેળવણી મળશે ત્યારેજ વ્યવહારમાં શી રીતે વર્તવું? ઉદ્યોગ કેમ ચલાવવો? મોટા થયા પછી બાળકોને કેમ કેળવવાં? કઇ જાતિના ઉદ્યોગમાં મને લાભ વા હાની છે? અને તેને માટે મારે કયાં કયાં પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવું? એ સર્વ તેમના જાણવામાં આવશે. ધર્મસંબંધી કેળવણીથી પરમાત્મસંબંધી તથા નીતિસંબંધી તત્વો તેના મગજમાં ઠસવાથી પાપ, રાગ, દ્વેષ, ઇર્ષ્યા વગેરે દુર્ગુણોની અંતઃકરણમાંથી જડ ઉખડી નિર્મલતા આવશે અને જ્યારે અંતઃકરણ નિર્મળ થશે ત્યારેજ સન્માર્ગે વર્તતાં તેને વિઘ્ન નડશે નહી. આવી રીતે ધર્મ નીતિ ને વ્યવહારસંબંધી પૂરતાં જ્ઞાનથીજ પુરૂષ કેળવાયેલા ગણાય છે અને પોતાનો માનવધર્મ કયા પ્રકારનો છે તે સમજે છે.

કન્યાઓને પણ નાનપણથી બારવર્ષસુધી અભ્યાસ કરાવવો જોઇએ. તેમાં તેમને નીતિ વ્યવહાર ને ધર્મનો બોધ મળવો જોઇએ. તેટલા કાળ પછી તેને સદ્ગુણી વિદ્યાવાનના વ્યવહાર કુશલ ૨૦ વર્ષના વરસાથે પરણાવવી જોઇએ. તેમને મુખ્ય જ્ઞાન પતિસાથે કેમ વર્તવું, બીજાં સબંધીની મર્યાદા કેમ રાખવી, બાલકોનું રક્ષણ કેમ કરવું, પ્રસૂતિસમયે કેવી સાવધાની રાખવી, ઘરની વ્યવસ્થા કેમ કરવી એ વગેરે સારી રીતે સમજણ મળે અને તે સાથે ધર્મ અને નીતિનાં દૃઢ મૂલ તત્વો તેના હૃદયમાં ઠસે ત્યારેજ સ્ત્રીકેળવણી પૂરી થયેલી ગણાય.

બાનકો તથા બાનકીઓ એ સંસારવૃક્ષના મૂળ છે જ્યારે એ બે મૂળો સુધરે ત્યારેજ સંસારવૃક્ષને સુધરતા વાર લાગતી નથી સઘળા સદ્ગુણો જેવા કે ન્યાય, દયા, શૌર્ય, સ્વદેશાભિમાન, પરોપકાર, વિવેક, એ શુદ્ધ કેળવણી ઉપર આધાર રાખે છે માટે શુદ્ધ કેળવણી પ્રાપ્ત થાય તો ઉપર લખેલા સઘળા સદ્ગુણો સ્વાભાવિક રીતે પ્રગટ થતા વાર લાગતી નથી

હાલ જે કેળવણી આપવામા આવે છે તે સંપૂર્ણ તો નથીજ પણ આરંભમા ઠીક છે કેમકે પ્રત્યેક કામનો આરંભ એવાજ પ્રકારનો હોય છે જેમ ખેતરને સુધારવા સારૂ પ્રથમ ખેડી તેમા ખાતર પૂરવામા આવે છે તેમ ઉપર લખેલી કેળવણીનો માર્ગ દેખાડવાને શુભ સંસ્કારરૂપ હાલની કેળવણી છે પણ પૂરેપૂરૂ ફળ આપનાર તો ઉપર જણાવેલી કેળવણીજ છે આમ કરવાનેવાસ્તે જેમ બને તેમ આપણા અનેક ખોટા રીવાજ અને રૂઢીઓનુ મૂળ ઉખેડવાને આપણે પરમ પુરૂષાર્થ સાધવો જોઇએ અને તેમ કરવાથીજ આપણી સત્ય સુધારણાનો જય થવાનો પૂરતો સંભવ છે આપણા દેશમા ઇશ્વરકૃપાથી અનુકૂળ અને સુખ શાંતિવાળુ રાજ્ય છે તેથી જનમાન જાળવવાને આપણે નિશ્ચિત છીએ આપણને પરદેશી વિદ્વાનોએ અનાદિ કાળની અજ્ઞાનરૂપિ રાત્રીમા ઉંઘતા જાગૃત કરી જ્ઞાનસૂર્યના દર્શન કરાવ્યા છે તેનો ઉપયોગ કરવો આપણા હાથમા છે નઠારી રૂઢીઓ દિનેદિને ઘટતી જાય છે તે હજીપણ ઘટશે તેમ વળી આપણા દેશના પ્રાચીન વિદ્વાનોના વિચારને ગ્રહણ કરી તે પ્રમાણે સુધારણામા પ્રયત્ન કરવુ કે ઇશ્વર આપણા સદ્ઉદ્યોગને સફલ કરશેજ

આ લોક તથા પરલોકમા સુખ પ્રાપ્ત થવાનુ સાધન વિદ્યા નીતિ ને ધર્મ છે તેમ જાણી આપણે પુરૂષાર્થ પણ તે મેળવવાને કરવો કેમકે વિદ્યાથી આ લોક સંબંધિ સુખ મેળવે અને નીતિ ધર્મથી આ લોક તથા પરલોક સંબંધી સુખ અને સુકીર્તિ પ્રાપ્ત થાય છે

હે પરમ દયાળુ પરમેશ્વર! તમે સર્વના હૃદયમા સદ્બુદ્ધિના પ્રેરક છો માટે અમારા આર્ય બંધુઓના અંતરમા સન્માર્ગ સતધર્મ નીતિ અને સદ્જ્ઞાનની પ્રેરણા કરી સત્કાર્યના વિઘ્નોને દૂર કરતા સર્વના પાપ બાળી શુદ્ધ બુદ્ધિ આપો કે જેથી શુભ પુરૂષાર્થમા અને તમારી શુદ્ધ ભક્તિમા નિરંતર તત્પર રહે અને સાંસારિક તથા પારલૌકિક સુખ મેળવવાને તત્પર થઇ તમારી પ્રીતિને પાત્ર થઇ અમૂલ્ય સુખનો લાભ લે (તથાસ્તુ)

## પુસ્તકોની પહોંચ.

**પ્રેમજીવન** આ નામની એક ચોપડી કર્તા તરફથી મળી તે ઉપકાર સાથે માન્ય રાખી છે. પ્રેમસબંધી પેહેલાં થોડીએક જુદા જુદા છંદની કવિતાઓ છે. એ કવિતાઓઉપર પછીથી અનુક્રમે ટીકા લખીને કવિતાના અર્થની સુગમતા કરી છે. જો આપ્રમાણે ટીકા કરવામાં આવી ન હોત તો કવિતા શા હેતુઉપર રચાઇ છે અને તેમાં કેવું સારસ્ય છે તે જાણવું કઠણ હતું. કવિતાની ઉત્પત્તિ ટીકાએજ સફળ કરી કહીએ તો અત્યુક્તિ જેવું નથી. ભાષાની છાપ અને લખાણની શૈલીઉપરથી માલતીમાધવના ભાષાંતર કર્તાની રચના હોય એમ અનુમાન થઇ શકે છે. પ્રેમસંબંધી લેખમાં કવિતાની ટીકા અધિકારીવર્ગને વાંચવા યોગ્ય છે.

**ગુજરાત ગેઝેટ** નામનો એક પત્રનો પેહેલો અંક અમને મળ્યો છે. આ પત્ર પ્રથમજ આ વખતે જન્મ પામેલ છે. ભાષા અને સમાચારો ઠીક છે. આગળ જતાં તે પોતાની ભાષામાં, કદમાં અને વિષયોમાં બીજાનીપેઠે પ્રજાને વધારે સંતોષ ઉપજાવનાર થાય એવું અમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

---

## અમેરે બ્રહ્મરસતણા ભોગીયા.

(જંગલો.)

"જનની જીવોરે, ગોપીચંદની" (એ રાગ.)

અમેરે બ્રહ્મરસતણા ભોગિયા, બ્રહ્મરસપર ભાવ જી;
રાતને દિવસ હૃદયવિષે, અન્ય રસનો અભાવ જી. અમેરે. ૧
રૂચિ થાતાં બ્રહ્મરસતણી, ખટ રસપર ખેદ જી;
પરમ મુનિજન પારખે, બ્રહ્મરસતણો ભેદ જી. અમેરે.
રસ મસ છે બ્રહ્મરસવિષે, જેને રસની છે જાણ જી,
તલ ભાર પણ બ્રહ્મરસતણી, શઠ જનને ન સાન જી. અમેરે. ૩
બ્રહ્મરસના જે જે ભોગિયા, તેના તનમાં ન તાન જી;
તૃષ્ણા વિષયસુખ ત્યાગીને, કેવળ ઇચ્છે કલ્યાણ જી. અમેરે ૪
કલ્પના મૂકીને જે કરે, પ્રેમે વિષયનું પાન જી;
જીવનમુક્તિ તો તેને જડે, ધરવું ન પડે ધ્યાન જી. અમેરે. ૫
ભવાની બ્રહ્મરસપીને ભાવથી, ભુલ્યા શરીરનું ભાન જી;
સુખડુ ગમે ન સંસારનું, ગમે નહિ ગાન-તાન જી. અમેરે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૬ મું      માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૪      અંક ૭ મો

## ॥ यतोधर्मस्ततोजय ॥

## अपरोक्षानुभूति

श्रीहरिं परमानन्दमुपदेष्टारमीश्वरम् ।
व्यापकं सर्वलोकानां कारणं तं नमाम्यहं ॥ १ ॥

પરમ આનંદરૂપ, ઉપદેશ કરનારા સર્વને નિયમમાં રાખનારા, સર્વમાં વ્યાપી રહેલા અને સર્વના કારણરૂપ એવા શ્રી હરિને હું નમન કરૂં છું

अपरोक्षानुभूतिर्वै प्रोच्यते मोक्षसिद्धये ।
सद्भिरेव प्रयत्नेन वीक्षणीया मुहुर्मुहु ॥ २ ॥

આ અપરોક્ષાનુભૂતિ ( તરત આત્માનું અપરોક્ષ જ્ઞાન કરાવે તેવો ગ્રંથ ) મોક્ષની સિદ્ધિને માટે કહેવાય છે તે સત્પુરુષોએ ( નિત્યાનિત્ય વસ્તુ વિવેક આદિ ચાર સાધન યુક્ત મુમુક્ષુઓએ) વારંવાર જોવી (ગુરૂમુખથી સાંભળી ને વિચારવી )

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभवेत्पुंसां वैराग्यादिचतुष्टयं ॥ ३ ॥

પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળવાથી, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપથી, પરમેશ્વરને પ્રીતિ ઉપજાવે એવા દયા ભરેલા કર્મથી, વૈરાગ્ય જેમાં મુખ્ય છે એવાં ચાર સાધન પુરૂષને થાય છે

ब्रह्मादिस्थावरान्तेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्ठायां वैराग्यं तद्धि निर्मलं ॥ ४ ॥

સત્યલોકથી માંડીને મનુષ્યલોક સુધીમાં જેટલા વિષયો છે તે સઘળામાં જેમ કાગડાની વિષ્ટામાં ગ્રહણ કરવાની ઇચ્છા ન થાય તેમ ગ્રહણ કરવાની ઇચ્છા ન થાય તેનું નામ નિર્મળ વૈરાગ્ય કહેવાય

---

૧ પ્રથમ શ્લોકથી ગ્રંથ નિર્વિઘ્ને પૂર્ણ થવાના હેતુથી મંગળાચરણ કરે છે  ૨ ગ્રંથ રચવાનો હેતુ કહે છે  ૩ વૈરાગ્ય આદિ ચાર સાધનો કેમ થાય તેનું પ્રમાણ કહે છે  ૪ વૈરાગ્યાદિ ચાર સાધનો ... શ્લોકથી વર્ણવતાં પ્રથમ વૈરાગ્ય નિરૂપણ કરે છે

नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगं ।
एवं यो निश्चयः सम्यग्विवेको वस्तुनः स वै ॥ ५ ॥

આત્મસ્વરૂપ નિત્ય એટલે અવિનાશી છે અને દૃશ્ય ( અનાત્મસ્વરૂપ ) આત્મસ્વરૂપથી જુદું એટલે નાશવાળુ છે એમ જે સારી રીતે નિશ્ચય થાય તેનું નામ વસ્તુનો વિવેક કેહેવાય.

सदैव वासनात्यागः शमोयमिति शब्दितः ।
निग्रहो बाह्यवृत्तीनां दम इत्युच्यते बुधैः ॥ ६ ॥

નિરંતર વાસનાનો ત્યાગ થવો તે શમ કેહેવાય છે અને બહારની વૃત્તિ જે શ્રોત્રાદિક ઇંદ્રિયો તેનો નિગ્રહ એટલે નિષિદ્ધ વૃત્તિમાં તિરસ્કાર થવો તે દમ કેહેવાય છે.

विषयेभ्यः परावृत्तिः परमोपरतिर्हि सा ।
सहनं सर्व दुःखानां तितिक्षा सा शुभा मता ॥ ७ ॥

વિષયો થકી જે નિવૃત્તિ કેહેતાં અનિત્યપણાં આદિ દોષ દીઠાથી ગ્રહણ કરવાની ઇચ્છા ન થવી તેનું નામ ઉપરતિ કેહેવાય અને સર્વે ટાઢ તડકા આદિ- દુઃખોને સહન કરવાં તે સુખ આપનારી તિતિક્ષા કેહેવાયેલ છે.

निगमाचार्यवाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ।
चित्तैकाग्र्यं तु सल्लक्ष्ये समाधानमिति स्मृतं ॥ ८ ॥

વેદનાં અને આચાર્યનાં વાક્યોને વિષે ભક્તિ થવી તે શ્રદ્ધા કેહેવાય છે. અને પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મને વિષે ચિત્તની એકાગ્રતા થવી તેનું નામ સમાધાન કહ્યું છે.

संसारबंधनिर्मुक्तिः कथं मे स्यात्कदाविधे ।
इति या सुदृढा बुद्धिर्वक्तव्या सा मुमुक्षुता ॥ ९ ॥

હે દૈવ! ક્યારે અને કઇ રીતે સંસારનાં બંધનથી મારી મુક્તિ થશે એવી રીતે અતિ દૃઢ બુદ્ધિ થવી તેનું નામ મુમુક્ષુતા કેહેવાય.

उक्तसाधनयुक्तेन विचारः पुरुषेण हि ।
कर्त्तव्यो ज्ञानसिद्ध्यर्थमात्मनः शुभमिच्छता ॥ १० ॥

---

૫ વૈરાગ્યને ઉત્પન્ન કરનારા વિવેકનું નિરૂપણ કરે છે ૬ વિવેકને નિરૂપણ કરી વૈરાગ્યથી થનારાં કાર્ય દમ આદિને ત્રણ શ્લોકથી નિરૂપણ કરે ૭ ઉપરતિ તથા તિતિક્ષા કહે છે. ૮ શ્રદ્ધા અને સમાધાન કહે છે. ૯ વૈરાગ્યથી થનારાં શમાદિકાર્ય કહીને હવે આ શમાદિકથી થનારી મુમુક્ષતાનું નિરૂપણ કરે છે. ૧૦ હવે ઉપરના સાધનો કહ્યા તેણે શું કરવાનું છે તે કહે છે.

ઉપર કહેલા સાધનોવડે યુક્ત તથા પોતાનુ ભલુ ઇચ્છનારા પુરૂષે આત્મજ્ઞાન સિદ્ધ થવા માટે વિચાર કરવો

नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः ।
यथा पदार्थभानं हि प्रकाशेन विना क्वचित् ॥ ११ ॥

જેમ સૂર્યાદિના પ્રકાશવિના પદાર્થોનુ ભાન થતુ નથી તેમ વિચારવિના બીજા કોઇ સાધનોથી જ્ઞાન થતુ નથી

कोऽहं कथमिदं जातं को वै कर्तास्य विद्यते ।
उपादानं किमस्तीह विचारः सोऽयमीदृशः ॥ १२ ॥

હુ કોણ છુ એટલે મારૂ શુ સ્વરૂપ છે, આ સ્થાવર જંગમમય જગત્ શા માટે થયુ, આ જગત્નો ઉત્પન્ન કરનાર કોણ છે, તથા આ જગત્નુ ઉપાદાન કારણ શુ છે આવા પ્રકારનો જે વિચાર તેજ વિચાર કહેવાય

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोऽयमीदृशः ॥ १३ ॥

પંચ મહા ભૂતનો સમૂહ સ્થૂળ દેહ હુ ( પ્રત્યગાત્મા ) નથી તથા શ્રોત્રાદિક ઇંદ્રિયોનો સમુદાય સૂક્ષ્મ દેહ હુ નથી, એ બેય દેહથી વિપરીત ધર્મવાળો હુ છુ આવા પ્રકારનો વિચાર તે વિચાર કહેવાય

अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।
संकल्पो विविधः कर्ता विचारः सोऽयमीदृशः ॥ १४ ॥

સર્વ નામ રૂપાત્મક જગત્ અજ્ઞાન થકી થયુ છે, જ્ઞાન વડે કરીને લય થઇ જાય છે તથા નાનાપ્રકારનો જે સંકલ્પ છે તે આ જગત્નો કર્તા છે એમ જે વિચાર કરવો તે વિચાર કહેવાય

एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम् ।
यथैव मृद्घटादीनां विचारः सोऽयमीदृशः ॥ १५ ॥

જેમ ઘટાદિ પદાર્થોનુ ઉપાદાન કારણ માટી છે તેમ અજ્ઞાન અને સંકલ્પનુ ઉપાદાન કારણ ત્રણ કાળમા જેનો બાધ નથી એવુ બ્રહ્મ છે કેમકે તે ક્ષયરહિત છે, સજાતીય આદિ ભેદરહિત છે અને મન વાણીથી અગોચર છે એમ વિચાર કરવો તેનુ નામ વિચાર કહેવાય

૧૧ વિચાર વિના જ્ઞાન નથી થતુ તેવિષે કહે છે ૧૨ હવે પાંચ શ્લોકથી વિચારનુ સ્વરૂપ નિરૂપણ કરે છે ૧૩ હું કોણ એમ કહું તેનો નિર્ણય કરે છે ૧૪ આ જગત કેમ થયુ તેનો નિર્ણય કરે છે ૧૫ જગતનો કર્તા કોણ તેનો નિશ્ચય કરે છે

[16]अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ।
तदहं नात्र संदेहो विचारः सोयमीदृशः ॥ १६ ॥

હું એક છું એટલે સજાતીયાદિ ભેદ રહિત છું, સૂક્ષ્મ છું એટલે ઇંદ્રિયો-થી અગોચર છું, જાણનારો છું, સાક્ષી છું, અને સર્વ વિકાર રહિત છું, એટલા માટે-તે (અહં પ્રત્યયથી જાણવામાં આવતું સત્યજ્ઞાન આદિ લક્ષણવાળું) બ્રહ્મ હું છું એમાં કાંઇ સંદેહ નથી, આવો વિચાર કરવો તે વિચાર કેહેવાય.

[17]आत्मा विनिष्कलो एको देहो बहुभिरावृतः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरं ॥ १७ ॥

આત્મા અવયવવિનાનો છે અને એક છે તથા લિંગદેહ છે તે શ્રોત્રઆદિ ૧૭ તત્વના સમુહવાળો છે તેમ છતાં તે આત્મા અને લિંગદેહનું એકપણું જુવે છે એનાથી બીજું કયુ અજ્ઞાન છે?

[18]आत्मा नियामकश्चांतर्देहो बाह्यो नियम्यकः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरं ॥ १८ ॥

આત્મા નિયંતા છે અને ૫ ચકોશની માંહે રેહેનારો છે તથા દેહ છે તે નિયમમાં રાખવા યોગ્ય અને બહાર છે. તે બેયનું એકપણું જુવે છે એના કરતાં બીજું કયુ અજ્ઞાન છે?

[19]आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरं ॥ १९ ॥

આત્મા જ્ઞાનમય કેહેતાં પ્રકાશસ્વરૂપ છે અને શુદ્ધ છે તથા સ્થૂળદેહ માં-સમય છે તેમ છતાં તે બેયનું એકપણુ જુવે છે એનાથકી બીજુ કયુ અજ્ઞાન છે?

आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरं ॥ २० ॥

આત્મા સૂર્યાદિકની પેઠે સર્વને પ્રકાશકરનાર અને સ્વચ્છ છે તથા ઘડા-આદિની પેઠે જડ છે એ બેયનું એકપણુ જુવે છે એનાથી બીજું કયુ અજ્ઞાન છે?

[21]आत्मा नित्यो हि सद्रूपो देहो नित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतःपरं ॥ २१ ॥

---

૧૬ જગતનું ઉપાદાન કારણ કોણ તેનો નિશ્ચય કરે છે ૧૭ જીવ-બ્રહ્મના અભેદપણાના નિરૂપણરૂપ વિચાર ૧૮ હવે પાંચ શ્લોકથી અજ્ઞાન નિરૂપણ કરીને જીવ-બ્રહ્મનુ એકપણુ દેખાડે છે અને દેહ આત્માનુ વિલક્ષણપણુ દેખાડે છે. તેમા પ્રથમ સૂક્ષ્મ દેહ સાથે વિલક્ષણપણુ કહે છે ૧૯ સ્થૂળ દેહસાથે આત્માનુ વિલક્ષણપણુ સુચવે છે ૨૧ અનેક પ્રકારથી દેહસાથે આત્માનુ વિલક્ષણપણુ દ૮ કરે છે

આત્મા નિત્ય છે અને વસ્તુ દેશ કાળનો જેને માન નથી એવો છે તથા દેહ અનિત્ય ( ક્ષણે ક્ષણે નાશનારો ) અને અસત્ કેતા વસ્તુ દેશ કાળના માનવાળો છે માટે તે બેયનુ એકપણુ જુવે છે તેનાથી બીજુ કયુ અજ્ઞાન છે ?

आत्मनस्तत्प्रकाशत्व यत्पदार्थावभासन ।

नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्याघ्य यतो निशि ॥ २२ ॥

ઘટ પટ આદિ પદાર્થોનુ જે ભાન થાય તેનુ નામ આત્માનુ પ્રકાશપણુ જાણવુ આત્માનો પ્રકાશ અગ્નિના પ્રકાશ જેવો ( ઉત્પત્તિ વિનાશઆદિ વિકાર વાળો ) નથી કેમકે રાત્રિયે ( એક ઠેકાણે અગ્નિ હોય તો પણ બીજે ઠેકાણે લોકને ) અંધપણુ થાય છે એટલે રૂપને જોવામા અસમર્થ પણુ થાય છે

देहोहमित्यय मूढो धृत्वा तिष्ठत्यहो जन ।

ममायमित्यपि ज्ञात्वा घटद्रष्टेव सर्वदा ॥ २३ ॥

ઘડાનો જોનારો જેમ આ ઘડો મારો છે એમ સર્વદા જાણે છે તેમ માણસ આ દેહ મારો છે એમ ( સાધારણ રીતે ) જાણે છે તોપણ આ દેહ છે તે હુ છુ એમ ધારીને ( દૃષ્ટાનુ ને દૃશ્યનુ એકપણુ કરીને ) અજ્ઞાની માણસ રહે છે (સર્વ કરી ચૂક્યો એમ માની કાંઇ કરતો નથી ) એ આશ્ચર્ય છે

ब्रह्मैवाहं सम शात सच्चिदानदलक्षण ।

नाह देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधै ॥ २४ ॥

હુ સર્વમા સરખો, વિક્ષેપાદિ વિકાર વગરનો, સત્ ચિત ને આનંદ જેનુ લક્ષણ છે એવો છુ, અસત્ એટલે બાધ પામનારો દેહ હુ નથી એમ જાણવુ તેને તત્વજ્ઞાનિઓ જ્ઞાન કહે છે

निर्विकारो निराकारो निरवद्योहमव्यय ।

नाह देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधै ॥ २५ ॥

જેને જન્મ મરણાદિ વિકાર નથી, જેને દેહાદિ આકાર નથી, જેમા અધ્યાત્મ આદિક તાપ નથી, અને જેનો નાશ નથી એવો હુ આત્મા છુ, અસત્ એવો દેહ હુ નથી એમ જાણવું તેને વિદ્વાનો જ્ઞાન કહે છે

निरामयो निराभासो निर्विकल्पोहमाततः ।

नाह देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधै ॥ २६ ॥

---

૨૨ આત્માનુ પ્રકાશ પણુ નિરૂપણ કરે છે ૨૪ હવે આ ત્રણ શ્લોકથી જ્ઞાનનુ નિરૂપણ કરે છે

હું નિરામય એટલે રોગ રહિત છું. નિરાભાસ છું (વૃત્તિ વ્યાપીપણું છતાં ફલ વ્યાપીપણારહિત અર્થાત્ ચિદાભાસરહિત) કલ્પના વગરનો છું અને વ્યાપક છું: અસત્ એવો દેહ હું નથી. એમ જાણવું તેને તત્વજ્ઞાનિઓ જ્ઞાન કહે છે.

निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २७ ॥

હું ગુણરહિત છું. ક્રિયારહિત છું. નાશરહિત છું. નિરંતર મુક્ત એટલે ત્રણ કાળમાં બંધનરહિત છું. અને અચ્યુત એટલે સત્ ચિત અને આનંદ સ્વભાવનો છું: અસત્રૂપ એવો દેહ હું નથી, એમ જાણવું તેને તત્વજ્ઞાનિઓ જ્ઞાન કહે છે.

निर्मलो निश्चलोऽनंतः शुद्धोऽहमजरोऽमरः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २८ ॥

હું અવિદ્યા અને તેનાં કાર્ય લક્ષણરૂપ મેલરહિત છું, આકાશની પેઠે નિશ્ચળ છું, દેશ-કાળ-વસ્તુના પરિચ્છેદરહિત છું: શુદ્ધ, જરા વગરનો, અને મરણ વગરનો છું; અસત્ એવો દેહ હું નથી, એમ જાણવું તેને તત્વજ્ઞાનિઓ જ્ઞાન કહે છે.

स्वदेहे शोभनं संतं पुरुषाख्यं च संमतं ।
किं मूर्ख शून्यमात्मानं देहातीतं करोषि भोः ॥ २९ ॥

પોતાના શરીરનેવિષે પુરૂષ જેનું નામ છે એવો, મંગળરૂપ, શ્રુતિવાક્યે બ્રહ્મરૂપે વર્ણવેલો અને સર્વ વ્યવહારના આધારરૂપ દેહથી જુદો આત્મા તેને હે મૂર્ખ! શૂન્ય (અત્યંત અભાવરૂપ) કેમ કરે છે? અર્થાત્ આત્માનું શૂન્યપણું ન માનવું.

स्वात्मानं शृणु मूर्ख त्वं श्रुत्या युक्त्या च पूरुषं ।
देहातीतं सदाकारं सुदुर्दर्शं भवादृशैः ॥ ३० ॥

હે મૂર્ખ એટલે દેહને આત્મા માનનારા! પુરૂષરૂપ, દેહથી જુદો, સાકાર આકારવાળો અને તારા સરખા (નાસ્તિકોએ દેખી ન શકાય એવો) પોતાનો આત્મા તેને શ્રુતિથી અને યુક્તિથી સાંભળ.

---

૨૯ આત્મા દેહ નથી માટે તેને શૂન્યપણું થશે એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છે.
૩૦ આત્મા દેહ નથી તે વિષે આ ૬ શ્લોકથી સિદ્ધ કરે છે.

अहशब्देन विख्यात एक एव स्थित पर ।
स्थूलस्त्वनेकता प्राप्त कथ स्याद्देहक पुमान् ॥ ३१ ॥

હુ એવા શબ્દથી પ્રસિદ્ધ, એક, પર, એવો આત્મા સ્થૂળ અને અનેક પણાને પામેલો દેહ કેમ હોય ?

अहं द्रष्टतया सिद्धो देहो दृश्य तया स्थित ।
ममायमिति निर्देशात्कथ स्याद्देहक पुमान ॥ ३२ ॥

હુ એવા શબ્દથી જણાતો આત્મા દૃષ્ટાપણાથી એટલે શબ્દાદિક વિષયોને પ્રકાશ કરનારપણાથી પ્રસિદ્ધ છે તથા દેહ દૃશ્યપણાથી એટલે શબ્દાદિક વિષયોની પેઠે પ્રકાશ કરવા યોગ્ય છે તેમજ આ મારો દેહ છે એમ કહેવાય છે માટે આત્મા દેહ કેમ હોય ?

अह विकारहीनस्तु देहो नित्य विकारवान् ।
इति प्रतीयते साक्षात्कथ स्याद्देहक पुमान् ॥ ३३ ॥

હુ શબ્દથી જણાતો આત્મા વિકાર વગરનો છે અને દેહ નિરતર વિકારવાળો છો એમ પ્રત્યક્ષ જણાય છે ત્યારે આત્મા દેહ કેમ હોય ?

यस्मात्परमिति श्रुत्या तया पुरुषलक्षण ।
विनीर्णित विमढेन कथ स्याद्देहक पुमान ॥ ३४ ॥

यस्मात्पर એ શ્રુતિથી અર્થાત્ જે થકી પર અને અવર કાઇ પણ નથી, એ આદિ શ્રુતિ છે તે શ્રુતિવડે ચતુર પુરુષોએ આત્માનુ લક્ષણ નકી કરી રાખેલુ છે, માટે આત્મા દેહ કેમ હોય ?

सर्व पुरुष एवेति सूक्ते पुरुषसज्ञिते ।
अप्युच्यते यत श्रुत्या कथ स्याद्देहक पमान् ॥ ३५ ॥

સર્વ આ આત્માજ છે એ રીતે પુરુષ સૂક્તમા કહેલુ છે માટે શ્રુતિથી આત્મા દેહ કેમ હોય ?

असग पुरुष प्रोक्तो बृहदारण्यकेपि च ।
अनतमलससश्लिष्ट कथ स्याद्देहक पुमान् ॥ ३६ ॥

બૃહદારણ્યક ઉપનિષદ્મા પણ આત્માને અસગ કહ્યો છે અને દેહ તો અનત મેલથી ભરેલો છે માટે આત્મા કેમ હોય ૩૬

---

૩૨ પ્રથમ યુક્તિથી દેહ આત્માનુ વિલક્ષણપણુ દેખાડે છે ૩૪ હવે શ્રુતિથી દેહાત્માનુ વિલક્ષણપણુ બતાવે છે

तत्रैव च समाख्यातः स्वयंजोतिर्हि पूरुषः ।
जड परमकाश्योसौ कथं स्याद्देहकः पुमान् ॥ ३७ ॥

તેજ બૃહદારણ્યકમાં આત્માને સ્વયજ્યોતિ એટલે પોતાની મેળે પ્રકાશમાન્ વર્ણવ્યો છે માટે આ જડ અને બીજાથી પ્રકાશથનાર દેહ આત્મા કેમ હોય?

प्रोक्तोपि[३८] कर्मकांडेन ह्यात्मा देहाद्विलक्षणः ।
नित्यश्च तत्फलं भुक्ते देहपातादनंतरं ॥ ३८ ॥

કાર્મકાંડે પણ આત્માને દેહ થકી વિલક્ષણ કહ્યો છે કે, દેહ પડયા પછી કર્મના ફળ ભોગવે છે માટે નિત્ય છે. ૩૮

लिंगं[३९] चानेकसंयुक्तं चलं दृश्यं विकारि च ।
अव्यापकमसद्रूपं तत्कथं स्यात्पुमानयं ॥ ३९ ॥

અનેક પ્રકારના સ્થૂળ દેહના સંબંધથી યુક્ત અથવા શ્રોત્ર આદિ ૧૭ કળાથી યુક્ત, ચંચળ, મારો કાન મારૂં મન એવી મમતાથી જાણવાના વિષયરૂપ, વિકારવાળું, એક ઠેકાણે રેહેનારૂં, અને જ્ઞાનથી લય થનારૂં લિંગ શરીર તે આ આત્મા કેમ હોય?

एवं[४०] देहद्वयादन्य आत्मा पूरुष ईश्वरः ।
सर्वात्मा सर्वरूपश्च सर्वातीतोहमव्ययः ॥ ४० ॥

એ પ્રમાણે સ્થૂળ અને સૂક્ષ્મ દેહથી જુદો, શરીરમાં રહેલો, ઇશ્વર, સર્વના આત્મારૂપ, સર્વરૂપ, અહ શબ્દથી અનુભવમાં આવતો અને વિકાર વગરનો આત્મા છે.

इत्यात्म[४१]देहभागेन प्रपंचस्यैव सत्यता ।
यथोक्ता तर्कशास्त्रेण ततः किंपुरुषार्थता ॥ ४१ ॥

એ પ્રમાણે આત્મા અને દેહનો વિલક્ષણપણાથી વિભાગ પાડતાં તર્કશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રપંચનુંજ સત્યપણું થયું અને તે પ્રપંચના સત્યપણાથી અવળો પુરૂષાર્થ કરવાપણુ થયું?

इत्यात्म[४२]देहभेदेन देहात्मत्वं निवारितं ।
इदानीं देहभेदस्य ह्यसत्वं स्फुटमुच्यते ॥ ४२ ॥

---

૩૮ કર્મ કાંડના અભિપ્રાયથી દેહાત્માનુ વિલક્ષણપણું. ૩૯ લિંગ દેહના અનાત્મપણાનુ નિરૂપણ ૪૦ સ્થૂલ સૂક્ષ્મ દેહથી આત્માનુ વિલક્ષણપણુ ૪૧ આત્મા અને દેહના જુદાપણામા શકા ૪૨ દેહભેદના અસત્યપણાના નિરૂપણની પ્રતિજ્ઞા.

## લોકયાત્રામા કેમ વર્તવુ ?

લે/ ડેઠાભાઇ હરિરામ

યાત્રા શબ્દથી કોઇપણ આપણે અજાણ્યા નથી જે સ્થળમા જઇ સ્નાન દર્શન વિગેરે કરવાથી દોષ ટળી જવાનેલીધે અત કરણ નિર્મળ થઇ પવિત્ર થવાયછે તે સ્થળ વિગેરેને આપણે તીર્થ કહિયે છિયે અને તીર્થને માટે કોઇ લોકો પોતાનુ વતન છોડી દૂર જાય ત્યારે તેને તીર્થયાત્રા કરવા ગયા એમ કહિયે છિયે દ્વારકા, કાશી, જગન્નાથ, બદ્રીકેદાર, હરદ્વાર, રામેશ્વર વિગેરે અને તે શિવાયના બીજા નાના નાના ઘણા સ્થાનકો યાત્રાના છે કે જેમા અધર્મોદ્ધારિણી ગગા, યમુના, સરસ્વતી, નર્મદા વિગેરે મહા નદિઓ પણ આવી જાય છે એ તીર્થની યાત્રા કરવાનો આરભ કરવા માડતા તેમા કેવી કેવી પવિત્ર રીતિથી વરતવુ અને કેમ તીર્થયાત્રા કરવી તેની આપણને કાળજી રહે છે આ એક નાની તીર્થયાત્રા છે તેમા આપણે સઘળુ લક્ષ રાખિયે છિયેપણ મોટી તીર્થયાત્રાનો ક્યારે આપણે વિચાર કર્યો છે? આપણે આ મનુષ્યલોક કે જે દેવતાઓને પણ દુર્લભ છે તેમા યાત્રા કરવામાટે આવ્યા છિયે એ યાત્રા કેવી પવિત્ર રીતિથી વરતીને પૂર્ણ કરવી તે જાણવાની વિશેષ જરૂર છે તીર્થયાત્રા જેમ આપણે આ લોક પરલોક સુધારવા અથવા પાપ ટળી જઇ પુણ્ય થવા માટે કરિયે છિયે, તેજપ્રમાણે આ મહાયાત્રા પણ કરવાની છે આપણે એને યાત્રારૂપ નથી સમજતા અને એને માટે વિચાર પણ નથી કરતા એ આપણી ભૂલ છે મોટા મોટા સમર્થ વિદ્વાનો આ લોકયાત્રામા કેમ વર્તવુ તેનો વિચાર કરે છે મહા ધર્મજ્ઞ યુધિષ્ઠિર જેવા પવિત્ર રાજાએ પોતાના પિતામહ ભીષ્મને લોકયાત્રામા વર્તવાની રીત પુછી ત્યારે તેપે બાણશય્યામા સૂતા સૂતા એવો ઉપદેશ આપ્યો છે કે,—

कायेन त्रिविध कर्म वाचा चापि चतुर्विध ।
मनसा त्रिविध चैव दशकर्मपथास्त्यजेत् ॥

ત્રણ પ્રકારની ક્રિયા શરીરવડે મેલી દેવી, ચાર પ્રકારની ક્રિયા વાણીવડે મેલી દેવી ત્રણ, પ્રકારની ક્રિયા મનવડે મેલી દેવી, એમ દશ પ્રકારની ક્રિયાનો ત્યાગ કરવો

જે લોકયાત્રામા આવેલો હોય તેણે આપ્રમાણે દશ કર્મ છોડી દેવા હવે તે દશ કર્મનો ભેદ પાડી દેખાડવા તેમાના પહેલા ત્રણવિશે આપ્રમાણે કહે છે

प्राणातिपात स्तैन्य च परदारानथापि च ।
त्रिणि पापानि कायेन सर्वत परिवर्जयेत् ॥

પ્રાણીના પ્રાણનો નાશ કરવો એટલે હિંસા કરવી તે, ચોરી કરવી તે, અને પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિથી જોવું. તે ત્રણ પાપને સર્વ રીતે ત્યાગ કરવાં.

એરીતે શરીરનાં ત્રણ પાપનો ત્યાગ કરતાં વાણીનાં ચાર પ્રકારનાં કયાં પાપ ત્યાગ કરવાં તે આ પ્રમાણે કહે છે.

**असत्प्रलापं पारुष्यं पैशुन्यमनृतं तथा ।**
**चत्वारि वाचा राजेंद्र नजल्पेन्नानुचिंनयेत् ॥**

ખોટું બોલવું, કોઇને દુઃખ લાગે તેવું બોલવું. ચાડી કરવી અને અસત્ય બોલવું, એ ચાર પ્રકારનાં પાપ વાણીવડે બોલવાં પણ નહિ અને ચિંતવવાં પણ નહિ.

આ પ્રમાણે વાણીનાં ચાર પ્રકારનાં પાપ ત્યાગ કરતાં મનનાં ત્રણ પ્રકારનાં પાપ ત્યાગ કરવા કહે છે તે આ પ્રમાણે

**अनभिध्या परस्वेषु सर्वसत्वेषु सौहृदं ।**
**कर्मणां फलमस्तीति त्रिविधं मनसा चरेत् ॥**

પારકા ધનાદિકપર ધ્યાન ન દેવું, સર્વ પ્રાણી ઉપર પ્રેમ રાખવો અને કર્મનું ફળ મળે છે એવી આસ્થા રાખવી એ પ્રમાણે મનનાં ત્રણ પ્રકારનાં પુણ્યાચરણ પાળવાં; અર્થાત્ પારકા ધનની ઇચ્છા કરવી, પ્રાણીમાત્ર ઉપર દ્વેષ કરવો કે તેનું ભુંડુ ઇચ્છવું અને વેદાદિકવિષે નાસ્તિક થવું, એ ત્રણ પ્રકારનાં મનનાં પાપ તજી દેવાં.

લોકયાત્રામાં પ્રવાસ કરનારા સર્વ પ્રવાસીનો અને સર્વે વર્ણનાં સ્ત્રીપુરૂષોનો આ ધર્મ છે. જેમ પુણ્યવગર તીર્થયાત્રામાં પ્રીતિ થાતી નથી તેમ પુણ્યવગર આ પવિત્ર મૃત્યુલોકમાં પણ અવાતું નથી. આમાં અવાયાપછી ઉત્તમ કુળજાતિમાં જન્મ થાય, વિદ્યા મળે, ધન મળે, સુજન મળે અને આયુષ્ય મળે એ કાંઇ થોડા પુણ્યની વાત ન સમજવી. એટલું મળ્યા છતાં અજાણમાં મન-વચન-કર્મનાં પાપોનો ત્યાગ ન થાય તો પછી આ લોકની યાત્રા કરી તે ન કર્યા જેવી સમજવી. તીર્થમાં જઇને સદાચરણથી ન ચલાય તો તીર્થયાત્રા ફોકટ થાય છે તેમ આ લોકમાં પુણ્ય સંપાદન કરવા આવ્યા છતાં કાંઇ ન થાય તો આ લોકની યાત્રા વૃથા ગયા બરાબર છે. સારાંશ એ છે કે આ લોકયાત્રામાં આવેલા પંથિએ સૌ પ્રાણી ઉપર પ્રેમ રાખવો, કોઇને દુઃખ થાય તેવું કશું કરવું નહિ અને સર્વપર સમાનદૃષ્ટિ રાખી કોઇનું કશું લેવું નહિ. વાગ્ભટપણ કહે છે કે,—

**हिंसास्तेयान्यथाकामं पैशुन्यं परुषानृते ।**

सभिन्नालापव्यापादमभिध्यादृग्विपर्ययं ।
पाप कर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ॥

પ્રાણીનો ધાત ચોરી અને અન્યથા કામસેવા એ ત્રણ પ્રકારના કાયા સબધી પાપકર્મ, તથા બીજાઓમા કુસપ થાય એવી ચાડી કરવી તે, કઠણ બોલવુ તે ખોટુ બોલવુ તે અને સબધ વગરનુ બોલવુ એ ચાર પ્રકારના વાણીસબધી પાપકર્મ, તથા પ્રાણીધાતનુ ચિતવન, પારકા ગુણ સહન ન થવાપણુ (અદેખાઇ), અને ઊંધી નજર અર્થાત્ શાસ્ત્રાદિક ઉપર અશ્રદ્ધા એટલે નાસ્તિકપણુ એ ત્રણ મનના પાપકર્મ, એમ દશ પ્રકારના પાપકર્મનો શરીર વાણી અને મનથી ત્યાગ કરવો

આ પ્રમાણે આયુર્વેદના કર્તા પણ કાયા વાણી અને મનથી દશ પ્રકારના પાપ ત્યાગ કરવાનુ કહે છે કાયાથી જે ત્રણપ્રકારના પાપ થવાનો સભવ છે, વાણીથી જે ચાર પ્રકારના પાપ થવાનો સભવ છે અને મનથી જે ત્રણ પ્રકારના પાપ થવાનો સભવ છે તે મળીને દશ પ્રકારના પાપને લોકયાત્રા કરનારાએ દૂર કરવાની આજ્ઞા કરી છે તે સિવાયના કાયા મન અને વાણીના બીજા જે જે પાપો થાય છે તે સઘળા દૂર કરીને પુણ્યાચરણથી વર્તવુ જોઇએ બીજા પાપોની સખ્યા ન ગણવાનુ કારણ એ કે તે સર્વ આ દશ પ્રકારના પાપોના પેટામા આવી જાય છે અને ધારો કે નહિ આવતા હોય તોપણ તે સઘળાને દૂર કરીને વર્તવુ એમ કરવાથી લોકયાત્રા સફળ થાય છે ઇશ્વરકૃપાથી યાત્રા કરવાનુ તો મળ્યુ પણ એ યાત્રા કેટલા કાળસુધી આપણા ભાગ્યમા લખાણી છે તે વાતથી આપણે અજાણ્યા છિયે માટે આ લોકયાત્રામા આટલુ પછીથી કરશુ એમ ઉધાર વાત રાખવી નહીં જેટલુ હાથે તેટલુ સાથે એમ જાણી રાખવુ તીર્થયાત્રાએ નીકળતા લુચ્ચા લોકો કે વાટપાડુઓથી ડરતુ ચાલવુ જોઇએ અને પોતાના સરસામાન લાજમર્યાદા જાળવવા જોઇએ તે પ્રમાણે આ લોકયાત્રામા પણ કામ ક્રોધાદિક ટાઢા શત્રુઓ ઉંદરની પેઠે ફુકી ફુકીને દેખતા દેખતામા સર્વ હરી લે છે માટે એ લોકયાત્રામા ચોરનુ કામ કરનારા તેઓનો વિશ્વાસ કરવો નહિ અનેક ઉપાયોથી તેને નબળા પાડી નાખવા અને ચોર લોકોને ચોરી ભુલાવવા જેમ બીજો ઉપાય સર્વ લોકો બતાવે છે તેમ કામાદિકને પણ સદાચરણરૂપ અન્ય માર્ગ દેખાડવો જેથી તે લોકયાત્રામા આપણને લુટવા તૈયાર થાય નહિ એમ થયા પછી શીલ, મર્યાદા, ધર્માચરણ અને સદાચાર એ ચાર પ્રકારનુ દ્રવ્ય સારી રીતે સાચવવુ પ્રતિ દિવસ તેની વૃદ્ધિ થાય તેમ કરવુ પણ તેમા ઘટાડો થાય તેમ કરવુ નહિ તીર્થયાત્રામા જેમ પોતાના માણસો અને ચાકરો વિગેરે આધીન રા

ખવાં જોઇએ તેમ લોકયાત્રામાં શરી મન અને ચિત્તને આધીન રાખવાં જોઇ. વાગ્ભટ કહે છે કે,—

आर्द्रसंतानता त्यागः कायवाक्चेतसां दमः ।
स्वार्थबुद्धिः परार्थेषु पर्याप्तमिति सद्व्रतम् ॥

સર્વપર દયાળુ થવું, ધન દેવું, કાયા વાણી અને મનને વશ રાખવાં, અને પારકા પ્રયોજનમાં સ્વાર્થબુદ્ધિ કરવી, એટલાં વાનાંથી સદ્વ્રત સમાપ્ત થયું. અર્થાત્ એ પ્રમાણે ચાલવું એ ઉત્તમ વ્રતની સીમા છે. માટે લોકયાત્રામાં એ પ્રમાણે વર્તવું. તીર્થયાત્રામાં જેમ જે પોતાના પરિચયમાં આવે તે ખરાસંબંધી છે અને તેજ કામ લાગે છે તેમ લોકયાત્રામાં પણ જે પાસે હોય તે સંબંધી છે અને તેજ કામ લાગે છે. માટે સૌની સાથે હળી મળી ચાલવું. અસંતોષ થાય તેવું કશું કારણ બનવા દેવું નહીં. લોકયાત્રાનો સમય બહુ લાંબો લાગે છે પણ તે વીતી ગયા પછી એક ક્ષણ કરતાં પણ ઓછો લાગે છે. એટલા સહવાસને માટે થઇને કોઇને કશું દુઃખ થાય એવું શામાટે કરવું જોઇએ. વર્ણાશ્રમોના ધર્મો યથાવિધિ પાળવા તે સાથે પુત્રધર્મ, સ્ત્રીધર્મ, શિષ્યધર્મ વિગેરે વ્યાવહારિક ધર્મો સહુએ સહુની યોગ્યતા પ્રમાણે પાળવા. જ્યાંસુધી લોકયાત્રા પૂરી થાય ત્યાંસુધી આ લોક પરલોકમાં સુખ થવામાટે એજ પ્રમાણે વર્તવુ જોઇએ. આપણી સાથે પરિચય રાખનારા બીજાઓ પણ લોકયાત્રાના પ્રવાસી છે તો તેઓ સાથે જે પ્રકારનો સંબધ બધાયેલ હોય તે સંબંધ પ્રમાણે વર્તિને સર્વને સંતોષ આપવો. આ લોકયાત્રારૂપ મહાયાત્રામાં અંતર્ગત માતાપિતાના સેવન વિગેરે નાના નાના તીર્થોનું સેવન છે કે જેમાં કાંઇપણ શ્રમ થયાવિના પુણ્ય થાય છે. એ તીર્થોનો પણ અનાદર કરવો નહિં. જે જે ધર્મો શાસ્ત્ર પુરાણો અને વૃદ્ધજનો બતાવે તે તે ધર્મોમાં શ્રદ્ધા રાખીને વર્તવું. તેમ કર્યાવિના યાત્રા સપૂર્ણ થતી નથી. આ લોકયાત્રામાં જે જે ઉત્તમ રીતિથી વર્તવુ જોઇએ તે રીતે ન વર્તાય તો તેથી આ ફેરો ફોકટ જાય છે એટલુંજ નહિ પણ ઉલટો તેને માટે દંડ વેઠવો પડે છે, કે જે દંડ બીજી પશુ પક્ષી વિગેરે જાતિમાં જન્મ લઇને ભરી આપવો પડે છે. પરમેશ્વરે આપણને આ લોકયાત્રાના પ્રવાસી બનાવ્યા અને તેમાં વર્તવાને ઉત્તમ યોગ આપ્યો તો તે પ્રમાણે વર્તી ઇશ્વરને રાજી કરવા; તે એટલેસુધી કે ફરીને તે આ લોકયાત્રામાં આવવાને આજ્ઞા કરેજ નહી. જો તે નારાજ થાય છે તો ફરી ફરીને જેમાં કશું પણ કલ્યાણ ન થાય એવી યાત્રાઓ ( કાશી દીઓ ) કરાવ્યા કરે છે. માટે સહુએ કાયાથી વાણીથી અને મનથી ઉપરના દશ પ્રકાર વગેરે જેટલાં પાપકર્મ

હોય તેટલા દૂર કરી પુણ્યકર્મ કરતા આ લોકયાત્રા કાળપ્રમાણે પૂરી કરવી અને કરીને યાત્રા કરી પવિત્ર થવાપણુ ન રહે તે રીતે ઇશ્વરને પ્રસન્ન કરવા એ જ કર્તવ્ય આ જન્મનુ છે બુદ્ધિવાનને માટે વધારે શુ કહેવુ ?

---

## દુર્જનોની પણ આવશ્યકતા

---

જગતમા જે જે સારા પ્રાણી પદાર્થ અને સ્વભાવો થાય છે તે તે પ્રાણી પદાર્થ અને સ્વભાવોને વિદ્વાન લોકો પ્રેમની દૃષ્ટિએ જુવે છે તેઓ જ્યારે સારા પ્રાણી પદાર્થ અને સ્વભાવોથી વિપરીત પ્રાણી પદાર્થ અને સ્વભાવો જુવે છે ત્યારે કેટલીકવાર તેઓ અંતરદૃષ્ટિ કરી જાય છે અને તેઓનુ હૃદયકમળ શોકથી કરમાઇ જાય છે નઠારા પ્રાણી પદાર્થ અને સ્વભાવના દર્શન કરતા પોતાનુ મરણ પણ ઉત્તમ માનનારાઓ ઇશ્વર પાસે નઠારા પ્રાણી પદાર્થ અને સ્વભાવથી સિંહથી બીએ તેમ બીયે છે અને ગમે તેના સમર્થ છતા પણ કાચબો પોતાના અંગો અંદર લઇને જેમ ગોટવાઇ રહે છે તેમ સઘળી શક્તિ અંતરમા ઉતારી દઇ ગોટવાઇ રહે છે "પરમેશ્વરને એવી શી પંચાત પડી હશે કે સારાની સામે માઠુ અને માઠાની સામે સારુ એમ દ્વંદ્વધર્મવાળા પ્રાણી પદાર્થ અને સ્વભાવો જગતમા કર્યા હશે" એમ વિચારીને સુજન લોકો મોટો નિસાસો નાખી ગાલપર હાથ દઇ એક કોરે બેસી રહે છે કોઇને કોઇ પ્રાણી પદાર્થ અને સ્વભાવ સારો લાગે તથા કોઇને કોઇ પ્રાણી પદાર્થ તથા સ્વભાવ માઠો લાગે એવી ઘટમાળ તો મનુષ્યમા ચાલીજ આવે છે એટલે આ ઠીક અને આ અઠીક એવો નિશ્ચય નિરંતર રહી શકતો નથી આમ છતા પણ જગતના હિતૈષી સત્વગુણી વિદ્વાનોએ પોતે પરીક્ષક બનીને પ્રાણી પદાર્થ તથા સ્વભાવ વિગેરેમા સારા માઠાનો ભેદ પાડી દેખાડેલ છે આ ભેદ વિદ્વાન લોકો જો ઇશ્વરે ભેદ પાડેલો છે તોજ પાડી શકે છે અને એ ભેદ પાડીને તેમાથી અનેક પ્રકારનો આપણને બોધ આપે છે જગતમા જનમંડળને વિષે આવી રીતે ચાલવુ તે લાભકારક કે યશકારક છે અને આવીરીતે ચાલવુ તે હાનિકારક કે અપયશ આપનારુ છે એ ઉપરના ભેદથીજ બુદ્ધિમાન વર્ગ સમજે છે કેટલાકને પરમ પદ પામ્યા સાભળીયે છિયે, કેટલાકને કીર્તિમંત સાભળિયે છિયે, કેટલાકને સરલ શાંત સ્વભાવવાળા સાભળિયે છિયે, કેટલાકને માન મેળવતા સાભળિયે છિયે, કેટલાકના નામ અજર અમર થઇ ગયાછે તે પણ માઠા ભેદની સામે કોઇ સારો ભેદ

છે ને ભેદને અંગીકાર કરી તેનું વર્તન થાય છે તેથીજ સાંભળીયે છિયે. અગ્નિની ઉષ્ણતાથી હીમની શીતતા અનુભવાય છે ને હીમની શીતતાથી અગ્નિની ઉષ્ણતા અનુભવાય છે, શ્રૃંગારરસથી શાંતરસની સત્તા સમજાય છે અને શાંતરસથી શૃંગારરસની સત્તા સમજાય છે. સૂર્યના તાપથી ચદ્રની શીતલતાનું માપ કરી શકાયછે અને ચંદ્રની શીતલતાથી સૂર્યના તાપની તીક્ષ્ણતાનું માપ કરી શકાય છે. જળની ઉત્પત્તિથી સ્થળનો ઉપયોગ જાણવામાં આવે છે અને સ્થળની ઉત્પત્તિથી જળનો ઉપયોગ જાણવામાં આવે છે, તેજના સમૂહથી અંધારાનો અવગુણ જાણવામાં આવે છે અને અંધારાના સમૂહથી અજવાળાનો ગુણ જાણવામાં આવે છે, હર્ષનો સમય પ્રાપ્ત થવાથી શોકનું સ્વરૂપ સમજાય છે, અને શોકનો સમય પ્રાપ્ત થવાથી હર્ષનું સ્વરૂપ સમજાય છે, રાગનો રંગ દ્વેષના દર્શનથી અંતરમાં ઓળખાય છે અને દ્વેષનો દોષ રાગના રંગથી ઓળખાય છે મીઠાશનો મહિમા કડવાશના અનુભવથી જણાય છે, અને કડવાશનો મહિમા મીઠાશના અનુભવથી જણાય છે. અમૃતનું મૂલ્ય હાલાહલ કરાવે છે અને હાલાહલનો ભયંકર સ્વભાવ અમૃત ઓળખાવે છે તૃપ્તિથી ભૂખની પીડા અનુભવાય છે અને ભૂખની પીડાથી તૃપ્તિનો આનંદ અનુભવાય છે. આવા એકબીજાથી વિરૂદ્ધ સ્વભાવના ગુણ સ્વભાવાદિક ઉત્પન્ન થવાથીજ આ ઉપયોગી છે, આ ઉપયોગી નથી, આ સારૂં છે, આ માઠું છે, ઇત્યાદિક વિચારથી લોકો પોતાનું લક્ષ સુમાર્ગે જોડે છે. ઇશ્વરનીજ એમ કરવાની પ્રથમથી ઇચ્છા હશે નહિ તો સ્ત્રી-પુરૂષ એવા ભેદની સૃષ્ટિજ શા માટે કરે. સર્પ વીછીના ભયથી ઘરમાં સ્વચ્છતા રાખીયે છિયે ને ઉઘાડે પગે ફરતા નથી, ચોરની બીકથી માર્ગે ચાલતાં વળાવુ (સીપાઇ સાથે) રાખીયે છિયે, તેમજ માર્ગે ચાલતાં લાકડી વિગેરે સાધન પશુ આદિક બાધ ન કરે તેને માટે રાખીયે છિયે. એ બધું પોતાના સુખને માટે આપણે પોતાની મેળે નથી કરી શકતા પણ તે કરાવે છે તોજ કરી શકિયે છીયે. એક મહારાજા અસંખ્ય સેનાની તૈયારી કરી રાખી તેનું નિરંતર ખર્ચ ઉપાડે છે તે શામાટે? બીજા મહારાજા તરફથી પોતાના રાજ્યને પરાભવ થાય તો તે ન થવા દેવાને માટેજ. આ ઉપરથી એમ નક્કી થાય છે કે ઇશ્વરે એકબીજાથી વિરૂદ્ધ ગુણસ્વભાવના પદાર્થની ઉત્પત્તિ પોતાની તેમ કરવાની ઇચ્છાથી કરી છે અને તે અંતે ઉપયોગી છે એમ અનુભવથી જણાય છે. નાસ્તિકની ઉત્પત્તિ જગતમાં છે તો આસ્તિકની ઓળખાણ પડે છે અને આસ્તિકની ઉત્પત્તિ છે તો નાસ્તિકની ખબર પડે છે. એકનો આવિર્ભાવ થતો હોય તો બીજાના તિરોભાવની ખબર પડે છે અને એકનો તિરોભાવ થતો હોય તો બીજાના

આવિર્ભાવની ખબર પડે છે એકમા ગુણ હોય તો બીજાના દોષની ખબર પડે છે અને એકમા દોષ હોય તો બીજાના ગુણની ખબર પડે છે રાવણાદિક જેના રાક્ષસો ન થયા હોત તો રામચદ્રજી જેવાના સુચરિત્રને કોણ સભારત? અને રામચદ્રજી જેવા ન થયા હોત તો રાવણાદિક જેવાને કોણ ધિક્કાર આપત? પ્રાણીમાત્રનો જન્મ થાયછે તો મૃત્યુનુ રૂપ સમજાયછે અને મૃત્યુ થાયછે તો જન્મનુ રૂપ સમજાયછે સ્વજનસયોગના અનુભવથી વિયોગદુ ખજન્ય તાપનુ આકરાપણુ જાણવામા આવે છે અને વિયોગદુ ખજન્ય તાપનો અનુભવ છે તો સયોગજન્યસુખનો આનદ ઓળખાય છે ઓળખાણ અનુભવ કે સમજણ એક વસ્તુની સામે તેથી વિરૂદ્ધ ગુણ સ્વભાવની વસ્તુ હોય તોજ પડે છે કાળ ન પડે તો સગાળ કેમ ઓળખાય અને સગાળ ન હોય તો કાળ કેમ ઓળખાય? આજે જો ઉતાવળી ચાલનારી આગબોટો અને આગગાડીયો થઇ છે તો ગાડાને અને ગાડીયોને ધીરી ચાલના આપણે જાણીયે છીયે ગ્યાસના અને વિજળીના દીવા થયા છે તો તેલના દીવાને થોડા પ્રકાશના દીવા જાણીયે છીયે આમ સારી માઠી પરીક્ષા સામા પદાર્થ ઉપરથી થાય છે અને પછી ઇચ્છાપ્રમાણે અનુકૂળ હોય તે ગ્રહણ કરાય છે અનુકૂળતા પણ જાતિ ગુણ સ્વભાવ ઉપર આધાર રાખે છે પરતુ એટલુ તો ખરૂ કે સર્વ ગુણસ્વભાવવાળા પદાર્થો જગતમા ઉપયોગી છે અને તેથીજ નિર્માણ થયેલા છે ટાઢ તડકા અને વરસાદથી રક્ષણ થવા સારૂ રાક હોઇએ તો ઝુપડા બધાવિયે છિયે અને લક્ષ્મીવાન હોઇએ તો અસખ્ય ધન ખરચી મેહેલ બધાવિયે છિયે તેના ઉપયોગની તેના ગુણની કે તેના મૂલ્યની તડકા ટાઢ કે વરસાદ ન હોય તો કેમ ખબર પડે? ખારા રસની ઉત્પત્તિ જો ન હોય તો મિઠા રસની મીઠાશનુ માપ શાથી થઇ શકે? આપ્રમાણે જો દુર્જનોની ઉત્પત્તિ હોયજ નહિ તો પછી સજ્જનોની પરીક્ષા શી રીતે થઇ શકે? પરીક્ષા તો શુ પણ સુજન શબ્દની ઉત્પત્તિ પણ સભવે નહિ પરમ દયાળુ પરમેશ્વરે એ કાઇ અલૌકિકજ ગોઠવણ કરી છે એમ સૂક્ષ્મદૃષ્ટિથી જણાય છે દુર્જનોથી લોકોને વિનાકારણે પણ ઘણુ ખમવુ પડે છે તેથી અત્યત દુ ખ થતુ હશે પરતુ તેવિષે એટલુ વિચારવાનુ છે કે એમ થવાથી પોતાના પાપનો ક્ષય થાય છે અને વિશેષમા આપણા ગુણની સહજમા પરીક્ષા થાય છે અને તેમ કદિ નહિ થયુ તો હજાર આખવાળો ઇશ્વર તેનો સાક્ષી છે આટલામાટે, દુર્જનોને સદૈવ આશીવાદ આપવો કે તેઓ સદૈવ કુશળ રહે દુર્જનોના દુ ખથી પીડાએલુ સુજન મનુષ્ય કુવાડેથી કપાયેલુ ચદન જેમ વધારે સુગધ આપે છે તેમ વધારે

સદ્ગુણી લાગે છે. શરાણ ઉપર ચડીને ઘસાયા વગર હીરા રત્ન વિગેરે ઝવેરાત ચળકતી નથી તેમ દુર્જનોરૂપ સરાણના ઝપાટા લાગ્યા વગર સજ્જનરૂપ ઝવેર ચળકતાં નથી. સજ્જનોની શરાણ ખરેખર દુર્જનોજ છે. જેમ જગતમાં રત્નોને મૂલ્યવાળાં કરવામાં શરાણનો ઉપયોગ છે તેમ સુજનોને મૂલ્યવાળા થવામાટે દુર્જનોનો ઉપયોગ પણ છે. એક અનુભવી વિદ્વાન તો પોતાના ગ્રંથારંભમાં દુર્જનને નમસ્કાર કરવારૂપ મંગળાચરણ કરે છે. તેનો ભાવાર્થ એવો જણાય છે કે સુજનને પ્રકાશ આપનાર પ્રથમ દુર્જન છે માટે તેનેજ નમવું જોઇએ. આ એક અલંકાર છે. આ ઉપરથી સમજવાનું એ છે કે દુર્જનોથી સુજનોને ઘણું ઘણું દુઃખ થાય છે અને સમયે મરણાંત સુધીની સ્થિતિ આવી જાય છે તોપણ સાર્વજનિક રીતે જોતાં સંસારમાં તે દુર્જનો પણ મોટા ઉપયોગની વસ્તુ છે. ભૂંડામાં ભૂંડો પ્રાણહર પદાર્થ ઝેર છે તો તે ઝેરનો પણ જગતમાં ઉપયોગ છે ત્યારે દુર્જનો તો મનુષ્ય પ્રાણી જેવી જાત છે તે ઉપયોગી કેમ ન હોય? તેઓ ગમે તેટલો વિરોધ કરે, ગમે તેટલું દુઃખ આપે તોપણ સુજનોએ તેને સદૈવ પોતાના પ્રકાશક ગણવા. અજવાળાનો પ્રકાશ જેમ અંધારાથી થાય છે તેન સજ્જનનો પ્રકાશ દુર્જનોથી થાય છે એ વાત લોકપ્રસિદ્ધજ છે.

આ ઉપરથી એમ જણાયુ કે દુર્જનો એ પણ અતિ ઉપયોગની વસ્તુ જગતમાં છે, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, બ્રાહ્મણ હોય કે ક્ષત્રીય હોય, વૈશ્ય હોય કે શૂદ્ર હોય. અમૂક જાતિમાં, અમૂક કુળમાં કે અમૂક ગોત્રમાંજ દુર્જન ઉત્પન્ન થાય છે એવો કાંઇ નિયમ નથી. પરંતુ ગમે તે કુળજાતિમાં દુર્જન થાય છે. કેટલુંક દુર્જનપણું સ્વાભાવિક ગણવામાં આવે છે અને કેટલુક કુસગથી થયેલું માનવામાં આવે છે. એકલા કુસંગથી પણ માનવાને અડચણ નથી. જ્યાં જેવો પ્રસંગ ત્યાં તેમ માનવું પડે છે. કુસંગથી સઘળી ખરાબી થાય છે એ વાત વધારે માન્ય કરવા જેવી છે અને એટલામાટેજ મહાન પુરૂષો સુજનોનો સંગ કરવાની ભળામણ કરી ગયા છે. દુર્જનો અતિ ઉપયોગી વસ્તુ છે માટે તે સમાગમ કરવા યોગ્ય કે અનુકરણ કરવા યોગ્ય છે એમ ન માનવું. તે ઉપયોગી માત્ર સુજન દુર્જનની પ્રતીતિ થવા જેટલા સંબંધમાંજ છે. શિવાય તે કાંઇપણ ઉપયોગી નથી કેમકે તેનાથી કોઇનું ભલું નથી થતું, જેને તેને તે પીડયા કરે છે અને એક હોય તો તેમાંથી વળી બીજા વધારે થાય છે. આમ છે તોપણ તેની ઉપર સમાનદૃષ્ટિ રાખવી; પરતુ તેનો પરિચય કે સહવાસ કરવો નહીં. કેમકે ભૂતની ભાઇબંધાઇમાં જીવનું જોખમ થવા જેવું છે.

દુર્જનોની પરીક્ષા શી રીતે થાય કે તેના સંગથી દૂર રેહેવાય ? એની ગકાનુ સ માધાન એ છે કે, જગતમા મનુષ્યોના ગુણસ્વભાવ વિચિત્ર હોવાથી કોઇ કોઇને દુર્જન લાગે અને કોઇ કોઇને સજ્જન લાગે એથી કરીને મૂસ નોકોના નાર વામા સુજનો પણ કોઇ કોઇ કારણમા દુર્જનોની ગણતીમા આવી જાય છે આ વો વિચિત્ર વ્યવહાર છે તોપણ સમગ્ર દુરાચારીની ગત કાઇ છાની રેહેતી નથી એ વાત ઓળખવાને કાઇ પ્રયત્ન કરવુ પડતુ નથી તેમજ દુર્જનો પગ પોતાના દુરાચરણથી એની મેળે બહાર પડે છે એ અનુભવસિદ્ધ વાત છે જગતમા મનુ સુજન હોય એનો ભાગ ઘણોજ થોડો હોય છે મધ્યમ ભાગ તેથી વધારે અને દુર્જનનો ભાગ એથીપણ વધારે હોય છે, કેમકે સારૂ થવુ એજ કઠણ છે નર તામા કાઇ કઠણાઇ નથી ઘર બાધતા કેટલી વાર લાગે છે ? પણ તેજ ઘર જો પાડી નાખવુ હોય તો કાઇ વાર લાગતી નથી હવે તે ગમે તેમ હોય સમજવાનુ એ છે કે સસારમા ઉપયોગી વસ્તુ દુર્જનની પણ ઘણી જરૂર છે એટલે તે કોઇ પ્રકારે અપમાનનુ પાત્ર નથી પરતુ તેના સંગથી પરિચયથી કે પગભનથી દૂર રેહેવામાટે સુજનોએ સાવચેતી રાખવી સાવ કે સર્પ ગમે તેના ગરીબ સ્વભાવના હોય તોપણ તેથી ડરવુ જોઇએ તેમ દુર્જન ગમે તેવા ગરીબ સ્વભા વનો હોય તોપણ તેથી ડરતા રેહેવુ જોઇએ એવાઓ અપરાધ કરે તો માફી લેવા, કેમકે એમ કરવુ એ સુજનના ધર્મમા સમાયેલુ છે દુર્જનોએ કરેલા અપરાધનો બદલો વાળવાની પણ ઇચ્છા ન રાખવી, કેમકે હારવાપણુ અપરાધ, હાનિ એ સર્વ સુજનોને છે, દુર્જનોને નથી એટલામાટે એમના તો છેટેથી દાન કરી સદૈવ દૂરજ રેહેવુ વિશેષ સુખનો માર્ગ એ છે કે, આપણે સુજન તો સર્વ મનુષ્યો સુજનજ છે, એટલે પછી દુર્જન કોઇ છેજ નહિ પછી સારૂ માઠુ શુ રહ્યુ ?

---

## બે મિત્રના વિશ્વાસુપણાની વાત

દ૦ ક ૧૧૦ ... ૧૮૨૫

એક નગરમા બે બ્રાહ્મણ રેહેતા હતા એ બ્રાહ્મણને પરસ્પર ગાઢ મિત્રાઇ હતી તે પ્રત્યેકને યોગ્ય અવસ્થાએ એકેક પુત્ર ઉત્પન્ન થયો એ પુત્રને પોતાના કુળસ્વભાવ પ્રમાણે એ બેય બ્રાહ્મણે ભણાવી ગણાવી કુશળ કર્યા પોતાના પિતા એકબીજાઉપર જે પ્રેમ અને પરિચય રાખતા તે ઉપરથી તેના છોકરાઓ પણ એકબીજા પરસ્પર પ્રેમથી વર્તવા લાગ્યા પોતાના પિતાની મિત્રાઇ કરતા આ બે જણની મિત્રાઇ મર્યાદાપૂર્વક વધવા માડી એકબીજાનો

સ્વભાવ અને એકબીજાના ઉદ્દેશો સર્વ મળતા આવતા હતા. આવી રીતે પોતાના પુત્રો પરસ્પર મિત્રભાવથી વર્તે છે એમ જાણવામાં આવતાં તેના પિતાઓને પરમ સંતોષ થયો અને કાળેકરી છોકરાઓ યોગ્ય થતાં તેઓ સંતોષપૂર્વક મરણ પામ્યા. તેના છોકરાઓ તો પોતે પરસ્પર મિત્રભાવથી મોટાં મોટાં દુ:ખ-સુખમાં ભાગ લેવા લાગ્યા. વર્તમાનકાળમાં જેમ મિત્ર કે દોસ્ત શબ્દ બોલાયો કે જાણે સ્ત્રીસબંધી ખાનગી વાતોનું પાત્રજ તે શબ્દ લેખાય છે અને ઘણું કરીને કેટલેક ઠેકાણે તેવુંજ હોય છે, પણ આ બે બ્રાહ્મણના પુત્રોને તેમ નહોતું. તેઓએ તો પોતાની મિત્રતાનો ઉપયોગ વ્યાવહારિક અને પારમાર્થિક મહાન કાર્યોમાં સહાયતા મેળવવામાં અને એકબીજાની અડચણ એકબીજાએ ભાગવાના કામમાંજ કર્યો હતો. આવી ઉત્તમ પ્રકારની મિત્રતાવાળા કેટલુ સુખ પામે છે તે બીજાથી જાણી શકાતુ નથી. એક સમયે એ બન્નેની મિત્રાઇનો છેડો આવવાના કારણ જેવુ બન્યુ. એ બન્ને મિત્ર તીર્થયાત્રા કરવાના મિશથી પરદેશમાં નીકળ્યા. ફરતાં ફરતાં કોઇ સરોવરને કાંઠે વડના ઝાડ નીચે બેય જણા આરામ લેવાને ઉતર્યા. એક જણ તો ત્યાંની સુંદર શીતલતાનેલીધે નિદ્રાવશ થયો અને બીજો જણ પીવાનું પાણી ભરી આવી પોતાના ઉતારાતરફ વળતો હતો, આટલા સમયમાં એક મોટો નાગ તેના જોવામાં આવ્યો કે જે પોતાના ઉતારાતરફ દોડયો જતો હતો. આવડો મોટો નાગ પોતાનો મિત્ર ઊંઘે છે તે તરફ જતો જોઇ હડી હાડીને લાકડી લઇ તેને આડો ફર્યો. આમ કરવાથી નાગ બીજી કોરે ભાગી જશે એવી તેના મનમાં ધારણા હતી પણ તેમ ન થયું નાગે તો ફણ ચડાવીને તેની સામે જોર કરવા માંડ્યુ તે ઉપરથી આ મિત્રના મનમાં એમ થયુ કે હવે તો તેને અહીથી આની કોર જવા દેવાયજ કેમ? આ નાગ પણ ખસે નહિ અને આ બ્રાહ્મણનો છોકરો પણ આડોથી ખસે નહીં છેવટ નાગે મનુષ્યવાણીથી કહ્યુ કે જે તારો મિત્ર ઊંઘે છે તેણે મને બહુ દુ:ખ દીધું છે. માટે તેના ગળાનું લોહી પીધા પછી હું આંહીથી જાઇશ. આ બ્રાહ્મણના પુત્રે હિમત રાખીને પોતે પોતાને કરડવા કહ્યુ પણ તેને ના કહી. છેવટ ઘણી આજીજી બ્રાહ્મણના છોકરાએ કરી ત્યારે નાગે કહ્યુ કે તેના ગળાનું લોહિ જો તુ પોતે કાઢી આપ તો તે ચાખીને પછી હુ પાછો જાઊં આ મિત્રે તો પ્રાણ બચાવવા માટે તે વાત માન્ય કરી. ઉતારે આવી પોતાના નિર્દોષ સ્થિતિમાં સુતેલા મિત્રની છાતીઉપર ચડીને હાથમાં પાળી લીધી. આ સમયે સુતેલા મિત્રની આંખ ઉઘડી ને જુવે છે તો શ્રમથી થાકી ગયેલા

# યુગ વિષે.

સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કલિયુગ, આવાં નામ આપણે ઘણીવાર વાંચ્યા અને સાંભળ્યાં છે. એ યુગો ગાડાના પૈડાની પેઠે ફર્યા કરે છે એટલે એનાએ નામના યુગો અનુક્રમે આવ્યા કરે છે. (સત્યયુગનું પ્રમાણ ૧૭૨૮૦૦૦ નું. ત્રેતાનું પ્રમાણ ૧૨૯૬૦૦૦ નું, દ્વાપરનું પ્રમાણ ૮૬૪૦૦૦ નું, અને કલિનું પ્રમાણ ૪૩૨૦૦૦ નું કેહેવાય છે*) તે તે યુગના ધર્મપ્રમાણે લોકોની વૃત્તિયોપણ ફરતી જાય છે. આ એક ઐશ્વરી માયાનો વિચિત્ર ખેલ છે કે જેનો વિચાર કરતાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર સ્તબ્ધ બની જાય છે.

સત્યયુગમાં સત્ય, દયા, તપ અને અભયદાન, એ ચાર પાયાવાળો ધર્મ પ્રવર્તે છે.' તે યુગના ઘણા ખરા લોકો સતોષી, દયાળુ, સર્વ પ્રાણિઓના મિત્રસરખા, શાંત, જીતેંદ્રિય, દુઃખાદિકનું સહન કરનારા, આત્મારામ, સમદૃષ્ટિવાળા અને આત્મજ્ઞાનનો પરિશ્રમ કરનારા હોય છે.

ત્રેતાયુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસતોષ, અને કજિઓ, એ ચાર અધર્મના પાયાઓનેલીધે ધીરે ધીરે ધર્મના ચાર પાયામાંથી ચોથો ચોથો ભાગ ઓછો થવા માંડે છે. તે યુગના લોકો ઘણાખરા ક્રિયા અને તપમાં નિષ્ઠાવાળા, ઘણી હિસા નહિ કરનારા, વિષયોમાં અલપટ. ધર્મ અર્થ ને કામ સુખમાં લાગેલા, અને જેઓમાં બ્રાહ્મણો સર્વોત્તમ ગણાય છે એવા હોય છે.

દ્વાપરયુગમાં અસતોષ, હિંસા, મિથ્યા ભાષણ અને દ્વેષ, એ ચાર અધર્મના પાયાનેલીધે તપ, દયા, સત્ય અને દાન એ ચાર ધર્મના પાયામાંથી અરધો અરધો ભાગ ક્ષીણ થાય છે. તે યુગના લોકો ઘણા ખરા, યશસ્વી, મોટા ગ્રહસ્થ, વેદ ભણવામાં પ્રીતિવાળા, ધનવાળા, કુટુંબી, આનદવાળા, અને જેઓમાં ક્ષત્રીઓ તથા બ્રાહ્મણો ઉત્તમ ગણાય છે એવા હોય છે.

કલિયુગમાં અધર્મના પાયાઓ વધવાનેલીધે ધર્મના પાયાઓનો ચોથો ભાગ અવશેષ રહે છે. અને અંતે તે પણ ક્ષીણ થતાં નાશ પામે છે. તે યુગના લોકો ઘણાખરા લોભી, દુરાચરણી, નિર્દય, વૃથા વૈરવાળા, દુર્ભાગ્ય, ઘણી તૃષ્ણાવાળા, અને જેઓમાં શૂદ્ર તથા દાસ લોકો ઉત્તમ ગણાય એવા હોય છે.

---

* ૪૯૯૯ વર્ષ કલિયુગના ગયાને બાકી જવાના છે એમ કેહેવાય છે ।  કયાંઇ એમપણ લખ્યું છે કે ધર્મના તપ. પવિત્રતા, દયા તથા સત્ય એ ચાર પગ છે (ગર્વ, આસક્તિ, અને મદરૂપ અધર્મના પાયાથી પ્રત્યેક યુગમા ધર્મના એકેક પાયો નાશ થતા ધર્મનો એક પાયો સત્ય રહે છે. તે પણ છેવટ કલિમા નાશ થાય છે.)

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પુરૂષમા દેખાય છે અને તેઓ કાળની ગતિનેનીધે ચિત્તમા ફર્યા કરે છે જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્વગુણમા બહુજ વર્તે ત્યારે સત્યયુગ જાણવો કે જેથી જ્ઞાન અને તપમા રૂચિ થાય છે જ્યારે પ્રાણીઓને સકામ કર્માદિકમા પ્રીતિ થાય ત્યારે રજોગુણપ્રવૃત્તિવાળો ત્રેતાયુગ જાણવો જ્યારે લોકોને લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર, અને સકામ કર્મોમા પ્રીતિ થાય ત્યારે રજોગુણ તથા તમોગુણની પ્રધાનતાવાળો દ્વાપર યુગ જાણવો જ્યારે લોકોમા કપટ, મિથ્યાભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા, દુ:ખ, શોક, મોહ, ભય, અને દીનતા થાય ત્યારે તમોગુણની પ્રધાનતાવાળો કલિયુગ જાણવો

આ પ્રમાણે પ્રાચીન વિદ્વાનો લખી ગયા તે ઉપરથી આપણે સમજી શકીયે છિયે કે ટાઢ પડે તે સમયે શીયાળો હોવો જોઇએ અને શીયાળાનુ સ્વરૂપ ટાઢ છે તાપ અને ઘામ લાગે ત્યારે ઉનાળો હોવો જોઇએ અને ઉનાળાનુ સ્વરૂપ તાપ અને ઘામ છે વરસાદ વરસે ત્યારે ચોમાસુ હોવુ જોઇએ અને વરસાદ એ ચોમાસાનુ સ્વરૂપ છે આ રીતિ પ્રમાણે સત્યયુગ આદિના, સ્વભાવથી થયેલા ધર્મો છે, તે ધર્મો તે તે યુગનુ સ્વરૂપ છે અને પ્રત્યેક યુગમા તે તે યુગના ધર્મની પ્રવૃત્તિ થવીજ જોઇએ શીતકાળ વગેરેનુ આવાગમન જેમ સૂર્યની ગતિ ઉપર છે તેમ સત્યયુગ વગેરે યુગોનુ આવાગમન મહાસમર્થ કાળના ચાલતા પ્રવાહ ઉપર છે યુગ વગેરેની ગણતરી કરવાનું તો મુખ્ય સાધન ભગવાન સૂર્યનારાયણજ છે; એની ગતિથી જેમ દિવસ આદિની ગણતરી થાય છે તેમ યુગની પણ થાય છે સર્વે ઋતુઓમા જેમ હીન મિથ્યા કે અતિયોગ કાળના વિચિત્ર મહિમાથી થાય છે તેમ યુગધર્મોમા પણ તેમ થવાનો સંભવ છે સત્યયુગમા સત્ય, દયા, તપ અને અભયદાન એ સંપૂર્ણ રીતે હોય છે, ત્રેતાયુગમા તેમાથી ચોથો ભાગ ઓછો થાય છે, દ્વાપરમા અર્ધો ભાગ ઓછો થાય છે અને કલિયુગમા પોણો ભાગ ઓછો થાય છે અને જે ચોથો ભાગ બાકી રહે છે તે પણ ક્રમે ક્રમે લોપ થઇ જાય છે એટલે ધર્મ ક્યાંઇ જોવામાજ આવતો નથી ત્રેતામા પા ભાગ અધર્મ પેસે, દ્વાપરમા અરધો ભાગ પેસે, અને *કલિયુગમા પોણો ભાગ પેસતા આખોય અધર્મ પેસી જાય છે જે જે યુગમા જેટલો અધર્મ અને જેટલો ધર્મ

---

* કલિયુગમા મોટો ગુણ એ છે કે ભગવાનનુ કીર્તન કરવાથી મનુષ્ય બંધનમાથી છુટી પરમ પદ પામે છે સત્યયુગમા ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતામા યજ્ઞોવડે પૂજન કરવાથી અને દ્વાપરમાં સેવન કરવાથી જે ફળ થાય છે તે ફળ કલિયુગમા કીર્તન કરવાથી થાય છે

તે ને યુગમાં તેટલાં દુરાચરણ અને તેટલાં સદાચરણ લોકોમાં હોય છે. યુગનું અનુમાન અથવા પરીક્ષા લોકોની વૃત્તિ ઉપર રહી છે અને લોકોની વૃત્તિગુણની પ્રબળતા ઉપર રહી છે. જે કાળમાં સત્વગુણની પ્રબળતા હોવાથી જ્ઞાન અને તપ વિગેરેમાં સર્વની પ્રવૃત્તિ થતાં સત્ય. દયા. શાંતિ. શ્રદ્ધા. તિતિક્ષા. સમાનદૃષ્ટિ, જીતેંદ્રિયપણું ચારે કોરે જોવામાં આવે છે. તે કાળ સત્યયુગરૂપ હોય છે.

(અપૂર્ણ)

## शेठजी ठा. रतनसी खीमजीनो स्वर्गवास.

આ ખેદકારક ખબર ગયા અંકમાં અમે આપી ગયા છિયે.

ભાટીયા ગૃહસ્થ શેઠ રતનશી ૧૯૦૧ ની શાલના પોષ વદી ૮ શુકરવારે જન્મ્યા હતા. તેમણે પોતાના પિતાની છાયામાં રહી વિદ્યા અને વ્યાપારસંબંધી ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવ્યું હતું. પોતાના પિતા ખીમજી ઓધવજી જ્યારે ૧૯૩૨ ની શાલના જેઠ માસમાં સ્વર્ગવાસી થયા ત્યારથી પોતે પોતાના પિતાનો ધંધો માથે ઉપાડી લીધો. તે પેહેલાંપણ પોતાના ભાઇઓ સહિત પોતે પોતાના પિતાને સારો સંતોષ ઉપજાવ્યો હતો. અને ૧૯૩૧ ની શાલથી તો તમામ કામ કાજ પોતે ઉપાડી લીધું હતું. ખીમજી શેઠ ઘણા કુશળ અને ભલા સ્વભાવના ગૃહસ્થ હતા. તેમની પ્રજા એ પ્રમાણે ઉત્તમ પ્રકારની થવી જોઇએ શેઠ રત્તનશીએ પોતાની ચાલાકીથી સર્વમાં સારૂ સ્થાન મેળવ્યું હતું. તેઓ ૧૯૪૩ ના આશુ વદી ૧૧ ને રોજ આશરે ૪૨ વર્ષની નાની ઉમરે સ્વર્ગવાસી થવાથી એમનાં કુટુંબને મોટી હાની થઇ છે. તેઓ સ્વભાવે માયાળુ અને નગતાવડા હતા. તેમના કુટુંબનો સંપ જોઇ લોકો તારીફ કરે છે. ધર્મ ઉપર એમને સારો આદર હતો. અને પોતાના યોગ્યતાથી હિંદુસ્થાન-વેસ્ટર્ન મીલોમાં ભાગીયા થયા હતા. સંવત ૧૯૧૯ ની શાલમાં તથા ૧૯૩૨ની શાલમાં જાત્રા કરી આવ્યા હતા. માધુપુરમાં ૧૯૩૯ ની શાલથી નવું સદાવ્રત એમણે ચાલુ કરેલુ છે. પોરબંદરમાં પણ ઘણા વર્ષથી એમનું સદાવ્રત ચાલે છે. એઓ પોતાની પાછળ પોતાના પાંચ ભાઇ તથા એક પુત્ર તથા ૪ પુત્રીને મેલી ગયા છે.

કાળની ગતિ વિચિત્ર છે અને દૈવના કર્તવ્યની ખબર પડતી નથી. માટે હવે ધૈર્ય ધરી તેમના કલ્યાણમાં મન જોડવું અને તેના ગુણ સંભારી આંસુ પાડવાં એ શિવાય કશુ બની શકે તેમ ન હોવાથી એમના કુટુંબને અનેક સદ્વિચારમાં મન વાળવા ભલામણ કરિયે છિયે.

નથી ત્યાંસુધી પોતે ભાષણ કરે છે એવું જણાવે છે. તેમાં પ્રથમના કરતાં સંખ્યામાં કાંઇક ઘટાડા શિવાય બાકી કામ પ્રથમ પ્રમાણેજ ચાલ્યું આવ્યું જણાય છે.

વિચારી જોતાં એ સભાના સ્થાપનાર રા. શંકરલાલ જેઠાભાઇને ઘણું માન ઘટે છે. તેઓ આ કામમાં ઘણીકાળજીથી રાતદિવસ મેહનત કરે છે અને એની મેહનતથીજ આ સભા આજસુધી કાયમ રહીને પ્રસિદ્ધિ પામી છે. એમનેએમ આ કામ ચાલુ રહેવા માટે અમે અંતઃકરણથી ઇચ્છિયે છિયે. સ્ત્રીસુધારણા એજ દેશસુધારણાનો મૂળ પાયો છે. હવે તે કેવી રીતે કયા પ્રમાણ ઉપર અને કેટલા અધિકારસુધી થવી જોઇએ એ વિષે પ્રત્યેકના ઘણું કરી ભીન્ન ભીન્ન મત પડે છે તોપણ કાળેકરીને જે સમયે જેમ બની આવે તે સમયે તેમ તેવી ઇશ્વરેચ્છાથી તે અનુકૂળજ માનવું જોઇએ.

આ સભા અમે પ્રત્યક્ષ પણ જોઇને ઘણો સતોષ પામ્યા છિયે તે ઉપરથી કહી શકિયે છિયે કે મેહેતાજી રા. શંકરલાલનું એ વિષે અત્યંત અપૂર્વ પ્રયત્ન છે કે જેનો જામનગરની પ્રજાએ મોટો ઉપકાર માનવો જોઇએ.

---

## વેદધર્મસભાને બક્ષીસ.

રા. રા. વૈદ્ય પ્રભુરામ જીવનરામે પોતાના નાના પુત્ર રા. પોપટનાં ર સૌભાગ્યવતી જયાકુવરનો સ્વર્ગવાસ થતાં તેની પાછળ ધર્મ પ્રીત્યર્થ રૂા. ૧ દસ વેદધર્મસભાના અનામત ધર્માઉ ફંડમાં બક્ષીસ આપ્યા છે.

### પદ.

( રાગ ઝીંઝોટી વગેરે તાલ દાદરો )

પ્રણતપાલ આપ એક, શરણ છો અમારૂં,
ધરણીધર ધરતીપર, અન્ય હુ ન ધારૂં;— પ્રણ૦
ધન જન તન ધામ ધરા, નોબત નગારૂ,
પુત્ર મિત્ર કે કલત્ર, સર્વ છે તમારૂ;— પ્રણ૦
આ ભવાબ્ધિમાં અનાદિ, ઇશ હું ઉતારૂ,
કર્ણધાર આપ એક, કેમ હું વિસારૂં;— પ્રણ૦
સંકટ સહુ દૂર જાય, થાય સર્વ સારૂં,
ચપલાપતિ ચિત્તમાં ન, એ વિના વિચારૂં;—પ્રણ૦
માનવતનરૂપ કોહિનૂર હું નહારૂં,
કમલાપતિ કેશવ છે, એ અભિષ્ટ મારૂં — પ્રણ૦



# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મુ          પોષ સંવત્ ૧૯૫૫          અંક ૩ જો

## ॥ यतोधर्मस्ततोजय ॥

### अपरोक्षानुभूति

(અંક પાને ... થી)

એ પ્રમાણે આત્માને દેહથી જુદો પાડનાથી દેહનુ આત્માપણુ મટાડ્યુ, પ્રસિદ્ધ રીતે દેહભેદનુ અસત્યપણુ એટલે આત્માની સત્તાવિના બીજી સત્તા રહિતપણુ કેહેવાય છે

[1] चतन्यस्यैकरूपत्वाद्भेदो युक्तो न कर्हिचित् ।
जीवत्वं च मृषा ज्ञेयं रज्जौ सर्पग्रहो यथा ॥ ४२ ॥

ચૈતન્ય એકરૂપ છે માટે કોઈપણ અવસ્થામા તેનો ભેદ સભવતો નથી અને જીવપણુ પણ દોરીમા સર્પની ભ્રાંતિનીપેઠે ખોટુજ જાણવુ

[2] रज्ज्वज्ञानात्क्षणेनैव यद्वद्रज्जुर्हि सर्पिणी ।
भाति तद्वच्चितिः साक्षाद्विश्वाकारेण केवला ॥ ४४ ॥

દોરી છે એવુ જ્ઞાન ન થવાથી ક્ષણમાત્રમાજ જેમ દોરી સાપણરૂપ જણાય છે તેમ અજ્ઞાનથી સાક્ષાત્ કેવળ ચતન્ય પ્રપચને આકારે ભાસે છે

[3] उपादानं प्रपचस्य ब्रह्मणोन्यन्न विद्यते ।
तस्मात्सर्वप्रपचोयं ब्रह्मैवास्ति न चेतरत् ॥ ४५ ॥

બ્રહ્મથી બીજુ પ્રપચનુ ઉપાદાન કારણ નથી માટે આ સર્વ પ્રપચ બ્રહ્મજ છે બીજુ કઈ નથી

[4] व्याप्यव्यापकता मिथ्या सर्वमात्मेति शासनात् ।
इतिज्ञाने परे तत्त्वे भेदस्यावसरः कुतः ॥ ४६ ॥

વ્યાપ્ય અને વ્યાપકપણુ મિથ્યા છે અને સર્વ આ બ્રહ્મ છે એમ શ્રુતિ પણ કહે છે માટે એ પ્રમાણે પરમ તત્વ જાણ્યે એટલે ભેદ કરવાનો અવકાશજ ક્યા છે

1 જીવભેદનુ અસત્યપણુ 2 નિર્ત્તિનુ નિરૂપણ 3 ... 4 પ્રપચનુ ઉપાદાન કારણ બ્રહ્મ ... ભેદનુ મિથ્યાપણુ

श्रुत्या निवारितं नूनं नानात्वं स्वमुखेन हि ।
कथं भासो भवेदन्यः स्थिते चाद्वयकारणे ॥ ४७ ॥

શ્રુતિએ પોતાને મુખે નાનાપ્રકારપણું નક્કી નથી એમ કહ્યું છે ત્યારે અભિન્નનિમિત્તોપાદાનકારણરૂપ બ્રહ્મ છે ત્યાં આ બહાર ને આ અંતર એવો આભાસ કેમ હોય ?

[1] दोषोपि विहितः श्रुत्या मृत्योर्मृत्युं स गच्छति ।
इह पश्यति नानात्वं मायया वंचितो नरः ॥ ४८ ॥

શ્રુતિયે દોષ પણ કહ્યો છે કે જે બ્રહ્મમાં નાનાપ્રકારનો ભેદ જુએ છે તે માયાથી છેતરાયેલો માણસ જન્મમરણ પામ્યા કરે છે.

[2] ब्रह्मणः सर्वभूतानि जायंते परमात्मनः ।
तस्मादेतानि ब्रह्मैव भवंतीत्यवधारयेत् ॥ ४९ ॥

પરમાત્મા બ્રહ્મથકી સર્વ ભૂત ઉત્પન્ન થાય છે. માટે એ ભૂત પ્રાણીમાત્ર બ્રહ્મરૂપ છે એમ જાણવું.

ब्रह्मैव सर्व नामानि रूपाणि विविधानि च ।
कर्माण्यपि समग्राणि बिभर्तीति श्रुतिर्जगौ ॥ ५० ॥

અનેક નામ રૂપ અને કર્મ એ સઘળાંને બ્રહ્મજ ધારણ કરે છે, એમ શ્રુતિએ કહ્યું છે.

सुवर्णाज्जायमानस्य सुवर्णत्वं च शाश्वतं ।
ब्रह्मणो जायमानस्य ब्रह्मत्वं च तथा भवेत् ॥ ५१ ॥

સુવર્ણથકી થયેલા પદાર્થનું સુવર્ણપણું નિરંતર છે તેમ બ્રહ્મથી થનારાં જગતનું બ્રહ્મપણું નિરંતર છે.

[3] स्वल्पमप्यंतरं कृत्वा जीवात्मपरमात्मनोः ।
यः संतिष्ठति मूढात्मा भयं तस्याभिभाषितं ॥ ५२ ॥

જીવાત્મા અને પરમાત્મામાં જરાપણ ભેદ કલ્પીને જે મૂઢાત્મા રહે છે, તેને શ્રુતિએ ભય એટલે જન્મમરણ થવાનું કહેલું છે.

[4] यत्राज्ञानाद्भवेद्द्वैत मितरस्तत्र पश्यति ।
आत्मत्वेन यदा सर्वं नेतरस्तत्र चाण्वपि ॥ ५३ ॥

---

૧ ભેદ જોનારને દોષ ૨ સર્વનું બ્રહ્મરૂપે નિરૂપણ ત્રણ શ્લોકથી ૩ ભેદ દર્શીને ભય ૪ અવસ્થાભેદથી દ્વૈતાદ્વૈતનું એક અધિકરણ

જે અવસ્થામાં અજ્ઞાનવડે દ્વૈત ભાસે તે અવસ્થામાં પોતાને અને આત્માને જુદો દેખે છે અને જે અવસ્થામાં આત્મરૂપપણે સર્વ ભાસે તે અવસ્થામાં આત્માથી જુદું જરાપણ કાંઈ દેખતો નથી

[1] *यस्मिन्सर्वाणि भूतानि ह्यात्मत्वेन विजानत ।*
न वै तस्य भवेन्मोहो न च शोकोऽद्वितीयत ॥ ५४ ॥

જે જ્ઞાનકાળમાં સર્વભૂત પ્રાણીમાત્રને જે આત્મારૂપ જાણે છે, તે જ્ઞાન કાળમાં તે અધિકારીને અદ્વૈતપણું હોવાથી શોક કે મોહ થાય નહીં

[2] अयमात्मा हि ब्रह्मैव सर्वात्मकतया स्थित ।
इति निर्धारित श्रुत्या बृहदारण्यसस्थया ॥ ५५ ॥

સર્વાત્મકપણાથી રહેનો આ આત્મા બ્રહ્મજ છે એમ બૃહદારણ્યકની શ્રુતિએ સૌ જાણે તેમ કહ્યું છે

[3] *अनुभूतोप्यय लोको व्यवहारक्षमोपि सन् ।*
असद्रूपो यथा स्वप्न उत्तरक्षणबाधत ॥ ५६ ॥

આ પ્રપંચ અનુભવમાં આવેલો છે અને વ્યવહારમાં પણ સમર્થ છે તોપણ જ્ઞાનકાળમાં તે ટળી જાય છે માટે તે સ્વપ્નની પેઠે જુઠો છે

[4] स्वप्नो जागरणेऽलीक स्वप्नेपि जागरो नहि ।
द्वयमेव लये नास्ति लयोपि ह्युभयोर्न च ॥ ५७ ॥

જાગરણ અવસ્થામાં સ્વપ્ન અવસ્થા મિથ્યા છે (નથી), સ્વપ્ન અવસ્થામાં જાગરણ અવસ્થા નથી, સુષુપ્તિ અવસ્થામાં જાગ્રત અને સ્વપ્ન બેય નથી તેમજ સુષુપ્તિ અવસ્થા પણ જાગ્રતઅવસ્થામાં અને સ્વપ્ન અવસ્થામાં નથી

त्रयमेव भवेन्मिथ्या गुणत्रयविनिर्मित ।
अस्य द्रष्टा गुणातीतो नित्य ह्येकश्चिदात्मक ॥ ५८ ॥

એ ત્રણે અવસ્થા એ પ્રમાણે ત્રણગુણથી એટલે માયાથી કલ્પાયેલી હોવાથી મિથ્યા છે અને એ અવસ્થાનો દ્રષ્ટા ગુણ થકી પર, નિત્ય, એક અને ચૈતન્યરૂપ સત્ય છે

[5] यद्वन्मृदि घटभ्रान्तिं शुक्तौ वा रजतस्थिति ।
तद्वद्ब्रह्मणि जीवत्व वीक्ष्यमाणे न पश्यति ॥ ५९ ॥

---

૧ અન્તવાનની ગોમ્નો ગભાર ૨ શ્રુતિની સિદ્ધ આત્માનુ બ્રહ્મપણુ ૩ પ્રપંચનુ અસત્યપણુ ૪ અવસ્થાનુ મિથ્યાપણુ અને આત્માનુ નિર્લેપણુ એ શ્લોકથી ૫ જીવપણુ બ્રહ્મમા કલ્પિત

જેમ માટીમાં ઘડાની કલ્પના કરે છે. અને છીપમાં રૂપાની ભ્રાંતિ કરે છે તેમ બ્રહ્મમાં જીવપણું કલ્પેલુ છે. પણ માટીનું અને છીપનું ખરૂ જ્ઞાન થવાથી ઘડાપણું અને રૂપાપણુ દેખાતુ નથી તેમ બ્રહ્મ સાક્ષાત્કાર થવાથી જીવપણુ દેખાતું નથી.

यथा मृदि घटो नाम कनके कुंडलाभिधा ।
शुक्तौ हि रजतख्याति र्जीवशब्दस्तथापरे ॥ ६० ॥

જેમ માટીમાં ઘડો એવુ નામ કલ્પેલુ છે, સોનામાં કુંડળ એવું નામ કલ્પેલું છે, અને છીપમાં રૂપું એવું નામ કલ્પેલું છે. તેમ જીવ શબ્દ પરબ્રહ્મનેવિષે કલ્પેલો છે.

[1] यथैव व्योम्नि नीलत्वं यथा नीरं मरुस्थले ।
पुरुषत्वं यथा स्थाणौ तद्वद्विश्वं चिदात्मनि ॥ ६१ ॥

જેમ આકાશમાં કાળાશ. જેમ ખારી જમીનમાં પાણી, અને જેમ થાભલામાં માણસપણું નામમાત્ર છે તેમ ચૈતન્ય આત્માનેવિષે જગત નામમાત્ર છે.

यथैव शून्ये वैतालो गंधर्वाणां पुरं यथा ।
यथाकाशे द्विचंद्रत्वं तद्वत्सत्ये जगत्स्थितिः ॥ ६२ ॥

જેમ ઉજડ જગામાં ભૂતાદિક, જેમ ગંધર્વનગર અને જેમ આકાશમાં બે ચંદ્રમાંનું દેખાવું કેહેવામાત્ર છે તેમ સત્યરૂપ બ્રહ્મમાં જગત્ કેહેવામાત્ર છે.

(અપૂર્ણ)

---

## युगविषे.

જે કાળમાં રજોગુણની પ્રબળતા હોવાથી સર્વની પ્રવૃત્તિ સકામકર્માદિમાં થતાં, કાંઇક નિર્દયતા, ક્રિયામાં અને તપમાં નિષ્ઠા, ધર્મ અર્થ અને કામસુખમાં પ્રીતિ, અને બ્રાહ્મણની ઉત્તમતા ચારે કોર જોવામાં આવે છે તે કાળ ત્રેતાયુગરૂપ હોય છે. જે કાળમાં તમોગુણની પ્રબળતા હોવાથી સર્વની પ્રવૃત્તિ. સકામ કર્મોમાં થતાં લોભ. અસતોષ. માન, દંભ. મત્સર, અને બ્રાહ્મણ-ક્ષત્રિયની ઉત્તમતા ચારે કોર જોવામાં આવે છે તે કાળ દ્વાપરયુગરૂપ હોય છે. જે કાળમાં તમોગુણની પ્રબળતા હોવાથી સર્વની પ્રવૃત્તિ અન્યથાકામ કર્મોમાં થતાં કામ, ક્રોધ, લોભ, મદ. મત્સર, દુરાચરણ, નિર્દયતા, વૃથાવૈર. હિંસા, કઠોરતા. દુર્ભાગીપણું, ઘણીજ તૃષ્ણા, અનાચાર અને શૂદ્રાદિકની ઉત્તમતા ચારે કોર જોવામાં આવે તે કાલ કલિયુગ હોય

---

[1] જીવપણુજ કલ્પિત નહિપણ સઘળુ વિશ્વ બ્રહ્મમા કલ્પિત કહે છે.

છે કલિયુગના વર્ષો હોયે છે કે જેનો પાર આવતો નથી આ યુગમા ભગવાનના કીર્તનથી મનુષ્ય બંધનથી છુટે છે એજ એ શ્રેષ્ઠ ગુણ છે આ ઉપર થી ભગવાન કાળનો એવો અનિર્વચનીય મહિમા છે તે જણાવામા આવને પળ, ઘડી, મુહૂર્ત, ચોવડીયુ, પ્રહર, દિવસ, રાત, વા માડીને ઠેઠ યુગસુધી જે કાઇ ગણત્રીના નામો બોલવામા આવે છે તે સઘળા એ ભગવાન કાળના સ્થૂળ અગો છે તે ચક્રની પેઠે આવાગમન કરે છે તેમ છતા જે ગયા હોય તેનાતે પાછા આવતા નથી ઇશ્વરનુ સ્થૂળરૂપ જેમ જગતની રચનારૂપ છે તેમ કાળનુ સ્થૂળરૂપ પણ જ તેની રચનારૂપ છે ઇશ્વ જેમ નિરાકાર છે તેમ કાળપણ નિરાકાર છે ચાલતા પ્રવાહ સિવાય બીજુ કયુ એવુ ચિન્હ છે કે જે ઉપરથી કાળનુ સ્વરૂપ ઓળખાય છે? ઠેઠ તો કાળ એ ઇશ્વર અને ઇશ્વર એ કાળ છે એમ કેહેવામા કાંઇ અત્યુક્તિ નથી ઘણે ઠેકાણે ઇશ્વરની સત્તા અને કાળની સત્તાનુ સમાનપણુ બતાવેલુ જોવામા આવે છે, એટલુજ નહિ પણ કાળને ઇશ્વ રૂપ પણ માનવામા આવે છે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચ દ્ર વિગેરે કાળના ભયથી પોતપોતાનુ કામ નિયમિત રીતે કર્યે જાય છે એજ કાળની મોટી ઇશ્વરતાને સૂચવનાર છે દૂરદૃષ્ટિ કરવાની શી આવશ્યકતા છે, ક્ષણે ક્ષણે અને પલે પલે તે કાળની મહત્તા અને અનિર્વચનીય શક્તિ અનુભવવામા પ્રત્યક્ષ નિરતર આવ્યા કરે છે તે વિદ્વાન વર્ગથી કાંઇ અજાણી નહિ હોય સઘળી વિચિત્રતા કાળનીજ છે અને સર્વને ગળી જનારો પણ સમર્થ કાળજ છે એને કોઇ અદ્ભુત જાદુગરની અને મોટા જુના અજગરની ઉપમા આપી હોય તો યોગ્ય છે આ પ્રમાણે અદ્ભુત ચરિત્ર અને શક્તિવાળા કાળના પ્રવાહમા જે કોઇ બને તે સઘળુ સભવિતજ છે એમા કોઇથી ના કેહેવાય

ઋતુઓમા ઘણીવાર હીન મિથ્યા યોગો થાય છે, તેમ યુગોમા પણ તે યોગ થવાનો સભવ છે પરતુ ઋતુઓના સઘળી ઋતુમા તે યોગો હાનિકારકજ હોય છે તેમ યુગોમા તે યોગો હાનિકારકજ હોય એમ પૂર્ણ રીતે માની શકાતુ નથી માટે એમ અનુમાન થઇ શકે છે કે ત્રેતા દ્વાપર અને કલિયુગમા જો સત્યયુગના ચિન્હો દેખાય તો તે મિથ્યા યોગ કેહેવાય પરતુ તે યોગ હાનિ કરનારો નથી, પરતુ સત્યયુગમા ત્રેતા, દ્વાપર કે કલિનુ ચિન્હ જણાય તો તે મિથ્યા યોગ હાનિકારક થઇ પડે છે આમ માનવુ એ કાળના નિયમથી વિરુદ્ધ છે એમ કોઇ માને તો તેનો ખુલાસો એ છે કે કાળમા જે કાંઇ કલ્પના કરવી તે અસભવિત નથી પ્રથમ હાનિ અને લાભજ કલ્પિત છે તો પછી વધારે

તર્ક કરવાનો ક્યાં અવસર છે? કલિયુગનેવિષે હીન યોગ થાય તો તેના દોષોનો પણ હીનયોગ થાય એટલે એ હીનયોગ હાનિકારક ન ગણાય. દ્વાપર અને કલિમાં તેના કેટલાક ગુણોની જોઇએ તે કરતાં વૃદ્ધિ થઇ જવાથી તે થયેલો તે યુગનો અતિમાત્ર યોગ પણ લાભકારક કેમ ગણાય? આ હીન, આ મિથ્યા, અને આ અતિયોગ થયો એમ જાણવુ એ પણ તે તે યુગોના ચાલતા સ્વાભાવિક ધર્મોના પ્રવાહની ગતિ અને તેની વધઘટ ઉપર છે.

વળી વધારે સૂક્ષ્મતાથી જાણવાનું એ છે કે, એ ચારે યુગોમાં પ્રત્યેક યુગોનો કાંઇ કાંઇ ભાગ રહેલો હોય છે. શરીરમાના સત્વ, રજ અને તમ ગુણવડે અને વાત, પિત્ત, તથા કફ દોષવડે તે અનુમાન કરી શકાય છે. એક યુગનું પ્રાધાન્ય તો બીજા યુગનું કાંઇક તેમાં મિશ્રણ હોય. પાંચ ભૂતનું પંચીકરણ પણ એજ રીતનું જોઇએ છિયે. પ્રત્યેક યુગમાં જો બીજા યુગનો લેશ પણ ન હોય તો એક યુગમાંથી બીજા યુગની પ્રવૃત્તિ સંભવે નહી. સત્યયુગના કાળમાં ત્રણ ભાગ સત્યયુગ અને ચોથો ભાગ ત્રેતા. એ ચોથા ભાગના ચાર વિભાગ પાડતાં ત્રણ ભાગ ત્રેતા અને એક ભાગ દ્વાપર. એ એક ભાગના ચાર વિભાગ પાડતાં ત્રણ ભાગ દ્વાપર અને ચોથો ભાગ કલિ. ત્રેતાયુગના કાળમાં ત્રેતાના ૪ ભાગ કરતાં ત્રણ ભાગ ત્રેતા અને ચોથો ભાગ સત્ય. એ ચોથા ભાગના ચાર વિભાગ પાડતાં તેના ત્રણ ભાગ દ્વાપર અને ચોથો ભાગ કલિ. દ્વાપરના કાળમાં તે યુગના ચાર ભાગ પાડતા ત્રણ ભાગ દ્વાપર અને ચોથો ભાગ ત્રેતા. એ ચોથા ભાગના ચાર ભાગ કરતાં ત્રણ ભાગ ત્રેતા અને ચોથો ભાગ સત્ય. એ ચોથા ભાગના ચાર વિભાગ પાડતાં ત્રણ ભાગ સત્ય અને ચોથો ભાગ કલિ. કલિના કાળમાં તેના ચાર ભાગ પાડતાં ત્રણ ભાગ કલિ અને ચોથો ભાગ દ્વાપર. એ ચોથા ભાગના ચાર વિભાગ પાડતા ત્રણ ભાગ દ્વાપર અને ચોથો ભાગ ત્રેતા. એ ચોથા ભાગના ચાર ભાગ કરતાં ત્રણ ભાગ ત્રેતા અને ૪ થો ભાગ સત્ય. ચોકસ આમજ એમ તો નહિ પણ આવા પ્રકારની કાંઇક કાળની વિચિત્રતા જોવામાં આવે છે એ વિચિત્રતા જો ન હોય તો તેતે ગુણનાં ચિન્હો જગતમાં જોવામાં આવે છે તે વૃથા થાય. ઘણા વિદ્વાનો અંગીકાર કરે છે કે માણસ જાતિ ક્ષણમાં દેવ અને ક્ષણમાં દાનવ બને છે અને તેજપ્રમાણે ક્ષણમાં સત્વગુણી, ક્ષણમાં રજોગુણી અને ક્ષણમાં તમોગુણી થાય છે. આ રીતિ પ્રમાણે ઘણીવાર મનુષ્યમાં કોઇવાર સત્યયુગના ધર્મો, કોઇવાર ત્રેતાના ધર્મો અને કોઇવાર કલિના ધર્મો જણાય છે. આથી એમ તો નિશ્ચય છે ખરો કે સત્યયુગ ચાલતો હોય તો બીજા યુગના ધર્મો ઓછી સખ્યામાં થોડીવાર આવે છે અને એજપ્રમાણે બીજા યુગનું ઘટિત રીતે વિચારી લેવું.

આ વાતમાં મુખ્ય એ છે કે ક્રમથી યુગભેદ ગમે તેમ હોય તોપણ અમુક યુગમાં અમુક યુગનો અંશ નજ હોય એમ અનુમાનમાં આવતુ નથી અને ઉતરતા યુગોમાં મનુષ્યો વિગેરેનાં ગુણ-સ્વભાવ-કર્મથી તે વધારે સિદ્ધ થાય છે આને માટે પ્રત્યક્ષ પ્રમાણો સર્વ લોકનીદૃષ્ટિ આગળજ છે કેમકે આજ પણ કલિયુગનાં ૪૯૯૯ વર્ષો વીત્યા છતાં હજી કાંઇક, દયા, અહિંસા, દાન, ઇત્યાદિક દેખિયે છિયે અને તેમાં બીજા યુગોના ધર્મો વધારે જણાય છે. આ સઘળું ગુણની પ્રબળતા અથવા કાળની પ્રબળતા ઉપર આધાર રાખે છે એમજ બોલવા વગર ચાલતું નથી. જુઓને આ જગતમાં ઋતુઓનો ફેર ફાર પણ એજ પ્રમાણે અનુભવવામાં આવે છે. આમ હોય ત્યાં બીજો શો નિશ્ચય કરવો. જ્યારે સઘળા યુગોનો અંશ આજ પણ છે ત્યારે આપણે, આ અધમ કલિકાલથી ડરવા જેવું કશું રહ્યુ નથી,- કેમકે બીજા યુગોના ગુણો આપણે ગ્રહણ કરવા એટલે કલિના દોષો બિચારા એની મેળે દૂર જતા રેહેશે.

---

## जीवितविषे बे बोल.

લે કેશવલાલ હરિદાસ

જન્મથી માંડીને મરણકાળ સમયની મધ્યમાં રેહેનારો કાળ પ્રાણીઓના જીવિતરૂપે ગણવામાં આવે છે. સ્થાવર અને જંગમ એવા પ્રત્યેક પ્રાણીને જીવિત પ્રાપ્ત થાય છે. પરંતુ જંગમોને માટે તે વધારે પરિચયવાળું થયેલું જણાય છે. શરીર અને જીવનો યોગ તે જીવન એમ આયુર્વેદમાં પ્રસિદ્ધ છે. એ જીવન જળવાઇ રહે તેટલી અવસ્થાને જીવિત શબ્દમાં મેલી શકાયછે. જંગમ પ્રાણીઓમાં બે ભેદ છે. તેમાં એકમાં મનુષ્ય અને બીજામાં બાકીના બધાનો સમાવેશ થાય છે. જીવિત વધારવામાટે માત્ર મનુષ્ય પ્રાણીજ પ્રયત્ન કરે છે. બીજા પશુઆદિક પણ પ્રયત્નો તો કરે પરંતુ તે પ્રયત્નો બુદ્ધિપૂર્વક થતાં ન હોવાં જોઇએ; કેમકે એમને આપણે બુદ્ધિવગરનાં લેખીયે છિયે જીવિત જળવાય છે કે નહી એ નિશ્ચય તો દૂર છે પરંતુ તેને જાળવવા માટે પ્રયત્નો તો સહુકોઇ સ્વાભાવિકરીતે કર્યાજ કરે છે કોઇ ઘણી ચતુરતાથી કરે છે અને કોઇ જેવીતેવી રીતે કરે છે. પરંતુ કોઇ નથીજ કરતું એમ તો કહીજ શકાય નહી. નાનાપ્રકારનાં ધર્મશાસ્ત્રો અને વૈદ્યકના ગ્રંથો પણ જીવિત વધારવામાં અનુકૂળ કેહેવામાં આવે છે. જીવિત વધારીને શું કરવું એવો વિચાર ભાગ્યેજ કોઇને આવતો હશે અને આવતો હોય તોપણ ભાગ્યેજ તેનો

નિશ્ચય થતો હશે બાકી એમ તો સ્પષ્ટ જણાય છે કે સર્વ પ્રાણીઓને સુખપ્રાપ્તિની આશા હોય છે અને તે જીવિતથી મળી શકે એમ સર્વના જાણવામા હોય છે સમજુ અણસમજુ સર્વને જીવિત પ્રિય છે તેથી એમ તો જણાય છે કે તેમા કાઇક અનિર્વચનીય સુખ રહેલુ છે જો અંગે કશી પીડા નહિ હોય તો ગમે તે સ્થિતિનો માણસ જીવિતને ઓછુ થવાની કદીપણ ઇચ્છા કરશે નહી અતિ રોગથી પીડાતુ માણસ પણ પહેલા તો રોગશાંતિનીજ ઇચ્છા રાખશે આથી જીવિતમા સુખ છે એમ દેખાઇ રહે છે સુખ દેખાવાથી થતુ સુખ અને સંતોષ દર્પણ ન હોય તો કેમ થાય? નજ થાય તેમજ અતર્યામી આનદરૂપ આત્માનો અતઃકરણમા પડતા પ્રતિબિબનો જે સુખરૂપ સતોષ થાય છે તે જીવિત હોય તોજ થઇ શકે એને લીધે જીવિત પ્રિય થઇ પડે તો તે યુક્ત છે જીવન[1] અજર અમર છે એટલે તે પોતાના મન સાથે એકતા કરી પોતાના સ્વભાવ પ્રમાણે ઇચ્છા કરે તો તે પણ સભવિત છે જીવિતની ઇચ્છા તો આમ સર્વસ્થળે જોવામા આવે છે શરીર તો કેવા મલીન પદાર્થોનુ પાજરૂ છે તે સર્વ જાણે છે એવુ શરીર કયી અચિંત્ય વસ્તુથી ચૈતન્યવાળુ બની જીવિતનો અનુભવ કરે છે તે વાત જાણવી અતિ કઠણ છે ઐશ્વરી સૃષ્ટિનો એક હલકો પદાર્થ લઇને તેની ઉત્પત્તિ, તેનો ઉપયોગ અને તેની કાર્યાકાર્યવ્યવસ્થાવિષે વિચાર કરિયે તો દિઙ્મૂઢ બની જવાય છે, તો આ વિષયમા તેમ થાય એ આશ્ચર્યની વાત નથી કોઇ કહે છે કે જીવન લોહીમા છે, કોઇ કહે છે કે સાતમી ધાતુમા છે, કોઇ કહે છે કે પ્રાણમા છે, કોઇ કહે છે કે રસમા છે, એમ નોખી નોખી વસ્તુમા જીવન કલ્પે છે * અને કાળેક તેને બનેલા દાખલા જોતા એમ ભાસે પણ ખરુ વળી કોઇ અન્નમા કોઇ જળમા કોઇ પવનમા અને કોઇ હવામા જીવન માને છે અને તેને અનુકૂળ કેટલાક દાખલા દેખવાથી એમ ભાસે પણ ખરૂ આમ છતા જ્યારે આપણે તેથી વિરુદ્ધ દાખલાઓ જોઇએ છિયે ત્યારે આપણને મનમા સદેહ પડે છે કોઇવાર તો શ્વાસમા કાઇક જીવન રહેલુ હોય એમ પણ બનેલા દાખલા ઉપરથી ઘણીવાર જાણવામા આવે છે જે સમયે કોઇ ધોરી નસ વિગેરેમાથી ઉડા ઘાનેલીધે લોહી બધ ન થતા મરણ નીપજે છે ત્યા લોહી સાથે જીવન જતુ રહ્યુ એમ સમજાય છે લોહીથી ભરપુર

[1] સ્થૂળ શરીરમા બીજુ જે સૂક્ષ્મ શરીર (દશ ઇન્દ્રિય અને એક મન) છે તેજ જીવનરૂપ છે એમ વિદ્વાનોના અભિપ્રાય ઉપરથી જણાય છે તે નાશ પામતુ નથી પણ સ્થૂળથી તેનો વિયોગ થાય છે એટલે આ ક્રમને પ્રતિકૂળ નહિ થાય

શરીર લોહી વધારે થવાથી કે બીજા કારણથી પડે છે ત્યારે લોહીમાં માનેલુ જીવનપણું શિથિલ થઇ જાય છે. આનજી ધાતુનો ક્ષય થવાથી જ્યારે શરીર પડે છે ત્યારે તેને જીવનરૂપ મનાય છે. પરંતુ તે ધાતુનો ક્ષય ન પતાં શક્તિવાળો માણસ યમરાજનો પરોણો થાય છે ત્યારે તેમાં માનેલુ જીવનપણું શિથિલ થાય છે. રસમાં માનેલું જીવનપણું શરીરમાં સર્વ રસોની ભરતી છતાં અને રસોની પુષ્ટિ છતાં જ્યારે મરણ થાય છે ત્યારે શિથિલ થાય છે અન્નવિના નથી ચાલતું તેથી અને વખતે ભૂખ લાગવાથી શરીર પડી જાય છે તેથી અન્નને જીવનરૂપ માનવામાં આવે છે પરતુ તેજ અન્ન પેટમાં ભર્યા છતાં મરણ પામે છે તેથી અથવા અન્નવિના યતિઓ જીવે છે તે જોતાં અન્નમાં જીવનપણું ધારવામાં આવેલુ મિથ્યા થઇ જાય છે પાણીવિના ક્ષણવારમાં પ્રાણ નીકળી જતા જોતાં પાણીમાં જીવન રહેલું જણાય છે. પરંતુ જ્યારે પાણી પીતાં છતાં પ્રાણ જતા રહે છે અથવા પાણીવગર ઘણા યોગીઓ ચલાવી લે છે ત્યારે તેનું પણ જીવનપણુ શિથિલ થઇ જાય છે. વાયુ બંધ થવાથી કે પ્રાણ જતા રહેવાથી જીવન ગયું જણાય છે પરતુ જ્યારે વાયુ બંધ ન છતાં અથવા સર્વવ્યાપક વાયુ શરીરમાં વ્યાપ્ત છતાં જીવન તુટે છે ત્યારે વાયુનું જીવનપણું શિથિલ થાય છે એજ પ્રમાણે હવાનું પણ સમજી લેવું. શરીરના પ્રત્યેક ભાગ જુદા જુદા કરી જોતાં ભૌતિક પદાર્થો શિવાય બીજું કાંઇ દેખાશે નહી. એ જીવિતને આપનાર વસ્તુ એવી સૂક્ષ્મ અને વ્યાપક છે કે તે મન-વાણીથી ઇશ્વરની પેઠે અગોચર કહીયે તો અતિશયોક્તિ નથી. અમુક પ્રકારના શરીરમાં, અમુક બળવાળા શરીરમાં. અમુક સુખવાળા શરીરમાં. કે અમુક અવસ્થાવાળા શરીરમાં અમુક સમય સુધીજ જીવન રહી શકે એનો પણ નિશ્ચય નથી જન્મે ત્યારથી તે માણસના આયુષ્યનાં ગણતીનાં વર્ષો સુધીમાં ગમે તે વખતે જીવિત તુટે છે. એક સુંદર ઉપયોગી શરીર કોઇ ધારેલી આશા તુટી જવાથી કે પ્રિયજનના વિયોગથી આશા ભંગ થવાથી મરણ પામે ત્યારે આશામાં જીવનપણું લાગે પરતુ જ્યારે સર્વ આશા સંપૂર્ણ થયેલ છતાં મરણ પામે અથવા અનેક આશાઓ તુટી જતાં છતાં આયુષ ભોગવે ત્યારે આશામાં માનેલું જીવનપણું મિથ્યા થઇ જાય છે. રોગી માણસના શરીરનાં લોહી બળ. બુદ્ધિ વિગેરેનો તો ક્ષય થતો માનિયે પરતુ સહજ ઉપદ્રવથી મરણની પથારીએ સુતેલામાં કશુએ ઓછું હોતુ નથી. આમ છતાં એક કમાનવાળુ રમકડુ કમાન ઉતરી જતાં ફરતું બંધ પડી જાય છે તેમ મનુષ્ય શરીર સર્વ સમાજ જોતાં છતાં અને વિવિધ ઉપચારો કરતાં છતાં ક્ષણવારમાં

ણુસ્વભાવવાળી કેમ બની એ વિચાર કરવાને અંતઃકરણ આગળ ચાલતું નથી. બહુ બોલનાર હોય તો એમ તરત કહી દે કે એ સ્વાભાવિકરીતે બન્યું. સારાંશ કેહેવાનો એ છે કે મનુષ્ય પ્રાણી જેમ ઘણા વિષયમાં ઐશ્વરી રચનાને કલ્પના શિવાય બીજી રીતે અનુભવી શકતું નથી, તેમજ જીવનના સંબંધમાં પણ છે. કાળામાથાનો માનવી શું ન કરે? એવી એક કહેવત ગુજરાતીમાં ચાલે છે. એ જાણે કેમ ખરી હોય તેમ જીવનના સંબધમાં પ્રાચીન આર્યોએ કાંઇક ઉત્તમ કલ્પનાથી તેનો જે નિશ્ચય કર્યો છે તે સુગમ છે, એમ કહી શકાય ખરૂં. માટીના શોધન કરેલ કોઇ ભાગમાંથી કાચ બને છે. તે કાચને કલઇ ચડાવ્યા પછી ખાપીયાં વિગેરે નાંખી અરીસો બનાવે છે. એ અરિસો જો ઉપર રજ ન પડી હોય કે મેલો ન થયો હોય તો તેમાં પોતાનું પ્રતિબિંબ દેખાય છે. આ રીતિ પ્રમાણે આ માટીના વિકારથી મનુષ્ય શરીર બન્યું એ લાકડાનાં ખાપીયાં ઠેકાણે, મન, બુદ્ધિ, ચિત્ત અને અહકાર એ ચાર નામનાં અંતઃકરણને કાચને ઠેકાણે. એમાં ઐશ્વરી સત્તા એ કલઇને ઠેકાણે અને એ વસ્તુમાં સામાન્ય રીતે વ્યાપક ચૈતન્યનું પ્રતીબિંબ પડે તે મુખને ઠેકાણે સમજવું. સમજવાનું એ છે કે એવો કોઇ ભાગ નથી કે જે ચૈતન્યથી ખાલી હોય. શરીર થઇને તેમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહકારનો રસાયની યોગ થાય એટલે તેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડવુંજ જોઇએ. એમ થવાથીજ ચૈતન્યનું વિષેશ ભાન થાય છે. એમાં કાંઇ મલિનતા પ્રાપ્ત થાય છે કે જેમ મેલા અરિસામાં મોઢું ન દેખાય તેમ બુદ્ધિ વિગેરેમાં ચૈતન્ય વસ્તુનું પ્રતિબિંબ-પડે નહી. આમ થયુ એટલે પ્રતિબિંબથી જીવતો ગણાતો હતો તે સંઘાત મરેલો ગણાય છે. આ કેટલી બધી ગુચવાડાની વાત છે? આમાં પણ તર્ક વિતર્ક અનેક થાય છે. પણ આ કલ્પના પ્રમાણે બુદ્ધિરૂપ અરીસામાં ચૈતન્યનું પ્રતિબિંબ જયાંસુધી રહ્યું ત્યાંસુધી જીવન રહ્યું માટે એજ જીવનરૂપે જણાય છે. શરીર અને જીવનો સંયોગ પણ એજ કેહેવાય. બીજા સઘળા પદાર્થમાં ચૈતન્ય ભાગ છે, પણ તે શરીરની પેઠે ૨૫ તત્વથી બની તેમાં બુદ્ધિ વિગેરે પ્રાપ્ત નહિ થવાથી તેમાં આપણને વધારે અનુભવ નથી થતો.

પણ આની સાથે આ વાત એક વધારે સમજવાની છે. તે એકે જીવનરૂપ કાંઇ અનિર્વચનીય વસ્તુ એકદેશી નથી કે એક પદાર્થમાં નથી અને બીજામાં છે એમ કેહેવાય. આકાશવગર કોઇ ભાગ જેમ ખાલી નથી તેમ જીવનવગર કોઇ ભાગ ખાલી નથી, અને એ દાખલા પ્રમાણે અન્ન, પાણી, વાયુ વિગેરે સર્વમાં જીવન છે. અને એમ હોવાથી કોઇ લોહિમાં, કોઇ સાતમી ધાતુમાં, કોઇ પા-

ણીમા, કોઇ અન્નમા, એમ નોખા નોખા પદાર્થમા જીવન માને છે તે અસત્ય નથી અને એટલામાટેજ તે સર્વ ઉપયોગી છે તેમા માત્ર ફેર એટલોજ છે કે સર્વમા જીવન છે તે વાત તેઓ લક્ષમા લેતા નથી એનો યોગ કેવી રીતે જળવાઇ રહે છે અને કેવી રીતે નથી જળવાતો એ વાત મનવાણાથી અગોચર છે એટલે રી કલ્પના કરવી જીવન વસ્તુ સર્વમા છે તો પછી તેથી વિપરીત રસા આવ વી નજ જોઇએ એવી પણ કલ્પના થાય પરતુ ત્યા પેલા અરીસાનો દાખલો નચમા લેવો પડે છે જીવન સર્વત્ર છે પરતુ યોગ્ય રસાયની ક્રિયાના સઘાત રૂપ રાગરવિના તે પ્રત્યક્ષ થતુ નથી અનત શક્તિવાળા ઇશ્વરની કેવી મહાન શક્તિ કે જેણે એક સોઇના નાકા જેટલી પણ જગા જીવનવગર ખાલી રાખી નથી અને એમ છતા એ જીવન વસ્તુને અતિ અમૂલ્ય, અતિ મોઘી અને અ સાધ્ય કરી મેલી છે કે તેને માટે કલ્પના શક્તિવિના બીજુ કઇ કામ લાગતુ નથી બુદ્ધિમા પડતુ પ્રતિબિબ કેમ પડયુ, કેમ બધ થયુ, પાછો તેનો યોગ કેમ અને કયારે બને એ મનુષ્યની કલ્પનામા આવે એવી વાત નથી બાકી તેમ થાય છે એટલી કલ્પના કરવાને મનુષ્યની કલ્પના સમર્થ જણાય છે આ વાત જો મનુષ્યને આધીન હોય તો પછી ઇશ્વરપ ને ભોગવનાર કોઇ અનિર્વચનીય સત્તા હોવાનો અસભવ થઇ પડે એ વાત પ્રસિદ્ધજ છે ઇશ્વરને કે ઐશ્વરી રચનાને કોઇ પહોચી શકતુ નથી એમ અમારી ધારણા છે તોપણ ઉત્તમ સ્થિતિને પહોચેલા લોકોપણ ઇશ્વરપ્રેરણા સિવાય કશી કલ્પના કરી શકતા નથી એમ મારી પ્રાચીન આર્યોએ કોઇ કોઇ વિષયમા ઉત્તમ કલ્પનાવાળા સિદ્ધાતો કર્યા છે તે અતિ ઉત્કૃષ્ટ અને ગ્રહણ કરવા યોગ્ય અમે માનિયે છિયે અને એ ઉપરથી એમ કહિ શકિયે છિયે કે જીવન કે જે ઐશ્વરી ચૈતન્યરૂપ છે તેને આર્યશાસ્ત્રોમા ગભીર યુક્તિથી ઓળખાવવા પ્રયત્ન કર્યુ છે તે વિષયમા જગતના વિદ્વાનોનો થોડો ઘણો ભાગજ અજાણ્યો હશે

હવે જીવનની બાબતમા ઉપરપ્રમાણે છે તો પણ તેને જાળવવા માટેના ઉપ રના ઉપાયો પણ આર્યોએ બહુ ઉત્તમ લખ્યા છે તે પાળવા જોઇએ તે બરાબર નથી પળાતા તો તે જીવનને અસ્થિર કરવામા સહાયભૂત થાય છે, એમ ઘણીવાર આપણા જોવામા આવ્યુ છે ધર્મશાસ્ત્ર અને આયુર્વેદના ઉત્તમ ઉપદેશો એ જીવન બચાવવાની અનુકૂળતારૂપજ છે એમ ઘણીવાર આપણે અનુભવ્યુ છે તો અતિ અમૂલ્ય વસ્તુ

જે જીવન છે તેને જાળવવા કોણ અજ્ઞ માણસ પ્રયત્ન નહિ કરે? સહુ કોઇ કરશે. મુખ્ય જીવનનો આવિર્ભાવ અંતઃકરણમાં ચૈતન્યના પ્રતિબિંબ ઉપર આધાર રાખે છે. બાકીનાં સાધનો એના અંગભૂત છે એમ અનુભવથી જાણવાનું છે. એ રસાયનની યોગ જ્યાંસુધી રેહેવો હશે ત્યાંસુધી રેહેશે એમ કરીને ઉપેક્ષા કરવાની નથી. જીવન ગયુ એટલે સર્વ ગયુ અને જીવન હોય ત્યાંસુધી સઘળું છે એ આપણે પ્રત્યક્ષ પ્રમાણોથી જાણીયે છિયે તો પછી તે જીવન સાચવવાસાટે કેમ કાળજી ન રાખવી? જે કાંઇ લાંબાલાંબા વિચારો આપણે બાંધિયે છિયે તે સર્વનો આધાર જીવન ઉપર છે એ કોઇનું અજાણ્યુ નથી માટે તેને અમૂલ્ય, અલભ્ય, ચચલ, અને અતિ ઉપયોગી સમજી તેનો અતિપથ્ય આદર રાખવો એ આપણી સમજણનો સદુપયોગ છે.

વેદાંતાદિક શાસ્ત્રો પણ એ અભિપ્રાયથી વિપરીત નથી. તેમ છતાં કોઇના જોવામાં એમ આવે તો તે ઓછા અનુભવની વાત છે, એમ કેહેવામાં અતિશયોક્તિ નથી.

---

## સ્ત્રીધર્મબોધના સંબંધમાં.

જે રે ૨૧૮૦૮ ૬ તિ૨૫

નિરતર ધર્મની રીતિથી સ્ત્રીએ પતિનું સેવન કરવું જોઇએ કેમકે કુલવાન સ્ત્રીઓને પોતાનો પતિ સર્વદા ઇષ્ટદેવરૂપ, શરણરૂપ. સર્વોત્તમ સંપત્તિરૂપ, સુખ ધારનાર, ધર્મ આપનાર. ઉત્તમ આભૂષણરૂપ, પ્રીતિ આપનાર, સારમાં સારરૂપ છે અને બધુઓમાં ઉત્તમ બંધુરૂપ છે. એની ઉત્તમ પ્રકારની સેવાથીજ કુલીન પતિવ્રતાઓ આ લોક પરલોકમાં કલ્યાણનું પાત્ર થઇ અજર અમર થયેલીઓ છે. સ્ત્રીના સર્વ સુખનો, તેની સર્વ શોભાનો, તેના શુભ સૌભાગ્યનો અને સર્વ પ્રકારની માન્યતાનો આધાર પોતાનોપતિજ છે. એની પ્રીતિનું પાત્ર અને એના માનનું પાત્ર જે સ્ત્રી ન થઇ બની તેમાં અમૂલ્ય જન્મ નિષ્ફળ થઇ અતે અંત્યત નરકયાતનાનાં દુઃખો ભોગવે થતો. બધુઓમાં પતિ જેવો કોઇ સ્ત્રીને બંધુ નથી. ભરણ કરવાથી ભર્તા, પાલક પોષણ કરવાથી પતિ, શરીરનો ધણી હોવાથી સ્વામી, કામના પૂરવાથી કાંત, સુખની વૃદ્ધિ કરવાથી બધુ, પ્રીતિ આપવાથી પ્રિય, ઐશ્વર્ય આપવાથી ઇશ, પ્રાણનો ધણી હોવાથી પ્રાણનાથ અને એવાં બીજા વિશેષણો તેના ગુણને અનુસરીને કહેવાય છે. આવા સર્વ સુખને અને ગુણને આપનાર પતિની સેવા શિવાય સ્ત્રીનું આ લોક પરલોકમાં કલ્યાણ

થતુ નથી પન્તુ અ.ગ્યાપાજ થાય છે જે ન.ગુણો ભાગ્યશાળી કુલીન સ્ત્રી હોય તેજ અતિ ઉત્તમ અને પ્રૌઢતા ભ ેનુ પતિનુ ગૌગ્ન જાણી શકે છે અને જે જાણી શકે છે તેજ આ જગતમા ખ ખગી ભાગ્યશાળી છે આ હાડકા ચામડાનો દેહ એની મમજણથીજ મહા પવિત્રતાને પાન થાય છે એ સર્વ શાસ્ત્રસિદ્ધ વાત છે સઘળા તીથોમા સ્નાન કગ્વુ, સઘળા યજ્ઞોમા નપા આપવી, પૃથ્વીની પ્ર ક્ષિણા કગ્વી, સઘળા તપ કગ્વા, સઘળા વ્રતાદિક કગ્વા, મોટા મોટા ાન કરવા, પવિત્ર ઉપવાસ કગ્વા, ગુરૂની સેવા કગ્વી, બ્રાહ્મણની સેવા કરવી, અને તે ની સેવા આદિ જેજે પુણ્યો કહેલા છે તે સઘળા કુલીન કાતાઓને પતિની પરિચર્યા કગ્વામાજ સમાયેલા છે ગુરૂ, ઉત્તમ બ્રાહ્મણો અને સર્વ દેવતાઓથી પોતાનો પતિ છે તે પતિવ્રતા કુલીન સ્ત્રિયોને અધિક માન્ય છે માટે મન વચન કર્મથી સેવા કગ્તા તેની છાયાની પેઠે અનુસગી ઉત્તમોત્તમ કલ્યાણ મપા ન કગી લેવુ આ પ્રમાણે વર્તી ભાગ્યશાળી સ્ત્રીઓ સુખ પગ્પગને પામી પોતાનો મહિમા જગતમા ગખી ગઈ છે એના દાખલારૂપી એક નાનોજ ઇતિહાસ નીચે લખેલ છે

એક મહા તેજસ્વી શાડિલી નામની સ્ત્રી પોતાના પુણ્યના પ્રતાપથી વિમાનમા બેસી દેવતાઓની પેઠે આકાશમા ફગ્તી હતી તેનો કૈકયીને સમાગમ થયો સ્વર્ગમા મળેલા શાડિલીને કૈકયીએ વિનયથી પુછ્યુ કે હે દેવી, કયા પ્રકાગના વ્રતથી અને કેવા આચગણથી તમે પાપ સર્વને ધોઈ નાખી આ સ્વર્ગમા આવ્યા છો? પોતાના તેજથી પ્રકાશ કગ્તી અગ્નિની શીખા સગખા અને જાણે ચદ્રમા [illegible]ી પ્રકટ થયેલા હો એવા આપ પોતાની કાતિથી આ સ્વગમા આવ્યા છો ! [illegible] નમાથી ખે જતો ગ્યો છે એવા (આન ભરેલા) અને શુદ્ધ વસ્ત્રો ધાગણ [illegible] પ વિમાનમા બેઠા હજાગ ગણા તેજથી શોભો છો થોડા તપથી થોડા [illegible] થોડા નિયમથી કઈ આ લોકને તમે નથી પામ્યા (ઘણા તપથી, ઘણા દાનથી અને ઘણા નિયમ પાળવાથી પામ્યા છો ) માટે તમે તે તત્વ મને કહો

આ । મનવાળા કૈકયીએ આમ મધુર વચનથી પુછતા શાડિલી હસતે મુખે ભારે વચન બોલ્યા આગ્ભના બોલતા તેણે જણાવ્યુ કે હીરાગલ વસ્ત્રો પેરીને કે ઝાડના છાલના લુગડા પે ીને કે કેશ કાઢી નાખીને કે માથે જટા ધારણ કરીને (એવા પ્રકાગના તપથી) દેવપણાને પામી નથી (શાથી પામીછુ તેનો સાર કહુ છુ) માનવાન રહેનાર હુ જેમા કઈ ઉચિત ન હોય એવા અને સર્વ જાતિની કઠોરતાવાળા વચનો સાગ પતિને કહેતી નથી માનવાનપણાથી સાસુ અને સસરાની, આશ્રમમા રહેનાગ હુ દેવતા, પિતૃઓ અતિથિઓનુ પૂજન કરૂ છુ

વાટઘાટમાં ઉભી રેહેતી નથી અને ઘણું બોલ બોલ કરતી નથી. ખોટી રીતે હસતી નથી કે કાંઇ અહિત કામ કરતી નથી કે છાનું છતરાદું કાંઇ કરતી નથી. મારા પતિ કાંઇ કામકાજ માટે બહાર ગયા હોય તોપણ તે ઘેર આવે ત્યારે આસન આપીને સાવધાન રહી સન્માન કરૂં છું. જે અન્નને મારા પતિ જાણતા નથી અને જે તેને ગમતું નથી તે અન્ન ભક્ષ્ય કે લેહ્ય સર્વનો ત્યાગ કરૂં છું. કુટુંબનેમાટે જે કાંઇ આણેલું હોય તેનો પણ ત્યાગ કરૂં છું. મારા પતિ જો કોઇ કાર્યથી પરદેશ જાય તો હું એક મંગળસૂત્રજ ધારણ કરૂં છું. (બીજા અલંકારો પેહેરતી નથી.) આંખ આંજવી, સુગંધી ચોળવી, નાહવું, ચંદન પુષ્પ ધરવાં, કેશ ઓળવા, એટલાં વાનાં કરતી નથી. સુખમાં સુતેલા પતિને નિરતર જગાડતી નથી અને કુટુંબને કાજે પણ નિરતર પતિને શ્રમ આપ્યા કરતી નથી. સઘળાં અંગો મર્યાદાથી ઢાંકું છું અને મર્યાદાપૂર્વક હું બેસું છું."

આ પ્રમાણે શાંડિલીનાં વચન સાંભળી કૈકેયી પ્રસન્ન થઇને પોતાને સ્થાનકે ગયાં. યુધિષ્ટિર પાત્રદ્વારા ઘણીવાર આવા ધર્મો મહા સમર્થ વ્યાસજીએ પુછાવ્યાછે અને બાણશૈય્યામાં સૂતેલા ભીષ્મપિતામહ પાત્રદ્વારા તેના ઉત્તર અપાવ્યા છે. આ ઉપરથી અને બીજાં અનેક વચનો અને ઇતિહાસો ઉપરથી એમ પ્રસિદ્ધ રીતે જાણવામાં આવે છે કે સ્ત્રીઓનું કલ્યાણ અને તેની સારી ગતિ પતિવ્રતાપણામાંજ રહી છે, માટે તે વ્રતને અખંડ રાખવા પોતાના પતિને પ્રસન્ન રાખતાં અને તેમને ઇશ્વર સમાન જાણતાં અનેક સદાચરણો પાળવાં જોઇએ. આગળ સતી શબ્દની સમજણમાં અને બીજા પ્રસંગોમાં તે સદાચરણો લખાઇ ગયાં છે, તો પણ ટુંકામાં કહિયે છિયે કે સ્ત્રીએ બાલક હોય (વિવાહ ન થયો હોય) ત્યાંસુધી માતાપિતાની આજ્ઞામાં રહીને જે કામકાજ શીખવે તે શીખવાં અને તેની સારી શીખામણ પ્રમાણે વરતવું. પોતાની યોગ્ય અવસ્થા સુધી તેમને પોતાનાં શુભ આચરણથી સંતોષ ઉપજાવી જે યોગ્યસ્થળે પોતાનો વિવાહ કરે તે ઘરમાં જઇ નવા પરિચયવાળાં સર્વ સબંધિઓની સાથે યથાયોગ્ય મર્યાદા અને સ્નેહથી વર્તવું. અને જે જે માતા-પિતાને ઘેર શીખ્યાં હોઇએ તેનો આહીં ઉપયોગ કરવો. સાસરાંની ગરીબ સ્થિતિ હોય તો તેપ્રમાણે અને તવંગર હોય તો તેપ્રમાણે યોગ્ય રીતે વર્તવું. નિરતર સાસુસસરાને સન્માન આપવું અને જેઠજેઠાણી વગેરેનો તથા નણંદ વિગેરેનો યથાયોગ્ય આદર રાખવો. દેરદેરાણી વગેરેને ભાંડરૂ પ્રમાણે લેખી તેમની સરભરા રાખવી. પોતાના શિરછત્ર પતિને પ્રત્યેક સમયે સાવધાન રહી પ્રસન્ન રાખવા. તેની જેમ છાયા હોઇએ તેમ સુ-

ખમા સુખી અને દુ ખમા દુ ખી થઇ વર્તવુ, સર્વ કામમા તેને સહાય કેહેવુ, સેનાના કામમા દાસી થઇને તથા વિચારના કામમા મત્રી થઇને રેહેવુ, એને ન ગમે તેવુ કોઇપણ આચરણ કરવુ નહી, સર્વનાતે તેની સભાળ રાખવી અને મદિરા થી કાળ કાઢનો કોઇને કઠણ વચન કેહેવુ નહિ, હિતને પ્રિય હોય તેવુજ બોલવુ, પગપર પગ ચડાવી બેસવુ નહિ, ધરના વાતો ઉઘાડી કરવી નહીં, સત્ય ઉપર પ્રેમ રાખવો, મયા ઉપર મમતા રાખવી, આચારને આદર આપવો, ઇશ્વર ઉપર આસ્થા રાખવી, હર્ષ શોકમા સમાન રેહેવુ, કોઇનુ પણ સારૂ થાય તેવુ કામ કરવુ, પુણ્યમા પ્રીતિ રાખવી, પરોપકારમા પ્રવીણ રેહેવુ, માતાપિતાને તીર્થરૂપ માનવા, અને યથા શક્તિ સવળુ ઘરનુ કામકાજ ઉપાડી લેવુ સ્ત્રીઓને ઘણી મર્યાદા રાખવાની જરૂર છે અને એ મર્યાદા સઘળી સદાચરણ અને શીલમા સમાઇ જાય છે ઇર્ષ્યા, દ્વેષ, પારકાપણુ, સ્વાર્થ, મલિનતા, કઠિનતા અને આળસુપણુ એ આદિ કેટલાક સ્વાભાવિક દોષો જડમૂળમાથી જતા રેહેના જોઇએ સત્સગતિ અને સારા પુસ્તકોનો પરિચય થવાથી ઉપરના દોષો દૂર થઇ સદ્ગુણો આવે છે તેમા પણ મુખ્ય બાળકોને સુધરવાનો આધાર માતાપિતા ઉપર અને સ્ત્રી થયા પછી સુધરવાનો આધાર પતિ તથા સાસુ ઉપર છે એમા પણ કોઇ ઉચ્ચ બુદ્ધિનુ માણસ સત્સગવિના અને સહાયવિના પણ મહા ગભીર સ્વભાવ અને સદ્ગુણવાળુ નીવડી આવે ત્યા તે મહાભાગ્યશાળી સમજવુ પણ એમ કાઇ સવળે ઠેકાણુ હોતુ નથી માટે સદ્ગુણો મેળવવામાટે શુભ પ્રયત્નની જરૂર છે સ્ત્રીઓ સદ્ગુણી થઇ પોતાના પતિની પ્રીતિ મેળવી સુખી થાય એ વાત સર્વથા ખુશી થવા જેવી છે તેમા કેટલીક ગુરૂજનો તરફ અમર્યાદા વપરાય છે અને કેટલીક કુળમર્યાદાને દૂર કરી છુટ લેવાય છે તેમા કેટલોક ભાગ અયોગ્ય છે પતિની ગતે તેટલી સેવા કર્યા છતા ગુરૂજનોનુ અપમાન થયુ હોય તો અથવા અનાદર થયો હોય તો એટલો સદાચરણમા ન્યૂનતા છે અને ગુરૂજન ( સાસુસસરો ) વિગેનુ માન સચવાતુ હોય તો પણ પતિની સેવા અને તેનો પ્રેમ સપાદન ન થયો હોય તો તે ગુરૂજન ઉપર રાખેલુ માન મિથ્યા થાય છે એમ જાણવુ જોઇએ કે જે પતિને પરમેશ્વર માનિયે છીયે, જેને સર્વસ્વ માનિયે છિયે, અને જેના ઉપર જગતના કેહેવાતા સુખનો આધાર છે તે પતિને જન્મ આપનાર એ પતિ કરતા કેટલાવવા માનપાત્ર અને સેવા કરવા યોગ્ય છે એની અનભ્ય વસ્તુ જેના હાથ નીચે ઉછરી મોટી થઇ મળી તેનો જે ઉપકાર માનવો અને જે સેવા કરવી તે થોડીજ

છે. સો વરસે પણ તેના ગુણનો બદલો વળી શકે નહીં. આવો વિચાર રાખીને સર્વ પ્રકારની સ્ત્રીએ સંસારમાં યશ મેળવવો. માન અપમાન સબંધી કે પોતાના ગુણદોષ સંબંધી કે પોતાના સુખદુઃખ સંબંધી વાત કોઈને પણ કરવી નહીં. કામ ક્રોધ લોભ મોહ મદ મત્સરને વશ કરવા, મનને સ્વાધીન રાખવું. ગુરૂજનો પતિ અને બાળકોને સુવારીને પોતે સુવું. તેના ઉઠયા પહેલાં ઉઠી પોતાનું સર્વ શરીરકૃત્ય કરી શુદ્ધ પવિત્ર થઈ પછી બીજા કામમાં જોડાવું, આશા તૃષ્ણા અળગી કરવી, વિશ્વાસ પોતાના પિંડનો રાખવો. કાંઈ અપરાધ થઈ જાય તો નિવેદન કરી ક્ષમા માગી લેવી. દુઃખને વખતે યોગ્ય રીતે મધુર વચનથી સાંત્વના કરવી. ઘર સાચવવું. અને જન્મ ધરીને શું કર્ત્તવ્ય કરવાથી ઈશ્વર રાજી રહેશે તેનો વિચાર રાખવો. આ મનુષ્યજન્મ ફરી ફરીને મળશે નહીં. ઈશ્વરે આજ શુભ અવસર આપ્યો છે માટે તે વાતનો વિચાર કરી સુધર્મ પાળી અજર-અમર થવું એજ આ જન્મનું સફલપણું છે. સ્ત્રીઓ આવી વાત સમજીને વર્તવા માંડે તો પ્રજા પ્રતિદિવસ સુધરતી આવે અને આખા દેશનો ચમત્કારિકરીતે થોડા સમયમાં ઉદય થાય એમ અમારૂં માનવું છે બાકી કાળના મહિમાની ખબર પડે નહીં.

---

## યૌવનવિષે વિચાર.

લે. કેશવલાલ હરિરામ

પાંચ વર્ષસુધીમાં કુમાર અવસ્થા, દશ વર્ષ સુધીમાં પોગંડ અવસ્થા અને પંદર વર્ષ સુધીમાં કિશોર અવસ્થા વીતી ગયા પછી જે અવસ્થાનો આરંભ થાય છે તેને યુવા અવસ્થાના નામથી વિદ્વાનો ઓળખાવે છે. આખી અવસ્થાના ત્રણ ભાગ લેખિયે તો યુવાવસ્થાની પહેલાંની ત્રણ અવસ્થા મળીને એક બાલ્યાવસ્થા, બીજી યુવાવસ્થા અને ત્રીજી વૃદ્ધાવસ્થા એમ ત્રણ ભાગે વેંચી શકાય છે. ઘણા વિદ્વાનોએ શરીરની એ ત્રણે અવસ્થાને નિંદિત ગણી છે. આ પાંચ મહાભૂતનું શરીર આખું નિંદિત ગણ્યું છે તો પછી તે શરીરની સઘળી અવસ્થા નિંદિત ગણાય એમા કાંઈ આશ્ચર્ય નથી. વિદ્વાન લોકોએ જ્યાં અનર્થનાં સાધનો ગણાવેલાં છે ત્યાં યૌવનને પહેલું સાધન ગણેલું છે ને યથાયોગ્ય છે કેમકે ધનસંપત્તિ, પ્રભુતા ને અવિવેક એ ત્રણેના કરતાં યૌવન અનર્થનાં પહેલું ઉઠાડે છે. ધનસંપત્તિ પ્રભુતા અને અવિવેક જેમ જેટલા પ્રમાણમાં યૌવનવિના નિર્બળ થઈ જાય છે તેમ તેટલા પ્રમાણમાં યૌવન એ ત્રણેયવિના નિર્બળ જણાતું નથી. બીજી

સઘળી અવસ્થાઓ કરતાં દુઃખનું અને અનર્થનું પાત્ર એ યુવાવસ્થાનેજ મનન ગણાવામાં આવી છે એ માત્ર નિરાધાર નથી.

કવિચક્રચક્રવર્તિ પ્રખ્યાત કવીશ્વર બાણકવિએ કાદંબરી નામના અપ્રતિમ કાવ્યગ્રંથમાં, પોતાના પુત્ર ઉપર ક્રોધ પામેલ શુકનાશ નામના પ્રધાનપ્રત્યે તારાપીડ રાજાના મુખથી જે વિચારો યૌવનવિષે જણાવેલ છે તેપણ તે અવસ્થાની દુષ્ટતા દેખાડી આપનાર છે તે વાંચતા જણાઈ રહેશે.

પોતાનો પુત્ર વૈશંપાયન રાજકુમાર ચંદ્રાપીડને એકનામેની દિગ્વિજયમાંથી અચ્છોદ સરોવરના કિનારા પાસેના નિકુંજમાં દૂર જેવો રહી ગયો હતો એવી વાત સાંભળી પ્રથમ મહારાજા તારાપીડે પોતાના પ્રિયપુત્ર ચંદ્રાપીડવિષે અવિવેકની કલ્પના કરી ને તેને ઠપકો આપ્યો. તે સાંભળી પ્રધાન શુકનાશે કહ્યું કે મહારાજ! જો ચંદ્રમાંમાં ગરમી હોય, જો અગ્નિમાં શીતળપણું હોય, જો સૂર્યમાં અંધકાર હોય, જો રાત્રિમાં દિવસ હોય, જો સમુદ્રમાં સુકાવાપણું હોય, જો શેષનાગમાં પૃથ્વી ધારણ કરવાપણું ન હોય, જો સાધુજનોમાં પરોપકારમાં ઉદ્યમવાળાપણું ન હોય, અને જો સ્વજનના મુખમાંથી અપ્રિય વચનો નિકળ્યા હોય તો આ યુવરાજવિષે દોષ હોય માટે, એ વૈશંપાયનનોજ દોષ છે. એમ કહી પોતાના પુત્ર વૈશંપાયનને શુકનાશે શાપ આપ્યા પછી મહારાજ તારાપીડે તેને કહ્યું છે કે "પવિત્ર પ્રધાન શુકનાશ! આપ જેવાને અમ જેવાએ કાંઈ બોધ કરવો તે દીવાથી અગ્નિને પ્રકાશ કરવા જેવું છે, દિવસથી સૂર્યને પ્રકાશ કરવા જેવું છે, ઝાકળના પાણીથી ચંદ્રમાને આનંદ ઉપજાવ્યા જેવું છે, મેઘના છાંટાથી સમુદ્રને પૂરવા જેવું છે, અને પંખાના પવનથી પવનને રીઝવ્યા જેવું છે. પણ જ્યારે કોઈ ભારે સંકટ માણસ ઉપર આવી પડે છે ત્યારે તે જેમ વરસાદનું પાણી સરોવર તળાવને ડોળી નાખે છે તેમ ગમે તો બુદ્ધિમાન હોય, ગમે તો ઘણું સાંભળનાર હોય, ગમે તો વિવેકી હોય, ગમે તો વીર્યવાળો હોય, કે ગમે તો બળવાળો હોય, તોપણ તેના મનને ખરેખર ડોળી નાખે છે. અને મન ડોળાય છે ત્યારે આ હું શું કરૂં છું, તે જ્ઞાન રહેતું નથી, ચિત્ત કાંઈ જોતું નથી, બુદ્ધિ જાગ્રત થતી નથી, વિવેક સારાસારનું વિવેચન કરી શકતો નથી એટલામાટે હું બોલું છું. જો આપ ઉપર આ સંકટ ન આવી પડ્યું હોય તો લોકરીતિને અમાન્ય કરતા આપજ વિશેષ જાણો છો. આ લોકમાં શું કોઈપણ એવો પુરૂષ છે કે જેનું યૌવન વિકારપણા વિનાનું નિર્ગમન થયું હોય? જ્યારે યૌવન પ્રાપ્ત થવા માંડે છે ત્યારે બાળકપણાની સાથેજ ગુરૂજન વિષેનો સ્નેહ ગળતો જાય છે, અવસ્થાની સાથેજ નવી પ્રીતિ વધતી જાય છે, છા

હોય તેપણ વાપરતાં ન આવડે તો ઝેરરૂપ થાય છે. યૌવનની બાબતમાં પણ એજ રીતે બનવાથી અતિ ઉત્તમ પદને યોગ્ય યૌવન નીચમાં નીચ પદવીનું અધિકારી ગણાઇ ગયું છે. પરમાર્થ અને સ્વાર્થ સબંધી ઉદ્યોગમાં અથવા ધર્મ અર્થ કામ અને મોક્ષ પુરૂપાર્થોમાં યુવાવસ્થાથી જે થાય છે તેજ થાય છે. ઉત્સાહ, બલ, પરાક્રમ, સુંદરતા, સાહસ, અને દુર્ધર્શપણું એ સર્વ ગુણો યુવાવસ્થાનેજ વરેલા છે. સર્વ પ્રકારની સંપત્તિવાળુ યૌવન શું શું ન કરી શકે? જે જે ધારે તે કરી શકે એમ કેહેવું તે અત્યુક્તિવાળુ નથી. પૃથ્વીને ઉથલપાથલ કરી નાખનારા મહા પરાક્રમી રાજાઓનાં પરાક્રમો અને મહા વિદ્વાનોની વિદ્વત્તાના દાખલાઓ પણ યુવાવસ્થાનીજ પ્રસાદી છે એમ સમજવું. આમ છતાં પણ એ લાભ પાછળ રહી જઇને યુવાવસ્થા નરકનું, જન્મ-મરણનું કે અનર્થનું પાત્ર થાય છે તેનું કારણ એટલુંજ જણાય છે, કે તે અવસ્થાના આરંભમાં બે પ્રકારના માર્ગ હોય છે, તેમાં એક સારો અને એક નરતો. જો સારો સંગ અને શાસ્ત્રસંગતિની પ્રબળતાથી સારે માર્ગે એ અવસ્થામાં ચડાય તો ક્રમે ક્રમે ઉદયનાં સાધનો થતાં જાય છે અને તેથી અવળો સંગ થાય તો નઠારે માર્ગે ચડાયાથી અનર્થનાં સાધનો થવા લાગે છે. કાઇ દૈવી માયાથી કે કોણ જાણે શાથી પરંતુ સારો માર્ગ હાથ લાગવો એ અતિ કઠણમાં કઠણ વાત છે જેને ઇશ્વર સાનુકૂલ હોય, અને પ્રારબ્ધ સારાં હોય તેનેજ યુવાવસ્થાના આરંભમાં સન્માર્ગ મળે છે. સન્માર્ગે ચડયા પછી પછે ઝાઝી હરકત આવતી નથી જગતનો એવો નિયમ છે કે કાળું હોય તે પેહેલું દેખાય અને મનનો એવો દુષ્ટ ધર્મ છે કે કાળું હોય તે પેહેલાં ગ્રહણ કરે. આમ હોવાથી આરંભમાંજ જો કાળી બાજુ તરફ વલણ થાય તો યુવાવસ્થા જે સર્વ ઉદયનું સ્થાન છે તે સર્વ અનર્થોને આપનાર થઇ પડે છે એટલામાટે એ અવસ્થાને જાળવીને ઉત્તમ માર્ગે ચાલતી કરવી. આ અવસ્થામાં જે સત્કર્મ થયું તેજ થયુ પછી કાંઇ થાય છે એમ માનવું એ ભુલ ભરેલુ છે. મનની અને શરીરની શક્તિ આ અવસ્થામાંજ ખીલતી અને બલિષ્ટ હોય છે એમાં જ્યારે કાંઇ આપણો ઉદય આપણે ન કરી શક્યા ત્યારે પછી ક્યારે થવાનો હતો? બાલ્યા અવસ્થા તો સાવ અણસમજમાં જાય છે અને વૃદ્ધાવસ્થામાં અશક્તિ તથા ચિંતાનું પ્રબલ વધે છે. તો તેથી કરીને તે અવસ્થા તો કશા ઉપયોગની નથી. સર્વ પ્રકારના ઉદયનું, સુખનું અને કલ્યાણ સંપાદન કરવાનું મુખ્ય સ્થળ આ અવસ્થાજ છે. માટે જેને આ નવી ઉત્તમ અવસ્થા આ સદ્વિચાર કરવાને મળી હોય તેણે ઇશ્વરનો અત્યંત ઉપકાર

માની તેની ભક્તિમા તત્પર થવુ જોઇએ સર્વ યોનીમા મનુષ્યનો અવતાર એ સર્વોત્તમ છે મનુષ્યના અવતારમા પણ ઉચ્ચ વર્ણ તથા ઉચ્ચ કુળમા જન્મ એ સર્વોત્તમ છે ઉચ્ચ વર્ણ તથા ઉચ્ચ કુળમા જન્મ આવ્યા પછી પણ સર્વ પ્રકારની યોગ્યતા સાથે યુવાવસ્થા આવવી એ સર્વોત્તમ છે અને તે અવસ્થા આવ્યા પછી તેનો સદુપયોગ થવો કે કરવો એ પણ સર્વોત્તમ છે ઈશ્વરકૃપાથી આપણે જ્યારે આ યુવાવસ્થાને પામ્યા છિયે તો તેને અતિ ઉત્તમ રીતે ઉજાળવી જોઇએ જે જે કામો કરવા હોય તે આજ અવસ્થામા કરવા જોઇએ મન જેમ નિવૃત્ત થઈ શકે નહિ તેમ યુવાવસ્થા પણ નિવૃત્ત થઈ શકે નહી પેહેલેથી તેને સારે માર્ગે સત્કર્મ કરવામા જોડી હોય તો પછી તે પોતાનાજ બળથી ધોમધોકાર તેનેતે માર્ગ ચાલી જાય છે અને પ્રથમમાજ જો અવળે માર્ગે અવળા કર્મમા જોડાઇ તો પછી તેનુ ઠેકાણુ ન રેહેતા આખુ જીવિત મિથ્યા કરી નાખે છે વ્યવહારમા યશ મેળવવો, કીર્તિ મેળવવી, પરોપકાર કરવો, વિદ્યા મેળવવી, સંપત્તિ મેળવવી, અને કુટુંબને સુખી કરવુ એ સઘળુ યુવાવસ્થાથી બને છે અને જન્મ મરણ મટાડી પરમ પદ પામવુ એ પણ યુવાવસ્થાથી થાય છે એ એવુ ઉત્તમ સાધન છે તેને આપણે શી રીતે અવર્ણનુ પાત્ર કહિ શકિયે? એટલામાટે કારણને વશ થઇને નિંદાનુ પાત્ર ઠરેલી યુવા અવસ્થાને તેમા થઇ શકતા ઉત્તમ સાધનોને લીધે ધન્યવાદ આપવો જોઇએ ઉત્તમ કુલીન સ્ત્રીનુ યોગ્ય સન્માન ન થાય તો તેને અપમાન થવાથી તે ઉદાસ રહે છે તેમ પ્રાપ્ત થયેલા યુવાવસ્થાનુ યોગ્ય સન્માન ન થાય તો તે ઉદાસ રહે છે અને એની ઉદાસીથી સર્વ પ્રકારના ઉદયનો નાશ થાય છે જ્યા ગ્રાહુ અજાણ્યુ ત્યા ગ્રાહુ અનાદર હોય છે એ રીતી પ્રમાણે આવી ઉત્તમ સત્તાવાળી આ યુવાવસ્થા છે તો તેને ઉત્તમ નહિ રેહેવાને નડનારા વિઘ્નો પણ અસંખ્ય છે પણ એ વિઘ્નોનો નાશ કરી યુવાવસ્થાને અતિ નિર્મળ રાખી વિદ્વાનોએ કહેલી નિંદાને મિથ્યા કરી પરમ સાધન સંપાદન કરી લેવુ એ આપણુ મનુષ્યજાતિનુ કામ છે અને એમ જો ન થયુ તો પછી આ મનુષ્યજન્મજ કેવળ વૃથા છે નળ, યુધિષ્ઠિર, રામચંદ્ર, કૃષ્ણ અર્જુન વિગેરે મહાત્માઓએ પણ યુવાવસ્થાની સહાયતાથી સર્વોત્તમ સાધનોથી કીર્તિ સંપાદન કરી અજર અમર પદ મેળવેલુ છે એજ પ્રત્યક્ષ દાખલો આપણા નજરે છે જેઓએ એ અવસ્થાને અવળે માર્ગ દોરેલી હેવી છે તેના અભાગી લોકો અમુલ્ય મનુષ્યશરીર નિરર્થક કરી સહાયનેમાટે અપકીર્તિના પાત્ર થઇ સર્વ પ્રકારે દુઃખી થઇ નરકયાતનાના અધિકારી બન્યા છે એના પણ ઘણા

ખલાઓ પ્રત્યક્ષ છે અને વર્તમાન કાળમાં પણ તેવા દાખલાઓ મળી આવશે. માટે સાર એ લેવાનો છે કે સર્વ પ્રકારના અનર્થનું અને નિંદાનું પાત્ર એવી યુવાવસ્થા ગણાય છે તેને સર્વ પ્રકારના ઉદયનું અને સ્તુતિનું પાત્ર કરવી કે જેથી આ મનુષ્ય જન્મ સફળ થઇને ઉત્તમ સુખ ભોગવાય. આપણું આ જીવતર દુઃખ ભોગવવા માટે નથી પણ આજ અને હવે પછી નિરંતર સુખ ભોગવવા માટે છે. એમ છતાં જો ભુલથી ન સમજાયુ તો પછી મહાદરિયે પડેલા વાહાણની પેઠે એકે કિનારો મળવો નથી.

---

## હરિ ભજવાવિષે પદ.

રાગ કાનડો, ભૈરવ સોહણી વગેરે.

હરિનામ સુધારસ પીલે, મન શું બેઠુ મુખ ઢીલે,—હરિ૦ ટેક૦
ધામ ધરા સુત સંપત દારા,—રૂપ ખરેખર ખીલે;
બધાઇ તું દૃઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે;—હરિ૦
નામસુધારસની શીતલતા, તનના તાપ હરી લે;
શાંતપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ ડીલે;—હરિ૦
નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરી લે;
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરી લે,—હરિ૦
કુંદનરૂપ સમજતું કાયા, ઓપ ચડે શુભ શીલે;
હીરો હરિનું નામ નિરંતર, આજ જરૂર જડી લે,—હરિ૦
કર જપ તપ કે યોગ સમાધિ, બેશ જઈને બીલે,
કેશવ કોઇ ન એને તોલે, કહુ હુ તેજ કરી લે,—હરિ૦

---

## પ્રભુપ્રાર્થનાવિષે પદ.

( ભૈરવી વિગેરેમા )

હરિ હુ ભલો ભુડો પણ તારો, ભલો ભુડો પણ તારો ; હરિ૦ ટેક.
તું મારી માતા હું બાલક, બહુ દુખ પામુ બિચારો; હરિ૦
દીનદયાલ થઇ દીનબંધો. બંધન વિવિધ વિદારો; હરિ૦
માતાની માફક સેવકપર, ભૂધર ભાવ વધારો, હરિ૦
પૂજું આપતણાં પદ એવું, સ્વાંત સદૈવ સુધારો, હરિ૦
કેશવ પ્રભુ હું કાંઇ ન માગું, નરકનિવાસ નિવારો, હરિ૦

પુસ્તક ૨૬ મું, માઘ, સંવત્ ૧૯૮૪ અંક ૪ થો.

## ॥ यतोधर्मस्ततोजयः ॥

### काफी

વિચાર ચાલ સખા તું, યૌવનના દિન ચાર; ટેક
ચિત્તવિષે નહિં ચેત ચતુર જો, તો દુઃખ થાશે અપાર,—વિચારી૦
સમય મળ્યો આ સરને આજ તું લક્ષ લગાડ લગાર,—વિ૦
વય વીત્યું પાછું નહિં આવે, એ નિશ્ચય નિરધાર,—વિ૦
મન ઇન્દ્રિયે નિજને વશ રાખી, પુણ્ય પવિત્ર વધાર—વિ૦
વર્ણાશ્રમના ધર્મ અને શુભ, કર્મવિષે કર પ્યાર,—વિ૦
શિથિલ નથી મન ઇન્દ્રિય તારા, એ પ્રભુનો ઉપકાર,—વિ૦
ખબર નથી ક્ષણની પણ પડતી, અચલ નથી ઘરબાર,—વિ૦
મેલ પ્રપંચ પાપને પડતા, કર પરનો ઉપકાર,—વિ૦
કેશવહરિનું રટણ કરીને, આ શુભ જન્મ સુધાર,—વિ૦

### वाणीनो व्यवहार

અહો! વાણીની કેટલી બધી સત્તા છે! આખા જગતનું મંડાણ એક વાણી ઉપર છે. એક જો વાણી ન હોય તો પછી ધર્મ અર્થ કામ કે મોક્ષ એમાં કોઈ પુરુષાર્થ તો શું પણ લેશમાત્ર પણ વ્યવહાર કે સંસારનું સુખ મેળવી શકાય નહીં અને તેનાવિના જેવી પશુપક્ષીની સ્થિતિ આપણા જોવામાં આવે છે તેવીજ આપણી સ્થિતિ હોય. એકલી વાણીજ કાંઈ કરી શકે તેમ નથી તે વાત તો જાણે ખરી છે પરંતુ બીજાની સહાયથી પણ વાણી જે કાંઈ કરી શકે છે તે બીજી એક ઇન્દ્રિયથી થાય તેમ નથી. સઘળી જાતના સુખ દુઃખ, રાગ દ્વેષ, હર્ષ શોક, હાનિલાભ, અને સર્વના ઉપાયો એ વાણીથી જણાય છે. વાણી જો કે સંકેતાત્મક છે તો પણ હવે તે સંકેતાત્મક લાગે એમ રહ્યું નથી. સઘળી જાતિના

હાર છે. વાણી આપવી અને લેવી. જે પ્રસગે જે સમયે જેવા કાર્યનો પ્રસંગ તે સમયે તેવા કાર્યના પ્રસંગપ્રમાણે તેની લેવડ દેવડ થાય છે, અને તેની કિંમત પણ તે સમય અને પ્રસંગને અનુસરતી હોય છે. એ વાણી તો કોઇ કોઇ વાર કાંટાનું (ત્રાજવાંનું) રૂપ ધારણ કરે છે. અને જેમાંથી પોતે નીકળતી હોય તે પદાર્થનું તોલ, જોખવાના શ્રમ વગરજ કરી આપે છે. આવી ચમત્કારિક વસ્તુ બનાવનાર ઇશ્વરની અચિંત્ય શક્તિનો કેમ પાર આવે? અંતઃકરણમાં કેમ અંકુર ઉપજે અને એ અંકુરને અનુસરી કેમ વાણી બોલાય તેનો શોધ કરવાનાં સાધનો મનુષ્ય પાસે નથી પરંતુ અંતઃકરણના ઉદ્ગારરૂપ વાણીનો વ્યવહાર શુભરીતે ચલાવવાને માણસોમાં યોગ્યતા છે. એ યોગ્યતાનો ઉપયોગ કરીને રૂપાંતરવાળી કે વગર રૂપાંતરવાળી વાણીના વ્યવહારથી સર્વ અર્થો વિવેકી લોકોએ સપાદન કરી લેવા જોઇએ. વાણીનો વ્યવહાર સુધરે તોજ સઘળું જન્માદિક સુધરે છે, અને એ જો બગડે તો સઘળુ બગડે છે એ વાત આ જગતમાં છાની નથી. જે વાણીનો વ્યવહાર પોતાનું કે પરનું અભિષ્ટ સંપાદન ન કરી આપે તે વાણીનો વ્યવહાર વ્યર્થ શ્રમની બરાબરજ કેહેવાય, પછી ગમે તો શુદ્ધરૂપમાં હોય કે રૂપાંતરમાં હોય. પોતાના કોઈ કામ પ્રસંગનેમાટે ઉચ્ચારરૂપ વાણી ઉદય પામી હોય તો તે વાણી તે પ્રમાણે ન થાય અથવા વેલું મોડું થાય તો કાંઇ વિશેષ હાનિકારક થતી નથી. જેમકે કાલે અમુક ગામ જવાને તૈયાર થવું છે અથવા અમુક પદાર્થ મારા ઉપયોગ માટે લેવો છે એમ કહી રાખ્યું હોય તેમાં કાંઇ ફેર પડે તો તેનો ભાર પોતાને માથે હોવાથી જગતમાં તે વિષે છીટ નથી જણાતી. પરંતુ જે બીજાના ભલામાટે ઉચ્ચારરૂપ વાણીનો ઉદય થયો હોય તેમાં ફેરફાર કે વેલું મોડું થાય તો જગતમાં તે વિષય ચરચાય છે. જેમ કે અમુક માણસને પૃથ્વીદાન આપવાનું કહ્યુ હોય અથવા અમુક પદાર્થ અમુક સંખ્યાના ધનથી આપવાને કહ્યો હોય તેમાં કાંઇ ફેરફાર થાય છે તો હાસ્યનું અને અપકીર્તિનું પાત્ર થવાય છે. દાનવિષયમાં તો આવિષે બહુ સૂક્ષ્મતા વર્ણવેલી છે. એટલામાટે દાનના પ્રસગમાં વાણીનો વ્યવહાર વિદ્વાનો ઘણી ચતુરતાથી કરે છે. અક્ષરના સંકેતમાં વાણી લખાય છે તે તેનું રૂપાંતર છે. એમાં પણ પોતાનેમાટે અને પરને માટે લખાયેલ હોય તેમાં ઉપર પ્રમાણેજ ભેદ રહે છે. તે વાત વ્યવહારમાં કોઇથીજ અજાણી હશે. માટે સર્વ પ્રકારે પોતાનું અને પરનું ભલું થાય તથા કીર્તિ વિગેરે પ્રાપ્ત થાય તેવો વાણીનો વ્યવહાર બુદ્ધિમાને રાખવો જોઇએ. ગમે તે પ્રકારની વાણી હોય પછી તે રૂપાં-

તરમા હોય કે શુદ્ધ રૂપમા હોય પરન્તુ તે ભાવ ભાચી, પ્રિય લાગે તેવી, થોડા વિસ્તારવાળી, કોમળ, બહુ અર્થવાળી, ભાર ભારવાળી, દીનતા વગરની, તરત અભિપ્રાય જણાય એવી, કોઇથી લઇ જઇ શકાય નહિ એવી, વિનયવિવેકવાળી, વિચિત્ર પ્રકારવાળી, નાતના ભરેલી, શાતિને વધારનારી, આનંદને દેખાડનારી, સંદેહ વગરના અને સ્ફુટ વર્ણવાળી હોવી જોઇએ. એવી વાણીજ વિદ્વાન મડળમા માર્ગ કરે છે, અને કામદુધાની પેઠે સર્વ કામનાઓ પુરે છે જેની પાસે એવી વાણી હોય તેને વનની, વામની, લક્ષ્મીની કે બીજા કશાની ગરજ રહેતી નથી રૂપાતર થઇ પુસ્તકના આકારમા ગોઠવાઇ પોતાપાસે રહીહોય અથવા તેની વાણી કોઇ બીજાપાસે સચવાઇ રહી હોય તો પણ તે વાણી વનના ભડાર કરતા પણ અધિક સમૃદ્ધિરૂપ થાય છે કે જેથી તેને કશાની જરૂર પડતી નથી. રામાયણ, મહાભારત, વિગેરે અતિ પ્રૌઢ વિચારના પુસ્તકો એ પણ રૂપાતર પામેલી મહા કવિઓની ભાર વાણી છે એ ઉપરથી એનો ઉચ્ચાર કરનાર તો ભાગ્યશાળી હતા એમ આપણે જાણીયે છિયે પણ તેના એ પ્રાસાદિક ઉચ્ચારને સંઘરી રાખનારને પણ ઘણા ભાગ્યશાળી જાણીયે છિયે કે જેને વાણીરૂપ ભડાર માથી મળેના રત્નો અતુલ સુખ આપનાર થઇ પડે છે. તે માતાનોજ જન્મ સફળ છે કે જે સુપુત્રને જન્મ આપે છે તેમ તે વાણીનેજ વન્ય છે કે જે પોતાનુ અને પરનુ, બનેનુ ભલુ કરે છે. એ મહા કવિયો અને ત્યારપછીના નીતિમય હિતોઉપદેશ કરનારા કવિજનો કે સત્યવક્તાઓ થઇ ગયા હોય તેનીજ વાણીના વ્યવહારને વન્ય છે અને તેજ સૂર્ય ચદ્ર રહે ત્યાસુધી અથવા નિરતર ઉત્તમ પદના અધિકાર છે આપણી વાણીનો વ્યવહાર તો કાઇ કામનો નથી જો કુવચન બોલીયે ત્યા દશને દુ ખ ઉત્પન્ન થાય, વીસને નઠારુ લાગે, ચાળીશના ચિત્ત ચમકી જાય અને અનેકને આસુ પડે એની આપણ સરખાની વાણીનો ઉદય પામતા અસ્ત થઇ જાય એજ સારૂ છે રોગી હવા જેમ તરત નાશ પામે તેમ લાભ છે તેમ, અપણા જેવાની નઠારી વાણી ઉદય પામતાજ નાશ પામી જાય એ જગતને લાભ કારક છે અને જો તે વાણી પોતાનુ તથા પરનુ કલ્યાણ કરનારી કરી શકીયે તો પછી આપણે પણ મહાત્મઓની પક્તિમા આવી શકીયે આ વાત બહુજ કઠણ છે, પણ તેથી આળસ કરીને બેસી ન રેહેતા ઉદ્યમથી તેની યોગ્યતા મેળવવાનુ પ્રયત્ન ચાલુ રાખવુ ઇશ્વરે અંત કરણના ઉદ્ગારો બહાર લાવવાનુ સાધન જે વાણી છે તે સર્વને સરખી આપી છે પરન્તુ તેનો ઉપયોગ કરવાનુ ઇશ્વરે સાસૌની ઉપર રાખ્યુ છે જેનો ઉપયોગ કરે તેવા ફળને

ગુણ સ્વભાવ તથા વિદ્યા વિગેરે જોઇને ગુરૂ કરવામાં આવતા એમ વૃદ્ધલોકો કે. છે. તેનું કારણ એમ જણાય છે કે અક્ષરજ્ઞાન કે શબ્દજ્ઞાન શિવાય ગુરૂના ગુણ-સ્વભાવનું પણ જ્ઞાન વિદ્યાર્થિમાં થાય. આ વાત ખરેખરી છે. આજ પણ જે વિદ્યાર્થિ જેની પાસે શીખ્યો હોય તેનાજેવા તેના ગુણ-સ્વભાવ થઇ જાય છે. આનું કારણ ઘણા કાળનો પરિચયજ છે. હવે વિચારો કે હાલની શાળાઓ વિગેરેમાં કયા કયા વર્ગને કેવો પરિચય રહે છે. અને એ પરિચયથી કેવા કેવા ગુણ-સ્વભાવ બાલકોમાં આવે છે. વિદ્વાનવર્ગ અથવા માબાપો બાલકોના ગુણ-સ્વભાવથી સંતોષ જ્યારે નથી પામતા ત્યારે ખેદ કરી માથે હાથ દઇને બેસે છે. પરંતુ કેવી સ્થિતિમાં આપણે બાળકોને કેળવિયે છિયે તે વિચાર કરતા નથી. યોગ્ય રીતે નહિ કેળવાયેલાં બાળકો ધર્મની અને કુળની મર્યાદાને ધક્કો લગાડે છે એથી કેળવણી દુષિત થાય છે. આપણે તેમાં સંપૂર્ણ પ્રયત્ન કરિયે અને ત્યાર-પછી પણ તેવોનેતેવો પાક થવા લાગે ત્યારે પછી કાળનો મહિમા સમજવો. પણ જ્યાંસુધી આપણે આંખ્યો વિચીને ઉંઘીયે છિયે અને બાળકો અને બાળકીયો કેમ ખરી કેળવણી પામે એનો સ્વપ્નમાં પણ વિચાર નથી કરતા ત્યાંસુધી જે કાંઇ બને છે તે કાળનો મહિમા છે એમ કેમ માની બેસાય.

મર્યાદાપૂર્વક આખા દેશનો ઉદય કરવો હોય તો સદ્ગુણની કેળવણીની જરૂર ઘણી છે. સામાન્ય રીતે કેળવણી લેનારા વિદ્યાર્થી લોકોમાં એક ભાગ બાળકોનો અને બીજો બાળકીયોનો છે. માટે પ્રથમ તે બેય ભાગને માટે કેળવણી નોખનોખા પ્રકારની હોવી જોઇએ અને શીખવવાની રીત પણ નોખનોખી હોવી જોઇએ, કેમ કે સૃસ્ટિના આરંભથીજ પુરૂષ અને સ્ત્રીજાતિના વર્ગમાં કેટલાક પ્રકારની યોગ્યતામાં ભિન્નતા ચાલી આવે છે. ભણનારાઓના બે ભાગ પછી સામાન્યરીતે વિદ્યાના ભણતર સાથે સદ્ગુણનું ભણતર આવવું જોઇએ કે જે બેય વર્ગને પોતપોતાની યોગ્યતા અને સંસારમા રેહેવાની સ્થિતિ પ્રમાણે હોવુ જોઇએ. સદ્ગુણના ભણતર સાથે સ્વધર્મનું ભણતર આવવું જોઇએ. સ્વધર્મમાં બે ભાગ પાડતાં એક વિષેશધર્મ અને બીજો સામાન્ય ધર્મ કેહેવાય. એ બન્ને ધર્મ કેળવણી લેનારા ઉપરના બેય વર્ગમાં સૌસોની યોગ્યતા પ્રમાણે આવવા જોઇએ. આ પ્રમાણે દીર્ઘદૃષ્ટિથી ગોઠણ થાય તો પછી કોઇને કોઇ દિવસ ઉંડા નિશાસા નાખવા પડે તેવો વખત આવે નહી. જે વર્ગ નિશાળો વિગેરેમાં અભ્યાસ કરતો ન હોય તે વર્ગને અક્ષરજ્ઞાન સાથે સદ્ગુણ અને સ્વધર્મનું દેશકાળ અને વય પ્રમાણે જ્ઞાન આપતાં રેહેવું જોઇએ

અને નિશાળ વિગેરેમા અભ્યાસ કરતા ન હોય તેને પણ સદ્ગુણ અને સ્વધર્મનુ દેશ કાળ અને વય પ્રમાણે જ્ઞાન આપવુ જોઇએ – બાળકોનેમાટે નિશાળોમા તેની ગોઠવણો થવી જોઇએ અને જ્યાસુધી તેની ગોઠવણો ન થાય ત્યાસુધી માબાપોએ બાળકોને નિરંતર બોધ આપ્યા કરવો જોઇએ આપણા લોકો ધનવાન ધનુક હશે અને તેઓ લાખો પૈસા નાચ તમાસામા કે મકાનો બનાવવામા વાપરતા હશે પરંતુ તેને બદલે સદ્ગુણ અને સ્વધર્મના બોધનેમાટે એકાદ નિશાળ કાઢે કે બીજા કોઇ યોગ્ય ધંધા શીખવવામાટે નિશાળ કાઢે તો કેટલો બધો દેશને લાભ થાય પણ એમ નથી થતુ તેથી નિશાળ કે કોલેજમાથી નીકળેલ બાળક ભૂત જેવુ રહે છે અને કંઇ કાઇ શિખ્યુ હોય તો વિદ્યાની ખુમારીથી સૌને તિરસ્કાર કરવા તથા પોતાનુ સઘળુ અનખોડવા શીખ્યુ હોય છે બાળકીયોમાટે શાળાઓ જુદી થઇ છે તે આનંદની વાત છે પરંતુ તેમા અધ્યાપક લોકો શુ કરી શકે તેમ છે તેમા ભાષાજ્ઞાન બાળકોને અપાય છે, પરંતુ તેની ભવિષ્યની સ્થિતિમા તેને જે ઉપયોગી છે તેનુ જ્ઞાન તેને મળવુ જોઇએ અને તે સાથે સદ્ગુણ અને સ્વધર્મનો બોધ થવો જોઇએ આ બે ન તો પેહેલા શિક્ષકમા હોય તો વિદ્યાર્થિમા આવી શકે છે સ્વધર્મ અને સદ્ગુણનો બોધ નહિ થયો હોય તો મોટા મોટી ચોપડીયોના પાના ઉથલાવ્યાથી જેમ બાળકોને કાઇ વળવાનુ નથી અને સુખ સંપાદન થવુ નથી તેમ બાળકીઓને પણ સદ્ગુણ અને સ્વધર્મના જ્ઞાન વગર કાંઇ વળવાનુ નથી અને સુખ સંપાદન થવુ નથી આવા કેળવણીના ઉદયમા મા દીકરાની લડાઇઓ, સાસુ વહુના ઝગડાઓ, વળી ધણીધણિઆણીના અણબનાવો, ભાઇ ભાઇઓમા અભાવાઓ, વિગેરે ન થવા જોઇએ તેવા અનર્થો જોવામા આવે છે તે સદ્ગુણ અને સ્વધર્મના બોધની ન્યૂનતાથીજ થાય છે એમ નિશ્ચય સમજવુ, અને નીતિન્યાયની ન્યૂનતા જોવામા આવે છે એનુ કારણ પણ એજ છે આપણે (આર્યો) ક્યા એવિશે કાઇ અભિમાન રાખિયે છિયે? તે શિવાયના બીજા ઘણી જાતના લોકો પોતપોતાના ધર્મની વૃદ્ધિનેમાટે ખાનગી નિશાળો કાઢી બાળકોને સ્વચ્છંદ થતા અટકાવે છે તો આપણી આપણે ઉત્તમતામાટે શામાટે સમયનો લાભ ન લેવો જોઇએ હાલનો સમય એવો છે કે જે કરવુ હોય તે થઇ શકે તેમ છે અને કાંઇ ન બને તો બબે ઘડી છોકરાઓને ભેળા કરી વિનોદ થાય તેવી રીતે સદ્ગુણ અને સ્વધર્મનો બોધ આપતા શુ હાનિ થાય છે? પુરૂષોને અવકાશ ક્યાથી મળે એમ જો કોઇ કહે તો વિચારવાનુ એ છે કે જે દિવસ નિશાળો ન હતી તે દિવસ લોકો શી રીતે બાળકોને ભણાવતા

હશે. તે વાત કદિ મેલી દઇએ તો ગ્યાસલાઇટના દીવાને અજવાળે ચોપાટ કે પાટલીએ રમવાનો વખત તથા હવા ખાવા જવાનો વખત મળે અને પોતાનાં બાળકોને કેળવવાનો વખત ન મળે એ હસવા જેવું છે. પરંતુ જ્યાં મનમાંથીજ એ વાતનો સર્વને અનાદર ત્યાં પીપુડીનો નાદ કોણ સાંભળે. વખત મેળવે તો મળી શકે તેમ છતાં નથી મળતો એમ ધારિયે તો સ્ત્રિયોને ઘરમાં ક્યાં થોડો વખત મળે છે. પોતાના બાળકોને તેની સ્થિતિ પ્રમાણે અને બાળકીઓને તેની સ્થિતિ પ્રમાણે સહજ બબે ઘડી બોધ આપે તો શી અડચણ છે? પણ પેહેલાં વાંધો એજ આવતો હશે કે પોતે સદ્ગુણ અને સ્વધર્મ શું એ જાણતાં હોય ત્યારે બાળકોને બોધ આપે કે? કદિ જાણતાં હોય તો પણ આળસમાં આંખ આડા કાન કરીને ઉંઘ્યા કરે છે પણ છોકરાંનો સ્વાર્થ બગડે તેનો વિચાર કરતાં નથી, તો તેમ ન થવું જોઇએ. જગતમાં સઘળી પ્રવૃત્તિ સુખમાટે છે તેમ છતાં તે સુખ કેવા પ્રકારથી મળે તેનો વિચાર ન કરિયે તો કેવળ તેમાં આપણોજ દોષ છે. બાળકો કે બાળકીયો સદ્ગુણી અને સ્વધર્મમાં પ્રવીણ થાય તેને માટે જ્યાંસુધી બીજાં પ્રબળ સાધનો જગતમાં નથી ત્યાંસુધી પોતાની માતા એજ બાળકોને સુધરવાનું દ્વાર છે. એટલામાટે અમારૂં કેહેવું એમ છે કે મુખ્ય સ્ત્રીવર્ગનેજ સદ્ગુણ અને સ્વધર્મના જ્ઞાનની જરૂર છે કે જેના અંશો બાળકોમાં અનાયાસે આવી શકે. વર્તમાન કાળમાં પણ જે બાળકીઓ અભ્યાસ કરે છે તે જ્યારે માતાની યોગ્યતાને પામશે ત્યારે જેવા સંસ્કારો આજથી તેના અંતરમાં લાગ્યા હશે તેવા સસ્કારોનો અંશ તેના બાળકોમાં આવશે. માટે કેવળ શાળાઓ ઉપરજ ભરોસો ન રાખતાં યોગ્ય વય થતાંસુધી બાલકીઓને માતાએ શીખવવું. યોગ્ય થઇને સાસરે ગયા પછી પતિએ અને સાસુએ શીખવવું જોઇએ કે જેથી તેની પ્રજા પણ પાછો તે ઉત્તમ લાભ લઇ સદ્ગુણી થાય. હાલમાં ચોપડીઓ વાંચતાં આવડે તેવા જ્ઞાનને લોકો ભણતર કહે છે. એ ભણતર જેટલું બાલકોને ઉપયોગી છે તેટલું બધું બાળકીઓને ઉપયોગી નથી. અને તેમાં પણ જેની સાથે ભવિષ્યમાં સંબંધ બંધાવાનો હોય તે પતિના કરતાં સ્ત્રીમાં જો કેહેવાનું ભણતર વિશેષ હોય તો તે લાભ તો ત્યાં રહ્યો પણ મહા હાનિકારક અને પતિપત્નીને દુઃખરૂપ થાય છે. પરંતુ અમારા સદ્ગુણનું અને સ્વધર્મનું ભણતર તો એટલું બધું ઉત્તમ છે કે તે પુરૂષમાં અધિક હોય તો આનંદની વાત છે પરંતુ તેમ નહિ ને સ્ત્રીમાં વધારે હોય છે તોપણ તે અતિષય લાભકારક અને સુખદાયક થઇ પડે છે. એટલામાટે સર્વ આર્ય પ્રજાએ સદ્ગુણ અને સ્વધર્મનું ભણતર ભણાવવામાં

શેઠ બાંધવી જોઇએ સદ્ગુણ અને સ્વધર્મનુ જેને જ્ઞાન હશે તેને ભાષાક અક્ષરનુ જ્ઞાન સુખદાયક ફળ આપનાર થઇ પડશે અને જેને સદ્ગુણ અને સ્વધર્મનુ ભણતર નહિ આવડતુ હોય તને અક્ષરજ્ઞાનનુ ભણતર દુખદાય થઇ પડશે જે ભણતર પોતાને દુખદાયક થાય એ ભણતરથી બીજાને પણ શી રીતે સુખ ઉપજાવી શકાય સદ્ગુણ અને સ્વધર્મનુ ભણતર ભણેની બાળકીને અક્ષરજ્ઞાન ન આવ્યુ હોય તો તે કાઇ હાનિ કરનાર નથી પરંતુ અક્ષરજ્ઞાનવાળી બાળકીને સદ્ગુણ અને સ્વધર્મનુ જ્ઞાન ન થાય તો તે હાનિકારક થાય છે આર્યશાસ્ત્રમા સત્સગતિ રાખવાનો ચારેકોર બોધ લખવામા આવે છે તેનુ કારણ પણ પ્રજા સદ્ગુણી અને સ્વધર્મ પાળનારી થાય એજ છે દેશ કાળ અને રાજ્યનો પ્રભાવ તો જાણે લાગ્યાવગર રેહેતો નથીજ તો પણ કાળજી રાખીને મધ્યમ માર્ગે ચાલ્યા જતા ધ્યાન રાખવામા આવે તો તેથી ઘણુ સતોષ કારક પરિણામ આવી શકે છે ચારે કોર નજર કરતા સદ્ગુણ અને સ્વધર્મ સબધી બોધ બાળકોના કોમળ મનપર નહિ પડતા અમર્યાદા અધિક અધિક વધતી જતી જોવામા આવે છે એ અમર્યાદાનો અત લાવવાનુ સાધન સદ્ગુણ અને સ્વધર્મનો બોધ બાળકોને મળે તેવી ગોઠવણ ગમે તેમ કરી દેવી એજ છે એમ જ્યાસુધી નથી થયુ ત્યાસુધી અમર્યાદા ( છુટ ) રૂપ રાક્ષસીના પંજામા પકડાએલા બાળકો કદિપણ સતોષ આપે એવા નીકળવાની આશા રાખવી એ પથ્થરને પલાળવા જેવુ છે જો કેળવણી કહિયે તો તો એજ છે કે બાળકો સદ્ગુણી અને ધર્મથી ચાલનારા થઇ સુખ આપે તથા પોતે ભોગવે એમ ન થાય તો પછી કેળવણીને કેળવણી નહિ પણ સુકવણીજ કેહેવી જોઇએ વિચાર કરવાનો સમય પણ સમજુ વિદ્વાનવર્ગમાટે આજ છે માટે ભવિષ્ય ઉપર આધાર ન રાખતા વિદ્વાનોએ, એવિષે પ્રયત્ન કરવુ જોઇએ હમણા થોડુ પણ કામ થશે તો કાળે કરીને તે વૃદ્ધિ પામી અતિ સતોષ કારક નીવડશે એમ નકી સમજવુ જોઇએ

---

## इंद्रियोनो विवाद

લે કેશવલાલ હરિરામ

મનુષ્યમાત્રને પોતામા રહેલા ડહાપણનેમાટે બહુજ અભિમાન હોય છે અને તે અભિમાનથી પોતપોતાને પોતે સર્વ વાતે અથવા કેટલીક વાતમા અધિક માને છે સર્વનુ માનવુ એકસરખી રીતે ખરૂ હોતુ નથી પરતુ તે પરિચય અને

પ્રસંગ પ્રાપ્ત થવાથી બીજાઓના જાણવામાં આવે છે. એકવાર ઇન્દ્રિયોને પણ પોતપોતાની યોગ્યતાનું અભિમાન આવતાં વાદવિવાદનો સમય આવી ગયો. ઘણા વિસ્તારવાળાં કુટુંબનાં મનુષ્યો ભેળાં રહેલાં હોવાથી દુર્ભાગ્યની પ્રબળતાથી જેમ વિચાર્યા વગર નજીવી વાતમાં લડી પડે છે તેમ ઇન્દ્રિયોને પણ એવો પ્રસંગ પ્રાપ્ત થયો. ભેળાં થયેલાં સઘળાં ઇન્દ્રિયમાંથી શ્રોત્ર ઇન્દ્રિયે ઉંચો સ્વર કરી કહ્યું કે તમે પોતપોતાની મોટાઇ શામાટે વખાણો છો? મારી સત્તા આગળ તમારી સત્તા કાંઇ કામ આવતી નથી. હુ જો ન હોઉ તો જગતમાં સાંભળવાનો વ્યવહાર અને એ વ્યવહારથી સિદ્ધ થતી સઘળી સમજણો નાશ પામી જાય છે. હર્ષના શોકના રાગના દ્વેષના શબ્દો હુંજ પોતે મેળવી લઇને હૃદયને જણાવું છું. હુ સાંભળું છું તો મારા સાંભળવા પ્રમાણે મન પોતે જાણી લઇ સર્વ ઇન્દ્રિયોને યથાયોગ્ય કામમાં જોડે છે વિદ્યા અને કલાની વૃદ્ધિ સાંભળવાથી થાય છે. સભળવું બંધ થાય તો સઘળું બંધ થાય છે. જો મારી ઉત્પત્તિજ ન થઇ હોત તો સાંભળવાથી વૃદ્ધિ પામેલો સર્વ વ્યવહાર સ્વપ્નમાં પણ કોઇ જાણત નહિ. એમ થવાથી કેવી દશા જગતની થાત તે વાત સહજમાં જણાય તેવી છે. એક પલવાર પણ સાંભળ્યા વગર ચાલતું નથી, તો હું ન હોવાથી બીજાં બધાં ઇન્દ્રિયો પોતપોતાનું કામ કરી શકત નહીં. સારૂં માઠું જે સાંભળું તે હુ મનને જણાવું છું પછી તેનો તે ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરે છે. મારૂં સ્થાન સર્વથી ઉચું છું. અને સુંદર આકૃતિથી શરીરને હું શોભાવું છું. મારૂં કામ એટલું બધું કઠણ છે કે બીજાં કોઇ ઇન્દ્રિયથી એક નિમિષ માત્ર પણ ચલાવી શકાય નહિ તેમ બીજાં ઇન્દ્રિય ન હોય તો પણ મારો વ્યવહાર અટકતો નથી. એટલામાટે હું સર્વ કરતાં શ્રેષ્ઠ છું. ઘણા ભક્તજનો મારો આશ્રય કરીને ઇશ્વરના પદને પોચી ગયા છે. શ્રી શુકદેવજીએ વ્યાસજી પાસેથી ભાગવતસંહિતા સાંભળી અને તેણે પરીક્ષિતને કહી તેથી પરીક્ષિત રાજા શ્રવણભક્તિથી ઇશ્વરના ગુણ સાંભળી મોક્ષ પામ્યા. એટલુંજ નહિ પણ બીજા ઘણા ભક્ત લોકો પરમગતિ પામ્યા છે તે મારીજ સત્તાથી પામ્યા છે. એ મારો કેટલો બધો ઉપકાર. મારા વગર [illegible]નાં કાનનાં છિદ્રો તો કોડિયાં જેવાંજ સમજવાં. સાત સ્વરથી ઉઠેલા અનેક રાગો, વાજિત્રો, મૃદંગો અને હજારો રૂપીયાની કિંમતનાં ઘા, વા અને ધસરકાનાં વાંજાઓ, જો હું અંતર્ધ્યાન થઇ જાઉ તો નિરર્થક થાય છે. હું ન હોઉ તો ક્ષણમાત્ર પણ સુખ વળે નહિ. આકાશના સાત્વિક અંશથી મારી ઉત્પત્તિ થઇ છે. ઇશ્વરના સ્વરૂપનો જો અંત આવે તોજ આકાશનો અંત આવે. અકાશના નિર્લેપ નિરાકારઆદિ ગુણો ઇશ્વરની સાથે એ-

હતા કરે છે. આકાશ છે તો સર્વ વિનાસો છે. આકાશ ન હોય તો ક્યાં પગ હોવાનો સંભવ નથી. આવા આકાશથી મારી ઉત્પત્તિ હોવાથી હું કેટલા બધા માનને પાત્ર છું તે કોઇથી છાનું નથી. મારી અધિષ્ઠાતા દેવતા દિશા, પણ જેનો અંત ન આવે એવી વિસ્તારવાળી છે. મારી દેવતા મને મેલીને જાય નહિ ત્યાંસુધી મારી જેવી બીજી એકે ઇન્દ્રિય બળવાળી નથી.

આટલાં વચન સાંભળી અસહનપણાથી ત્વચા ઇંદ્રિયે કહ્યું કે એટલું બધું તું અભિમાન શાનું કરે છે. મારી યોગ્યતા તમે વિચારો તો તમારૂં સર્વનું અભિમાન ઉતરી જાય તેમ છે. ટાઢું, ઉનું, કુણું, કઠોર વિગેરે પારખી શકવાની શક્તિ મારામાં અદ્ભુત છે. જો હું ઉત્પન્નજ ન થઇ હોત તો જગતમાં આજસુધીમાં વૃદ્ધિ પામેલાં મારા સંબંધી વ્યવહારો જે વિસ્તારને પામ્યા છે તે પામતજ નહિ અને કશા ટાઢ-તડકા વરસાદથી રક્ષણ થાય તેવા પદાર્થોની જરૂર પણ રહેત નહિ. આજ જો અંતર્ધાન થઇ જાઉં તો સઘળા રેશમના અને સુતરના વિચિત્ર રંગ અને આકૃતિના ઓઢવા પહેરવાના તથા પાથરવાના પદાર્થો સાવ નિરર્થક થઇ જાય અને પ્રાણીઓ પાણીમાં સડી જાય અગ્નિમાં બળી જાય કે વાયુમાં સુકાઇ જાય તો પણ ખબર પડે નહિ. સ્પર્શ વિષયના નિર્નિરાળા પદાર્થોનું જે અપૂર્વ સુખ છે તેનો અનુભવ મારાથકીજ અંતઃકરણ કરે છે. બીજાં સઘળાં ઇંદ્રિયો જે આનંદ આપે છે, તેના કરતાં મારી સત્તાનો આનંદ અધિક છે. હું છું તો માણસો મહેલ ચણાવી કે ઝુંપડાં બાંધી વાસ કરે છે, નિકર વગડામાં ફરતા હોય. હું છું તો માણસો હીરાગલ જરિયન કે સાદાં લુગડાં પહેરે નિકર પશુની પેઠે ફરતા હોય. સ્પર્શ વિષય કાંઇ જેવો તેવો તમારે ન જાણવો. ક્ષણવાર પણ મારૂં વિસ્મરણ કોઇથી થઇ શકતું નથી. અને તેથી લોકો પ્રતિદિન ઉપરના સુખના સાધનોમાં નવા નવા ઉપાયો કરતા રહે છે. મને ઉત્પન્ન કરનાર મહાભૂત પણ મહાબળવાન છે કે જે વાયુના નામથી ઓળખાય છે. વાયુ ન હોય તો આખા જગતનો અંત આવી જતાં વાર ન લાગે. ઇશ્વરની પેઠે એ સર્વવ્યાપક અને પ્રાણીયોને જીવાડનાર છે. એનાથકી જેનો જન્મ હોય તેની મહત્તા પણ કેવી મહાન હોય તે તમારેજ વિચારી લેવું. મારી અધિષ્ઠાતા દેવતા પણ એ મહાબળવાન વાયુજ છે. અને એની સત્તાથી હું સર્વને સ્પર્શ વિષયનો ભોગ આપું છું. આ ભોગ ઉપરથીજ સુખરૂપ સ્પર્શને તજી અથવા ટાઢ તડકા વિગેરે સહન કરી ઘણા તપસ્વીઓ તપ કરીને ઉત્તમ લોક મેળવે છે. આટલી બધી મારી યોગ્યતા મારામાં હોવાથી હુંજ સર્વમાં

શ્રેષ્ઠપણું પામવા યોગ્ય છું. વિચાર તો કરો કે આખા શરીરમાં કયો ભાગ મારી સત્તા વગરનો છે.

આ વચન સાંભળતાં ચક્ષુ ઇંદ્રિયે ચીડાઇ જઇને કહ્યું કે, તમે શું પોતાની ખોટી મોટાઇ ગાયા કરો છો ? મારા સામર્થ્યની તમને શું ખબર છે ! મારી જો પ્રથમથી ઉત્પત્તિજ ન થઇ હોત તો બીજાં સઘળાં ઇંદ્રિયોના વ્યવહારોનો આજસુધી અભાવજ રહેત. મનમાં જે કાંઇ ભાવ થાય તે દૃષ્ટિએ જોયા પછી થાય છે. તેજ દૃષ્ટિ ન હોય તો પછી કાંઇપણ ભાવના થાય નહિ અને ભાવનાનો નાશ થયો એટલે સર્વ એનીમેળે નાશજ થયું. મારાં દ્વાર બંધ કરી જુવો તો ખરાં કે શું દેખાય છે. અંધારા શિવાય કાંઇ પણ બીજું દેખાશે નહિં. એવા અંધારામાં શી રીતે કોઇપણ ધર્મ અર્થ કે કામની ભાવના થાત. ભલેને કરોડ સૂર્ય ઉગે તો પણ હું નહોઉ તો તે કરોડે સૂર્યનું ઉગવું જગતમાં કામનું નથી. સારૂ-માઠું, હર્ષ-શોક, પ્રિય-અપ્રિય વિગેરે અંતઃકરણ મારી સહાયતાથી જાણી શકે છે. રાતા પીળા રંગો અને તે રંગોવાળા પદાર્થો જોવાથી થતો આનંદ હુંજ આપુ છું. મન ન પોંચે એટલે દૂરસુધી માણસ મુસાફરી કરે છે તેમાં પણ મુખ્ય મારી સહાયતા જોઇએ છિયે. હું ન થઇ હોત તો કોઇપણ વ્યવહાર (દૃષ્ટિને અભાવે) થાત નહીં અને આજ પણ હું ન હોઉ તો કોઇપણ વ્યવહાર થાય નહિ. દિવેલ વગર જો દિવો બળે તોજ મારા વગર માણસને ચાલે છે. તમારા (બીજાં બધાં ઇન્દ્રિયના) વિષયો-પણ મારાવિના લેશ પણ આનંદ આપી શકે નહિ. એટલુંજ નહિ પણ તમે બધાં પોતપોતાના વિષયોને મેળવવામાં પણ હીન ભાગ્ય થઇ જાઓ. મારૂ રેહેવાનું ગોળક ઉચ્યું અને શોભાવાળું છે. પંચમહાભૂતમાનાં તેજરૂપ તત્વના સાત્વિક અંશથી હું ઉત્પન્ન થયેલ છું. એ તેજમાં સ્થૂલરૂપ અગ્નિ અને ચંદ્ર વિગેરે તમારે સમજવાં. વિચાર કરો કે એ સર્વે ઉપયોગી અને જગતનું રક્ષણ કરનાર તેજ ન હોય તો જગત્ પણ અંધકારમયજ થઇ જાય અને આજે જે સ્થિતિ જગતની જોવામાં આવે છે તે માહિલું કાંઇ હોય નહિ. એ તેજના પિંડરૂપ સૂર્યનારાયણ એ મારા દેવતા છે. એની સત્તાથી તમે ક્યાં અજાણ્યાં છો. એ જગતને પ્રકાશ આપતા અને નિયમિત રોને ફર્યા કરતા દેવ કાળનું પ્રમાણ અપે છે. આ દેવતાના આશ્રયથી હું શું શું ન કરી શકું ? લેવું દેવું, ખાવું પીવું, ઓઢવું-પેહેરવું, લાજ-મર્યાદા, સારૂં-નરતું, ધોળું-કાળું વિગેરે વ્યવહાર સિદ્ધ કરવામાં સૌ પેહેલાં મારી ગરજ છે. માટે હુંજ સર્વથી ઉત્તમ તથા શ્રેષ્ઠ છું. મારૂં કામ કોઇથી થઇ શકે એમ નથી માટે તમોએ સહુએ

વિવા૰ ફરે કરી મનેજ શ્રેષ્ઠ ગણની જોઇએ મારે અભાને મારૂ સ્થાન તો કોડીની કિમત જેટલુ નથી હેતુ પણ આખુ શરીર પણ નકામુ થઇ જાય છે માટે મને કોઇએ ખોટુ અભિમાન કરીને રીસાવવાનુ પ્રયત્ન કરવુ નહિ નિકર તમારી વાત તમે જાણ્યા

આપ્રમાણે ચક્ષુઇન્દ્રિયનો ચડભડાટ સાભળી બોલવામા કુશળ જીહ્વા ઇન્દ્રિયે ઉત્તરરૂપે પોતાની પ્રૌઢતા ગાના માડી તેણે જણાવ્યુ કે તમે એકમીજા પોતાની ચતુરાઇનુ દેખાડો છો માનાવગર તમે કાઇપણ કરી શકવાના નથી પરમેશ્વરે મને મૂળથીજ ઉત્પન્ન ન કરી હોત તો સર્વ પદ્રસોના પદાર્થોનો લોપ થઇ જાત અથવા તેઓ નિરર્થક જાત અને જગતમા કોઇપણ જાતની કળાકુશળતા વિના કે પરસ્પરનો સુખ વ્યવહાર મારી સહાયતાથી વાણીએ રાખ્યો છે તે ચેટત નહિ હુ રીસાઇને જતી રહુ તો કાઇપણ બોલાય નહિ અને બોલ્યાવ ગર તો ક્ષણવાર પણ ચાલે નહિ રસની પરીક્ષા મારાવગર ન થઇ શકવાથી સ્વાદનો નાશ થાય અને સ્વાદનો નાશ થતા શરીરના પોષણનો નાશ થાય હુ ખાવાનો પદાર્થ સારો છે કે નહી એમ પરીક્ષા કરીનેજ પેટમા જવા દઉ છુ એ મારૂ કામ સર્વોપરિ છે મારા વગરનો સુખરૂપ ગોખનો કરો ગુણકારક રહેતો નથી વાણી ઇન્દ્રિય જે ઉત્તમ અધિકારને યોગ્ય માણસને કરે છે તે મારાવિના થઇ શકે તેમ નથી મારી પાસેથી નીકળતુ અમૃત અન્નને ગળે ઉતરાવી પાચન થવામા સદા ચરૂપ થાય છે ખરૂ જોતા તમસર્વને પોષણ થવામા હુજ સાધનરૂપ છુ હુ રીસાઇ બેસુ અને અન્ન પાણી પેટમા ન પેસવા દઉ તો તમે બધા નરમ શેમરા જેવા થઇ જાઓ મારૂ સ્થાન સર્વ કરતા ઉત્તમ અને શ્રેષ્ઠ ગણાય છે સર્વ જગતના જીવનરૂપ જળ નામના મહાભૂતના સાત્વિક અશથી મારી ઉત્પત્તિ થઇ છે એ જળ છે તોજ જગતનુ જીવન સચવાય છે અને ઉત્પત્તિ પણ તોજ થાય છે રસરૂપ પદાર્થો સઘળા જળની સત્તાથી રહે છે અને જળથી પોષણ પામે છે તો એનાથી ઉત્પન્ન થયેલી હુ કેટલી બધી સમર્થ છુ તે તમારે વિચારી જોવુ મારા દેવતા કે જેની સત્તાથી હુ મારૂ કામ કરવા સમર્થ છુ તે દેવતાનુ નામ વરૂણ છે સમુદ્રને ક્ષોભ પમાડી જગતનો પ્રલય કરવાને સમર્થ એવા વરૂણ દેવજ જગતને જીવાડે છે એમ નામાટે ન માનવુ એની આજ્ઞાને અનુસરીનેજ હુ રસ ચાખુછુ અને વાણી જે કર્મઇન્દ્રિય છે તેને તેના કામમા સાધનભૂત થઇ શરીરને શોભાવુ છુ મારૂ આ મોટુ કામ તમારા કોઇથી બની શકે તેમ નથી જો તમો વધારે મને ચીડાવશો તો એમાથી કાઇ સારૂ ફળ મેળવશો નહી

તમને બધાયને એટલું કહુંછું કે સર્વ કરતાં હું મોટી છું માટે તમારે કોઇએ આજથી ખોટી ચર્ચા ન કરતાં મને આધીન થઇને રેહેવું.

જીહ્વા ઇન્દ્રિયનું જોર જોઇને ઘ્રાણ ઇન્દ્રિયે ઉત્તર આપતાં જણાવ્યું કે મારા સરખું તો કોઈપણ જગતમાં મોટું નથી. જગતમાં પસરેલા સારા માઠા ગધની પરીક્ષા મારાથીજ થઇ શકે છે આ પદાર્થ ગ્રહણ કરવા યોગ્ય છે કે નહિ તેની પેહેલાંથી હું ખબર આપુ ત્યારપછીજ બીજી ઇન્દ્રિયો તેને ગ્રહણ કરે છે. હું નહોઉ તો અતિ સુગંધિ પદાર્થોની ઉત્પત્તિ નિરર્થક થાય. મારૂં રેહેવાનું સ્થાનક નાસિકા સર્વ કરતાં શ્રેષ્ઠ અને આગળ છે. શરીરની સર્વપ્રકારની શોભા મારા નાના પણ મૂલ્યમાં મોટા સ્થાનથી જળવાઇ રહે છે. મારી ગરજ ન રાખીને મને સારો માઠો ગંધ ઓળખવા ન દેવાને મારૂં દ્વાર બંધ કરો તો પછી સર્વને ખબર પડે કે મારામાં પરાક્રમ છે કે નહિ. જગતમાં કોઇપણ પદાર્થ એવો નથી કે જેમાં કોઇપણ પ્રકારનો ગધ ન હોય અને ગંધને ઓળખવાની શક્તિ મારા શિવાય કોઇપણ ઇન્દ્રિયમાં નથી. પૃથ્વી નામના મહાભૂતના સાત્વિક અંશથી મારી ઉત્પત્તિ થઇ છે. એ મારી માતા પૃથ્વી છે તેજ સ્થાવર-જંગમ પ્રાણીઓને ધરી રાખનાર છે. સઘળો જગતનો વ્યવહાર પૃથ્વીની સત્તાવિના અસંભવિતજ છે. એવી મહા સત્તાવાળી પૃથ્વીના પરાક્રમથી હું જે અભિમાન કરૂં તે થોડું છે. સારાંશ એ કે મારી બરાબરી કરી શકનાર કોઇ ઇન્દ્રિય છે નહિ માટે તમારે ખોટી મોટાઇ લઇ બેશીને બબડવું નહિ. જેનાથી હું સત્તાવાળી છું તે મારા દેવતા અશ્વનીકુમાર કેહેવાય છે. નિરંતર જોડાઇ રહેનારા એ દેવો પોતાની વૈદ્યવિદ્યાથી દેવતાઓનાં પણ દુઃખ ટાળવામાં સમર્થ છે. એના સમર્થપણાથી હું શરીરમાં શોભાદાયક નાસિકારૂપ સ્થાનકને પામેલ છું. એ સાધનથી પ્રાણના શ્વાસોચ્છ્વાસ શરીરમાં આવજા કરે છે. અજપા ગાયત્રી મારા સ્થાન દ્વારા યોગીજનો જપી શકે છે એ કાંઇ બીજી ઇન્દ્રિયથી બનતું નથી તમે ગમે તેવાં શ્રેષ્ઠ કે પરાક્રમી હો તોપણ મારૂં કામ કોઇથી થઇ શકે તેમ નથી માટે ખોટી મોટાઇ કરીને કોઇએ મને માઠું લગાડવું નહિ.

આપ્રમાણે પોતપોતાના અભિમાનથી વિવાદ કરવામાં તત્પર થયેલાં જ્ઞાનેંદ્રિયોનો જગડો સાંભળવામાં કર્મેન્દ્રિયો પાસે હતાં. માણસો જેમ જેવો પ્રસંગ હોય તેવી વૃત્તિવાળાં થઇ જાય છે તેમ કર્મેન્દ્રિયોને પણ થયું. વાતપર વાત નીકળતાં જ્ઞાનેન્દ્રિયો સાથે અને પોતપોતામાં જગડો કર્મેન્દ્રિઆને ઉઠયો. જ્ઞાનેન્દ્રિયોને તેઓએ એવુ કહ્યુ કે તમે એકબીજાં ખોટી માથાકૂટ શામાટે કરોછો. તમ

સર્વ કરતા અમારો જયો ઉત્તમ અને ઉપયોગી છે તો તમે પરસ્પર નોખા પડી એ બીજાવી રીતે શ્રેષ્ઠ થઇ શકશો ? પરમેશ્વર પૂજ્યા હોય તો છાનામાના બેસી રહોને અમે જ્યાસુધી જગતમા છિયે ત્યાસુધી તમોએ તમારી મોટાઇની આશા છોડી દેવી કર્મેન્દ્રિયોનો આ ઉત્તર સાભળી જ્ઞાનેન્દ્રિયો ચમકી ગયા. માહોમાહે લડતા હતા ત્યાસુધી ઠીક હતુ પણ આતો નચમા અવળુ વેતરાયા જેવુ થતુ જોઇ સઘળા એક થઇ જઇ ઉત્તર આપવા વિચાર કરે છે એટલામા કર્મેન્દ્રિયો,એકબીજામાજ ચડભડવા લાગ્યા આગળ ચાલતા વાક્ ઇન્દ્રિયે કહ્યુ કે તમે મહુ ફોકટની મોટાઇ શામાટે લઇ બેઠા છો ? તમારો શો એવડો બધો અધિકાર છે ? જે કાઇ આધાર છે તે જગતમા મારા ઉપર છે જે ઉદય અને જે વ્યવહાર જોનામા આવે છે તેનુ કારણ હુ છુ મારા વગરનો કોઇ ભાગ ખાલી નહિ હોય જે કાઇ નામરૂપ ઓળખાય છે તે મારો પ્રતાપ છે અર્થશાસ્ત્ર, વૈદ્યશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર અને સઘળી વિદ્યા મારા વ્યવહારથીજ થયેલ છે કયુ કામ એવુ છે કે વાણીની સત્તા વગરનુ હોય કળા સઘળીની સમજણમા પણ વાક્ ઇન્દ્રિયની મુખ્યતા છે વિચાર કરો કે અનાદિ કાળથી ચાલ્યો આવતો વ્યવહાર ઉદયભરેલી સુખરૂપ દશામા જોવામા આવે છે તે મારી ઉત્પત્તિ ન થઇ હોતતો ક્યાથી હોત ? મારા દેવતા અગ્નિ દેવ છે એના પરાક્રમથી કોઇ અજાણ્યુ નથી એની સત્તાથી હુ મારો સર્વોપરિ અધિકાર ભોગવુછુ અતઃકરણના ભાવો બહાર દેખાડવાને અને બીજાના જાણવાને મારા શિવાય બીજુ કોણ સમર્થ છે જીહ્વાને તો શુ પણ આખા શરીરને મૂલ્યવાન હુ બનાવુ છુ સર્વ ઇન્દ્રિયોના તિલકરૂપ હુ છુ વિશેષ હુ મારી મોટાઇ શુ વખાણુ તોપણ કહુ છુ કે તમે સઘળા મારી સત્તાથી સુખ ભોગવો છો માટે મારાથી મોટુ કોઇ નથી

આ વાક્ (વાણી) ઇન્દ્રિયનો તરફડાટ સાભળી પાણિ (હાથ) ઇન્દ્રિયે કહ્યુ કે તમારે કોઇએ ખોટુ અભિમાન કરવુ નહિ લેવા દેવા વગેરે સર્વ ક્રિયાઓ અને જગતની અદ્ભુત કારીગરીઓ મારાવિના વતીજ નથી જે કાઇ કૃત્રિમ આકૃતિઓ છે તે સઘળી હુજ બનાવુ છુ હુ ન હોઉ તો કોઇ પદાર્થ બને નહિ કોઇ ક્રિયા બને નહિ અને સઘળી કળાઓનો અત આવે શરીરને સર્વે સુખના સાધનમા સહાય થનાર તો હુજ છુ વિવિધપ્રકારના વિષયભોગો મારી સત્તાવિના ભોગવીજ શકાતા નથી શત્રુનો સહાર કરવામા અને શરીરનુ સરક્ષણ કરવામા હુજ શ્રેષ્ઠ છુ જે વખતે પરદેશના મહારાજાનુ સૈન્ય સ્વદેશ ઉપર ચડી આવે ત્યારે મારાવિના કયા ઇન્દ્રિયથી સામુ લડવા જઇ શકાય છે સર્વ કામમા

હું આગળ પડું છું અને સર્વને હું સાચવું છું. ધર્મ અર્થ કામ કે મોક્ષ મારી સહાયતા વગર માણસ શી રીતે મેળવી શકત? માટે હુંજ સર્વોત્તમ છું. મારા દેવતા ઇન્દ્ર દેવને તમે નહિ ઓળખતાં હો. એની કૃપાથી જગતમાં મારો સદૈવ ઉદય છે. માટે મારી આગળ તમારે ખોટી મોટાઇ ગાવી નહીં.

આ વાત સાંભળી પાદ (પગ) ઇન્દ્રિયે કહ્યુ કે તમારા કરતાં મારૂં પરાક્રમ કાંઇ ઓછું છે? કયો પુરૂષાર્થ કે ઉદ્યમ મારો આશ્રય લેતો નથી? માણસ આદિ પ્રાણીઓ મારા વડે હજારો ગાઓની મુસાફરી કરે છે અને ઇચ્છામાં આવે ત્યાં જાય આવે છે. જવા આવવા સંબંધી સઘળી ક્રિયા મારાવગર બનતીજ નથી. હું ન હોત તો દૂરનું જે કાંઇ આપણે આજે જાણીયે છિયે તે જાણત નહીં. સર્વની ઝાડના જેવી કે પર્વતના જેવી દશા થઇ જાત તો પછી જગતનો ઉદય કેમ થાત? મારા દેવતા સાક્ષાત્ વિષ્ણુ છે. સર્વ દેવમાં વિષ્ણુ પૂજા કરવા યોગ્ય છે ત્યારે હું પણ સર્વને પૂજા કરવા યોગ્ય શામાટે નહિ. જો હું અટકી જાઉ તો મારૂં કામ કોણ કરી શકે તેમ છે. માટે મારી બરોબર તમારાથી કોઇથી થવાય તેમ નથી.

આવો બડબડાટ સાંભળી ચોથી * * ઇન્દ્રિયે કહ્યુ કે સર્વ કરતાં તો હુંજ ઉત્તમ છું. શરીરમાં ભરાતાં અન્ન-પાણીના મળને જો હુ ત્યાગ કરી આપું છું તો બીજા પોષણકારક પદાર્થો ખાઇ શકાય છે અને એ ખાઇ શકાય છે તોજ સર્વ ઇન્દ્રિયો પોતપોતાના કામમાં શક્તિમાન્ થાય છે. હુ ન હોત તો કોઇપણ ઉદ્યમની આવષ્યકતા રેહેત નહિ કેમકે સઘળા ઉદ્યમો ખાવા સારૂ અને ઉંઘવા સારૂં છે; તે ખાવું પણ બંધ થાત અને ખાવું બધ થતાં ઉંઘપણ બંધ થાત. આમ થાત તો કેવી દશા જગતની હોત. મારા દેવતા યમરાજની મોટાઇથી કોઇ અજાણ્યું નથી. એ યમરાજ જો કોપ કરે તો માણસથી જરવાતો નથી તેમ મારો કોપપણ માણસથી જરવી શકાતો નથી. હુ જે કાંઇ કરી શકુ છુ તે બીજા કોઇથી બની શકે તેમ નથી. શ્રોત્ર ચક્ષુ પાણિ અને પાદ વિગેરે ઇંદ્રિયો ન હોય તો ઘણીવાર ચાલ્યું જાય છે પણ મારા વગર કોઇ દિવસ ચાલતુ નથી એટલામાટે હુ સર્વ કરતાં શ્રેષ્ઠ છું.

આ ઇંદ્રિયના બોલવાથી વ્યાકુલ થયેલી પાંચમી ઇંદ્રિયે પોરસાઇને કહ્યું કે તમે બધાં શામાટે કલકલ કરો છો. આખા જગતમાં સૌ કરતાં મારો અધિકાર મોટો છે. પ્રાણીઓની ઉત્પત્તિ અને તેઓનો વધારો મારાવિના થતોજ નથી. જગતના ઇશ્વરના જેટલી શક્તિ હુ ધરાવુંછું. મને જો ઇશ્વરે ઉત્પન્ન ન કરી હોત તો જગતમાં ઉત્પત્તિના માર્ગજ બધ થઇ જાત અને એમ થાત તો આજે જે આવડો બધો પ્રપંચ દેખાય છે તે દેખાત નહિ. (અપૂર્ણ.)

# ग्रंथविवेचन.

## *सरस्वती चंद्र भाग १

સારી છપાઇનું, વિચિત્ર રંગથી સુશોભિત પુઠાનું, આ પુસ્તક સર્વને દર્શનથી મોહમાં ખેંચી, સ્નહારીગમાં ગોઠવાએલ વિવિધ પ્રકારની રચનામાં મનને ખેંચે છે. પુસ્તક ઉઘાડી પ્રથમનાં, કર્તા અને ગ્રંથના નામ દર્શક પૃષ્ઠો ફેરવી, વધુ પણ પ્રૌઢ, ઈંગ્લિશ અને ગુર્જર ભાષામાં લખાએલી પ્રસ્તાવનાઓ વાંચી તેમાં જણાવેલા વિચારો ઉપર વધારે વિચારો દર્શાવ્યા વિના, તેમજ મંગલાચરણરૂપે લખાએલી અર્પણપત્રિકા વાંચી, અનુભવી, આપણે કથાભાગમાં પ્રવેશ કરીએ.

પ્રથમ પ્રકરણમાં કર્તા આપણને પશ્ચિમ સમુદ્રના કોઈ બંદરને કાંઠે આવી પડેલા વહાણ ઉપરથી ઉતરતા એક પુરૂષને દેખાડે છે. આ પુરૂષનું વર્ણન અને નવું ધારણ કરાવેલું નામજ (ગ્રંથારંભે લખેલ નામને મળતું હોવાથી) વાચનારના મનમાં વિચાર ઉત્પન્ન કરે છે, કે આ મનુષ્ય કોઇજ નહીં પણ કથાનો નાયકજ હોવો જોઇએ અને અંતે તેમજ નિવડે છે. આપણે એ પુરૂષને નાયક કહી શકશું? બંને પક્ષમાં વિવિધ કારણો છે. પ્રથમ ભાગ ઉપર દૃષ્ટિ રાખતાં આ પુરૂષને નાયક કહેવો એ, આ કથામાં આવતા બીજા પુરૂષને અન્યાય કરવો જેવું છે. જો એને જ નાયક કહીએ તો એ નાયક બહુ વિચિત્ર છે. ઇંગ્લિશ કવિ ગોલ્ડસ્મિથના "ચાઇનીસ લેટર્સ" માંહેલા ચાઇનીસના જેવો આ પુરૂષ જણાય છે. સ્વગૃહનો ત્યાગ કર્યા પછી આ પુરૂષે ઉપર લખેલ પુરૂષના પરિમાણે એટલું બધું આપણું ધ્યાન ખેંચ્યું નથી, કે આપણે તેને બહુ ઉંચા પદે મુકીએ. પ્રથમ ભાગની અપેક્ષાએ, આખી કથાનો એ નાયક હોવા છતાં પણ, બુદ્ધિધનને આપણે નાયક કહિશું તો એ અયોગ્ય નહિ કહેવાય. આ વિષયમાં વિશેષ બોલવું એ, જ્યાં સુધી દ્વિતીય ભાગના દર્શન નથી થયા ત્યાંસુધી અનુચિત છે.

આ **સરસ્વતીચંદ્ર** અથવા આપણી દૃષ્ટિમર્યાદામાં ઉભેલો **નવીનચંદ્ર**, સુવર્ણપુરનો અતિથિ, નૌકામાંથી ઉતરી, વિચાર કરતો રાજેશ્વર મહાદેવના મંદિરમાં પ્રવેશ કરેછે. મંદિરનું વર્ણન સામાન્ય છે. તે વર્ણનમાં આપણી દૃષ્ટિ આગળ તે મંદિરનું સ્વરૂપ સાક્ષાત્કાર કરાવવાની શક્તિ નથી. કરણઘેલો અથવા ગણકદેવીના

---

* બુદ્ધિધનનો કારભાર, રચનાર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

આ પુસ્તક અમારા હાથમાં વહેલું આવ્યું હતું, પરંતુ તેનું વિવેચન કરવાનું એક ગ્રહસ્થે પોતે માથે લીધાથી અને તે વિવેચન અમારા પત્રના પ્રમાણમાં મોટું લાગવાથી અમારે આટલું મોડું અને ટુંકાણમાં આકારમાં લેવું પડયું છે. આ. ધ. મ. તંત્રી.

કર્તા આ વિષયમાં આ કર્તા ઉપર જય મેળવે છે. અસરકારક વર્ણન કથાની રસિકતા લાવણ્ય અને વાંચનારની ઉત્કંઠાને અધિક કરે છે; તેમાં કર્તા અને કાવ્યનું સાફલ્ય છે. અંદર પ્રવેશ કરતાં **સૂર્ખદત્ત** તપોધન (!) નાં દેવ-સહવર્તમાન દર્શન થાય છે. **મૂર્ખદત્ત** ઘણે ઠેકાણે અને સમયે પોતાનું મૌર્ખ્ય દેખાડે છે તથાપિ તે મૂર્ખ નથી; એમ કર્તાના લેખ ઉપરથી જણાય છે.* હશે. આ પ્રવેશ પછી કથા-ભૂમિ ઉપર આ પુરૂષનું ક્વચિત જ દર્શન થાય છે; માટે આપણે પણ તેને વિષે અ-હિ જ પૂર્ણાહુતિ કરીએ. એ સાંપ્રત સ્થિતિના પૂજારીનું યથાસ્થિત ચિત્ર છે, એમ કહેવામાં અસત્ય નથી; પરંતુ હજી એ વર્ણનમાં કાંઇક ન્યૂનતા જણાય છે. કર્તાનો લેખ આપણને વધારે જાણવા અને આનદ લેવા ઉત્સાહી કરે છે, પણ તે ઉત્સાહમાં તણાતાં આપણે ઠગાઇએ છીએ.

બીજા પ્રકરણમાં આપણી દૃષ્ટિ મર્યાદા આગળ ત્રણથી ચાર યુવતીઓ આવે છે. નવીનચંદ્ર–સરસ્વતીચંદ્ર, કલ્પાએલો નાયક, અહિઆંથી લગભગ છ પ્રકરણસુધી તટસ્થ રહે છે. અજ્ઞાત મનુષ્ય કોઇ જાણતું એ નથી અને કોઇને જાણવાની ઇચ્છાએ નથી કે તે કોણ છે. ડા. પિટર્સન જેવા ટીકાકારને આવી સંકલનામાં કદાચિત્ વધારે આનંદ આવે; પરંતુ બાણ મહાકવિને એ ઠીક નથી લાગ્યું. "પ્રથમથી† ના-યિકા (નાયક) નો પ્રવેશ કરાવિને થોડીવાર તટસ્થ વા શૂન્ય જેવી (વો) દર્શાવવી (વો) તે કરતાં યોગ્ય અવસરે પ્રવેશ કરાવી સમાપ્તિ પર્યન્ત પ્રત્યક્ષ રા-ખવી (વો) એ ઠીક." હશે. આ પ્રકરણ ઉપર વધારે ટીકા કરવા જેવું કાંઇ નથી. **બુદ્ધિધન**ના કુટુંબમાંના જનોની સામાન્ય ઓળખાણ કરાવવા વિના પ્રકરણ કાંઇ બીજું ઉપયોગી જ્ઞાન આપતું નથી. પ્રમદા **અલકકિશોરી** અને બાલા પણ પ્રૌઢા **કુમુદસુંદરી** વિષે વિવેચન કરતાં તેમનાં માત, તાત અને સગા સંબંધિઓ વિષે કાંઇક જ્ઞાન મળે છે. **બુદ્ધિધન**માટે આપણે ઘણું જાણવાનું છે અને યોગ્ય સ્થલે કર્તાએ સંપૂર્ણ જ્ઞેય જણાવ્યું છે. **કુમુદસુંદરી**નાં પિયરીઆં વિષે, તેની પોતાની સદ્ગુણી વૃત્તિનેલીધે, કાંઇક જીજ્ઞાસા થાય છે, અને જીજ્ઞાસાના પ્રમા-ણમાં જેવું જોઇએ તેવું જ્ઞાન મળે છે. તે આપતાં **વિદ્યાચતુર** અને તેની સ્ત્રી વચેના આલાપમાં સ્ત્રીસુધારણા વિષે કાંઇક નોંધ કરી કર્તા પાછો પોતાની મુળવાત ઉપર આવી જાય છે. વાત કરતાં **કુમુદસુંદરી**નો પ્રથમ સબધ કેમ થયો હતો અને તે કેવી રીતિથી તુટયો, વિગેરે જ્ઞાન સંક્ષેપમાંજ આપે છે. આગળ સરસ્વતીચદ્ર વિષે બોલતાં ફરી બોલવું પડશે માટે હાલ એટલુંજ ઠીક.

---

* જુની વાર્તાઓમા આવા દાખલાઓ નીકળી આવે છે.

† રા. છગનલાલ હરિલાલ પડ્યા. કાદમ્બરી ભાષાંતરની પ્રસ્તાવના.

અલક અને કુમુદ હજી મંદિરમા આવી પ્રવેશ કરે છે તેટલામા કોઇ અનુચરવર્ગમાથી આવી, બુદ્ધિધન અને રાણાજી ( સુવર્ણપુરનો અધિપતિ ) આવવાની ખબર કહે છે સૌ યોગ્ય સ્થળે જતા રહે છે, અને રાણાજી તથા બુદ્ધિધન શિવલિંગ સામે પોઠિયા આગળ સોનેરી ગાલીચા ઉપર બિરાજે છે

અહિંથી આ વાતનો સબધ બધ થાય છે પરન્તુ સકલના ઉપરથી અનુમાન થાય છે, કે સકલના લેખિનિના ઉપયોગ અગાઉ થઇ નથી કર્તાએ મન-તુરગને બરાબર કાબૂમા રાખી ચલાવેલ નથી તેને તેની સ્વેચ્છા પ્રમાણે જવા દઇ અજ્ઞાતમાર્ગે જાય છે એમ જણાતાજ રશ્મિ ખેચી, પાછો વાળી, મહાયત્ને બીજે માર્ગે ચલાવે છે

બુદ્ધિધન ઉચ્ચ, પણ દુર્દૈવથી નિર્ધન, કુળમા જન્મેલો પુરૂષ છે "પુત્રના લક્ષણ પાલનામાથી જણાય" એ નિયમ પ્રમાણે બુદ્ધિધનની બુદ્ધિનો પ્રભાવ તેની બાલ્યાવસ્થામાથી દીપે છે, પરતુ તેમા નિર્ધનતાનુ વાદળુ આવરણ કરે છે પોતાની નિર્જીવ મોટાઇમા મગ્ન રહેતા નિષ્પાપ, નિષ્કપટ, પિતાના મુખમાથી, આગળ થઇ ગએલા વડીલોની મોટાઇ વિષેની વાતો સાભળતો, અને સદ્ગુણી, સ્વ અવસ્થાની પૂર્ણ જ્ઞાતા થએલા અસ્તથી ખિન્ન થતી અને ઉદયની ઇચ્છામા લીન થએલી, માતાના ઉત્સાહક સદુપદેશના વચનો સાભળતો, આ બુદ્ધિબાલક શાલામા પોતાનું અધ્યયન કરે છે ઐશ્વરી નિયમને અનુસાર વા અનનુસાર, આપણે જોઇએ છીએ, કે કેટલાક પુરૂષો જેમની વિદ્યાર્થી અવસ્થા મદ હોય છે, તે પ્રૌઢાવસ્થામા ઘણા દીપ્તિમાન થાય છે આવા પુરુષોની સખ્યા બહુ નાની હોય છે, પરતુ આ નાની સખ્યાનો ઘણો ભાગ યશસ્વી થયાવિના રહેતો નથી એ વર્ગમાનો બુદ્ધિધન, પોતે ઉચ્ચ સ્થિતિમા કેમ આવે, લોકો પોતાની સ્તુતિ કેમ કરે, પોતે લોકમાન્ય તેમ રાજમાન્ય કેમ થાય, એ આદિ વિચારમા લીન થાય એ સ્વાભાવિક છે વયની પહેલી વિશીમાથી નિસરી બીજી વિશીમા પ્રવેશ કરતો પુરૂષ સદાય વિચિત્ર વિચારોમા લીન હોય છે એ સમય અનિશ્ચિતાવસ્થાનો છે પૂર્ણ સુખની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાનો ત્યાગ કરી યુવાવસ્થારૂપિ નાવમા બેશી, સસારસમુદ્ર તરવાની તજવીજ કરતો પુરૂષ, સદાય, ભવિષ્યમા તેને કેવા તોફાનો નડશે, તેનુ શુ થશે, નિર્વિઘ્ન પાર જવાશે કે નહીં, દુર્જનરૂપી મગરમત્સ્યાદિકથી દુ ખ થશે કે નહીં, એ આદિ ઘણા વિચારોએ પરિવૃત હોય છે ગર્ભશ્રીમતોને તથા અતિનીચ પંક્તિના પુરૂષો, જેઓ સેવા કરીનેજ પ્રાણયાત્રા કરવામા તત્પર હોય છે, તેવાને આ જાતના પુરૂષોને વિચારરૂપી ગુલાબના કાટાની થતી પીડાનો અનુભવ થવો અશક્ય છે મુબઇ જેવા મ

હાન્ શેહરમાં રાજમાર્ગે પ્રાતઃકાલમાં દશઘંટા સમયે ઉભા રહી જોતાં ઘણા પુરૂષો હાથમાં છત્રી, પગમાં સામાન્ય પણ અતિકાળાં ઉપાન અને ઘણુંકરી ચકરી પાઘડી પેહેરેલા, હસતા હસતા ચાલતા દૃષ્ટિગોચર થશે **બુદ્ધિધનના** અંતઃકરણને પીડા કરતા વિચારમાંનો એક પણ વિચાર તેમને પીડતો નથી. તેઓ કંટક સમીપ જોતા પણ નથી; કારણ તેમણે ગુલાબ શું છે તે જાણ્યું નથી, અથવા જાણ્યું છે તો તે મેળવવા જેવા પોતાને યોગ્ય ગણતા નથી. આવા પુરૂષોને **બુદ્ધિધનની** આરંભ થતી યુવાવસ્થાની સ્થિતિનો અનુભવ ન થાય તો આપણે આશ્ચર્ય થવા જેવું નથી. આ વિદ્વાન્ કર્તાનો લેખ વાંચી કેટલા પુરૂષોએ પોતાના હૃદય ઉપર હસ્ત મુકી સ્વગત કહ્યું હશે કે "હા! **બુદ્ધિધન** તે હુંજ?" ઘણા થોડાએ, પણ એ થોડાને સાક્ષાત્ અનુભવ થયો હશે અને જરા સંભાવન પણ થયુ હશે, કે તેના પોતાના જેવા પુરૂષોનું ચિત્ર આપતાં કવિઓએ તેવી સ્થિતિનો સામાન્ય રીતિએ સંભવ છે એમ દર્શાવ્યુ છે ઘણી થોડી પણ તેવી થોડી પણ બુદ્ધિધનની પ્રતિમાઓને આપણે શુ જોતા નથી! સાંપ્રત સમયમાં એવા પુરૂષોના મોટા સમુદાયની જરૂર છે; પરંતુ સર્વ કાલમાં અને સર્વ દેશમાં તે થોડા જ મળે છે અર્થાત્ એમ જણાય છે કે તેમનો મોટો સમુદાય વિશ્વની અંદર ઉત્પન્ન કરવો એથી વિશ્વનાથના ઘડી રાખેલા સંસારચક્ર ચલવવાના નિયમોમાંથી કોઇનો ભંગ થતો હશે. અસ્તુ અમે હાલ એ વિચાર કરવા બેઠા નથી; નહિ તો વળી કાંઇ યુક્તિથી તેમ થવું યોગ્ય છે, એમ દર્શાવત

આ વૃત્તિના એક પુરૂષનું વર્ણન લખતાં એક વિદ્વાને ઘણી સમર્થસૂચકતા અને સાવધાનપણું રાખવું જોઇએ; અને તેમ ઘણે પ્રસંગે થયું છે એમ જોઇ અમને આનંદ થાયછે. આખા પ્રકરણમાં વૃદ્ધ પણ બુદ્ધિમાન્ માતાની બુદ્ધિ પણ આનંદ આપતી રહે છે. આગળ ચાલતાં વૃદ્ધ પિતા પંચત્વ પામે છે. અને પુત્ર તથા માતાના દુઃખમાં આધિક્ય થાય છે. શાસ્ત્ર ઉપર આસ્થા રાખનાર ધાર્મિક પુત્ર પિતાની યથાયોગ્ય ઉત્તરક્રિયા કરી, પિતાના ઋણમાંથી પોતાને મુક્ત થયો સમજતાં, સુવર્ણપુરના વ્યાપારીઓના ઋણમાં બંધાય છે. ઘરમાં માબાપ વિનાની, વગર પરણેલી વધૂ સાસુને કાર્યાદિકમાં સહાય કરે છે. ભાવિ પતિપત્નીનો અનાયાસે મિલાપ થતાં, મનોભવ તેમને પોતાના પાશમાં લેવા મથે છે, એમ જણાતાં ઇષ્ટાનિષ્ટ સમજતી માતા તેઓનાં લગ્ન કરી દે છે. વ્યાપારીઓના ઋણબંધનની એક અધિક ગાંઠ લગ્નની ગાંઠ સાથેંજ બંધાય છે. આવીરીતે બંધાએલો પુરૂષ વધારે ચિંતામગ્ન થતાં, માનસિક રોગ સાથે દેહના રોગને ઉત્પન્ન કરી પોતાના જીવિતને સંશયવાળુ કરે છે. (અપૂર્ણ.)

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મુ  ફાલ્ગુન સંવત્ ૧૯૪૯.  અંક ૫ મો.


## ॥ यतोधर्मस्ततोजय. ॥

### १ संसारना दुःखदपणाविषे काफी *

ખરેખર ખેદ કરાવે, આ સંસાર અસાર,—ટેક
ધન જન યૌવન મૃગજલ જેવા, સાંપડે લેશ ન સાર,—ખરે૦
જન્મ મરણ ભય શોક હર્ષનો, માથે પડે છે માર,—ખરે૦
ક્ષણભંગુર તન જાય વયાતું, નાથું ન થાય વરાર,—ખરે૦
તાપ ત્રિવિધ તન નિત્ય તપાવે, લક્ષ રહે ન લગાર,—ખરે૦
સ્વપ્ને પણ સુખની નહિ આશા, આધિ ઉપાધિ અપાર,—ખરે૦
પલ પલમાં પગલે પગલે પણ હાનિયો હોય હજાર,—ખરે૦
કાલ કઠણ વિષયો પણ વેરી, કોઈ કરે નહિ વાર,—ખરે૦
દેખાય કાંઈ અને હોય કાંઈ, એનો પમાય ન પાર,—ખરે૦
કેશવ ઓસડ એ દુઃખ માટે, વિનય વિવેક વિચાર,—ખરે૦

### २ विनय विवेक करी लेवाविषे काफी †

કરી લે કુશળપણાથી, વિનય વિવેક વિચાર,—ટેક૦
ઉત્તમ જન્મ સમય બહુ સારો, વેળા કેમ વિસાર?—કરી લે૦
હું કોણ ક્યાંનો અહીં કેમ આવ્યો, કોણ પ્રકટ કરનાર?—કરી લે૦
કોણ પિતા માત જન્મ મરણ શું, સંબંધમાં શો સાર?—કરી લે૦
વામ ધામ ધન યૌવન કોનાં, કોના આ ઘરબાર?—કરી લે૦
ખબર નથી પલની પણ પડતી, આગળ કેની ઉધાર?—કરી લે૦
અંતરપટ અળગું થઇ જાતાં, આનંદ થાય અપાર,—કરી લે૦
કેશવપ્રભુ ભજનાનું સાધન, માનવ તન નિરધાર,—કરી લે૦

---

* આ કાફી માર પર વિગેરે રાગમાં અને એક જાતિની દેશીમાં ચાલે. ટેકમાંથી "ખે" "રાવે" એટલા અક્ષર કાઢી નાખવાથી પછી ટેક થતાં પદમાં એજ રાગમાં ગવાય છે.

† આ કાફીમાં પણ "કુશળપણાથી" એના ટેકમાંથી અક્ષર કાઢી નાખતાં એજ પ્રમાણે

## ઇંદ્રિયોનો વિવાદ.

(સબંધ પાને ૭૨ થી )

મૂળ ન હોય તો પછી શાખાનો શો સભવ? સઘળાં ઇન્દ્રિયોના આનંદ કરતાં પ્રાણીને મારો આનંદ વધારે પ્રિય છે. જો હુ કોપ કરૂ તો પ્રાણીઓને મહા બંધનમાં નાંખી દઊ છુ અથવા સર્વ સુખથી રહિત કરૂ છુ. મારા બળની કાંઇ સીમા નથી પ્રજાપતિ નામના મારા દેવતાની મને સહાયતા છે. વધારે કેહેવામાં શુ ફળ છે? મારી બરોબરી કરી શકે કે મારૂ કામ કરી શકે એવુ કોઇ પણ જગતમાં છે નહિ માટે ખોટી મોટાઇ કોઇએ કરવી નહિ.

આ પ્રમાણે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો પોતપોતામાં અને એકબીજા સામાં-સામાં પોતપોતાના ગુણ ગાવા અને બીજાના દોષ દેખાડવા લાગી ગયાં. માંહિ માંહિ જ્યારે વાંધો ઉઠે ત્યારે બહારના લોકોની વાતપર માણસનું મન જાય છે, અને ત્યાં વિશ્રામ કરે છે. ઇન્દ્રિયોના બન્ને વર્ગમાં પણ એમ થયુ. પ્રત્યેક જ્ઞાનેન્દ્રિય-માનાં ચાર અને પ્રત્યેક કર્મેન્દ્રિયમાનાં ચાર પોતપોતાના વર્ગસાથે અસતોષ પામીને પોતાના વર્ગ ઉપર દોષદૃષ્ટિ કરી સામાવર્ગની વાત સાંભળવા લાગાં. આથી એવુ પરિણામ આવ્યુ કે પ્રત્યેક જ્ઞાનેન્દ્રિયે પોતપોતાને અનુકૂળ પડી તે કર્મેન્દ્રિયની સાથે સમાનતા ગણી. પોતાના વર્ણ જાતિનું ન હોય તેની સાથે જરા અનુકૂળતા થઇ કે પછી ધીરે ધીરે વિશ્વાસ બેસતાં બધુ અનુકૂળ લાગે છે, અને તેમ લાગવાને કાંઇ ખરૂ કારણ પણ હોય છે. આવીજ રીતે પોતપોતાના વર્ગમાં થોડોક અભાવો કે ઉદાસી આવે કે પછી તેમાં વધારો થતાં જતાં સાવ અભાવ થઇ જાય છે આનુંપણ કારણ તો હોય છે પણ તે કારણ પછી પાછળથી દેખાતુ નથી. વાદાવાદના પ્રસગમાં *શ્રોત્ર અને †વાક્‌ને, *ત્વક્ અને †પાણિને, *ચક્ષુ અને †પાદને, તેમજ જીહ્વા નામની ચોથી જ્ઞાનેદ્રિય અને ૪ થી ક-ર્મેન્દ્રિયને એકબીજાનો મત ગમ્યો તેથી તેઓ એકબીજાને એકબીજાના કા-ર્યમાં પૂર્ણ સહાયતા કરવા લાગ્યાં અને પોતપોતાના વર્ગની સહાયતા કરવાનું તેમણે સમાપ્ત કર્યું. કાન વાણીને સહાય થાય છે અને વાણી કાનને સહાય થાય છે ત્વચા હાથને સહાય થાય છે અને હાથ ત્વચાને સહાય થાય છે. આંખને પગ સહાય થાય છે અને પગને આંખ સહાય થાય છે. તેમજ જીહ્વાને તેજ નબ-રનું અગ સહાય થાય છે અને તે અગને જીહ્વા સહાય થાય છે. સારાંશ કે એક-

---

* જ્ઞાનેદ્રિય † કર્મેન્દ્રિય

સમયે શ્રેષ્ઠ છે અને હીરા મોતી પોતાના સમયવિના શ્રેષ્ઠ નથી. સારાંશ કે સર્વ સમાજની નાના-મોટાપણાની ગણતરી ઈશ્વર એના અંતરમાં સમજતો હોવો જોઇએ; તેથી પણ આંહી વાદ કરીને ક્લેશ કરવામાં કશો સાર નથી. માટે સહુએ આવા નમાલા વિષય ઉપર ન ઉતરતાં પોતપોતાનો અધિકાર શોભાવવો. આટલો ઉત્તર સાંભળી જીહ્વા ઇન્દ્રિએ વિજ્ઞપ્તિ કરી કે આપ સર્વશક્તિમાન્ મહાન પિતાની પાસે અમે સર્વે આવ્યાં છિયે એ અમારા ભાગ્યનો ઉદય થયો છે. અમારે કશો આપની કૃપાથી વિરોધ રેહેવો ન જોઇએ, તોપણ જ્યારે આપનાથી પણ ખરેખરો નિર્ણય નહિ થતાં એમનેએમ રેશે ત્યારે આટલો બધો અમારો અને આપનો પરિશ્રમ મિથ્યા થશે પછી જેવી આપની ઇચ્છા. આપના ચરણ આગળ અમારો આપની ઇચ્છાને અનુકૂળ વર્તવું એટલોજ અધિકાર છે.

બ્રહ્માજીએ આ પ્રાર્થના સાંભળી કહ્યું કે, કાલે હું તમારો સંશય મટાડીશ માટે આજે તમે પોતપોતાને સ્થાનકે જાઓ. ઇન્દ્રિયોએ જાણ્યું કે બ્રહ્માજી પણ આપણને ઉત્તર આપતાં વિચારમાં પડી ગયા છે માટે જરૂર આપણામાંથી કોકને પણ ઉત્તમ અધિકાર મળશે. આટલો વિચાર કરી ઇન્દ્રિયો પોતપોતાને સ્થાનકે ગયાં. બ્રહ્માજીએ તો એકને કાન નહિ તો, બીજાને આંખ નહિ તો ત્રીજાને નાક નહિ, અર્થાત્ તે તે સ્થાનનાં ઇન્દ્રિય જેનાં ઉઠી ગયાં છે તેવાં મનુષ્યોને ભેળાં કરી રાખ્યાં. બીજે દિવસે ઇન્દ્રિયો આવ્યાં એટલે બ્રહ્માજીએ કહ્યું કે તમારે માટે એવી સરસ યુક્તિ શોધી કાઢી છે કે, તમારો ઉત્તર તમને પોતાની મેળે મળી જાય. આટલુ કહીને જે સ્થાનકે પેલાં એકેક ઇન્દ્રિયની ન્યૂનતાવાળાં માણસો એકઠાં કરી રાખ્યાં હતાં તેની કોરનો પડદો ઉઘડાવી નાંખી આંગળી ચીધીને કહ્યુ કે જુઓ આ ઠેકાણે નોખીનોખી દશે ઇન્દ્રિયો વગરનાં દશ મનુષ્યો છે. તેમાંથી સૌએ પોતપોતાનો અંશ જેમાં ન હોય તે માણસને જોઇને પરીક્ષા કરી લેવી કે તે તે અંશવગર તેનો વ્યવહાર ચાલે છે કે નહિ? આટલું સાંભળી ઇન્દ્રિયો તો એકઆંખે જોઇ રહ્યાં અને કાંઇ બોલી ન શકતાં એકબીજાં સામું જોવા માંડ્યુ. બ્રહ્માજીએ કહ્યું કે, આજનો દિવસ હું તમોને વિચારવાનો સમય આપું છું માટે સવારે સહુ નિષ્પક્ષપાતે કહી જજો કે તમારામાંથી કોણ મોટુ છે. હવે કાંઇ મારે ઉત્તર દેવાનો રહ્યો નથી. આ પ્રમાણે આજ્ઞા થતાં ઇન્દ્રિયોએ તે દિવસે તે વાતનો અનુભવ કર્યો તો સર્વને જણાયું કે આપણમાનું ગમે તે ન હોય તોપણ પ્રાણીનો વ્યવહાર બંધ પડતો નથી માટે આપણનું એકેનું અધિકપણું રેહેતુ નથી ત્યારે શામાટે લડિ મરિયે

છિયે ? બીજે દિવસે બ્રહ્માજીની સભામાં તેઓ સર્વે આવી ઉભા રહ્યા. તે સર્વેને માન આપી તેમણે પુછ્યું કે કહો હવે તમે તમારી મેળે તમારી વાતનો ઉત્તર સમજ્યા કે નહિ ? આ પ્રશ્નનો ઉત્તર સહુ શરમાઇ ગયા તેથી કોઇએ આપ્યો નહિ, એટલે બ્રહ્માજીએ પ્રત્યેકને કહ્યું કે, હે ઇન્દ્રિયો ! તમે શરીરમાં સવ સુખ લેવાના સાધનરૂપ છો અને સર્વ માનપાત્ર છો. પરંતુ કોઇએ પોતાના મનમાં હું ઉત્તમ છું એમ માનવું નહીં કેમકે તમારામાંનું કોઇએક ન હોય તો શરીરનો વ્યવહાર અટકતો હોય એમ આજસુધી જોવામાં આવ્યું નથી. જે ન હોવાથી શરીરના સર્વ વ્યવહારો બંધ થાય તેની સત્તાવાળું જે હોય તે ઉત્તમ છે. એટલા માટે હું જણાવું છું કે પ્રાણ છે તેજ તમારા સર્વના કરતા ઉત્તમ છે. એ કર્મેન્દ્રિયનું અસાધારણ કારણ છતાં એમાં સ્વતે એટલી બધી યોગ્યતા મેલી છે. તમારા પ્રત્યેકના વગર પ્રાણીને ગમે તેમ પણ ચાલ્યું જાય એના લાખો દાખલા તમે પોતે જોયા હશે પણ પ્રાણવગર ચાલે એવો જગતમાં કયો દાખલો તમે દીઠો છે ? પ્રાણ જો જાય તો તમારૂં કુશળપણું કાંઇ કામ લાગતું નથી. પ્રાણ હોય ત્યાંસુધીજ તમે તમારી યોગ્યતાનું કામ કરી શકો છો. શરીરમાં તમે સઘળા મનને આધીન છો. તમે સુષુપ્તિમાં હો ત્યારે તમારો વ્યવહાર જોવામાં આવતો નથી. પ્રાણ તો સદૈવ જાગ્યાજ કરે છે. તમે તેના સહાયકારક ખરા પણ તમારૂં જીવતર તેને આધીન છે માટે એથી તમે કોઇ વિનાકારણે માહોમાહે વઢશો નહિ. હું પ્રથમ કહિ આવ્યો છું કે સહુસહુના કામમાં સહુ શ્રેષ્ઠ છે તે પ્રમાણે જે શ્રેષ્ઠતા છે તે તમારામાં પણ છે માટે તમારે ઉદાસ થવાનું પણ કાંઇ કારણ નથી. પ્રાણ છે તેજ પ્રાણીઓનું જીવન છે. ઝાડવાઓ વિગેરે સ્થાવરમાં તમારામાંની એકેય ઇન્દ્રિય દેખાતી નથી તોપણ તે પ્રાણથી જીવે છે એમ વિદ્વાનો કહે છે. આ ઉપરથી તમે સવ વાત સમજી જશો. આટલો ખુલાસો સાભળી જીહ્વા બોલી કે, પ્રાણનું અધિકપણું અમે સર્વ વાતે જાણ્યું છે પરંતુ એ પ્રાણતો કર્મેન્દ્રિયનું અસાધારણ કારણ છે. કર્મેન્દ્રિયો કરતા જ્ઞાનેન્દ્રિયો ઉત્તમ ગણાય છે, માટે એનું અસાધારણ કારણ જે મન છે તેને આપે સર્વોત્તમ કહ્યું હોત તો અયોગ્ય ન હતું, કેમકે દશ ઇન્દ્રિયનું અધિપતિ મનજ કહેવાય છે. સૂક્ષ્મ દેહ જે કહેવાય છે તે એક મનજ છે અને ઇન્દ્રિયો સર્વ તો તેની અંદર સમાઇ જાય છે. બ્રહ્માએ કહ્યું કે આ પ્રસંગ બીજો છે, તે તમારે આ સમયે વચમાં ન લાવવો અને આટલી વાતથી તમારે સંતોષ રાખવો કે પ્રાણને ઉત્તમ કહું છું તેથી મનની જે યોગ્યતા છે તે કાંઇ જતી રહેતી નથી.

જન્મમરણનાં બંધન પણ મનથી થાય છે અને તેમાંથી છુટવાનું સાધન પણ તેથી થાય છે. તમારો જે માર્ગ ઉપર વિવાદ હતો તે માર્ગ પ્રમાણે પ્રાણ તમારા કરતાં શ્રેષ્ઠ છે. બાકી ઇશ્વરે જે મનને અધિકાર આપ્યો છે તેને હુ છીનવી લેતો નથી. પણ આટલુ મને યાદ રાખવું કે મારા આ બોલ ઉપરથી પોતાના ગૌરવનું અભિમાન રાખવું નહી કેમકે અભિમાનનું ફળ ઉત્તમ હોતું નથી. હું તમારી પ્રૌઢતા જળવાય એટલામાટે વધારે નથી બોલ્યો પરંતુ પ્રસંગ આવ્યો માટે કહુ છું કે તમે દશેઇન્દ્રિયો પ્રાણીનું શુ ભલુ કરો છો? શ્રવણ ઇન્દ્રિય નઠારે માર્ગે લઇ જનારા વિષયોવાળાં અનર્થકારક ગીતો સંભળાવી બંધનમાં નાંખે છે, સ્પર્શઇન્દ્રિય, તેવાજ અનર્થકારક વિષયોનો સ્પર્શ કરાવી બંધનમાં નાંખે છે, ચક્ષુ ઇન્દ્રિય તેવાજ અનર્થકારક વિષયોને દેખાડી બંધનમાં નાંખે છે, જીવ્હા ઇન્દ્રિય તેવાજ અનર્થકારક વિષયોને ચખાડી બધનમાં નાંખે છે, ઘ્રાણ ઇન્દ્રિય તેવાજ અનર્થકારક વિષયોને સુઘાડી બધનમાં નાંખે છે: જેમ પાંચ જ્ઞાનેન્દ્રિયો એવી રીતે પ્રાણીને બધન આપી યમયાતનામાં નાંખે છે, તેમ કર્મેન્દ્રિયો પણ નાંખે છે વાણી ઇન્દ્રિય નઠારે માર્ગે લઇજનારા વિષયોવાળી અનર્થકારક વાણી બોલાવી બંધનમાં નાંખે છે, પાણિ ઇન્દ્રિય તેવાજ અનર્થકારક વિષયોવાળાં કામ કરાવી બંધનમાં નાંખે છે, પાદ ઇન્દ્રિય તેવાજ અનર્થકારક વિષયોને લેવા ગતિ કરાવી બધનમાં નાંખે છે. બીજી બેને માટે હવે નથી બોલતો. વિચારો કે તમે શુ પ્રાણીનું ભલુ કરો છો. કર્મેન્દ્રિયો કરતાં પણ જ્ઞાનેન્દ્રિયોને હું વધારે અપરાધી ગણુ છુ. પણ એ વાત હવે જવા દઉં છું તમસર્વનું ઉપરિ મન છે. તેના તાબામાં તમે રહી આ પ્રમાણે તેને ગમતા વિષયો સપાદન કરવામાં લાગી જઇને તમારા આશ્રયમાં પડેલા જીવને બધન આપો છો તેથીજ તમારી ઉત્તમતા તો ત્યાં રહી પણ અધમતા જણાઇ જાય છે. માટે વધારે બોલશો તેમાં સાર નથી. તમે સારા વિષયોને ગ્રહણ કરી તો પ્રાણીને બધનમુક્ત કરો છો, પણ એવા દાખલા મારા જોવામાં થોડા છે. વધારે જોવામાં આવશે તે સમયે હુ વિચાર કરી લઇશ આ સમયે જે મેં પ્રાણને ઉત્તમતા આપી છે. તેમાં પણ મે તમારૂં અતરગતહિત જાળવ્યુ છે, એમ સમજી તમારે સંતોષ રાખવો. આટલુ સાંભળી સર્વ ઇન્દ્રિયો પોતપોતાના અવગુણનો વિચાર કરતાં વિવાદ છોડી દઇ નરમાશથી સપ કરી પોતપોતાને સ્થાનકે ચાલ્યાં ગયાં

આનો વાદ થતા કેટલાક દિવસ પછી પ્રાણવાયુના મનમા અભિમાન આવ્યુ કે મારાવગર કોઇ જીવતુ નથી માટે સર્વને જીવાડનાર હુ છુ. આવા અભિમાનથી તેણે મનની ખણખોદ કરવા માડી. ઘણા દિવસ આમ ચાલ્યા ગયા ત્યારે મને જઇને પાછી બ્રહ્માજીપાસે રાવ ખાધી. બ્રહ્માએ સર્વ સઘાતને તેડાવીને બોધ આપતા પ્રાણને કહ્યુ કે, હે પ્રાણ, મે તો સર્વ ઇન્દ્રિયો કરતા શ્રેષ્ઠ કહ્યો છે તોપણ તે અધિકારને તુ જાળવી રાખતો નથી. તને જે અભિમાન થયુ છે તે માર ખવરાવવા થયેલુ છે તો આજે તારૂ તે અભિમાન તોડવા, તારો જે કારભાર જે અધિકાર તને અપાયો છે તે નહિ તોડતા જણાવુ છુ કે જેમ બીજો મનવાળો સઘાત જડ છે તેમ તુ પણ જડ છે. સર્વવ્યાપક ચૈતન્યની સર્વોપરિ સત્તાથી તમે સર્વ પોતપોતાનો ધર્મ બજાવી શકો છો. એનાવિના ઘડી જેટલુ પણ તમારૂ મૂલ નથી. તમે મન સઘાત ઐક્યમત થઇ રહો છો તોજ તે ચૈતન્ય તમારામા આવિર્ભાવ થયેલુ જણાય છે. એ ચૈતન્યથી તમારા ગુણો પ્રકાશે છે. પ્રાણથી જીવાય છે એમ લોકો કહે છે અને મરણ સમયે પણ પ્રાણ ગયા કહેવાય છે. ચૈતન્યતો સર્વ વ્યાપકપણાથી જતુ નથી. આમ વિચાર તમોને આવશે તોપણ હુ કહી શકુ છુ કે પ્રાણમા જે પ્રાણપણુ છે તે ચૈતન્યનુ છે, એ તમારા માનવા ઉપરથીજ સિદ્ધ થઇ જશે. જે ચૈતન્યની સત્તાથી તમે છો, દેખાઓ છો, અને પોતપોતાના અધિકાર સભાળો છો તેનેજ હવેથી સર્વ સઘાત સર્વોપરિ માનજો એટલે કોઇને વાંધો રહેશે નહિ. બ્રહ્માજીના આ ઉત્તરથી પ્રાણનુ મોઢુ પડી ગયુ અને પછી સર્વ સઘાત પોતપોતાના અધિકાર ઉપર ગયો અને પછી કોઇ દિવસ કોઇએ વિવાદ ન કર્યા અને ઇન્દ્રિયો સર્વ મનને મોટાઇ આપીને તેને અનુકુળ રહીને નિરતર વર્ત્યા.

માણસોએ આ ઉપરની વાતમાથી ઇન્દ્રિય વિગેરેની યોગ્યતા જાણ્યા પછી સમજવાનુ એ છે કે કોઇએ પણ અભિમાન રાખવુ નહિ અને દ્વેષ પણ કરવો નહિ. અભિમાન ઇશ્વરનુ પણ રહેતુ નથી અને જેનાથી કોઇનુ કલ્યાણ થતુ નથી. જગતમા સહુસહુના અધિકારપ્રમાણે સહુનો ખપ પડે છે અને સહુ સહુના કામ વખતે સહુ શ્રેષ્ઠ છે. ન્યૂનાધિકતા હોય છે ખરી પણ કામના પ્રસગમા તે દૂર રહિ જાય છે. રાજાના કામમા રાજાની, પ્રજાના કામમા પ્રજાની, શેઠના કામમા શેઠની, ચાકરના કામમા ચાકરની, સ્ત્રીના કામમા સ્ત્રીની, પુરૂષના કામમા પુરૂષની, મનુષ્યના કામમા મનુષ્યની, પશુના કામમા પશુની, જડના કામમા જડની, ચૈતન્યના કામમા ચૈતન્યની, એમ સર્વ પ્રાણી પદાર્થની યોગ્યતા

અને કુશળતા સર્વોપરી ગણી શકાય છે અને તે વાત અનુભવથી સર્વેને પ્રત્યક્ષ છે માટે હુંજ આમ કરૂં છું અને મારાથી આમ ચાલે છે એવું અભિમાન કરવું નહિ. એક ઘર ચણવામાં કેટલા પદાર્થો ભેળા થઇ જાય છે? એમાં કોની શ્રેષ્ઠતા વધારે ગણીએ? ચુનો, પાણા, લાકડાં, પાણી, એ સર્વ તેમાં કામે લાગ્યાં હોય છે એમાં સહુના કામમાં સર્વની યોગ્યતા ગણીએ ત્યારેજ મેળખાય તેવુ છે. સંપથી વ્યવહાર ચલાવવો અને પરસ્પરની સ્પર્ધા નહિ કરતાં અનુકુળ થઇ સહાયતા કરીને પરસ્પરનું સુખ વધે તેમ કરવું એજ સર્વ સમજણનો સાર છે. એમ કરીને એ સમજણના ઉત્પન્ન કરનાર ઇશ્વરને ઓળખી ફરીને જન્મ-મરણના ફેરામાં ન પડવું પડે તેવાં સાધનો કરી લઇ જન્મ સફળ કરવો એ સર્વોપરી સાર સમજવાનું સફળપણું છે.

---

## કર્તવ્યની રીતિ.

લે ડેરાવભાઇ નરિરાય

पूर्वे वयसि तत्कुर्याद्येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत्कुर्याद्येनामुत्र सुखं वसेत् ॥

(પેહેલી અવસ્થામાં તેવું કરવું કે જેનાથી વૃદ્ધ થતાં સુખે રેહેવાય અને જીવતાંસુધીમાં એવુ કરવું કે પરલોકમાં સુખે વસાય.)

આ જગતમાં જન્મ ધારણ કર્યા પછીથી મરણ પર્યંતનો જે કાળ છે તેને આયુષ્ય અથવા જીવતર કેહેવું જોઇએ અને એના કાળને યોગે થતા ફેરફારથી વિદ્વાનોએ જે ભાગો કલ્પેલા છે તેને વય એટલે અવસ્થા કેહેવી જોઇએ. માણસોનું કલિયુગમાં ગણવાનું આયુષ્ય સો (૧૦૦) વર્ષનું કહેવાય છે. એમાં કેટલાક વિદ્વાન્ લોકો બાલ્યા, યુવા અને વૃદ્ધા એમ ત્રણ ભેદ કલ્પે છે. કેટલાક તેમાં મધ્યા અવસ્થા ઉમેરીને ૪ ભેદ પણ કરે છે. કેટલાક કૌમાર, કિશોર અને પૌગંડ એવી રીતે ત્રણ અવસ્થાનો સમાવેશ બાલ્યાવસ્થામાં કરે છે. આ બધુ તે તે હેતુનો વિચાર કરતાં સંભવે છે પણ અહીંતો માત્ર આખા જીવતરના બેજ ભાગ કલ્પેલ છે. તેમાં એક પૂર્વ ભાગ અને બીજો ઉત્તર ભાગ. આ પૂર્વ ભાગ કે ઉત્તર ભાગનો આરંભ અને અંત કેટલા વર્ષનો થશે તે નિશ્ચય આપણાથી થાય તેમ નથી પરંતુ સો વર્ષનું આયુષ્ય ગણીયે તો પચાસ વર્ષસુધી પૂર્વ વય કેહેવાય અને ત્યારપછીનું સઘળુ ઉત્તર વય કેહેવાય. કોઇને એથી ઓછું પણ વયનું પ્રમાણ થાય છે પણ તે પાછળથી સમજવામાં આવે છે. ઊંડો વિચાર કરવા

જઇએ તો તો કાળની અકળિત ગતિ હોવાથી, શરીર ક્ષણભંગુર હોવાથી અને સચિતની વાત અચિંત્ય હોવાથી આયુષ્યનો કોઈ પ્રકારનો ભરોસો નથી એટલે અવસ્થાની રીતે વ્યવસ્થા થાય આવી રીતે જનારને તો ગમે તે અવસ્થા પણ છેવટની અવસ્થા છે પણ આ વિષય ઉદ્યમના માર્ગમાં આડો લેવો ન જોઈએ 'अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च साधयेत्' (ડાહ્યા માણસે અજર અને અમર હોઈએ તેમ વિદ્યા અને અર્થને સાધી લેવા) એવો અનુભવિયોનો મત છે અહિં આપણે પણ કર્તવ્ય ઉપર બોલવાનું છે તે ઉદ્યમનો અંશ છે, અને એટલામાટે સો વર્ષનું આયુષ્ય સમજીને વિચાર કરવાનો છે —જ્યારથી 'આ હું, આ મારા સંબંધી, મારે અમુક ઉદ્યમ કરવો જોઈએ અને મારે આવા પ્રકારનું સુખ સંપાદન કરવું છે' એવી સમજણ થવા લાગે ત્યારથી મોટા થતા થતા ભવિષ્યની જે અવસ્થા અનુક્રમે વર્તમાનમાં આવતી જાય છે તે અવસ્થા પણ ચાલતી અવસ્થાની અપેક્ષાએ વૃદ્ધાવસ્થા લેખીયે તો લેખી શકાય એમ લેખીને સમજવાનું એ છે કે વર્તમાન સમયમાં એવું કામ આરંભે કરવું જોઈએ કે ભવિષ્યના કાળમાં તે સર્વ પ્રકારે સુખદાયક થાય એ નિયમથી વ્યવહાર ચાલે તોજ માણસ મોટો ઉદય મેળવે છે અને જ્યારે પછી ખરેખરી વૃદ્ધ અવસ્થા આવે છે ત્યારે તે અવસ્થા અત્યંત સુખમાં ગાળે છે નીતિના વચનો પણ એજ બોધ આપે છે કે દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રિયે સુખમાં રહેવાય, ઉનાળામાં અને શિયાળામાં એવું કામ કરવું કે ચોમાસામાં સુખમાં રહેવાય, પૂર્વ અવસ્થામાં એવું કામ કરવું કે જેથી ઉત્તર અવસ્થામાં સુખમાં રહેવાય અને આખા જીવતથી એવું કામ કરવું કે તે પછી પ્રાપ્ત થવાની સ્થિતિમાં સુખમાં રહેવાય સમજણ આવ્યા પછી અનુક્રમે જે જે આહાર, વ્યવહાર, વિદ્યા, હુન્નર અને બીજા સર્વ પ્રકારના ઉદયના કામો કરવામાં આવે તે સર્વનો પૂર્વભાગ અને ઉત્તરભાગ લેખવો પડે છે એ સર્વનો અનુક્રમે પૂર્વભાગ એવો ઉત્તમ આવવો જોઈએ કે તેનો ઉત્તર ભાગ સુખરૂપ થાય સર્વ કાર્યમાં એમ નજ હોય તોપછી અત્યંત ઉદયની આશા રાખવી તે મિથ્યા છે કેટલાક કામો એવા હોય છે કે તે દેખવામાં જુદા હોય પરંતુ તે બીજા કામના હેતુરૂપ અથવા બીજરૂપ અથવા અંગભૂત હોય છે વિદ્યા એ એક કર્તવ્ય છે એનો પૂર્વભાગ જો સંપૂર્ણ કાળજીથી સારો થતો ગયો હોય તો ઉત્તરભાગ સેહેલાઈથી શીખાયાથી અતિમાન આવે છે આરંભ ભણવા માંડિયે ત્યાંથી આગળનો જતો ભાગ તે ઉત્તરભાગજ છે ઘર ચણાતાં માંડતાં પાયો નાખવો પડે છે એ પાયો નાખવો એ પૂર્વભાગનો આરંભ છે એ

આરંભથીજ ઉત્તરોત્તર એવી ગોઠવણ કરતાં જાવી પડે છે કે તેની ઉપર જેટલા માળ કરવા હોય તેટલા થાય અને જેટલા વર્ષ તે નભાવવાં હોય તેટલાં નભે. મૂળ પાકું ન હોય તો તે કેમ બને? એજ પ્રમાણે વિદ્યાનું છે એ વિદ્યા પોતે જુદુ કાર્ય છે પરંતુ આગળ જતાં કરવાના ઉદ્યોગનું અને મેળવવાના સુખભોગનું અગ છે. એટલામાટે સઘળી વિદ્યાને પણ પાછી એક પૂર્વભાગમાં લેખીયે તો લેખાય અને તેથી મેળવવાના ઉદ્યમોને ઉત્તરભાગમાં લેખીયે તો લેખાય. એમનેએમ સર્વ વાતનાં વિનયપૂર્વક વિચારી લેવું જોઇએ. ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગ પુરૂષાર્થ કેહેવાય છે. ધર્મનો પૂર્વભાગ એવો હોવો જોઇએ કે તેનો ઉત્તરભાગ સુખરૂપ થાય. અર્થ પુરૂષાર્થ ઉપર નજર કરિયે ત્યાં ધર્મ છે તે આખોય અર્થનો હેતુ હોવાથી પોતે પૂર્વભાગમાં આવી જાય છે એટલે એ ધર્મ પુરૂષાર્થ એવો થવો જોઇએ કે અર્થના પૂર્વભાગને ને ધર્મને સુખરૂપ થાય. અર્થનો પૂર્વભાગ પણ એવો હોવો જોઇએ કે તેનો ઉત્તરભાગ સુખરૂપ થાય. કામ પુરૂષાર્થ ઉપર નજર કરિયે ત્યાં ધર્મ અને અર્થ એ બેય કામ પુરૂષાર્થના હેતુરૂપ અથવા અંગરૂપ છે અને એ હેતુથી તેના પૂર્વભાગ જેવા છે, માટે એ પુરૂષાર્થો એવા હોવા જોઇએ કે જેથી કામના પૂર્વભાગમાં સુખ આપનાર થાય. કામનો પૂર્વભાગ એવો હોવો જોઇએ કે તેનો ઉત્તરભાગ સુખરૂપ થાય આમ એ ત્રણેય અનુક્રમે એવા થવા જોઇએ કે એક પછી એક બીજાની સહાયથી સુલભ અને સુખ આપનારા થાય અને એ ત્રણેયથી એવુ થવુ જોઇએ કે જેથી મોક્ષ પુરૂષાર્થ પ્રાપ્ત થાય. સર્વ કાર્યનો સમાવેશ માણસના જીવતરમાં થાય છે એટલામાટે ટુંકામાં એટલુ જ કેહેવામાં આવે છે કે વૃદ્ધ અવસ્થામાં સુખી થવાય તેવું પેહેલી અવસ્થામાં કામ કરી લેવું. આમાં રાજાથી માંડીને રાંકસુધીનાં સર્વનાં કામો આવી જાય છે. અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્રનાં કામો પણ આવી જાય છે. સહુએ પોતપોતાની અનુકૂળતા, યોગ્યતા અને સમય પ્રમાણે પૂર્વ અવસ્થામાં એવું કર્ત્તવ્ય કરવું કે ઉત્તર અવસ્થા અનુક્રમે સુખરૂપ થાય. એક કામનો આરંભ કર્યો તે કામ પુરૂ થઇ રહે તે પછીનો જે સમય હોય તેનું નામ પણ કાર્યપરત્વે તેનો ઉત્તરભાગ અર્થાત્ ઉત્તર કાળ ગણાય છે. એ સર્વનો હેતુ કોઇ પણ પ્રકારે સુખ સપાદન કરી લેવાનો છે. સઘળી અવસ્થામાં, સઘળા સમયમાં અને સઘળા ઉદ્યમમાં ક્લેશ કે દુઃખજ રહ્યા કરે તો પછી તે અવસ્થા, સમય અને ઉદ્યમો નિરર્થક થાય છે. જગતમાં મેળવવાનો પદાર્થ આરામ અથવા સુખ છે અને તે મેળવવાનેમાટે આદિથી અતસુધી સઘળાં પ્રયત્નો છે. આરંભથી અતસુધી

વિષયપરત્વે ઘણા પ્રકારના સુખો છે તે અનુક્રમે મળતા મળતા છેવટ મહા સુખ મળવાનો સમય આવે ત્યારે કૃત્યકૃત્ય થવાય છે સુજનમા અને સંસાર પર ત્વેમા પ્રીતિ મેળવી સુખમા ખાવુ અને સુવુ હેતુ એમા સુખ માનવામાં આવ્યુ છે અને તેથી વધારે લેખીયે તો એવી સ્થિતિમા જો પોતાના બાળકોને સુખમા નિરખતા, ઈશ્વરનુ ભજન કરતા મૃત્યુની વાટ જોવી એ સુખમા લેખાય છે આ સ્થિતિ પૂર્વસ્થિતિમા જો સચિત રહી આળસ મેલી દઇ ઉદ્યમ કર્યો હોય તોજ પ્રાપ્ત થાય છે માણસ તો શુ પણ પ્રાણીમાત્ર પ્રારબ્ધથી પરતંત્ર છે માટે આપણે શુ કરિ શકીયે એમ ગણાય તે વાત ખરી છે અમે પણ એ વાતને આડા પડતા નથી પણ યોગ્ય સાધનો અને યોગ્ય સમય મળ્યા છતા એવો વિચાર કરીને બેસી રહેવા માટે હેતુ પ્રયત્ન કર્યા પછી જો ફળ ન થાય તો પછી કોઇનો દોષ નહી મહા કરુણાવાળા વસિષ્ઠજી તો કહે છે કે કર્મ કે પ્રારબ્ધ એ કાઇ વસ્તુજ નથી પોતાનો ઉદ્યમ છે તેજ ખરો છે અને એ ઉદ્યમને અજ્ઞાનથી આપણે બીજા નામથી બોલાવિયે છિયે કોઇ પણ ઠેકાણે લાહ્ય લાગી હોય તે લાહ્ય થોડી હોય તો ચાર કોશથી પાણી નાખતા ઠરી જાય છે પરંતુ કોઇ ભારે લાહ્ય લાગી હોય અને તેમા પાણીના બે ચાર ઘડા નાખ્યા હોય તો તે પાણી ઉલટુ બળ જાય છે અને લાહ્ય ઠરતી નથી એ ઉપરથી એમ સમજવાનુ કે જેટલુ સામુ જોર હોય તેટલો ઉપાય જો થાય તો ધારેલુ ફળ મેળવાય છે પ્રથમનો કરેલો આપણો ઉદ્યોગ સારો નહિ હોય તો તેને મટાડવા માટે તેથી બમણો સારો ઉદ્યમ કરવો જોઇએ તે ન કરીને માથે હાથ દઇ રોયા કરિયે તો પછી કોઇ શુ કરે આટલામાટે ગમે તેમ માનોને પણ સુખનેમાટે પ્રયત્ન કરવુ તે યોગ્ય છે કેટલાક આળસુ લોકો ઉદ્યમ વગરજ સુખની આશા રાખીને ઉંઘ્યા કરે છે તેથી તેઓ સ્વાભાવિક જે ઉંઘનુ સુખ છે તે પણ આગળ જતા જતા ખોઇ બેસે છે માટે જે જે ઉદ્યમ પોતાને સુજતો જાય તે અજર અમરની પેઠે કરતા જતા અને તેનુ ફળ મેળવતા જતા પરિણામે સુખની આશા રાખતા સંતોષ લીધેજવો એ માણસનુ કામ છે ધર્મકર્મ પણ સઘળા એ માયેજ સમાયા છે એમ સમજવુ કેટલાક લોકો તો વૃદ્ધ થઇ ગયા પછી મૃત્યુની અણી સુધી પણ ઉદ્યમનેમાટે વલખા માર્યા કરે છે અને આજસુધી પોતે કરેલા ઉદ્યમોનો અને મળેલા સારા ફળોનો લાભ લેતા નથી એ એમની પૂર્ણ મૂર્ખતા છે એવા માણસો પોતાનુ પરલોકનુ સુખનુ સાધન પણ ખુવે છે આખા આયુષના બે ભાગ પાડતા પૂર્વભાગમા એવુ કરવુ જોઇએ કે ઉત્તર ભાગ

નમવા યોગ્ય છે. જેઓ વનમાં ફળ-મૂલ ખાતાં તપ કરે છે, સચય કરી રાખતા નથી, અને નિરૂદ્યમ રેહેતા નથી તેઓ નમવા યોગ્ય છે. જેઓ ચાકર લોકોને પાળવાને સમર્થ છે, જેઓ નિરંતર અતિથીની સેવા કરે છે, અને જેઓ દેવતાનું પ્રસાદી અન્ન જમે છે તેઓ નમવા યોગ્ય છે.

જેઓ વેદ મેળવીને ઉન્મત્ત નથી થતા, વાણી નિયમમાં રાખે છે, બ્રહ્મચર્ય પાળે છે, તથા નિરંતર યજ્ઞ કરાવે છે ને વેદાદિક ભણાવે છે, તેઓ નમવાને યોગ્ય છે. જેઓ સર્વ જંતુઓ ઉપર પ્રસન્ન હૃદયવાળા રહે છે, અને મધ્યાન્હ થાય ત્યાંસુધી સ્વાધ્યાય (બ્રહ્મયજ્ઞ) કર્યા કરે છે તેઓ નમવા યોગ્ય છે. જેઓ ગુરૂનો પ્રસાદ મેળવવામાં અને સ્વાધ્યાયમાં સ્થિરવ્રત થઇને યત્ન કરે છે, જેઓ સેવા કરી જાણે છે અને જેઓ ઇર્ષ્યા કરતા નથી તેઓ નમવા યોગ્ય છે. જેઓ સારા વ્રતવાળા, વાણી નિયમમાં રાખનારા, સત્યગરવાળા અને હવ્ય કવ્યના આપનારા (દેવતાઓ અને પિતૃઓને તૃપ્ત કરનારા) છે તેઓ માનવા યોગ્ય છે. જેઓ ભીક્ષા માગી ઉદર પૂરનારા, દુબળા, ગુરૂકુલનો આશ્રય કરનારા. સુખ વગરના, અને ધન વગરના છે, તેઓ નમવા યોગ્ય છે જે મમત્વ રહિત, સુખ-દુઃખ વગરના, દીગબર, પ્રયોજન વગરના, વેદ ભણીને પણ ઉદ્ધત નહિ થયેલા, વાણી નિયમમાં રાખનારા, બ્રહ્મવેત્તા, અહિંસામાં પરાયણ, સત્યવ્રત પાળનારા, ઇન્દ્રિયોને આધીન રાખનારા, અને મનને વશ નહિ થનારા છે, તેઓ નમવા યોગ્ય છે. જેઓ ગૃહસ્થ થઇને દેવતા અતિથીના પૂજનમાં યુક્ત છે અને થોડુ થોડુ એકઠું કરીને પેટ ભરતાં સગ્રહ નથી કરતા, તેઓ નમવા યોગ્ય છે, જેઓનાં કામોમાં ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થો આવે છે ને વધતા જાય છે, અને શિષ્ટાચારમાં પ્રવૃત્ત હોય છે તેઓ નમવા યોગ્ય છે. જેઓ બ્રાહ્મણ હોય, વેદભણેલા હોય, ધર્મ અર્થ કામ ને સાધ્યા કરતા હોય, લોલુપતા ન કરતા હોય, અને પુણ્યરૂપ શીલવાળા હોય, તેઓ નમવા યોગ્ય છે. જેઓ પાણી પીને રેહેનારા હોય, વાયુ ભક્ષણ કરી રેહેનારા હોય, વૈશ્ય દેવ કરીને જમનારા હોય, અને અનેક પ્રકારનાં વ્રતો કરતા હોય તેઓ નમવા યોગ્ય છે. જેઓ પરણેલા ન હોય (બ્રહ્મચર્ય વ્રત પાળતા હોય) જેઓ ગ્રહસ્થાશ્રમી અને અગ્નિ હોમનારા હોય, વેદના આશ્રયરૂપ હોય, અને સર્વ ભૂતાત્મા ભગવાનની ભક્તિ કરતા હોય તેઓ માનવા યોગ્ય છે. જેઓ લોકને કરનારા ઋષિઓ હોય, લોકમાં મોટા હોય, કુલમાં મોટા હોય, અજ્ઞાનને ટાળનારા હોય, અને લોકમાં પ્રકાશ કરનારા હોય તેઓ નમવા યોગ્ય છે.

આ પ્રમાણે અનેક ગુણ, વર્ણ આશ્રમ અને વિચાર યુક્ત માણસો નમવા યોગ્ય છે અને તેઓને બીજા સર્વ પાત્રો નમન કરવા યોગ્ય છે આમા સામાન્ય રીતિથી વર્ણન કરેલુ છે એટલે નોખા પાત્ર ગણાવેલા નથી તોપણ તેમાથી તે પાત્રો જુદા પાડી શકાય છે જેમકે સુકુળની સાધ્વી સ્ત્રીએ પતિ નમવા યોગ્ય છે, સત્પુત્રે માતા પિતા નમવા યોગ્ય છે, સારા શિષ્યોએ સદ્ગુરૂ નમવા યોગ્ય છે, સદ્ગૃહસ્થોએ સન્યાસીઓ નમવા યોગ્ય છે, ચાકરોએ શેઠ નમવા યોગ્ય છે, પ્રજાએ રાજા નમવા યોગ્ય છે, નિર્બળે બળિયો નમવા યોગ્ય છે, નિર્ધને ધનવાન નમવા યોગ્ય છે, મૂર્ખે વિદ્વાન નમવા યોગ્ય છે, નિરૂદ્યમીએ કળાવાન નમવા યોગ્ય છે અનધિકારીએ અધિકારી નમવા યોગ્ય છે, પ્રતાપ વગરનાએ પ્રતાપી નમવા યોગ્ય છે, નાનાએ મોટા નમવા યોગ્ય છે, અને છેવટ બીજી રીતે તો સુજનોએ દુર્જનો પણ નમવા યોગ્ય છે એમ ઘણી જાતના નમવા યોગ્ય પાત્ર નીકળી આવે છે લોકનો વ્યવહાર એ રીતિને અનુસરવાથી ઉત્તમ પ્રકારના ચાલે છે સંસારનો ક્રમ એવો છે કે કેટલાક પ્રકારમા નમવા યોગ્યને નમન કરવાથી પોતે પણ પાછો નમવા યોગ્ય થવાય છે અને એ ક્રમથી જગતનો વ્યવહાર ચાલ્યો જાય છે એમા જેટલી ન્યૂનતા હોય તેટલે અંશે દેશમા દુઃખનો વધારો અને સુખભોગનુ ઓછાપણુ સમજવુ આપણે જો કાંઇ પણ આજ દેશની અવ્યવસ્થા, નિર્બળતા, નિર્ધનતા, પરાધીનતા કે લોકોમા અસ્થિરતા જોતા હોઇએ તો નમવા યોગ્યને નહિ નમવાથી થતા અવિવેકરૂપ વૃક્ષના એ ફળો છે એમ માનવુ જોઇએ ઘણા પાત્રોએ યોગ્યતા ન જળવાતી હોય તો સ્ત્રી, પુત્ર, બાળક, પ્રજા, અભણ શિષ્ય, ગરીબ, અને સેવક તો અવશ્ય પોતે નમવા યોગ્યને નમવુ જોઇએ એમા જ્યાસુધી ઓછાપણુ હોય ત્યાસુધી પરસ્પર અને આગળ વધતા આખા દેશની દુર્દશા થાય છે

---

## निंदा न करवाविषे

न निंदति न द्विषति तेनाश्मानोपि देवता ।

( નિંદા અને દ્વેષ નથી કરતા તેથી પાણાઓ પણ દેવતા છે )

લોકોને ટેવ એવી પડી ગઇ છે કે કોઇની નિંદા તો કોઇનો દ્વેષ કર્યા કરે છે કેટલીક વાર તેના [illegible] મળી આવે છે અને કેટલીક વાર તો તેમ કરવાનુ કારણ પણ જણાતુ નથી પરંતુ એટલુ તો નક્કી થાય છે કે પોતાના

ગુણ-સ્વભાવને મળતું જે ન આવતુ હોય. જે પોતાના કરતાં ધનથી કે વિદ્યાથી અધિક હોય. જે પોતાના ઉદયમાં આડો આવતો હોય. જે પ્રતિષ્ઠિત થઇને લોકરીતને અનુસરી ન ચાલતો હોય, જે ધનબળ કે જનબળથી લોકોની ગરજ ન રાખતાં સ્વેચ્છાથી ચાલતો હોય, તેમની, પોતપોતાના અનુભવ અને વિચાર પ્રમાણે પોતાનું નહિ તપાસતાં માણસ નિંદા કરે છે કે દ્વેષ કરે છે. જગતમાં જેણે મોટાઇ મેળવી હોય તેની સ્પર્ધા કરવાની ઇચ્છા રાખનાર સર્વ વાતે યોગ્ય માણસને પણ નિંદે કે દ્વેષ કરે એવુ ઘણીવાર જોવામાં આવ્યું છે. જગતમાં ઘણાં પવિત્ર માણસો પણ નિંદા અને દ્વેષના પાત્ર થયેલા આપણે સાંભળીયે છીયે. તેમાં તેઓનો તો શો દોષ હોય પરતુ નિંદા અને દ્વેષ કરનારાઓનોજ દોષ સમજવો જોઇએ. જેટલાં મનુષ્યો જગતમાં છે તેટલાં સારાંજ છે એમ વિચારી બેશી રહીયે તોપણ એવું જણાય છે કે ગુણસ્વભાવની કે પરસ્પરના સ્વાર્થની પ્રબળતાથી કોઇ કોઇને અને કોઇ કોઇને સારૂ લાગે છે. સર્વ મનુષ્યો સર્વને સારાં લાગતાં નથી. જે મધુર રસ ઘણા માણસોને પ્રિય છે તેજ મધુર રસ કેટલાકને સાવ ભાવતો નથી.* કડવો રસ કે જે ઘણાને ખાવો ગમતો નથી તેને ઘણા લોકો મધુર રસની પેઠે ખાય છે. એટલે આ વાત ગુણસ્વભાવ ઉપર નમતી રહેતી હોય એમ જણાય છે. માણસને જેનાથી પોતાની ગરજ સરી હોય, જેણે પોતાને સહાય કરી હોય, જેની સાથે પોતાને બનતુ હોય અને જે પોતાની જ્ઞાતિમાનો ન છતાં સર્વમાં પ્રતિષ્ઠિત હોય અને તેની ઉપર સ્પર્ધા ન થતી હોય તો તેની નિંદા કે દ્વેષ કરતા નથી. લોકોએ ઉડાડેલી વાતો ઉપરથી તપાસ કર્યાવિના પણ કોઇવાર કેટલાક અવિચારી લોકો કોઇની નિંદા કે દ્વેષ કરે છે. કેટલીકવાર આપસ્તુતિ પણ થાય છે ખરી પરતુ એવો પ્રસગ કોઇવારજ બને છે. પણ નિંદાનો પ્રસંગતો નિરંતર બને છે. ઘણું કરીને લોકોમાં બે વિભાગ હોય તે તેમાં એક વિભાગ પ્રતિષ્ઠિત માણસોની નિંદા કે તેનો દ્વેષ થઇ શકે તેવાં કારણોજ શોધ્યા કરે છે અને બીજો ભાગ એવો હોય છે કે કોઇની પણ નિંદા કે તેનો દ્વેષ ન થાય તેવાં કારણોજ માત્ર જોયા કરે છે. આમાં પણ નિંદા કે દ્વેષનાં કારણો ગોતે એવો ભાગ ઘણો મોટો હોય છે. અને તેજ પ્રમાણે સામા લોકોમાંથી પણ જેની નિંદા કે સ્તુતિ થાય તેવો ભાગ જગતમાંથી વધારે નીકળશે. સૃષ્ટિના આરંભથીજ માણસોમાં રાગ-દ્વેષ અને કામ-ક્રોધાદિક રહેલ છે એટલે તેના પ્રતાપથી નિંદા અને દ્વેષ થયા વિના રેહેતાં નથી ત્યારે

---

* દંતકથા છે કે ગધેડાને સાકર આપવાથી તે મરી જાય છે

આમજ છે ત્યાં એમ કોઇ શંકા કરે કે "માગીગીતે ચાવનારાને, કાંઇ લોકો નિંદા કે દ્વેષના પાત્ર ન કરે એવું બનતું નથી માટે તે પ્રમાણે વર્તવું તે મિથ્યા છે" તો તેવી શંકા ન કરવી સારાનું પરિણામ નિરંતર સારૂંજ આવે છે અને નઠારાનું નિરંતર નઠારુંજ આવે છે કોઇપણ પોતાના મનના કારણથી સારાની પણ નિંદા કે દ્વેષ કરનારા માણસો તેના ગુણવિષે મનમાં પુરેપુરા સમજતા હોય છે, એટલે તેમણે કરેલી નિંદા કે દ્વેષ કાંઇ બગાડો કરતા નથી સૌ વંદક વગર રેહેવાય એવું તો જગતમાં બનતુંજ નથી અને જો તેવું બનવાની કોઇને ઇચ્છા હોય તો તે માર્ગ અતિશય વિષમ છે સઘળાં મહાભારત કામો જગતમાં માણસો કરી શકે છે, પરંતુ પોતાનો દ્વેષ ન થાય તેવા પ્રયત્નો તેઓ કરી શકતા નથી, કેમકે ઝાડ કે પાષાણના જેવું તેમાં જડ થઇ જવું જોઇએ છિયે કોઇ પણ મનુષ્યને મોટાઇ મેળવવાની ઇચ્છા હોય તો તે પ્રમાણે જડપણું પકડવાથી મળે છે જગતમાં પાણો એ હલકો પદાર્થ છે કોઇપણ માનને તે મનુષ્યની પેઠે યોગ્ય નથી તેમ છતા તેની મૂર્તિઓ થઇને તે પૂજાય છે એનું કારણ એકે તેઓ કોઇની નિંદા કે દ્વેષ કરતા નથી આ એક અલંકાર છે પરંતુ તેમાં સારાંશ એ છે કે જગતમાં જે નિંદા કે દ્વેષ કરતુ નથી તે દેવતાની પેઠે પૂજાય છે આવી રીતે વર્તવું એ મનુષ્યોમાં જગમપણું હોવાથી કઠણ છે આ મારૂં, આ તારૂં, એવા મમત્વમાં મુઝાઇ રહેલા માણસો રાગદ્વેષ, હર્ષશોક, સુખદુઃખ એ આદિ દ્વંદ્વધર્મો છે તેથી છુટી કેમ શકે? હાલતા, ચાલતા, બોલતા, લેતા, દેતા, કામ કરતા, સુતા, બેસતા વિગેરે સર્વ પ્રકારના વ્યવહારમાં દ્વંદ્વધર્મો આવ્યા વિના રેહેતા નથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરપણું સર્વ પ્રસંગમાં હાજર હજુરજ રહે છે એ સર્વ જેમ પાણામાં કે લાકડામાં દેખવા સાંભળવામાં નથી આવતા તેમજ મનુષ્યમાં દેખવા સાંભળવામાં ન આવે તો પછી મનુષ્ય તે મનુષ્ય નહિ પણ તે ખરેખર દેવજ છે દેવતાઓમાં પણ તે રાગ દ્વેષ અને કામ ક્રોધ વિગેરે હોય છે, તેથી કાંઇ દેવતામાં એટલી બધી સરસતા નથી, પરંતુ સમજવાનું એ છે કે, પાષાણ જેવી હલકી વસ્તુ પણ પૂજાય છે તો માણસ જેવું ઉત્તમ શરીર એ પ્રમાણે રાગદ્વેષ અને કામક્રોધાદિકથી રહિત હોય તો પૂજાય એમાં આશ્ચર્ય નથી એવી સ્થિતિ જ્યારે થઇ જાય ત્યારે પછી નિંદા કે દ્વેષ સ્વપ્નમાં પણ ક્યાંથી આવે? પાણા જેવું કાંઇ સુખ લેવાતું નથી અને રાગ દ્વેષ વિગેરે થયા વગર રેહેતા નથી એવો જગતનો અથવા જનસમૂહનો સ્વભાવ છે, ત્યારે ઉત્તમતા કેમ પમાય એવી શંકા ન કરવી જોઇએ,

કારણ કે મનુષ્ય પ્રાણી ન કરી શકે એવું શું છે? જે ધારે તે કરી શકે છે. એટલું તો ખરૂં કે આજકાલ વરાળયંત્રો, વિજળીના અને હવાના દિવાઓ તથા અગ્નિ, પાણી, પવન, વિજળી અને સૂર્ય વિગેરેની સહાયથી થતાં ઉદયસંબંધી કાર્યો ઘણાં કઠણ છે તો તેપણ માણસો કરે છે પણ આ કામ તો નાનું છતાં એ ઉદયનાં કામો કરતાં એવું કઠણ છે કે તે લાખમાં એકથી પણ માંડમાંડ બની શકે છે. તોપણ તે મનુષ્યથી થઇ શકે એમ કહેવાને કાંઇ અડચણ નથી. જગતમાં જો પોતાની નિંદા કરાવવાનો અને પોતાનો દ્વેષ કરાવવાનો વિચાર હોય તો બીજાની નિંદા અને બીજાનો દ્વેષ કરવો. પરંતુ જો પોતાની સ્તુતિ અને પોતાનું હિત કરાવવાનો વિચાર હોય તો બીજાની સ્તુતિ અને બીજાનું હિત કરવું. આ વાત સાવ ઉઘાડીજ છે અને આવા પ્રકારનો વ્યવહાર કાંઇક ચાલતો હોય એવું લાગે પણ ખરૂં. પણ કોઇ તેમાં વિઘ્ન નાખનાર હેતુ આવી પડે છે તો કામ બગડે છે. એટલામાટે બુદ્ધિમાન માણસોએ નિંદા અને દ્વેષનાં કારણ આવી પડે તોપણ તે કારણોને અળગાં રાખી મનને સ્થિર રાખવું. આ પ્રમાણે જગતમાં વરતી શકે તેણેજ જન્મ સફળ કર્યો અને તેજ જગતમાં જય પામ્યો એમ સમજવું. સામો કરે તેવું ભુડું કરી દેખાડવું કે સામો બોલે તે કરતાં વધારે ભુડું બોલવું એમાં શું મોટી વાત છે! ધોબીયે ધોબી થવું એ તો જગતમાં એની મેળે થાયજ છે. પરંતુ બીજા અપરાધ કરે તોપણ ગુણ લેવો એ જગતમાં નથી થાતું, માટે તેને માટે જેટલું બને તેટલું પ્રયત્ન કરવું જોઇએ. આજ સમજણવાળા અવતારમાં તે બને તેમ છે. એ સમય ચૂક્યા તો પછી આવવાનો નથી. આવી રીતે કરવામાં મનને સરલ અને શાંત કરી નાંખવું જોઇએ છિયે. જગતમાં તેવી રીતે ચાલનારને વધારે પ્રહારો વાગે છે પણ તે પ્રહારોથી, કમંડળને લગાડવા ટીપવામાં આવતી રાળ જેમ હથોડાના ઘાથી વધારે વધારે નરમ થાતી જાય છે અને કાચના બારણાંમાં નાંખવામાં આવતી લાંબી જેમ ટીપવાથી વધારે વધારે નરમ થાતી જાય છે તેમ નરમ કરતાં રેહેવું. ઉપરના બેય પદાર્થમાં તેલ હોય છે તેમ આંહી મનને નરમ થાવામાં પૂર્વપૂણ્યના યોગથી વિવેક જોઇએ. વિવેક હોય તો જોઇલ્યો પછી કે કેવો મનમાનતો ઘાટ બને છે. સમજેલા મનને પછી એવો વિચાર આવે છે કે 'સારૂં કોણ છે? એક પૃથ્વી સારી છે કે સર્વનાં છિદ્રો ઢાંકે છે; બાકી તો શું લઇ જાવું છે કે વૃથા કોઇનું સારૂં આઠું બોલવું. આપણે સારા તો આખું જગત્ સારૂં છે. શામાટે કોઇનો દ્વેષ કે નિંદા કરવી જોઇએ.' આવા વિચારવાળું મન થયુ એટલે બહાર પણ આચરણ

તેનોજ થાય છે અને તે ઉપરથી લોકો તેવા પ્રકારના માણસને ઇશ્વરની પેઠે માન આપે છે આટલા અધિકાર ઉપર આવેલો માણસ પછી મનને અભ્યાસે કરી ઇશ્વરમા જોડી દે છે કે જેથી કરીને બંધનમા પડવાનો સમય આવે નહિ આવા પ્રકારની જેને સ્થિતિ પ્રાપ્ત થાય તેને ધન્ય છે અને તેજ ખરા નાત તથા ાત છે નિરંતર ઇશ્વર પાસે માગવુ જોઇએ કે કોઇનો આપણે દ્વેષ કે કોઇની નિંદા ન કરીએ, અને બીજા કોઇ આપણી નિંદા કે આપણો દ્વેષ ન કરે એવો સદાય આપણને સમય આપે એજ સુખનુ, સર્વ વ્યવહારની સિદ્ધિનુ, અને કલ્યાણનુ સાધન છે, એમ અમને સૂઝે છે માટે જેનાથી જેટલુ બને તેટલુ તેમા પ્રયત્ન રાખી મનુષ્યપણુ સાર્થક કરવા ઉત્સાહ રાખવો

ઉપર લખ્યા કરતા વધારે ઝીણી નજરથી જોતા એવુજ સિદ્ધ થાય છે કે જો કે બીજા લોકો આપણી નિંદા કરે તોપણ આપણે તેની નિંદા ન કરવી આવિષે પ્રાપના આન્હિકમા એવુ લખ્યુ છે કે —

> ' अतिथिश्चापवादी च द्वावेतौ मम बांधवौ ।
> अपवादी हरेत्पापमतिथिर्मोक्षदायक ॥'

(અતિથી અને નિંદા કરનાર એ બે જણ મારા બંધુ છે, કેમકે નિંદા કરનાર પાપને હરે છે અને અતિથી મોક્ષને આપે છે)

જેમ આપણી નિંદા કરનાર આપણુ પાપ લઇ જાય છે તેમ આપણે કોકની નિંદા કરિયે તો તેનુ પાપ આપણને આવે છે માટે જાણી જોઇને પારકુ પાપ લેવાના કારણરૂપ નિંદા કોણ કરે? એક ઇતિહાસમા એવી કથા છે કે,

એક કોઇ બ્રાહ્મણ દંપતીએ પોતાના પિતાના શ્રાદ્ધને દિવસે ઘણીજ શ્રદ્ધાથી બ્રાહ્મણોને જમવાને નોતર્યા તેઓને જમવામાટે રાતે સાકરનો દુધપાક કરી રાખ્યો. બેય સ્ત્રી-પુરૂષનુ બીજા કામમા ધ્યાન હત એટલામા તેમા એક સર્પે પોતાનુ ઝેર નાખ્યુ આ વાત બેય માણસના જાણવામા નહિ હોવાથી તે દુધપાક બ્રાહ્મણોના જમવામા આવ્યો પરિણામે તે દુધપાક જેના જમવામા આવ્યો તે બ્રાહ્મણો મરણ પામ્યા આ વાતતો કોઇની અજાણી નથી કે ધર્મરાજની સભામા મોટા મોટા રાજર્ષિઓ બ્રહ્મર્ષિઓ અને દેવર્ષિઓ સભ્ય તરીકે રહે છે અને જ્યારે વિવાદની વિચારવા યોગ્ય વાત આવે છે, ત્યારે તેઓ સર્વે મળી નિર્ણય આપે છે આ દુધપાક ખાઇને મરણ પામેલા બ્રાહ્મણોની બ્રહ્મહત્યા કોને લાગે તેવિશે ધર્મરાજની સભામા વિચાર ચાલ્યો જમાડનારની ઉપર તે બ્રહ્મહત્યા ગણે તો તેણે ભક્તિભાવથી ભોજન કરાવેલુ અને

તેને તે વાતની ખબર ન હતી માટે નિર્દોષને દોષ કેમ ઘટે ? જો સર્પ ઉપર તે દોષ નાંખે તો સર્પને પુણ્યપાપનું જ્ઞાન નથી અને બુદ્ધિપૂર્વક તેણે નાંખેલ નથી, તેના સ્વભાવથી તેમાં ઝેર આવેલ છે માટે તેપણ ન સંભવે. આથી બ્રહ્મહત્યાના પાપનો ભોક્તા કોણ થાય તેનો નિશ્ચય થઇ શક્યો નહિ. જેમ યમલોકમાં બન્યું તેમ આ લોકમાં તે દંપતીનું આપ્તપણું, ધર્મનિષ્ટપણું, અને બ્રાહ્મણભક્તિ પ્રસિદ્ધ હોવાથી તે દંપતી ઉપર કોઇને પણ દોષદૃષ્ટિ આવી નહિં. આમ કેટલાંક વર્ષો નીકળી ગયા પછી એક દિવસ બ્રાહ્મણની સ્ત્રી પાણી ભરીને ચાલી આવતી હતી અને માર્ગ વાળનાર ઝાડુવાળી માર્ગ વાળતી હતી. એ વાળનારીને થોડુંક ખમવાનું કેહેતાં તેણે પોતાના નીચ સ્વભાવને અનુસરીને કહ્યુ કે "જા જા બ્રહ્મહત્યા કરનારી, તુ અમારાથી શું ચોખ્ખી છો ?" આ વચન સાંભળતાં તે બ્રાહ્મણી તો લાજથી નીચું જોઇ ખેદ પામતી પામતી ચાલી ગઇ. (આમ માણસને નીચનો કરેલો તિરસ્કાર મરણ કરતાં પણ અધિક લાગે એ કોનું અજાણ્યું છે ? પણ જે વખતે તે વાળનારી બોલી તેજ વખતે ધર્મરાજની સભામાં ચિત્રગુપ્તે ધર્મરાજને હાથ જોડી પ્રાર્થના કરી કે 'જે બ્રહ્મહત્યા વિષે આપણે તકરાર ચાલતી હતી તેનો છેડો આજ આવ્યો છે' આ વાત સાંભળતાં સભાસદોએ આશ્ચર્યપામી ચિત્રગુપ્તને પુછ્યું કે 'એ બ્રહ્મહત્યાનો ભોક્તા કોણ ઠેરે છે કે તેનો છેડો આવ્યો" ઉત્તરમાં ચિત્રગુપ્તે જણાવ્યું કે 'તેના ગામની વાળનારી છે તેજ તે બ્રહ્મહત્યાના દોષને ભોગવનારી છે. કેમકે તેણે તે નિર્દોષ દંપતીને દૂષિત ઠરાવીને પવિત્ર મનવાળાની નિંદા* કરી.' આમ ચિત્રગુપ્તના વાક્યથી સર્વાનુમતે તે બ્રહ્મહત્યા તે વાળનારી ઉપર ઠેરી.

જુઓ નિંદાનો કેવો પ્રભાવ છે ? નિંદાના થોડા અક્ષરો બોલવાથી તે વાળનારી બ્રહ્મહત્યાને ભોગવનાર થઇ પડી. એટલામાટે આપણે કોઇની નિંદા ન કરવી જોઇએ. આવાં ઉદાહરણો સાંભળી અને બનતા બનાવો જોઇને આપણે સમજીએ અને ઇશ્વરકૃપાથી એમ વરતીએ પરંતુ બીજાઓ આપણી નિંદા કરે તે જો કે આપણું પાપ લઇ લે છે એમ જાણીએ તોપણ તે સહન થવું એ ઘણું કઠણ છે. ચારૂદત્તની ઉપર નીચ લોકોએ ખોટો આરોપ મેલી ફાસીની શિક્ષાએ પોચાડયો તે વખતે તેણે કહ્યું છે કે—

**न भीतो मरणादस्मि केवलं दूषितं यशः ।**
**विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्मसमः किल ॥** (અપૂર્ણ.)

---

* નિર્દોષ માણસ ઉપર વગર વિચારે દોષનુ આરોપણ કરવુ તે નિંદા કેહેવાય.

"મારૂં સૌભાગ્ય તમારાવિના બીજે ક્યાં છે? મારે ઘરેણાંસાથે કંઇ સગપણ નથી. તમારા મોંની તેજી ક્યાં! ઇશ્વર હશે તેનોજ હશે; હું શું કરૂં રે ઇશ્વર! તમે સુઇ જાઓ, તમારી નબળાઇ વધશે. અરે, આ વખતે પણ હું તમને દુઃખદેવાને સરજી છું." **સૌભાગ્યદેવી** ખરેખરી તું દેવી, દેવી. તારામાં દેવીત્વ ને સતીત્વનું સંમેલન કરાવી અને તે સાથે સૌભાગ્યને જોડી તારાવિષે કલ્પના કરનાર કવિઓએ કેટલી સદ્ગુણી સ્ત્રીઓને આનંદમય અને સામાન્ય સ્થિતિની સ્ત્રીઓને શોકમય કરી છે? ખરેખર તું તો દેવી અને સતી, સતી અને સતીજ! ધન્ય છે તારાં માતપિતાને કે તેમણે આવાં ઉત્તમ રત્નને સંસારમાં સતીત્વનું મહત્વ દેખાડવાને જન્મ આપ્યો. ધન્ય છે તારા સાસુસસરાને કે તેમણે બાલ્યાવસ્થામાં ઉપદેશ પય પાઇ તને ઉછેરી. ભાગ્યશાળી તારો પતિ કે જેને આવી નિર્ધન અવસ્થામાં પણ આવું અમુલ્ય રત્ન હાથમાં આવ્યું. સ્ત્રીઓ જો તમારે આ લોક અને પરલોકમાં યશની ઇચ્છા હોય, તો તેવા યશની ઇચ્છાવિના પણ **સૌભાગ્યદેવી**નાં આચરેલાં આચરણોનું અનુકરણ માત્ર પણ કરો તો બહુ છે.

કોઇ સહૃદય પુરૂષ આ વાત, કિંચિત્ માત્ર અશ્રુપાત કર્યા વિના, વાંચી જાય એ માનવું અશક્ય છે. કરૂણમય લેખોમાંના શ્રેષ્ટ લેખોની પંક્તિમાં આને મુકવાથીજ અમને સંતોષ થશે. રોગી **બુદ્ધિધન**ને આ સર્વ અનાદરની જાણ થતાં ઉશ્કેરાઇ વેર લેવાની ઇચ્છા જણાવે છે. આ સમયે પણ સ્વાભાવોક્તિની સીમા આવી રહી છે. કર્તા એક ડગલું આમ કે આમ ન જતાં યોગ્ય સ્વાભાવોક્તિનું દર્શન કરાવે છે; એ એનામાં એક ખુબી છે. આ **બુદ્ધિધન**નાં ચરિત્રમાં જેટલો સમય આપણે જાણીએ છીએ તેટલાના આપણે ત્રણ વિભાગ કરીએ તો અહીંઆં તેનો પ્રથમ વિભાગ પૂર્ણ થાય છે.

પ્રકરણ પાંચમાંથી આપણે **બુદ્ધિધન**ના જન્મચરિત્રનાં બીજા પ્રકરણનો આરંભ કરીએ. ગરીબ, વૈરની ઇચ્છામાં ધુંધવાતો **બુદ્ધિધન**, કાર્યભારીને ઘેર ધકા ખાતો અનાયાસે **ભૂપસિંહ** ગરાશીયાને મળે છે. ગરાશીયો બરાબર કાઠીયાવાડી ગરાશિયોજ છે. કાંઇ કારણથી પોતાનો ગરાસ રાજ્યમાં જપ્ત થએલો છે, તે લેવાની ઇચ્છાએ કાર્યભારીને ત્યાં ધકા ખાય છે. બેયને, સમાનશત્રુ હોવાથી, સ્નેહ બંધાય એ સ્વાભાવિક છે. **બુદ્ધિધન**, સાંપ્રતમાં બીજો પ્રસંગ ન હોવાથી નિર્વાહસ્થાન મળ્યુ, અને દૈવી ઇચ્છાથી **ભૂપસિંહ**ના કાર્યમાં જય મેળવે તો કીર્તિ અને ધનલાભનુ દ્વાર પણ મળ્યું, એમ સમજી, તેનો સહાયક થાય છે. આગલ થોડા દિવસ જતાં, શરીર કીર્તિ અને નિર્ધન અવસ્થાનું જુજ ધન ખોવાની

શકા પડવાથી સુવર્ણપુર મુકી લીલાપુર નામના સરકારી થાણાવાળા ગામમા જઇ રહે છે પડે જાતે ચચળ, મળતા સ્વભાવનો અને સાધારણ પણ વિદ્યાપાત્ર હોવાથી, સિરસ્તેદાર વિગેરેમા મળી જઇ, સાહેબની પ્રીતિ મેળવી, વકિલાતની સનદ મેળવે છે અહિઆથી તે રાજકીય ખટપટમા પડવાનો આરભ કરે છે સદાશિવપત નામના એક દક્ષિણી સિરસ્તેદાર સાથે ભૂપસિહનો સબધ કરાવે છે, પરતુ તેમ કરવામા પાઇ સ્વાર્થ સાધવાની તજવીજ રાખતા પોતાનો ભૂપસિહ સાથેનો સબધ તુટેલાજેવો થઇ જાય છે સદાશિવ ભૂપસિહને પોતાના જેવો વ્યસની અને દુરાચારી કરે છે આમ થતા ભૂપસિહના દર્શન પણ બુદ્ધિધનને દુર્લભ થઇ પડે છે આ સમયમા તેને ઘેર જતા બુદ્ધિધનને રાજબા સાથે વાતચીતમા ઉતરવુ પડે છે જેવા પુરૂષના આચરણ તેવા સ્ત્રીના થાય તેવો સભવ છે તે પ્રમાણે રાજબાની વૃત્તિમા ફેર પડે છે, અને અનાયાસે એક દિવસ બે જણ એકલા બેઠેલા હોવાથી, સદ્ગુણી અને નિષ્પાપ બુદ્ધિધન પરસ્ત્રીની જાળમા સપડાય છે થોડીવારમા કોઇ શબ્દ સભળાય છે મોહનિદ્રામા પડેલા બે પ્રાણી જાગૃત થાય છે, અને પુરૂષ સ્ત્રીને આવતી કાલે આવવાનુ વચન આપી નીકળી જાય છે આ એક ધીરોદાત્ત નાયકમા મોટો દોષ એ વસ્તુ સભવિત છે, પરતુ એ સભવિત વસ્તુની પણ સભાવના કરતા સદ્ગુણીના મનને કલકિત કરવાનો વિધાતાને શિર દોષ મેલાય છે આમા કર્તાએ યથાર્થ દોષ દર્શાવ્યો છે પણ તે યોગ્ય રીતે ન મુકવાથી, સામાન્યઅવિચારી પુરૂષો સદ્ગુણી મનને દોષિત કરશે એવી શકા રહે છે "કાલ આવીશ" એ શબ્દો બુદ્ધિધનની બુદ્ધિમા પ્રવેશ કરે છે, એ આશ્ચર્ય જેવુ છે સૌભાગ્ય અને પાતિવ્રત્યની દેવીનો પતિ સૌભાગ્યવાળી અને ચલિત મનની બીજી સ્ત્રીના શબ્દ અથવા શબ્દોથી ચલિત થાય એ દુ ખદ છે ગૃહસ્થતાની સર્વ શોભામા આટલો એક કલક ન મુક્યો હોત તો અમને વધારે આનદ આવત પાછળથી પશ્ચાત્તાપરૂપી જળથી કલક ધોવાનો પ્રયત્ન થાય છે, પરતુ સ્વચ્છપટઉપર પડેલો કલક નિસરવો કઠિન છે

ભૂપસિહ સદાશિવપતના ઘરમા સીલપટ થઇ પડયો છે તે સદાશિવને ખબર પડતા, તે અતિ ખિન્ન થાય છે, અને બુદ્ધિધનની ગૂઢ અને પ્રાપચિક બુદ્ધિની સલાહ લઇ ચાકરી છોડી સ્વદેશ જાય છે તેની જગા બુદ્ધિધનને મળે છે હવે સુવર્ણની સર્વ બાતમીઓ તેને મળે છે જુના કારભારી શઠરાયના અગના મનુષ્યને તે ફોડે છે, તેનુ ધન હરે છે અને તેજ ધનનો ઉપયોગ કરી તેને પછાડે છે શઠરાય બુદ્ધિધનની સહાયતાથી પર્વતસિહ (ખોટો ઉભો કરેલો જડસિહનો

પુત્ર જે શઠરાયને નડે છે તે, નો અંત આણે છે. તેમાં બન્નેનું અભીષ્ટ છે. આ સર્વ સમયમાં ભૂપસિંહને બુદ્ધિધન છુપી રીતે સહાય કરતો રહે છે. વિગેરે વિગેરે. આવી રીતે આ આખું પ્રકરણ એ ઇતિહાસરૂપક છે. તેમાં લખેલું વસ્તુ એક પણ અસંભવિત નથી. અને એ સર્વ વસ્તુઓ સત્ય હોય; એમ માનીએ તોપણ તેમાં આશ્ચર્ય જેવું નથી. ગુજરાતના તેમાંપણ મુખ્યત્વે કાઠીયાવાડનાં ઘણાં ખરાં બધાં રાજ્યોમાં આવી ખટપટ ચાલતી આવી છે; એમ લોકવાણી છે. અને લોકવાણી ઉપરજ આધાર રાખીએ તો ઘણા બુદ્ધિધન, શઠરાય, જડસિંહ, ભૂપસિંહ વિગેરે પુરૂષો આપણી દૃષ્ટિમર્યાદામાં આવે છે. કર્તાએ આવો કોઇ ઇતિહાસ સ્મરણમાં રાખી લખ્યું છે. કે પોતાની કલ્પનાથી, એ કહેવું અશક્ય છે. પરંતુ સ્મરણથી લખ્યું હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. અમે આ વિષે સાંપ્રતમાં કાંઇ કહી શકતા નથી. ઐતિહાસિક વાતો માટે પણ તેની સત્યતાવિષે જુદા જુદા મત મેળવી વિચાર કરી નિશ્ચય કરવાનો સમય વિદ્વાનોએ ઓછામાં ઓછો બસો વર્ષનો ધાર્યો છે કાઠીયાવાડ અને ગુજરાતમાં એજંસીઓ સ્થપાઓ હજી તેટલો સમય થયો નથી તેથી, અમે પણ અમારો વિચાર આગલ લખાવતા નથી. વિશેષ વિવેચન યોગ્ય આ પ્રકરણમાં કાંઇ નથી. અહીઆં બુદ્ધિધનના ચરિત્રનું બીજું પ્રકરણ સમાપ્ત થાય છે.

હવે આપણે મૂળ અનુસંધાનથી રાજેશ્વરનાં મદિરમાં આવી રાણા ભૂપસિંહ અને તેના અમાત્ય બુદ્ધિધનને મસલત કરતા જોઇએ. કર્તાનું કહ્યું માની ભૂતકાળને ભૂલી વર્તમાનકાળની વાર્તામાં ડુબવા છઠા પ્રકરણના પ્રવાહમાં વહ્યા જઇએ.

રાજેશ્વરના મદિરમાં પોઠીઆ સમીપ મસલતમાં અસંભવિત વાતો થતી નથી. તેમાં રાણાના રજપૂત સ્વભાવને યોગ્ય, ઉત્સાહી મનનું અધીરાપણુ અને પ્રસમયસૂચક, શાન્ત સ્વભાવના અમાત્યનું ધૈર્ય એ બેય એક બીજા ઉપર જયની ઇચ્છા રાખતાં દીપી નીકળે છે. પ્રાતઃકાલમાં ઉદય પામતો શીતરશ્મિ શુક્ર અને તેને અનુસરતા પ્રચડ સૂર્યનો સંવાદ ચાલતાં ધૈર્યવાન્ અને શાન્ત તેજના શુક્રનું પ્રચડ સૂર્ય પ્રભાથી ઢાંકી દેતો પણ, અનુસરણજ યોગ્ય ધારે છે.

રાજકીય પ્રપંચમાં એ વિષયથી અજ્ઞ જન, અસભાવ્ય સભાવનાનો વિચાર કરશે. પરતુ તે વિષયમાં પલોટાયલા પુરૂષને તેમાં અઘટિત કર્શનની સભાવના થાય તો બહુ આશ્ચર્યની વાત, વારંવાર કર્ણાગોચર થતી વાર્તાઓ નિર્શેષ નિર્મૂલ હોય એ માનવામાં મન અને બુદ્ધિને યોગ્ય સ્થિતિમાં રાખનાર અત કરણને અયોગ્ય લાગશે. (અપૂર્ણ.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મુ.　　　　ચૈત્ર, સવત્ ૧૯૪૪　　　　અક ૧ લો.

## ॥ यतोधर्मस्ततोजय ॥

## ऐक्यमत्य अथवा संपविषे बे बोल

( સ બધ ગયા વર્ષને પાને ૨૬૧ થી )

દપતીઓમા એટલે પતિપત્નીના જોડલાઓમા તો નિરતર સપ હોયજ છે એવિષે તો આપણા મિત્ર સપવિરૂદ્ધ ચર્ચાપત્રના લખનાર વિરૂદ્ધ નહિજ હોય તોપણ જ્યારે તે મિત્ર એમજ કહે છે કે 'સપ કાઇ વસ્તુજ નથી' ત્યારે પછી પતિપત્નીમા પણ એના લખવા પ્રમાણે પરસ્પર સપ ન હોવો જોઇએ અમારા ધારવા પ્રમાણે એમ નથી પ્રાચીન સમયથી માડીને અર્વાચીન સમયસુવી તપાસ કરી જોતા ઘણા ભાગમા પતિનો અને પત્નીનો સપ પરસ્પર અતિ ઉત્તમ રીતે જોવામા આવે છે

શ્રી રામચદ્રજીપ્રત્યે સતી સીતાજીનુ અપ્રતિમ પ્રેમ અને સતી સીતાજી પ્રત્યે શ્રી રામચદ્રજીનુ પ્રેમ, મહાસતી સતીપ્રત્યે શ્રી સદાશિવનુ પ્રેમ અને શ્રી સદાશિવપ્રત્યે મહાસતી સતીનું પ્રેમ, શ્રીકૃષ્ણપ્રત્યે રૂક્મિણીજીનુ પ્રેમ અને અને રૂક્મિણીજીપ્રત્યે શ્રીકૃષ્ણનુ પ્રેમ, રાજકુમાર સત્યવાનપ્રત્યે સાવિત્રીનુ પ્રેમ અને સાવિત્રીપ્રત્ય કુમાર સત્યવાનનુ પ્રેમ, રાજકુમાર ઋતુધ્વજપ્રત્યે મદાલસાનુ પ્રેમ અને મદાલસા પ્રત્યે રાજકુમાર ઋતુધ્વજનુ પ્રેમ, મહારાજા નલપ્રત્યે દમયતીનુ પ્રેમ અને દમયતીપ્રત્યે મહારાજા નલનુ પ્રેમ, કવીશ્વર જયદેવપ્રત્યે પદ્માવતીનુ પ્રેમ અને પદ્માવતીપ્રત્યે જયદેવનુ પ્રેમ, મહારાજ વત્સરાજપ્રત્યે વાસવદત્તાનુ પ્રેમ અને વાસવદત્તાપ્રત્યે વત્સરાજનુ પ્રેમ, અર્વાચીન કાલમા પણ પૃથ્વીરાજ ચહુવાણપ્રત્યે સયોગતાનુ પ્રેમ અને સયોગતા પ્રત્યે પૃથ્વીરાજનુ પ્રેમ, ચાપરાજ હાડાપ્રત્યે સોનરાણીનુ પ્રેમ અને સોનરાણીપ્રત્યે ચાપરાજનુ પ્રેમ, રાણા ઉદારસિહપ્રત્યે નિમનાદેવીનુ પ્રેમ અને નિમનાદેવીપ્રત્યે રાણા ઉદારસિહનું પ્રેમ અને એશિવાય બીજા પણ પ્રાચીન

અર્વાચીન પતિપત્નીનો પ્રેમ પુસ્તકોમાં વાંચી સાંભળી અનુભવિયે છિયે તે પ્રેમજ પતિપત્નીમાં સંપૂર્ણ સંપ આગળ હતો, આજ પણ છે અને હવે પછી પણ હશે એવું સિદ્ધ કરી આપે છે.

નીચેનું પદ્ય પણ સાહિત્યમાં વાંચવામાં આવ્યું હશે તોપણ ફરી દૃષ્ટાંત કરવા ઉદાહરણ તરીકે લખું છું.

"यामि न यामीति धवे गदति पुरस्तात्क्षणेन तन्वंग्याः ।
गलितानि पुरो वलयान्यपराणि तथैव दलितानि ॥"

(પ્રવાસ કરવા જવાને તૈયાર થયેલા પતિએ પોતાની પત્નીને કહ્યું કે 'હું જાઉં છું.' આ અક્ષરો સાંભળતાં ભાવિ વિરહના દુઃખના વિચારથી થતી દુર્બળતાને લીધે, તે સ્ત્રીના હાથમાંથી આગળનાં કંકણો નીકળી ગયાં કે તરત તેની તેવીસ્થિતિ જોઇને 'હું નથી જાતો,' એટલા અક્ષર તેના પતિએ કહ્યા કે તરત રહેવાના સંયોગના આનંદથી થતી પુષ્ટતાનેલીધે બાકીનાં હાથમાં રહેલાં કંકણો ફાટીને નીકળી ગયાં *)

આ ઉદાહરણ પણ વાંચવામાં આવ્યું હશે કે,—

ठाडि होइ पटकों ग्रह्यो, सुनि प्रभात प्रियजान ।
छुटत छुटत यों छुट गये, उत पटकों उत प्रान ॥

(ભાવાર્થઃ—એક સ્ત્રીએ પોતાનો પતિ આજ સવારે પરદેશ જાય છે એવું સાંભળ્યું તેથી સવારમાં ઉઠીને ચાલવાને તૈયાર થએલ પતિનો પોને છેડો ઝાલી રાખ્યો. કાંઇ જરૂરનું કામ હોવાથી પતિએ સમજાવી સમજાવીને ધીરે ધીરે છેડો છોડાવવા માંડ્યો અને એમ ધીરે ધીરે છેડો છુટતાં છુટતાં છુટ્યો કે તે સાથે તે સ્ત્રીના પ્રાણ પણ છુટી ગયા.)

પરસ્પરના અત્યંત પ્રેમમાં આમ બને એ સંભવિત છે. કદિ આ ઉદાહરણોને કોઇ અલંકારિક લેખમાં લેખી ધ્યાનપર લે નહિ તો આગળના વૃદ્ધોએ ઘણાં સ્ત્રીજનોને પોતાના પ્રાણપ્રિય પછવાડે અગ્નિની પ્રજ્વલિત જ્વાળામાં પોતાના દેહની આહુતિ દેતાં નજરે જોએલ છે તે તેઓમાંના કેટલાક વર્તમાન હોય તો તેમને મોઢેથી સાંભળીયે છીએ આ સમયમાં અંગ્રેજ સરકારનું રાજ્ય હોવાથી તે વાત બંધ પડી ગઇ છે તેથી તેમ બનવું ધ્યાનમાં ન આવે તો અહિચ્છત્રપ્રયોગ નાગરની જ્ઞાતિમાં બનેલો દાખલો આપું છું.

* પ્રસંગને દૃઢ કરવાના આ ઉદાહરણમાં 'ચમોગમ થઇ ગયા એવો ભાવ હોય તો ગુણાગના સમંધમાં વિશેષ શોભા આપનાર થઇ પડે' એમ કેટલાકનો મત છે

સાવર કુંડલાના રહેનારી ભટ્ટ ચમરજી જેઠાના પુત્રી બાઇ રવન જામનગરના રહેવાશી ભટ પ્રેમશંકર ગોકળજીના ભાણેજ થાય તે બાઇનો વિવાહ જુનાગઢમાં ભટ્ટ હરિનંદ પિતાંબરના પુત્ર દામોદર વેર થયો હતો આજથી આશરે દશ્ક વર્ષ ઉપર ભટ્ટ દામોદર જાતિ ભેગાત થતાં કોઇ કોઇ પ્રસંગમાં વૃદ્ધ લોકોને તે બાઇએ સતી કેમ થવાય તે વિષયમાં પુછવા માંડયું પણ આ સરકારી રાજ્યમાં કોઇથી સતી થવાતું નથી એવો સૌનો પ્રત્યુત્તર મળવાથી તે ચુપ-ચુપ બેસી રહ્યા પોતાના પતિને અંતનો સમય આવ્યો ત્યારે તેને નીચે લેવામાં પણ તે બાઇ સામેલ હતા જ્યારથી મંદવાડનો આરંભ થયો ત્યાંથી સૌભાગ્ય સુચક કુંકુમનો ચાંડલો અખંડ રહેવા દીધો હતો પોતાના પતિએ પ્રાણ છોડયા કે તરત તે બાઇ બીજા ઓરડામાં કુટવા માંડયા તે ઓરડામાંથી કયાંય જાણે કયાં ચાલ્યા ગયા કે કોઇને ખબર પડી નહિ છેવટે આશ્ચર્ય પામતા શોધ કરવા લાગ્યા તો એક વાવના પાણીમાંથી તેનું શબ મળી આવ્યું આવું ના હસ પતિ ઉપરના પ્રેમવિના *બને? નજ બને કેટલીક કુલીન સ્ત્રીયો પોતાને પ્રાણ ત્યાગનો સમય આવે તે સમયે પોતાના પતિને બીજી કન્યા અપાવવાની છાની ભળામણો પણ કરી જાય છે એના દાખલાઓ ઉપરની જાતિમાં બનેલા છે એપણ અપૂર્વ પ્રેમનું એ લક્ષણ છે, એમ સ્પષ્ટ જણાઇ રહે છે (અપૂર્ણ)

---

## નિંદા ન કરવાવિષે

(સાર પાનું ૨૧ થી)

(હું મૃત્યુથી બીહીતો નથી પરંતુ કેવળ યશને દુષણ લાગે છે તેથી બીહું છું નિર્દોષ થયા પછી મારૂં મૃત્યુ થાય તો તેપણ મને પુનર્જન્મની પેઠે સુખકારક છે )

આવા અનેક ઉદાહરણોથી જણાય છે કે નિંદા ન કરવી એ કઠણ કામ છે, તે કરતા પણ બીજાઓ પોતાની નિંદા કરે તે સહન કરવી એ તો એથી પણ વધારે કઠણ કામ છે આમ છતા પણ વિદ્વાન અને વિવેકી માણસોનું એજ કામ છે કે પોતાના મુખથી બીજાઓના નિંદા ન કરવી અને બીજાઓ પોતાના

---

* આ પ્રસંગ માટે શા હેતુમાં ગોતાય છે તે સાવધાનતાથી ધ્યાનમાં રાખવું જેથી આ વાત સમજાય

નિંદા કરે તે સાંભળી ઉદ્વિગ્ન ન થાવું. સંસારમાં સર્વ વાતે સાર શોધનારા વિવેકીઓ એવું વિચારે છે કે—

"मन्निंदया यदि जनः परितोषमेति नन्वमयत्नसुलभोयमनुग्रहो मे।
श्रेयोर्थिनो हि पुरुषाः परतुष्टिहेतोः कष्टार्जितान्यपि धनानि परित्यजंति॥"

(મારી નિંદાવડે જો માણસો સંતોષ પામતાં હોય તો તે વગરપ્રયત્ને તેમનો મારી ઉપર અનુગ્રહ થયો એમ હું માનું છું. કેમકે પોતાના કલ્યાણને ઇચ્છનારા પુરૂષો, લોકોનાં અંતઃકરણના સંતોષનેમાટે ઘણે કષ્ટે એકઠાં કરેલાં ધનને પણ તજી દે છે.)

સારાંશ કે દ્રવ્ય એકઠું કરવામાં ઘણા ક્લેશો સહન કરવા પડે છે અને તેજ દ્રવ્ય સઘળા વ્યવહારોનું મૂળ છે. તેમજ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય લાગે તેવું તે છે. તેવાં દ્રવ્યને કલ્યાણની ઇચ્છા કરનારા લોકો બીજાઓને સંતોષ આપવામાટે તજી દે છે. (આપી દે છે) અને મારે તો તેમ કર્યાવિનાજ માત્ર મારી નિંદા કરવાથી લોકો સંતોષ પામે છે, તો મારે પ્રયત્ન વગરજ એ લોકોનો મારા ઉપર અનુગ્રહ થાય છે એ મહા સંતોષની વાત છે. કેમકે પ્રયત્નવગર અને ખર્ચવગર શ્રેય સંપાદન થાય એ કાંઇ થોડા હર્ષની વાત નથી.

સિદ્ધ દશાને પોચેલા પુરૂષોને કશો પણ દ્વૈતભાવ હોતો નથી તો પછી તેને નિંદા કે સ્તુતિનો સંભવજ ક્યાંથી હોય. પરંતુ જેઓને આ સારૂં અને ગ્રહણ કરવા યોગ્ય છે એવું ભાન હોય તેને વૈરાગ્ય, વિવેક, શમ, દમ, શ્રદ્ધા તિતિક્ષા વિગેરે સાધનોરૂપ સુવર્ણપિંડને નિંદા એ એક કસોટીરૂપ છે. એ સાધનો શુદ્ધ રીતે પ્રાપ્ત થયાં છે કે નહી તે નિંદારૂપ કસોટી દેખાડી આપે છે

આથી કાંઇક ઉતરતી પંક્તિના નિર્દોષ માણસને નિંદા એ મનને શુદ્ધ કરવાનું સ્થળ અને સુમાર્ગે ચાલવામાં સહાયક થાય છે. એ ઉપરથી એમ સમજવાનું છે કે નિંદા એ નિંદારૂપે જેને લાગે છે તેને તે નિંદા પોતાના વિવેકથી ગુણકારક થઇ પડે છે; અને એવી રીતે ભાસે એ પણ ઓછું તપ નથી અથવા ઓછા તપનું ફળ નથી. કેટલાક ઇતિહાસોમાં એવું સાંભળવામાં આવે છે કે બુદ્ધિમાન માણસ અંતઃકરણથી શુદ્ધ રેહેતાં, પોતાના પાપનો ક્ષય કરવામાટે ઉપરથી નિંદા થાય તેવાં આચરણ કરીને લોકોપાસે નિંદા કરાવે છે. આવી ધારણાવાળા માણસો પણ સંખ્યાબંધ હોતા નથી.

એક ધનપાત્ર સદ્ગુણી માણસ કોઇ દિવસ ઉદાસીમાં પોતાના ઘર આગળ બેઠો હશે. તે સમયમાં કોઇ સાધુ આવીને ઉભો રહ્યો કોઇ કાળયોગથી કે સં-

ચિત યોગથી કે ભાવિની પ્રબળતાથી તે બાવાના ભિક્ષા પાત્રમા બે લાદના લીંડા તે માણસે નાખ્યા તે લેઇ સાધુ ચાલતો થયો પરીક્ષિત રાજાને જેમ ઋષિના ડોકમા મરેલો સવ નાખી ઘેર ગયા પછી પશ્ચાત્તાપ થયો હતો તેમ આ માણસને પણ તે સાધુ ચાલી નીકળ્યા પછી ઘણો સતાપ થયો કે આ મે શુ કર્યું દૈવેચ્છાથી અતકાળ આવતા તે માણસને યમપુરીમા લઇ જવામા આવ્યો એ સ્થળમા કરેના કર્મો ભોગવવાની યમરાજ તરફથી આજ્ઞા થાય છે પૃથ્વી ઉપર જે કાઇ અપાયેલુ હોય તે પરલોકમા હજારગણુ થાય છે, એ કેહેવત પ્રમાણે પેલા બાવાને આપેના લીંડા બેના બે હજાર થઇ પડયા યમરાજ તરફથી તે બે હજાર લીંડા ખાવાને આજ્ઞા થઇ ત્યારે તે વિવેકી માણસે હાથ જોડી એવી રીતે માગણી કરી કે હે મહારાજ ! મારા બીજા જે કાઇ પુણ્ય છે તે પુણ્યને ભોગવવા માટે આપ મને ઉત્તમ જન્મ આપશો તે સાથે હુ એટલુ માગુ છુ કે મને તે જન્મમા સ્મૃતિ રહે અને આ લીંડા મારે ન ખાવા પડે તેવુ ઉત્તમ સાધન હુ કરી લઉ યમરાજા તરફથી તેને ફરીને રાજાનો જન્મ આપતા ઉત્તરમા એવુ કેહેવામા આવ્યુ કે તુ રાજાના શરીરથી પૃથ્વીમા જઇ પુણ્યનુ ફળ ભોગવ અને તે સાથે તારી નિંદા થાય એવુ આચરણ કર કે જેથી તારે ખાવાના લીંડા નિંદા કરનારાઓને ખાવા પડશે, એટલે તારે નહિ ખાવા પડે આ આજ્ઞાપ્રમાણે તે માણસે પૃથ્વીપર આવી સવ સુખ ભોગવતા અને અત કરણથી અતિપવિત્ર રેહેતા ઉપરથી નિંદા થાય તેવા કાઇ કાઇ આચરણ કરવા માડયા તેથી ગામના સભાવિત લોકોએ પણ મૂળ તપાસ્યાવિના તેની નિંદા કરવા માડી જે ગાએ નિંદા કરી તેઓને ખાતે પેલા લીંડા ચડતા જતા માત્ર બે બાકી રહ્યા એ બે પણ બાકી ન રહે તો ઠીક એમ વિચાર કરી તે માણસ એક ભાવિક દરજી પાસે ગાવાને વેશે જઇ પોતાની નિંદા કરવા લાગ્યો પણ દરજી કાઇ સાધારણ દરજી ન હતો મહા ચતુર હતો તેણે કહ્યુ કે તમે કહો છો તે હુ જાણુ છુ તમારા બે લીંડા વધેલા છે તે કાઇ હુ ખાવાવાળો નહિ આ વાક્ય સાભળતા પેલા માણસ (રાજા) આશ્ચર્યપામી ચાલતો થયો કે અહો આના પણ ભેદ જાણનારા લોકો જગતમા પડયા છે ત્યારપછી તે માણસે યમરાજ પાસે જઇ પ્રાર્થના કરી કે મહારાજ, હવે તો કોઇ મારી નિંદા નથી કરતુ માટે શુ કરવુ ? ત્યારે યમરાજાએ પેલા બે લીંડા જેટલો દોષ માફ કર્યો

આ કાઇક હસવા જેવી વાત લાગશે પરતુ તેમાથી આપણે તો સાર ગ્રહણ કરવાનો છે ધનની હાનિ કે પ્રિયજનની હાનિ માણસ સહન કરી શકે

પણ પોતાની નિંદા સહન કરી શકતુ નથી. તે સહન કરવાનો અભ્યાસ પરે તે અતિ લાભકારક છે. પેહેલાં તો વ્યવહારમાં રેહેનાર માણસે કોઇપણ પ્રકારે નિંદા થાય તેવું એક આચરણ કરવું નહિ. એ વાત પોતાને સ્વાધીન છે પણ સઘળાં સ્વચ્છ આચરણ છતાં પણ સુજનોની નિંદા દુર્જનો વિનાકારણે કર્યા કરે છે. એટલે તેઓ તેમ ન કરે તે વાત સ્વાધીનની નથી. માટે નિંદા સહન કરવાનો અભ્યાસ ઉપયોગી છે. ઉપરના લખાણથી એમ ન સમજવું કે નિંદા થાય તેવું આચરણ કરવું તે યોગ્ય છે. નિંદા ન થતી હોય તો પરાણે કરાવવી એવી વર્તણુક ગમે તે પ્રકારે વખાણવા યોગ્ય હોય તોપણ તે વ્યવહારને ઉપયોગી ગણી શકાય તેમ નથી. માટે સાર એ લેવાનો છે કે આપણે કોઇની નિંદા કરવી નહિ, બીજા આપણી રખે નિંદા કરે એમ ડરતાં રહેવું, અને આપણી પવિત્રતાને નહિ જાણનારા અજ્ઞાનીઓ નિંદા કરે તે સહન કરવી. આમ કરવું એ કાંઇ જેવું તેવું સાધારણ તપ નથી. માણસ કદિ કઠણ હૃદયનું હોય તો તરવારની ધારાનો પ્રહાર ખમી શકે છે પણ નિંદાનું વાક્ય ખમી શકતું નથી. તો આવી તીક્ષ્ણતાવાળાં વચનો સહન કરવાં એ થોડી સહનશીલતા નથી. એ તપના પ્રભાવથી ઉત્તમ કીર્તિ અને ઉત્તમ સુખ મળવાનો સંભવ છે. જગતમાં માણસોની બુદ્ધિ સરખી હોતી નથી. આકાશમાં ઉડનારા પક્ષીઓ પોતપોતાની શક્તિ પ્રમાણે ઉડે છે તેમ માણસો પોતપોતાની શક્તિ અને યોગ્યતા પ્રમાણે બોલે છે તો તેમાં તેઓનો દોષ વિદ્વાનો લેખતા નથી. પરંતુ સર્વ પ્રકારે જગતમાં શુદ્ધ કેહેવાઇએ અને નિંદક લોકો પણ અંતઃકરણમાંથી 'વાહવાહ' બોલી જાય ત્યારે આપણે બરોબર ચાલી શક્યા એમ સમજવું. જગતમાં જો કે એકને સર્વે લોકો સ્તુતિપાત્ર ગણે એમ બનતુ નથી તો પણ ઘણું ભાગે એકને સર્વે લોકો સ્તુતિપાત્ર ગણે એમ બને છે, તો તેવા પ્રકારની પંક્તિમાં આપણે બેસવા યોગ્ય થવું. નિંદા એ મોટામાં મોટુ પાપ છે અને મહા અનર્થની કરનારી છે. એ નિંદા આપણને સ્પર્શ કરે એવુ જ્યારે આપણે ન ઇચ્છીએ ત્યારે પછી પરની નિંદા આપણે કરીએજ કેમ ? અને એમ થાય એ અતિ ઉત્તમ ફળ આપનારૂં આચરણ છે. જીભ જેવી ઉત્તમ ઇન્દ્રિય આપણને મળી છે તેને નિરૂપયોગી અક્ષરો બોલવામાં વાપરવી એના જેવી એકે હાનિ નથી. માટે વિદ્વાનવર્ગે એ વાત વિચારીને ચાલવું જોઇએ. અહંમમત્વ મટી ગયા પછી અને સિદ્ધ દશા પ્રાપ્ત થયા પછી કશો વિધિનિષેધ છે નહિ, કેમકે પછી તો ભાનવિના પ્રારબ્ધના ભોગો શરીર ભોગવતું આયુષ્ય હોય ત્યાં

સુધી છતે કે આ ન્યાયકારી ગોળખાઇ બેનાની પેઠે સેરેની નથી માટે સામાન્યજીને એ સ્મરણ રાખવું કે કદિ કારણ કાંઇ જોવામાં આવે તોપણ તે ખરાખોટાની ખબર આપણને ન હોવાથી નિંદા કોઇની કરની નહિ. અને આ પ્રમાણે સદાચરણે ચાલતાં છતાં કોઇ અન્યથા વિચારથી નિંદા કરે તો તેવાઓ ઉપર રીસ ન કરતાં તે સહન કરની એમ કરવું એ સર્વ પ્રકારનું નિંદાનું વધવાનું અને કરનારને શિક્ષા થવાનું સાધન અથવા ઉપાય છે જગતમાં જેણે નિંદા કરી નહી અને જેની નિંદા થઇ નહિ તેજ ખરેખર છતેનો છે નિંદા કોઇની ન કરની અને પોતાની થાય તે ન ગણવી એ અતિ કઠણ તપ છે એ તપનું ફળ ઇશ્વર ઉત્તમ રીતે આપે છે અને પ્રત્યક્ષ પણ તેમાં ગુણો દેખાઇ રહે છે કેમકે એ સાધનથી આ માટીના વિકારરૂપ શરીર અતિ માનને પાત્ર થાય છે

---

## ભ્રાંતિ અથવા વેહમ

(સભા ન ગયા ૧૫ન મારે ૨૫૪ થી)

ભ્રાંતિ દેવીએ સઘળે ઠેકાણે પોતાના વિજયના વાવટા ચડાવી દીધા તો પણ તેને હજી સંતોષ થયો નહી તેણે હવે દંપતીના જોડલા ઉપર પણ ચડાઇ કરવા માંડી દંપતી એટલે સ્ત્રીપુરૂષનું જોડલું તેનો પરસ્પર કેવો ધર્મ છે તે તો સઘળા શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે એ બન્નેનો જ્યારે અગ્નિસાક્ષિક સંબંધ બંધાય છે તે સમયે તે બેય એવી પ્રતિજ્ઞા કરે છે કે 'ધર્મ અર્થ કામમાં હું કદી પણ વ્યભિચાર કરીશ નહિ' તેમ છતાં કોય સ્વકૃત વેહેમથી ને કોય પરકૃત વેહેમથી પોતાની પ્રાણપ્રિયા ઉપર જુદા જુદા પ્રકારના વેહેમ લઇ ગયા છે ને હાલમાં પણ તેવું ચાલે છે પુણ્યશ્લોક નળરાજાનું ચરિત્ર કોયનું અજાણ્યું નથી જે સમયે નિષધ દેશના મહારાજા વીરસેનને નળ એવે નામે સત્પુત્રરત્નનો જન્મ થયો હતો તેજ સમયે વિદર્ભદેશના મહારાજા ભીમ રાજાને દમયંતી એવેનામે પુત્રીરત્નનો જન્મ થયો હતો એ બન્નેએ સદ્ગુરૂની સેવામાં રહી સદ્વિદ્યાનું સંપાદન કરી પોતાનું બાલ્યવય નિર્ગમન કર્યા પછી સ્વાભાવિકરીતે નળને યોગ્ય સ્ત્રીમેળવવાનો અને દમયંતીને યોગ્ય પતિ મેળવવાનો ઉત્સાહ ઉત્પન્ન થયો તેટલામાં એક સમયે રાજા નળ મૃગયા કરવા ગયા હતા ત્યાંથી વળી એક શાલના ઝાડ નીચે બેશી વિશ્રામ લેતા હતા તેટલામાં કોય નીવચાલિક આવ્યો તેણે વાતના પ્રસંગમાં જણાવ્યું કે,

હે રાજા, સઘળા દેશોમાં દક્ષિણ દેશ ઉત્તમ છે. દક્ષિણ દેશમાં પણ વિદર્ભમંડલ ઉત્તમ છે અને વિદર્ભમંડલમાં પણ વરદા નદીના તીરના મંડનરૂપ એટલે અલંકારરૂપ કુંડિનપુર નામનું નગર ઉત્તમ છે. ત્યા હું તીર્થયાત્રાના પ્રસંગથી ગયો હતો તે સમયે એક રાજકન્યા મારા જોવામાં આવી હતી. તેનાં રૂપ ગુણવિષે હું એક મુખથી શું કહું પ ણ સહસ્ર મુખવાળાથી પણ કહી શકાય તેમ નથી. તે કોણ છે, કોની પુત્રી છે અને તેનું શું નામ છે, તે કાંઇ હું જાણતો નથી. પણ દક્ષિણ દેશમાં તે કન્યા સઘળા લોકોના લોચનને ચંદ્રિકાની પેઠે આનંદ આપે છે અને આ દિશામાં આપ ચદ્રની પેઠે લોકોના લોચનને આનંદ આપો છો. એટલું વચન સાંભળતાંજ જો કે નળરાજા કોણ કન્યા, કોની પુત્રી અને તેનું શું નામ તે જાણતા ન હતા તોપણ તે ઉપર તેની વૃત્તિ બંધાણી જેથી સર્વ સુખભોગ તેને દુઃખરૂપ જણાવા લાગા. એમ કેટલીક કાળ નિકળી ગયા પછી શરદ્ ઋતુમાં નલરાજા એક ઉપવનમાં રહેલાં તળાવ પાસે ફરતા હતા. તેટલા કેટલાક હંસો આકાશમાંથી ઉતરી તે તળાવના તીર ઉપર બેશી ગયા. જેઓને જોઇ રાજાએ એક ઉત્તમ હસને ઝાલી લીધો. હંસ નલરાજાના હાથમાં આવતાંજ પોતાને છોડી મેલવા પ્રાર્થના કરવા લાગ્યો પણ તેના રૂપમાં અને સુવર્ણ જેવા રંગમાં મોહ પામેલા રાજાએ તેને છોડયો નહી, ત્યારે હંસે કહ્યું કે હે પુણ્યશ્લોક નલ! જો તમે મને છોડી મેલો તો દમયંતીનું મન તમારામાં લોભાવી તમારી સાથે મેલાપ કરાવા આપું. દમયતી એવું નામ સાંભળતાંજ.—

प्रायः सैव भवेदेषा पांथादश्रावि या मया ।
युगायितं विनीद्रस्य यत्कृते मे त्रियामया ॥

(જે મેં તીર્થયાત્રિક પાંથ પાસેથી સાંભળી હતો અને જેને માટે નિદ્રા ન આવવાથી એક રાત્રિ પણ મને જુગ જેવડી ગઇ હતી તેજ આ ઘણું કરી દમયંતી હશે.) એમ વિચારી હંસને છોડી અભયદાન આપી એક લતામંડપમાં તેડી જઇ દમયંતી કોણ છે, કયા દેશમાં છે, કોની પુત્રી છે, કેવા તેના ગુણો છે, કેવુ તેનું રૂપ છે અને કેવું તેનુ શીલ છે વિગેરે વિગેરે પુછ્યું. જેના ઉત્તરમાં હંસે ઘણા વિસ્તારથી દમયંતીનું વર્ણન કરી બતાવ્યું. વર્ણન સાંભળતાં નલને એમજ થયું કે જો લગ્ન કરવું તો દમયંતી સાથેજ કરવું. પછી હંસ ત્યાંથી રાજાની રજા લઇ ઉડી વિદર્ભ દેશની રાજધાની કુડનપુરમાં કન્યાના અંતઃપુરના ઉપવનમાં આવ્યો. ત્યાં પણ તેનું રૂપ રગ જોઇ દમયતીએ તેને ઝાલી લીધો એટલે તેણે

તેની પાસે રાજા નલના વખાણ કરના માંડયા જેથી દમયતીનુ મન નલમાજ બ-વાઇ ગયું દેનટ મયતીની રજા લઇને ચાનના ટાણે હસ નીચેપ્રમાણે બોલ્યો

संसारांबुनिधौ तदेतदजनि स्त्रीपुंसरत्नद्वय
नारीणां भवती नृणां पुनरसो सौभाग्यसीमा नलः ।
भाग्यैर्योग्यसमागमेन युवयोर्मानुष्यमाणिक्ययो
श्रेयानस्तु विधेर्विचित्ररचनासंकल्पशिल्पश्रम ॥

(આ સસારરૂપી સમુદ્રમા બે રત્ન ઉત્પન્ન થયેન છે સ્ત્રીયોમા તુ રત્ન છે અને પુરૂષોમા સૌભાગ્યની સીમારૂપ રાજા નલ રત્ન છે માટે માનુષ્યમાણિક્યરૂપ તમે બે જણનો સમાગમ થવાથી વિધાતાની વિચિત્ર રચનાની ચતુરાઇનો શ્રમ સફળ થાઓ )

એમ કહી તે હસ ચાલી નીકળ્યો અને દમયતીને તો હવે નલવિના બધુ શૂન્ય દેખાવા લાગુ જમનામા કે રમવામા, ભણવામા કે ગણવામા, કાઇપણ તેને ગમતુ ન હતુ વારવાર શ્વાસ નિશ્વાસ નાખતી અને આખમાથી આસુડા વર્ષાવતી—

धातस्तात न किं धत्से हंसस्येवाधुना मम ।
पक्षौ पक्षिवदुड्डीय येन पश्यामि तन्मुखं ॥

(હે પિતા વિધાતા! જેમ હસને પાખો આપી છે તેમ આ સમયે મને પણ પાખો શુ કરવા નથી આપતો કે જેથી પક્ષીની પેઠે ઉડીને હુ નલનુ મુખ જોઉ) ઇત્યાદિ અનેક પ્રકારના વિલાપ કરવા લાગી દમયતીના પિતા મહારાજા ભીમને તેની સખીઓ તરફથી ખબર મળી કે દમયતી અત્યત ઉદાસ રહે છે તેથી તેણે તેનો સ્વયવર કરવા સઘળા દેશોમાથી રાજકુમારોને તેડાવવા કુકુમપત્રિકા મોકલાવી તે સમયે નિષધ દેશ તરફ જનાર બ્રાહ્મણને દમયતીએ ઘણીજ ભલામણ કરી કે ગમે તે પ્રકારે કરીને પણ નલ અહી આવે તેવુ કરજો દમયતીનો એટલો સદેશો લઇ બ્રાહ્મણ નિષધ દેશમા ગયો ને રાજા નલને ઘણે ઘણે પ્રકારે સમજાવી સ્વયવરમા આવવા કહ્યુ નલ રાજાને તો એ વાત પ્રિયજ હતી તેથી તરત ત્યા જવા તૈયારી કરીને કેટલીક સેનાસહિત તે પોતાના દેશથી કુડિનપુર જવા નીકળ્યા રાજા નલ દમયતીનો સ્વયવર કરવા જાય છે અને દમયતી દેવકન્યાને પણ હરાવી કાઢે તેવા સ્વરૂપવાળી છે એવુ સાભળવાથી ઇદ્ર, યમ, વરુણ, અને કુબેર એ ચાર લોકપાલ પણ દમયતીના લોભથી કુડિનપુર આવવા નીકળ્યા કેટલાક દિવસે કુડિનપુર પાસે આવ્યુ તેટલામા રાજા નલને દેવતાઓ

મળ્યા અને જણાવ્યું કે અમે દેવ છિયે અને દમયંતી અમને વરે એવી આશાથી સ્વયંવરમાં આવિયે છિયે માટે અમને આશા છે કે તમે અમારૂં દૂતપણું કરી દમયંતી અમને વરે તેવું કરી આપશો નલ પોતે દમયતીને ઘણાં વર્ષો થયાં ઈચ્છતો હતો ને સ્વયવરનો સમય સાભળી ત્યાં જાતો હતો પણ દેવતાઓએ જ્યારે ઉપર પ્રમાણે પ્રાર્થના કરી ત્યારે મહાત્માઓ પોતાનો સ્વાર્થ છોડી પારકોજ સ્વાર્થ સાધે છે, તે પ્રમાણે નલે દમયતી જેવું કન્યારત્ન લેવાની આશા દૂર કરી ચાર દેવમાંથી એકપણ દેવને દમયંતી વરે એવું કરવા કમ્મર કસીને દૂતપણું કરવું પણ કબુલ કર્યું. ધન્ય છે મહારાજા નલની માતાને અને પિતાને કે પોતાની થયેલી દમયંતીને છોડી દેવામાં કાંઇપણ હકડક રાખી નહીં એટલુંજ નહિ પણ દમયંતીને સમઝાવવાનું કામ પણ પોતેજ માથે લીધું. આવી પરોપકારી બુદ્ધિનેલીધેજ તે પુણ્યશ્લોક ગણાયા છે, અને

ऋतुपर्णस्य राजर्षेर्दमयंत्या नलस्य च ।
कर्कोटकस्य नागस्य कीर्तनं कलिनाशनं ॥

(ઋતુપર્ણરાજા, દમયંતી, રાજાનલ, અને કર્કોટકનાગ, એટલાનું કીર્તન પણ કલિનો નાશ કરે છે.) એવું ઇતિહાસોમાં લખેલ છે તે પણ નલના ઉપરના પરોપકારિપણાનેલીધેજ એમ હું માનું છું. નલરાજા કુંડિન પુરની સમીપમાં આવ્યા એવું સાંભળી રાજા ભીમ સામૈયું કરી ઘણા આનંદથી પોતાના નગરમાં તેડી લાવ્યા. આખો દિવસ નોખાનોખા કાર્યના પ્રસગમાં નિર્ગમન થઇ ગયો રાત્રિ પડતાં અંધકાર ચારેકોર ફેલાવા લાગ્યુ તેને દૂર કરવા ચદ્રમાએ ચારે કોર પોતાના કિરણોનો પ્રસાર કર્યો. તે સમયે નલ પોતે એકાએક કન્યાના અતઃપુરમાં જવા નીકળ્યા. તેને દેવોએ વરદાન આપ્યું હતુ કે અંતઃપુરમાં દમયતી વિનાતુને બીજું કોયપણ દેખશે નહી તેથી તે નિર્વિઘ્ને ચાલ્યા ગયા ને કોઇએ તેને દીઠા નહિ. કન્યાના અંતઃપુરમાં હજારો બીજી કન્યાઓ તથા દાસીઓ હતી પણ કોયના જોવામાં તે આવ્યા નહિ. માત્ર દમયતીની પાસે આવ્યા ત્યારે તેને દમયંતીએ જોયા. જોતાં વેત આશ્ચર્યમાં મગ્ન થઇ ગઇ કે આવા રાત્રિના સમયમાં કન્યાના અંતઃપુરમાં પુરૂપ ક્યાંથી? અને તે પણ અદૃષ્ટપૂર્વ એટલે જેને કોય દિવસે જોયો ન હોય તેવો ક્યાંથી? આને બીજી કોય દેખતી કેમ નથી? એવું વિચારી કાંઇક ભય, કાંઇક સભ્રમ, કાંઇક હર્ષ, કાંઇક, આશ્ચર્ય એમ નોખાનોખા મનોવિકારમાં તે મગ્ન થઇ ગઇ. તરત નલે કહ્યુ કે રાજપુત્રિ! કાંઇજ ભય પામવા જેવુ કે સભ્રમ કરવાજેવું છેજ નહી. હું એક માણસ છું ને

દેવતાઓએ મને દૂત કરીને તમારી પાસે મોકલેલ છે તે દેવોના વરદાનથીજ મને તમારા વિના બીજુ કાંય દેખતુ નથી એમ કહી ઘણે ઘણે પ્રકારે દેવતાઓને વરવામાટે દમયતીને સમજાવી પણ દમયતીએ તે વાત કબુલ કરી નહિ છેવટ જ્યારે બધુ કહ્યુ ત્યારે દમયતીએ કહ્યુ કે હુ તો મનમાથી નલને વરી ચુકી છુ ત્યારે નલે કહ્યુ કે હુ નલ છુ ને હુ પોતે કહુ છુ કે તમે દેવને વરવાથી જે સુખ મેળવશો તેનો હજારમો ભાગ પણ તમને ભૂલોકમા મળવાનો નથી માટે મારી પ્રાર્થના માનીને દેવને વરો એવુ કહ્યુ ત્યારે દમયતીએ નીચે પ્રમાણે કહ્યુ

भवति हृदयहारी कोपि कस्यापि कश्चित् ।
न खलु गुणविशेष प्रेमबधोपयोगी ॥
किशलयति वनाते कोकिलालापरम्ये ।
विकसति न वसते माल्ती कोत्र हेतु ॥

(જગતમા કોયપણ કોયનો મનનો હરનાર થઇ પડે છે કોય પણ ગુણે પ્રેમબધનને ઉપયોગી નથી અર્થાત્ પ્રેમબધન આના ગુણોથીજ થાય એવો નિયમ નથી જુઓ કે કોકિલોના શબ્દોથી સુશોભિત વસતમા સઘળા વન પ્રકાશ પામે છે પણ માલતી પ્રકાશ નથી પામતી તેનુ શુ કારણ હશે? અર્થાત્ પ્રેમમ નાનામા ગુણનુ કારણજ નથી) માટે દેવમા ગમે તેવા ગુણો હોય તોપણ મારે તે ઉપર પ્રેમ નથી પછી મારો શુ અપરાધ ને હુ કેમ તેઓમાથી એકને પણ વરી શકુ? તોપણ સ્વયવરના મડપમા સુખેથી દેવો પણ આવે પછી મારી ઇચ્છા થાશે તો હુ તેમાથી કોયને વરીશ

ઇત્યાદિ વાતચિત કરી નલે નિષ્કપટપણેથી જે વાત દેવતાઓને વરવામાટે કહી તે દેવતાઓ અતરીક્ષ રહી સાભળતા હતા તેથી તેઓ નલ ઉપર બહુ પ્રસન્ન થયા નલ પોતાને ઉતારે આવી દેવોને કહ્યુ કે મેં આપને વરવામાટે કહેવામા ન્યૂનતા રાખી નથી તોપણ દમયતીના મનમા તે વાત આવી નથી છેવટ જ્યારે મે બહુ કહ્યુ ત્યારે તેણે કહ્યુ છે કે દેવતાઓ સ્વયવરમડપમા આવે પછી મને જેના ઉપર ઇચ્છા થાશે તેના ગળામા સ્વયવરની માલા હુ અર્પણ કરીશ એટલુ કહી નલ બોલતા રહી ગયા પછી દેવતાઓએ કહ્યુ કે રાજા! તમે તમારા શ્રમમા ન્યૂનતા રાખી નથી તેને માટે અમે તમારી ઉપર પ્રસન્ન છિયે, કાલે અમે સ્વયવરમા આવશુ એમ કહી દેવો અતધાન થઇ ગયા, બીજે દિવસ સ્વયવરમડપમા હજારો રાજાઓ, રાજકુમારો આવીને બિરાજ્યા તે સમયે દેવતાઓ પણ નલને રૂપે નલરાજાનેજ પડખે બેશી ગયા દમયતી સ્વયવરની

માલા હાથમાં લઇ મંડપમાં આવ્યાં તે સમયે પ્રત્યેક રાજાનાં વંશ, નામ, ગુણ, દમયંતીની સખીએ વર્ણવવા માંડયાં. ક્રમે ક્રમે જ્યારે નલ પાંસે આવ્યાં ત્યારે પાંચ નલ તેના જોવામાં આવ્યા ને દમયંતીની સખીના મુખમાં દેવતાઓના કેહેવાથી સરસ્વતી આવીને રહ્યાં જેથી તે સખીએ જે વર્ણન કરવા માંડયું તેમાં ઇંદ્ર, યમ, વરૂણ અને કુબેરના વર્ણન સાથે નલનું પણ વર્ણન થવા લાગ્યું, તેથી નલ કોણ અને દેવ કોણ તે ઓળખવું કઠણ થઇ પડયુ. તે સમયે દમયંતીએ ચાર દેવની શરણે જઇ કહ્યું કે આમાં જે દેવો હોય તે મારે પૂજ્ય અને માન્ય છે ને હું તેની પુત્રી છું માટે મારી ઉપર કૃપા કરી મને નલ કોણ છે તે બતાવજો, કેમકે હું ઘણા વર્ષો પેહેલાંથીજ મારા મનથી નલને વરી ચુકી છું. આવું દમયંતીનું શુદ્ધ અંતઃકરણ જોઇ દેવોએ પ્રસન્ન થઇ તેને નલરાજા બતાવ્યો ને ચારેય દેવતાઓ દમયંતીને અને નલને વરદાન આપી ચાલી નીકળ્યા અને દમયંતીએ નલના ગળામાં પુષ્પની માલા અર્પણ કરી જેથી પુષ્પની વૃષ્ટિ થઇ અને આનંદનો કોલાહલ થઇ રહ્યો. એમ દમયંતી જેવાં સ્ત્રીરત્નને મેળવી રાજા નલ પોતાની રાજધાનીમાં આવ્યા અને સુખપરંપરા ભોગવવા લાગા. નલરાજાને દમયતી જેવું સ્ત્રીરત્ન મળવાથી સુખ અને આનંદનો પારજ રહ્યો નહી. પણ

कश्चैकांतं भजति हि सुखं दुःखमेकांततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

(નિરંતર સુખનોજ અનુભવ કોણ કરે છે, તેમ નિરંતર દુ.ખનોજ અનુભવ કોણ કરે છે? કોય નહી, કેમકે ચક્રના પાટાની પેઠે દશા કોય વેળાયે નીચી આવે છે ને કોય વેળા ઉંચી આવે છે.) એ કેહેવત પ્રમાણે રાજા નલને નબળી દશા આવવાથી કલિયે તેના હૃદયમાં પ્રવેશ કર્યો જેથી તેને પ્રથમ જુગટું રમવામાં પ્રીતિ લાગી. પોતાની ધર્મપત્ની પતિવ્રતાશિરોમણિ દમયંતીએ ઘણી ઘણીવાર સમજાવી જુગટું રમવાની ના પાડી તેમ છતાં તેનું એક પણ વચન તેણે માન્યુ નહિ પરિણામે રાજ્ય સર્વસ્વ હારી ચુકા ને વનમાં ચાલી નીકળવાનો વખત આવ્યો. તે સમયે તેની ધર્મપત્ની દમયંતી પોતાનાં બાલક પુત્ર પુત્રીને છોડી વનમાં સાથે ગયાં. વનમાં ભટકતાં ભટકતાં ત્રણ ચાર દિવસે તેની નજરે એક સરોવર આવ્યુ તેમાં ઘણાં મત્સ્યો હતાં તે જોઇ નલે તળાવમાં પડી તેમાંથી બે ચાર પકડી લઇ દમયંતીના હાથમાં આપ્યાં ને બીજા મત્સ્યો ઝાલવા વધારે ઉંડાં પાણીમાં તે ગયા. પણ બીજું કોઇ મત્સ્ય તેના હાથમાં આવ્યું નહી. દમયંતીના હાથમાં જે મત્સ્ય સોપ્યાં હતાં તે માયારૂપ હતાં તેથી જીવતાં થઇ પાછાં તળાવમાં જતાં

# समजवा जेवा विचारनो एक पत्र.

સૌજન્યસુધાસમુદ્ર * * * * * * * * * * * * *ની સેવામાં.

બાળક ખેંચે વાળ પણ, કદી ચડે નહિ કાળ,
આળ કરે અજ્ઞાન જન, દિનદિન તોય દયાળ.

પરમ દયાળુ પરમ પવિત્ર પરમેશ્વરે આ જગતનો પ્રપંચ કેવા પ્રકારનો રચ્યો છે તે મોટામોટા મુનિવરોના પણ જાણવામાં આવ્યુ નથી, ત્યારે મારા સરખો ક્ષુદ્ર માનવી તે જાણવાને કોણ માત્ર છે? વધારે ડાહાપણ કરીને ડોળવા જઇએ તો તેમાં આપણેજ ડોળાઇને મુંઝાઇ જઇએ એટલોજ માત્ર તેમાં લાભ થાય છે. આવો જગતનો વ્યવહાર છે તેમાં માત્ર પૂર્વજોના પુણ્યથી, પૂર્વકૃત કર્મથી, સારા ઉપદેશોથી, સારી સંગતિથી અને આપણા શાસ્ત્રમાં કહેલા કેટલાક ધર્મોથી એટલુ તો ધારી શકાય છે કે જે સારૂ તે સારૂંજ છે અને નરતુ તે નરતુજ છે. સોનું તે સોનુંજ અને કથીર તે કથીરજ કહેવાય એ વિષે કોણ નથી સમજતુ? આવી રીતે જાણવાને પરમેશ્વરે જ્યારે કાંઇપણ શક્તિ આપી હોય ત્યારે તે શક્તિનો યથાર્થ રીતે ઉપયોગ થવો જોઇએ. આ સંસારનો એવો ઘણો ભાગ ભર્યો છે કે કોઇપણ જાતનાં આવરણથી તેને સારાં-નરતાંની, ખરાં-ખોટાંની અને હેય-ઉપાદેય ભાગની ખબર પડતી નથી આપણે ભાગ્યશાળી છિયે કે આપણને એ સમજવા જેટલો બોધ મળ્યો છે તો તેને સફળ કરવો એ આપણુ કર્તવ્ય કર્મ છે.

જેને એવા પ્રકારની ખબર નથી પડતી તેઓ અનેક આપત્તિઓરૂપી આકાશમાં ઉડતા હશે અને નિરંતર દુઃખદાયક દર્શનોમાં એકબીજાની બરોબરી કરવા બેસતા હશે. ગમે તેવા માઠા પરિણામવાળા વિચારો તેનામાં આવતા હશે તોપણ તે સાચા છે એવુ ઠરાવવાને અને કરવાને તન-મન-ધનથી પ્રયત્ન કરતા હશે. આમ કરવામાં આ ક્ષણભંગુર શરીરની અમૂલ્યતાની તેને કાંઇપણ ખબર નહિ પડતી હોય કે જે શરીર સર્વ પ્રકારની સંપત્તિઓનું મૂળ છે. અને તેને જાણ્યાવગર જવા દે તો તેવુ શરીર ફરીને પાછું મેળવવાને એકે ઉપાય લાગુ પડે નહિ. આમ થયા પછી કેટલો પશ્ચાત્તાપ થતો હશે તે તેના ભોગવનારવગર બીજા કોના અનુભવમાં આવી શકે? અમૂલ્ય રત્ન સરખા શરીરની હાનિ સાથે બીજી હાનિ એ થાય છે કે કાળ પણ મિથ્યા થાય છે. શરીરનું

* વિચાર નહિ ફેરવતા માત્ર તેમા છાપામા અને બંધમા ફેરફાર કર્યા છે

આયુષ્ય જેમ ગયુ પાછુ આવતુ નથી તેમ કાળ પણ ગયો તે કદીપણ પાછો આવતો નથી પરમ દયાળુ પરમેશ્વર આપણી ઉપર ઉપકાર કરનાર છે પરંતુ આયુષ્યની પેઠે કાળ આપવામા એવા લોભી બને છે કે એકેક ક્ષણ આપતા જાય છે અને તે ક્ષણ વીતે ત્યારે બીજો આપે છે તેમા પણ જે ક્ષણ ગયો તે તો કદીપણ પાછો આપતા નથી આ પ્રમાણે જોતા કાળ એ મહા અમૂલ્ય વસ્તુ છે તેને અમૂલ્ય આયુષ્યની પેઠે મૂર્ખ માનવીઓ વૃથા જવા દે છે એ ઐશ્વરી પ્રપચની કેવી આશ્ચર્યકારક વાત છે!

પણ આપણે જ્યારે આ પ્રમાણે સમજવાની શક્તિવાળા થયા છિયે એવો કાઇપણ અતરમા અનુભવ થતો હોય ત્યારે ચાને ત્યાસુધી સારૂ થવાનેમાટે પ્રયત્ન કરવુ જોઇએ તે યોગ્ય છે એમ લાગે છે આપણે સારૂ કર્યું હોય તો તે સંબધી કીર્તિ આપણી સમક્ષ અને આપણી પછવાડે કાર્ય અને સત્તાના પ્રમાણમા ફેલાય છે આ દેહ તો ક્ષણભગુર છે, પણ જગતમા જો કીર્તિ જામી જાય તો એ અમર દેહ બરાબર છે જગતમા કેહેવાય છે કે જેની કીર્તિ છે તેજ અમર છે આ વાત જાણવામા આવ્યા છતા કાઇપણ જો ન બને તો આગળ લખેલા પુરૂષોની પક્તિમાથી પણ પડતી સ્થિતિના થવુ પડે એમા સદેહ નથી જાણતા છતા સભ્રમ આવી જાય ત્યારે એક જાતની ઐશ્વરી માયાનુ આવરણ આપણી ઉપર આવ્યુ એમ માનવાને કશી અડચણ નથી

આપના જાણવા બહાર નહિ હોય કે આ જગતનો સઘળો ભાગ સ્વાર્થરૂપ પાશથી સકળાયેલો છે અને તે સ્વાર્થરૂપ પાશ છુટતા તે એવો તો વિખરાઇ જાય છે કે કોઇ દિવસપણ સયોગ થવાનો સમય આવતો નથી સ્વાર્થ એ શબ્દ જગતની ઉત્પત્તિમા આરભથીજ આકાશની પેઠે વ્યાપી રહ્યો છે કોઇપણ પ્રકારના વ્યવહારમા તે નહિ હોય એમ તો હશેજ નહિ કેટલા એને હલકામા હલકા અધિકારનો ગણે છે પણ ઝીણી નજરથી જોતા તેમ નથી કેમકે તે ઉચામા ઉચો પક્તિનો પણ હોય છે, તે તેના ત્રણ ભેદ પાડવાથી બરાબર જણાઇ રહે છે જાણે કે ઉત્તમ મધ્યમ અને અધમ એ તેના ત્રણ ભેદ થયા એ ત્રણમા પેહેલો ઉત્તમ ભેદ શ્રેષ્ઠ ગણાય છે, બીજો મધ્યમ ભેદ બરાબર અથવા સામાન્ય ગણાય છે અને ત્રીજો અધમ ભેદ લોકમા હલકામા હલકો ગણાય છે પોતાનુ અહિત થતુ હોય તો પણ તન મન ધનથીઅન્યનુ સારૂ કરી કીર્તિ અને પુણ્ય મેળવવા એ ઉત્તમ સ્વાર્થ છે કોઇપણ જાતના સુખની સામાપાસેથી આશા હોય અથવા બદલો મળે તેમ હોય તો બીજાનુ હિત કરવુ કે સહાય કરવો અને પરસ્પરના લાભને જોઇ હાનિ ન થાય

અને અન્યવર્ગને પણ કાંઇ હાનિ ન પોચે એ મધ્યમ સ્વાર્થ છે. જેમતેમ માર પછાડ કરી બીજાનું બગાડીને પણ પોતાના ઉદરમાટે અથવા સુખમાટે પ્રયત્ન કરવું અને જે જોઇએ તે મેળવવું તે અધમ સ્વાર્થ છે. છેલા અધમ સ્વાર્થનો ભેદ જગતના ઘણા ભાગમાં રહેલો જોવામાં આવે છે. એનો એટલો બધો વિસ્તાર થઇ ગયો છે કે લોકો ઉત્તમ સ્વાર્થમાં આવી શકે એવી આશા પણ રાખવી એ સંદેહ ભરેલુ થઇ પડે છે. મધ્યમ સ્વાર્થ મધ્યમ રીતે પસરેલો છે. જગતનો જે સામાન્ય વ્યવહાર ચાલ્યો જાય છે તે એ મધ્યમ સ્વાર્થથીજ ચાલે છે. એ મધ્યમ ભેદ ન હોય તો જગતનો વ્યવહાર માત્ર ન હોય એમ અનુમાન થાય છે. ઉત્તમ સ્વાર્થવાળા લોકો આ જગતમાં આ કાળમાં ઘણા થોડા હોય છે. એવા લોકો પોતાના મનથી અને ઐશ્વરી ન્યાયથી દુઃખ પામતા નથી. એટલુ જ નહિ પણ પરનું હિત થતુ હોય તો પોતાને પડતાં દુ:ખને પણ સુખરૂપ માને છે. એવા પુરૂષોને ધન્ય છે! આમ સ્વાર્થવિનાનો તો કોઇ ભાગ ખાલી નથી પરંતુ બને ત્યાંસુધી તો ઉત્તમ ભેદમાં ભળવાનું પ્રયત્ન રાખવું જોઇએ. તેમાં જેટલું બન્યુ તેટલું કરવું. એમ કરતાં નીચે ઉતરીયે તો પછી મધ્યમ ભેદ જે આગળ કહ્યો તે મધ્યમ ભેદના સ્વાર્થમાં તો મનુષ્યને અવશ્ય રેહેવુંજ જોઇએ કેમકે તેવા પ્રકારનો સ્વાર્થ સાધતાં કોઇને હાનિ થતી નથી પણ ઉલટો આપણો અને બીજાનો વ્યવહાર સુખરૂપ થાય છે. અધમ સ્વાર્થ ઇદ્રવારણાંના ફળ જેવો ઉપરથી કદિ સારો લાગતો હશે પરતુ તેનુ પરિણામ ઘણું વશમુ આવે છે. માટે એવા સ્વાર્થની સામુ પણ માણસોએ જોવું ન જોઇએ.

પણ ખેદની વાત એછે કે આ વાત નહિ સમજાતાં જગતના પ્રપચમાં પરોવાયેલા લોકો આ અમૂલ્ય શરીર સપાદન કરી શુ કર્તવ્ય છે તે લેશપણ જાણતા નથી. માત્ર પોતાનું પેટ ભરાણુ એટલે થઇ ચુકું એમ માને છે, ત્યારે પરોપકારી. પરમેશ્વર પ્રસન્ન રહે તેવાં ઘણાં સાધનોમાંથી જે જે બને તે સંપાદન કરવાની વાત તો ધ્યાનમાં પણ ક્યાંથી આવે અને ન આવે ત્યારે પરમ સુખની પ્રાપ્તિ પણ શી રીતે થાય.

બીજી બધી વાત દૂર રાખિયે પણ પ્રાપ્ત થયેલા સેવ્યસેવકધર્મને અનુસારે પોતાને જન્મ આપનારાં માતાપિતાવિષે તો જાણવું જોઇએ કે તે શી વસ્તુ છે? લોકો તો ગમે તેમ જાણતા હોય પરંતુ માતાપિતા એ એવી વસ્તુ છે કે એનું મૂલ્યજ થાય નહિ જગતમાં ભારે ભારે મૂલ્યના પદાર્થો અનેક છે. તે સઘળા આપી દેતાં પણ એ વસ્તુ હાથમાંથી ગઇ તો ફરીને મળતીજ નથી. જન્મથી

માંડીને જ્યાસુધી સયોગ રહે ત્યાસુધી તે કેવી કેવી વિપત્તિમા સહાય થાય છે તે કાઇથી પણ અજાણ્યુ નથી, કેમકે તે વાત તો પ્રત્યક્ષ છે જે અજ્ઞાનિયો એના સ્વરૂપને ઓળખતા નથી, તે આ લોકમા દુ ખ પામે છે એટલુજ નહિ પણ પરલોકમા પણ તે નરકનુ દુ ખ ભોગવવાના અધિકારી થાય છે સર્વ બાળકો ।। જીવિતનો આધાર એ માતાપિતા ઉપરજ છે અને તેની યોગ્યતા જાણી નહિ તો આ લીધેનો મનુષ્યજન્મ વૃથા છે સ્રીએ જેમ પોતાનો પતિ પૂજવા યોગ્ય છે તેમ પુત્રોએ માતાપિતા પૂજવા યોગ્ય છે એમ આપણા શાસ્રો પણ ઘણા ઉદાહરણો આપીને જણાવી આપે છે તે આપણાથી અજાણ્યુ નથી માતાપિતાના માનનેમાટે જે બોલિયે તે થોડુ છે કેમકે એમના કરેલા ઉપકારોનો સો વરસે પણ બદલો વળી રાકે એવી શક્તિ કોઇનામા નથી આમ હોવાથી થોડી ઘણી જે બંને તે સેવા કરવી જોઇએ તે ન થાય તો દોષ લાગે છે પણ થાય તો કાઇ તેનો પાડ ગણાય નહિ કેમકે સેવા કરવી એ તો પુત્રોનો ધર્મજ છે જેમ માતાપિતા પૂજના અને માનવા યોગ્ય છે તેમ આર્યભાઇઓ પણ તેવી યોગ્યતાને પાત્ર છે જેને પાલણ પોષણ કરનારા માતાપિતા હોય તેણે પરમેશ્વરનો મોટો પાડ માનવો જોઇએ, કેમકે જેને પાળનારા માતાપિતા નહિ હોય તેને કેવી કેવી ચિતાઓ થતી હશે એ અનુભવમા આવે તેવી વાત નથી આમ છે માટે ઇશ્વરે આપેલા માતાપિતાનુ બને તેટલુ સેવન કરવુ જોઇએ કોઇપણ દિવસે તેના મનમા લેશ પણ ઉદાસી ન થાય તેને માટે સત્પુત્રોએ સાવધાની રાખવાની જરૂર છે, કેમકે માતાપિતા છે તે પ્રત્યક્ષ દેવ છે યોગ્ય અવસ્થા થતા ધર્મ અર્થ અને કામને માટે એક સ્રીનુ પુરૂષ પાણિગ્રહણ કરે છે પાણિગ્રહણ થયા પછી ઐશ્વરી નિયમાનુસાર સ્રીપુરૂષને પરસ્પર પ્રેમ બધાય છે પુરૂષોના સર્વ સુખનો આધાર જાણે કેમ તેના ઉપરજ હોય એવો આભાસ થાય છે પણ આ સ્થિતિએ પોચવાને યોગ્ય શાથી કેમ થયા કે જે માતાપિતાએ પાળી પોષી મોટા કર્યા તોજ

પાણિગ્રહણ કરી લાવેલી સ્રી યુવાવસ્થામા તનમનથી આપણુ હિત કરે છે ઇશ્વરની સૃષ્ટિ એક સરખીજ હોય અને સૌને સરખે સરખુજ મળી રહે એવો કાઇ નિયમ નથી જેનુ જેનુ ભાગ્ય તે પ્રમાણે સ્રીરત્ન મળી રહે છે પૂ શ્રીમાનો ખોટો હીરો પણ જો સરાણનો સસ્કાર લાગે તો સાચા જેવો થઇ જાય છે તેમ કદા ખોટા સ્વભાવનુ સ્રીજન મળ્યુ હોય તો પણ તે કેળવણીરૂપી સરાણના સસ્કારથી સારા સ્વભાવવાળાના જેવુ થઇ જાય છે એમ વિદ્વાનો માને છે અને ક્યાઇ ક્યાઇ અનુભવપણ થાય છે પણ આવા

ઘણા દાખલાઓ જોવામાં આવતા નથી માટે પ્રથમથી માવતરોએજ ધ્યાન રાખવાનું છે કે પોતાનાં બાળકોમાં કોઇ પણ જાતની નઠારી ટેવ આવે નહિ. કેમકે બાલક હોય તેમાંથી અનુક્રમે મોટાં થાય છે. આમ જો માતાપિતાઓ સંભાળ રાખે તો સારા સ્વભાવનાં બાળકો મોટાં થઇને અત્યંત સંતોષ આપનાર નીવડે એમાં સંશય જેવુ નથી લાગતુ. બાલપણમાં જોઇએ તેટલી સારી કેળવણી નહિ મળવાથી મૂર્ખ રહેલુ અથવા સ્વભાવથીજ જડ રહેલું સ્ત્રી જન કદી ભાગ્ય યોગથી કોઇને મળી ગયું તો પછી ઉદાસીનો માર્ગ પકડવાથી કાંઇ ફળ નથી થતું. માટે ઈશ્વરાધીન વાત સમજી યુક્તિ, વિનય અને વિવેકાદિથી આપણી સારી બુદ્ધિનો ભાગ કોઇ પ્રકારે તેના હૃદયમાં ઉતારવો જોઇએ. એમ કરી એકબીજાની અનુકૂળતા સચવાય તેવું થવું જોઇએ કેમકે તેમ થયાવિના જન્મવારો વૃથા ગયા જેવું થાય છે. આનેમાટે પ્રથમ પ્રયત્ન મા બાપો પોતાનાં છોકરાંને કેળવે તેજ છે એમ મને લાગે છે. હવે ઉપર પ્રમાણે તો બને ત્યારે ખરૂં પરતુ જેનો આધાર એક આપણી ઉપરજ હોય અને જેને સુખદુઃખ થવાથી આપણને સુખદુઃખ થતુ હોય તેને તરછોડીને ક્લેશ ઉત્પન્ન કરવાથી પણ સુખરૂપ પરિણામ આવતુ નથી. તેજ પ્રમાણે જેમની ઉપર આપણો સર્વ આધાર હોય તેને પણ તરછોડવાથી કાંઇ સુખરૂપ પરિણામ આવતું નથી માટે બુદ્ધિમાન મનુષ્યે આવિષે વિચારીને ચાલવું જોઇએ

આટલા દિવસસુધી આપને મારે કાંઇ કેહેવું પડે એવો સમય ન હતો. હમણા તે સમય પ્રાપ્ત થયો છે. જે કાંઇ કેહેવા ધારૂ છું તેમાં અપરિચયરૂપ મોટો અંતરાય છે અને આપની આગળ બોલવું એ પણ સૂર્યપાસે દીવાનું અજવાળું દેખાડવા જેવું હાસ્યકારક છે, પરંતુ અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ તાપથી તપેલાં તન-મનને શી રીતે શાંત કરવું તેનો વિચાર કરતાં બીજો કોઇ માર્ગ ન મળવાથી આ લખાણરૂપ લતામંડપનો આશ્રય કર્યો છે તો જરૂર સુખ શાંતિ થશે. મારે મારા વિચારો આ પ્રસગે દર્શાવવા તે ઉપર પ્રમાણે હાસ્યાસ્પદ છે એટલુંજ નહિ પણ મને તો નિર્મર્યાદપણું પણ લાગે છે પરંતુ આપના નિરૂપમ સ્નેહથી, વાત્સલ્યથી, અને દયાદૃષ્ટિથી મારી અંતર્વૃત્તિજ બોલવાને બહાર પાડે છે. માટે આ વિષયમાં કાંઇ વધારે પડતું હોય તે બાળક જાણીને તેટલો અપરાધ ક્ષમા કરશો એવી આશા છે. બાળકના ગાડાં ઘેલાં બોલવાંથી જેમ માતાને કંટાળો ન આવે તેમ મારાં પણ ગાંડાંઘેલાં બોલવાંથી આપને કંટાળો નહિ આવે એમ મારી ધારણા છે, કેમકે એમ જો ન હોય તો અંતરાત્માજ મને આ સમયે બોલવાની બુદ્ધિ શામાટે આપે? નજ આપે. અને આમ છે માટે જણાય છે કે

કોઇપણ અડચણ વગર ખુનાસો મેળવવા માટે મનોવિચાર દર્શાવવાનો આ સુગમ ઉપાય છે હવે તે ઉપર ધ્યાન આપી યોગ્યાયોગ્ય વિચાર કરવો એ આ પનો ધર્મ છે એમ ધારૂ છુ

આ અવનીમા હાલાહલ આદિ તીક્ષ્ણ પ્રાણહર પદાર્થો ગમે તેટલા હશે અને તેને શમન કરવાના પણ જગતમા હજારો ઉપાયો કામે લગાડવામા આવતા હશે પ્રાણીઓને બાળી નાખનાર દાવાનળને પણ શમાવવાના સાધનો વખતે ઇશ્વરકૃપાથી મળી આવતા હશે પરતુ કુટુબરૂપ ક્યારામા ક્લેશરૂપ બીજ રોપી કુસપરૂપ કાટો થવા દઇ પ્રપચરૂપ પાણીથી તેને ઉછેરવા દેવો એ આખા કુળનું કાશળ કાઢનાર છે, કેમકે ઉત્પન્ન થયા પછી તેને શમાવવાનુ સાધન જગતમા જડતુ જ નથી ઝેર તો માત્ર સ્પર્શ કરનારનેજ નાશ કરે છે પરતુ કુસપરૂપ ઝેરી ઝાડ તો મ્ગરૂપ કોમળતાને પોતે નિરાકાર છતા પણ હિમની પેઠે બાળી નાખે છે અગ્નિ જેમ ઘાસને બાળી નાખે તેમ આખા કુળને બાળનાર કુસપરોપનો તે એકવાર ઉત્પન્ન થયા પછી કાઇ ઉપાય લાગુ પડતો નથી, પરતુ પ્રથમથી તેને ઉત્પન્ન ન થવા દેવાને તો એવા ઉપાયો છે કે ક્લેશરૂપ બીજ બળી જતા કુસપરૂપ રોપાના કોઇ દિવસ દર્શનજ ન થાય આપ સર્વ શાસ્ત્ર અને વ્યવહાર જાણો છો માટે તે સાધનો કાઇ આપનાથી અજાણ્યા નથી ઇશ્વરને જે વાત ગમતી હોય તે મિથ્યા થવાની નથી એમ લોકો કહેતા હોય તો તે ખરૂ છે પરતુ તેમા આપણુ જે કર્તવ્ય હોય તે ન કરિયે તો ઉનટા વધારે દુ ખને અને દોષને પાત્ર થઇએ છિયે ઘણા પુણ્યના યોગથી આ મનુષ્ય શરીર મળે છે તે હાથમાથી ગયા પછી પાછુ આવતુ નથી આવુ અમૂલ્ય શરીર કાઇ કુસપનો અનુભવ કરવા સરજાયેલુ ન હોય એમ તો સહજ અનુમાનથી જણાઇ રહે તેવુ છે એમ છતા પણ તેનુ શરીર કુસપને અનુભવવાનુજ પાત્ર કરિયે ત્યારે એમા આપણો પોતાનોજ અપરાધ આપણે પોતે કરિયે છિયે એમ ઠરે જેમ સાયકાળે એક વૃક્ષમા રાત રેહેવાને આવતા જુદા જુદા પક્ષીઓ એકઠા થઇ જાય છે તે સવારે પડે એટલે સહુ સહુની દિશાએ ઉડી જાય છે તેજ પ્રમાણે આ સસારરૂપ એક વૃક્ષ છે તેમા આપણા જીવરૂપ જુદા જુદા પક્ષીઓ વસવા માટે એકઠા થઇ ગયા છે સહુ સહુનો સમય થશે ત્યારે સહુ ઉડવા લાગશે આમ છે ત્યારે હળીમળીને સુખ લેવુ એજ પરમ લાભરૂપ છે જગતમા જ્યાસુધી રેહેવુ ત્યાસુધી સારી રીતે ચાલી સત્કીર્તિ મેળવવી એજ કામનુ છે અને તેનેમાટે જે પ્રયત્ન કરવુ તે ઓછુ છે મ મધના વિષયમા એમ છે કે -

आवश्यक परिणतौ सह येन साधि
नौ वैमनस्यमपि तेन पुरो विधेयम् ।

नो वै मनस्त्रुटितमेति कदापि संधिम्
संधिं दधाति गुणवद्घटितं कथंचित् ॥

(પરિણામે જેનીસાથે સંધિની આવશ્યકતા હોય તેનીસાથે પ્રથમથી ઉદાસી ન કરવી, કેમકે ત્રુટેલુ મન કદી પાછું સધાતું નથી. કદી સંધાય છે તો તેમાં દોરાની પેઠે ગાંઠ પડી જાય છે).

મન એ અતિ કોમળ પદાર્થ છે. એમાં કોઇપણ જાતિનો અપ્રિય વચનરૂપી ઘા લાગે છે ત્યારે તે વ્યથિત થઇ જાય છે. માટે પ્રથમથીજ તેવો પ્રસંગ ન આવવા દેતાં સંપરૂપ કલ્પવૃક્ષનો વિસ્તાર કરી દેવો જોઇએ કે જેની અમૃત જેવી છાયાથી સદૈવ સુખ શાંતિ ભોગવાય. સ્નેહરૂપી ગાંઠ જો હૃદયરૂપી ક્યારામાં પ્રથમથી બંધાણી હોય તો પછી તે કોઇ દિવસ છુટતીજ નથી અને બીજી ગાંઠો પણ બંધાતી નથી. કદી બળાબળ થઇ જવાથી બીજી ગાંઠ બંધાય તો તે વધારે જોર કરી શકતી નથી. અને ગમે તેમ હોય તોપણ અંતે એવો વિચાર આવે છે કે ગમે તો સારાં કે નરતાં, સુખદાયક કે દુઃખદાયક મારાં સંબંધીઓ ને સ્નેહીજનો જ્યાં હોય ત્યાં સુખમાં રેજો. આવી રીતે દૂરથી પણ સારા સારા વિચાર આવે છે, તો સહવાસમાં એકબીજાનેમાટે એકબીજા ઓછા ઓછા થાય એમાં આશ્ચર્ય નથી. મૂર્ખતા એ સ્ત્રીઓમાં અને પુરૂષોમાં બેયમાં હોય છે પરંતુ સ્ત્રીવર્ગમાં તે સજાતીય હોવાથી વિશેષ રહે છે. તેથી સપસંબંધી સઘળાં સુખોમાં સ્ત્રીજનો વિઘ્નરૂપ થાય છે, કેમકે સર્વ પ્રકારે તેનું પ્રબળ અધિક હોય છે. એનું પ્રબળપણ રેહે અને સંપના ઉત્તમ સુખોનો પણ અનુભવ થાય એવો માર્ગ શોધવો એ આપ જેવા શાસ્ત્રજ્ઞથી અજાણ્યું નહિ હોય. જેઓ અજાણ્યા હોય તેઓ અવળે માર્ગે ચડી જાય તેમાં તેઓ દૂષિત ગણાતા નથી પણ જેઓ જાણતા હોય તેઓ અવળે માર્ગે ચડી જાય તો દૂષિત ગણાઇને જગતમાં દાખલારૂપ થઇ પડે છે.

જેનીઉપર આપણો આધાર હોય અને જેનો આધાર આપણી ઉપર હોય તેને એકરસ સંધાઇ જાવું એમ હુ આગળજ જણાવી ગયો છુ, કેમકે સંસારનાં સુખની સંપૂર્ણતા એમાંજ સમાયેલી છે, સ્ફુટ બોલિયે તો અબળા જાતિને આપણોજ આધાર છે. એનાવિના આ સંસાર અસાર ગણાય છે; અને ધર્મ અર્થ તથા કામ પુરૂષાર્થ સંપાદન કરવામાં તે સહાયભૂત થાય છે માટે એ વર્ગને સારી રીતે રાખવો તે આપણી જાણબહાર નથી. સંબંધમાં પેહેલો સંબધ એજ જગતમાં દેખાય છે ત્યારે તેનું સારૂ પરિણામ આવે તેમાંજ સર્વનું સારૂં છે. વિશેષ એવિશે શું કેહેવું ? આ વિચારની સાથે સહોદરની સાથે શો સંબંધ છે,

એ કેવી વસ્તુ છે, અને એનુ શુ મૂલ્ય છે તે જાણવાની જરૂર છે એ વિશે જેઓને ખરેખરો વિચાર આવ્યો હોય તેઓને હુ ઘણા પુણ્યભાગી ગણુ છુ આપની કૃપાથી ભાઈઓ એ શી વસ્તુ છે એ હુ કાઇક કાઇક જાણુ છુ "હજાર હાથવાળો પણ ભાઇની સહાય ન હોય તો તે નબળો છે" એવા વાક્યો મે મારા હૃદયમા કોતરી રાખેલા છે સ્ત્રીઓની યોગ્યતા હુ લખી ગયો છુ તેમ છતા મારા મનમા મારે માટે ભાઇઓની યોગ્યતા એથી ઘણા ઉચા પ્રકારની લાગે છે શાસ્ત્રોપણ સુચવન કરે છે કે આયભાઇઓ પિતા સમાન છે અને નાનાભાઇઓ પુત્ર સમાન છે સ્ત્રીવર્ગમાપણ તેવોજ સબધ છે પરતુ તે જાણવાને ઈશ્વરે તેને બુદ્ધિના બાગ્દાન કર્યા છે અને તેથી દુખ ક્લેશ વગેરે સુખમા અતરાય કરે છે એમા કોઇક સારા ભાગ્યે સમજુ થાય છે પરતુ તેવા દાખલા થોડા મારા હૃદયમા મને એટલોજ શોક થાય છે હુ ખરો ધર્મ જાણુ છુ તે ધર્મ જેને જાણવાની જરૂર છે તેના જાણવામા નહિ આવે અથવા બીજાના બળાપાથી અતરના ભાવપ્રમાણે બહાર નહિ બનાવી શકુ તો આ મારો અમૂલ્ય દેહ વૃથા થશે આપણા તીર્થરૂપ પિતાજીનુ મને ઘણીવાર સ્મરણ થઇ આવે છે અને એ સમયે મને ખેદ થાય છે કે એની સેવાનો મે કાઇપણ લાભ લીધો નહિ પણ આર્યભાઇઓ તરફ દૃષ્ટિ કરતા કાઇક સતોષ વળે છે કે એપણ તીર્થરૂપસમાન છે માટે એમની સેવાનો તો લાભ લેવાશેજ આપણા માતાવિશે પણ મને ખેદ રહે છે કે એ બિચારા કેટલોક શોક કરતા ઇશ્વરેચ્છાથી દેહ ત્યાગ કરી દેશે ત્યાસુધી પણ કોઇ જાતિનો સતોષ તેમને ઉપજાવ્યાવિનાના દિવસો વૃથા વહ્યા જશે અને પછી તીર્થરૂપનેમાટે જેમ થાય છે તેમ તેને માટે પણ ખેદ થયા કરશે પણ શો ઉપાય ? કેમકે મારા એકલા શરીરથી જે બને તે બને બાકી બનવુ મારા હાથમા નથી એ આપ જાણો છો જ્યાસુધી સેવ્યસેવકધર્મ જાણ્યો ન હોય, જ્યાસુધી સત્સગતિપૂર્વક બાળપણ વીજ માતાપિતા તરફથી કેળવણ ન મળી હોય, અને જ્યાસુધી ઇશ્વરકૃપાની અનુકૂળતા ન હોય ત્યાસુધી માણસના વિચારો સુધરવાની આશા રહેતી નથી, પરતુ પ્રમદાઓ તો પતિનો પ્રસાદ મેળવી શકે તો ગમે તેમ હોય તોપણ પરમ પદ પામી શકે છે પણ બીજી અનુકૂળતાવિના તે પરમ પદ મેળવે છે કે નહિ તે વાત પ્રત્યક્ષ થાય તેવી નથી

આગળ વધતા જણાવવાનુ કે સસારના બારે ઝપાટાવાળા માર્ગમા કોઇ અપરાધ વગરનુ ઉછરતુ બાળક કેળવણી લેવાના સમયમાજ બીજાઓની અજ્ઞતાથી અપરાધી ઠરે, ત્યારે પછી તેને સારી કેળવણી લેવાનુ અને નિરપરાધી થવાનુ એકે સાધન જોવામા આવતુ નથી માટે એનેમાટે આના પ્રસગમા શો

કરે તેમ હોય તો પછી- તેને નોખાં કરી નાખવાં એ પણ એક માર્ગ છે એમ કેટલાક કેહે છે. આ સિદ્ધાંત કેટલીક વાતે યોગ્ય પણ છે અને અયોગ્ય પણ છે. માટે એ નિશ્ચયને વળગવામાં કાંઇ બહુ ચતુરાઇ હું નથી સમજતો, કેમકે હાથ કે પગ બગડેલો હોય તો કદી જુદો પાડી શકાય પણ માથું બગડેલું હોય તો તેને જુદુ શી રીતે પાડી શકાય? અને કદી જુદુ પડાય તો તેમાંથી શુ ફળ થાય તે ઉઘાડુંજ છે. અર્થાત્ એમ કે એ બધી વાતો વિચિત્ર છે. તેમાં સાર એ છે કે સુખ સંપાદન કરવાના સર્વ ઉપાયો કરવા જોઇએ. સુખ અને દુઃખ એ તો એક જાતિની છાયા છે. એ કાંઇ નિરંતર સરખી રીતે રેહેતાં નથી અને સર્વને સરખી રીતે પ્રાપ્ત થતાં નથી. તેમ એ ઐશ્વરી નિયમ આગળ માણસનું કાંઇ જોર પણ નથી. આવા કારણથી ભવિષ્ય ઉપર છેવટ આધાર મેલી સંતાપને સમયે આશુડાં પાડતાં મનને જેમ તેમ વાળવું પડે છે. પણ આ ઉપાય સર્વ ઉપાયોથી છેલો છે, પેલો નથી. મનુષ્ય જે કરે તે કરવા સમર્થ છે એ વાત ઉપર પેહેલાં ધ્યાન રાખી પરસ્પર સુખ સંપાદન થાય તેવા ઉપાયો જણાવશો. મારે મારી ભક્તિ પ્રમાણે ચાલ્યો જાઉ છું તેમ ચાલ્યું જવું એમ વિચાર છે, પણ મનને શાંત પાડવા એક ફેરે ગડબડગોટો કરી અંતરનો ઉભરો શાંત કરવાનો વિચાર નિરતર આવતાં હતો તેથી છ મૈના વિચાર કરી ભેંશનાં શીગડાંમાં માથુ નાખવા જેવું આ મે કામ કર્યું છે. એમાં કેળવણી ન પામવાથી પ્રાપ્ત થયેલી બીજાઓની અણસમજણથી મારા મનને થયેલો પરિતાપજ ઠબકાને યોગ્ય છે. માટે તે વિષે ક્ષમા માગતાં છેવટ એટલુંજ કે કેટલાક અવિચારી કવિયો સહોદર જેવી અમૂલ્ય અને ઇશ્વરની પેઠે માનવા તથા સેવા કરવા યોગ્ય વસ્તુને સહજ શત્રુરૂપ ભલે ગણો પણ હું બાળભારતના કર્તાના મનને અનુસારે પૂજવાને માનવાને, અને સેવવાને તેજ આર્ય ભાઇઓને ગણુ છે અને તેજ પરમ મિત્ર તથા પરમ સુહૃદરૂપ છે. ઇશ્વરપાસે પણ નિરંતર એજ માગું છું કે ગમે તો શરીર પોતે પડી જાય એવા દુઃખની સ્થિતિ આવી જાય તોપણ મારૂં અંતઃકરણ જેવા નિશ્ચયવાળુ અને જેવી ભક્તિવાળું છે તેવું ને તેવું સદૈવ રહે કે જેથી મારા જન્મનું સફલપણું થાય આ સર્વનો સાર એ છે કે સહુએ મળી સારૂં કેહેવાય અને સુખ મળે તેવા ઉપાયો ચાલુ રહે તેમ કરવામાં એકમત રેહેવું, અને સંસારના પ્રપંચને સ્વાધીન કરી લેવો.

આપે મારી ઉપર જે પૂર્ણ પ્રેમ રાખેલ છે અને જે પુત્રભાવ દેખાડેલ છે તેણેજ મને આટલો અવિવેક કરાવ્યો છે માટે ન્યૂનાધિક હોય તો તેનું દીર્ઘદૃષ્ટિથી કારણ વિચારી જોઇ. તે વિષે ક્ષમા આપવી વિશેષ શું લખું? અહીં સર્વ આપના આશીર્વાદથી આનંદમાં છે હાલારી સં. ૧૯૩૨, અશાડ શુદી ૫ બુધવાર. ત્વરયા.

પુસ્તક ૧૯ મુ.  વૈશાખ, સંવત્ ૧૯૪૪  અંક ૭ મો.

॥ यतोधर्मस्ततोजय ॥

## अपरोक्षानुभूति

(સળંગ પાને ૫૨ થી)

यथा तरंगकल्लोलैर्जलमेव स्फुरत्यलम् ।
पात्ररूपेण ताम्रं हि ब्रह्मांडौघैस्तथात्मता ॥ ६३ ॥

જેમ પાણીના મોજાવડે ચોખી રીતે પાણીજ દેખાય છે, તથા પાત્રરૂપે કરીને જેમ ત્રાબુ દેખાય છે, તેમ બ્રહ્માંડના સમૂહથી આત્માપણુંજ સ્ફુરે છે (એથી વ્યતિરીક્ત કશુ નથી) ૬૩

घटनाम्ना यथा पृथ्वी पटनाम्ना हि तंतव ।
जगन्नाम्ना चिदाभाति ज्ञेय तत्तदभावत ॥ ६४ ॥

જેમ ઘડાના નામથી માટી ભાસે છે, તથા જેમ લુગડાના નામથી તતુઓ ભાસે છે, તેમ જગતના નામથી ચૈતન્યરૂપ પરમાત્મા ભાસે છે માટે જેમ ઘડો એ નામના અભાવે જ્ઞેય વસ્તુ માટી છે તથા જેમ લુગડુ એ નામના અભાવે જ્ઞેય વસ્તુ તતુઓ છે તેમ જગત્ એ નામને અભાવે જ્ઞેય વસ્તુ બ્રહ્મજ છે, બીજુ કાઇ નથી ૬૪

* सर्वोपि व्यवहारस्तु ब्रह्मणा क्रियते जनै ।
अज्ञानान्न विजानंति मृदेव हि घटादिकम् ॥ ६५ ॥

સઘળો વ્યવહાર લોકોએ બ્રહ્મથી કરાય છે, પણ ઘડો આદિ પદાર્થો માટીજ છે તેમ છતા અજ્ઞાનથી જાણવામા નથી આવતુ તેમ તેપણ અજ્ઞાનથી જાણવામા નથી આવતુ ૬૫

† कार्यकारणता नित्यमास्ते घटमृदोर्यथा ।
तथैव श्रुतियुक्तिभ्यां प्रपंचब्रह्मणोरिह ॥ ६६ ॥

* બ્રહ્મથીજ વ્યવહાર થાય છે તે યુક્તિથી દેખાડે છે

† તેમ થવાનો હેતુ દ્રષ્ટાંત સહિત કહે છે

જેમ ઘડાનું કાર્યપણું અને મૃત્તિકાનું કારણપણું નિરંતર છે, તેમજ શ્રુતિથી અને યુક્તિથી, પ્રપંચનું કાર્યપણું તથા બ્રહ્મનું કારણપણું નિરંતર છે. (સારાંશ કે કાર્યરૂપ ઘડો જેમ કારણરૂપ મૃત્તિકાજ છે તેમ કાર્યરૂપ પ્રપંચ તે કારણરૂપ બ્રહ્મજ છે, એથી વ્યતિરિક્ત કાંઇ નથી તેથીજ સઘળો વ્યવહાર ચાલે છે) ૬૬

[1] गृह्यमाणे घटे यद्वन्मृत्तिकायाति वै बलात् ।
विक्ष्यमाणे प्रपंचेपि ब्रह्मैवाभाति भासुरम् ॥ ६७ ॥

જેમ ઘડો ગ્રહણ કરતાં બલાત્કારથી (પરાણે) માટી ગ્રહણ થઇ જાય છે, તેમ પ્રપંચને જોવા જતાં પણ પરાણે સ્વયપ્રકાશ બ્રહ્મજ દેખવામાં આવે છે. (સારાંશ કે દૃશ્યમાત્ર દેખાય છે તે બ્રહ્મથી વ્યતિરિક્ત નથી, તેરૂપજ છે. કેમકે તેની સત્તાથીજ તેનું દેખાવું છે.) ૬૭

[2] सदैवात्मा विशुद्धोस्ति ह्यशुद्धो भाति वै सदा ।
यथैव द्विविधारज्जुर्ज्ञानिनोऽज्ञानिनोऽनिशम् ॥ ६८ ॥

જેમ જ્ઞાની અને અજ્ઞાનીને દોરી નિરંતર બે પ્રકારની (જુદા જુદા રૂપે) જણાય છે, (અર્થાત્ દોરીને દોરીરૂપે જાણનાર સમજુને દોરીમાં સર્પની ભાવના નહિ હોવાથી તેનાથી ઝેર આદિનો ભય થતો નથી અને દોરીને સર્પ જાણનાર અણસમજુને દોરીમાં સર્પની ભ્રાંતિ થવાથી ઝેર આદિનો ભય થાય છે. સારાંશ એ કે આ પ્રમાણે પાત્ર અથવા અવસ્થાના ભેદથી એક દોરી બે રીતે ભાસે છે.) તેવીજ રીતે જ્ઞાની કે જે બોધવાન્ છે તેને આત્મા સદૈવ શુદ્ધ (અજ્ઞાન અને તેના કાર્યરૂપ પ્રપચ રહિત હોવાથી પ્રપંચવગરનો) છે અને અજ્ઞાની કે જે બોધવાન્ નથી તેને આત્મા ખરેખર સદા અશુદ્ધજ (પ્રપચરૂપે)છે એમ ભાસે છે.[3] (સારાંશ એ કે જ્ઞાની અને અજ્ઞાની એવા અવસ્થાના ભેદથી ઉપર પ્રમાણે જ્ઞાનીને બ્રહ્મ ભાસે છે અને અજ્ઞાનીને પ્રપંચ ભાસે છે. એ ભેદ બ્રહ્મમાં નથી ) ૬૮,

[4] यथैव मृन्मयः कुंभः तद्वद्देहोपि चिन्मयः ।
आत्मानात्मविभागोयं मुधैव क्रियते बुधैः ॥ ६९ ॥

---

૧ હેતુરૂપ કાર્ય કારણતાનું અનન્યપણું દૃષ્ટાંતથી સ્ફુટ કરી દેખાડે છે

૨ એમ છે ત્યારે પ્રપચ ભાસવોજ ન જોઇએ પણ અવસ્થા ભેદથી બ્રહ્મ અને પ્રપચ બેય ભાસે છે તે દૃષ્ટાંત સહિત દેખાડે છે..

૩ બ્રહ્મ સ્વયપ્રકાશ હોવાથી સદૈવ ભાસમાન છે પરતુ વૃત્તારૂઢપણાથી પુરૂષાર્થને ઉપયોગી છે એમ બોધવાનને જણાય છે. અબોધવાનને એમ જણાતુ નથી.

૪ દેહાત્મભેદના વર્ણનનુ વ્યર્થપણુ દેખાડે છે.

આત્મા અને અનાત્મા (દેહ)નો આ વિભાગ વિદ્વાનોએ વૃથા કરાય છે કેમકે જેમ ઘડો છે તે માટીમયજ છે તેમ દેહ છે તે પણ ચૈતન્યમયજ છે (માટે આ દેહ, આ આત્મા એવો ભેદ વિદ્વાનોને માટે વૃથા છે) ૬૯

[1] सर्पत्वेन यथा रज्जू रजतत्वेन शुक्तिका।
विनिर्णीता त्रिमूढेन देहत्वेन तथात्मता ॥ ७० ॥

જેમ મૂઢ માણસ દોરીને સર્પપણાથી નકી કરી દે છે અને છીપને રૂપાપણાથી નકી કરી દે છે તેમ અવિવેકી માણસે આત્માપણુ દેહપણાથી નકી કરી લીધુ છે (સારાંશ કે જેમ અજાણ્યો માણસ દોરીને સપ માની લેછે તથા છીપને રૂપુ માની લેછે તેમ અવિવેકી કે જેને બોધ પ્રાપ્ત નથી થયો તે આત્માને દેહ માની લેછે) ૭૦

घटत्वेन यथा पृथ्वी पटत्वेनैव तंतव ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७१ ॥

જેમ અણસમજુ માણસે પૃથ્વી ઘડાપણાથી માની લીધી છે તથા તંતુઓ વસ્ત્રપણાથી માની લીધા છે તેમ અજ્ઞાની માણસે આત્માપણુ દેહપણાથી માની લીધુ છે ૭૧

कनकं कुंडलत्वेन तरंगत्वेन वै जलम् ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७२ ॥

જેમ અજાણ માણસે સોનુ કડાઆદિ અનકારપણાવડે માની લીધુ છે તથા પાણી તરંગપણાથી માની લીધુ છે તેમજ બોધ વગરના માણસે આત્માપણુ દેહપણાથી માની લીધુ છે ૭૨

पुरुषत्वे यथास्थाणुर्जलत्वेन मरीचिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७३ ॥

જેમ મૂર્ખ માણસે સ્થંભ (થાભલો) પુરૂષપણે માની લીધો છે તથા મરીચિકા (ઝાઝવાનુ પાણી) પાણીપણાવડે માની લીધેલ છે તેમજ અજ્ઞાની માણસે આત્માપણુ દેહપણાવડે માની લીધુ છે ૭૩

गृहत्वेनैव काष्ठानि खड्गत्वेनैव लोहता ।
विनिर્णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७४ ॥

જેમ જડ માણસે લાકડા ઘરપણાથી નકી કરી લીધેલ છે તથા લોઢાપણુ ખડ્ગપણાવડે નકી કરી લીધેલ છે તેમજ મૂર્ખ માણસે આત્માપણુ દેહપણાથી નકી કરી લીધેલ છે ૭૪

---

1 અવિવેકીએ દેહ કલ્પિને તેમાં તાદાત્મ્ય કર્યું છે તે દૃષ્ટાંત સહિત દેખાડે છે

[1] यथा वृक्षविपर्यासो जलाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७५ ॥

જેમ કોઇને પાણીથી વૃક્ષોનું અવળાપણું લાગે છે અર્થાત્ ઝાડવાંઓ ઉંધાં દેખાય છે તેમ અજ્ઞાનના યોગથી આત્માનેવિષે દેહપણું દેખે છે. ૭૫

पोतेन गच्छतः पुंसः सर्वं भाति वनं चलम् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७६ ॥

જેમ વાણથી ગતિ કરનારો માણસ (કાંઠા ઉપરના) વનને ચાલ્યું જતું દેખે છે તેની પેઠે અજ્ઞાનના યોગથી આત્મામાં દેહપણું દેખે છે. ૭૬

पीतत्वं हि यथा शुभ्रे दोषाद् भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७७ ॥

જેમ કોઇને કમળા વિગેરે દોષથી ધોળા પદાર્થમાં પીળાશ દેખાય છે, તેનીપેઠે આત્મામાં દેહપણું અજ્ઞાનના યોગથી દેખે છે. ૭૭

चक्षुर्भ्यां भ्रमशीलाभ्यां सर्वं भाति भ्रमात्मकम् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७८ ॥

જેમ (માણસ કુદડી ફરવાથી) ફેરવાળી થયેલી આંખોથી બધુ ફરતુ હોય એવું દેખે છે, તેનીપેઠે અજ્ઞાનના યોગથી આત્મામાં દેહપણું દેખેછે. ૭૮

अलातं भ्रमणेनैव वर्तुलं भाति सूर्यवत् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७९ ॥

જેમ ફેરવવાનેલીધે ઉંબાડીયું સૂર્યની પેઠે ગોળાકાર દેખાય છે, તેવી રીતે આત્માનેવિષે દેહપણું અજ્ઞાનના યોગથી દેખે છે. ૭૯

महत्वे सर्ववस्तूनामणुत्वं ह्यतिदूरतः ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८० ॥

જેમ સર્વ વસ્તૂના મોટાપણાવિષે ઘણે દૂરથી (દૂરપણાનાં કારણથી) નાનાપણું દેખે છે, તેવીરીતે અજ્ઞાનના યોગથી આત્મામાં દેહપણું દેખે છે. ૮૦

सूक्ष्मत्वे सर्व भावानां स्थूलत्व चोपनेत्रतः ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८१ ॥

જેમ સર્વ પદાર્થના સૂક્ષ્મપણામાં ઉપનેત્ર (ચશ્માં) થી સ્થૂલપણું દેખે છે તેમજ આત્માનેવિષે દેહપણું અજ્ઞાનથી દેખે છે. ૮૧

---

૧ આમ ખોટો નિશ્ચય થવાનુ કારણુ અજ્ઞાનજ છે તે દેખાડે છે.

काचभूमौ जलत्वं वा जलभूमौ हि काचता ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८२ ॥

જેમ કાચની ધરતીમા પાણીપણુ અથવા પાણીની પૃથ્વીમા કાચપણુ (ભ્રાંતિથી) દેખે છે, તેવી રીતે અજ્ઞાનના યોગથી આત્મામા દેહપણુ દેખે છે ૮૨

यद्वदग्नौ मणित्वं हि मणौ वा वह्निता पुमान् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८३ ॥

જેમ અગ્નિ (ના તણખા) મા મણિપણુ અથવા મણિમા અગ્નિ (ના તણખા) પણુ માણસ દેખે છે, તેમ આત્માનેવિષે દેહપણુ અજ્ઞાનના યોગથી દેખે છે ૮૩

अभ्रेषु सत्सु धावत्सु सोमो धावति भाति वै ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८४ ॥

જેમ વાદળાઓ (આકાશમા) દોડયા જવાથી ખરેખર ચદ્રમા દોડે છે એમ જણાય છે, તેવી રીતે આત્મામા દેહપણુ અજ્ઞાનના યોગથી દેખે છે ૮૪

यथैव दिग्विपर्यासो मोहाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८५ ॥

જેમ કોઈને મોહથી દિશાનો ભુલાવો (દિઙ્મૂઢપણુ) થઈ જાય છે, તેવી રીતે અજ્ઞાનના યોગથી આત્મામા દેહપણુ દેખે છે ૮૫.

यथा शशी जले भाति चञ्चलत्वेन कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८६ ॥

જેમ કોઈ માણસને ચદ્રમા (અને સૂર્ય આદિ પદાર્થો) પાણીમા ચચળપણાથી દેખાય છે, તેવી રીતે આત્મામા દેહપણુ અજ્ઞાનના યોગથી દેખે છે ૮૬

[1] एवमात्मन्यविद्यातो देहाध्यासो हि जायते ।
स एवात्मपरिज्ञानाल्लीयते च परात्मनि ॥ ८७ ॥

એવી રીતે અવિદ્યાને લીધે આત્મામા દેહાધ્યાસ થાય છે તેજ દેહાધ્યાસ આત્માના બોધથી (બ્રહ્મ આત્માના એકપણાનો સાક્ષાત્કાર થવાથી) પરમાત્માને વિષે એટલે અજ્ઞાન અને તેના કાર્યરહિત પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મનેવિષે લય પામે છે (બ્રહ્મ સ્વરૂપે રહે છે) [2]

---

૧ ઉપરના ૧૨ શ્લોકમા કરેલા અર્થનો ઉપસહાર કરે છે

૨ અધિષ્ઠાનવિના આરોપિતનુ જુદુ સ્વરૂપ નથી અધ્યાસ લય થતા તેનુ કારણ અજ્ઞાનપણુ લય થાય છે એમ સમજવુ કેમકે અજ્ઞાન લય ન પામે તો અધ્યાસનો લય સભવે નહીં

सर्वमात्मतया ज्ञातं जगत्स्थावरजंगमम् ।
अभावात् सर्वभावानां देहस्य चात्मता कुतः ॥ ८८ ॥

સ્થાવર જંગમ ( ચરાચર ) જગત્ સર્વ આત્મપણાથી જાણ્યું. આમ જગત્ આત્મારૂપે જણાયાથી સર્વ પદાર્થોનો અભાવ થાય છે. અને સર્વ ભાવો (પદાર્થો) નો અભાવ હોવાથી દેહને આત્માપણું ક્યાં રહ્યું ? ૮૮.

*आत्मानं सततं जानन्कालं नय महाद्युते ।
प्रारब्धमखिलं भुंजन्नोद्वेगं कर्तुमर्हसि ॥ ८९ ॥

હે મહાદ્યુતિ ! ( કામાદિકનો પરાભવ કરવો તે થકી પોતાના હિતના સાધનમાં સાવધ રહેનાર !) તું, પ્રત્યક્ અભિન્ન આત્માને નિરંતર ( મરણ પર્યંત ) જાણતો ( વેદાંત વાક્યથી વિચારતો ) કાળને ઉલ્લંઘન કર. ( વિચારસાધ્ય જ્ઞાન થયા પછી) સઘળાં પ્રારબ્ધને (મનુષ્ય દેહ આપનારાં કર્મને ) ભોગવતો ( સુખ દુઃખના આભાસના અનુભવથી ઓછું કરતો ) ઉદ્વેગ કરવાને યોગ્ય નથી. ૮૯.

[1]उत्पन्नेप्यात्मविज्ञाने प्रारब्धं नैव मुंचति ।
इति यच्छ्रूयते शास्त्रे तन्निराक्रियतेऽधुना ॥ ९० ॥

આત્માનો બોધ થયા છતાં પણ પ્રારબ્ધ કર્મ છોડતું નથી એમ શાસ્ત્રમાં સંભળાય છે તેનું હવે નિરાકરણ કરાય છે. ૯૦.

( અહીં આવી પ્રક્રિયા છે કે લૌકિકી, એટલે લોકની દૃષ્ટિમાં આવે તેવી, શાસ્ત્રીયા એટલે શાસ્ત્રમાં વર્ણવી હોય તેવી, અને અનુભાવિકી એટલે અનુભવમાં આવે તેવી, એમ ત્રણ પ્રકારની જગતની પ્રતીતિ છે. તેમાં પહેલી જે કહી તે પ્રતીતિ સાવ સાચી લાગે તેવી છે, બીજી સાચી નહિ ને ખોટી નહિ એવી છે, અને ત્રીજી ઝાઝવાના પાણીના જેવી દેખવામાત્ર છે.)

(એ ત્રણ પ્રકારની પ્રતીતિમાં પહેલી વેદાંતના શ્રવણ-મનન-નિદિધ્યાસનથી, બીજી આત્માના સાક્ષાત્કારથી અને ત્રીજી પ્રારબ્ધકર્મનો ક્ષય થવાથી નિવૃત્ત થાય છે. અને આ આચાર્યજીએ લીધેલો પ્રસંગ બીજી પ્રતીતિના અભિપ્રાય પ્રમાણે છે એમ જાણવું )

---

* માટે આત્મવિચારથી કાળ ગાળવા વિષે કહે છે.

૧ ખરું જોતા પ્રારબ્ધજ નથી એટલે ભોગ ક્યાથી હોય, ભોગનો અભાવ હોવાથી ઉદ્વેગનું કારણ પણ કેમ હોય અને ઉદ્વેગ ન હોય એટલે તેના નિષેધનો ઉપદેશ શા માટે જોઇએ. એવું વેદતાં શાસ્ત્રનું રહસ્ય કેવામાટે આચાર્યજી પ્રતિજ્ઞા કરે છે. અર્થાત્ પ્રારબ્ધનુ નિરાકરણ કરે છે.

तत्त्वज्ञानोत्पाद्‌ ऊर्ध्वं प्रारब्धं नैव विद्यते ।
देहादीनामसत्त्वात्तु यथा स्वप्नो विबोधत ॥ ९१ ॥

જેમ જાગ્યા પછી સ્વપ્ન ખોટું છે, તેમ તત્ત્વજ્ઞાન થયા પછી દેહાદિ પદાર્થોનું અસત્યપણું હોવાથી પ્રારબ્ધ છેજ નહિ (સારાંશ કે જ્ઞાનવડે વ્યવહારના કારણરૂપ અજ્ઞાન ટળી જતાં પ્રારબ્ધનો અભાવ થાય છે) ૯૧

कर्मजन्मांतरीयं यत् प्रारब्धमिति कीर्तितं ।
तत्तु जन्मांतराभावात् पुंसो नैवास्ति कर्हिचित् ॥ ९२ ॥

આગળના જન્મમાં જે કર્મ કરાયું હોય તે પ્રારબ્ધ એવા નામે કહેવાયું છે પણ તે પ્રારબ્ધ તો બીજા જન્મનો અભાવ હોવાથી પુરૂષને કોઇ દિવસ નથી (સારાંશ એ છે કે સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ એમ કર્મના ત્રણ ભેદ છે તેમાં થવાના દેહનો આરંભ કરનારૂં તે સંચિત, વર્તમાન દેહના નિર્વાહ માટે કરવામાં આવે તે ક્રિયમાણ, અને વર્તમાન દેહનું આરંભક તે પ્રારબ્ધ કહેવાય છે આગળના જન્મમાં કરેલું સંચિત કર્મ કહેવાય છે તો પણ તે થવાના દેહનું પ્રારબ્ધજ છે આ ઉપરથી સિદ્ધ એમ થયું કે આત્માને પોતાને કર્તાપણું ન હોવાથી ત્રણેય કાળમાં જન્મ નથી એટલે પછી તેને કર્મ ક્યાં રહ્યું ?) (અપૂર્ણ)

---

## परस्परनी पात्रतानो सदुपयोग थवाना साधनो विषे

ૐ કેસરકાપ્ર..૬૮૨૭

સંબંધ, સ્નેહ, પરિચય, પ્રેમ, મિત્રતા, વિગેરે ઘણે સ્થળે સર્વને હોય છે એ વિનાનો લોકોનો વ્યવહાર હોતો નથી આ સંબંધ, સ્નેહ, પરિચય, પ્રેમ અને મિત્રતા અંતઃકરણમાં બરાબર હોય તોપણ અંતઃકરણમાં તે બરાબર છે કે નહિ તેને દેખાડી આપનાર ઉપરના હાવભાવો તથા ઉપરની ક્રિયાઓ હોય એમ લાગે છે

સંબંધને યાવજ્જીવિત નભાવવો હોય, સ્નેહને નભાવવો હોય, પરિચયને નભાવવો હોય, પ્રેમને નભાવવો હોય અને મિત્રતાને નભાવવી હોય તો અંતઃકરણમાં હોય તે પ્રમાણે અથવા તેથી ચાર કે આઠ ગણું આચરણ બહારથી કરવું પડે એ સામાન્ય રીતિજ છે ઉપરના હાવભાવો કે આચરણ ન હોય તો પણ ખરો ભાવ હોય તો તે જણાયા વગર રહેતો નથી એમ ઘણા વિદ્વાનોનું માનવું છે, તો તે સિદ્ધાંતથી અમે ઉલટા નથી, પરંતુ આટલા બધા ભાવવાળું અંતઃકરણ જગતમાં લાખમાં એકપણ મળવું કઠણ થઇ પડે એમ કહેવાને કાંઇ

શંકા નથી. અંતઃકરણમાં જે પ્રકારનો સંબંધ હોય તે પ્રકારનો બહાર આભાસ થાય છે એમ કેટલાકનું માનવું છે તે ખોટું નથી. કેમ કે ઘણા સુખદુઃખના પ્રસગમાં તે પ્રત્યક્ષ જણાયઇ રહે છે; તેમ છતાં પણ કેટલાક વિષયોમાં ઉપરની ક્રિયાની આવશ્યકતા રહે છે. ઘાટા સંબધમાં અતિ સ્નેહ, અતિ પરિચય, અતિ-પ્રેમ કે અતિ મિત્રતા થઇ ગયેલ હોય તો સામા પક્ષના ઉપરના હાવભાવો કે આચરણો ને સમજુ માણસ ઇચ્છતો નથી, તોપણ એટલું તો મનમાં આવે છે કે આ પ્રસગમાં આણે આમ કરી દેખાડયું હોત તો ઠીક હતું. કદિકને ઉપરનો હાવભાવ કે ઉપરની ક્રિયા ન જોવામાં આવે તો દુનિયાની રીતથી ઉલટું લાગીને પણ અતઃકરણમાં ઓછું આવે છે, પણ બંધન દૃઢ હોવાથી અંતઃકરણમાં આવેલો ખેદ સદ્વિચારથી કેટલાક ટાળી નાંખે છે. પણ આવાં શુદ્ધ પાત્રો જગતમાં શોધવા જાઓ તો મળવાં કઠણ છે એમ આ સંસારના વ્યવહાર ઉપરથીજ સિદ્ધ થાય છે. સઘળા સબંધોમાં પરસ્પર સેવ્યભાવ કે પરસ્પર સેવકભાવ હોતો નથી, પરતુ ઘણું કરી એકમાં સેવ્યભાવ અને બીજામાં સેવકભાવ હોય છે અને કાળે કરીને ઘણી સમાનતા થઇ જતાં પણ સેવ્યસેવક ભાવ સાવ આળશી જતો નથી. મૂળ તપાસીએ તો સઘળા સંબધોનું કાંઇપણ કારણ હોય છે સગાઇ વગરના બીજા સંબધો સમાન ગુણ-સ્વભાવથી કોઇને કોઇસાથે અને કોઇને કોઇસાથે બંધાય છે અને સગાઇનો સંબધ તો પ્રારબ્ધયોગથી જે સાથે જેમ થવો હોય તેમ થઇજાય છે. અથવા બધામાં પ્રારબ્ધને જોડીએ તોપણ એમાં કાંઇ બાધ નથી, પરતુ કારણવિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. પછી વખતે તે કારણ પેહેલાં દેખાય, વચમાં દેખાય, અંતે દેખાય કે કાર્ય સાથે એકતા થઇ જવાથી ન પણ દેખાય; એનો નિશ્ચય નહિ. સાવ નિષ્કારણપણું સિદ્ધ કરવા જતાં સઘળા વ્યવહાર અને સબંધનું મિથ્યાપણું થઇ જાય છે માટે આનેમાટે આટલેથીજ અટકવું જોઇએ.

જેમ દંભીલોકો અંતઃકરણમાં દુર્ગુણ ભરેલા હોય તો પણ જગતમાં માન મેળવવા સદ્ગુણીના જેવાં ઉપરથી આચરણ કરે છે કે જે અજાણ લોકોને પ્રથમ ...યમાં જાણવામાં આવે નહિ. જનસ્વભાવની વાત બહુ વિચિત્ર છે. કોઇ

* માટે આત્મવિચારના કપટની વાતની મરણ થતાં પણ ખબર નથી પડતી. આવો

૧ ખરું જોતા પ્રારબ્ધગતમાં ભલા માણસો બીજાએ સ્વાર્થથી રચેલા શોભિતા

...રણ પણ કેમ હોય અને ઉદ્વેગ ...ખ પામે છે. એવાજ સ્વાર્થના પાશમાં સબંધ, સ્નેહ,

...સ્તુ રહસ્ય કેવામાટે આચાર્યજી ...ાનો ઉપયોગ ઘણે સ્થળે ઉપરનાં આચરણોથી દેખાડ-

વામા આવે છે * પાપનો ઘડો ફુટ્યાવગર રેતો નથી તેથી છેવટ તેની પરીક્ષા થઇ જાય છે અને પરીક્ષા નથીજ થતી એમ માનિયે તો તેવાની સાથે વ્યવહાર રાખતા તેઓ ગમે તેટલુ વહાલ દેખાડે તોપણ અતર શકિત રહે છે કોઇ દૈવ યોગવી અતર પણ વિશ્વાસ કરે તો તેથી દુખરૂપ પરિણામ આવે, પણ તેવુજ ભવિષ્ય હોય તો તેમ થવુ એ પણ માયામા સભવિત છે ।

આના સ્થળમા, સબધ તે સબધ ન કેહેવાય, સ્નેહ તે સ્નેહ ન કેહેવાય પરિચય તે પરિચય ન કેહેવાય, પ્રેમ તે પ્રેમ ન કેહેવાય અને મિત્રતા તે મિત્રતા ન કહેવાય कदाचित् कुपित मित्र सर्वं गुह्य प्रकाशति ।(મિત્ર કદિ કોપે તો સર્વે છાની વાત બહાર પાડી દેછે) આવા વચનો સાભળીને અમને બહુ કટાળો આવે છે કેમકે એ ગુહ્ય એવુ કેવુ હોય કે બીજાના જાણવાથી હાનિ થાય, અને ધારો કે તેવુ હોય તો એ મિત્ર પણ શાનો કેવાય કે તે કારણ મળવાથી એ પ્રમાણે અમિત્રતા કરે પરતુ આપણને એટલો બોધ મળે છે કે સબધમા કાઇપણ સ્વાર્થરૂપ હેતુ રહેવો છે સત્વ રજ અને તમ એ ત્રણ ગુણવાળી પ્રકૃતિઓ હોય છે એ ત્રણ ગુણ સબધ, સ્નેહ, પરિચય, પ્રેમ, અને મિત્રતાના વ્યવહારમા પોતાનુ રૂપ દેખાડે છે બેય પાત્રો સત્વગુણી સ્વભાવના હોય તો સબધ સ્નેહ વગેરે મહા ગભીર રૂપ પકડે છે અને પરસ્પર અતિશય આનદ પ્રાપ્ત થાય છે આ પ્રમાણે હોવાથી ક્યાઇ ક્યાઇ પરસ્પર સેવકભાવ પણ દેખાય છે જ્યા ગુણનુ સમાનપણુ હોય ત્યા વિચિત્ર દેખાવો થાય છે એ દેખાવો ઉપરથી દેખવા માત્ર હોય છે પરતુ અતરમા ખરેખરો ભાન હોય છે તેથી પરિણામ એકસરખુ ચાલ્યુ જાય છે આમ અનેક પ્રકારના પાત્રોમા અનેક પ્રકારના ભાવોના દર્શન થાય છે પરતુ તેથી સ્નેહ પરિચય વગેરેમા ઉપરના આચરણોની તો આવશ્યકતા પ્રાપ્ત થાયજ છે સમય પરત્વે તેમ ન બને તો પછી સબધ, સ્નેહ, પરિચય, પ્રેમ કે મિત્રતા થયાનુ ફળ શુ ? કાતો આ લોકનો કાઇ સ્વાર્થ હોય અને કાતો પર લોકનો હોય આમા પરલોકના સ્વાર્થ કરતા આ લોકનો સ્વાર્થ વિશેષ જણાય છે માટે તે પ્રમાણે તેની વ્યવસ્થા થવી જોઇએ માણસો કહે છે કે જેવુ માહી હોય તેવુ ઉપર દેખાય એ વાત ખરેખરી છે વખતે હોય તેટલુ દેખાય છે

* જગતમા એવા ઘણા કામ છે કે જે દભથી પણ થાય છે અને સાચી રીતે પણ થાય છે ઈશ્વર આરાધન વિગેરે કોઇપણ જાણીને હાનિ [illegible] થાય તેવી રીતે કરવાના કામમા સાર ન થતા હોય તે કરતા દભમા થાય તોપણ [illegible] થતા હોય તે કરતા ઠીક ઠીક છે કેમકે સારા કામ દભથી કરતા પણ અભ્યાસને લીધે દભ છુટી જઇ તેમા સત્યતા આવી જાય છે અને તેવા કામની ઉત્તમ સિદ્ધિ થાય છે

અને વખતે કાંઇ દેશ કાળ વગેરેના કોઇ પ્રતિબંધથી અથવા કાંઇ બીજા અનિર્વચનીય કારણથી અંતરમાં હોય તેટલું બહાર દેખાતુ નથી, તો તે પાત્ર પ્રમાણે દર્શાવવાને ગુણજ્ઞ માણસે આળસ ન રાખવું જોઇએ.

શ્રી કૃષ્ણ અને અર્જુન પરસ્પર સંબંધી હતા તેમાં તેમને મિત્રતા બંધાણી હતી. એમણે અંતઃકરણનો પરસ્પર પૂર્ણ ભાવ છતાં ઉપરનાં કેટલાં બધાં સાધનો કર્યાં હતાં તે ઇતિહાસ ઉપરથી આખુ જગત્ જાણે છે ભાઇઓનો દાખલો જોવો હોય તો શ્રીરામ-લક્ષ્મણ વગેરેનો ઇતિહાસ કાંઇ અજાણ્યો નથી. લક્ષ્મણજી રામચદ્રની સાથે પધાર્યા અને ભરતજી મોટા ભાઇ પાછા પધારે ત્યાંસુધી નંદીગ્રામમાં જઇને પાદુકા સેવતા વસ્યા જુવો અંતઃકરણના ભાવને કેટલો બધો બહાર દેખાડચો? પણ આમાં કૃત્રિમપણુ લેશ પણ નથી એજ માત્ર અતિ આનંદનું કારણ છે. પિતા-પુત્રના દાખલામાં શ્રવણનું આખ્યાન કોઇથી અજાણ્યું નથી. પત્ની અને પતિના સબંધમાં સીતા કે જે અણવાણે પગે રામચદ્રજી સાથે ચાલી નીકળ્યાં તેનો અને રણસંગ્રામમાં પાપી રાવણને રોળનાર રામચદ્રનો ઇતિહાસ તથા નળદમયંતી કે જેને કલિયુગે પરીક્ષા લેવા સારૂ ઘણુ દુઃખ દીધુ હતુ તો પણ પરસ્પરનો અચળ પ્રેમ છેવટસુધી ટકી રહ્યો હતો તેનો ઇતિહાસ પણ પ્રસિદ્ધજ છે. એવી રીતે ઐતિહાસિક જેટલા દાખલાઓ જોઇએ તેટલાઓ સંબંધ, સ્નેહ, પરિચય, પ્રેમ અને મિત્રતાના વિષયમાં ઉપરની ક્રિયાને દેખાડનારા મળી આવે અને આજ પણ કોઇ કોઇ ઠેકાણે મળી આવે એમાં એટલુ તારતમ્ય છે કે એની મેળે ભાન વગર જે ભાવ થાય તે અત્યુત્તમ છે. અને જે કાંઇક ભાનપૂર્વક થાય તે અતિ ઉત્તમ નથી. કેમકે એટલી પ્રેમ વગેરેની ન્યૂનતા પરખાય છે

સબંધ, સ્નેહ, પરિચય, પ્રેમ અને મિત્રતાનાં સઘળાં પાત્રોને ત્રણ ભેદમાં મેલવાથી કાંઇક વ્યવસ્થા થાય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ, એમ એના ત્રણ ભેદ કલ્પાય. જેઓનાં અંતઃકરણ એકબીજાના મનને જાણનાર અને સંધાઇ ગયેલાં હોય, જેઓને ઉપરનાં આચરણોની કે ક્રિયાની આવશ્યકતા ન હોય અને જેઓનાં શરીર માત્ર ભિન્ન હોય તથા ચદ્ર ચકોરમાં મોહિત હોય તેમ સહેજ સ્વભાવથી એકબીજામાં મોહિત હોય તેવાંઓને ઉત્તમ ભેદમાં મેલવાં. જેઓનાં અંતઃકરણો પરસ્પર જણાયા છતાં ઉપરનાં આચરણ પણ ગમતાં હોય અને જેઓ એકબીજાની ન્યૂનતા જણાય તો તે દબાવી રાખીને ઉદાસ રહેતાં હોય તેવાંઓને મધ્યમ ભેદમાં મેલવાં. અને જેઓ પોતાના અમુક સ્વાર્થ માટેજ ઉપરથી પ્રેમ પરિચય વિગેરે દેખાડતાં હોય અને તે સર્યા પછી અથવા નહિ

અને એવુ લાગ્યા પછી બીજા રૂપના થઇ જતા હોય તેઓને કનિષ્ઠ ભેદમા મેળવવા આથી બીજા પ્રકારના જેટલા ભેદ કલ્પિએ તેટલા કાર્ય અને સ્વભાવ પરત્વે કલ્પિ શકાય

ક્યાઇ ગુરૂશિષ્યના રૂપમા પ્રેમ કે સ્નેહ હોય, ક્યાઇ પિતાપુત્રના રૂપમા હોય, ક્યાઇ સહોદર ભાઇના રૂપમા હોય, ક્યાઇ સમાન મિત્રના રૂપમા હોય, ક્યાઇ પતિપત્નીના રૂપમા હોય, ક્યાઇ રાજા પ્રજાના રૂપમા હોય તેમા પાત્રપાત્રનો ભેદ બહુ હોઇ જાય છે, કેમકે સઘળા પાત્રો એકસરખા નીવડતા નથી સોનુ રૂપુ, કથીર, માટી વિગેરે જુદા જુદા પ્રકારના અને મૂલ્યના પાત્રો હોય તેમ મનુષ્યમા પણ તેના જુદા જુદા મૌલ્યના પાત્રો હોય છે, તેથી તે પાત્રો પોતાની જેની યોગ્યતા હોય તેની જગતને જણાવી આપે છે તે ઉપરથી શોધક વૃત્તિના વિદ્યાર્થિઓએ સાર સંપાદન કરવો જોઇએ

પરંતુ એટલુ તો નકી છે કે અંતઃકરણ એ કાચની પેઠે પારદર્શક વસ્તુ નથી કે તેમા જેવો ભાવ હોય એવો દેખાઇજ રહે એ ભાવને જણાવનાર તો વાણી અને ક્રિયા એ બેજ છે * શ્રદ્ધા એ એક જાતનો ગુણ અંતઃકરણમા થાય છે એ શ્રદ્ધા ક્યાઇ પરસ્પર સરખી હોય, ક્યાઇ પરસ્પર ન્યૂનાધિક હોય અને ક્યાઇ પરસ્પર એકમા હોય અને બીજામા સાન ન હોય એ શ્રદ્ધા જ્યારે પરિચયનેલીધે અતિશય દૃઢ થઇ જાય છે ત્યારે પછી ઉપરના હાવભાવો, ક્રિયાઓ કે વાણી ઉપર લક્ષ રહેતુજ નથી જે કોઇ ભાવો થના હોય તે પ્રસંગે સીમામા અને સીમા બહાર થઇ પણ જાય છે, પરંતુ તે ભાવોનુ કાંઇ પરસ્પર ભાન હોય કે બાધ રહે એવુ ક્વચિતજ બને છે કેમકે આગમા અમુકનો અમુક ભાન થયો અને ન થયો એવુ ભાન થવુ એ પણ સંબંધ, સ્નેહ, પરિચય, પ્રેમ, અને મિત્રતાનુ ભેના પણુ જણાવનાર છે આમ છે ખરૂ પણ જગતની વાત તો સામાન્ય રીતે જોતા વિચિત્રજ છે એક ઠેકાણે સંબંધ અને એક ઠેકાણે સ્નેહ, પરિચય, પ્રેમ અને મિત્રતા એ ચાર છે બગાઇના સંબંધનો પ્રકાર જુદો છે અને સ્નેહનો પ્રકાર જુદો છે જેને જેને સાથે જેટલો સંબંધ હોય તેણે તેની સાથે સંસાર વ્યવહારના કામોમા ઉપરના ભાવો દેખાડવાની જરૂર પડે છે જરૂર પડે છે તે પોતાની યોગ્યતા દેખાડી આપવાનેજ નહિ પણ સામાને ઓછુ ન લાગે તથા બીજા અન્યથા કલ્પના ન કરે તેને માટે પડે છે સંબંધના સંબંધમા વખતે કહતાની ન્યૂનતા

* અંતઃકરણમા હોય તેટલો બધોય ભાવ વાણી અને ક્રિયા જણાવી શકતા નથી પણ હોય તે કરતા ઘણે ભાગે ઓછો જણાવી શકે છે

હોય તો વિક્ષેપ પડી જાય છે અને એ વિક્ષેપ સુખને ઓછું કરે છે. પણ સંબંધમાં પાછો સ્નેહ રહ્યો છે. તે સ્નેહ જો ખરેખરો રહેલો હોય તો પછી તેવા સ્થળમાં ધોખો લાગતો નથી અને ઓછું પણ લાગતુ નથી.

જો મૂળ વિચાર કરિયે તો સાધન વગર કોઇપણ દશા સિદ્ધ થતી નથી. સંબંધ, પ્રેમ, સ્નેહ, પરિચય, મિત્રતા વગેરે કાંઇ જન્મથીજ કોઇને હોય નહિ. સમજણ આવ્યા પછી થાય છે. જ્યારે એ થાય છે ત્યારે તે થવાનાં કાંઇપણ સાધનો માણસ પાસે હોય છે એ સાધનો કામ સિદ્ધ થયા પછી મેલી દેવાં એ કાંઇ યોગ્ય નથી વિદ્યાથી વિભૂતિ મળે છે તેથી વિભૂતિ મળ્યા પછી વિદ્યા તજી દેવી એવું કોઇ પણ કેશે નહિ. તેવીજ રીતે પરિચય, પ્રેમ, સ્નેહ, મિત્રતા વિગેરેનાં સાધનો હોય તે સાધનોનો અનાદર કરવો યોગ્ય છે એમ તો કોઇપણ કેશે નહિં પોતાનેમાટે નહિ તો લોકોને શીખવવા અથવા લોકોને દેખાડી આપવા પણ સાધનો રાખવાની જરૂર છે. કારણકે છોડી દેવું એ તો લોકોને સેહેલુ લાગે છે પરંતુ છોડી દેવા જેવી અથવા છુટી જાય એવી સ્થિતિએ કેમ પોચવુ તે કાંઇ તેઓ જાણે નહિં.

એક બાળકને ઘડીયે ઘડીયે સભાળવું, ભીનામાંથી સુકામાં કરવું, તેને હસાવવું, રમાડવું, તેની ખાધા પીધાની તથા જોઇતી વસ્તુની સભાળ રાખવી, એને દુઃખ થઇ જાય તો તેને દુઃખે તેટલુજ દુઃખી થવું તથા કુછંદી ન થવા દેવું વિગેરે દેખાવો જો કે સ્વાભાવિક છે તોપણ તે લોકોના જાણવામાં ન આવે તો માતાપણુ બીજી શી રીતે જણાય અને લોકોને શી રીતે શીખાય? મોટા થઇ માતાની આજ્ઞામાં રેહેવું, તેની અવસ્થાની યોગ્યતા પ્રમાણે સેવા કરવી, અને વૃદ્ધપણામાં તેની ચાકરી કરવી વગેરે દેખાવો સ્વાભાવિક છે તોપણ તે લોકોના જાણમાં ન આવે તો પુત્રપણું બીજી શી રીતે જણાય અને લોકોને શી રીતે બોધ મળે? એવીજ રીતે પત્નીએ પતિપ્રત્યેના પોતાના ધર્મોના હાવભાવો તથા પતિએ પત્નીપ્રત્યેના પોતાના ધર્મોના સુખદ હાવભાવો પ્રકટ કરવા જોઇએ. પિતાએ પુત્ર પ્રત્યેના ધર્મના સુખદ હાવભાવો સર્વ પ્રસંગમાં પ્રકટ કરવા જોઇએ અને પુત્રે પિતા પ્રત્યેના પોતાના ધર્મના સુખદ હાવભાવો પ્રસંગોપાત્ત પ્રકટ કરવા જોઇએ મોટાભાઇએ નાનાભાઇ પ્રત્યેના ધર્મોના સુખદ હાવભાવો પ્રસંગોપાત્ત પ્રકટ કરવા જોઇએ અને નાનાભાઇએ પોતાના મોટાભાઇ પ્રત્યેના ધર્મોના સુખદ હાવભાવો પ્રસંગોપાત્ત પ્રકટ કરવા જોઇએ મિત્રોએ પરસ્પર એકબીજાના ધર્મોના હાવભાવો પ્રસંગોપાત્ત પ્રકટ કરવા જોઇએ એમ સંસારનાં સર્વ પાત્રોએ પોતપોતાના ધર્મ

પ્રમાણે પરસ્પરના સઘળા ભાવો પ્રકટ કરવા જોઇએ એમા કેટલાક ભાવો એક બીજાના અંતરને સંતોષ આપે એવા જ હોય છે અને કેટલાક લોકોના લોચનને ઉપયોગી હોય છે વિવાહ એવુ નામ પડે ત્યાં દંપતીમા અતિશય આનંદ થાય છે પરંતુ તે આનંદને પ્રકટ કરવા માટે, નોબત નગારા વગાડાવવા, મંડપારોપણ કરાવવા, હાંડી ઝુમર વગેરેના અજવાળામા નાચરંગ કરાવવા લાગ સાગ વસ્ત્ર ભૂષણ ધરવા અને મિષ્ટાન્ન પાન લેવા વિગેરે ઉપરના સાધનો સર્વે કરવા પડે છે એ દૃષ્ટાંત પ્રમાણે સ્નેહ વગેરેમા સાધનોની જરૂર પડે છે એ જરૂર પરસ્પર બરાબર લક્ષમા ન રહેવાથી અચિંત યોગથી કે દૈવયોગથી બંધાયેલા સંબંધમા, સ્નેહમા, પરિચયમા, પ્રેમમા અને મિત્રતામા ક્યાંક પક્ષાઘાત થઇ જાય છે પક્ષાઘાત એટલે એમ કે એક તરફનુ પાત્ર બરાબર પૂર્ણરીતે શ્રદ્ધાપૂર્વક ભરેલુ હોય અને બીજી તરફનુ પાત્ર અપૂર્ણ, અથવા અશ્રદ્ધાવાળુ અથવા અનાદરવાળુ હોય તો તેથી રસાભાસ થઇ જાય છે એ રસાભાસ અનુભવનારને અને તટસ્થ રહી જોનારને બેયને ખેદજનક થાય છે સર્વને સુખની ઇચ્છા હોય છે તેવી સહુ પોતપોતાને અનુકુળ વિચાર કરીને ત્યારે સ્મરણ દેવાની શી જરૂર છે એમ શંકા ઘણા કરે છે પણ એમ જો હોત તો ધર્મશાસ્ત્રો વગેરેના ઉપદેશો નિરર્થકજ ગણાત માટે લોકોમા પરસ્પરના સંબંધમા સુખનો વધારો થાય તે વિષયમા વિચાર આપવાની બહુ આવશ્યકતા છે માટે જગત્મા જે જે સંબંધમા જે જે પાત્ર હોય તેમણે પોતપોતાની પાત્રતા પ્રમાણે પાઠ ભજવવો જોઇએ એમા ન્યૂનતા જેટલી થાય તેટલી પરસ્પરના સુખમા ન્યૂનતા થાય છે એમ સમજવુ બાકી અમારો અંતરનો ખરો સિદ્ધાંતતો એવો ખરો કે જ્યા ખરેખરો સંબંધ, પ્રેમ, પરિચય સ્નેહ, મિત્રતા વિગેરે દૈવનો આવિર્ભાવ થયો હોય ત્યા સાધનો એની મેળે થાય તે ભલે બાકી કૃત્રિમ સાધનો કરવા પડે તો તે સંબંધ, પ્રેમ, પરિચય, સ્નેહ, મિત્રતા એ શુદ્ધ નથીજ અને જ્યા સાધનોવિના વિક્ષેપ થતો હોય ત્યા તો તેનુ નામ પણ નથી

અમે ઇચ્છીયે છિયે કે પરમેશ્વર જગતમા સદ્ભાવ વધારે અને લોકો પરસ્પરનો સંબંધ, પરિચય, સ્નેહ, પ્રેમ, મિત્રતા વગેરેમા પરમ સુખ મેળવી સંસારને સાર્થક કરી આ લોક તથા પરલોક સુધારે

---

## નિશ્ચય વિષે.

જગતના વિચિત્ર દેખાવો, વિચિત્ર સંબંધો, તથા વિચિત્ર કાર્યો ઉપરથી લોકો 'આ ઠીક છે કે અઠીક છે.' અથવા 'આ સારૂં છે કે માઠું છે' એવો નિશ્ચય પોતાની સમજણને અનુસરીને કરે છે. અનુભવમાં જે આવે છે તેવિષે આ બરાબર સમજાયું છે કે નહિ તેનો વિચાર કરવાનો ઘણું કરી સ્વભાવ હોતો નથી 'અક્કલ અંધારે વેચાણી છે' એવું એક કેહેવત છે ને પ્રમાણે પોતાની બુદ્ધિમાં આવે તે બરાબર સમજે છે. તે વિના સંસારમાં સ્થિતિ પણ કેમ થઇ શકે? નિશ્ચય સામાના ગુણદોષ અને ક્રિયા ઉપરથી થાય છે તેમાં એમ પણ છે કે આપણા હૃદયમાં પ્રથમથી જેવો આભાસ થયો હોય તેવો નિશ્ચય સામાના ગુણદોષવિષે થાય છે. એમ ન હોય તો એક સારો માણસ એકસરખી રીતે બધા લોકોમાં એકસરખું માન પામવો જોઇએ, પણ તેમ નથી થતું. પોતાની પાત્રતા ઉપર પણ નિશ્ચયનું ત્રાજવું નમે છે પોતાનામાં કાંઇ રાગદ્વેષ વિગેરે હોય અથવા ગુણકર્મની પરીક્ષા ન હોય તો સામાનેમાટે તે પ્રમાણે નિશ્ચય બંધાઇ જાય છે. વધારે ચમત્કાર એ છે કે એ થયેલો નિશ્ચય પણ સત્ય છે કે નહિ તે જાણવાને કાંઇ સાધન મળતું નથી. જેટલા માણસો, તેની જેટલી મનોવૃત્તિઓ, તે પ્રમાણે નિશ્ચયની પણ સંખ્યા સમજવી. કોઇ કોઇ વાર કોઇ કોઇ નિશ્ચય પરમ સુખનું કે પરમ લાભનું કારણ થાય છે અને કોઇ કોઇ વાર દુઃખનું અને હાનિનું કારણ થાય છે પણ તેમ થયા પછી પણ કરેલો નિશ્ચય અઘટિત હતો એમ જાણવામાં આવે તો નિશ્ચયનું નિશ્ચયપણું રહે નહિ. તેથી કે કોણ જાણે બીજા કારણથી પણ તે જાણવામાં નથી આવતું ન્યાય, વ્યાકરણ, વેદાંત એ પણ વિદ્વાનોના નિશ્ચયનાં દર્પણો છે તેમજ બીજા પણ વિવેકીઓએ પોતાના વિચારરૂપ દર્પણો જગતને જોવા રાખ્યાં છે. તેઓએ જગતને લાભ કર્યો છે. પરંતુ આ ઉપરથી માયાનો ચમત્કાર કેવો વિચિત્ર છે તે નિશ્ચયના જુદાપણાથી જોવાનું છે વિદ્વાનોનું કેહેવત એમ છે કે શાસ્ત્ર પુરાણો વિગેરેમાં જે નિશ્ચયોમાં વિરૂદ્ધતા છે તે તેમાં નથી પણ આપણી સમજણમાંજ છે એનો તો નિશ્ચય એકસરખો છે આ તેઓનું બોલવું માન્ય રાખી બીજી બાબતનો વિચાર કરીએ તો તે બાબતમાં સર્વના નિશ્ચયો ભિન્ન ભિન્ન આપણને ભાસે તે જો કે આપણા હૃદયની લાગણી ઉપર છે તોપણ તે સર્વ એકસરખા છે કે ખરા છે કે ખોટા છે એમ કહી શકવા આપણે સમર્થ થવાય નહિ. નિશ્ચયની કાંઇ સંખ્યા નથી કે આટલાજ હોય, કેમકે મનુષ્યોની અને

તેના મનોવૃત્તિની પણ સંખ્યા નથી. માટે એ નિશ્ચયો માત્ર પોતાના મગજના
શણગાર વ્યવહારમાં કામ આવે છે પછી ગમે તો રાગમાં કામ આવે કે ગમે તો
દ્વેષમાં કામ આવે. માણસનું આચરણ પોતાની મનોવૃત્તિને અનુસારે થાય છે.
પરંતુ તે ઉપરથી કેટલાક સમયસુધી તેના નિશ્ચયની ખબર પડતી નથી. કોઈ કોઈ
વાર તો એવા ખુલાસો થાય છે કે મરણ પર્યંત પણ કેટલાકના નિશ્ચયની ખબર
પડતી નથી. આવા માઠા નિશ્ચયો હોય ને અમલમાં આવે તો જગતને
હાનિ છે, અને ખરા નિશ્ચયો હોય ને અમલમાં આવે તો જગતને લાભ છે.
પ્રારબ્ધયોગ, દેશકાળ, સત્સંગ, વિદ્યાભ્યાસ, ચાલતો વ્યવહાર, અને અનુભવ
ઉપરથી સુખરૂપ, દુઃખરૂપ નિર્ણય નિર્ધાર બંધાય છે માટે જે નિશ્ચય થાય છે
તે ખરા ખોટા એમ બે પ્રકારે બંધાય છે. જગતમાં બે જાતિની સૃષ્ટિ સર્વત્ર જોવામાં
આવે છે એટલે નિશ્ચયની પણ બે જાતિની ઉત્પત્તિ હોવી જોઈએ. સારા પાત્રમાં
કોઈ કાળયોગથી વિપરીત નિશ્ચયો બંધાઈ જાય છે તે રોગી લતાની પેઠે અત્યંત
અસર કરે છે. કેટલાક નિશ્ચયો ખોટા હોય છે તોપણ તે ચાલતા વ્યવહારમાં
થોડી હાનિ કરે છે અને કેટલાક નિશ્ચયો ખરા લાગતા હોય તોપણ તે ચાલતા વ્યવ
હારમાં બહુ હાનિ કરે છે, પણ એ નિશ્ચયોની ગણના કરવા બેસિયે તો આયુષ્ય
પૂર્ણ થતાં પણ તેની ગણના થઈ ન રહે. તોપણ તેમાંના થોડાક તપાસીયે. કેટ
લાક લોકો જગત સાચું છે, એવો નિશ્ચય કરી બેસે છે અને કેટલાક ખોટું છે એવો
નિશ્ચય કરી બેસે છે. વ્યવહાર બેયનો સરખો ચાલે છે પરંતુ સાચું માની બેસ
નારને કોઈ પદાર્થના નાશથી હાયવોય થાય છે અને ખોટું માનનારને સહજ
દુઃખ થઈ તરત શમી જાય છે. કેટલાક ઈશ્વરનું અસ્તિત્વ છે એવો નિશ્ચય કરી બેસે
છે અને કેટલાક નથી એવો નિશ્ચય કરી બેસે છે. જે ઈશ્વરના અસ્તિત્વવિષે
નિશ્ચયવાળા છે તે સંસારમાં નીતિમાર્ગપર આચરણ રાખે છે અને જેઓ ઈશ્વરનું
અસ્તિત્વ નથી એવા નિશ્ચયવાળા છે તેઓ નીતિમાર્ગપર ચાલવું ઇચ્છામાં આવે
તોજ આચરણ કરે છે, કેમકે તેઓને આપણું કર્યું કોઈ જુવે છે એવો ભય રહેતો
નથી. આપણા નિશ્ચયને અનુસરીને જોઈયે તો ઈશ્વરના અસ્તિત્વના નિશ્ચય
વાળાને લાભ થાય છે અને અસ્તિત્વ નથી એવો નિશ્ચય રાખનારાને પરિણામે
હાનિ થાય છે. કેટલાક કર્મ છે એવો નિશ્ચય રાખે છે અને કેટલાક કર્મ નથી એવો
નિશ્ચય રાખે છે. કર્મ છે એમ માનનારા દુઃખમાં ધારણા રાખીને ફરીને સુખની
આશામાટે સત્કર્મ કરે છે અને કર્મને નહિ માનનારા પડેલા દુઃખને માટે પોતાને
ઉપાલંભ આપતા ફરીને સુખ પામવાના હેતુથી યત્ના કરતા નથી. આથી આને આ

પણ નિશ્ચય તપાસીયેતો કર્મ નહિ માનનારાને સારૂ પરિણામ આવતુ નથી. કેટલાક કર્મ સત્ય માની બેસે છે અને કેટલાક ઉદ્યમ સત્ય માની બેસે છે. કર્મ સત્ય માની બેસનારા કાંઇક આળસુ રહે છે અને ઉદ્યમ સત્ય માનનારા આળસુ નથી રેહેતા. એ બેયના કરતાં કર્મ અને ઉદ્યમ એ બેયને સત્ય માનનારા વધારે લાભ મેળવે છે. એ શિવાય વ્યવહાર સબંધી, ધર્મ સંબધી, પુરૂષની યોગ્યતા સબધી, સ્રીની યોગ્યતા સંબધી ઘણા નિશ્ચયો હોય છે.

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ. અને ઐતિહ એ છ પ્રમાણોથી કોઇ પણ વિષયનો માણસ નિશ્ચય કરે છે. એ સધળાં પ્રમાણો નિશ્ચય કરવા પેહેલાં સારો નિશ્ચય બધાવા માટે અને નઠારો નહિ બધાવામાટે ઉપયોગમાં લેવામાં આવે તો તો ઘણુજ સારૂ થાય છે. પરંતુ તેજ પ્રમાણો નઠારો નિશ્ચય બધાયો હોય કે બધાવાનો હોય તેનેજ સહાયભૂત થાય છે તેથી તે પ્રમાણો પણ અવિવેકીને પોતાનાં હથિયારો પોતાના પ્રાણ લે તેનીપેઠે પોતાનેજ કુનિશ્ચય કરાવવામાં સહાયભૂત થાય છે. કેમકે बुद्धिः कर्मानुसारिणी ( પ્રારબ્ધ પ્રમાણે બુદ્ધિમાં સ્ફુરણા થાય છે. ) તથા सहायास्तादृशास्तस्य यादृशी भवितव्यता । ( જેવું થવાનું હોય તેવા સહાયકારક મળે છે) અથવા ईश्वरेच्छा बलीयसी ( ઇશ્વરની ઇચ્છા બળવાન છે અર્થાત્ ઇશ્વરની ઇચ્છાથી બનવુ હોય તેમ બને છે ) એટલે થવાનો નિશ્ચય ખરેખરો લાગવાથી સધળાં પ્રમાણો ગમે તેવા નિશ્ચયને સિદ્ધ થવા ટાણે એત્ર થઇ જવાંજ જોઇએ. પ્રમાણો પણ સારા માઠા નિશ્ચયરૂપ મનોભાવનાં વનો છે તેથી અમુક જાતનો નિશ્ચય થાય ત્યારેજ તે સહાય થાય તે શિવાય ન [illegible] એમ ક્યાંઇ અનુભવમાં આવતું નથી. એ પ્રમાણો તો સધળા પ્રકારના નિશ્ચયમાં સહાય [illegible] છે. પછી મનુષ્ય ગમે તેમ તેનો ઉપયોગ કરે. લેખણ સુધારવા લીધેલી છરી લેખણ [illegible] રવા પણ સહાય થાય અને આંગળી પણ વાઢે છે. કેમકે એ બીચારી જડ છે. તેમ પ્રમાણો બીચારાં જડ છે. એને તો અતઃકરણની સહાયતાથી જેવીરીતે મનુષ્ય ઉપ[illegible]યોગમાં લે તેવીરીતે તેઓ ઉપયોગમાં આવે છે, એટલે તેઓનો કાંઈ તેમાં [illegible] દોષ નથી. વિપરીત કાંઇ થાય તો તેમાં પ્રમાણોને જોડનારનોજ દોષ [illegible] છે એમ સૂક્ષ્મ વિચાર કરતાં જણાય રહે છે. અને તે પણ અમે અમારા [illegible] નિશ્ચયને આધારે બોલિયે છિયે પછી તે ખરૂ ખોટું હોય તો તેનોપરીક્ષક ઇશ્વર છે. [illegible] નકી કરવાના પક્ષોમાં એક પક્ષ હાનિ કરે તેવો હોય અને બીજો લાભ કરે તેવો હો[illegible] છે. હાનિ કરે તેવા પક્ષને અનુસરી બહારથી આચરણ કરવામાં ન આવે તો તે નિ[illegible]શ્ચય કાંઇ

વ્યવહારને નડતો નથી સત માણસો એમ તો એકમતે કબુલ કરે છે કે સહુએ સુખ મેળવવુ જોઇએ, પણ જ્યારે પ્રાપ્ત થયેના વ્યવહારમા નિશ્ચયો ગાળી બેસે છે ત્યારે તે તેમનો મત ઉભો રહેતો નથી કેમકે નિશ્ચય બાધતા કોઇવાર ઘણો ભુલ ખાઇ જવાય છે જગતસબધી કે જગતના પદાર્થોની રચના સબધી નિશ્ચયો ગમે તેના ખરા ખોટા હોય તે વ્યવહારમા બાધક નથી થતા પણ એ બીજાના પરિચયમા થતા કામોમા અને એકબીજાના ગુણ સ્વભાવોમા જે નિશ્ચયો બનાય છે તે નિશ્ચયો લાભ હાનિ કરનારા થઇ પડે છે નિશ્ચય તો મનુષ્યને થાય પણ તે નિશ્ચય પ્રમાણે કરી દેખાડવાનુ સ્થળ છે કે નહિ એમ જેમને વિવેકબુદ્ધિ ન હોય તેને પોતાના નિશ્ચયો હાનિ કારક થાય છે સત નિશ્ચયોમા કાળે કરીને પ્રાપ્ત થયેલો ભ્રાતિજન્ય નિશ્ચય છે તે ઘણો નઠારો છે ભ્રાતિજન્ય નિશ્ચય વ્યવહારના અને પરમાર્થના માર્ગમા થાય છે વ્યવહારમા ભ્રાતિજન્ય નિશ્ચય, મિત્રમા શત્રુબુદ્ધિ, માતાપિતા ઉપર અપૂજ્ય ભાવ ભાઇઓ ઉપર વૈરભાવ, સ્ત્રી ઉપર અપ્રિયતા, અને બીજા સર્વ સબધી વિગેરે ઉપર અવિશ્વાસ ઉપજાવે છે, અને તેથી તેઓ બોલે તો સારૂ હોય તોપણ વિપરીત લાગે છે, તેઓ આચરણ કરે તે હિતનુ હોય તો પણ અહિતનુ લાગે છે, અને તેઓની સઘળી ક્રિયાઓ પણ આપણા અહિતમા અને આપણને દુ ખ દેવામાજ લાગે છે આથી એવુ થાય છે કે જે પેહેલવેલુ ખરૂ સુખ સબધીયોના સહવાસનુ છે તે જતુ રહે છે અને નિરતર અત કરણમા બળતરા થયા કરે છે તથા અહિત કરનારા જેઓ લાગે છે તેઓને પાછા પોતાને લાગતા હોય તેટલા પરાભવ કરવામા તનમન પરોવાય છે અરે આ ભ્રાતિજન્ય નિશ્ચયનો કેવો પ્રતાપ ! શુ સસારમા સબધ પ્રાપ્ત થયો અને મનુષ્યદેહ મળ્યો તેનુ આજ ફળ હશે ? ભ્રાતિનો નિશ્ચય એકવાર થોડોક બધાયો કે પછી તે દૃઢ થતો જાય છે, એ પણ તેનુ જેવુતેવુ પરાક્રમ નથી આટલાસારૂ થઇને બહુ બુદ્ધિમાન અને સમજુ લોકો ભ્રાતિ થાય તોપણ નિશ્ચય બાવતા નથી, પરતુ થયેલી ભ્રાતિને પોતાની ભૂલરૂપ સમજી તેને ટાળવામાટે ઉદ્યમ કરે છે આનો ઉત્તમ ઉપાયરૂપ ગુણ, લક્ષ્મીથી, વિદ્યાથી, મોટાઇથી, કુળથી, શીલથી, કે બીજા કશાથી મળતો હોય એમ નથી એ તો કોઇ દૈવી કૃપાથી અથવા ઐશ્વરી અશથીજ મળે છે આપણે એના પ્રકારનો અભ્યાસ કરીયે તો અભ્યાસના બળથી આપણે પણ એ લાભ મેળવી શકિયે, કેમકે મનુષ્યને કોઇપણ વસ્તુ અલભ્ય નથી વળી એવુ સ્મરણ છે કે તેમા જે

નિશ્ચયની છાપ પ્રથમ પડે છે તે છાપ પછી મરણપર્યંત ટળતી નથી માટે પેહેલાંથી સારા નિશ્ચયની છાપ તેમાં પડવા દેવી. વ્યવહારમાં પણ પાસેપાસેના સબંધોની વાતોમાં વિક્ષેપ થાય તેવા નિશ્ચયો મનમાં લાવવા નહિ. કોઇ કોઇ ખરાં કારણો પણ ખોટાં સમજીને તેને જતાં મેલવાં તો તેથી પરિણામ બહુ સારૂં આવે છે. અને કાંઇ પ્રતિકૂળતા ભાસે તો આપણમાં અવગુણ હોવાથી આપણી મુર્ખતાથીજ એમ ભાસે છે એમ માનવું તો સંસારનું પૂર્ણ સુખ મળે છે. ઇશ્વરે આપેલો સબંધ સબંધરૂપ ન ગણીને પોતાનું એકલું શરીરજ સુખી રેહે તેવા ઉપાયો તો કાંઇ કઠણ નથી કેમકે એતો પશુઓમાં પણ પ્રાપ્ત છે. માણસ એવું નામ પડયું એટલે હળી મળી રહી એકબીજાના સુખદુઃખમાં ભાગ લેવાનું એની મેળે પ્રાપ્ત થાય છે. જે માણસ પોતાના કુટુંબમાં હળી મળી રહિ તેઓના સુખદુઃખમાં ભાગ ન લહે તે જગત્‌ને બીજાના શા ઉપયોગમાં આવે ? અને બીજાના સુખદુઃખમાં શું ભાગ લહે ? કાંઇ નહિ. પથ્થર પણ કોઇ દિવસ કામમાં આવે પરંતુ એકલપેટા લોકો એક પોતાના શરીર શિવાય બીજાને કામ આવતાજ નથી. આવે છે એમ માનિયે તો જ્યાંસુધી કુળ, જાતિ, વિગેરેને અનુક્રમે સંતોષ કે સુખ આપનારા ન થયા તો પછી ગામ, કે દેશ, કે વિદેશને કાંઇ લાભજનક થયા તોપણ ન થયા બરાબર છે. પણ આ બધું જો પેહેલાંથી ભ્રાંતિજન્ય ખોટો નિશ્ચય હૃદયમાં પેશી ન ગયો હોય તો કાંઇ બનતું નથી કાંઇક કદિ વિપરીત ભાવ દૃષ્ટિયે પડે તો જગત્‌માં એમજ રીત છે એમ ધારી લઇ પોતાનું શ્રેષ્ઠ પ્રયત્ન છોડવું નહિ જોઇએ મહત્તા સુખ ભોગવવામાં નથી, પણ પોતાના અને પછી પારકાને માટે દુઃખ ભોગવવામાં અને પોતે દુઃખ ભોગવી તેઓને સુખ આપવામાં છે એમ જગતમાં ઘણા દાખલા ઉપરથી જણાય છે આટલામાટે અમારો મત એવો છે કે વ્યવહારમાં કોઇપણ જાતનો નિશ્ચય ભ્રાંતિથી બાંધવો નહિ. ભ્રાંતિથી થયેલા નિશ્ચયોથી કોઇરીતે વ્યવહારમાં સુખ થતું નથી. પરમાર્થ વિષયમાં પણ જન્મમરણાદિ દુઃખો ભોગવવાં પડે છે તે ભ્રાંતિજન્ય નિશ્ચયથીજ ભોગવવાં પડે છે. માટે પરમાર્થ વિષયમાં પણ ખોટો નિશ્ચય દેહની સત્યતા વિગેરે જે બંધાય છે તે ન બંધાવા દેતાં, જગત્‌ના સ્વરૂપનો શોધ કરી અને ઇશ્વરનો ખરેખરો નિશ્ચય બાંધવો જેથી ફરીને ભ્રાંતિજન્ય સંસાર પ્રાપ્ત થાય નહિ. આ સઘળું એક મનવડે થાય છે. એ મહા સમર્થ; અતિ ચંચળ, અને બંધ મોક્ષ આપવામાં સહાય થનારૂં મન વશ રાખવું

જોઇએ, અને તેની મૂર્છિત દશા કરી નાખવી જોઇએ કેમકે मन एव मनुष्याणा कारण बधमोक्षयो ( મનુષ્યોને બધ અને મોક્ષનુ કારણ મનજ છે ) એમ મહાત્માઓ નિશક સાક્ષી આપે છે અનુભવ કરતા પણ એમજ સિદ્ધ થાય છે જગત્મા વશ કરવાના પદાર્થો અનેક છે ક્રૂરમા ક્રૂર પ્રાણીમા સિંહ જેવા પ્રાણીઓ પણ માણસો આશ્ચર્ય થાય એવી રીતે વશ કરે છે પણ એક પોતાનુ મન વશ કરી શકતા નથી તેમ એ વશ કરવુ ઘણુજ કઠણ છે, એ પણ આપણે આપણા અનુભવથી અને શાસ્ત્રના બોધથી જાણિયે છિયે તોપણ તેને વશ કરવાની પણ કળ હોય છે કળથી જે કામ થાય છે તે બળથી નથી થતુ શમ દમ વિગેરે સાધનોએ મન વશ કરવાની ઉત્તમ કળ છે એ ઉત્તમ સાધનરૂપ કળથી તેને નિર્બળ કરી પોતાને સ્વાધીન કર્યુ એટલે પછી જ્યા જાશે ત્યા સઘળા ઉત્તમ નિશ્ચયોજ કરવામા આગળ પડશે શમ, દમ, શ્રદ્ધા, ઇશ્વરભજન વગેરે પવિત્ર સાધનોરૂપ કળ પૂર્વપુણ્ય અને ઇશ્વરકૃપા સાથે સદ્વિચારથી સુઝે છે અને તે પ્રમાણે જો તે શ્રેષ્ઠ સાધનોરૂપ કળ નથી સુજતી તો તે મહા નીચ સ્વભાવનુ મન મનુષ્યમાત્રને પછી ગમે તો વિદ્વાન હોય કે મૂર્ખ હોય પણ સર્વને ખોટા નિશ્ચયો ઉપર લઇ ગયાવગર રેહેતુ નથી મન મૂર્છિત થવુ એ પરમ પુણ્ય વિના બનતુ નથી તેથી જગત્મા અવળા નિશ્ચયો નિરતર નજરે પડે છે એ વાત આ ઉપરથી પ્રત્યક્ષ જણાઇ રેહેછે માટેઇશ્વર પાસે હવે પ્રાર્થના કરિયે છિયે કે હે દીનબધો ! સર્વ પ્રાણીઓના મના અત કરણ કરો કે જેથી તેઓના નિશ્ચયો પોતાને અને સર્વને વ્યવહાર તથા પરમાર્થમા સુખ આપનારા થાય

---

## ससार सागरना सबधमा प्रभुप्रार्थना

### रुचिरा छदनो ढाळ *

નાવળિયા સાઠ તુટી જાતા, તરણી[1] જાય તણાતી રે,
ભવસાગરના ભર દરિયામા, હાલકલોલક થાતી રે,—શા૦
મેઘાડબરવાળુ અબર, ચિત્ત ચપળ આ ચમકે રે,

---

* જય નારાયણ જય પુરુષોત્તમ એ ચાળમા લાવણી ઠુમરી, દેશી ગરબો, વિગેરેમા અનેક રાગમા ગવાય છે ૧ તરણી એટલે હોડી સમજવી

આવેલા પાન્થનું પુસ્તક લઇ બુદ્ધિધનને આપે છે. અમાત્ય પાન્થને બોલાવે છે. પાન્થ આવતાં તે સાથેં થતો આલાપ સરસ્વતીચંદ્રની મહત્તા દેખાડે છે.

"હું બોલ્યાવગર જોઇ શકુંછું. કાને સાંભળેલું મનમાં રાખી શકુંછું. જાતે રંગાયાવિના રંગ જોઇ શકુછું" આ ઉત્તરમાં કેટલું ગાંભીર્ય છે તેમહાવિદ્વાન્ અથવા તે વૃત્તિને અનુભવનારજ જાણી શકે. એક "અનુભવાર્થી" ના મુખમાં આજ શબ્દો અને મનમાં આજ દૃઢ વિચાર શોભે. આપેલા ઉત્તરો ઉપરથી બુદ્ધિધન જેવા ચતુરે જાણી લીધુજ હોવું જોઇએ કે આ નવીન, નવીનચંદ્ર કોઇ સારો વિદ્વાન, નિષ્કપટ, નિષ્પાપ, સીધો અને સદ્ગુણી પુરૂષ છે. આટલું જાણવા પછી તે, વધારે પ્રશ્ન કરતાં આ સમાનજ ઉત્તર મળશે જાણી, પ્રશ્ન ન કરે તો તે સભવિત છે તેની પરીક્ષા કરવાને આટલો આલાપ પૂર્ણ છે.

અમાત્ય અને કાર્યભારીના ઘરની પરોણાગતની સરખામણી પણ બેય પુરૂષોમાં કેટલી ભીન્નતા છે તે દર્શાવે છે. નવીનચંદ્ર પોતાના થતા સત્કારથી આનંદ પામતો, પોતાની વિદ્યાનો પટ તેમના મન ઉપર બેસારે છે. યજમાનો તેની વિદ્વત્તાથી આનંદ પામી તેને ધર્મશાલામાં જવાને બદલે ઘરમાં રહેવા આગ્રહ કરે છે. તે કબુલ કરે છે.

હવે અનુભવાર્થી, અનુભવાધ્યયનનો પ્રથમ પાઠ લેવાને રાત્રિસમયેં અમાત્યેના ઘરમાં એક ઓરડામાં બેસે છે. બે પાસેથી બે મંડળ ભિન્ન ભિન્ન પાઠ આપે છે. નવીનચંદ્ર જેવા વિદ્વાન જ બે પાઠનું સાથે અધ્યયન કરી અવધાન કરી શકે. સામાન્ય શક્તિના મનુષ્યની શક્તિની સીમાને ઉલ્લંઘન કરનાર આ કાર્યછે. પુરૂષમંડળ રાજ્યખટપટનો પાઠ શિખવે છે. શઠરાયની દુષ્ટતાદર્શક પ્રવેશ, આ પ્રવેશ જેવો, બીજો મળવો કઠિન છે. કર્તાએ લેખિનીને સારી પેઠે કબજામાં રાખી યોગ્ય રીતિએ છુટ આપી છે દેશી રજવાડાઓના કાર્યભારીઓ વચેનો સંબંધ કેવો હોય છે, વૈરભાવ તેમનામાં કેટલુ પ્રબળ રાખે છે, અને એકબીજાનો અંત આણવા કેવી યુક્તિ પ્રયુક્તિ થાય છે તેનુ આ યથાયોગ્ય ચિત્ર છે. એક મનુષ્યએક અંગનો રેહી બીજાને અંગનો છુ એમ, નહિ હોવા છતાં કેવી રીતે દર્શાવે તથા કેવો પ્રીતિપાત્ર થાય એ નરભેરામનું પાત્ર ઘણી સારી રીતે બતાવે છે. આ પુરૂષનું ચિત્ર પાડવામાં પણ કર્તા એ ઘણી ચતુરાઇ દેખાડી છે ભૂપસિહ વિશ્વાસ પાત્ર મનુષ્ય કહેવાય કે નહી? અતે એક ટેકી નીકળે છે, પરંતુ સાંપ્રતમાં બુદ્ધિધનને શકા થાય છે; અને આવા વિષમના સમયમાં શકા થાયજ. નરભેરામ અમાત્યને ઘેરથી

ગયા પછી અમાત્યની સ્થિતિનું ચિત્ર તે આ પાઠનું મનન છે મનન થતા રા જ્યાનુ સ્વરૂપ આવી, નિરાપ તથાપિ દોષ નકાયુક્ત મનને ઠીક પશ્ચાત્તાપ કરાવે છે સજ્જનને ઉપદેશ લેવા યોગ્ય આ વસ્તુ છે, કારણ દોષયુક્ત દુર્જન આ અવસ્થાને પોચે એ માનવુ અશક્ય છે બુદ્ધિધનના મનના સર્વ ઉદ્વેગ દેવી પામે આવતા શાંત થાય છે, અને તે સાથે અનુભવાર્થીનો અનુભવાધ્યયનનો પ્રથમ પાઠ પૂરો થાય છે વિષય નવો અને શિક્ષક તે વિષયમા બહુ પલોટાયલો હોવાથી, તથા અર્થીને અધ્યયનમા લાગતી કઠિનતાનો અનુભવ તેને ન હોવાથી, ઘણી વાત થોડામા સમજાવે છે આમ થવાથી શિખનારને વિષયગ્રહણમા બહુ યત્ન કરવો પડે છે, પરતુ અતે કેટલીક શકાને નકારૂપેજ રહેવા દઇ પાઠ પૂરો કરે છે

૬ હવે બીજો પાઠ શરૂ કરીએ શિખનારને પ્રથમ પાઠ બહુ કઠણ લાગ્યો પણ બીજો તેવો નહી લાગે, કારણ તે પાઠ કાઇક સરલ છે તેમ પોતે તે પાઠ ક્યાઈ વાચ્યો હોય તેવો આભાસ પણ શિખનારમા રહેલો છે શિખનાર જાણે છે એમ વારી કર્તાએ આ પાઠ આટલો ટુકો કર્યો? ધાર્યો હોત તો એને પણ પ્રથમ પાઠ જેટલોજ લાબો કરી શકત, પણ જેવી એની ઇચ્છા વિષય શિખનારને કાઇક જાણિતો હોવાથી અને શિક્ષકની શિખવવાની શૈલી સારી હોવાથી થોડામા ઘણુ સમજાય છે આ વિષે વિશેષ વિવેચન કરવા જરૂર નથી, કારણ પ્રફુલ્લિત માનસિક સ્થિતિવાળા પ્રત્યેક મનુષ્યને આ વિષયનુ અધ્યયન કોઇ નહિ તો તેનુ પ્રારભનજ કરાવે છે

આ વિષયોનુ મનન કરતા કરતા **નવીનચદ્ર** નિદ્રાવશ થાય છે ત્યારપછીના બનાવનુ ચિત્ર જોતા જરા વિચારમા ઉતરવુ પડે છે "ગામ ત્યા ઢેઢવાડો હોયજ" એ કહેનત આપણે બહુવાર સાભળીએ છીએ પ્રાચીન કવીઓ અલકારિક લખાણમા ચદ્રને કલકિત ઠરાવી તેના કલકિતત્વનો ઉપયોગ કરવામા બહુ આનદ માને છે, પણ મનને મથી ઉડો તર્ક કરતા એમ જણાય છે કે "સર્વ વસ્તુમા ન્યૂનાધિક પણ કલક અથવા દોષ હોય છે" એ રીતે વ્યાપ્તિ વાક્ય ધારી શકાય નહી ઘણે અશે તેમ છે, પણ ઘણે અશે લાગુ પડતો નિયમ સર્વાશે લાગુ પાડવો એ યોગ્ય ન કહેવાય કદાપિ કોઇ વિદ્વાન્ બહુ મથન કરી સ્વકીય વિચાર મર્યાદામા આવતા સર્વ વિષયોમા દોષ દર્શન કરાવે તો તે શક્ય છે પરતુ તે વિદ્વાનની મર્યાદામા આવતા વિષયોનો સમૂહ જગતમા સર્વત્વને પામ્યો થાય એ માનવુ અશક્ય છે આ રીતે તેની વિચાર મર્યાદાની બહાર ર

હેલા વિષયોમાં કોઈ નિષ્કલંક નહિ હોય એમ કેમ મનાય. તે શેષ રહેલા વિષયોમાં કોઇએક નિષ્કલંક હો અથવા ન હો તે શંકાસ્પદ છે. ત્યારે આ શંકાનો લાભ કલંકત્વને આપવો અને નિષ્કલંકત્વને ન આપવો, એટલો મોટો પક્ષપાત વિદ્વાનોને શામાટે જોઇએ? ઉપર લખેલી થોડીક લીટીયોમાં જેનું ખંડન કર્યું, તે દોષને મંડનરૂપે ગણી ચર્ચા ચલાવતા કેટલાક વિદ્વાનો (!!!) પ્રત્યે આટલુ બોલવું યોગ્ય ધારી હવે આપણે આ ગ્રંથમાં કનિષ્ઠ અને વિદ્વાન વર્ગને અનિષ્ટ લાગે તેવા પ્રકરણ ઉપર વિચાર કરીએ. તે પ્રકરણ પાને ૯૪ ઉપર "અમાત્યનાં ઘરમાં કલાક એક સુધી * * * *" ત્યાંથી આરંભ થઇ નવમા પ્રકરણની સમાપ્તિએ સમાપ્ત થાય છે. આ પ્રકરણ વિશે ટીકા કરતાં એક વિદ્વાન્ ટીકાકાર કહેછે કે એ પ્રકરણ આ ગ્રંથમાં નિરર્થક છે, અમે તેને ઘણે અંશે મળતા થઇએ; પણ કર્તાએ ગ્રંથમાં દાખલ કરી સાર્થક ગણેલા વિષયને નિરર્થક કહીને બેશી રહેવું એમાં ટીકાકારની સાર્થકતા નથી. સામાન્ય જન ગ્રંથની યોગ્યતામાટે વિદ્વાનોનાં મત ઉપર આધાર રાખે છે, પરંતુ કાંઇક વિદ્યાના અંશવાળા અને કેટલેક અંશે તર્ક શક્તિ ધરાવનારા પુરૂષો, વિદ્વાનોએ જણાવેલાં મતને તેજ વિદ્વાનોના તે મતની પુષ્ટીમાં જણાવેલા વિચારો જાણવા ઉત્કંઠા રાખે છે. આ તેમની ઉત્કંઠા સફલ કરવી એ સર્વ વિદ્વાનોનું કામ છે. (આમ લખી આ લખનાર પોતે એ પ્રકરણ ઉપરના પોતાના વિચાર લખે તો તે પોતાને વિદ્વાન્ ઠરાવવાની ઇચ્છાથી નહીજ, પરંતુ પોતાના વિચારો સ્પષ્ટ જણાવી થોડું બોલનારા વિદ્વાનો પાસે પોતાના વિચારોની યોગ્યાયોગ્યતાનું પરીક્ષણ કરાવવા માટેજ)

આ પ્રકરણ ગ્રંથની મધ્યમાં મુકી કયા પાત્રનો જનસ્વભાવ દર્શાવવાની ઉત્કંઠા હશે તે જાણવુ અશક્ય છે. એમાં મુખ્ય ભાગ લેનાર પાત્રો, અલકકિશોરી શઠરાયનો સિપાઇ જમાલ, નાયક નવીનચંદ્ર, અને બુદ્ધિધન એટલાંજ છે. તેની સહાયતામાં આવતાં પાત્રોનું વિવરણ કિંચિત્ માત્ર પણ થતું નથી. ઉપર કહેલાં ચાર પાત્રોના સ્વભાવનું પણ વિવરણ કરવામાં આ પ્રકરણની જરૂર ગણવી કે નહિ એ શંકા છે. પ્રથમ અલકકિશોરી માટે વિચાર કરીએ. સૂર્ય પોતે તેજસ્વી છતાં પાછલ રહે છે, અને તેના તેજથી તેજસ્વી થતો અરૂણ મહત્વને પામવા જતાં તેના તેજમાં ઢંકાઇ જાય છે. તેમ શુદ્ધ, સત્વગુણી, પવિત્ર, દેવીમાંથી ઉત્પન્ન થએલું તેજ દેવીની મહત્તાને પણ એક કોરે મુકી પોતામાંજ મગ્ન રહે છે. તેનો મદ ભાંગવા આ પ્રકરણની જરૂર પડી હોય. (અપૂર્ણ)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૬ મુ । જ્યેષ્ઠ, સંવત્ ૧૯૪૪. । અંક ૮ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### गौरक्षणाविषे पद

ગૌરક્ષણપર પ્રીતિ, કરો જન ગૌરક્ષણપર પ્રીતિ — ટેક
અન્ય કરો સાધન જે સુખના, તે ભૂલો છો ભીત — કરો
આ અવનીમા ગાય ન હત તો, સુખમય ક્યાંથી પ્રીત — કરો
દક્ષિણ ગૌરક્ષણમા ન રહ્યા, તેથિ થયા ભયભીત, — કરો
વન બળ બુદ્ધિ ગયા કરમાથી, હિતથી નિત્ય રહીત, — કરો
પરવશતા પામ્યા સહુમિ ડે, નબળી થઇ ગઇ નીતિ, — કરો
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર મહુ, રાજા રંક અતીત, — કરો
એનુ રક્ષણ હોત થયુ તો, યમકિંકર પણ બીત, — કરો
હાલ હજી છે સમય તમારો, પામો ઉદય અમિત, — કરો
કેશવ ગૌરક્ષણ ન થયુ તો, હોય દશા વિપરીત — કરો

### शिखरिणी

#### हरिहरनु ध्यान करवा विषे

ખરી બાલ્યાવસ્થા અણસમજમા ખોઇ અમથી,
યુવાવસ્થા પ્રીતી યુવતિજનમા એકમનથી,
પ્રિયાની ચિંતાએ નિશદિન રહે ચિત્ત ફરતુ,
હવે તો હેતેથી હરિહરતણુ ધ્યાન ધર તુ ૧
સુખે ખાવુ પીધુ ખરચ પણ ખાતે બહુ કર્યું,
પ્રયત્ને પ્રેમેથી પ્રિયજનતણુ પેટજ ભર્યું,
ત્રિવા તાપે તારૂ તન મન રહે છે ઉતરતુ,
હવે તો હેતેથી હરિહરતણુ ધ્યાન ધર તુ ૨

કર્યાં કૂડાં કર્મો કૃપણ પણ તેં પેટ ભરવા,
ન શીખ્યો તું શાણા ભવજલધિને ભાઇ તરવા;
નકામાં કામોમાં નરતન કર્યું સાવ નરતું,
હવે તો હેતેંથી હરહરિતણું ધ્યાન ધર તું. ૩
વિચારી જો વાલા વિષયવિષથી શું સુખ થયું,
અરે અંધારામાં નરતન સખા નિષ્ફળ ગયું;
નથી સુતાંસૂતાં શ્રમ વગર તો કામ સરતું,
હવે તો હેતેંથી નરહરિતણું ધ્યાન ધરી તું. ૪
ફરીને આ આવું નરતન ગયું તે નહિ મળે,
વળે શું આ વિશ્વે ધન-જન-બળે કે તનબળે;
સગું કે સંબંધી નથિ સુખ કશું કોઇ કરતું,
હવે તો હેતેંથી હરિહરતણું ધ્યાન ધર તું; ૫
વિવેક વૈરાગ્યે સકલ મનનો દોષ વિસરી,
સદાચારે ચાલી સુખ સરસ સપાદન કરી;
અહંતા ત્યાગીને તરત મનને રાખ તરતું,
હવે તો હેતેંથી હરિહરતણું ધ્યાન ધર તું; ૬
અરે આ માયામાં મૃગજલવિષે મોહ કર માં,
અરે અજ્ઞાનેથી વગર મરણે મૂર્ખ મર માં;
નથી જન્મ્યું કોઇ નથિ સમજણે કોઇ મરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધરતું. ૭

---

## जाग्रतनी स्वप्न साथे समानता.

આ સ્થાવર-જંગમ જગત્ અથવા તેમાંના નામ-રૂપવાળા પ્રાણી-પદાર્થો અને અનેક ચમત્કારો વિગેરેના અદ્‌ભૂત ભાવો (આપણે પણ તેમાં હોવા છતાં) જેવા હોય તેવા દેખિયે છિયે. જગતની સ્થિતિનેવિષે અનિર્વચનીયતા છે અર્થાત્ તેને સત્ય કે અસત્ય એમ એક રીતે ઠરાવી દેવાય તેમ નથી, અને જગતનું એ પ્રમાણે થતાં તેમાં જે જે કાંઇ સમાયેલુ છે તેની સ્થિતિ પણ તેથી કાંઇ નોખી કલ્પાય નહિ. પણ અહીં વિચારવાનું છે કે એ સઘળું આપણી દૃષ્ટિ આગળ ક્યાં સુધી છે? જ્યાંસુધી આપણી આંખ વીંચાણી ન હોય ત્યાંસુધીજ

છે પછી કંઈ હોય તોપણ નથી અને ન હોય તોપણ નથી કેમકે "सम्मिल्ने नयनयोर्नाहि किंचिदस्ति (આંખનું વીંચાવું થતાં કાંઇપણ નથી) લોકમાં પણ બોલાય છે કે 'આપ ગયે સબ ડુબ ગઇ દુનિયા' જવું શું, આવવું શું, જગત્ ક્યાં? એ વાતો તો ઘણી ઉંડી છે આપણે કોણ અને દેખાય છે શું, તેનો નિર્ણય પણ વાટકામાં શીરામણની પેઠે સેહેલો નથી પણ અહીં તે વિચાર ઉપર દૃષ્ટિ કરવાની નથી અહિં તો જે થાય છે તે 'થાય છેજ' એમ આપણને લાગે છે માટે તે સઘળું કેવા પ્રકારનું સાચું છે તે ઉપર લક્ષ આપવાનું છે

પેહેલા તો એ વિચારી જોવાનું છે કે આપણે ઊંઘી ગયા પછી કોઇ કોઇ વાર જે સ્વપ્ન (સોણું) આવે છે, તેમાં જાગતાં જે જોઇએ છિયે તેથી ઓછું દેખિયે છિયે કે વધારે? જે જે જાગ્રતમાં થતા ભય શોક રાગ દ્વેષ હર્ષ ઇર્ષ્યા કામ ક્રોધ લોભ લાલચ વગેરે વિકારો છે તે સઘળા સ્વપ્નમાં થાય છે અને જાગ્રતના જેટલોજ પ્રભાવ દેખાડે છે કે કેમ? હા, જેવી જાગ્રતમાં સ્થિતિ છે તેવીજ સ્વપ્નમાં છે અને જે જાગ્રતમાં અનુભવ થાય છે તેજ સ્વપ્નમાં થાય છે તેમ છતાં જાગ્રતને સ્વપ્નના જેવું કહિયે તો સમજુઓને પણ ગળે ઉતરતું નથી એને એમ થાય છે કે "અરે આતો આપણે પ્રત્યક્ષ અનુભવિયે છિયે અને અનુભવથી થતા ભાવોના સુખ દુ ખ ભોગવિયે છીયે તે, અને સ્વપ્નનો ખોટો દેખાવ, એ બગાબર કેમ હોય? સ્વપ્ન તો એક લેજવાર આવીને આંખ ઉઘડી જાય કે સુષુપ્તિ થાય એટલે પછી ક્યાં રેહે છે? અને આતો નિરંતર આપણે દેખીયે છિયે અને તે સઘળી પ્રસંગે પ્રસંગે વિવિધ પ્રકારનો અનુભવ કરિયે છિયે" આવી રીતે તેની સમજણ હોય છે પણ તે પોતાના નિશ્ચયમાં ખરૂં ખોટું શું છે અથવા તેનું પરિણામ શું છે તે જો શોધકભાવથી વિચારે તો સ્વપ્નમાં અને જાગ્રતમાં કાંઇ પણ ભેદ લાગે નહિં જાગતાં જોઇએ તે સાચું એ આપણું માનેલું છે અને ઊંઘમાં જોઇએ તે ખોટું એ પણ આપણું માનેલું છે, તે ઉપરથી સાચું ખોટું અથવા તે બેયની અસમાનતા જે આપણે માની બેઠા છીયે તે મિથ્યા છે એમ શામાટે નહિં? કદિ એમ શંકા થાય કે જાગ્રતમાં ઘણો કાળ છે અને સ્વપ્નમાં થોડો છે તો તેપણ શંકા બરાબર નથી, કારણકે એક ક્ષણમાં કોઇવાર વર્ષ જેટલા કાળનો અનુભવ થાય છે અને એક વર્ષ જેટલા કાળમાં ક્ષણનો અનુભવ થાય છે એ પણ ઐશ્વરી માયાનો મહિમાજ છે ત્યારે સ્વપ્ન છે તે ક્ષણમાત્ર છે એમ શા ઉપરથી કેહેવાય? જેમ જાગ્રત જીવતાંસુધી છે તેમ સ્વપ્ન શું જીવતા સુધી નથી? એ પણ જીવતા સુધી છે આમ છતાં જાગ્રતને જેમ સાચું માનવામાં આવે છે

તેમ સ્વપ્નને શામાટે સાચું માનવામાં આવતુ નથી? અને એમ જ્યારે બન્નેને સરખો લાભ નથી આપવામાં આવતો ત્યારે બનેને ખોટાં ઠરાવવામાં કે માનવામાં શું હાનિ છે? પણ આ વાત જ્યાં કરિયે છિયે ત્યાં લોકોને બહુ આશ્ચર્ય થાય છે અને આપણને ગાંડામાં ગણી કાઢે છે. પરંતુ બને છે એમ કે તેઓ પોતેજ માયાના નિશાથી ગાંડા બની ગાંડાઇને ભોગવે છે. જેમ નિશાવાળાને કોકનેજ પોતે નિશામાં ભોગવેલી ગાંડાઇની ખબર પડે છે તેમ આ ગાંડાઇની પણ કોકનેજ ખબર પડે છે. જ્યાંસુધી આપણને પણ સ્વપ્ન અને જાગ્રતમાં ભેદ જણાતો હોય ત્યાંસુધી આપણે પણ એ વર્ગથી જુદા પડી શકીયે નહિ એ નિર્વિવાદ છે.

માતા-પિતા, ભાઇભોજાઇ, પુત્રકલત્ર વિગેરે સંબધીઓની ખબર પડે છે. સંબંધી સ્નેહી, અને મિત્રનો યથાયોગ્ય કામમાં આશ્રય લઇએ છિયે. આ આપણે બાળક છિયે, યુવા અવસ્થામાં છિયે, અને વૃદ્ધા અવસ્થામાં છિયે; અહીં આપણે લાભ થયો, અહીઆં હાનિ થઇ, આનીસાથે મળ્યા, આજે આ કામ કર્યું, આ વિવાહ થયો, આટલુ ભણ્યા, આટલું કમાણા, આ ઘર, આ કુટુંબ, આ સાચું, આ ખોટું, આ સુખ, આ દુઃખ, આ હર્ષ, આ શોક, અને આ સર્વ સાચું છે, વિગેરે અનુભવ જે જાગ્રતમાં થાય છે, તેજ પ્રમાણે સ્વપ્નમાં શું નથી થતા? જાગ્રતમાં જાગ્રતના જેજે પદાર્થ વિગેરે હોયછે તેતે સમયના વ્યવહારમાં કામ લાગે છે અને સ્વપ્નમાં સ્વપ્નના પદાર્થ વિગેરે કામ આવે છે. પ્રિય અપ્રિય, કોમળ કઠણ વગેરે સાંભળવાના વિચિત્ર શબ્દવિષયો, ટાઢા-ઉના, કુણા-કઠણ, ખરસટ-લીસા, વિગેરે વિચિત્ર સ્પર્શવિષયો, સુઘડ-બેડોળ, રાતા પિળા, નાનામોટા, કાળા-ધોળા વગેરે રંગબેરંગી જોવાના રૂપના વિચિત્ર વિષયો, ખાટા-મિઠા, મોળા-ખારા, કડવા-કષાયા, વિગેરે વિચિત્ર ચાખવાના રસના વિષયો અને એજપ્રમાણે વિચિત્ર પ્રકારના સારા માઠા સુંઘવાના વિચિત્ર ગંધના વિષયો જાગ્રતમાં જ્ઞાનેન્દ્રિયો ગ્રહણ કરીને જે પ્રમાણે તૃપ્તિ પામે છે તેજપ્રમાણે સ્વપ્નમાં પણ તે તે વિષયોને મેળવીને જ્ઞાનેદ્રિયો તૃપ્તિ પામે છે. કર્મેંદ્રિયોનાં કાર્યોપણ કર્મેન્દ્રિયો જાગ્રતમાં જેવા પ્રકારથી કરીને સંતોષ મેળવે છે તેજપ્રમાણે સ્વપ્નમાંપણ મેળવે છે. મરવું, જીવવું, મારવું, હરાવવું, હર્ષ, શોક, રાગ, દ્વેષ, ઇર્ષ્યા, પ્રીતિ, આશા, તૃષ્ણા વગેરે ભાવો જે કામ જાગ્રતમાં કરે છે તેજપ્રમાણે સ્વપ્નમાં કરે છે. જાગ્રતમાં જાગ્રતના પદાર્થો કામ આવે છે અને સ્વપ્નમાં સ્વપ્નના કામ આવે છે. એકબીજી અવસ્થાના પદાર્થો એકબીજી અવસ્થામાં જતા નથી પણ તે તે અવસ્થામાં

તે તે પદાર્થો અને તેમા થતા વર્તનો કોઈપણ પ્રકારે જુદા પડતા નથી સૂર્ય, ચદ્ર, તારા, પહાડ, પાણી, પર્વત, સમુદ્ર, ઝાડ, પાન, અને સૃષ્ટિસૌંદર્યમાહિ જે જે કાઈ જોઈએ છિયે તે જાગ્રતના પ્રમાણેજ સ્વપ્નમા ક્યા નથી અનુભવતા? વિચિત્ર પ્રકારના પ્રાણિયોના સ્વભાવો પણ જાગ્રત જેટલાજ સ્વપ્નમા દેખાય છે આમ છે ત્યારે સ્વપ્ન અને જાગ્રત સરખા કેમ કેહેવાતા નથી? જો એમ કેહેવામા આવે કે સ્વપ્નમા જોયેલુ જાગ્રતમા નથી કામ લાગતુ માટે ખોટુ છે તો તેનો ઉત્તર એ છે કે જાગ્રતનુ જોયેલુ સ્વપ્નમા ક્યા કામ લાગે છે? સ્વપ્નમા એક નવીજ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે કોઈ એમ શકા કરે કે સ્વપ્ન તો ક્ષણિક છે અને જાગ્રત તો નિરતર છે તો તેનો ઉત્તર એ છે કે એ શકા ખરી છે એમ શા ઉપરથી જનાય? કેમકે જાગ્રતની અપેક્ષાએ જેમ સ્વપ્ન ક્ષણિક લાગે છે, તેમજ સ્વપ્નની અપેક્ષાએ જાગ્રત ક્ષણિક લાગે છે જેમ જાગ્રત અવસ્થામા 'આ જાગ્રત અવસ્થા ખરી છે' એમ જાણિયે છિયે તેમ સ્વપ્નમા પણ અનુભવાતી જાગ્રત અવસ્થા એ સ્થિતિમા ખરીજ છે એમ જાણિયે છિયે જાગ્રતમા જેમ ઘણા વર્ષોનો અનુભવ થાય છે તેમ સ્વપ્ન થયા પછી પણ ઘણા વર્ષોનો અનુભવ થાય છે જન્મના જન્મ વીતી ગયા તેવો પણ અનુભવ સ્વપ્નમા થાય છે શુ જાણિયે કે જેને આપણે જાગ્રત માનિયે છિયે તેજ કદિ સ્વપ્ન હશે તો? કેમકે સ્વપ્નમા 'આ સ્વપ્ન છે' એમ અનુભવ નથી થતો પણ 'આ ખરેખર જાગ્રત અવસ્થા છે' એમ અનુભવ થાય છે, અને સ્વપ્નમા જાગ્રત છે એમ નિશ્ચયની સાથે વળી આ મને સોપ્નુ થયુ, આ જાગી સ્વપ્ન અવસ્થા થઈ, એમ એક અવસ્થામા બીજી અવસ્થા ભાસે છે આવી માયાની વિચિત્રતામા જે જાગ્રતને આપણે જાગ્રત અવસ્થા લેખિયે છિયે તેજ અવસ્થા સ્વપ્ન અવસ્થા હશે તો તેનો ઈશ્વર વગર બીજો કોણ સાક્ષી છે?* કેમ કે બેય અવસ્થામા સર્વ પ્રકારના પદાર્થ અને ઉત્પન્ન થતા ભાવો એકસરખા હોય છે સ્વપ્ન ક્ષણિક માનવુ તો જાગ્રતપણ સ્વપ્ન થયુ એટલે ક્ષણિકજ છે, કેમકે સ્વપ્નની જાગ્રતનો નાશ થાય છે એકબીજી અવસ્થા એકબીજી અવસ્થાનુ નિરતરપણુ મટાડે છે, માટે એકને ક્ષણિકતા છે તો બીજીને પણ ક્ષણિકતા પ્રાપ્ત થાય છે બે અવસ્થામા જેને આપણે ખોટી સ્વપ્ન અવસ્થા ગણી છે તેજ અવસ્થા જેવી આ અવસ્થા પણ છે, એ પ્રત્યક્ષ છે સ્વર્ગવાસી થયેલા સ્નેહીઓ, સબધીઓ અને ઓળખીતા માણસો સ્વપ્નના માણસો જેમ કામે લાગે નહિ

* જેમ સ્વપ્નમા જાગ્રત છે એમ ભાસ થાય છે તેમ જાગ્રતમા આ સ્વપ્ન છે એમ પણ કોઈ વેળા ભાસ થાય છે

તેમ કામ લાગતાં નથી. એતો મરેલાંની વાત કહી પણ હયાત રહેલાં સ્નેહી સંબંધી વગેરે માણસો પણ દેશ-કાળના અંતરાયથી ક્યાં કામ લાગે છે? કામે લાગવું તો રહ્યું પણ સ્મરણમાત્ર પણ તેઓનું ક્યાં નિરંતર થાય છે? કહો ત્યારે સ્વપ્નમાં અને આમાં શો ફેર? આ નિરંતર, આ ક્ષણિક અને આ જાગ્રત તથા સ્વપ્ન આપણેજ કલ્પી લીધેલું જણાય છે. બાકી ખરૂં જોતાં કાંઇ નથી અને જો છે એમ ધારો તો અનિર્વચનીય છે. ત્યારે જાગ્રતને સત્યમાની બેશીને શામાટે બંધનમાં પડવું જોઇએ. સ્મરણશક્તિ પેહેલાં તો ચક્ષુમર્યાદામાં જે જે કાંઇ પ્રિય-અપ્રિય પ્રાણી-પદાર્થ હોય તેનું સ્મરણ આપે છે. અને વધારે બોલિયે તો જે કાંઇ હાથ વગેરે અંગોથી કરવામાં આવતી ક્રિયાઓ હોય તે ક્રિયાના અંગમાં આવતા પ્રિય-અપ્રિય પદાર્થોનુંજ સ્મરણ કરાવે છે. સ્મરણ એટલે જે પદાર્થ પાસે ન હોય તેમ છતાં તે પદાર્થ હૃદયારૂઢ થાય તેનું નામ સ્મરણ કેહેવાય છે. પાસે હોય તે હૃદયથી ખશી ન જાય તે તો સ્મરણશક્તિ જેવીજ ધારણાશક્તિ છે. એક વસ્તુ કે વિચાર મનમાં હોય ત્યાંસુધી બીજો આવતો નથી અને બીજો આવે ત્યારે પ્રથમ હોય તે જતો રહે છે. ક્યાંઇ ક્યાંઈ એકસાથે વિવિધ વિચારો આવ્યાનો ભાસ થાય છે એ અસભવિત છે, પણ આવેલા વિચારો બુદ્ધિબળથી થોડી વાર એકઠા રાખી શકાય છે તેથી એવી ભ્રાંતિ થાય છે. આપણે એમ કહિયે કે અમુક પદાર્થ નિરંતર પ્રિય અને ઉપયોગી છે; પણ તેનું નિરતર પ્રિયપણું અને ઉપયોગીપણું નિરંતર નથી, પણ તેને સમયે તેનું પ્રિયપણું અને ઉપયોગીપણું છે અને તે અસખ્ય દાખલાથી જણાઇ રેહે છે. આપણે હાથમાં લેખણ લઇને પાળીથી તેની ટાંક કાંપતા હોઇએ તે સમયે આપણી સ્મરણશક્તિ આગળ લેખણ આંગળી અને પાળી એ ત્રણ પદાર્થ શિવાય કાંઇપણ અંતઃકરણમાં સ્ફુરતું નથી. જેનાવિના પ્રાણ ધારણ કરવા કઠણ થઈ પડે એવો પદાર્થ પણ તે સમયે સ્મરણમાં હોતો નથી, ત્યારે પછી નિરંતરપણું ક્યાં રહ્યું? જે પદાર્થ વિગેરે પાસે ન હોય તેનું પ્રસંગે સ્મરણ થાય તે સ્વપ્ન બરાબર છતાં લોકો તેમ માનતાં અચકાય છે. સ્વપ્નમાં દીઠેલાં સંબંધી જાગ્રતમાં કામ નથી લાગતાં તેમ જાગ્રતનાં સંબંધી જાગ્રતમાંપણ પાસે ન હોય તો કામ લાગતાં નથી,ત્યારે સ્વપ્નમાં અને જાગ્રતમાં શો ફેર પડયો? એક અરણ્યમાં ચાલ્યા જતાં ગ્રીષ્મ ઋતુના તાપથી મૂર્છા આવી જતાં કોઇ વટેમાર્ગુ આવીને પવન નાંખે કે પાણી પાય એ વખતે વહાલામાં વહાલાં સંબધી કે સ્નેહીયો સ્મરણમાં કદિ આવે તો પણ સ્વપ્નનાં સબધીઓથી વધારે શું કામ આવે? સ્વર્ગવાસી થયેલાં સંબધીઓનું

સ્મરણ થાય ત્યારે તેઓ હયાત નથી એવુ ધારી ખેદ કરિયે છિયે અથવા તે હવે સ્મરણ કરવામાત્ર છે એમ સમજીયે છિયે અને જેઓ આયુષ્યવાળા છે તેમનુ સ્મરણ થાય ત્યારે તેઓ વર્તમાન છે એમ માની સતોષ પામિયે છિયે આમ આપણે માનિયે છિયે ખરા પણ તે બન્ને પાસે ન હોવાથી સ્મરણનેજ પાત્ર હોવાથી એ સમયે સમાનજ સ્થિતિના છે, પણ તે સૂક્ષ્મ વિચાર કર્યાવગર જણાતુ નથી આયુષ્યવાળા સ્નેહીઓ સબધીયો છે અને તેને ફરી મળવાની આકાક્ષા છે એટવે એ ધારણાથી તેમા સત્યપણુ ભાસે છે પણ તે પણ પાસે ન હોવાથી સ્વપ્નમા જોયેલા સબધી જેવાજ સબધી કેમ નહીં ? આ જે કાઇ જોવાય છે અને જેને આપણે જાગ્રત સ્થિતિ માનિયે છિયે તે સ્વપ્નજ છે અથવા સ્વપ્ન જેમ અસત્ય અને ક્ષણિક છે તેમ આ પણ અસત્ય અને ક્ષણિક છે જન્મથી માડિને સમજણા થયા, ત્યારથી નોખાનોખા પ્રસગમા વિચિત્ર પ્રકારના અનેક સુખ ભોગવ્યા હોય અને અનેક લાવો લીધા હોય તે આજે સ્મરણ કરી જોતા સ્મરણમાત્રજ છે એ તો શુ પણ કાલે લીધેલો લાભ કે અનુભવેલુ સુખ પણ સ્મરણમાત્ર છે એથી વધારે વિચાર કરિયે તો એક નિમિષ પેહેલા લીધેલો ગમે તેવા સુખનો અને ભારે દુ ખનો પણ અનુભવ તે સ્થિતિ વીતી ગયા પછી સ્મરણમાત્રજ છે આવા કાળના અનિર્વચનીય મહિમાનેલીધે સઘળુ જે કાઇ છે તે સ્વપ્ન સરખુજ પ્રતીત થાય છે, આમ છતા પણ લોકો જાગ્રત સ્થિતિને સત્ય માની અધિક અધિક સુખ ભોગની તૃષ્ણા બાધતા રહે છે પણ જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ સવ અનુભવો 'કાઇ નથી' એવી સ્થિતિમાં સ્મરણરૂપે રહે છે ત્યારે જે કાઇ આશાઓ બાધી દુ ખના પાત્ર થવુ એ ક્યા પ્રકારનુ ચતુરપણુ કેહેવાય તે સમજાતુ નથી અહો ઐશ્વરી માયાનો પ્રભાવ કેવો અનિર્વનીય છે કે આદિમા મધ્યમા અને અતમા જે કાઇ દેખાય છે અને જે કાઇ થાય છે તે સ્વપ્ન સમાન હોવા છતા તે સત્યરૂપ ભાસે છે, અને સત્યરૂપ ભાસવાનેલીધે પ્રાણીઓને અનેક પ્રકારના બધનો થાય છે એ બધનો પણ સ્વપ્નના બધન જેવા ગણવામા આવે તો તો હજી પણ ઠીક પણ તે બધનો પણ સત્યભાવનાથી થયેલા હોવાથી સત્યરૂપ લાગે છે જાણે કે કાલરોજ એક મોટા સુશોભિત મડપમા મુખ્ય આસન ઉપર આપણે બીરાજી સર્વ વિદ્વાન વર્ગો તરફથી મોટુ માન મેળવ્યુ છે અને તે ધામધુમ થઇ રહ્યા પછી રાત્રીમા જાણે કે કાઇ રાજ્યાસનનો અધિકાર મેળવ્યો છે એ બેય વાતોનો હમણા વિચાર કરિયે તો બેય વાતો સ્મરણમાત્રજ સત્ય છે જે કાળમા સારો માઠો કે ગમે તે પ્રકારનો અનુભવ થાય છે તે અનુભવ તે વખ-

તેજ પોતામાં રહેલી સત્તા પ્રમાણે હર્ષ શોક અથવા જે કાંઇ તે પ્રસંગને ઘટતું અનુભવાવવું જોઇએ તે અનુભવાવે છે. તે વેળા વીતી એટલે જાગ્રત કે સ્વપ્નના અનુભવ થયેલા પ્રસંગનું સ્મરણમાત્રજ નહિ જેવું રહે છે. અનુભવેલા અનુભવનો પછી શતાંશ પણ અનુભવમાં આવતો નથી, અને એમ હોવાથીજ સુખ ભોગવવાની તૃષ્ણા મનુષ્યને મટતી નથી તથા તૃપ્તિ થાતી નથી અને દુઃખ ભોગવતાં થાકી જતાં નથી. ચમત્કાર તો જુવો કે એક સો વર્ષસુધી પ્રતિદિવસ ભોગવેલાં નવાં નવાં દુઃખો પણ જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ અનુક્રમથી સ્મરણમાત્ર થતાં જાય છે અને કાંઇક સુખ મળે છે કે તે સર્વ ભુલાઇ જવાય છે, અને સુખના સમયમાં સુખજ સર્વ સ્થળે દૃષ્ટિએ પડે છે. તેજ રીતે સો વર્ષ ભોગવેલું વિવિધપ્રકારનું સુખ જેમ જેમ કાળ વીતતો જાય તેમ તેમ અનુક્રમે ભુલાતું જવાય છે અને અચાનક કાંઇ સહો દુઃખ આવી પડે તો તે ભોગવેલુ સુખ નહિ સ્મરણમાં આવતાં દશેદિશા દુઃખરૂપજ લાગે છે. એ દુઃખ પણ અને સુખ પણ ક્ષણે ક્ષણે વિસરાતું જવાય છે. અને સમય પ્રમાણે નવું નવું અનુભવાતું જવાય છે અને તે પણ ભુલાતું જવાય છે. એમાંથી સાર શોધતાં સર્વવાતે અનિત્યતા શિવાય બીજું કાંઇ અનુભવમાંજ આવતું નથી. કહો હવે આ જાગ્રતનો ખેલ આપણે જોયો તેજ પ્રમાણે સ્વપ્નમાં છે કે કાંઇ ફેર છે ? એમાં પણ એમજ છે. ફેર માત્ર આપણા માનવામાત્ર છે. કેમકે એક સ્થિતિને આપણે ખરી અને બીજીને ખોટી ઠરાવિયે છિયે આપણે ધારિયે તો બેયને ખરી અથવા બેયને ખોટી શામાટે ન માની શકિયે ? માયાનો મોટો પ્રભાવ તો એ છે કે ફળપ્રાપ્તિ સઘળી માનવા ઉપરથી થાય છે. દુઃખ ન હોય ને દુઃખ ભોગવવું પડે છે એમ લાગે અને સુખ ન હોય તેમ છતાં સુખ મળે છે એમ લાગે એ પણ માનવાનું પરિણામજ છે બીજું શું ? કેમ માનવાથી લાભ છે તે કાંઇ બીજેથી જાણવાનું નથી. શંકા સમાધાન બધું પોતાપાસેથીજ મળી શકે છે એવી અદ્ભુત રચના છે. સ્વપ્ન અને જાગ્રતની સમાનતા દેખાડીને જે કર્તવ્ય છે તે કાંઇ વ્યવહારને બગાડવાનું નથી પણ સુધારવાનું છે. પરતુ તેટલી સ્થિતિ સુધી પોહોચી શકવું જોઇએ. જાગ્રત એ સ્વપ્ન અવસ્થા સમાન થતાં અને દેખાય છે તે સર્વ સ્વપ્ન સમાનજ થતાં આ શરીર પણ સ્વપ્નના શરીર સમાનજ થશે. એટલે પછી વ્યવહારમાં કેમ ઉપયોગ કરી લેવો તે બુદ્ધિમાનને બતાવવું પડે તેમ નથી. કાંઇ નથી અને સર્વ નિત્ય લાગે છે, અસત્ય છતાં પણ સર્વ સત્ય લાગે છે અને પાછું તે પ્રમાણે આપણું વર્તન થાય છે એ કોઇ અદ્ભુતજ ખેલ

છે કારણનામાટે સૂક્ષ્મ વિચાર કરતા મનવાણી અટકી રહે છે આ વિષય ઉપર વિદ્વાનવર્ગ કે વનિકવર્ગ ઘણુકરી ઉતરતો નથી, કેમકે એ વિષય કાઇ સુગમ નથી તેમ આરભમા તે વિષય પ્રીતિ ઉત્પાદન ન કરતા નિરસ અને કટાળાભરેલો લાગે છે પણ જો यत्तदग्रे विषमिव परिणामेमृतोपमम् । तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ।' (મનના નિગ્રહને આધીન હોવાથી જે સુખ આરભમા વિષ જેવુ લાગે છે તથા પરિણામે અમૃત જેવુ લાગે છે, તે રજોગુણ અને તમોગુણ રૂપ મેલ રહિતપણાથી થયેલુ સુખ સત્વગુણી કહેવાય છે) એવુ જાણવામા આવે તો અભ્યાસના બળથી આ નિરસ વિષય પણ સર્વ કરતા સરસ લાગે અને જે કાઇ પેહેલા સરસ લાગ્યુ હોય તે પાછળથી નિરસ થઇ જાય પણ કોણ જાણે માયાના બળથી કે કોણ જાણે પ્રારબ્ધના યોગથી કે કોણ જાણે કાઇ અનિર્વચનીય કારણથી સર્વ વિદ્વાન અવિદ્વાન લોકોને પરિણામ ઝેર જેવુ છતા આરભમા અમૃતતુલ્ય લાગે એવુ રજોગુણી વિષયાદિકનુ સુખ કે જે સર્વત્ર (આ લોક પરલોકમા) દુખરૂપ થાય છે તે પ્રિય લાગે છે અને નિદ્રા આલસ્ય વિગેરેનુ આદિ અને અંતમા મોહ કરનારૂ તમોગુણી સુખ પ્રિય લાગે છે તેથી આ અમે બરાબર વિચાર કરિયે છિયે કે નહિ તે ધ્યાનમા આવતુ નથી જળનો પ્રવાહ જેવો ચમત્કારિક છે નદીમા જે પાણી દેખાય છે તે એનુએ હોય એમ દેખાય છે પણ વિચારી જોતા અવિચ્છિન્ન પ્રવાહથી એનુએ જણાય છે પણ એનુએ હોય નહિ તેમ કાળ પણ રોજ આપણને એનોએ જણાય છે તે તેના અવિચ્છિન્ન પ્રવાહથી જણાય છે બાકી કાળ કાઇ એનોએ નથી જે કાળ ગયો તે ગયોજ છે અને તે કાળની સાથે અનુભવાયેલો જાગ્રત સ્વપ્નના સુખ દુખનો અનુભવ પણ ગયોજ છે જે અનુભવ કાળની સાથે ગયો તે કાઇ ફરી આવતો નથી એ પણ કાળના મહિમામા સમાઇ જાય છે અને આ સવ સમજણ પણ નહિ જેવી અર્થાત સોપા જેવીજ છે આ વખતે આ અક્ષરો લખાય છે તેથી થતો વિચાર અને અનુભવ અક્ષર કાઢી લેતા અનુક્રમે એનોએ નહિ રહેતા સ્મરણમાત્ર રહી નાશ પામી જાય છે અને બીજો નવો અનુભવ થતો જાય છે કે જે તે પણ તેજ પરિણામવાળો છે જે કાઇ છે તે આ પ્રમાણે સ્વપ્ન જેવુ અથવા સ્વપ્નરૂપ છે અથવા જાગ્રત એ સ્વપ્ન અને સ્વપ્ન એ જાગ્રત હોય તો અનિર્વચનીય છે અને એનુ અનિર્વચનીયપણુ પણ કાઇ કહિ શકાય એવુ ન હોવાથી કાઇ અલૌકિકજ છે અને આપણે પણ તેની અદર છિયે માટે એવિષે તદ્રૂપ થઇ મહિમા કરી સસારમા વ્યવહાર ચલાવતા સુખ દુ ખ, રાગ દ્વેષ, હર્ષ શોક, એ આદિ દ્વદ્વોને

પણ તેરૂપ સમજી તેના પરાભવનું પાત્ર થવું નહિં. અને કદિ પૂર્ણ રૂપને ન પોચાયુ હોય તો એટલું તો સમજી રાખવું કે એ પણ સ્વપ્નની સમાનતાથી અ-હાર નથી. અર્થાત્ જે કાંઇ જે અવસ્થામાં દ્વદ્વધર્મ અનુભવાય છે તે સર્વ કાંઇ નથી પણ કહેવામાત્ર છે અને એમ સમજાયું એટલે પછી સત્ય વસ્તુની પ્રાપ્તિ થયેલીજ પડી છે એ નિર્વિવાદ છે.

---

## स्त्रीपुरुषना अधिकारनी न्यूनाधिकताविषे.

લે. [illegible]

જ્યાં જ્યાં પુરૂષોના સબંધમાં લખાયું છે ત્યાં ત્યાં પુરૂષોના અધિકાર અ-ધિક જણાવેલો છે અને જ્યાં જ્યાં સ્ત્રીઓના સંબધમાં લખેલું છે ત્યાં ત્યાં સ્ત્રીઓનો અધિકાર અધિક જણાવેલો છે. વિદ્વાનવર્ગ પણ બે પક્ષના થઇને બેય પાત્રને જુદાં જુદાં અધિક અધિકારવાળાં ગણે છે. આ વાત પણ બરાબર છે. સ્ત્રીના સબધમાં જોઇએ તો તેનો અધિકાર પણ ઓછો નથી અને પુરૂ-ષના સંબંધમાં જોઇએ તો તેનો અધિકાર પણ ઓછો નથી, કેમકે સ્ત્રી પુરૂષનું અ-ર્ધાંગ છે અને પુરૂષ સ્ત્રીનું અર્ધાગ છે. સૃષ્ટિનો આરંભ જેથકી થયેલો કહેવાય છે તે એશ્વરી સત્તા પણ પ્રકૃતિ અને પુરૂષ એવા નામથી કલ્પાયેલ છે. એ પ્રકૃતિ-પુરૂષવિષે સૂક્ષ્મ નજરથી જોશો તો બેયનો અધિકાર એકબીજાના કાર્યમાં અધિક છે. પ્રકૃતિ પુરૂષવિના નિરર્થક છે અને પુરૂષ ( ઇશ્વર ) પ્રકૃતિ ( માયા ) વિના નિરર્થક છે. એ ઉપરથી બેયનો અધિકાર અધિકતા મેળવે છે. આ ઉપરથી સ્ત્રી-પુ-રૂષના વિષયમાં પણ ધડો લેવાય છે, કે એ બેમાંથી કોની અધિકતા છે. સાૈસાૈના કાર્યપરત્વે સાૈમાં અધિકતા છે. અધિકતા કલ્પતાં જે કાર્યમાં જેની અધિકતા તે કાર્યમાં બીજાની ગાૈણતા આવી જાય છે ખરી પણ પુરૂષના સબંધમાં તે ગાૈ-ણતા આવતી નથી, કેમકે સ્ત્રીમાં સેવકભાવ છે અને પુરૂષમાં સેવ્યભાવ છે. ઇશ્વરની માયા કહેવાય પણ માયાનો ઇશ્વર કહેવાય નહિ એ વાત અનાદિસિદ્ધ છે. તેમ પુરૂષની સ્ત્રી કહેવાય પણ સ્ત્રીનો પુરૂષ કહેવાય નહિ. એ ઉપરથી સેવ્ય-સેવકભાવ સિદ્ધ થઇ જાય છે, અને જગતમાં પ્રત્યક્ષ રીતે અનુભવમાં પણ આવે છે પણ આથી કરીને પરસ્પરનું અર્ધાંગપણુ લોપ પામતુ નથી.

આમ છતાં હાલમાં ઘણે ઠેકાણે લોકો સ્ત્રીઓના અધિકાર માટે બોલવાને બહાર પડેલા છે. તેઓ એમ સમજી બેઠા છે કે 'સ્ત્રીઓને પુરૂષના જેટલો અધિકાર નથીજ માટે તેમને પુરૂષના જેટલો અધિકાર મળવો જોઇએ' આ સમજણને

અનુસારે સામાના હૃદયમા લાગણી કરાવના સ્ત્રીવર્ગમાંથે પડતા કેટલાક દુ ખોને પૂર્ણતાની દેખાડે છે, કે જે ખરેખર હૃદયને ક થઇ પડે તેના હોય છે પરતુ એમ ગાળા ચાલવાથી કે દુ ખ રડવાથી પુરુષના અધિકારની, બરોબર સ્ત્રીઓનો અધિકાર શી રીતે કરી શકાશે? અથવા સ્ત્રીઓને અધિકાર કે દાડે નથી કે હાલના લોકો નવો આપાવવા તૈયાર થયા છે? આ બે વાતનો કોઇએ પૂર્ણ વિચાર કર્યો હોય એમ અનુમાનમા આવતુ નથી વિદ્વાન અને સમજુ વર્ગે વિચારવુ જોઇએ કે જેમ પુરૂષોની યોગ્યતા પકાતી આવી છે તેમજ સ્ત્રીઓની યોગ્યતા પણ અનાદિકાળથી વખણાતી આવી છે વર્ણાશ્રમના ધર્મોનુ બધારણ આદિથી ગુણ કર્મથી થયેલુ છે અને તે ધોરણ પ્રમાણે આજસુધી વર્ણનો અનુક્રમ ચાલે છે, તોપણ આજ કોઇ હલકા કર્મનો કરનારો હોય તો તે ઉચ્ચવર્ણનો છતા ઉચો ગણાતો નથી, અને સારા કર્મ કરનારો હલકો હોય તોપણ તે સારો ગણાય છે, માત્ર યુગપરત્વે વર્ણપણામા ભેદ કરાતો નથી, બાકી નઠારા કર્મનુ ફળ તો અવશ્ય મળ્યા વગર રહેતુ નથી કહેવાનો સાર અહીં એ છે કે ગુણ કર્મ સ્વભાવ વિગેરેથી સ્ત્રીવર્ગની સર્વ વાતે પુરૂષ સાથે સમાનતા અને સેવકતા પ્રાપ્ત થઇ છે હવે એમા ન્યૂનાધિકપણુ જે થાય છે તે સ્ત્રી અને પુરૂષમા ગુણ સ્વભાવની સારી માઠી વિચિત્રતાથી થાય છે એટલે અધિકતા કે ન્યૂનતા કોઇની કરેલી નથી પરતુ પોતાના ગુણ દોષથીજ તે પાત્રપ્રમાણે સર્વને મળી છે અને મળતી જાય છે પુરૂષોના કાર્યોમા અને સ્ત્રીઓના કાર્યોમા ઐશ્વરી નિયમાનુસારે આદિથી ફેર ચાલ્યો આવે છે તેમ છતા ઘણીવાર સ્ત્રી વર્ગ પુરૂષના અધિકારનુ કામ કરતો હોય એમ આપણે સાભળીયે જોઇએ છિયે અને તે સાથે પુરૂષવર્ગને સ્ત્રીઓના અધિકારનુ કામ કરતો પણ જોઇએ છિયે * આ વાત સ્થિતિ ઉપર અને દેશકાળ ઉપર રહી છે પણ તેથી સ્ત્રીપુરૂષના અધિકારમા ભેદદૃષ્ટિ કરવા જેવુ નથી સેવકભાવમા રહીને પણ અધિક માનને યોગ્ય થયેલી સ્ત્રીઓ ઇતિહાસમા આપણે ક્યા નથી સાભળી? ઘણીએ સાભળી છે તો એ ઉપરથી સમજવાનુ એ છે કે "અધિકાર અધિકાર" એમ પોકાર કરવાથી કાઇ ફળ વળવાનુ નથી, પણ સ્ત્રીઓને અધિકાર ન હોય ને અપાવવો હોય તો તેની યોગ્યતામા વધારો થાય તેમ કરવુ જોઇએ કે જે યોગ્યતાથી તે સદ્ગુણવડે પુરૂષને વશ કરી જય મેળવે આ માર્ગશિવાય ઉપર અધિ

---

* પણ ઐશ્વરી સત્તાના સ્વાભાવિક કેટલાક કાર્યો એકબીજાના એકમીલાથી બનતા નથી અને બન્નેના ભેગાપણાથી જે કાર્યો થાય છે તે જુદા પણાથી બનતા નથી

કાર રાખવાનો બીજો એક માર્ગ નથી. કદિ પ્રથમથી અધિકાર છે એમ મનનું માનવું છે તો તે અધિકાર છીનવાઇ ન જાય તેનેમાટે સ્ત્રીવર્ગમાં યોગ્યપણું જળવાઇ રહે તેવાં સાધનનો પ્રવાહ ચાલુ રાખવો જોઇએ. માર્ગ દ્વારકાનો પકડીને કાશિયે જવાની ઇચ્છા રાખવી એ સાવ ઉલટું છે. અને કદિ પૃથ્વી ગોળ ધારીને એક વસો સુલટું માનો તો આયુષ્ય પૂર્ણ થતાંસુધી પણ તે માર્ગેથી ધારેલે સ્થળે પોચી શકાય નહિ. તે પ્રમાણે આ અધિકારની વાત છે સ્ત્રીઓ યોગ્યતા મેળવી પુરૂષની આગળ માનપાત્ર થાય એ સુગમ માર્ગ છે. પણ યોગ્યતા મેળવ્યાવિના અધિકારમાટે સ્ત્રી કે પુરૂષોએ બરાડાં પાડવાં એ સુગમ માર્ગ નથી. એ તો કોઇપણ માણસ સમજી શકે તેવી વાત છે. પુરૂષનો અધિક અધિકાર અનાદિકાળથી મનાયો છે તેમ છતાં સ્ત્રીને આધીન થયેલા ઘણા પુરૂષો સ્ત્રીને પોતાથી અધિક દેખાડનારા થઇ પડ્યા છે. આમાં જે સ્ત્રીઓના સદ્ગુણથી આમ બન્યું હોય તો સ્ત્રીનો અધિકાર વધે છે તે સાથે પુરૂષનો ઘટતો નથી. અને દુર્ગુણોથી બન્યું હોય તો સ્ત્રીનો અધિકાર અધિક હોય તે વૃથા છે અને પુરૂષનો ગૌણ હોય તો તેમાં તે અપરાધી નથી. ઉત્તમ વર્ણની જાતિના વર્ગમાં ગુણ કર્મ સ્વભાવ અને ડાબા જમણા અંગનો કેહેવાવા માત્ર શિવાય બાકી પુરૂષ કરતાં જરા પણ સ્ત્રીનો અધિકાર ઓછો નથી પરતુ બરાબર છે. અને એમ બરાબર છતાં પણ કેટલીક વાતે સ્ત્રીવર્ગ પુરૂષ વર્ગને જીવવામાં અથવા વ્યવહારમાં સહાય થઇ પડવાથી પોતાની યોગ્યતાને શોભાવી અધિક માનને પાત્ર થાય છે. પણ એ માનને પાત્ર થતાં પુરૂષનો અધિકાર ઉલટો વધારે છે પણ ઘટાડતી નથી. આંબા આદિ પરોપકારી વૃક્ષોમાં ફળ આવે છે તેથી તેઓ નીચાં નમે છે. એ એનું નીચું થવું એની નીચાઇને દેખાડતું નથી પણ મોટાઇને દેખાડે છે કે આવી રીતે જ્યારે મોટાઇ આવે ત્યારે માણસોએ નમીને ચાલવું જોઇએ. સારાંશ એ કે સ્ત્રીઓમાં જો યોગ્યતા આવે છે તો પોતાનો અધિકાર બરાબર મેળવતાં સ્વામીના અધિકારને ઉલટા વધારે શોભાવે છે. ક્યાંઇ સ્વભાવના દોષથી સદ્ગુણી સ્ત્રીવર્ગ દુઃખ પામતો હશે અથવા લોકો ધારે છે તેમ ગુલામગીરીમાં ગણાઇ ગયો હશે એ વાત ખોટી નથી. પુરૂષવર્ગને પણ ક્યાંઇ ક્યાંઇ તેવું દુઃખ હોય છે પણ તે કાંઇ સભામાં ભાષણો કરવાથી મટવાનું નથી. એનેમાટે નિરંતર વિનય-વિવેકને આપે તેવી વિદ્યાની વૃદ્ધિ થવાની જરૂર છે. એ વિદ્યાવૃદ્ધિ બરાબર થયા પછી સ્ત્રી અને પુરૂષો પોતપોતાના સદ્ગુણોનો પરસ્પર અનુભવ કરી પોતપોતાનો અધિકાર જે પ્રમાણે હશે તે પ્ર

માટે સહજમા સભાળી લેશે; પછી આનો અધિકાર અધિક કે આનો ઓછો એમ બોલવા લખવાની જરૂર રેશે નહિ. અધિકાર મેળવનારાના માગ કોઇ ખર જોવા નથી જેઓ વિદ્યાભ્યાસ કરે છે, તેઓ આ સમયમા મોટી મોટી પદવીઓ મેળવે છે તેમ જે વર્ગ અધિકારમાટે સદ્ગુણને માર્ગે પ્રયત્ન કરે છે તે અધિકાર મેળવે છે તોપણ સ્મરણમાત્ર એટલુ સહુએ રાખવુ કે બધા કારણોથી અનાદિથી ચાલ્યુ આવતુ સ્ત્રીપુરૂષમા જે સેવ્યસેવકપણુ પ્રાપ્ત છે તે કોઇ કાળે મટવાનુ નથી એ ઇશ્વરની ઇચ્છાથી મર્યાદાનો ક્રમ એવો તો ઉત્તમ અને બન્ને વર્ગને લાભકારક છે કે તેનુ એક જીભથી વર્ણન થઇ શકતુ નથી જેઓ પૂર્ણ રૂપને નથી સમજતા તેવા લોકો એમા બકરીનો વાઘ કરી મેલે છે પણ જો તેઓને ઇશ્વરકૃપાથી બોધ થાય તો તે વાઘની બકરી દેખે તેવુ છે અમે જે વિદ્યાવાનાને ઇસારે કરિયે છિયે તે અક્ષરવિદ્યા એકની નહિ ખરી વિદ્યા તો સદ્ગુણ છે એ સદ્ગુણ ન હોય તો બીજી વિદ્યા તો ઉલટી અવિદ્યારૂપ થઇ પડે છે પરસ્પર સુખની આશા સદ્ગુણથી બધાય છે, માટે ભણતર અને સદ્ગુણ એ બેય મળીને મનુષ્યો કેળવાય તેને અમે વિદ્યા સમજીએ છિયે જગતમા સદ્ગુણને પ્રતાપે સુખ ભોગવના ઘણા દપતી વસે છે જેઓ નામાકિત અને મોટા રાજ્યપ્રસગમા આવેના હશે તેઓના તો નામ થોડા ઘણામા અજર અમર થઇ ગયા છે પણ તેવા પ્રસગમા નહિ આવેના ઘણા દપતીઓ સુખ ભોગવતા એમનેએમ ચાલ્યા ગયા છે, ચાલ્યા જાય છે અને ચાલ્યા જશે દુર્ગુણથી દુ ખ પામનારા પણ જેઓ જગતના પ્રસગમા આવ્યા તેઓ નિદાને પાત્ર થઇ ચાલ્યા ગયા છે, અને જેઓ પ્રસગમા નહિ આવેના તે એમનેએમ અજાણમા ચાલ્યા ગયા છે, ચાલ્યા જાય છે અને ચાલ્યા જશે એટલે કેટેનાનુ એ કે જેમ સ્ત્રીઓના દુ ખથી કેટલોક પુરૂષવર્ગનો ભાગ દુ ખી છે તેમ પુરૂષના દુ ખથી સ્ત્રીવર્ગનો કેટલોક ભાગ પુરૂષ કરતા અધિક દુ ખી છે, તો એવાઓના દાખલા, વિદ્વાન વર્ગમા મેલવા એ શોભે નહિ કેમકે એમ કરવાથી ઉચા વર્ગમા ખોટી લાગણી થાય પણ નીચા વર્ગને કાઇ લાભ થાય નહિ એટલામાટે વિદ્યા અને સદ્ગુણના પરિશીલનથી, સમજુ વર્ગે પરસ્પર સુખ સતોષ લેવો અને તેથી રહિત વર્ગ જે હોય તેને, તેવા બનાવી દઇ તેને પણ સુખ સતોષ લેવરાવવો એજ મુખ્ય કર્તવ્ય છે; કોઇ કેહેતુ હોય કે, સ્ત્રીનો અધિકાર પુરૂષ કરતા અધિક છે તો તેની સાથે, વાધો લેવાની શી જરૂર છે? કોઇ એમ, કેહેતુ, હોય કે સ્ત્રીનો, અધિકાર પુરૂષની બરાબર છે તેની સાથે તકરાર કરવાનુ શુ કારણ છે? કોઇ એમ

કેહેતું હોય કે પુરૂષનો અધિકાર સર્વોત્તમ છે સ્ત્રીનો નથી, તેની સાથે પણ વાદાવાદ કરવાનું શું પ્રયોજન છે? કેમકે જગતમાં જેમ કલ્પના કરી માનિયે તેમ માની શકાય છે અને તે સઘળું જગતમાં અણઘટતું કહી શકાય નહિ. બાકી જે પ્રસંગે જે પાત્ર જે સમયે જેવો વધારે ઘટારે અધિકાર કે સુખ-દુઃખ ભોગવે છે તે સો સૌનું અંતઃકરણ જાણે છે માટે આપણે જેટલો તેવિશે બોલવાનો શ્રમ લઇએ તેટલો શ્રમ દીવો બાળીને કોતરા ખાંડવાના શ્રમની પેઠે અફળ જાય છે. દુર્ગુણ જગતમાં થયા છે તે કાંઇ સ્ત્રીવર્ગને બાધ કરે અને પુરૂષને ન કરે તેમ નથી. તેઓ બેયને બાધ કરે છે, પરંતુ તેનાં પાત્રપરત્વે કાંઇક ભેદ હોય છે. ઘણીવાર એવું પણ જણાય છે કે પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગને દુર્ગુણો વધારે બાધ કરે છે, પછી તેનું કારણ તો ગમે તે કલ્પવામાં આવે. આમ હોવાથી સ્ત્રીવર્ગ વધારે દુઃખી દેખાય એ પણ સંભવિત છે પણ તેથી પુરૂષવર્ગ સુખ ભોગવે છે એમ સિદ્ધ થઇ જાતું નથી. આવો ગડબડગોટો શી રીતે મટે તેનેમાટે ખરો ઉપાય શોધવો એ ઘણુંજ કઠણ કામ છે અને તે નથી જડચો ત્યાંસુધી બેય વર્ગમાં સદ્‌ગુણસાથે વિદ્યા વધે તેવું પ્રયત્ન સમજુ લોકોએ કર્યા કરવું. આરંભ થશે તો કોઇક દિવસ પણ તેનાં સારાં ફળ પાછળની પ્રજા ચાખશે. સુધરેલા વર્ગમાં સ્ત્રીવર્ગ અને પુરૂષવર્ગપ્રત્યે અમારૂં એજ બોલવું છે કે સહુએ સદ્‌ગુણ સંપાદન કરી પોતપોતાના સ્વધર્મ પ્રમાણે સેવ્યસેવક ભાવથી ચાલ્યું જવું અને કોઇએ કોઇ પ્રકારનું અભિમાન ન કરતાં પરસ્પર અનુકૂળ રહી વ્યવહારનાં સુખ સંપાદન કરવા સહાયતા કરવી તો પછી અધિકારનું પુછવુંજ શું? અધિકાર વધારે ઘટારેની વાત તો કેવળ અજ્ઞાનદૃષ્ટિનીજ છે.

સ્ત્રીવર્ગની પુરૂષવર્ગ સાથે કેટલાક અધિકારમાં સામાનતા જગત્પ્રસિદ્ધ છે તોપણ પુરૂષ સેવ્ય અને સ્ત્રી સેવક એમ સાંસારિક ક્રમ હોવાથી તેટલે અંશે માત્ર સમાનતા નથી. પણ અનુકૂળનાયકો તેની તે ન્યૂનતાને ઢાકી દેઇ અધિક માન આપે છે. અનુકૂળ નાયકો એમ અધિકાર વધારે પરંતુ તે પ્રમાણે પાત્ર થવું એ સ્ત્રીવર્ગના હાથમાં છે. કેટલીક વાતો વિચારતાં સ્ત્રીઓની અસમાનતા તો કેહેવામાત્ર રેહે છે, કેમકે સુશીલ અને સદ્‌ગુણી થાય તો અનુકૂળનાયક તેને આધીન થઇને રહે છે અને દુર્ગુણી કે દુરાચારી થાય તો તે આધીન કરીને રાખે છે. અને ક્યાંઇ ક્યાંઇ પુરૂષનોજ સ્ત્રૈણ થઇ જવાનો સ્વભાવ હોય છે તેથી પણ તે પુરૂષનો અધિકાર અધિક છતાં સ્ત્રીનો અધિક હોય એવો પણ ભાસ થાય છે. સદ્‌ગુણપાત્ર સુશીલ સ્ત્રીઓ કેટલી બધી મોટાઇ મેળવીને પોતાના પતિઓને

પણ પ્રસિદ્ધ કરી ગઇ છે તે કાઇ કોઇથી અજાણ્યુ નથી ગગાની પેઠે જેનુ નામ લઇને પવિત્ર થઇએ છિયે એવા સદ્ગુણી સતીજનો દમયતી, અરૂધતી, લોપામુદ્રા, સાવિત્રી મદાલસા, સીતા, દ્રૌપદી વગેરેએ પોતાના પ્રાણનાથપ્રત્યે સેવકભાવથી વર્તી પોતાનો અધિકાર કેટલો બધો વધારેલો છે તે તેના ઇતિહાસથી જણાઇ રહે છે આજ પણ અનુકળનાયકની સદ્ગુણી સ્રીઓ પોતાના પતિને અનુકૂળ રહી, સેવકભાવથી અનેક પ્રકારનુ માન પામતી હોય તો તે પણ દીનવી લે છે પરતુ તેવી પ્રસિદ્ધિમા સ્રીવર્ગને અધિકતા કે સમાનતા આપી શકાતી નથી કેમકે આપણો આપેલો અધિક અધિકાર એ સાચવી શકે કે કેમ તે વાત સદેહભરેલી છે એટલામાટે એમ રાખવુ જોઇએ કે સ્રીવર્ગ ભલે પોતાની મેળે યોગ્ય થઇ મર્યાદાથી માન મેળવે એ વિષયમાં વિદ્વાનવર્ગની અપ્રસન્નતા નથી

જે માણસ પોતાના ધર્મમા રહી સેવકભાવ બરાબર બજાવે છે તેને તેનો સદ્ગુણી સેવ્ય સાચી સેવ્યતા દેખાડી તેનુ માન વધારી તેના સુખમા વધારો કરે છે, એ જુના નવા ઇતિહાસોથી સર્વના જાણવામા આવ્યુ છે માટે જો અધિકાર મેળવવાનુ મન થતુ હોય તો એ માર્ગેથી મેળવવાથી મોટો લાભ થાય છે પોતાના ધર્મપ્રમાણે સેવકભાવથી વર્તતા છતા કોઇ કાળયોગથી કે પ્રારબ્ધ યોગથી સામુ પાત્ર અપાત્ર મળતા સર્વ વૃથા થાતુ હોય તોપણ તેને તે માર્ગથી આખર સુખ મળે છે એવા પણ ઘણા દાખલાઓ નજરે આવે છે પણ આમ વણુ કરીને બનતુ જ નથી, કેમકે પુરૂષવર્ગ સર્વ સ્થળમા અધિક બુદ્ધિનો ગણાય છે અનાદિથી મળેલી સેવ્યતાનો ખોટો ઉપયોગ કરનારા કેટલાક હોય છે તેઓ પોતાની અયોગ્યતાનુ કનેગરૂપ ફળ ચાખ્યાવિના રહેતા નથી તે પ્રમાણે ખોટુ અભિમાન લઇ ભાગેલા સ્રીવર્ગને પણ તે પ્રમાણે ફળ થયાવિના રહેતુ નથી માટે એ વાત ઉપર દૃષ્ટિ પણ ન કરતા સહુએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે વર્તીને સર્વોત્તમ સુખ સપાદન કરવુ અધિકાર મેળવીને શુ કરવુ જ્યાત્યાથી સુખમા નસાર ચાલે એ કામ છે જ્યા પુરૂષવર્ગ અડબોથ હોય અને સ્રીના સુલક્ષણ હોય ત્યા પુરૂષવર્ગને સ્રીવર્ગે સૌમ્ય ઉપાયોથી-સુધારી લઇ પોતાની યોગ્યતા શોભાવવી અને જ્યા સ્રીવર્ગ અડબોથ હોય ત્યા પુરૂષ વર્ગે સ્રીવર્ગને સુધારી લઇ પોતાની યોગ્યતા શોભાવવી અને કદિ અત્યત પ્રારબ્ધની કઠિનતાથી તે પ્રમાણે કરતા છતા ન્યૂનતા રહિ જાય તો તે-ધ્યાનમા નહિ લેતા લીધેલો વેશ જેમતેમ સુખ માની લઇ પૂરો કરવો એમાજ ચિત્તની ચતુરતા રહેલી છે પછી દેશ, કાળ, પાત્ર અને દ્રવ્યના યોગે જે કાળે જે બનાવ થાય તે ખરો

# अपरोक्षानुभूति.

( સબંધ પાને ૧૫૧ થી )

स्वप्नदेहो यथा ध्वस्तस्तथैवायं हि देहकः ।
अध्यस्तस्य कुतो जन्म जन्माभावे हि तत्कुतः ॥ ९३ ॥

સ્વપ્નમાં દીઠેલો દેહ જેમ (છે નહિ તોપણ કલ્પિત) માની લીધેલો છે તેમજ આ (જાગ્રતમાંનો સ્થૂલ) દેહપણ (કલ્પિત) માની લીધેલો છે. જે (કલ્પિત) માની લીધેલ હોય તેને જન્મ ક્યાંથી હોય અને જન્મ ન હોય એટલે પ્રારબ્ધ પણ ક્યાંથી હોય? નજ હોય. ૯૩.

[1] उपादानं प्रपंचस्य मृद्भांडस्येव कथ्यते ।
अज्ञानं चैव वेदांतैस्तस्मिन्नष्टे क्व विश्वता ॥ ९४ ॥

( નિમિત્ત અને ઉપાદાન એવા ભેદથી કારણ બે પ્રકારનાં છે. તેમાં નિમિત્ત કારણ એટલે માત્ર ઉત્પત્તિ કરનારૂં અને ઉપાદાન કારણ તે તો ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનારૂં છે. તે બેય કારણોમાં माया तु प्रकृतिं विद्यात् અર્થાત માયાને પ્રકૃતિ જાણવી ઇત્યાદિ વાક્યોવડે) વેદાંતશાસ્ત્રોએ માટીના ઠામનું જેમ ઉપાદાન કારણ માટી કહેવાય છે તેમ પ્રપંચનું ઉપાદાન કારણ અજ્ઞાનજ કહેલ છે. એ ઉપાદાન કારણરૂપ અજ્ઞાન ટળી ગયું એટલે દેહાદિ પ્રપંચ કે જગતપણું ક્યાં છે? ક્યાંઇ નથી. ૯૪.

( અહી એવો ભાવ છે કે કેવળ બ્રહ્મજ જગતનું કારણ નથી કેમકે તે નિર્વિકાર છે. તેમ કેવળ અજ્ઞાનપણ જગતનું કારણ નથી કેમકે તે જડ છે. માટે સત્ય અને અનૃત એમ બેય મળીને જગતનું કારણ થાય છે. શ્રુતિ પણ કહે છે કે सत्यानृते मिथुनी करोति સત્ય અને અનૃત પ્રપંચ કરે છે. માટીનો પીંડ અહીં દ્રષ્ટાંતરૂપ છે. તે પીંડ એકલી માટીથી કે એકલા પાણીથી નથી થતો પણ બેયથી થઇને પાત્રો બને છે. તે રીતે અહી જલને સ્થાનકે બ્રહ્મ છે અને માટીને સ્થાનકે અજ્ઞાન છે. તેમાં બ્રહ્મનું અવિનાશીપણું હોવાથી બ્રહ્મજ્ઞાનથી અજ્ઞાન નાશ થતાં જીવ-ઇશ્વરાત્મક જગત્ ક્યાં છે? ક્યાંઇ નથી. )

[2] यथा रज्जुं परित्यज्य सर्पं गृह्णाति वै भ्रमात् ।
तद्वत्सत्यमविज्ञाय जगत्पश्यति मूढधीः ॥ ९५ ॥

---

૧ यतो वा इमानि भूतानि जायते ( જે બ્રહ્મથકી આ ભૂત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે ) ઇત્યાદિ શ્રુતિથી સત્યસ્વરૂપ બ્રહ્મથકી દેહાદિ પ્રપંચનુ થવાપણું છે ત્યારે તેની પ્રતીતિ કેમ ઘટે? તો ત્યા અજ્ઞાનથી પ્રતીતિ અને જ્ઞાનથી નિવૃત્તિ દ્રષ્ટાંતવડે કહી દેખાડે છે.

૨ મિથુનીભાવ એટલે જોટાપણાનુંજ જગતના કારણપણું છે તે દ્રષ્ટાંતથી કહે છે.

જેમ મૂર્ખ માણસ ભ્રમથી દોરીને મેની દઈને સર્પને ગ્રહણ કરે છે તેમ મૂઢ બુદ્ધિવાળો માણસ સત્યને નહિ જાણીને જગતને દેખે છે ૯૫

[1] रज्जुरूपे परिज्ञाते सर्पखंड न तिष्ठति ।
अधिष्ठाने तथा ज्ञाते प्रपंच शून्यता गत ॥९६॥

દોરીનુ રૂપ જાણવામા આવ્યુ એટલે સર્પનુ શરીર ઉભુ રહેતુ નથી તેનીજ રીતે અધિષ્ઠાન બ્રહ્મ જાણવામા આવ્યુ એટલે પ્રપચ (જગત) શૂન્યતા પામ્યો છે (એમ સમજવુ અર્થાત્ બ્રહ્મનો બોધ થતા જગત્ રહેતુ જ નથી) ૯૬

देहस्यापि प्रपचत्वात् प्रारब्धावस्थिति कुत ।
[2] अज्ञानिजनबोधार्थं प्रारब्ध वक्ति वै श्रुति ॥९७॥

દેહનુ પણ પ્રપચપણુ હોવાથી પ્રારબ્ધની સ્થિતિ ક્યા રહી? સાવ રહી નહિ માત્ર અજ્ઞાની લોકોના બોધનેમાટે શ્રુતિ પ્રારબ્ધને કહે છે (અજ્ઞાનીના બોધમાટે એમ કે જ્ઞાનથી સર્વ વ્યવહારના કારણરૂપ અજ્ઞાન નાશ થયા છતા જ્ઞાનિને વ્યવહાર કેમ રહે છે, એમ અજ્ઞાની આક્ષેપ કરે તો તેને એમ જણાવવા માટે કે 'પ્રારબ્ધથી') ૯૭

[3] क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ।
बहुत्व तन्निषेधार्थं श्रुत्या गीत च यत्स्फुटम् ॥९८॥

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वे संशया । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ।
"તે પરાવર દેખતા અર્થાત્ સાક્ષાત્ બ્રહ્મનો બોધ થતા તે જ્ઞાનીને હૃદયની ગાઠ ભેદાઇ જાય છે, સર્વ સશયો છેદાઇ જાય છે, અને તેના કર્મો ક્ષય પામી જાય છે" એમ શ્રુતિએ પ્રસિદ્ધ રીતે કર્મનુ બહુ વચન કહેલ છે તે પ્રારબ્ધના નિષેધનેમાટેજ છે

(કર્મ શબ્દથી સચિત અને ક્રિયમાણ એમ બેજ કર્મ લેવાનુ કહ્યુ નથી બહુ વચનથી ત્રણે કર્મ સમજી લેના માટે બ્રહ્મ આત્માના સાક્ષાત્કારવડે

---

૧ હવે જ્ઞાન થયુ એટલે રહ્યા પ્રપચ જગત ક્યા છે? એમ જે કહ્યુ છે તે વધુનતા પૂર્વે કહેલા પ્રારબ્ધના અભાવનો ઉપસહાર કરે છે

૨ જીવન મુક્ત જ્ઞાનીને પ્રારબ્ધ છે નહિ ત્યારે अत्र ब्रह्म समश्नुते। (અહીં બ્રહ્મને પામે છે) છતાં શ્રુતિ શામાટે પ્રારબ્ધ છે એવુ દેખાડે છે તો તેનુ કારણ અજ્ઞાનીના બોધ માટે પ્રારબ્ધ કહે છે

૩ ત્યારે જ્ઞાનિના બોધ માટે શ્રુતિ શુ કહે છે એમ શકા થાય તો આ કહે છે (શ્રુતિનો અર્થો નોંધ મૂળમાં લીધો છે)

ચિજ્જડ ગ્રંથિના ભેદનથી સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ત્રણ પ્રકારના કર્મના ક્ષયને અંતે પરમ પુરુષાર્થ ( મોક્ષ ) જ્ઞાનિના બોધમાટે શ્રુતિ કહે છે. એમ અહીં ભાવ સમજવો. ) ૯૮

[1] उच्यतेऽज्ञैर्बलाच्चैतत् तदानर्थद्वयागमः ।
वेदांतमतहानं च यतो ज्ञानमिति श्रुतिः ॥ ९९ ॥

આ પ્રારબ્ધ અજ્ઞાની એટલે શ્રુતિના તાત્પર્યને નહિ જાણનારાઓએ બળથી એટલે અવિવેકના જોરથી કહેલ છે. અર્થાત્ ખરાપણાથી પ્રતિપાદન કરેલ છે. અને અદ્વય આત્માને જોતા નથી તો બે અનર્થ એટલે બે દોષ આવે છે. ( તેમાં પ્રારબ્ધરૂપ દ્વૈતનો અંગીકાર કરવાથી મોક્ષ ન થાય એ એક દોષ તથા મોક્ષ ન થાય એટલે જ્ઞાનના સંપ્રદાયનો ઉચ્છેદ થઇ જાય એરૂપ બીજો દોષ. કેવળ એ બે દોષ આવે છે એટલુંજ નહિ પણ ) પ્રારબ્ધ-ગ્રહણરૂપ દ્વૈતના યથાર્થપણાથી વેદાંતમતનો પણ ત્યાગ થશે. ( ત્યારે અહિ સિદ્ધ કરવાનું શું છે તો તે એ છે કે ) 'જેના થકી જ્ઞાન થાય છે' એવા પ્રકારની શ્રુતિ ગ્રહણ કરવી. ૯૯[2]

[3] त्रिपंचांगान्यथो वक्ष्ये पूर्वोक्तस्य हि लब्धये ।
तैश्च सर्वैः सदा कार्यं निदिध्यासनमेव तु ॥ १०० ॥

હવે પૂર્વોક્ત એટલે સ્વરૂપાદિ સ્થાન એજ છે લક્ષણ જેનું એવા મોક્ષની સિદ્ધિનેમાટે પંદર અંગો કહું છું. તે હવે કેવાશે એવાં સર્વે અંગોવડે નિદિધ્યાસનજ કરવું ( ગુપચૂપ ન રહેવું. ) ૧૦૦

---

૧ પ્રારબ્ધને અંગીકાર કરવામા દોષ કહે છે

૨ તે શ્રુતિ આ પ્રમાણે तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मण नानुध्यायाद्बहूञ्छब्दान् वाचो विग्लापनं हि तत् ॥ (બ્રહ્મ થવાની ઇચ્છા કરનારો વિવેકી તેનેજ એટલે વેદાંતપ્રસિદ્ધ આત્માને પ્રથમ ઉપદેશથી અને શાસ્ત્રથી જાણીને પછી શાસ્ત્ર-આચાર્યોએ ઉપદેશ કરેલ હોય તેજ જેનો વિષય છે એવી, અપરોક્ષ અનુભવસુધી પોચે એવી અને જાણવાની ઇચ્છાને પૂર્ણ કરે એવી બુદ્ધિ કરવી બહુ એટલે કર્મ ઉપાસનાને પ્રતિપાદન કરનારા શબ્દોને અને વાક્યના સબંધોને વિચારવા નહિ. કેમકે તે દ્વૈત શાસ્ત્રનું પઠન કરવું તે નકી વાણીને શ્રમ આપનારું છે

૩ આટલા ગ્રંથના સંદર્ભથી મુખ્ય અધિકારીને વૈરાગ્ય આદિ ચાર સાધન પૂર્વક વેદાંતવાક્યનો વિચાર એજ પ્રત્યગઅભિન્ન બ્રહ્મના અપરોક્ષ જ્ઞાન દ્વારા મુખ્ય મોક્ષનું કારણ છે એટલુંજ કહ્યું હવે વારંવાર વિચારીને પણ બુદ્ધિનું મંદપણું અને વિષયવિષે આસક્તિ આદિ પ્રતિબંધથી જેને અપરોક્ષ જ્ઞાન નજ થાય તે મંદ અધિકારીને નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન કરવું એજ મુખ્ય સાધન છે એવો અભિપ્રાય લઇને સાધન સહિત ધ્યાનયોગ શ્રી આચાર્યજી કહે છે ( રાજયોગના ૧૫ અંગ અને તેનું પ્રયોજન કહે છે )

[1] नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः ।
तस्माद्ब्रह्म निदिध्यासेज्जिज्ञासुः श्रेयसे चिरम् ॥ १०१ ॥

નિરંતર અભ્યાસ સિવાય સચ્ચિદાનંદ આત્માની પ્રાપ્તિ થતી નથી માટે જીજ્ઞાસુ માણસે કલ્યાણને માટે ઘણા કાળ પર્યંત બ્રહ્મનો નિદિધ્યાસ કરવો ૧૦૧

[2] यमो हि नियमस्त्यागो मौनं देशश्च कालता ।
आसनं मूलबन्धश्च देहसाम्यं च दृकस्थितिः ॥ १०२ ॥
प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यङ्गानि वै क्रमात् ॥ १०३ ॥

યમ, નિયમ, ત્યાગ, મૌન, દિશા, કાલ, આસન, મૂલબંધ, દેહસામ્ય, દૃષ્ટિસ્થિતિ, (૧૦૨) પ્રાણસંયમ, પ્રત્યાહાર ધારણા, આત્મધ્યાન અને સમાધિ એ ક્રમથી અંગો કહ્યા છે ૧૦૩

[3] सर्वं ब्रह्मेति विज्ञानादिन्द्रियग्रामसंयमः ।
यमोऽयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ १०४ ॥

સર્વ આકાશ આદિથી દેહપર્યંત જે કાંઇ છે તે બ્રહ્મ છે એવા બોધથી (નિશ્ચયથી) ઇંદ્રિયોના સમૂહનું જે નિયમમાં રહેવું અર્થાત્ વિષયો નાશવાન્ અને દુઃખદ છે એવી દોષદૃષ્ટિથી તેનું નિવારણ કરવું એ 'યમ' એમ કહેવાય છે (કેવળ અહિંસા એજ કાંઇ યમ નથી) માટે વારવાર તેનો અભ્યાસ કરવો ૧૦૪

[4] सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ।
नियमो हि परानन्दो नियमात्क्रियते बुधैः ॥ १०५ ॥

પ્રત્યગભિન્ન પરબ્રહ્મ સજાતીય કહેવાય, તેમાં એકાકાર વૃત્તિરૂપ પ્રવાહ રહેવો અથવા હું અસંગ છું, અવિકારી છું, ઇત્યાદિ પ્રત્યગઅભિન્ન બ્રહ્મના નિશ્ચયનું અવિછિન્નપણું, અને વિજાતીય એટલે બ્રહ્મ તથા આત્માથી વિલક્ષણ જગત્ અર્થાત્ પૂર્વસંસ્કારથી થયેલી જગદાકાર વૃત્તિ, તેનો તિરસ્કાર એટલે દોષ સંભારીને અધિક ઉપેક્ષા કરવી, તે નક્કી 'નિયમ' કહેવાય છે (કેવળ શૌચાદિ ક્રિયા તે નિયમ નથી) એ નિયમથી વિદ્વાનોએ પરમ આનંદ પ્રાપ્ત કરાય છે ૧૦૫

---

૧ તેમાં પ્રથમ અધિકારીએ સગુણ ઉપાસના અને વિચારરૂપ સાધન અને મને મેળવી શ્રદ્ધાથી આચાર્યે કહ્યું હોય તે પ્રકારે નિર્ગુણ બ્રહ્મનું નિરંતર ચિંતન કરવું અર્થાત્ નિદિધ્યાસન કરવું તે કહે છે ૨ ત્યારે જેની સાથે નિદિધ્યાસન કરવું તે અંગો કયા, તો તેના ૧૫ નામ કહે છે એનો અર્થ અનુક્રમે વિવેચનમાં સમજાશે
૩ ૧૫ પૈકી પહેલું અંગ યમ એ તે શું તે કહે છે ૪ બીજું અંગ નિયમનું લક્ષણ કહે છે

[1] त्यागः प्रपंचरूपस्य चिदात्मत्वावलोकनात् ।

त्यागो हि महतां पूज्यः सद्यो मोक्षमयो यतः ॥ १०६ ॥

નામરૂપવાળો પ્રપંચ 'આ ઘડો આ લુગડુ' ઇત્યાદિ નામરૂપથી જેનાવડે પ્રકાશ પામે છે. તે પ્રપંચરૂપ અર્થાત્ સર્વાધિષ્ઠાનરૂપ પદાર્થનું સ્ફુરણ, તેનો ચિદાત્મપણાના અનુસંધાનનેલીધે એટલે સ્વયંપ્રકાશ બ્રહ્મસ્વરૂપપણાના અનુસંધાનનેલીધે, જે ત્યાગ કેહેતાં નામરૂપની ઉપેક્ષા કરવી, તેજ 'ત્યાગ' કેહેવાય. શ્રુતિ પણ કેહે છે કે ईशावास्यमिद. અર્થાત્ આ સર્વ ઇશ્વરથી ઢંકાયેલું છે. તે ત્યાગ તત્કાળ એટલે બ્રહ્મના અનુસંધાન સમયેજ પરમાનંદસ્વરૂપ સ્થિતિરૂપ છે, માટે તે મહાન પુરૂષોએ માન આપવા યોગ્ય છે. સારાંશ કે આત્મતત્વને જાણનારાઓને પ્રિય હોવાથી આ ત્યાગ અતિ પ્રસિદ્ધ છે. ૧૦૬

[2] यस्माद्वाचो निवर्तंते अप्राप्य मनसा सह ।

यन्मौनं योगिभिर्गम्यं तद्भवेत् सर्वदा बुधः ॥ १०७ ॥

(શબ્દની પ્રવૃત્તિ થવાના નિમિત્તરૂપ જાતિ ક્રિયા આદિનો અભાવ હોવાથી) જે થકી મન સહિત વાણી (તેને) પહોચ્યાવિના પાછાં ફરે છે, અર્થાત્ જે મન-વાણીથી અગોચર છે, જે મૌન વર્ણવી ન શકાય એવું (બ્રહ્મ) છે, અને એમ છતાં પણ જે જ્ઞાનયોગિઓએ પ્રત્યગભિન્નપણાવડે પમાય એવુ છે, તેજ (બ્રહ્મરૂપ) મૌનરૂપે વિવેકીએ થવું. સારાંશ કે તે મૌનરૂપ બ્રહ્મ હું છુ એમ નિરંતર અધ્યાસ રાખવો. ૧૦૭

[3] वाचोयस्मान्निवर्तंते तद्वक्तुं केन शक्यते ।

प्रपंचो यदि वक्तव्यः सोपि शब्दविवर्जितः ॥ १०८ ॥

જે થકી વાણી પાછી વળે છે અર્થાત્ જેને વાણી પોચતી નથી તેને (આવા પ્રકારનું છે એમ) કોણે કહી શકાય છે. કદી પ્રપંચ 'આવો છે એમ કેહેવાય તેવો હોય તો તે પણ શબ્દ વગરનો છે. અર્થાત્ આવોજ છે એમ કહી શકાતો નથી. સારાંશ કે શબ્દની પ્રવૃત્તિરૂપ નિમિત્તના અભાવથી બ્રહ્મ જેમ વાણીનો વિષય નથી તેમ નામ રૂપ જાતિ આદિ પ્રપંચ પણ સદ્ છે કે અસત્ છે એમ નકી કહી શકાતો નથી માટે વાણીથી અતીત છે, તેથી સર્વથા મૌનજ પ્રાપ્ત થયું. ૧૦૮

---

૧ ત્રીજુ અંગ ત્યાગનું લક્ષણ. ૨ ચોથુ અંગ મૌનનું લક્ષણ હવે કહે છે,

૩ કદી પ્રત્યગભિન્ન બ્રહ્મનું અનુસંધાન તો ધ્યાનરૂપ ૧૪ મું અંગ કેહેવાય એમ શકા થાય તો બીજા પ્રકારથી મૌનને કહી દેખાડે છે.

(અપૂર્ણ.)

# ગ્રંથવિવેચન

## સરસ્વતીચંદ્ર અથવા બુદ્ધિધનનો કારભાર

(સંબંધ પાને ૧૬૮ થી)

જેવું આ પ્રકરણ નિરર્થક તેવોજ તે પ્રયત્ન પણ નિરર્થક પોતાના શીલત્વનું અભિમાન રાખતી કિશોરીનો મદ તોડવા જતા આવુ સામાન્ય જનને કદાચિત્ વિપરીત માર્ગે દોરનારૂ, સજ્જનને ગ્લાનિ પમાડનારૂ અને સ્ત્રીસમાજને માટે આ ગ્રંથને અયોગ્ય કરનારૂ આ દુષ્ટ પ્રકરણ દાખલ કરીને પણ કર્ત્તાએ કિશોરીને પૂર્ણ શીલવતી રાખી નથી જે સમયે "બેન કિશોરી હુ તમારો ભાઇ થાઉં હો" એ વચન નવીનચંદ્રના મુખમાથી બોલાવવા પડ્યા તે સમયે કર્ત્તાના મસ્તકમાથી શુ આ આખા પ્રકરણનો વિચાર લુપ્ત થઇ ગયો હતો ? આ પ્રતિના ગ્રંથકર્ત્તાએ આમ સામાન્ય બાબતોમા પ્રમાદી રહેવુ એ યોગ્ય નથી બીજુ પાત્ર નવીનચંદ્ર કદાચિત્ આ પાત્રનુ શૌર્ય જણાવવાને આ પ્રકરણ હોય, પણ શુ એને માટે આવા શિવાય બીજો યોગ્ય પ્રસગ ન મળત ? મળી શકતજ, અને તે કેમ તે આપણે વિચારશુ ત્રીજુ પાત્ર બુદ્ધિધન આ પાત્રમા, આ પ્રકરણ તે પાત્રના શાતિ ધૈર્ય આદિ જે ગુણો આપણે જાણીએ છીએ તેથી વિશેષ મુકતુ નથી અર્થાત્ એ પાત્રને અંગે પણ એ પ્રકરણ નિરર્થક છે ચોથુ પાત્ર હલકી સ્થિતિનો, સેવાથીજ નિર્વાહ કરનાર અને તે પણ વળી કહેવાતા ઉચ્ચ પણ વસ્તુત નીચ કુળમાજ સેવાને પાત્ર થએલો તુડ મીજાજી નીચ વૃત્તિનો સિપાઇ જમાલ છે આની દુષ્ટતા વિશે જે થોડુ આગળ કહેવાયુ છે તે કદાચિત્ પરિપૂર્ણ ગણાત તથાપિ જો કર્ત્તાએ એમજ ધાર્યું કે તેના સ્વભાવનુ વિશેષ વિવેચન કરવુ જોઇએ તો શુ બીજા પ્રસંગથી ન થાત ? અલકકિશોરી ઉપર કુદષ્ટિ કરવાથી એની નીચતા અધિક થતી નથી, કારણ કે પોતાના સ્વામી શઠરાયના ઘરમા તેનુ વર્તન તેને આ કરતા પણ અધિક નીચ સ્થિતિમા મુકે છે બુદ્ધિધન એવો પુરૂષ છે કે જેની સાથે તેનો સબધ નથી પણ શઠરાયે તો તેની ઉપર કેટલેક અંશે ઉપકાર કરેલ છે આ રીતે આ પ્રકરણ નિરૂપયોગી છે

હજીપણ વિચાર કરતા તેને ઉપયોગી કરવાનુ એક દ્વાર ઉઘાડુ છે તે એજ કે જમાલ સિપાઇનુ અમાત્ય બુદ્ધિધનના ઘરમા આવવુ, ત્યા ભોયરામા તેનુ કેદ થવુ, તે ભોયરામાથી કોણ જાણે શી રીતે ગુમ થઇ જવુ અને પાછુ થોડા દિવસ પછી રાજા ભૂપસિંહને મારી નાખવાને રચેલા કાવત્રાના યોગે દરબારના મહેલના છુપા ભોયરામાથી તેનુ નીસરવુ આ સર્વ બાબતને બુદ્ધિધનના કારભાર અને તેની ભવિષ્યની સ્થિતિની સાથે બહુ ગૂઢ સબધ હોવો જોઇએ, પણ તે આપણે જાણતા નથી અને બીજો ભાગ વાચ્યા અગાઉ પૂર્ણ રીતે જાણી શકીએ પણ નહિ એ જ્ઞાનના અભાવે આપણે કદા

વિષયમાં આ ભાગ, આગળ કોઇ નવીન આશ્ચર્યકારક પરિણામ દર્શાવતો ન હોવાથી, જમાલના પ્રકરણ કરતાં પણ વિશેષે કનિષ્ઠતાને પ્રાપ્ત થાય છે. જો કોઇ પણ નિરર્થક ભાગ આ ગ્રંથમાં હોય, તો તે આજ હશે.

બુદ્ધિધનના ગૃહનીસ્થિતિનું વર્ણન તેમજ તેની પોતાની માનસિક સ્થિતિનું ચિત્ર યથાયોગ્ય સમયાનુસાર અને આનંદદાયક સ્વાભાવોક્તિનું દર્શન કરાવે છે.

પ્રકરણ બારમામાં દરબારનો પ્રવેશ સામાન્ય રીતે વાચક વર્ગને ઠીક આનંદ આપે એવો છે. પ્રથમમાં રાજેશ્વરના મદીરના વર્ણનવિષે બોલતાં અમે એમ કહ્યુ હતું કે કર્ત્તામાં સ્થાનકનાં ચિત્ર આપવાની ઉત્કૃષ્ટ શક્તિ નથી. ત્યારપછી અંતઃકરણને આકર્ષણ કરે એવું આ એકજ ચિત્ર આવ્યું છે. આ સ્થાનકે વિચાર કરતાં કહેવું જોઇએ કે વર્ણન કરવાની શક્તિ તો કર્ત્તામાં ઉચ્ચ પ્રતિની છે. સંસ્કૃત કાવ્યોના અતિ અભ્યાસનું પરિણામ દૃષ્ટિમર્યાદામાં આવે છે. અલંકારાદિકનો ઉપયોગ કરવામાં કોઇ કોઇ સ્થાનકે કાદબરીની શૈલીનું ગ્રહણ કરવામાં આવ્યું છે. આમ છતાં પણ તેની અંદર સ્થાનકનું ખરેખરૂ સ્વરૂપ દૃષ્ટિમર્યાદા આગળ ખડું કરવાની શક્તિ નથી. આ પ્રકરણમાં નવીનચદ્રના તર્ક-વિતર્ક વાચકનું ધ્યાન સારી રીતે આકર્ષે છે. **બુદ્ધિધન, શઠરાય** વગેરે એકબીજાના અપ્રતિમ શત્રુઓ હોવા છતાં કેવો નિકટ સબધ જણાવે છે, તેનું આ અનુભવાર્થીને મનન થવા માંડયુ. આગળ ચાલતાં દરબાર ભરાય છે, નાયકાઓ નૃત્યે તથા સગીતનો આરભ કરે છે. એટલા સમયમાં આ અનુભવાર્થી પોતાના ત્રીજા અનુભવાધ્યયનના પાઠનાં મૂલતત્વ સમજી લે છે. તત્ક્ષણે કળીઓ આવી પુષ્પ ઉઘડયાં. રામભાઉ આવ્યો. ખટપટ શરૂ થઇ. કારાગ્રહમાં પડેલા વણિગ્‌ને કાઢવા **તર્કપ્રસાદ** અને **રામભાઉ** ચાલ્યા. ટચાક પણ ટેકી નરભેરામે દુષ્ટરાયને તેના પોતાના અંગની દુષ્ટતા દેખાડી સંતાપાગ્નિમાં બાળ્યો. ઘણા સમયનો ઘા ખાઇ રીઢું થઇ ગએલુ પાપી શઠરાયનું ખોખુ કપતાં કપતાં પણ હિમ્મત રાખી રહ્યું. ખવાસે રાણાના હાથમાં કાગળ મુક્યા. તાત્કાલીક રજપૂતસ્વભાવ દર્શાવતો રાણો ગાજ્યો. રાડ નાખી. કોઇ દિવસ ન ધારેલુ સ્વરૂપ ધારણ કર્યું. ખવાસને કેદ કર્યો અને ઉભય પક્ષને કંપાવ્યા. રાણી ઉપર વિશ્વાસ દર્શાવતો રાણો તેની જુબાની લેવા ઉઠયો. થોડું ચાલતાં ચરણ નીચેની ધરણીએ માર્ગ આપ્યો. ભોંયરૂં નીકળ્યું. રાણો ચમક્યો. બુદ્ધિધનની આંખ ફાટી. શઠરાયનું હૃદય ચીરાયું. આ સર્વ ઉપર વિચાર કરતો **નવીનચંદ્ર** જે તર્ક-વિતર્ક કરે છે તે જરૂર વાંચવા યોગ્ય અને મનન કરવા યોગ્ય છે. (અપૂર્ણ.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૬ મુ ॥ આષાઢ, સંવત્ ૧૯૪૮ ॥ અંક ૯ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

### [1] स्वार्थी सगपणविषे

સ્વાર્થતણું સગપણ સંસારે, મમતામાં મન લોભે રે,
ઇશ્વરની અનભેની માયા, એમાં સઘળું શોભે રે,— ટેક
પુત્ર કલત્ર મિત્ર છે કોના, ક્યાં અભિમાન રહે છે રે,
ક્યાં ઘરબાર જનક ને જનની, શું સંતાપ સહે છે રે? સ્વા
બંધાયો સંબંધ જગતમાં, તે ઠેનટ છે ખોટો રે,
સમજી આગ નકાય ન સાચો, એવો ગડબડ ગોટો રે,— સ્વા
સઘળું પ્રિય પોતાનેમાટે, તેથી સ્નેહ રહે છે રે,
સ્વાર્થે જન્મ-મરણના મોટા, સઘળા દુ:ખ સહે છે રે,— સ્વા
ધનયૌવન અહિંયા બેના, આખર જ્યારે આવે રે,
સ્નેહ અને સંબંધ બધાનો, રગ રગ રૂદન કરાવે રે,— સ્વા
રંગ વિચિત્ર જગતમાં લાગે, તે કાગળ પણ તેનું રે,
કેશવ હરિના ભજન વિના તો, તેમાં સુખ તે શેનું રે?— સ્વા

### [2] कर्मगतिविषे पद

કર્મતણી ગતિ ન્યારી, કેશવ કર્મતણી ગતિ ન્યારી, ટેક
અઘટિત ઘટનાજેવી રચના, જાન કે અણધારી,— કે
દુઃખ શોક ભય જન્મ મરણમાં, પરવશ સહુ સંસારી,— કે
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, નિત્ય રડે નરનારી,— કે
કોઇ હસે તો કોઇ રડે છે, કોઇ કુરાગ અધિકારી,— કે
કોઇ વસે વસમા વગડામાં, કોઇ સુખી ઘરબારી,— કે
ભાવ્યાં ભોજન કોઇ જમે છે, કોઇ કનેગી ખારી,— કે

૧ ગીતમાં, રામડાગા ભ રામાં અને બીજે ઘણા રાગમાં ચાલ છે છ રૂચિગની ચાલ
૨ અનેક રાગમાં ગવાય લો વધારાથી ઉર રગાણું છ‍ા થઇ ગ‍ા ૯

કોઇ ધરે જરિયન હીરાગલ, કોઇક કથાધારી;— કે.
કોઇ વિભૂતિ ધરે નિજ અંગે, કોઇક ભૂષણ ભારી;— કે.
સુજનતણી ગતિ નિત્ય નઠારી, દુર્જનની ગતિ સારી;— કે.
વિદ્યાવાન વસે વનમાં જઇ, મૂર્ખ બને દરબારી,— કે.
નિત્ય અજન્મા નિર્વિકાર હરિ, થાય વિચિત્ર વિકારી,— કે.
પશુ આદિકમાં પોતે જન્મે, સહુ જનને સુખકારી,— કે.
કેશવ ઈંદ્રિ જાળ આ જોઇ, મન વાણી હરિ હારી,— કે.
પાર ન પામે કોઇ કળાથી, એ તારી બિલહારી — કે.

---

## वेदधर्मसभानी एक बेठक.

સં૦ ૧૯૪૪ના જેઠ શુદી ૮ ને રવિવારને રોજ આ સભાની એક બેઠક પાઠશાળામાં ભણતા વિદ્યાર્થિઓની પરીક્ષાના પરિણામમાં ઇનામ (પારિતોષિક) આપવાના સંબંધમાં સભાના મંત્રી શેઠજી વસનજી ખીમજી તથા રા. રા. પ્રભુરામ જીવનરામ વૈદ્યના આમંત્રણથી બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણ જીવનરામના અધ્યક્ષપણા નીચે તેમનાજ માળામાં સાંજના ચાર વાગાને સમયે થઇ હતી. તે પ્રસંગે રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, શેઠજી ખીમજી જીવા ,શેઠજી વિસનજી ખીમજી, મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રાજારામ, શેઠજી પુરૂષોત્તમ ઓધવજી, રા. રા. પ્રભુરામ જીવનરામ વૈદ્ય, શાસ્ત્રીજી ભોળાનાથ ભગવાનજી, શાસ્ત્રીજી શામજી વાલજી, શેઠજી નરૂભાઇ, રા. રા. બાલાજી કાશીનાથ, શેઠજી પુરૂષોત્તમ જસરાજ, શાસ્ત્રીજી પુરૂષોત્તમ ઇશ્વરજી, રા. રા. મંગેશ પુરૂષોત્તમ, વગેરે શાસ્ત્રી વર્ગ અને ગ્રહસ્થવર્ગ આશરે દોઢસો બસો એકઠા થયા હતા. આરંભમાં પ્રમુખે વિદ્યાર્થિઓને તપાસી જોવાનો આરંભ કર્યો. તેમાં કાવ્ય વ્યાકરણ વિષે અભ્યાસાનુસાર કેટલુંક પુછવામાં આવ્યું અને છેવટ વેદમંત્રો બોલાવ્યા. ત્યારપછી પ્રમુખને હાથે ઇનામો માધ કુમાર વિગેરેનાં યોગ્યતા પ્રમાણે આપવામાં આવ્યાં. ઇનામ વેચાઇ રહ્યા પછી પ્રથમ નંબરના એક ચંચળ છોકરાને રા. પોપટ પ્રભુરામ તરફથી રૂા. ૩) તથા બીજા બેને એકેક રૂપીયો આપવામાં આવ્યો હતો. ત્યારપછી સભાસદોની આજ્ઞા લઇ તંત્રી કેશવલાલ હરિરામે સભા સંબંધી હકીગત જણાવતાં કહ્યું, કે—

અત્રે વેદધર્મસભાના સભાસદો અને કેટલાક ગૃહસ્થ લોકોથી મળેલી સભાને જોઇ અતિ સંતોષ થાય છે જે સભાની પાઠશાળાના વિદ્યાર્થીઓને આજ ઇનામ આપવાનો મેળાવડો થયો છે, તે વેદધર્મસભા લગભગ ૧૬ વર્ષથી અત્રે સ્થપાયેલ છે એનો ઉદ્દેશ અને મુખ્ય હેતુ એજ છે કે સ્વધર્મની વૃદ્ધિ થાય એનેમાટે ચાલતા ઉપાયો લેવામા નાણાની ગરજ પડે છે । પરંતુ સુધરેલા દેશની પેઠે એવા ધર્મસબંધી કામના વિષયોમા અસંખ્ય નાણા વાપરવાનો આપણા દેશમા ચાલ ઓછો છે અથવા સાન નથી આમ હોવાથી આ સભા તરફથી એવો માર્ગ લેવામા આવ્યો છે કે ધર્મસંબંધી પુસ્તકો છપાવવા તેથી લોકોને ધર્મ વિગેરેનો બોધ પણ થાય અને ખર્ચ કાઢતા કાંઇ વધે તો તે શીલકમા રહે આ ધારણા પ્રમાણે કામ ચાલે તો ધાર્યા પ્રમાણે થઇ શકે સંભાવિત ગૃહસ્થોના જાણવામા આ વાત આવવાથી કેટલાક આ કામમા ઉત્તેજન દેવાના હેતુથી સભાના સભાસદ થઇ વાર્ષિક લવાજમથી અને કેટલાક એકદમ રકમ આપીને આશ્રય આપવા લાગ્યા છે આ વાત અતિ સંતોષકારક છે અને એવી રીતે પ્રીતિ દર્શાવનારનો સભા ઉપર અને આર્યધર્મ ઉપર આભાર થયો છે આજ ૧૬ વર્ષથી આર્યધર્મપ્રકાશ નામનુ માસિક ચોપાનિયુ પ્રકટ થાય છે તે સાથે શ્રીમદ્ ભાગવતભાષાંતર, ભગવતીભાગવત, યોગવાસિષ્ઠ વિગેરે બહાર પડયા છે અને બીજા હજી પડવા જશે । આ સર્વ આશ્રયી સભાસદોની સહાયતાથીજ બન્યુ છે । કર્તવ્ય હજી ઘણુ મોટુ છે તે અહીં કહેતા પાર આવે તેમ નથી એ વિષે એટલુજ કે સ ઇશ્વરકૃપાથી પાર પડશે એને લગતી સભા તરફથી એક પાઠશાળા સ્થાપવામા આવી છે. એ શાળામા તૈયાર થયેલા વિદ્યાર્થીઓ સભાને જોઇતો સંતોષ આપે એ બાબતને હજી વાર છે, તોપણ યથાશક્તિ પાઠશાળાનુ કામ ચલાવવામા સભા સમર્થ થઇ છે એ સર્વ આપ સદ્ગૃહસ્થોએ આપેલા આશ્રયનુ પરિણામ છે હવે પછી પણ પાઠશાળાની વૃદ્ધિનેમાટે અને સુબોધક પુસ્તકોનેમાટે પ્રયત્ન નિરંતર ચાલુ રહેશે.॥ જેમ આજે સભા મળી છે તેજ રીતે ગયા વર્ષમા પણ આ પ્રમાણે સભા મળી હતી તે સમયે સર્વ ગૃહસ્થજનોએ પધારી શોભા આપી હતી તે સમયથી આજસુધીમા શાળામા હજી જોઇએ તેવા ઉંચી પંક્તિનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી મળ્યા નથી એનુ કારણ તો એજ છે કે સંસ્કૃત ભાષાનો પ્રચાર ઘટિ જવાથી લોકો તેમાથી તાત્કાલિક લાભ લેવાનુ જોતા નથી બીજુ એ કે બ્રાહ્મણના છોકરા ભીખ માગી પેટ ભરવાનુ મળે તેવી નવરા થતા નથી અને તેવી તેને કાંઇક લાલચ આપીને ન ભણાવાય ત્યાસુધી તે ભણે નહીં પણ એટલી રાજ્ય

હજી સભામાં આવી નથી. તોપણ હુ ધારી શકુ છું કે જેમ જેમ આર્યલોકોનો ઉ-ત્સાહ વધારે વધારે વધતો જશે તેમ તેમ તે તરફ વધારો થઇ શકશે. ગાયો વિગેરે ઉપયોગી પશુનું સંરક્ષણ નથી થતું કે ગરીબોની સંભાળ નથી લેવાતી વગેરે જે જે દેશનો ડાટ વાળનારા દુર્ગુણો લોકોમાં પેઠા છે એ પણ ધર્મવૃદ્ધિનો નાશ થવાથીજ પેઠા છે માટે ધર્મના સંરક્ષણની ઘણી જરૂર છે. જેનો કોઇ દિવસ નાશ ન થાય તથા આ લોક પરલોક સુધરે એવી વસ્તુ તે એક સ્વધર્મજ છે. એ સ્વધર્મ-નેમાટે હવે જો સચિંત રહેવામાં નહિ આવે તો આ આર્યનું નામમાત્ર પણ આર્યદેશમાં રેહેવાને કઠણ થઇ પડશે. આજકાલ, પરધર્મીઓનું પ્રયત્ન કેટલું બધું વધી ગયું છે તે લોકોથી અજાણ્યું નથી. તો આવા મામલામાં સ્વધર્મના સંરક્ષણમાટે આર્યલોકોએ આગ્રહી રેહેવું એ જરૂરનું છે. સ્વધર્મના સંરક્ષણથી સંપ વધે છે, લક્ષ્મી વધે છે, દેશ આબાદ થાય છે, વિદ્યા વધે છે, અને તેજ પ્રતાપ વધે છે. માટે એવા સ્વધર્મમાટે કોણ પછાત રેહેશે? જે ગૃહસ્થોએ સભાનો આ ઉત્તમ ઉદ્દેશ સમજી લઇ આશ્રય આપ્યો છે તેમનો ઇશ્વર સદાય જય કરશે. હવે પછી સભાનું શું શું કર્તવ્ય છે તે મોઢે કહી દેખાડવું એ શરમ જેવું છે અને કાળગતિ કેવો પરિણામ આપશે એ અતર્ક્ય છે. એટલામાટે યથા-શક્તિ જે કાંઇ કરવાનું છે તે નાણાંના અને વિદ્યાના તથા ગૃહસ્થના આશ્રય પ્રમાણે પોતાનું કર્તવ્ય કરતી જશે તે પ્રસિદ્ધિમાં આવ્યેથી જેમ આજસુધી જાણવામાં આવેલ છે તેમ હવેપછી સર્વના જાણવામાં આવશે. ખેદ માત્ર એટલો છે કે હાલમાં લોકોની પ્રીતિ કલિકાલના પ્રબલથી આવા વિષય ઉપર થોડી ઉતરે છે એટલામાટે ઇશ્વરપાસે વિનયપૂર્વક વિનતિ છે કે આર્ય લોકોનાં અંતઃકરણો રાગ દ્વેષ અને વિરૂદ્ધ ધર્મો ઉપર ન ઉતરી જવા દેતાં પોતપોતાના સ્વધર્મ ઉપર અને નીતિ ઉપર ઉતારે કે જેથી આ આર્યદેશનો અને તેના નિવા-સીઓનો અપૂર્વ ઉદય થઇને આ લોક તથા પરલોક સુધરી જાય.

ગયા વર્ષની વાર્ષિક પરીક્ષામાં એક સદ્ગૃહસ્થે સર્વ ખર્ચ પોતાને માથે ઉપાડી લીધું હતું અને પોતાનું નામ જાહેરમાં મેલવામાં પોતાની ના પસં-દગી જણાવી હતી. તેજરીતે આ વખતે પણ સભાના એક સખી સભાસદે આ-જના ખર્ચનો ભાર પોતાને માંથે ઉપાડી લેતાં પોતાનું નામ જાહેરમાં મેલવા નાપસંગી દેખાડી છે. એ બંને સાહેબોનો આ વખતે સભા તરફથી અત્યંત આભાર માનવામાં આવે છે. આવી રીતની ધર્મ ઉપર અંતઃકરણની પ્રીતિ લોકોની તાજી થતી જાય છે, અને ધર્મના ઉદયની ઇચ્છાનો અંકુર કાંઇક કાં-

ઇક લોકોના મનમા ફુટવા લાગ્યો છે તો આશા રહે છે કે, આયધર્મને થોડા કાળમા પૂર્ણોદય થશે તથાસ્તુ

રા. રા. છબીલાલ ભાઈએ જણાવ્યુ કે 'આવા મુમઈ જેવા પ્રવૃત્તિવાળા શેહેરમા આપ્રમાણે એક વર્ષે આવો મેનાવડો થાય એ પણ સંતોષ કારક છે આવા મેનાવડાની ધર્મસંરક્ષણમાટે ઘણી જરૂર છે હમણા તનીએ કહ્યુ તે પ્રમાણે જેમ ખાના પીવા માટે વેપાર વિગેરે અનેક ધનાની આપણને જરૂર લાગે છે તેટલી તો શુ પણ તેથી પણ વધારે ધર્મસબધી પ્રવૃત્તિની જરૂર છે માટે આવા કામમા લોકોએ પ્રીતિવાળા થઇને જરૂર આશ્રય આપવો જોઇએ આપણે જાણી શકશુ કે વેદધર્મસભા પાઠશાળા ચલાવવા શિવાય બીજુ હજી કાઇ કરી શકી નથી તોપણ ભાગવત વિગેરે પુસ્તકોના ભાષાતર વિગેરેનો લોકોને લાભ આપ્યો છે અને હજી તે આપણી નજરે લીધેલા આ માર્ગેથી પોતાની શક્તિ વધારતી જશે તે આપણે જોવાને ઉત્કંઠિત છિયે સ્વધર્મથી આપણુ કલ્યાણ અને ઉદય છે અને તેનેમાટે આ કાળમા વધારે સચિત રહેવાનો પ્રસગ છે, તે હુ તમને બે દાખલા ટુકામા કહિશ તેથી સમજાશે મદ્રાસની ક્રીશ્ચન કાલેજમા એક સુબ્રહ્મણ્યશાસ્ત્રી નામનો છોકરો અભ્યાસ કરતો હતો તેની વૃત્તિ કાઇક ચચળ હોવાથી ક્રીશ્ચનધર્મી થવાને લલચાયો તે વાતની સર્વ બીજા વિદ્યાર્થિઓને ખબર પડી એટલે પાદરી લોકોને એના માબાપ આવે ત્યાસુધી અટકાવીને તેના માબાપને તાર મોકલી તેડાવ્યા અને તે છોકરાને સમજાવીને પોતાના ધર્મમા રાખ્યો આમ એકનેમાટે એટલા બધા બાળકોને ધર્મમાટે સારી અસર થઇ ગઇ એ વાત કાઇનાથી અજાણી નથી આ પ્રમાણે એકકોર લોકોને પોતાના ધર્મપર પ્રીતિ વધતી જાય છે તેમ બીજી કોરે જેતા પરધર્મીઓ કેવા કેવા પ્રયત્ન કરે છે તે આપણથી અજાણ્યુ નથી આશરે સો વર્ષથી એ ધર્મના આગ્રહીઓએ બીજા લોકોને પોતાના ધર્મમા વાળવા મોટી નાણાંની સખ્યાઓ રોકવી આપણા આ દેશમા પાદરી લોકોએ નિશાળોમા અને બીજી તજવીજોમા ઘણુ પ્રયત્ન કર્યુ પણ કેટલાક હલકા વર્ણને ભોળવ્યા શિવાય બીજુ કાઇ ઘણુ કરી શક્યા નથી—વચમાં-વચમા કાઇ ગડબડ જેવુ હતુ પણ તે ગડબડ થોડા કાળમા શમી ગઇ અને લોકો સમજી ગયા એ લોકોએ હવે નવો માર્ગ લીધો છે તે એ કે દેશ બદલ્યાનીસાથે પોતાનો વેશ તથા ગીત ભાત તેણે બદલી નાખી છે જે લોકો બુટ મોજા ન હોય તો મોટુ અપમાન સમજે છે તેજ લોકો આપણા સાધુના જેવો વેશ કરી લોકોને વિશ્વાસ બવરાવવા

માથે ફેટા અને ભગવે વેશે ઉઘાડે પગે ફરે છે. એમ પોતાના ધર્મમાં બીજાઓને લાવવામાટે જ્યારે આટલુ બધું તેઓ સાહસ કરે છે ત્યારે આવા પ્રસંગમાં આપણે માત્ર આપણા ધર્મનું સંરક્ષણ કરવાની ઘણી જરૂર છે. અને એટલામાટે હુ આ સભાને સૂચવું છું કે અનુકૂળતા જોઇને અનુક્રમે સારા ધર્મબોધક તૈયાર કરવા જોઇએ, કે જે આપણા ધર્મમાં રેહેવાને લોકોને બોધ કરે. [illegible]

આવા અભિપ્રાયનું બોલવું સમાપ્ત થતાં રા. પ્રભુરામ વૈદ્યે ટુંકામાં જણાવ[illegible] કે આપણે આર્યલોકોએ ધર્મ રક્ષણમાટે જરૂર આગ્રહી રેહેવું જોઇએ. કેને [illegible] લોકો વ્યવહારની જંજાળનેલીધે કંટાળી જતા હશે પણ આ કલ્યાણની વાત [illegible] ભલું ન જોઇએ કાંતો કામ ઉપાડવુંજ નહિ અને ઉપાડવું ત્યારે ધન સ્વધર્મ[illegible] હાનિ થાય તોપણ તે કામ પાર પાડવું જોઇએ. માટે હું આ સભાના સંરક્ષ[illegible] આરંભ કર્યો છે માટે અંતસુધી તે કામ પાર પાડવાનો વિનંતિ કરૂં છું, અને [illegible] આપણુંજ છે તે આપણે ન કરિયે તો કોણ કરે. આપણા લોકોને ધર્મ જે ગૃહ[illegible] નીસાથે પરધર્મનું પ્રયત્ન હવે કેટલું બધું વધી ગયું છે તે રા. રા. જનો ઇશ્વ[illegible] બોલવાથી આપણે જાણ્યુ. મેં તો ત્યાંસુધી સાંભળ્યું છે, કે તેઓને દેખાડવું [illegible] અને ટીલાં ટપકાં વિગેરે જોઇને બિચારા ગામડાના ભોળા વિશ્વાસે એટલામાં [illegible] વાનું પણ કેતા હશે. આપણે અહીંના લોકો સર્વ જાણીએ છિયે ૧ ગૃહસ્થના [illegible] રેહેનારા લોકો આવી જાતના પ્રયત્નને બિચારા જાણતાજ નથી. [illegible] બંધુઓ! જો તમારે તમારૂં કલ્યાણ કરવું હોય તો સ્વધર્મના રક્ષણમાટે પછાત જરા પણ પડશો નહીં. આપણે બીજા કોઇના ધર્મનું કાંઇ કામ નથી. આપણે માત્ર આપણા સ્વધર્મનું રક્ષણ કરવું એજ કર્તવ્ય છે. અને તેનેમાટે હવે આળસ રાખવું યોગ્ય નથી. અને એમ થાશે ત્યારે સભા પોતાનું કામ યથાયોગ્ય બજાવી શકશે. આ સમયે આટલા ગ્રહસ્થોએ આવીને જે પોતાની યોગ્યતા દર્શાવી છે, તેથી સર્વનો હું આભાર માનું છું.

આવા અભિપ્રાયનું બોલ્યા પછી ફુલ-ગુલાબ વેંચવામાં આવ્યાં અને આશરે ૬ાાવાગે સભા વિસર્જન થઇ હતી.

---

## गाय अने तेना संरक्षणनी आवश्यकता.

---

ગાય શબ્દનો ઉચ્ચાર થયો ત્યાં પછી તેની ઓળખાણ આપવાનું પ્રયોજન રેહેતું નથી એવી રીતે તે આખા જગતમાં પ્રસિદ્ધ છે. એની ગરીબાઇ

એની મોટાઈ, એના ઉપયોગો અને એની પવિત્રતા બીજા એક પ્રાણીમાં આજસુધી આપણે જોઈ સાંભળી નથી આર્ય લોકોમાં તે કામદુધાના વર્ગમાં ગણાય છે અથવા તો કામદુધારૂપજ મનાય છે જેમ બાળકોએ માતા પિતા, શિષ્યે ગુરુ અને સ્ત્રીએ પતિ પૂજવા યોગ્ય છે તેમ સર્વ આર્યોએ ગાય એ પૂજવા યોગ્ય વસ્તુ છે અને તેથી ગૃહસ્થધર્મ બરાબર પાળનારા વિવેકીઓ ગાયનું પૂજન કરે છે પશુજાતિમાં તેનો અવતાર છતાં મનુષ્યજાતિના બ્રાહ્મણોની સાથે તેની પવિત્રતા પૂજ્યતા વિગેરેમાં સમાનતા ગણાય છે જગતનો ઉપકાર કરનારી એ બેય જાતિનું ક્ષત્રિયો ઉત્તમ સંરક્ષણ કરતા તે ઉપરથી આજ પણ 'ગોબ્રાહ્મણ પ્રતિપાલક' એવું વિશેષણ ક્ષત્રિય રાજ્યવંશીઓને વિદ્વાનવર્ગથી અપાય છે જુના સમયમાં ગાય એજ ઉત્તમ ધન ગણાતું અને વનવાસ કરીને ઇશ્વર ભજનમાં લાગેલા લોકો પણ સઘળું છોડે તોપણ ગાયને છોડતા નહિ યજ્ઞ વિગેરેની સિદ્ધિ ગાયવિના થઈ શકતી નહિ એમ ઇતિહાસો પણ કહે છે સુધી આટલો જગતનો ઉદય જોવામાં આવે છે, તે સઘળો ગાયના ઉપકાર છે આગળના મહાત્મા રાજાઓ એકલા શું પણ પ્રજાજનો ગાયોનું સંરક્ષણ કરતા અને એની કૃપાથી ઉત્તમ સુખ મેળવતા. એની મહત્તા અને પવિત્રતા અનાદિ કાળથીજ ચાલી આવે છે એ કોનું અજાણ્યું છે વ્યાસજી તેની યોગ્ય વર્ણના કહે છે કે,—

मातरः सर्वभूतानां गावः सर्वसुखप्रदाः ।
वृद्धिमाकाङ्क्षता नित्यं गावः कार्याः प्रदक्षिणाः ॥

ગાયો સર્વ પ્રાણીઓની માતા છે અને સર્વ સુખની આપનારી છે જે માણસ નિરંતર ઉદયની ઇચ્છા રાખતો હોય તેણે ગાયને પ્રદક્ષિણા કરવી

અહીં પ્રદક્ષિણા ઉપરથી તેની ઇશ્વરના જેટલી યોગ્યતા દેખાડી માતા જેમ બાળકને સુખ આપનારી છે તેમ ગાય સર્વ પ્રાણીને સુખ આપનારી જે સુખ આપનાર હોય તેજ ઉદય કરવામાં સહાયક થાય છે. કેટલીક ચીજો એવી છે કે એક જાતનોજ ઉદય કરી શકે છે પણ ગાય માતા તો સર્વ પ્રકારના ઉદયનું કારણ છે અસાવધાન લોકોના બોધને અર્થે વ્યાસજી એવું કહે છે કે,—

सताड्या न तु पादेन गवां मध्ये न तु व्रजेत् ।
मङ्गलायतनं देव्यस्तस्मात्पूज्याः सदैव हि ॥

ગાયોની વચમાં જવું નહિ અને તેને પગથી સ્પર્શ કરવો નહિ સર્વ પ્રકારના મંગળોનું સ્થાનરૂપ તે દેવીઓ છે માટે નિશ્ચય નિરંતર તે પૂજવા યોગ્ય છે

અહીં કેટલી બધી તેની મોટાઇ વર્ણવી છે. દેવતાને કે ગુરુજનને પગનો સ્પર્શ થઇ જાય તો મહાદોષ લાગે છે તેમ ગાયને પણ સ્પર્શ થાય તો દોષ લાગે એવા હેતુપૂર્વક તે તેની પવિત્રતા અને મોટાઇ દેખાડી છે. મંગળનું સ્થાનક હોય તેની એવીજ યોગ્યતા હોવી જોઇએ.

વળી આગળ ચાલતાં તેનાં સરક્ષણની આવશ્યકતા જણાવતાં કહે છે કે—

प्रचारे वा निवाते वा बुधो नो द्वेजयेत गाः ।
तृषिता ह्यभिवीक्ष्यंत्यो नरं हन्युः सबांधवं ॥

ચાલવામાં કે દોડવામાં, અને બેસવામાં ગાયને ઉદ્વેગ થાય તેવું ન કરવું. નજર કરતી તરશી ગાયો બંધુસહિત માણસનો નાશ કરે છે.

અહીં એવું જણાવ્યું કે ગાયને ચાલવા બેસવામાં અડચણ ન કરવી અને તરશી પણ ન રેહેવા દેવી. આવા કારણથીજ આગળના ક્ષત્રિય રાજાઓ વનનાં વન ગાયોના ચરામાટે રાખતા અને પાણીના પીયાવાઓ બંધાવતા. આજ પણ કોઇ ધર્માત્મા હોય તો તેમ કરે છે. એતો શું પણ સર્વ સુખને આપનાર અને ઉત્તમ ધનરૂપ ગાયમાટે જે કરે તે થોડું છે.

ગાયમાંથી થનારા દૂધ, દહી, ઘી, છાણ, અને ગોમૂત્ર એ પાંચનું નામ પંચગવ્ય કહેવાય છે. એ પદાર્થો અતિ પવિત્ર અને મનુષ્યને અતિ ઉપયોગી છે, એ અનાદિ કાળથી સિદ્ધ છે. એવું બીજું કયું પ્રાણી છે કે સર્વ વાતે પ્રાણીઓને જીવવામાં સહાયભૂત રહી પોતામાંનાં મળમૂત્રથી સર્વને પવિત્ર કરે છે. શ્રી વ્યાસજી કહે છે કે—

पितृसद्मानि सततं देवतायतनानि च ।
पूयंते शकृतात् यासां पूतं किमधिकं ततः ॥

દેવતાઓનાં અને પિતૃઓનાં સ્થાનકો જેના છાણથી પવિત્ર થાય છે તો આથી પવિત્ર બીજું વધારે શું પવિત્ર છે?

આપ્રમાણે સર્વ પ્રકારથી પવિત્ર ગાય, જેનું દૂધ આખા જગતને પોષણ આપનારું તથા રૂપાંતર થઇને પણ સ્વાદ બલ તેજ વગેરે આપનારું છે તથા તેની મોટાઇ અને પવિત્રતા જે અનાદિ કાળથી લોકોના હૃદયમાં વાસ કરી રહી છે તેને માટે વધારે શું બોલવું. કોઇપણ ધર્મસંબંધી ક્રિયા એવી ભાગ્યે હશે કે જેમાં ગોમયનો ઉપયોગ હશેજ નહિ. દેવ. પિતૃ અને મનુષ્ય સંબંધી સર્વ કાર્યોમાં તેનો ઉપયોગ છે. જે જે ઠેકાણે ગાયનું સન્માન થાય છે, તે દેશ, તે નગર, તે ઘર સદૈવ સમૃદ્ધિથી અને શોભાથી યોગ્ય રહે છે. જે જે ઠેકાણે ગાયોનું સન્માન થાય છે

તે તે દેશમા નગરમા કે ઘરમા દુર્ભિક્ષ એટલે કાળનો પરાભવ થતો નથી જગતમા ઘણા ઘણા પદાર્થો ઉત્પન્ન થાય છે પરતુ સર્વ પદાર્થોમા સર્વ કામનાને પૂરી કરે એવો કોઇ પણ પદાર્થ નીકળશે નહિ, પરતુ અનાદિકાળથી સિદ્ધ થયુ છે કે જગતમા ત્રણ પદાર્થો સર્વ કામનોને પૂરનારા છે તે નીચેના વ્યાસજીના વાક્યથી જણાઇ રહે છે

'तुल्यनामानि देयानि त्रीणि तुल्यफलानि च ।
सर्वकामफलानीह गाव पृथ्वी सरस्वती ॥'

જેના સરખા ( એક જાતના ) નામ છે, જેના સરખા ફળ છે, અને જે સર્વ કામનાઓને સફળ કરે છે એવા ત્રણવાના છે તે એજ કે ગાયો, પૃથ્વી, અને સરસ્વતી

આ ઉપરથી જણાયુ કે જગતમા સર્વ સુખ આપનારા એ ત્રણ પદાર્થો છે જે સર્વ સુખ આપનારા પદાર્થો છે, તેજ પુણ્યને અને જીવિતને વધારી આપનારા છે જ્યા જ્યા એ ત્રણ પધાર્થો છે ત્યા કોઇ વાતની ઓછ રેહેતી નથી અને જ્યા તે ત્રણ પદાર્થો નથી ત્યા સર્વ વિપત્તિઓ સમાયેલી હોય છે ખરેખરો ઉદય એ ત્રણ વસ્તુની સાથે રહેલો છે અને અસ્ત પણ એ વસ્તુના અભાવની સાથે રહેલો છે આ ત્રણ વસ્તુમા ગાય શબ્દને પેહેલો મૂકવામા તેનું સર્વોત્તમપણુ દેખાડયુ છે પૃથ્વી અને સરસ્વતી કરતા પણ ગાય છે તે અધિક છે, અને સૂક્ષ્મ નજર કરતા તે વાત યથાયોગ્ય છે જગતમા જો ગાય છે, તો પૃથ્વી અને સરસ્વતીની સભાળ લેવાને આપણે જીવતા રહ્યા છિયે જો કે એકબીજી વસ્તુનો ઉ ય એકબીજી વસ્તુને આધારે હોય છે, તોપણ રાયથી રકસુધી, સર્વને સરખી રીતે સુખ આપનારી કલ્પવૃક્ષરૂપ પ્રથમ ગાય છે, પછી પૃથ્વી છે, અને પછી વિદ્યા છે એટનામાટે વિવેકી આર્યોએ ગાયનુ તન મન ધનથી ભક્તિપૂર્વક પાલણ પોષણપૂર્વક સરક્ષણ કરવુ જોઇએ પૃથ્વીનુ પણ પૃથ્વીની યોગ્યતા પ્રમાણે સરક્ષણ કરવુ જોઇએ, ને સરસ્વતી ( વિદ્યા ) નુ પણ સરક્ષણ કરવુ જોઇએ એમ અનુક્રમે સરક્ષણ કવાથી ઉદયરૂપ સિદ્ધિ મળે છે, જગતમા જો ધન વસ્તુ કાઇ હોય તો અમે એ ધનરૂપ આ ત્રણ વસ્તુને લેખિયે છિયે 'સોનાના કે રૂપાના કટકોને ધનરૂપ' લેખતા નથી કેમ કે ગાય, પૃથ્વી અને સરસ્વતી ન હોત તો ટાલમા જેને લોકો ધન માને છે તે ધન સપા ન થાત નહિ પુણ્ય થવાના હેતુથી દાન કરવાના જે જે ઉત્તમ પ ર્થો ગણવામા આવે છે તેમા પણ ગાય, પૃથ્વી અને સરસ્વતી એ ત્રણ પ ાર્થો સૌથી ઉત્તમ ગણાય છે જે ગુરૂ શિષ્યને વિદ્યા આપે છે તે પૃથ્વી અને ગાયનુ ાન આપ્યા જેટલુ ફળ

પામે છે એમ માહાત્માઓએ નિશ્ચય કર્યો છે. તે સાથે ગાયની ઉત્કૃષ્ટતા વિશેષ દેખાડી છે. દાનના પ્રસંગમાં પિતામહ પાત્રદ્વારા વ્યાસજી કહે છે કે,—

**'तथैव गाः प्रशंसंति न तु देयं ततः परम् ।**
**संनिकृष्टफलास्ताहि लघ्वर्थाश्च युधिष्ठिर ॥'**

તેજ રીતે ગાયોને (વિદ્વાનો) વખાણે છે એથી આપવાનું બીજું કાંઇ પણ રેહેતુ નથી. હે યુધિષ્ઠિર ! ગાયો છે તે તરત ફળ આપનારી તથા થોડા ખર્ચ થાય તેવી છે.

આ પ્રમાણે ગાયો સર્વ સુખને આપનારી અને પણ સર્વની માતા બરોબર છે. તે કાંઇ એકલું અહીજ સુખ આપે છે એમ નથી પણ આ લોક અને પરલોક એમ બેય લોકમાં સુખ આપનારી છે અને એટલા માટેજ ઘણે પ્રસગે એ અમૂલ્ય વસ્તુનું દાન સત્પાત્રે આપવામાં આવે છે. જે સારી ગાયનું દાન* આપનાર છે તેને માટે કહ્યું છે કે.—

**'यावंति रोमाणि भवंति तस्याः तावद्वर्षाण्य श्नुते स्वर्गलोकं ।'** (જેટલાં તે ગાયનાં રૂવાણાં હોય છે તેટલાં વર્ષો સ્વર્ગને ભોગવે છે.)

આ પ્રમાણે સર્વ વાતે સુખ વધારનારી તથા કલ્યાણ કરનારી ગાયોનું પ્રાચીન ધર્મજ્ઞ રાજાઓ અને બ્રાહ્મણો પાલણ-પોષણથી સંરક્ષણ કરતા. જેમ સ્ત્રી, પુત્ર, મિત્ર, વિગેરેનું સરક્ષણ સહજ હોય છે તેમ તે ગાયોનું સંરક્ષણ સહજ હતું અને વિશેષે પુત્રનો જેમ માતા પિતા ઉપર પૂજ્યભાવ હોય તથા પત્નીનો જેમ પતિ પ્રત્યે પૂજ્યભાવ હોય તેમ ગાયો ઉપર પૂજ્યભાવ રેહતો અને ગાયો પણ તેવા સમયમાં કલ્પવૃક્ષ કરતાં પણ અધિક સુખ આપનારી થતી; એમ ઘણા ઇતિહાસોથી આપણે જાણી શકીયે છિયે. નિર્ધન હતા તેજ ગાયો રાખતા એમ કાંઇ નથી. નિર્ધન અને ધનવાન્ સઘળા લોકો ગાયો રાખી તેનું સંરક્ષણ કરતા; કેમ કે ઇશ્વરની પૂજાના અધિકારી નિર્ધન છે અને સધન નથી એવો કાંઇ નિયમ નથી. યાજ્ઞવલ્ક્ય ઋષિ સધન હતા તે ગાયોનું સરક્ષણ કરતા કેમ કે બ્રાહ્મણનું દૈવત ગાય છે અને સર્વ ધર્મકર્મની સિદ્ધિ પણ એથી સિદ્ધ થાય છે. જેઓ ચક્રવર્તી રાજાઓ થઇ ગયા છે તેઓએ પણ ગાયોનું સંરક્ષણ કરેલું છે અને સંરક્ષણથી તથા દાનથી આજસુધી અજર-અમર રહેલા છે.

---

* ગાયો ઉપર ક્ષમા રાખે તેવો હોય, ગાયો જેને શરણે જાવા યોગ્ય હોય, આજીવિકાવાળો હોય અથવા આજીવિકાથી ઉદાસ ન હોય એવો બ્રાહ્મણ ગાયનું દાન આપવાને પાત્ર એટલે યોગ્ય ગણાય છે.

નગ રાજા અસખ્ય ગાયોનુ રક્ષણ કરતો હતો અને નિરતર અસખ્યનુ દાન પણ કરતો હતો દીલીપ રાજા પણ ગાયનો ભારે ભક્ત થઇ ગયેલ છે આપણો પડછાયો જેમ આપણે વર્તીએ તેમ વર્તે તેજ રીતે તે રાજાએ ગાય જાય ત્યા જાવુ, ગાય બેસે ત્યા બેસવુ, ગાય ખાય ત્યા ખાવુ, અને એની પાછળ પાછળ ચાલીને રક્ષા કરવી, એવી રીતે વ્રત પાળ્યુ હતુ અને તે વ્રત પાળતા એક સિંહ આવી ચડયો તેની આગળ પોતાના શરીરનો ભોગ તેણે આપ્યો અને છેવટ તે સિંહ માયાનો હોવાથી જતો રહ્યો અને ગાય માતા તેની ઉપર પ્રસન્ન થયા તથા તેને પુત્રની ઇચ્છા હતી તેથી પુત્ર આપ્યો કે જેનુ નામ રઘુરાજા પડયુ મર્યાદા પુરૂષોત્તમ રામચદ્રજી એજ રઘુના વશમા થયા છે શ્રીકૃષ્ણ પરમાત્માએ નદરાયજીને ઘેર રહી ગાયોનુજ સરક્ષણ કરી અને ગિરિરાજનો મખ કરીને આપણુ સર્વસ્વ ગાયજ, છે એમ સિદ્ધ કરી આપેલ છે જગતનુ પાવન કરનાર, જગતના પિતા, અને સર્વના અતર્યામિ શ્રીભગવાન્ પણ જેની પૂજા કરે એની કેટલી પવિત્રતા અને કેટલી બધી મોટાઇ આપણે સમજવી જોઇએ માયાવિગ્રહ પ્રભુ શ્રીકૃષ્ણ કે જેણે ગૌબ્રાહ્મણનેમાટે જન્મ લીધો હતો તે રોજ ગાય અને બ્રાહ્મણની પૂજા કરીને પ્રસાદ લેતા અરેરે ખેદની વાત એ છે કે તેજ પવિત્ર પ્રાણીઓ આજે ઠેકાણે ઠેકાણે દુ ખ ભોગવાતા જોવામા આવે છે આમ છે ત્યારે પછી દેશનો ઉદય કે આત્માનુ કલ્યાણ ક્યાથી થવાનુ ?

અનાદિ કાળથી માન મેળવી આવતી ગાયનુ સરક્ષણ ગાયોના ગુણ અને તેની પવિત્રતાજ કરાવે છે - તે દેખવામા પશુ છે પણ લોકોનુ હિત તથા કલ્યાણ કરવામા દેવ છે એના ઉપકાર વગરનો પૃથ્વીનો કોઇ ભાગ પણ ખાલી નથી એમનુ મહાત્મ્ય એક જીભે અમે શુ વર્ણવિયે

ભીષ્મ પિતામહ પાનદ્વારા વ્યાસજી કહે છે કે,

'गाव प्रतिष्ठा भूताना गाव स्वस्त्ययन महत्।
गावो भूत च भव्य च गाव पुष्टि सनातनी ॥
गावो लक्ष्म्यास्तथा मूल गोपु दत्त न नश्यति।
अन्न हि परम गावो देवाना परम हवि ॥
स्वाहाकार वषट्कारौ गोपु नित्यप्रतिष्ठितौ ।'

મને 'પ્રાણિયોની પ્રતિષ્ઠા છે તે ગાયો છે અર્થાત્ ગાયનેલીધે તે જીવે છે અને ગાયોનેલીધે તેની મોટાઇ છે, 'કલ્યાણનુ મોટુ ઠેકાણુ ગાયો છે, જે થઇ ગયુ અને થવાનુ તે ગાયો છે, અનાદિ કાળથી પુષ્ટિ આપનારી ગાયો છે,

## પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત.

આ જગતમાં કોઇપણ ભાગ એવો નથી કે જે કોઇપણ પ્રકારના પ્રાણીઓ વિનાનો હોય. જેટલાં સૂક્ષ્મ પ્રાણીઓ છે તેટલાં દૃષ્ટિગોચર થતાં નથી, જેઓ સ્થૂલ પ્રાણીઓ છે તે દૃષ્ટિગોચર થાય છે. પ્રાણીઓની સ્થાવર અને જંગમ એવી બે જાતિ છે. તે બે જાતિમાં જેટલાં જંગમ (ચાલનારાં) પ્રાણીઓ છે તે સર્વમાં મનુષ્યપ્રાણી સર્વોત્તમ કહેવાય છે. એ મનુષ્યોમાં પણ કોઇ ઉચ્ચ વર્ણ, કોઇ નીચ વર્ણ, કોઇ રોગી, કોઇ નિરોગી, કોઇ રાજા, કોઇ રંક, કોઇ ઘરબારી, કોઇ જંગલવાસી, કોઇ સચિંત, કોઇ નિશ્ચિંત, કોઇ આળસુ અને કોઇ ઉદ્યમી, કોઇ કુરૂપ અને કોઇ સુરૂપ; કોઇ સર્વ વાતે ઇચ્છિત મેળવતો અને કોઇ સર્વ વાતે પછાત પડતો જતો, કોઇ રડતો અને કોઇ ગાન કરતો, કોઈ કેદખાને અને કોઇ રાજ મેહેલમાં, કોઇ મૂર્ખ અને કોઇ વિદ્વાન્; કોઇ ધનિક અને કોઇ નિર્ધન, કોઇ પ્રપંચી અને કોઇ નિષ્પ્રપંચ, કોઇ ગમે તેટલા સુખથી પણ સંતોષ નહિ માનનાર અને કોઈ જંગલમાં પણ સંતોષ માનનાર, કોઇ વાંઢો અને કોઇ પરણેલો, કોઇ વાંઝીઓ અને કોઇ પ્રજાવાળો, એમ વિચિત્ર દેખાવ જગતમાં સર્વના જોવામાં આવે છે. જેઓ સુખિયા અને વધતા જતા લોકો હોય છે તે "અમે સુખિયા છિયે અને અમારો ઉદય થયો છે" એમ માની મુછે તાર દેતા ઉજળાં લુગડાં પેહેરીને આમતેમ આથડે છે. જેઓ દુખિયા અને નબળા થતા જતા લોકો હોય છે તેઓ "હાય હાય આપણે દુઃખ ભોગવિયે છિયે અને દશા પડતી આવતી જાય છે" એવો ખેદ કરતા અને નિશ્વાસ નાખતા આમતેમ આથડે છે. પણ તેઓ એમ નથી વિચારતા કે અમે તે તેજ અને તેજ તે અમેજ છિયે; કેમ કે સર્વમાં અહપણું તો એકજ છે. જે કહેશે તે હું સુખી કે હું દુઃખી એમ કહેશે. ત્યારે આપણે સુખી તો તે સુખી અને આપણે દુઃખી તો તે દુઃખી છે એમ માની દુઃખિયા લોકો કેમ સંતોષ નહિ પામતા હોય અને સુખિયા લોકો કેમ કાંઇ દેખતા નહિ હોય!

દુઃખ મળવું કે સુખ મળવું તથા ઉદય થવો કે અસ્ત થવો એ જો કે ઉદ્યમથી થઇ શકે છે એમ જણાય છે તોપણ કોઇના સ્વતંત્રમાં એ વાત છે એવો નિશ્ચય થતો નથી. કેમ કે કેટલાક એમ પણ કહે છે કે જેવી ભવિતવ્યતા હોય તેવીજ બુદ્ધિ આવે છે અને ઉદ્યમ પણ તેવોજ કરવાનું મન થાય છે. ઘણીવાર આપણે જોઇએ છિયે કે જેના આચરણનેમાટે આપણને પૂર્ણ વિશ્વાસ

હોય છે તેનાઓ પણ કોઇ વાર જગતમા હસવા જેવા કામ કરીને પાછળથી પ સ્તાય છે કેટલીક વાર જેનામાટે આપણે કાઇપણ આશા ન બાધી શકતા હોઇએ તેવા માણસો મોટા અધિકારને પાત્ર થઇને કીર્તિ સપાદન કરીને જગતમા જન્મ્યાનો લ્હાન લે છે, ઘણી વાર વિદ્વાનલોકો વિપત્તિના પાત્ર થઇ મહા દીનદશામા રખડી રઝળીને કોઇને ખબર ન પડે તેમ આ લોકમાથી અદૃશ્ય થાય છે. ઘણી વાર એવુ પણ જોવામા આવે છે કે મૂર્ખતાની પરમ સીમારૂપ અને જેનાૃ હાથના કોઈ બોર પણ ન ચાખે એવા માણસો ઘણી સુખપરપરામા આયુષ્યને ગાળીને સર્વની નજરે વાહવાહ ફેરવાનતા સ્વર્ગમા જાય છે કોઈ કાણા કોઇ આનળા, કોઇ બેગ કોઇ લુના, કોઇ માગળા, કોઇ પતિયલ, કોઇ ભીખારી, કોઇ ખવીવાન, કોઇ વિકલ, કોઇ ઉન્મત્ત અને કોઇ પશુ આદિકના અવતારોમા પીડાતા પ્રાણીઓ ઘણી વાર અત કરણમા અત્યત કમકમાટ આપે છે કોઇ કોઇ વાર આવી સ્થિતિના લોકોને દેખીને અથવા જેઓ પુષ્પની પથારીમા પોઢે અને ચદ્રમા સરખા શ્વેત વસ્ત્ર ઓઢે એવા ભાગ્યશાળી લોકોને પાણા પણ દેખે તો ફાટી પડે એવી વિપત્તિ આવી પડતી જોઇને અને વિદ્યા તથા ધર્મમય વી પૂર્ણ સદ્ક્રિયાઓમા મગ્ન રહેનારા સાધારણ પણ સતોષથી સ્વર્ગતુલ્ય સુખ માનનારાને મનના સર્વ વિચારો આકાશમા ઉડી ગયા જેવી સ્થિતિ આપે છે ત્યારે "અરે આ તે શુ" એમ આપણને થઇ જાય છે એક વાર ઉપરમાના કેટલાક દેખાવોથી અત કરણ પીગળવાનેલીધે એક કુળવાન્ વૃદ્ધ વિદ્વાન્ કે જે પોતાના વૃદ્ધપણાથી અને કુટુબમા આગળ પાછળ કોઇ પરિવાર નહિ હોવાથી રેતીના મેદાનમા શાલ્મલીના ઝાડની પેઠે એકલો પડેલો, એક સાધારણ જુની ઝુપડીમા આસનપર બેઠો બેઠો કાંઇ ધ્યાનમાં લાગ્યો હતો તેને જઇને અમારા મિત્રમડળે નમસ્કાર કર્યા તેણે આખો ઉઘાડી અમતદૃષ્ટિથી અમારી સામુ જોઇ આવકાર આપ્યો થોડીવાર તેના પગસામુ અમે જોઇ રહ્યા અને તે અમારા મુખ સામુ જોઇ રહ્યો તે વૃદ્ધ માણસે પછી ધીરેથી અમને પુછ્યુ કે કેમ ભાઇઓ ! તમારૂ મડળ આજ શો વિચાર કરીને અહી આવ્યુ છે ? સનમાથી હુ આગળ પડી બોલ્યો કે, મહારાજ ! અમને લોકની વિચિત્ર સ્થિતિ અને તેના વિચિત્ર ફેરફારો જોઇ ઘણો ખેદ થાય છે અને વખતે અમારી ઉન્નતિથી અમને અભિમાન પણ આવી જાય છે માટે અનુભવીની પાસે તેવિષેનો કાઇ વધારે અનુભવ લેવા આવ્યા છિયે

વૃદ્ધ વિદ્વાને કહ્યુ કે બહુ સારી વાત છે ' જગતમા અનુભવનુ ભણતર છે તેજ સર્વ કરતા મોટુ છે જુવો ભાઇઓ, પ્રાણીઓના સુખદુ ખવિષે તથા

તેની ચડતી પડતી વિષે શું કારણ છે, તેનો નિશ્ચય કરવો એ પૃથ્વી અને આકાશ એક કરવા જેવું કઠણ કામ છે. તોપણ આગળના વિદ્વાન્ અનુભવિયો તેના કારણના રૂપને ગાઇ ગયા છે. આગળનાં કર્મ અને હમણાંનાં કર્મ એ બેય મળીને સારી-માઠી સ્થિતિ બંધાય છે. પૂર્વકર્મને પ્રારબ્ધના નામથી આપણે બોલિયે છિયે. ઉદ્યમ કે જેને ક્રિયમાણ કર્મ કહિયે તો ચાલે તે ઉદ્યમથી સારી-માઠી સ્થિતિ થાય છે એમ પણ ઘણા લોકોનું માનવું છે. તેથી આપણે ઉલટું થઇ શકાય એમ નથી પણ એમ માનવા જતાં એકસરખો ઉદ્યમ કરનારા સરખો ઉદય પામતા નથી તથા સુખનેમાટે ઉદ્યમ કરતાં તેમાંથી દુઃખરૂપ ફળ પણ મેળવે છે, તેથી એનીમેળે ઉદ્યમની ગૌણતા પ્રાપ્ત થઇ જાય છે. કદી ધારિયે કે બલબુદ્ધિની હીનતાથી કે કોઇ બીજા કારણથી ઉદ્યમ બરાબર સિદ્ધ નહિ થતો હોય તો તે બલબુદ્ધિની હીનતા પણ શાથી પ્રાપ્ત થઇ એમ શંકા થયાવગર રહે નહિ. વિદ્વાનવર્ગ તો એમજ નિશ્ચય બાંધે છે કે ' बुद्धिः कर्मानुसारिणी ।' (બુદ્ધિ કર્મને અનુસરનારી છે.) સારાંશ એ કે જેવાં પૂર્વનાં કર્મ અથવા સંચિત હોય તે પ્રમાણે બુદ્ધિ થાય છે. અને જેવી બુદ્ધિ થાય તેવું સારૂં-માઠું કર્મ કરવામાં આવે છે. વિચિત્ર પ્રકારનાં વર્તનોમાં અને સારાં માઠાં કામમાં કર્મપર દોષ નાખ્યાવિના બીજો એ કે માર્ગ માણસને સુજતો નથી. બનવાકાળ, ભાવિ, દૈવેચ્છા, કે સ્વભાવ એ સઘળાં પ્રારબ્ધને ઠેકાણે બોલવાંનાં નામો છે. એ પ્રારબ્ધ અથવા કર્મનેજ જો પુરૂષાર્થ માનિયે તો તેમ પણ બને છે, કેમકે કર્યાવગર કાંઇ કર્મ થતાં નથી. માટે જ્યારે કાંઇ કરવા માંડિયે ત્યારે તે પુરૂષાર્થ છે. એક પુરૂષાર્થને કેટલાક વિદ્વાનો એવી રીતે વર્ણવે છે કે પુરૂષાર્થથી કાંઇ નથી થતું એવું છેજ નહિ અર્થાત્ જે ધારિયે તે થઇ શકે છે. આ વાત પણ કેટલાક દાખલાઓ જોતાં અને વિચાર કરતાં ખરી લાગે તેવી છે. આમ હોવાથી તમે સમજ્યા હશો કે પ્રાણીઓની સારી-માઠી સ્થિતિમાં કે સુખ દુઃખમાં એકલા પ્રારબ્ધને કે એકલા ઉદ્યમને અપરાધી ઠેરવી શકાય તેમ નથી. બન્નેને એકરૂપ ગણિયે તો તે વાત નોખી છે બાકી જુદા જુદા રૂપમાં ગણિયે તો જે કાંઇ અપરાધ હોય તે તે બેયની ઉપર છે. નામ ઉપર દોષ પાછી પ્રસંગ પ્રમાણે દેવાય છે. તોપણ એટલું તો ખરૂં કે કાંઇ માઠું થાય ત્યારે લોકો કર્મ કે પ્રારબ્ધનો દોષ કાઢે છે અને સારૂં થાય ત્યારે ઉદ્યમનો સત્કાર કરે છે, પણ સમદૃષ્ટિથી જોતાં બધું સરખું છે અથવા કાંઇ નથી. તકરારની વાતજ આ નથી અને ઉંડો વિચાર કરવાથી કાંઇ હાથમાં પણ આવતું નથી. બ્રહ્માજીએ હું ક્યાંથી થયો એમ વિચારી કમળના નાળવામાં પોતાનું મુખ ઘા-

જેવા ગયા તો કોઇ છેડોજ આવ્યો નહિ તેમાંના પણ છેડો આવે એવી વાત નથી એજ તેતો વિચિત્રતાનુ મોટું ચિન્હ છે હું તમને એક રમણી પ્રસંગ આવ્યો છે માટે નાની સરખી વાત કહીશ તે તમે સાંભળીને ઘટતો બોધ લેજો

પાસેના રાજનગરમાં કોઇ એક કંગાળ સ્થિતિના બ્રાહ્મણના જોડાએ આવીને ઉદર પોષણનેમાટે નિવાસ કર્યો યજુર્વેદી માધ્યન્દિની શાખાના આ હરિદત્ત બ્રાહ્મણને ભીખ માગતા પણ પૂરી નહિ આવડવાથી જે મળે તેમાંથી પોતાની કંકાશીયા જેવી સ્વભાવની સ્ત્રીને અને લુલા પાંગળા છોકરાને ખવરાવી પોતે કડાકા કરતો રોજ સવારમાં ઉઠીને તે ગામથી બે કોશ રાજેશ્વર મહાદેવનુ મંદિર હતુ ત્યાં પૂજન કરવા જવાનો તેણે નિયમ લીધો આ સમયે રાજા ભૂપતસિંહ રાજ્ય કરતા હતા વરસ છ મહિના થઇ ગયા પછી મહારાજા ભૂપતસિંહે મહાદેવનો પરચો કાંઇક જણાવાથી તેજ પૂજા કરનાર ભોળા બ્રાહ્મણને નિમનોક કરી દીધો આમ થયા પછી તો બ્રાહ્મણને આનંદમંગળ થયો કોઇ કોઇ વાર મહાદેવને દર્શને રાજા આવે તેને નિર્માલ્ય આપી આશિર્વાદ દેતો બ્રાહ્મણની દીનતા અને તેની અશક્તિથી રાજાને તેની ઉપર દયાભાવ વધવાથી એકાદ ખેતર તામ્રપટ લખી આપ્યુ આમ કરતા બે ચાર વર્ષ નીકળી ગયાં એક દહાડો ચૈત્ર વૈશાખના તડકામાં મહારાજાની સવારી સાવજનો શોધ કરવાને નીકળી ફરતાફરતા બપોર થઇ જવાથી પોતાના સાથીઓને પાછા વળવાનુ કહી પોતે રાજેશ્વર મહાદેવના મંદિર તરફ વળ્યા માર્ગમાં જે ઘોડાઉપર પોતે સવારી કરી હતી તે ઘોડો કોઇ અચાનક કારણથી ચમકી ઉઠતા એટલો તો ઉતાવળે આડે માર્ગે દોડવા લાગ્યો કે રાજાજીના હાથમાં લગામ રહી નહિ થનાર વાત હશે તેથી આવતા આવતા જે મંદિરમાં પેલો હરિદત્ત બ્રાહ્મણ પૂજા કરવા જતો હતો તે મંદિર આગળ ઘોડાને ઠોકર વાગતાં તે પડયો તેમાયે રાજા પણ પડી ગયા આ ટાણે ઘોડાના પડતાંવેંત પ્રાણ નીકળી ગયા અને મહારાજાને મૂર્છા આવી ગઇ પણ અહીં કોણ રોય બનવા કાળ છે તે પૂજારી બ્રાહ્મણની સ્ત્રી ગર્ભવતી છતા પોતે લાકડા છાણા વીણવા ગયેલ તેને પીડ થવાથી માંડ માંડ તે રાજેશ્વરના મંદિરમાં આવીને પડેલી ત્યા તેનો પતિ તેને રોજના નિયમપ્રમાણે નહિ આવેલી જાણી ખબર કાઢવા નીકળ્યો અને વચેમાં મહાદેવના દર્શન કરવાનુ તેને સ્ફુરી આવ્યુ મંદિરપાસે આવે છે ત્યા મહારાજાને મૂર્છિત અવસ્થામાં પડેલા જોઇ પોતે ધ્રુજતો ધ્રુજતો પાસે ગયો અને હાથમાથી રતાન ... કરી અને રૂમાલા ફેંકી દઇ પોતાની નાની સરખી તુંબડીમાથી મહારાજાના મોઢા ઉપર

પાણી છાટી ખાખરાના પાદડાં તોડી પવન નાંખવા લાગ્યો. પેલી સ્ત્રી મંદિરમાં પડી હતી તેને મંદિરની શીતળ હવાથી પેટમાં કાંઇક સુખ થયું એટલે તે બહાર નીકળી. એનો ધણી જ રાજાપાસે પોતાની સ્ત્રીની વાટ જોઇ બેઠો હતો તેણે છેટેથી તેને ઓળખી એટલે પોતાનીપાસે બોલાવી. બેય જણાએ શ્રમ લઇ પોતાની વાતચિત કરતાં રાજાની મૂર્છા ઉતારી. મૂર્છા ઉતરી ગઇ ત્યાં જુવે છે તો રાજાએ પેલા પૂજારી અને તેની સ્ત્રીવગર બીજા કોઇને દીઠું નહિ. પોતાનો ઘોડો તો પાસે પ્રાણવગરનો થઇને પડેલો જોયો. બ્રાહ્મણે હાથ જોડી પ્રાર્થના કરી કે મહારાજા! હવે સ્વસ્થ થાઓ અને આજ્ઞા કરો. રાજાએ જવાબ દીધો કે મને આ મહાદેવના મદિરમાં સુવારી તમે મારા પ્રધાન રાજવર્મને ખબર આપી સુખપાલ મોકલાવો. આ સમયે તમે જ મારે માથે ઉપકાર કર્યો છે તે હું ભુલનાર નથી. હરિદત્ત બ્રાહ્મણે રાજાને મંદિરમાં ખેવડાના ખડ ઉપર પોતાની કામળી પાથરી પથારી કરી આપી સુવાર્યા અને પછી સ્ત્રી-પુરૂષ બેય અતિ ઉતાવળે નગરમાં ગયાં. બ્રાહ્મણે જઇ પ્રધાનને ખબર આપ્યા એટલે ત્યાંથી પ્રધાન રાજવર્મ પાંચ પચીશ માણસો તથા સુખપાલ લઇ આવી એકદમ રાજાને રાજ્યધાનીમાં તેડી ગયા. દરબારમાં જઇને રાજાએ કારભારીમંડળને તથા પોતાના ઔરસ પુત્ર કુમાર મનુભાને પાસે બોલાવી પેલા બ્રાહ્મણને તેડું મોકલ્યું. બ્રાહ્મણને ઘેર ગર્ભવતી તેની સ્ત્રીને પુત્રનો જન્મ થયેલો તેને રાબ કરી દેવામાં લાગ્યો હતો ત્યાં રાજાનું માણસ આવી ઉભું રહ્યું તેથી જેમતેમ પાગડી પેરતો બીચારો સભામંડપમાં ગયો. રાજાને આશીર્વાદ દઇ તે ઉભો એટલે તેને બોલાવી મહારાજા ભૂપતસિંહે કહ્યું કે મહારાજ! આજથી તમે મારા રાજ્યના હિતૈષી તથા આ કુમારની સંભાળ રાખનાર છો, અને તેના બદલામાં હું તમને પાંચ હજારની પેદાશનું એક ગામ આપું છું. એમ કહી અમાત્યને તેવિષે બંદોબસ્ત કરવા કહ્યું. કારભારીમંડળને આશ્ચર્ય તો થયું પણ એ પ્રતાપી સ્વતંત્ર રાજાની આગળ કોઇ બોલી શક્યા નહિ. રાજાને પછડાટ ઘણી વાગેલી તેથી એક રાખેલી સ્ત્રીએ દીકરો લેવાની ગોઠવણ માટે આશાની વાત ઉડાડી પણ ઇશ્વરકૃપાથી રાજા તો ૧૫ દિવસે સારી પેઠે સારા થઇ ગયા. બ્રાહ્મણનું ભાગ્ય ખુલું થયું તેથી વિદ્યા ન છતાં તેની બુદ્ધિ સૂક્ષ્મ થવા લાગી, રાજાનો અને કુવરનો સ્નેહ વધવા માંડયો અને ઘરમાં પણ લક્ષ્મી સુસ્વભાવ અને તેજ વધવા માંડયાં. ફાટલ લુંગડાં અને તુલસીની માળા જાતી રહી, રોજ જારની રાબ ઉકાળીને પણ પીવાને માંડ મળતી તે દિવસો વીતી ગયા, તેલના વાંધાથી કાલાનાં કોશીયાં બાળી

સંપવિરૂદ્ધ અર્થો લખનાર મિત્ર જો સૂક્ષ્મ નજરથી જુવે તો મનુષ્યમાં તો ભલે હોયજ પણ પશુ-પક્ષીઓમાં પણ પ્રેમરૂપ સંપની લાગણી છે એ પ્રત્યક્ષ જણાય છે. જુવો સારસ નામના પક્ષીના જોટામાંથી જો એક નોખું પડશે તો બીજાનો પ્રાણ ઉડી જશે. હંસમાં પણ તેવુંજ પ્રેમાકર્ષણ છે. એક હરણ પણ ગ્રીષ્મ ઋતુના ભયંકર તડકાના સમયમાં એક જલાશય ઉપર આવી પોતાની સહચરીને પ્રથમ જલ પીવા પ્રેરણા કરતો હોય એમ દૂર ઉભો રહે છે એવું આપણે નજરે જોઇએ છિએ. ટુંકામાં એવાં એવાં ઘણાં ઉદાહરણો છે કે પશુ-પક્ષિયો પણ પ્રેમના અપ્રતિમ પાશમાં બંધાઇ રહેલાં છે. પણ તે વાત ઘણી ઝીણી છે, તેથી તરત સમજવામાં ન આવે. આગળ પતિવ્રતાઓ અગ્નિપ્રવેશ, જલપ્રવેશ, વિગેરે પ્રેમના આવેશથી કરતી તેવિષે લખાઇ ગયેલ છે. તેમાં આસ્તિક લોકોની શ્રદ્ધા બેસે પરંતુ હાલના સુધરેલા જુવાનીઆઓ તે વાતને પણ ધ્યાનમાં ન લે માટે એક આધુનિક ઉદાહરણ તેઓનાં મન મનાવવામાટે અહીં સાંભળ્યા પ્રમાણે ઉતારવામાં આવ્યું છે.

એક સારા કુલમાં જન્મ પામેલી અંગ્રેજની કન્યાએ સ્વયંવર કરવાનો વિચાર કર્યો. ઘણા ઘણા અંગ્રેજોને તે મળી પણ તેનું મન કોઇની પણ વિદ્યામાં, કોઇના પણ ઉત્તમ કુલવિષે, કોઇની પણ સમૃદ્ધિમાં, કોઇની પણ કલાકુશલતામાં, કોઇના પણ રૂપમાં, કોઇના પણ ગુણોમાં, કોઇની પણ પ્રતિષ્ઠામાં અને કોઇના પણ અધિકારવિષે લલચાયું નહિ. તેનું મન છેવટ એક શૂરવીર ઉત્તમ કુલના અંગ્રેજ ઉપર લલચાયું. તેણે મહાભારત જેવી અનેક લડાઇયોમાં મેળવેલો જય અને તેથી મળેલાં અનેક માનપત્રો એ અંગ્રેજની કુલીન કન્યાના મનરૂપી લોહની માછલીને આકર્ષણ કરવામાં ચુંબક મણિરૂપ થઇ પડયાં. તે વખત તેણે તેનું શું કામ છે, તેની કેવડી અવસ્થા છે, તેને કેટલી સમૃદ્ધિ છે, વિગેરે કાંઇજ જોયું નહિ ને તરત પોતાનો અભિપ્રાય તે શૂરા સરદારને જણાવ્યો. તે શૂરા સરદારે સંભ્રમ ન પામતાં ધીરજ રાખીને પોતાનાં કુલ ધંધો તથા સંપત્તિવિષે તેને જાણીતી થવાને સૂચવતાં તે બાઇનાં સ્થિતિ ધંધો વગેરે ઉત્તમ અને પોતાનાં સ્થિતિ ધંધો વગેરે હલકાં જણાવી પોતાની તેની સાથેના સ્વયંવરની અયોગ્યતા જણાવીને તેને તેના યોગ્ય સ્થળ શોધવાને ભળામણ કરી. તોપણ તે સરદારનો ગમે તેવો ધંધો વંશ કે સ્થિતિ હોય તોપણ તેની ઉપરજ તે બાઇનો પૂરો આગ્રહ હતો તેથી તે સરદારે તેની સાથે લગ્ન કર્યું.

લગન થયા પછી આશરે એક વર્ષ વીતી જતા એક મોટી લડાઈ થાતી હતી તેમા જવામાટે સરકારથી હુકમ આવતા તે સરદાર જાવા તૈયાર થયો તેની પ્રેમવાળી સ્ત્રીએ સાથે આવવાનુ સૂચવ્યુ પણ તે વાત તે શૂરા સરદારે માન્ય રાખી નહિ લડાઇમા સ્ત્રીઓથી આવી શકાયજ નહિ માટે તમે અંહિજ રહો, હુ થોડા સમયમા પાછો આવીશ, એમ કહી તેનો પતિ યુદ્ધ કરવા ચઢી ગયો એ વાતને આશરે ચાર પાચ માસ થયા પછી એક દિવસ પ્રાત કાલમા એ ખુરશીમાતે અગ્રેજની પુત્રી પોતે પ્રાણરહિત થઇને પડી હતી, જે જોઇ સર્વને આશ્ચર્ય થયુ કે એકાએક આને શુ થયુ હશે ઘણા ડાક્તરોને તેડાવી એનુ શાથી મૃત્યુ નિપજ્યુ છે તે તપાસવા માડયુ, પણ કોઇ ડાક્તરોના સમજવામા ન આવ્યુ કે અમુક કારણથી મરણ થયુ છે ન કોઇ દરદ દેખાય, ન કોઇ વિષનુ ચિન્હ દેખાય, ન કોઇ ઝેરી જનાવરનો દશ દેખાય, કે ન કોઇ બીજુ કશુ કારણ દેખાય પછી તેનુ શબ ઉપાડતા તેના પડખામાથી વર્તમાનપત્ર નીકળ્યુ જેમા તેનો પતિ લડાઇમા ગુજરી ગયાના ખબર હતા તે વાચવા ઉપરથી સર્વ ડાક્તરોએ એકમતે કહ્યુ કે આના પ્રાણ એના પ્રાણપ્રિયના મરણના દુ ખદાયક ખબર વાચતાજ ઉડી ગયા છે ને થયુ હતુ પણ તેમજ નિરતર પોતાના પતિના ખબર જાણવામાટે તે વર્તમાનપત્ર વાચતી ને તે દિવસના વર્તમાનપત્રમા પતિનુ મરણ વાચતાજ તેના ખુરશી ઉપરજ પ્રાણ ઉડી ગયા હતા જુઓ સ્ત્રીઓનો પુરૂષપ્રત્યે પ્રેમરૂપ સપનો પ્રભાવ જેમ સ્ત્રીઓનો પુરૂષપ્રત્યે પ્રેમ હોય છે, તેમજ પુરૂષોનો પણ સ્ત્રીઓપ્રત્યે પ્રેમ હોય છે, તેના ઉદાહરણો પ્રાચીન અને અર્વાચીન ઘણાજ છે તોપણ એક તાજો દાખલો કહુ છુ મુબઇના એક ચુનીલાલ કરીને વિશળનગરના નાગર હતા તેની સ્ત્રી બાઈ દીવાળી એવે નામે સુશીલ અને ભણેલી હતી. તે એક કન્યાશાળાની અધ્યક્ષ હતી દૈવયોગથી તે બાઇ ક્ષયરોગ થવાથી ગુજરી જતા તેના છ મહિના કે આઠ મહિનાની અદર માસ્તર ચુનીલાલ પણ માત્ર તેના વિયોગના દુ ખથીજ ગુજરી ગયા, એ કેટલાક પ્રત્યક્ષ દીઠુ છે માટે સ્ત્રીઓનો પુરૂષોપ્રત્યે અને પુરૂષોનો સ્ત્રિયોપ્રત્યે સપૂર્ણ સપ હોયછેજ એવુ સિદ્ધ દેખાય છે. (અપૂર્ણ)

મરણાવસ્થા સુધીની શા દેખાડવાનુ કારણ પ્રેમની દૃઢતા દેખાડવી એજ છે માટે એ સૌએ અર્થ લેઇ લેવો પરિણામ ઉપર નજર કરવી નહિ એ પ્રેસ ગયાટ ફરીમે વાચ્યુ

સંતોષ ઉપજે છે. આ વિષય ગૌસંરક્ષણનો છે માટે તે ઉપર સર્વ આર્યોએ એકાગ્ર ચિત્ત થવું જોઇએ. પરધર્મીઓ પણ આ વિષય ઉપર પ્રીતિવાળા થાય છે ત્યારે આપણે ઉંધું ઘાલી બેસી રહિયે એથી શરમ જેવું કે નિર્બળતા જેવું શું છે.

**बंदे खुदानी अरज**—આ નામનો એક કાગળ ઉપરના ગ્રહસ્થ તરફથી મળ્યો છે. એમાં એક મુસલમાન મોલવીએ ગાયોનું રક્ષણ થવું જોઇએ અને કુરાનોમાં પણ તેની રક્ષા કરવાનું ફરમાન છે વિગેરે પ્રમાણો સહિત લખેલુ છે. જેને આપણે આપણા ધર્મના નથી ગણતા તે લોકો પણ ગૌરક્ષણમાં એટલો બધો સંતોષકારક અભિપ્રાય આપે તે જાણી પ્રૌઢ વિચાર કરવો ઘટિત છે. આ બહાર પડેલા મોલવી સાહેબને સારૂં માન ઘટે છે.

**उद्योगथी थता लाभ अने आळस्यथी थती हानि विषे निबंध**—આ નિબધ સઘવી નગીનદાસ પુરૂષોત્તમે પ્રગટ કર્યો છે. એમાં સમાયેલો વિષય સર્વ વિદ્યાર્થી વર્ગને વાંચવા યોગ્ય છે તે તેના નામ ઉપરથીજ જણાઇ રહે છે. દાખલા વિગેરેથી લખાણ અસર કારક થવા પ્રયત્ન ઠીક કર્યું છે. પ્રસ્તાવનામાં પુસ્તક પરીક્ષક ઉપર કટાક્ષ લખેલો છે તેનું કારણ કાંઇ જણાતું નથી. જગતના સર્વ પ્રાણીઓ પોતપોતાની શક્તિના પ્રમાણમાં સ્વતંત્ર છે, એટલે અમારે બોલવાની કાંઇ જરૂર નથી તોપણ સામાન્ય રીતે અમને એમ સૂજે છે કે આ અભિમાનનો પ્રસંગ મિથ્યા છે. પરીક્ષકોના સંબંધમાં જે કાંઇ લખવામાં આવ્યું છે તે યથાસ્થિત છે, તે કોણ નથી સમજતું પણ તે વાત મનમાં સમજવાથીજ લાભ છે. કિંમત છ આના. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ઇનામથી આ નિબંધ રચાવેલ છે.

**संगीत सुभद्राहरण नाटक**—રા. ઝવેરીલાલ ધનસુખરામ દિક્ષિત તરફથી આ નાટક મળ્યું છે. તેમાં તેના નામને અનુકૂળ વિષયજ ગદ્ય-પદ્યમાં લીધેલો છે અને દીવાન બહાદૂર મણિભાઇ જસભાઇને તે અર્પણ કરેલું છે. ભાષા સાદી અને કવિતા સેલાઇથી વંચાય તેવી છે અને નોખા નોખા રાગોથી તે શોભાવાળી કરેલ છે. આના કર્તાએ બીજાં પણ કેટલાક પુસ્તકો લખેલ છે તેથી તેનો આ વિષય ઉપર વિશેષ શોખ લાગે છે. આશા રાખીયે છિયે કે તે પોતાના કામમાં પ્રતિષ્ઠા મેળવે. કીમત આઠ આના. મુ. વડોદરા,

**सौराष्ट्र दर्पणना**—ત્રણ અંકો સાથે મળ્યા છે. આ નવી વ્યવસ્થામાં ચોપાનિયાની સ્થિતિ સંતોષ કારક દેખાય છે. તેને નિરંતર ઉદય પામતું જોવાને અમે ઇચ્છિયે છિયે.



# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩ જુ    શ્રાવણ સવત્ ૧૯૪૪    અક ૧૦ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### પદ (ભેરવી વગેરે અનેક રાગમા)

અમારે નિર્ધનને ધન રામ —ટેક

એ વરવીધ જન ધામ નરા, એજ કુશળ શુભ કામ, —અમારે
સુત ગ સપત પણ એ છે, અખિલેશ્વર અભિરામ, —અમારે
યૌવન યશ બળ બુદ્ધિ વર્ણ પણ, એ નટવર નિષ્કામ, —અમારે
જરિયન કનક જવાહિર સુદર, એ નરહરિનુ નામ, —અમારે
ધ્યાન દાન જપ તપ શુભ સાધન, અનુપમ અમર વિરામ—અમારે
વિદ્યા વિનય વિચાર ચતુરતા, સુખ દાયક એ શામ, —અમારે
જન્મ અને જીવિત જગદીશ્વર, એ દૈવત એ દામ, —અમારે
અવર કશાની ગરજ ન માગે, થાય ભલે વિધિ વામ,—અમારે
શુભ સર્વસ્વ એક અતરમા, શ્રીનિવાસ સુખધામ, —અમારે
સીતાકાત કૃપાધન કેશવ, રઘુકુલતિલક લલામ, —અમારે

## गाय अने तेना सरक्षणनी आवश्यकता

(સબધ પાને ૨૪ થી)

વિશેષ વર્ણન કરતા ભગવાન્ વ્યાસજી શુ કહે છે તે જુઓ

॥ गावो यज्ञस्य हि फल गोषु यज्ञा प्रतिष्ठिता ।
गावो भविष्य भूत च गोषु सर्व प्रतिष्ठित ॥

યજ્ઞનુ ફળ પ્રસિદ્ધ રીતે ગાયો છે, યજ્ઞો સર્વ ગાયોને આધારે રહેલા છે, થઇ ગયુ અને થવાનુ તે ગાયો છે, તથા જે કાઇ છે તે ગાયોનેવિષે રહેલુ છે । આ પ્રમાણે ગાયોનો અતિ મોટો મહિમા ગવાયો છે તે એના પવિત્ર ગુણો અને એમના આપણી ઉપર થતા ઉપકારોથીજ ગવાયો છે જ્યા પૃથ્વી

गावो लोकान्तारयंति क्षरंत्यो गावश्चान्नं संजनयंति लोके ।
यस्तं जानन्न गवां हार्दमेति स वै गंता निरयं पापचेता ॥

ગાયો પોતે ક્ષણભંગુર શરીરવાળી છતાં લોકોને દુઃખથી તારે છે અને લોકમાં જેટલા પ્રકારનું અન્ન છે તેને ગાય ઉત્પન્ન કરે છે. જે માણસ એ જાણતાં છતાં તેમનું પાલણ-પોષણ નથી કરતો તે પાપી ચિત્તવાળો નરકમાં જાય છે.

આવી રીતે તે પવિત્ર અને ઉપકારક પ્રાણીની સેવા નથી થતી તો એ સ્થિતિ મળે છે. તેમજ આ લોકમાં આપણી કેવી સ્થિતિ થાય છે તે પ્રથમ કહે વાઇ ગયું છે. માટે આપણા હાથનાં સાધનોથી લઇ શકાય તેવું સુખ શામાટે જવા દેવું જોઇએ ? સર્વ આશ્રમોને યથાયોગ્ય સત્કાર આપવો એ જેમ ગૃહસ્થા શ્રમની યોગ્યતા અને શોભા છે; સ્ત્રીઓનું સન્માન અને લાલન-પાલન કરવું એ જેમ ગૃહસ્થની યોગ્યતા અને શોભા છે; તેમ ગો-બ્રાહ્મણનું લાલન-પાલન થવું એ બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ ત્રણે આશ્રમની યોગ્યતા અને શોભા છે એ ગાયનું દાન પણ સુપાત્રે કરવામાં આવ્યું હોય તો પૂર્વાપર સાત પેઢીનો ઉદ્ધાર કરે છે એમ શાસ્ત્રો કહે છે. એ ગાયોનેમાટે તો એવું અંતઃકરણમાં નિરંતર રાખવું જોઇએ કે.—

गावो पश्याम्यहं नित्यं गावः पश्यंतु मां सदा ।
गावोस्माकं वयं तासां यतो गावस्ततो वयम् ॥

ગાયો નિરંતર મને જુવો અને હું નિરંતર ગાયોને જોઉં. અમે ગાયોના અને ગાયો અમારી છે; કેમકે જો ગાયો છે તો અમે છિયે (અથવા જ્યાં ગાયો છે ત્યાં અમે છિયે. અથવા ગાયો હોય ત્યાં અમે હોઇએ).

આવી રીતે જો ગાયો ઉપર ભક્તિ રાખવામાં આવે તો આર્યનું આર્યપણું અતિ શોભી નીકળે. જગતમાં ખરી ભક્તિ વગર કાંઇ પણ કામ મનમાન્યો લાભ આપતું નથી તો વધારે તો ક્યાંથી આપે? જગતમાં એકગણું દાન અને સહસ્રગણું પુણ્ય અર્થાત્ તેનો બદલો મળે છે એમ કહેવાય છે તે અમે ગાયોમાં પ્રત્યક્ષ દેખિયે છિયે. હજારગણું તો શું પણ અસખ્યગણું ફળ ગાયોથી થાય છે એ આપણે પ્રત્યક્ષ પ્રમાણોથીજ જાણી શકીયે છિયે. ભગવાન્ વ્યાસજી કહે છે કે.—

न किंचिद् दुर्लभं लोके गवां भक्तस्य भारत ।

ગાયના ભક્તને લોકમાં કાંઇપણ દુર્લભ નથી. આ વાત યથાર્થ છે. પણ એ સહજમાં મળવાના સુખનો માર્ગ આપણે ભુલી જઇએ તો કોનો વાંક ? આ-

પણો પોતાનોજ બીજા કોઇનો નહિ આગળના એવા ભાવિક લોકો થઇ ગયા છે કે પોતાના શરીરનો પણ ગાય તથા બ્રાહ્મણના રક્ષણમાટે ભોગ આપીને દેશનુવ્રતવાં પોતાનુ કલ્યાણ કરી ગયા છે ત્યારે આપણે માત્ર પોતાથી બનતી મ ભાળથી પાલણ પોષણ કરવુ એમા શુ કઠણ છે? જે જે ઉપાયો છે તે જગતમા પ્રત્યક્ષ છે અને બુદ્ધિના બળથી તે ગ્રહણ કરવા કઠણ નથી માટે તેનેમાટે વખાણ નથી કર્યું માત્ર એટલુ કહિયે છિયે કે ઉશીનર, વિશ્વગશ્વ, નગ, ભગીરથ, યૌવનાશ્વ, માધાતા, મુચકુંદ, ભૂરિદ્યુમ્ન, નૈષધ, સોમક, પુરૂરવા, ભરત, ભરતના સઘળા વંશજો, દશરથના પુત્ર રામ, દીલીપ, એ આદિ ઘણા કીર્તિમત મહા પ્રતાપી અને કેટલાક ચક્રવર્તી રાજાઓ જેમ પોતે રાજા છતા એ અવશ્ય કર્મ સમજી ગૌરક્ષણમા આ લોક પરલોક સુધારી ગયા છે તેમ આપણે પણ સર્વ રાજા-પ્રજાએ આ લોક પરલોક સુધારવા પવિત્ર શ્રમ લેવો જોઇએ. વિશેષ શુ બોલવુ હોય વિદ્વાનો કહે છે કે —

शरणागतरक्षार्थं स्त्रीगोद्विजाहिताय च।
स्वाम्यर्थं यस्त्यजेत्प्राणान् तस्य लोका, सनातना ॥

અર્થાત્ જે શરણે આવેલાની રક્ષા કરવામાટે તથા સ્ત્રી ગાય અને દ્વિજનુ હિત કરવામાટે તેમજ પોતાના સ્વામીના હિતનેમાટે પોતાનુ આયુષ્ય જવા દે છે, અથવા પોતાની જીદગી ગાળે છે તેને પવિત્ર લોક મળે છે

માટે ગોસરક્ષણ એ આપણુ સદાચરણ સમજી તેનેમાટે અમુળ જતો સમય વાપરવો કે જેથી આપણે કલ્યાણના પાત્ર થઇએ. એટલુજ નહિ પણ સર્વ લોકને પરમ લાભ થાય

---

## મનનો વૈભવ

લે. રૂ [illegible]

પરમ કારણરૂપ પોતાના સ્વરૂપના અજ્ઞાનમેલીધે ચિતવન કરવા યોગ્ય પદાર્થનુ ચિંતવન કરનાર, અને ચિતવન કરવાથી કલના (કલ્પના,) નામને ધારણ કરનાર ચિત્ (ચૈતન્ય) નાનાપ્રકારના રૂપના વિચિત્રપણાથી મલીનપણાને પામેલ છે. આ પ્રમાણે વસ્તુતા એકરીતે ન હોવાથી, તેમજ અજ્ઞાનમાથી ઉપજવાતેલીધે સર્વથા મિથ્યારૂપ, અને પ્રથમ ન છતા પાછળથી વૃદ્ધિ પામેલ, જુદા જુદા પદાર્થોની જુદા જુદા જ્ઞાનરૂપ મોહમા ચૈતન્ય સંકલ્પવિકલ્પાત્મક મનરૂપ તુચ્છપણાને પામી જાય છે મનોવૃત્તિ કે જે અસત્ તથા અજ્ઞાન છે, તે બાળક જે પ્રમાણે ભૂતનો વિસ્તાર કરે તે પ્રમાણે, હર્જરી દોષથી દુખનો વિસ્તાર

પદાર્થનું જીભથી ચર્વણ કરતો હોય તોપણ તે પદાર્થના સ્વાદની તેને ખબર પડતી નથી. મનેકરી જે પદાર્થ જોયો તેજ ખરેખર જોયો કહેવાય પણ મનથી ન જોયેલ પદાર્થ જોયો કહેવાય નહિ; કારણ કે અંધકારમાં જોયેલ પદાર્થની પેઠે મને ન જોયેલ પદાર્થના રૂપની ખબર પડતી નથી. ઇન્દ્રિયેકરી મન દેહવાન્ છે, તથા મનેકરી ઇંન્દ્રિયો દેહવાન્ છે. એવી રીતે મન તથા ઇન્દ્રિયોનું પરસ્પર સરખાપણુ છે તોપણ મનમાંથી ઇન્દ્રિયો ઉત્પન્ન થયેલી છે, પણ ઇન્દ્રિયોમાંથી મન થતું નથી તેથી મનને ઉત્કૃષ્ટતા છે. ચિત્ત અને શરીર જોકે અત્યંત ભિન્ન છે તોપણ જે મહાત્મા તેની એકતા માને છે તે પડિતો નમસ્કાર કરવા યોગ્ય છે. મનવિનાના માણસને, પુષ્પના સંભારથી, શોભીતા કેશવાળી, તથા વિલાસથી સુંદર કટાક્ષ કરનારી અંગના પણ ભીતની પેઠે વિકાર કરી શક્તિ નથી. વીતરાગ એ નામના કોઇ મુનિનું મન બીજે સ્થળે લાગેલું હતું તે સમયે વનમાં રાક્ષસ તેનો હાથ ચાવી ગયો તેની પણ તેને ખબર પડી નહિ. મુનિની મનોભાવના દુઃખને સુખરૂપ કરવાને તથા સુખને દુઃખરૂપ કરવાને સુખેથી સમર્થ થાય છે. માણસનું મન જ્યારે અન્ય વસ્તુમાં લાગેલું હોય, ત્યારે તેની પાસે પ્રયત્નથી કહેવાતી કથા પણ, પરશુથી કાપેલી લતાની પેઠે કપાઇ જાય છે. એટલે કે મારી પાસે શું વાત કરી તેની પણ તેને ખબર પડતી નથી. સ્વભાવ પ્રમાણે, મન જ્યારે પર્વતના તટ ઉપર ચડેછે, ત્યારે સ્વચ્છ આકાશમાં પણ ગુફાની ભ્રાંતિથી દુઃખનો અનુભવ થાયછે. મનના ઉલ્લાસરૂપી સ્વપ્નમાં, આકાશના જેવા વિસ્તારવાળા હૃદયમાં, પ્રત્યક્ષ જણાતા પર્વતો પણ પોતપોતાનું કામ કરવાને સમર્થ થાય છે. ચલિત થયેલો સમુદ્ર મોજાનો વિસ્તાર કરે તેવી રીતે વિક્ષેપવાળુ મન પોતાનેવિષે, પર્વત તથા પુરની પંક્તિનો વિસ્તાર કરે છે. સમુદ્રની અંદર રહેલા જળમાં જેવી રીતે તરગ તથા મોજા રહેલા છે, તેવી રીતે દેહની અંદર રહેલ મનમાં સ્વપ્નરૂપ પર્વત તથા પુરની પંક્તિ રહેલી છે. પત્ર, લતા, પુષ્પ તથા ફળ એ જેમ અંકુરની શોભા છે તેવી રીતે જાગ્રત તથા સ્વપ્નના વિભ્રમની ભૂમી એ મનની શોભા છે. સુવર્ણની પ્રતિમા એ સુવર્ણથી જુદી નથી, તેવી રીતે જાગ્રત્ તથા સ્વપ્નક્રિયાની લક્ષ્મી ચિત્તથી જુદી નથી. જળધારા, જળકણ, મોજા તથા ફીણ એ જેમ જળમાં જણાય છે તેમ નાનાપ્રકારની વિચિત્રતાના વૈભવ ચિત્તમાં જણાય છે. નટ જેમ નાનાપ્રકારના વેષનો અંગીકાર કરે છે તેમ, શ્રૃંગાર વગેરે રસના આવેશથી, ચિત્તવૃત્તિ, સ્વપ્ન તથા જાગૃત દશાના ઉદયનો અંગીકાર કરે છે. લવણ રાજાને મનના પ્રતિભાસથી ચંડાળપણું પ્રાપ્ત થયું હતું તેવી રીતે આ બ્રહ્માંડ

મનના મનનમાત્ર છે મનમા જેવુ જેવુ સવેદન થાય છે તેવો તેવો અનુભવ થાય છે, માટે જેમ ઇચ્છામા આવે તેમ કરો નાનાપ્રકારના નગર, નદી, તથા પર્વતના રૂપને પામીને, મન જાગૃત તથા સ્વપ્નમય આ જગતનો વિસ્તાર કરે છે લવણ રાજાની પેઠે મનના પ્રતિભાસથી દેવતામાથી દૈત્યપણુ તથા હાથીમાથી પર્વતપણુ પમાય છે જેવી રીતે નરપણામાથી નારીપણુ, પિતામાથી પુત્રપણુ પ્રાપ્ત થાય છે, તેવી રીતે મન સકલ્પથી ઇચ્છિત પદાર્થપણાનેપામે છે મરણ તથા જન્મ પણ સકલ્પથીજ થાય છે અને મનનના ઘણા અભ્યાસથી શૂન્ય આકાર પણ જીવપણાને પામેછે મનનથી મોહવાળી વાસના જેમા પ્રાપ્ત થયેલ છે એવુ મન, સુખ, દુખ, ભય તથા અભયરૂપ જન્મસ્થાનને પામે છે, તલમા જેવી રીતે તેલ રહેલુ છે, તેવી રીતે સુખ અને દુખ મનમા રહેના છે અને દેશકાળનેલીધે તેમા વધ ઘટ થાયછે તલને દબાવવાથી તેમાથી તેલ સ્ફુટ જણાય છે, તેવી રીતે મનને મનનના સગથી સુખ દુખ સ્ફુટ જણાય છે દેશ કાળના અભિધાનથી સકલ્પ છે તેજ મનના મનનથી દેશ કાળની સ્થિતિને પામે છે શાત થવુ, ઉલ્લાસ થવો, જવુ, આવવુ, આનદ થવો તથા નાચવુ એ બધુ મનરૂપી શરીરનો સકલ્પ ફળવાન્ થવાથીજ થાય છે સાધ્વી સ્ત્રી અત પુરના આગણામા નાચે તેવી રીતે, સકલ્પથી કલ્પિત નાના પ્રકારના ઉલ્લાસથી મન દેહમા નાચે છે જે માણસ પોતાના મનને વિષયના અનુસધાનમા અવકાશ આપતો નથી તે માણસનુ મન ક્ષય થાય છે રણસગ્રામમા સ્તભનાસ્ત્રથી શત્રુ જેમ ચલાયમાન થઇ શકતો નથી, તેમ જે માણસનુ મન ચલાયમાન થતુ નથી તેજ ખરેખર પુરૂષ સમજવો અને બાકીના ગારાના કીડા છે એમ સમજવુ જે માણસનુ મન ચપળ ન થતા એક સ્થળે સ્થિર રહે છે તે માણસ ધ્યાનથી ઉત્તમ પત્નીને પામે છે મદરાચળ પર્વત સ્થિર થવાથી ક્ષીરસાગર સ્થિર થયો હતો તેવી રીતે મન નિયમમા રાખવાથી સસારના વિભ્રમ શાત થાય છે ભોગ તથા સકલ્પના વિભ્રમથી જેટલી જેટલી મનની વૃત્તિયો છે, તે સર્વે સસારરૂપી વિષવૃક્ષનુ ઉત્પત્તિસ્થાન છે મદ અને મોહથી મદ થયેલ પુરૂષરૂપી દુષ્ટ ભ્રમર, સસારરૂપી વૈતરણીમા તણાતા ચિત્તરૂપી કમળમા વીટાઇને, જડપણાના પ્રવાહરૂપી જળના વેગમા, વાયુની ઘુમરીની પેઠે, પ્રબળ ચિતાથી વિખાઇ જઇને, પોતાના દેહ સહિત ચિતારૂપી ચક્રસમાન ઘુમરીમા પડે છે

# ब्राह्मणनेमाटे बे बोल

અહો, કાળનો કેવો મહિમા છે!! એક કાળમાં જગતના પ્રાણીઓની જેવી સ્થિતિ હોય તેના કરતાં કાંઇ વિચિત્રજ પ્રકારની સ્થિતિ બીજા કાળમાં જોવામાં આવે છે. કાળે કોને કોને વિસ્મરણ નથી કરાવ્યા, કોને કોને નથી ફેરવ્યા. અને કાળે કોને કોને નથી ગળ્યા? જે કાંઇ દુર્દશા, કે દીનતા પ્રાપ્ત થઇ છે તે પણ કાળની સત્તાથી નોખી નથી. સત્યયુગ, દ્વાપર, ત્રેતા કે કળિયુગની કલ્પના પણ કાળની બહાર જાતિ નથી. સૌ કરતાં સમર્થ અને ઇશ્વરાવતારને પણ વશ્ય રાખનાર કાળજ છે. અને એજ કાળની દાઢમાં સર્વ જગત્ આજસુધી ચવાનું આવ્યું છે. જગત્ ચવાતું ગયું તેનીસાથે તેમાંનું સઘળું ચવાઈ ગયું એટલે પછી શેનેમાટે શોક કરિયે અને શેનેમાટે ન કરીએ? આજકાલ આગળના જેવી આપણી યોગ્યતા, તપશ્ચર્યા, મહત્વ, શક્તિ અને આપણી પવિત્રતા વિગેરે ક્યાં જોવામાં આવે છે? એ પણ સર્વ કાળનો પ્રતાપ માન્યા વગર મન વાળવાનું બીજું શું સાધન છે? અરે બ્રાહ્મણો! આપણી ઉત્પત્તિ વિરાટ્ સ્વરૂપ ભગવાનના મુખથી થયેલ છે તેથી આપણે વર્ણમાં મુખ્ય ગણાઇએ છિયે. લીલાવિગ્રહ અવતારો આપણને નમતા અને આપણું પાલન કરતા. સર્વની કુશળતા અને ઉદય આપણાથી થતો. અરે રે, એનોએ વર્ણ છતાં દૈવયોગથી આવો સમય આપણો ક્યાં જતો રહ્યો? આપણે ધર્મપ્રમાણે ચાલી ન્યાયના સિંહાસનપર બેશી ન્યાય આપતા, અને રાજા-પ્રજા આપણને ઇશ્વરપ્રમાણે માન આપતી. એ દશા આપણી ક્યાં ગઇ? આપણે સંગ્રહ કશો નહિ કરતા પણ સર્વ સંગ્રહ કરનારાઓ આપણી કૃપાદૃષ્ટિને ઇચ્છતા, તથા સર્વે વિદ્યા-કળાઓ આપણે જાણતા તે બીજાને શીખવતા એ દિવસો આપણા ક્યાં ગયા? કાળના મહિમાથી બધું થાય છે એમ આગળ કહ્યું એ તો માત્ર આંસુ લુવાનાં વેણ છે. કાળ બિચારો શું કરે? એ કોઇને સારોમાઠો માર્ગે પ્રત્યક્ષ થઇને બતાવતો નથી, ત્યારે એ નિર્દોષને દોષ દેવામાં શું ફળ છે? આપણેજ ક્રમે ક્રમે હલકી સ્થિતિના થતા જઇને કાળને કલંકવાળો કર્યો છે, પણ એથી શું ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે?

આપણી સ્થિતિ આજે, ઘણીજ શોકજનક અને ખેદ ઉત્પન્ન કરે એવી દેખાય છે. આપણે કોણ? આપણે પૃથ્વીમાંહેના દેવતા જેને કહિયે તે. એવી દેવતાની પદવીનો સહસ્રાંશ પણ કેટલેક ઠેકાણે જોવામાં આવતો નથી. અથવા

* બીજા વર્ણોનેમાટે પણ સૂચના છે, માટે સહુએ પોતપોતાના ધર્મમા તત્પર રહેવું.

સાવ નથી કહિયે તોપણ ચાને સ્નાન, સંધ્યા, જપ, પાઠ, પૂજન, અતિથીનો સત્કાર, વૈશ્યદેવ વિગેરે કર્મોના તથા સત્ય, દયા સરલતા વિગેરે ગુણોના દર્શન થતા નથી એ સમગ્ર તો શુ પણ પેહેલા તો સ્નાનમાત્રની પણ આશા ન રખાય એવો કાળ પ્રાપ્ત થઇ ગયો છે, તો બીજી વાત શી કરવી? ઉદય-અસ્ત સમયે દિવસ રાતની સધિ તે સંધ્યા, દાતણ પાણી કરવુ તેજ અથવા ખાવાટાણે પગપર પાણી નાંખવુ કે બે કળશીયા પાણી ખભેથી ચોપડી લીધુ તે સ્નાન અને ભોજન એજ કર્મ શિવાય બીજુ નજરે શુ આવે છે? અને આવતુ હોય તો જેમતેમ રખડી રઝળી પેટ ભરી ભુંડની પેઠે પ્રજા ઉત્પન્ન કરવાશિવાય બીજુ શુ આવે છે? બહુ રત્ના વસુધરા હોવાથી ખરાખર ધર્મ પાળનારા, શાંત, દાંત અને ધર્મનિષ્ટ હશે પણ તેની આપણે અહીં વાત કરતા નથી અહિ તો સમુદાયની વાત છે આપણી કંગાળ સ્થિતિ પણ ઘણી શોકજનક છે કપાળમા ખોટા ટીલા કાઢી ફાટલ લુગડે હાથમા વાટકો લઇને કે ઝોળી લઇને ઘેર ઘેર ભાટકીએ છિયે કોઇ ગાળ દે, નડે, મારે, તરછોડે કે જે અપમાન કરે તે પાણાઉપર પાણીની પેઠે (જાણે કેમ તિતિક્ષાવાન હોઇએ તેમ) સહન કરિયે છિયે આ શિક્ષા કયા પાપની હશે તે કેમ ખબર પડે? સ્વધર્મકર્મનો નાશ થઇ ગયો એજ પાપની નહિ ત્યારે બીજા શેની? જેણે સર્વ લોક ઉપર એક વાર સર્વોપરી સત્તા મેળવી હોય તે સર્વે કરતા હલકી સ્થિતિમા આવી જઇ નીચુ મોહુ કરી કોકપાસે હાથ ધરે કે નીચ પદનીમા ગણાઇ જાય એ કેની હિમનાની અને શરમની વાત છે કદિ આપણામાથી કોઇને અભિમાન થાય કે 'સુખિયા લોકો પણ ઘણા છે' પરતુ ધર્મકર્મથી ભ્રષ્ટ થઇને સુખિયુ થવુ એ કાઇ ખરૂ સુખ નથી પૈસાથી માનેલુ સુખ કે ચાતુરી ભાષામા પ્રવીણ થઇ કોઇ વધામાથી મેળવેલુ સુખ શુ બીજાને નથી મળતુ? એક શૂદ્રને પણ તે સુખ મળે છે એમા ને આપણમા ત્યારે શો ફેર? તો પણ એટલુ ખરૂ કે ભીખનો ધધો નીકળી જઇને કાઇક સ્વતંત્રતા મળી હોય તો સારૂ ખરૂ કદી વકીલ બારીષ્ટર કે ડાક્તર થયા, રોજ સારુ બગાડીને નાહ્યા, સુગંધી પદાર્થોને શરીરને લગાડી નકામા કર્યા, ઉની ઉની રોટલી પોતાની પ્રિયાના હાથની એકલા એકલા પાટલે બેશીને ખાધી, કોટ પાટલુન કે ટોપી પેરીને ગળે ગળપટા બાધીને ફર્યા, કે ગમે તેમ મોટાઇથી ગેરૂ ઓર્યા, પણ તેથી શુ થયુ? કદી ઘેર વાડી ગાડીની સાહેબી થઇ તો પણ તેથી બ્રહ્મત્વથી મળતી મોટાઇ એમા નથી કેમ કે એ તો બીજાઓ પણ ઉદ્યમથી મેળવી શકે છે ધર્મકર્મનો તો લોપ થયો પણ દેખાવનો પણ ફેર પડી જવાથી આ કઇ જાતિ

છે એમ પણ આપણને કોઇ ઓળખતું નથી. આપણે દેવની પૂજામાંથી પ્રસાદી થયેલું ચંદન પણ કપાળે લગાડતાં શરમાઇએ છિયે, જાણે કેમ એણેજ આપણને ભીખ માગતા કે ઉતરતી પંક્તિના કર્યા હોય. જનોઇના દોરા ડોકમાં આપણને ગમતા ન હોય પણ તેતો લોકલાજમાટે રાખવા પડે. શીખાની તો વાત પણ શી કરવી? ઘણુંકરીને માથે તો ફીરંગી લોકોની ફેશનનો મુંડોજ હોય, ચોર લોકોને જેમ હજામત વધી હોય ને વાળ છવરાઇ રહે છે તેમ બબે તસુના વાળ માથે છવરાઇ રહ્યા હોય, મુંડો ન હોય તો મીયાણાના જેવા ચોટલા કે પઠાણના જેવાં જલ્ફાં હોય. માથે મનગમતી ટોપી કે પેની સુધી છોગાં રાખીને વળદાર આંટીયાળા ફેટા ધરાવ્યા હોય. અંગરખાની ફેશન તો વળી જુદીજ. કોઇ મોલવીના જેવી ચાર હાથ સમાઇ જાય તેવી પકતી બાંહ્ય કરાવે, તો કોઇ હાથપણ ન પેસે એવી સાંકડી ફુડકવાળી બાંહ કરાવે અને બગલમાં બખિયા તથા ખભાની પાછળ કેવડા કરાવે. ધોતિયાં પેહેરવાં તો ગમેજ નહિ પણ ચસોચસ પાટલુન કે પાયજામો પેરવો ગમે. કદી ધોતિયાં પેરવામાં આવે તોપણ જેવી કહિયે તેવી નિર્લજ રીતે મર્યાદા ન સચવાય તેમ પેરાય. દેવદર્શન, ધર્મ કર્મ કે શ્રદ્ધા-તિતિક્ષાની વાતજ નહિ. એ તો ઢોંગ-ધતુરા લાગે! આવી સ્થિતિમાં બ્રહ્મત્વની બહારની નિશાની શોધી કાઢવી એ પણ કઠણ થઇ પડે છે. આ દશા થવામાં બીજા કોનો દોષ કાઢીયે? લોકના કલ્યાણનેમાટે દેહ ધરનાર ઇશ્વરના અવતારો પણ 'अविद्यो वा सविद्यो वा ब्राह्मणो मामकी तनुः' (વિદ્વાન હોય કે અવિદ્વાન્ હોય તોપણ બ્રાહ્મણ મારી મૂર્તિ છે) એમ કેહેતા. એ આપણી કેવી મોટાઇ. એ મોટાઇ આપણા હાલના ઉપરના જેવા દેખાવની સમજશો નહિ. એ મોટાઇ તો પ્રભુને પ્રસન્ન કરનારાં આપણાં ધર્મકર્મની અને પ્રભુની પોતાનીજ સમજવી. સર્વ પ્રાણીઓ કરતાં આ મનુષ્યદેહની પ્રાપ્તિ ઉત્તમ છે. અને તેમાં પણ બ્રાહ્મણનો દેહ તો અતિ ઉત્તમ ગણેલો છે. એ એની ઉત્તમતા જો ધર્મકર્મ બરાબર પળાય તોજ છે અને તેમ ન થાય તો બીજા સઘળા પ્રાણીઓ કરતાં બ્રાહ્મણનું શરીર નિરર્થક છે. જેને જે અધિકાર મળ્યો તે અધિકાર પ્રમાણે તે ન ચાલે તો ભલે કદી તેને કોઇ કેહેનાર ન હોય તોપણ તે અપરાધી છે, અને ઉત્તમ અધિકારને પછી યોગ્યજ રેતો નથી. એજ પ્રમાણે આપણને ઉત્તમ અધિકાર મળ્યો છે એમ અનાદિ કાળથી સિદ્ધ છે ત્યારે તે અધિકાર મૂર્ખતાથી આપણે આપણા હાથમાંથી ખોઇએ એ પછી શું કેહેવાય? આપણે કદી કોઇ ચાકરી કે ધંધાથી વ્યવહારમાં ધનિક કેહેવાતા હશું તો પણ બીજું કાંઇ આપણને સુજતું

નથી માત્ર વાડી, સ્રી, ધન, છોકરા અને ભાતભાતના ભોજનનુ નિરતર મગજુ છે પૂજા પાઠ ઢોંગ, સધ્યા સ્નાન ઢોંગ, શ્રાદ્ધ-વૈશ્વદેવ ઢોંગ, એમ બધુ ઢોંગ રૂપજ લાગે છે માત્ર વિષયસુખોજ વૃત્તિમા આવ્યા તે ખરા મા ાવામા આવે છે ગરીબ હોઇએ તો હાથમા વાટકો કે કાચલી હોય અને ઘરમા હાડલા ખાલી ખડખડતા હોય તોપણ સ્વધર્મ ઉપર ક્યા નિષ્ઠા થાય છે? કા તો ચોરી કે જુગટુ કરવા શીખિયે, કા તો પાણી ભરવા રહિયે, કાંતો વાસણ માજવા અને શુદ્રોના ધોતિયા ધોવા રહિયે, કા તો રસોઇ કરવા રહિયે અને કા તો બીજી નોકરોમા રહિએ, પણ ત્યાસુધી પણ આપણી વાસના વિષયાદિકના સુખોમાથી ટળતી નથી પણ અરે આ અમુલ્ય દેહ એવા વિચારો કરવાને નથી કેમ કે તેવા સુખો તો પશુ પક્ષી આદિના અવતારમા એનીમેળે પ્રાપ્ત થાય છે કે જેમા આદિ મધ્ય અને અતમા દુ ખરૂપજ પરિણામ છે મનુષ્ય દેહની યોગ્યતામાટે ભગવાન્ વ્યાસજી શુ કહે છે તે પ્રત્યક્ષ છે

नायं देहो देहभाजां नृलोके क्लिष्टान्कामानर्हते विड्भुजां ये ॥

આ મનુષ્યલોકમા સર્વ પ્રાણીઓમા આ (મનુષ્ય) દેહ છે તે ક્લેશરૂપ વિષયોને ભોગવવા યોગ્ય નથી, કે જે વિષયો ભુંડ જેવા પ્રાણીયોનેજ યોગ્ય છે

સારાશ કે સ્વધર્મથી ચાલી આ લોક પરલોક સુધારવો એજ મનુષ્યદેહનું સાર્થક છે હવે તેમા પણ આપણે તો બ્રાહ્મણના દેહના અભિમાની છિયે તેનેમાટે શુ એવા ગ્રામ્ય માર્ગો યોગ્ય છે? બ્રાહ્મણના દેહની યોગ્યતામાટે કહે છે કે,—

ब्राह्मणस्य तु देहोयं क्षुद्रकामाय नेष्यते । कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च॥

બ્રાહ્મણનો આ દેહ હલકા કામો કરવાને યોગ્ય નથી તે દેહ કચ્છ અને તપનેમાટે અહીં છે અને પરલોકમા અનત સુખનેમાટે છે

સારાશ કે અહીં પોતપોતાના સ્વધર્મથી પુણ્ય અને કીર્તિ સપાદન કરી આ માડ માડ મળેલો ઉત્તમ દેહ સફળ કરી પરલોક સુધારવો એનેમાટે આ બ્રાહ્મણનો દેહજ યોગ્ય છે અને એવા ઉત્તમ માર્ગનેલીધેજ 'न ब्राह्मणैस्तूलयेभूतमन्यत् અર્થાત્ બીજા પ્રાણી સાથે બ્રાહ્મણની તુલના ન કરવી,' એવા વાક્યોની સાક્ષીઓ પડે છે બ્રાહ્મણનું મુખ્ય ધન પોતાનો સ્વધર્મ છે અને એ સ્વધર્મથીજ સર્વ રાજાઓ તો શુ પણ પરમેશ્વરના અવતારો પણ તેને દેવ માનતા આમ છે ત્યારે આપણે આપણા સર્વોત્તમ ધર્મની સેવાને શામાટે વીસારી દેવી, અને હાથે કરીને હાનિ શામાટે વોરી લેવી? જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ ધર્મ-કર્મ આદિ વ્યવહારમા ફેર પડતો જાય છે માટે મધ્ય સ્થિતિમા ર-

હીને આપણે આપણા ધર્મપ્રમાણે ચાલવું જોઇએ. જો થોડે થોડે આરંભ થવા માંડશે તો ક્રમે કરીને સ્વધર્મની ઉદયદશા આવી જશે. સ્વધર્મનો ઉદય છે તેજ આપણો ઉદય અને સ્વધર્મનો અસ્ત એજ આપણો અસ્ત છે. સર્વ સહાયતા કાંઇ કામ નથી આવતી માત્ર ધર્મની સહાયતા છે તેજ કામ લાગે છે, એ વાત કોઇથી અજાણી નથી. બ્રાહ્મણનાં નિત્ય નૈમિત્તિક કર્મો એટલાં બધાં છે કે બે ઘડી રાત હોય ત્યાંથી કરવા માંડીયે તો રોંઢા સુધી પણ માંડ માંડ થઇ રહે. પણ એટલામાટે મુઝાઇ બેસવાનું જરૂર નથી. આજકાલ તો શૂદ્રાચાર સર્વ ઠેકાણે પસરી ગયો છે તો તેવી અવસ્થામાં જે થોડું થશે તે પણ ઘણું છે. જેવો દેશ-કાળ તે પ્રમાણે વર્તવું પણ સાવ વિમુખ થઇ બેસવું એ તો અતિ હાનિ છે. જેઓ સાવ ધર્માચરણ ન કરતા હોય તે થોડું થોડુ કરવા માંડે તોપણ તેથી હાનિ નથી. '**अकरणान्मंदकरणं श्रेष्ठं** અર્થાત્ સાવ ન કરવા કરતાં થોડું કરવું તે પણ શ્રેષ્ઠ છે.' એમ બુદ્ધિમાનો કહે છે. થોડો પણ ધર્મ મોટા ભયમાંથી ઉગારનાર છે, માટે નિત્ય પોતાનો સ્વધર્મ પાળવો જોઇએ. સ્વધર્મ પાળતાં કોઇ પણ જાતનો લાભ ન લાગે તોપણ તે પાળવાથી ઘણો લાભ છે. શ્રી ભગવાન્ કહે છે કે '**स्वधर्मे निधनं श्रेयः** અર્થાત્ પોતાના ધર્મમાં વર્તતાં નિધન (નાશ) પણ કલ્યાણરૂપ છે.' આવી રીતે સ્વધર્મનો મહિમા છે માટે આપણે બ્રાહ્મણજાતિને અનુસરતો આપણો ધર્મ બરાબર પળાય તેવી કાળજી રાખવી જોઇએ. જે પ્રીતિથી કરવામાં આવે છે તેનેમાટે ગમે તેમ સમય મળે છે. આપણે કાળયોગથી ગમે તે ધંધા-રોજગારમાં લાગતા હશું તોપણ જો આપણને આપણા સ્વધર્મ ઉપર ખરે ખરી પ્રીતિ હશે તો ગમે તે સમય આપણને સ્વધર્મના આચરણમાટે મળશે. મુખ્ય આપણને તેમાં ખરેખરી પ્રીતિ જોઇએ. 'સમયનું રૂપ ફરી જવાથી જ્યાં જોઇએ ત્યાં ધર્મસંરક્ષણ થતું હોય એવો પ્રકારજ જોવામાં આવતો ન હોય, એટલે આપણી બાળક મતિને આ ધર્મ અને આ અધર્મ એમ કોણ બતાવે?' એવી શંકાઓ મેલી દેવી. એવો કાળ હતો ત્યારે જેમ બન્યું તેમ ખરૂં, પણ હવે તો જ્યારે આપણને સમજ આપનારા મળે ત્યારે શામાટે ઉંઘવું જોઇએ? મનુષ્યજન્મ અમુલ્ય છે એ આગળ કહેવાઇ ગયું છે. તે કેવળ પેટનું પોષણ કરવાના કામમાંજ નીકળી ગયો તો પછી પશુ આદિકના દેહમાં ધર્માચરણની વાત કેમ સુજશે? આ જન્મમાં બુદ્ધિનો ઉપયોગ ન થયો તો પછી પશુ-પક્ષીના અવતાર કે જેમાં બુદ્ધિ હોવાનો અસંભવ છે તેમાં પછી 'આમ કરૂં એ મારો ધર્મ છે અને આમ કરાવથી મારૂં કલ્યાણ થાશે' એ શી રીતે સુજશે અને કેમ બનશે? માટેજ જે કરવું તે આ

જન્મમા કરવુ એનેમાટે વાટ જોઇને પણ બેસી ન રેહેવુ, કાળની કેને ખબર પડે છે? માટે સારા કામ તો કર્યાં સારા કાલ કરવાનુ આજ કરવુ એમ વિદ્વાનો કેહે છે* માટે તે ઉપર દૃષ્ટિ રાખવી

જાગીએ ત્યાથી સવાર એ કેહેવતને અનુસારે સ્વધર્મપર નેષ્ટા બાવની 'હાય હાય આપણે કાઇ ન કર્યુ, હવે તો શી રીતે તરાય,' એવો વિચાર કરીને હારી જવુ નહિ એટલુ તો ખરૂ કે ભૂલ તો થઇ ખરી અને તેથી સમજુ હોય તેને પશ્ચાત્તાપ પણ થવો જોઇએ, તોપણ હવે પછી પણ જે કાઇ સ્વધર્મ આચરનામા આવશે તેથી પશ્ચાત્તાપ રેશે નહિ, એમ વારીને પણ સ્વધર્મથી અટકવુ નહિ

આગલા દિવસ ધારો કે અજાણ હતા, તો હવે કેટલીક હકીગતથી જાણીતા થયા, માટે હવે તો ઉનટો ઉત્સાહ અને શ્રદ્ધાની પ્રતિદિવસ વૃદ્ધિ થવી જોઇએ 'દેશ કાલને અમૂક ધર્માચરણ યુક્ત નથી અથવા થઇ શકે એવુ નથી' એમ કર્યા પેહેલા અનુભવ વગર નિશ્ચય કરી બેસવુ એ બુદ્ધિવગરનુ કામ છે હુ હમણા નીચે લખુ છુ તે ઘણી સારી રીતે થઇ શકે તેમ છે

સવારમા નિરતર બે ઘડી રાત હોય ત્યારે ઉઠવુ ત્યારપછી શરીરચિતાથી દૂર થઇને સકલ્પપૂર્વક (દેશ કાળ સભારીને) સ્નાન કરવુ ત્યારપછી આગલે દિવસ સુકાવેલુ લુગડુ (ધોતિયુ) પેહેરી એક અગવસ્ત્ર ખભે નાખી સધ્યાવદન કરવુ, સધ્યાના અતમા ગાયત્રીનો જપ યથાશક્તિ કરવો બ્રાહ્મણનુ દૈવત, તેજ, પ્રતાપ અને તપ એ સર્વ ગાયત્રી મત્રમા છે શ્રદ્ધાપૂર્વક જપાએલો તે મત્ર સાક્ષાત્ બ્રહ્મવર્ચસને વધારનાર છે ગાયત્રી દેવીનો જપ કરનાર બ્રાહ્મણ પાપથી લેપાતો નથી અર્થાત્ નિર્મળ અને નિર્દોષ રહે છે તથા તેની પાપમા વૃત્તિ જતી નથી એવા ઘણા પ્રમાણો મળે છે

આ પ્રમાણે બ્રાહ્મણપણુ આપનાર ગાયત્રીના અનતર પુરૂષસૂક્ત વિગેરેથી પ્રતિમાપૂજન કરવુ જેને શિવપૂજન હોય તેણે શિવપૂજન અને જેને વિષ્ણુપૂજન હોય તેણે વિષ્ણુપૂજન કરવુ શકરપૂજનના સ્થળમા લખ્યુ છે કે—

ब्राह्मण सर्वसिद्ध्यर्थं कुर्याच्छकरपूजन ।
ब्रह्मविष्ण्वादिदेवानां पदमाप्नोति पूजया ॥

* गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् (જે પકડેલા હોય તેની પેઠે ધર્માચરણ કરવુ

अष्टैश्वर्यं सुरत्वं च पदं गांधर्वपूर्वकं ।
सार्वभौमत्वमीशस्य पूजयैव हि सिद्ध्यति ॥
मनोहराः स्त्रियः सौख्यं कल्याणभवनानि च ।
अपर्यंतं धनं चापि पूजया शुलिनः खलु ॥

બ્રાહ્મણે સર્વ પ્રકારની સિદ્ધિનેમાટે શંકરનું પૂજન કરવું, કેમકે એની પૂજાથી બ્રહ્મા વિષ્ણુ આદિ દેવતાના પદની પ્રાપ્તિ થાય છે, આઠ પ્રકારનું ઐશ્વર્ય, ગંધર્વપદ પૂર્વક દેવતાપણું, ચક્રવર્તીપણું, એ સર્વ શંકરના પૂજનથી સિદ્ધ થાય છે. મનોહર સ્ત્રિયો, સુખરૂપ ઘરો, અઢળક ધન, એ સર્વ શ્રી સદાશિવની પૂજાથી થાય છે.

આ શિવાય બીજાં ઘણાં ફળો દેખાડીને છેવટ ભવસાગરથી તે પાર ઉતારે છે એવો એનો મહિમા લખ્યો છે. વિષ્ણુના પૂજનનો પણ એવોજ મહિમા છે. આચમન, અર્ઘ્ય, સ્નાન, ચંદન, પૂષ્પ. ધૂપ, દીપ, નૈવેદ્ય, નિરાજન, અને પુષ્પાંજલિનો ટુંકામાં વિધિ હોય તે પાઠેકરી લઇ વિધિથી પૂજન કરવું. વેદપાઠ કે બીજો જે પાઠ હોય તે કરવો. અતિથિ (કોઇ અભ્યાગત) આવ્યો હોય તેનો અન્નથી સત્કાર કરવો. પિતૃ તર્પણ કરવું વૈશ્વદેવ કરવો. આ સર્વ નિત્યકર્મને અંતે દેવને ધરેલાં નૈવેદ્યનો પ્રસાદ લેવો. આમાં દેવપૂજન પછીનું પિતૃતર્પણાદિ કર્મ બપોરે જમવાની પેહલાં નાહિને મધ્યાન્હસંધ્યા પછી થઇ શકે છે.

આ સામાન્ય રીતિ કહી, તેમાં જે જે અવસ્થામાં જે હોય તેમણે તે તે અવસ્થાને અનુકૂલ વર્તન રાખવું. બાલકપણામાંથી બહુ નહિ તો થોડો વેદાભ્યાસ, અને પૂજનપ્રકાર શીખી લેવો જોઇએ. જેઓ ન શીખ્યા હોય તેમણે હવે પછીના બાલકો આસ્તિક થઇને થોડું થોડુ સમય પ્રમાણે શીખે તેવી યોજના રાખવી. પેહેલાં બ્રહ્મચર્ય આશ્રમ પળાય છે, પછી યોગ્ય વય થયા પછી ગૃહસ્થના ધર્મપણાય છે, પછી વાનપ્રસ્થ આશ્રમ પળાય છે અને ત્યારપછી સન્યાસ આશ્રમનું અધિકારી થવાય છે. એ ચારે આશ્રમમાં યોગ્ય એવાં ધર્માચરણો બતાવતાં શ્રીકૃષ્ણપરમાત્મા કહે છે કેઃ—

शमोदमस्तथा शौचं क्षांति रार्जव मेवच ।
ज्ञान विज्ञानमा स्तिक्यं ब्रम्हकर्म स्वभावजं ॥

( અપૂર્ણ. )

---

# अपरोक्षानुभूति

(અનુવ પાો ૧૮૮ થી)

इति वा तद्भवेन्मौनं सतां सहजसंज्ञितम् ।
[1] गिरा मौनं तु बालानां प्रयुक्तं ब्रह्मवादिभिः ॥ १०९ ॥

આ પ્રમાણે બ્રહ્મ અને જગતના વિવાદના ત્યાગરૂપ મૌન છે જે 'સહજ સ્થિતિ' નામથી પ્રસિદ્ધ છે, તે સત્પુરુષને થાય છે

વાણીનું મૌન એટલે વાણીને બંધ રાખવી એ તો બ્રહ્મવેત્તાઓ બાળક (અજ્ઞાની)નું મૌન (મૂગાપણું) કહે છે અર્થાત્ વાણીથી મૂગા રહેવું એ તો બાળકનું કે અજ્ઞાનીનું મૌન કહેવાય ૧૦૯

[2] आदावन्ते च मध्ये च जनो यस्मिन्न विद्यते ।
येनेदं सततं व्याप्तं स देशो विजनः स्मृतः ॥ ११० ॥

આદિમાં, અંતમાં અને મધ્યમાં જેનેવિષે મનુષ્ય નથી અને જેનાવડે આ જગત્ નિરંતર વ્યાપ્ત છે તે 'નિર્જન (માણસ વિનાનો) દેશ' કહેવાય છે

સારાંશ એ કે માણસને ત્રણ કાળનો અભાવ પોતાની પ્રતીતિથી જણાય એવો છે લૌકિકી કે શાસ્ત્રીય પ્રતીતિથી જણાય તેવો નથી કેમ કે આ બેયથી જણાય એવો કહિયે તો 'પોતાની પ્રતીતિથી જણાય તેવો છે' એ વાતને વિરોધ આવે, માટે સમજવાનું એ છે કે ત્રણે કાળનો અભાવ જે પોતાના અનુભવસ્વરૂપથી અનુભવાય છે તે બ્રહ્મથી અભિન્ન પોતાનું સ્વરૂપ 'નિર્જનદેશ' છે ૧૧૦

[3] कलनात्सर्वभूतानां ब्रह्मादीनां निमेषतः ।
कालशब्देन निर्दिष्टो ह्यखण्डानन्द अद्वयः ॥ १११ ॥

નિમેષ એટલે મટકું મારવું ત્યાંથી માંડીને બ્રહ્માઆદિ સર્વ પ્રાણીઓના ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના આધારપણાથી અખંડ આનંદરૂપ અને જેનાથી કોઇ બીજો નથી તેને 'કાળ' એમ કહેવાય છે ૧૧૧

[4] सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिन्तनम् ।
आसनं तद्विजानीयान्नेतरत्सुखनाशनम् ॥ ११२ ॥

---

૧ વાણીનો નિયમ રાખવો એજ પ્રસિદ્ધ મૌન છે એમ કહિએ તો થાય તો કે છે

૨ હવે પાંચમા અંગ દેશનું લક્ષણ કહે છે

૩ હવે છઠ્ઠા અંગ કાળનું સ્વરૂપ કહે છે

૪ હવે સાતમા અંગ આસનનું લક્ષણ કહે છે

જે સુખસ્વરૂપ બ્રહ્મનેવિષે કર્તવ્ય-અકર્તવ્યનો વિચાર ન થાય તે, ત્રણ કાળમાં જેનો બાધ નથી એવાં બ્રહ્મને 'આસન' જાણવું સુખને નાશ કરનારૂં બીજુ જે આસન હોય તે આસન ન કહેવાય. ૧૧૨

[1] सिद्धं यत्सर्वभूतादि विश्वाधिष्ठानमव्ययं ।
यस्मिन् सिद्धाः समाविष्टास्तद्वै सिद्धासनं विदुः ॥ ११३ ॥

જે પ્રથમ કહેલુ છે તે અથવા જે સિદ્ધનું આસન છે, સર્વ ભૂત પ્રાણીને જે આદિ છે, જે જગતના આધારરૂપ છે, જે નાશ રહિત છે, અને જેનેવિષે સિદ્ધલોકો રહેલા છે તેજ બ્રહ્મ 'સિદ્ધાસન' કહેવાય છે. ૧૧૩

[2] यन्मूलं सर्वभूतानां यन्मूलं चित्तबंधनं ।
मूलबंधः सदा सेव्यो योग्योऽसौ राजयोगिनाम् ॥ ११४ ॥

આકાશ આદિ સર્વ ભૂતોનું જે મૂલ છે, (આદિકારણ છે,) અને ચિત્તને બંધન કરનારૂ મૂલ અજ્ઞાન પણ (તેની નોખી સત્તા ન હોવાથી) જેને આશ્રયે છે, તે બ્રહ્મ નિરંતર 'મૂલબંધ' કહેવાય છે; અને તે રાજયોગિયોને એટલે જ્ઞાનની પરિપાક દશાવાળાને યોગ્ય છે. ૧૧૪

[3] अंगानां समतां विद्यात्समे ब्रह्मणि लीयते ।
नोचेन्नैव समानत्वमृजुत्वं शुष्कवृक्षवत् ॥ ११५ ॥

સમાન બ્રહ્મનેવિષે (હાથ-પગ વિગેરે) અંગો (કે જે બ્રહ્મનેવિષે આરોપિત છે અને સ્વભાવે વિષમ છે, તેઓ) નું (અધિષ્ઠાન બ્રહ્મના સમપણાની દૃષ્ટિથી) સમાનપણું જાણવુ. જો સમાન બ્રહ્મમાં (અંગોનું વિષમપણું) લય ન થાય તો સુકલ ઝાડની પેઠે સરલપણાં (અને અચચળપણા) રૂપ જે સમાનપણું છે તે થાતું નથી.

અર્થાત્ સુકલ ઝાડ જેમ સરખું ને સરલ ન થાય તેમ અંગો પણ સરખાંને સરલ ન થાય. સારાંશ એકે બ્રહ્મ સમાન હોવાથી તેનેવિષે આરોપિત અંગો સમાન છે. તે વિના બીજી રીતે અંગોનું સમાનપણું થતું નથી. કેમ કે સ્વભાવેજ તે વિષમ (અસમાન) છે. ૧૧૫

[4] दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत् ।
सा दृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥ ११६ ॥

---

૧ બીજા પ્રકારથી આસનનું વર્ણન કરે છે. ૨ આઠમા અંગ મૂલબંધનું લક્ષણ કહે છે.
૩ નવમું અંગ દેહસામ્ય (દેહનું સામાન) પણું વર્ણવે છે,
૪ દશમું દૃઙ્સ્થિતિ (દૃષ્ટિની સ્થિતિ) એ નામનું અંગ કહે છે.

આ પ્રાણાયામ બુદ્ધ એટલે નિઃસંદેહ અપરોક્ષ જ્ઞાનવાળા બોધવાનોને યોગ્ય છે. જેઓ તેવા બોધવાળા નથી તેને નાક દબાવીને કરવાનો (પૂરક કુંભક ને રેચક પ્રકારનો) પ્રાણાયામ યોગ્ય છે. ૧૨૦

[1] विषयेष्वात्मतां दृष्ट्वा मनसश्चिति मज्जनम् ।
प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥ १२१ ॥

શબ્દ આદિ વિષયોનેવિષે અથવા ઘડાઆદિ પદાર્થોનેવિષે (અન્વય-વ્યતિરેકવડે) આત્માપણું જોઇને અર્થાત્ સત્તા, સ્ફુરણ અને પ્રિયપણું ધ્યાનમાં લઇને મનનું એટલે અંતઃકરણનું ચૈતન્યમાં લીન થવું, અર્થાત્ નામ રૂપ ક્રિયાના અનુસંધાનથી રહીતપણાવડે ચૈતન્યરૂપપણાથી રેહેવું, તેનું નામ 'પ્રત્યાહાર' કેહેવાય. અને તે મુમુક્ષુઓએ અભ્યાસ કરવા યોગ્ય છે ૧૨૧

[2] यत्र यत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात् ।
मनसो धारणं चैव धारणा सा परा मता ॥ १२२ ॥

જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં બ્રહ્મ જોવાથી એટલે જે જે પદાર્થમાં મન જાય તે તે પદાર્થમાં નામ-રૂપનો ત્યાગ કરી સત્ ચૈતન્ય અને આનંદરૂપ બ્રહ્મનું ધ્યાન કરવાથી મનનું જે ધારવું અર્થાત્ બ્રહ્મમાંજ મનનું સ્થિર કરવુ, તેનું નામજ 'ધારણા' કેહેવાય છે. તે ધારણા શ્રેષ્ઠ છે. (બીજી ધારણા પાતંજલના મતને અનુસરતા પ્રાણાયામની પેઠે શ્રેષ્ઠ નથી) ૧૨૨

[3] ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ॥
ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥ १२३ ॥

'હું બ્રહ્મ છુ' એવી સારી એટલે બીજા પ્રમાણોથી બાધ ન પામે એવી વૃત્તિથી, નિરાલંબપણાવડે એટલે દેહ આદિના સ્મરણથી રહિતપણાવડે જે રેહેવું તેનું નામ ધ્યાન કેહેવાય છે. અને તેજ 'ધ્યાન' ઉત્તમ આનંદ આપનાર છે. ૧૨૩

[4] निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥ १२४ ॥

નિર્વિકારપણાવડે એટલે વિષયના સ્મરણથી રહિતપણાવડે વૃત્તિનું તરતજ બ્રહ્માકારપણાવડે સારી રીતે વૃત્તિ-વિસ્મરણ એટલે પ્રપંચના સંસ્કાર રહિત ધ્યાતા અને ધ્યેય એવા આકારવાળી વૃત્તિનું શૂન્યપણુ અર્થાત્ દ્વૈત ટળી જવુ તેનું નામ 'સમાધિ' કેહેવાય.

(વૃત્તિનું વિસ્મરણ એ અજ્ઞાનપણું છે માટે તે સમાધિરૂપ કેમ થાય એવી શંકા થાય તો, બ્રહ્મ-આત્માની એકતારૂપ બોધને અભાવે કેવળ વૃત્તિના વિસ્મરણનું અજ્ઞાનપણું છે, તો પણ બ્રહ્મજ્ઞાનવાળાને તેમ નથી. એમ દેખાડવા કેહે છે કે) તે સમાધિનું નામ જ્ઞાન છે આર્થત્ બ્રહ્માકારપણાવડે સ્ફુરણરૂપ છે. ૧૨૪ (અપૂર્ણ.)

---

૧ બારમા અંગ પ્રત્યાહારનું લક્ષણ લખે છે. ૨ તેરમા ધારણા અંગનુ લક્ષણ કહે છે.
૩ ચૌદમા અંગ (આત્મ) ધ્યાનનું લક્ષણ કહે છે. ૪ હવે છેવટનુ પંદરમુ અંગ સમાધિ કહે છે.

# प्रारब्धनी विचित्रता उपर एक वात

( અનુધ પાને ૨૨૧ થી )

આ ઉપરથી રાજાની રાખેની શ્રી તેજબાને સતોષ થતો નહિ તેથી તેમણે રાજાના કેટલાક હજુરીઓને દામ આપવાની લાલચ આપીને કુવર પર અરુચિ થાય તેવી યોજના કરવા માડી નઠારા માણસો શુ નથી કરતા ? હજુરીઓના નિત્યના બોધથી રાજાને પોતાના કુવર ઉપરથી પ્રેમ તો ઓછો ન થયો પણ સસારની વિચિત્રતાથી તેનુ મન સદેહિત રેહેવા માડયુ અને એ પ્રસગ જોઇને તેજબા કે જેમણે આશાની વાત ઉડાણી હતી તેણે પોતાના કરેલા પુત્રને રાજાની હજુરમા મોકલવા માડયા રાજાએ તેને પણ આવકાર દેવા માડયો કાલયોગથી વાત એવી બની કે અખાત્રીજને દિવસે જન્મગાઠના સમયમા મોટો દરબાર ભરાયો, તેમા પધારવાને શણગાર સજતા વાર લાગવાથી, હાજર રહેલા વિરૂદ્ધ પક્ષના હજુરીઓએ રાજાના કાનમા એવી ફુક મારી કે 'સાહેબ ! એ કુમાર મનુભાને રાજ્ય ભોગવવાનુ મન થાય છે તેથી જ્યારે ત્યારે આની રીતે દરબારમા પધારતા શરમાય છે જેમ માતુશ્રી શીખવતા હશે તેમ કરતા હશે ' આ વાતથી મહારાજને ઘણો ક્રોધ ચડી ગયો તેથી બોલી ઉઠયા કે, 'જેટલા મારા નોકર છે તેમાથી થોડાક વિના બાકી બધા નિમકહરામ છે, એમ મારા જાણવામા આવ્યુ છે આમાથી કોઇ દિવસ આખા રાજ્યને વેઠા લાગશે હુ આજથી કહી રાખુ છુ કે જ્યાસુધી હુ કોઇને કાઇ પુછુ નહિ ત્યાસુધી કોઇએ પણ મારી આગળ કોઇ પણ કપટની વાત ઉચ્ચારવી નહિ અને સહુએ નીતિથી પોતપોતાનુ કામ કરવામાજ ધ્યાન રાખવુ એમા સૌનુ શ્રેય છે કુવર હમણા પધારશે માટે ધારા પ્રમાણે ભલે દરબારનુ કામ ચાલવા દેવુ ' એમ કહી મહારાજા અદરથી મડપના ભાગમા પધારી સિહાસનપર બીરાજ્યા

છડી દારે ધારા પ્રમાણે અમીર ઉમરાવની સલામ કરાવી તેટલામા કુમારને તેડીને મત્રી હરિ દત્ત સભામડપમા હાજર થયા અને કુમાર ધારા પ્રમાણે નમન કરી સિહાસનપર બેઠા નાટારભ થવા લાગ્યો અને બીજીકોરે કસુબાના અને પાનગુલાબની ધામધુમ મચી રહી જે તેજબાના કુવર રહેયા હતા તેનુ નામ ભીમભા હતુ તે પણ કચેરીમા આવી બેઠા ભીમભાના નટખટ માણસોએ પાનગુલાબ અપાતા ગડબડ કરી તેથી મનુભા ટિલાત કુવરને માઠુ લાગ્યુ દિવસના ૧૧ બજે કેસર કસુબા છટાઇ રહી સભા વિસર્જન થઇ તેટલામા તો મનુભા પોતાની આખમા પાણી ભરાતા નમન કર્યું ન કર્યું ને લાજથી ઉઠી જઇ પોતાની માતાને અનામે જઇને પોઢી ગયા સભા વિસર્જન થતા સૌ સૌને ઘેર ગયા

પછી મંત્રી હરિદત્ત મહારાજને બોલાવીને મહારાજા ભૂપતસિંહ થાળી જમવા પધાર્યા. પાસેથી માણસોને દૂર કરી કચેરીમાં થયેલી વાતવિષે સઘળું કહી સ-ભળાવ્યું. હરિદત્તે ઉત્તર આપતાં જણાવ્યું કે 'અન્નદાતા ! કોઇ દિવસ નહિ ને આજ આપને એ સુલક્ષણા કુવરના સહજ આચરણ ઉપર કારણવિના શકા થઇ એથી જાણુ છુ કે રાજ્યખટપટરૂપ દવાનળ આપણા રાજ્યમાં લાગી ચુકો છે. આપનું મન ઘણા દિવસથી આવી વાતોથી પૂરાઇ ગયું જણાય છે મનુભા સા-હેબનો કાંઇ પણ અપરાધ નથી અને જ્યાંસુધી મારા હાથમાં છે ત્યાંસુધી હું તેને અવળે માર્ગે નહિ ચડવા દઉ, એ જો મને આપ ખરો મંત્રી અને હિતૈષી જા-ણતા હો તો વિશ્વાસ રાખો આજે પાન-ગુલાબની વખતે આપના હજુરી લો-કોએ (ભીમભાનાં માણસોએ) મનુભાની વૃત્તિને માઠું લાગે એવું કર્યું છે પણ આપની વૃત્તિ તે વેળા વજીર દોલતસિહને કસુબો પાવામાં તથા ભેરવીના તા-નમાં લાગો હતી એટલે આપના ધ્યાનમાં નથી. અન્નદાતા! મને સલાહકારી ઠરાવ્યો છે તો મારૂ વચન એક વાર ખરૂં માનો.' ભુપતસિંહ મહારાજાએ કહ્યુ કે 'એ મનુભા મને પ્રાણ કરતાં પ્યારા છે. મને એનાવિષે આશંકા હોયજ નહિ. પરતુ આનેમાટે મને એમ સુજે છે કે એને હમણાંથી રાજ્યાભિષેક કરી દઇએ. અને ભીમભાને તેના દબદબા પ્રમાણે થોડો ભાગ કાઢી આપિયે'. હરિદત્તે જવાબ દીધો કે 'રાજાધિરાજ! મનુભાને સોળમુ વર્ષ બેસવા દ્યો પછી આપની મરજી પ્રમાણે આપણે સઘળી ગોઠવણ કરશુ.' ભૂપતસિંહ મહારાજા, થાળી જમી આરામ લેવાને પધાર્યા અને હરિદત્ત વિચાર કરતાં પોતાને ઘેર ગયા. અહી રાજાએ એકાં-તમાં પોતાનાં પટરાણી રાજબાને બોલાવ્યાં. રાજબાએ આવીને પ્રણયથી પ્રણામ કર્યા કે તરત ભૂપતસિહ મહારાજાએ તેને પલગપર બેસવા આજ્ઞા કરી ઉનાળાના દિવસ હોવાથી ચોતરફ બારીઓમાં વાળાની લટીઓ બાંધી ગુલાબજળ છાંટી દીધાં હતાં, બહારના ચોકની અગાશીમાં ફુવારા છુટા મેલી દીધા હતા અને મોગરાનાં ફુલની માળાઓ જાળીયાંમાં ટાંગી દીધી હતી. કાળને અનુકુળ છતાં પણ મ-ર્યાદાવાળાં અમુલ્ય વસ્ત્ર પેહેરીને બેઠેલાં પટરાણીએ વાળાનો સુવર્ણજડિત પંખો લઇને પવન નાખતાં કુમારશ્રી મનુભા મોટા થયા તેથી તેના વિવાહવિષે વાત ચલાવી પરંતુ રાજાજીનું મન કાઇક જુદાજ વિચાર ઉપર ઘેળાતું લાગવાથી વાત પડતી મેલીને આરામ લેવા વિનતિ કરી. મહારાજા ભૂપતસિહે કહ્યું કે, 'એ સર્વ વાત મારા ધ્યાનમાં છે. ઇશ્વર કરે ને બે વર્ષ નીકળી જાય તો તેને માથે મારે રાજ્યનો ભાર નાંખવો છે, એટલામાટે હમણાથી તેને યોગ્ય રાજકુવરીની શોધમાં હું રહીશ. આજ મારૂં મન જ્યારથી ખટપટી લોકોની વાત સાંભળી

છે ત્યારથી ઉદાસ થઈ ગયુ છે માટે સમય કેવો આવશે તે વિચાર કરૂ છુ ' ગજબા બોલ્યા કે ' જો એ વાતનો સાર મને કહી શકાય એવો હોય તો હુ સાભળવાની ઇચ્છા રાખુ છુ ' રાજાએ કહ્યું કે 'સાર સાભળવામા કાઇ સાર નથી તેનો ભાવ એ છે કે કુવરને રાજ્ય ભોગવવાની ઇચ્છા થાય છે '

રાજબાએ, વિહ્વળતાથી હાથ જોડી વિનતિ કરી કે 'મહારાજાધિરાજ! હુ વિશેષ આપને કાઇ નથી કહેતી પરતુ એટલુ વિનવુ છુ કે આપ તો સર્વ રાજ્યના રૂપથી જાણીતા છો તેમ મહાગભીર રાજ્યરમતોના ઇતિહાસો આપના સાભળવામા હશે, માટે આવા વિષયમા બહુજ ઝીણી દૃષ્ટિથી જોવાનુ છે આપ મહા ભાગ્યશાળી છો કે આપણા રાજ્યમા હજીસુધી કોઇપણ જાતની ખટપટ થઇ નથી હુ આપને એટલુ વચન આપુ છુ કે આ આપની મહાયની દાસીના ઉદરથી જો એ બાળક જન્મ્યો છે તો એ કદી પણ આપના મનને અસતોષ આપશે નહિ શુ જ્યોતિષીઓએ તેમની જન્મપત્રિકા વાચી હતી તે આપ વિસરી ગયા " એમ વાતચિત કરે છે ત્યા દાસીએ ખબર આપ્યા કે કુમાર મનુભા માતા પિતાના સાથે દર્શન લેવા પધારે છે રાજા રાણી સાવધ બેઠા કુમાર મનુભા આવી પહેલા પિતાજીને નમ્યા પિતાએ 'પધારો ભા' એમ આવકાર આપ્યો પછી માતાને પગે લાગ્યા તેણે 'ઘણુ જીવો કહી મીઠડા લીધા એટલામા તો દાસીએ નાખી દીધેલી ખુરશી ઉપર બેઠા મનુભા આજ થાળ જમવા વેળાએ પાસે ન હતા તેથી ભૂપતસિહ મહારાજાએ પુછ્યુ કે 'બાપુ ' આજ તમારા માતુશ્રીની સાથે જમવાનુ મન થયુ તેથી વેહેલા જતા રહ્યા હતા શુ " આટલુ પુછતા તેની આખમાથી દડ દડ આસુની ધાર પડવા લાગી રાજમાને આ વાતની હમણા ખબર પડવાથી આશ્ચર્ય અને બાપકઠ થઇ કુવરને ગોદમા લીધા આ વેળા અહી રહેના ત્રણ જણના અતઃકરણમા કોઇક ખેદના તાપથી જાણે કેમ અતઃકરણનો પ્રેમ ઉભરાઇ બહાર નીકળતો હોય તેમ આખમાથી પાણી પડયા (અપૂર્ણ)

---

## पुस्तकोनी पहोच

**वृद्धचाणाक्य नीतिदर्पण**—આ નામની ચોપડી રચનાર રા ભટ્ટ વનજી રત્નેશ્વર તરફથી મળેલ છે ચાણાક્યનીતિના શ્લોકો ઘણા સરલ અને મનને આનદ આપે એવા સેહેલા તથા બોધક છે આવા નીતિના વચનોનો વિસ્તાર થવાની જગતમા જરૂર છે, તેથી તેનુ ગુજરાતીમા ભાષાતરનુ પ્રયત્ન યોગ્ય છે હેતુના બોધ વગર અને પૂર્ણ જ્ઞાન વગર નાટક ચેટકના કડતનીયા કરનારાઓના શ્રમથી થતો ખેદ આવા પુસ્તકો જોઇ કાઇક દૂર થાય છે આની ભાષા સેહેલી છે ક્યાઇ

ક્યાંઇ વધારે સુધારો કરવાની જરૂર છે તે બીજી આવૃત્તિમાં થઇ જશે. આ પુસ્તક શ્રીમન્ કચ્છના મહારાજાના ખાનગી સેક્રેટરી રા. રા. છોટાલાલ ભાઇને અર્પણ કર્યું છે. કીમત આઠ આના મુ. મુદ્રા.

---

**संयोगताहरण** નામનું નાટક ઠાકોર દોલતસિંહજી હરિસિંહજી તરફથી મળેલ છે. આ ઉછરતા લખનારની હોંશ સારી જણાય છે. આટલેથીજ સંપૂર્ણતા સમજવી નહિ. સંયોગતાના વિષયમાં બીજી ઘણી યોગ્યનો સમાવેશ થવો જોઇએ એવી ઉત્કંઠા થાય છે. આવી બાબત નાટક કરતાં વારતામાં લખવી તે સારી, કેમકે નાટક એ વારતાના કરતાં ઉછરતા લખનાર માટે કઠણ છે એમ વિદ્વાનો કહે છે. ભાષા સમજાય તેવી છે. અને અધિકારીને ઉપયોગી છે. કવિતા સેલી છે પણ બહુ સંતોષકારક નથી. કીમત ૧૨ આના વધારે છે. મુ૦ બાટવા. આ પુસ્તક રોહાના ઠાકોરશ્રી વેરીશાલજીને અર્પણ કર્યું છે.

---

**ऋतुवर्णन** આ નામનું પુસ્તક ગુજરાતી ભાષાની કવિતામાં રા. શુકલ નથુરામ સુંદરજી તરફથી મળ્યું છે. બીજી ભાષાના કવિયોના કાવ્યનું તેમાં ઉતારણ કર્યું જણાય છે. કવિતાની ઝડપ ઠીક જણાય છે, પરંતુ શબ્દોની અશુદ્ધતા કે જે ભાષાની કવિતામાં દરેક ઠેકાણે દરગુજર કરવામાં આવે છે તે આ માંપણ દેખાય છે. સ્ત્રીવર્ણનનો પ્રસંગ આવે એટલે ઋતુવર્ણનના લક્ષણની સમાપ્તિ થઇ ચુકી, એ સમજણને અમે આદરથી જોઇ શકતા નથી. જુવાન લોકોને રાજી કરવા પ્રથમ પ્રયત્ન અવસ્થાને અનુકુળ રહીને કર્યું તો ઠીક નહિ, તો હવે આ લખારને તેમનો કવિતાનો શોખ ઇશ્વરભજનમાં વાપરવાને ભલામણ કરિયે છીયે. કીમત ૭ આના વધારે છે. મુ૦ વાકાનેર. આ પુસ્તક અંકેવાળીયાના રાણા શ્રી સુરજમલ્લજીને અર્પણ કરેલ છે.

---

**नेत्रदुःख निवारण**—આ ચોપડી વીરપુરના પ્રાઇવેટ માસ્તર રા. દયારામ પ્રેમજી દ્વીવેદીએ રચી પ્રસિદ્ધ કરી છે. એમાં આંખ ।। ગોળકનાં જુદાં જુદાં દરદો અને તેના જુદા જુદા ઉપાયો દેખાડવામાં આવ્યા છે, તે પ્રસંગે ઉપયોગી હોય એમ લાગે છે. તેના ખરા ગુણદોષ તે વિષયના અનુભવિયો જાણી શકે. કીંમત ૮ આના. આ પુસ્તક વીરપર દરબાર શ્રીસુરસીહજીને અર્પણ કર્યું છે.

---

૯ મા અંકનાં પહેલા પેજમા નોટની બીજી લીટીમા લેનું સ્લદીર્ફ રે સમજવો અને છળને બદલે હાળ સમજવો.



# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૬ મુ          ભાદ્રપદ, સંવત્ ૧૯૪૪.          અંક ૧૧ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### [1]सदुपदेशविषे झूलणा छंद

સર્વ સંસારનો સાર તુ સમજજે, વાગ શાને કરે વીર મારા,
નીતિની રીતિથી ચાલ તુ પ્રીતિથી, આદરી સર્વ સત્સંગ સારા,
પુત્ર પરિવાર સબંધ સાચો નહીં, બંધનુ રૂપ ધન ધામ દારા,
વિષયના વિષતણો વિષમ પરિણામ છે, દુઃખ દેનાર સુખભોગ ભારા
સરલતા સહનતા સંપ શમ દમ ખરા, સર્વ સંસારથી તારનારા,
શીલ સંતોષનુ ખડ્ગ કરમા લહી, સર્વ સંહાર તુ શત્રુ તારા,
પુણ્યના પથપર ચાલ તુ પ્રેમથી, ધર્મના કર્મના પાળ ધારા,
કેશવ પ્રભુ સદા હૃદયકમળે વસે, એજ હરિ રામ પરિપૂર્ણ પ્યારા

### *પદ ઇશ્વરપ્રાર્થનાવિષે

વિસારો તો નહિ ચાલે નાથ,—
શરણાગત સેવકને કરજો, સાબ સદૈવ સનાથ,—ટેક
ધામ ધરા ધન જન સુત દારા, એ સુખનો સહુ સાથ,—વિસા०
થાકયો હુ ભવસાગર તરતા, નરહરિ પકડો હાથ,—વિસા०
છૂટે નહિ નટવર હૃદયેથી, બળિયા લીધી બાથ,—વિસા०
કેમ ઘટે રહિ જાવો કેશવ, અંતર્યામિ અનાથ,—વિ०

---

૧ ઘણા રાગમા અને ચચરી તાલમા ચાલે છે
* ભૈરવી વિગેરે ગમે તે બંધ બેસતા રાગમા અને તાનમા ચાલે છે

## मन जीतवाना उपायविषे.

લે ડે૨૧૧૯૦૯ પ્રક્રિયા

આ ચિત્તરૂપી મોટી વ્યાધિને મટાડવાનું ભાવે અને થઇ શકે એવું ઔષધ કેહેવામાં આવે છે તે સાંભળો. પ્રિય વસ્તુનો ત્યાગ કરી સદ્વિચારરૂપી પોતાના ઉદ્યમથી પ્રયત્નેકરી ચિત્તરૂપી ભૂત જીતાય છે. જે માણસ ગમતી વસ્તુનો ત્યાગ કરી, રાગ-દ્વેષ વિગેરે ચિત્તના રોગથી રહિત થઇને રહે છે તે માણસ, દાંત વિનાના હાથીને દાંતવાળો હાથી જીતે તેવી રીતે મનને જીતી શકે છે. એટલામાટે ચિત્તરૂપી બાળકને અવસ્તુમાંથી બહાર કાઢી પોતાના સદ્વિચારરૂપી પ્રયત્નથી વસ્તુમાં જોડીને બોધ કરવો. નહિ તપેલું લોઢું ઉનાં (તપાવેલ) લોઢાંને કાપી નાખે તેવી રીતે શાસ્ત્ર તથા સત્સંગથી ધીરજવાન અને શાંત ચિત્તેકરી ચિંતાથી તપી ગયેલ ચિત્તને કાપી નાખવું. બાળકને જેવી રીતે પ્રીતિ તથા ભય વિગેરે ઉપાયથી દેખાડવા સારે માર્ગે જોડી શકાયછે, તેવી રીતે ચિત્તરૂપી બાળકને પણ સારે માર્ગે જોડવામાં શ્રમ નથી; એટલામાટે સંસારમાં આસક્ત થયેલ મનને, પોતાના પુરૂષાર્થથી ઘણાક ઉદયને આપનાર સત્કર્મમાં ચિદાત્માની સાથે જોડી દેવું. જેનું મન પોતાને સ્વાધીન, કેવળ હિતનેજ વિચારનારૂં, તથા પ્રિય વસ્તુનો ત્યાગ કરવામાં વૈરાગ્યવાળુ નથી થઇ શકતું તેવા પુરૂષરૂપી કીડાને ધિઃકાર છે. મલ્લ જેવી રીતે યુદ્ધમાં બાળકને શ્રમવિના જીતે છે, તેવી રીતે વિષયમાં આસક્ત થયેલ મનને શમાદિક સાધનો અને સર્વત્ર બ્રહ્મભાવનાથી શ્રમવિના જીતાય છે. એ પ્રમાણે પુરૂષાર્થરૂપી પ્રયત્નથી ચિત્તને જીતાય છે, અને ચિત્ત જીતાયા પછી પ્રયત્નવિના બ્રહ્મપ્રાપ્તિ થાય છે. પોતાને સ્વાધીન તથા જીતી શકાય એવાં ચિત્તને જે માણસ જીતવાને સમર્થ થતો નથી તેવા પુરૂષમાં જંબુક જેવા (બીકણ) માણસને ધિઃકાર છે. પ્રિય વસ્તુના ત્યાગરૂપી પુરૂષાર્થથી થઇ શકે એવી મનની શાંતિ થયાવિના ઉત્તમ ગતિ નથી. આત્મબોધથી થઇ શકે એવું માત્ર મનનું મરણ થવાથી આ જીવન્મુક્ત દેહમાં, મોહ વિગેરે શત્રુથી રહિત, અચળ, તથા આદિ-અંતથી રહિત સ્વારાજ્યસુખની (બ્રહ્માનંદની) પ્રાપ્તિ થાય છે. મોક્ષના સાધનરૂપ મનની શાંતિ થયાવિના, ગુરૂનો ઉપદેશ, શાસ્ત્રનો અર્થ, મંત્ર તથા બીજાં સાધનો પણ તૃણરૂપ (નકામાં) છે. અસંકલ્પરૂપી શસ્ત્રથી, મૂલ સહિત ચિત્તનું જ્યારે છેદન થાય છે ત્યારે, સર્વ સર્વગત, તથા શાંત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે પોતાના ચિંતનથી થતા અનર્થનો નાશ કરવામાં, શાંતિ વિગેરે સાધન તૈયાર છે તે છતાં. આ શરીરે કરી જીવન્મુક્ત થવામાં પુરૂષને શું ક્લેશ છે? માટે દૈવનો અનાદર કરી, પુરૂષાર્થે કરી સંકલ્પથી કલ્પિત ચિત્તને

અચિત્તપણાને પમાડવુ, અને પરબ્રહ્મરૂપી કોઇપણ મહા પદવીને પામી ચિત્તને ચૈતન્યમા લય કરી ચિત્તથી પર થઇને રહેવુ પ્રથમ ચૈતન્યની ભાવના કરી અને તેની સ્થિરતામાટે પરમ સાવધાનવાળી બુદ્ધિથી યુક્ત થવુ, અને ત્યાર પછી ચિત્તનો લય થવાથી અન્યથતાથી આત્માનુ ધારણ કરવુ પરમ પુરૂષાર્થનો આશ્રય કરી, ચિત્તને અચિત્તપણાને પમાડી જે સ્થળે નાશ નથી એવી મહાપદવીને પામવી દિઙ્ મૂઢ દશામા અવળી થયેની બુદ્ધિને પણ પ્રયત્નથી પુરૂપ જીતી શકે છે તેવી રીતે મનને પણ પુરૂષાર્થથી જીતી શકાય છે અનુદ્વેગ એ લક્ષ્મીનુ મૂળ છે, અને અનુદ્વેગથીજ મનને જીતાય છે, કે જેના જીતાવાથી ત્રૈલોક્યને જીતવુ એ પણ તૃણરૂપ છે રાજ્ય મેળવવામાટે (રાજ્યસુખસારૂ) યુદ્ધ કરવામા શસ્ત્ર વિગેરેથી ઉત્પાત થાય છે, તથા સ્વર્ગસુખમા પણ, પુણ્ય પૂરા થયે પડવુ પડશે એની પીડા રહે છે, પણ મનને જીતી લઇને બ્રહ્મસુખ સંપાદન કરવામા કાઇ પણ ક્લેશ નથી જે અધમ માણસો પોતાના મનમાત્રને પણ જીતી શકતા નથી તે વ્યવહાર દશામા કેમ વ્યવહાર કરી શકશે? મારૂ મરણ થયુ હુ જીવુછુ, તથા મારો જન્મ થયો એવી કુદૃષ્ટિ, ચપળ ચિત્તમાથી ઉત્પન્ન થયેલ અસત્ વૃત્તિનેલીધે થાય છે, પણ ખરૂ જોતા કોઇનુ મરણ પણ થતુ નથી તેમ જન્મ પણ થતો નથી મરણ પામેલુ પોતાનુ મનજ બીજા લોકને જુવેછે અહીંથી પરલોકમા મન જાય છે અને ત્યા અન્યપણાથી સ્ફુરણા પામેછે તથા મોક્ષપણાને પામે છે માટે મરણનો ભય શા માટે રાખવો? માણસનુ મન આ લોકમા આ લોકપણે તથા પરલોકમા પરલોકરૂપે રહેછે એવી રીતે મોક્ષ થતા સુધી ચિત્તવિના બીજી કાઇ પણ વસ્તુ નથી ભાઇનુ અથવા કોઇ સબધીનુ મરણ થવાથી વૃથા ક્લેશ કરે છે, તે પણ ચૈતન્યથી બહિર્મુખ મનવાળી ચિત્તનીજ વૃત્તિ છે એમ જણાય છે અહીંથી ઉપરના લોકમા નીચેના (પાતાળ) લોકમા તથા બીજા દ્વીપાતરમા પણ, અન્યની અપેક્ષાથી રહિત, સર્વને હિતરૂપ, માયાની મલિનતાથી શૂન્ય તથા શ્રુતિએ ઓળખાવેલ આત્માનેવિષે ચિત્તની શાતિ થયાવિના મુક્તિનો અન્ય ઉપાય નથી, એમ તત્વવેત્તા મુનિઓએ વિચાર કરી નિશ્ચય કર્યો છે મનની શાતિ થયા પછી, હૃદયમા શુદ્ધ બોધ થવાથી મનના લયમાત્રથી વિશ્રાતિ ઉત્પન્ન થાય છે એટલામાટે વિસ્તારવાળા હૃદયાકાશમા ચૈતન્યરૂપી ચક્રની ધારાથી મનને મારી નાખવુ જેથી તેથી થનારા આધિનુ બધન થશે નહિ નાનાપ્રકારના સસારના વિષયો કે જે ઉપરથી મનોહર લાગે છે તેમા દોષદૃષ્ટિ કરવાથી જ્ઞાનવૃદ્ધિ કરી

જ્યારે અમનોહરપણું આપણા જાણવામાં આવે ત્યારે તે વિષયોનાં અંગ પણ કપાઇ જશે. 'આ હું તથા આ મારૂં' એવી બુદ્ધિ થવી એજ મન છે. તથા શરદ્‌ઋતુમાં આકાશનેવિષે વાંદળાનો ઘેરો વાયુથી શુદ્ધ થાય છે તેવી રીતે અહતામમતાના અભાવથી મન શુદ્ધ થાય છે. જે ઠેકાણે શસ્ત્ર, અગ્નિ અથવા પવન હોય ત્યાં ભય હોય, પણ સ્વાધીન, કોમળ, તથા સ્વચ્છ મનના સ્થિરપણામાં ભય માત્ર નથી. "આ કલ્યાણ તથા આ અકલ્યાણ" એ બાબત બાળકથી વૃદ્ધ પર્યંત પ્રસિદ્ધ છે. બાળક દીકરાને જેમ પિતા કલ્યાણના માર્ગમાં જોડે તેમ મનને પણ કલ્યાણના માર્ગમાં જોડવું. કોઇથી નાશ ન થાય તેવા તથા ચિત્તરૂપી જુવાન સિંહને જે પુરૂષ મારે છે તે સર્વ કરતાં શ્રેષ્ઠ થઇને રહે છે. મરૂ દેશમાં મૃગજલ ઉત્પન્ન થાય તેવી રીતે મનના સંકલ્પથી ભયંકર ભય ઉપજાવનાર વિપત્તિઓ ઉત્પન્ન થાય છે. માટે ગમેતો કલ્પાંત સમયનો પવન વાવા લાગે, ગમે તો સમુદ્ર બધા એક થઇ જાય તથા ગમે તો બાર સૂર્ય સાથે તપવા લાગે તો પણ મન વિનાના માણસને કાંઇ હાનિ નથી. સુખ, દુઃખ, શુભ તથા અશુભ અને આ સાત લોકરૂપી જેનાં પાંદડાં છે એવા આ સસારરૂપી વનના સમૂહો મનરૂપ બીજમાંથીજ ઉત્પન્ન થાય છે. પરમ પદવીરૂપી સિંહાસનનો આશ્રય કરી, અસંકલ્પથી સાધ્ય તથા સકલ સિદ્ધિને આપનાર અસકલ્પરૂપી સામ્રાજ્યમાં (ચક્રવર્તી રાજ્યમાં) સુખેથી રહેવું. લાકડું બળીને ઠરી ગયા પછી ભસ્મ થયેલો અંગારો જેવી રીતે તાપની શાંતિ કરે છે (તાપ આપતો નથી) તેવી રીતે ક્રમે કરી શાંત થઇ ગયેલું મન ઉત્તમ આનદને આપેછે (તાપ આપતું નથી). મન પોતાના સકલ્પથી ઇચ્છા કરે તો એક અણુમાં પણ લાખો બ્રહ્માંડ ઉત્પન્ન કરી શકે. માટે સંકલ્પમાત્રના વૈભવથી અનર્થ કરનાર તથા અર્થને પણ સિદ્ધ કરનાર મનને, અસંકલ્પરૂપી સંતોષમાત્રના વૈભવથી જીતીને સર્વથી શ્રેષ્ઠ પદવીને પામવું. પરમપવિત્ર મનરહિતપણાએ કરી તથા આત્મવેત્તાએ માનેલ સમતાએ કરી, તથા અમિત (ક્ષણિક) અહંતાની શાંતિએ કરી, જન્મ વિગેરે વિકારથી રહિત અવશેષ રહેલ પરમ પવિત્રપદ પ્રાપ્ત થઇ શકે છે.

---

## બ્રાહ્મણનેમાટે બે બોલ.

(સબંધ પાને ૨૩૨ થી.)

શમ (મનનો નિગ્રહ), દમ (ઇંદ્રિયોનો નિગ્રહ), પવિત્રતા (બહારની શુદ્ધિ), ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકપણું એ બ્રાહ્મણોનું સ્વાભાવિક કર્મ છે.

આ કર્મો સ્વાભાવિક એટલે અભ્યાસ અને સંસર્ગથી સ્વભાવની સાથે મળી જવા જોઇએ બીજા વાક્યો પણ આ પ્રમાણે જણાવે છે

शमो दमः स्तथा शौचं संतोषः क्षांतिरार्जवं ।
मद्भक्तिश्च दया सत्यं ब्रह्मप्रकृतयस्त्विमाः ॥

શમ (મનનો નિગ્રહ), દમ (ઇન્દ્રિયોનો નિગ્રહ), પવિત્રતા (બાહ્ય શુદ્ધિ અથવા આચાર), સંતોષ, ક્ષમા, સરલતા, મારામાં ભાવ (આસ્તિકપણું), દયા, સત્ય, એ સર્વ બ્રાહ્મણના સ્વાભાવિક કર્મ છે

આ ધર્મરૂપ કર્મો પણ સ્વભાવની સાથે બ્રાહ્મણમાં હોવા જોઇએ અભ્યાસથી જો ખરેખરી ભક્તિથી તે સંપાદન કર્યા હોય તો વ્યવહારને કશીપણ અડચણ ન નડતાં અને વ્યવહાર સારી રીતે સુધારતાં પ્રાપ્ત થઇ શકે છે પણ અંતઃકરણમાં ખરેખરી લાગણી વિના થઇ શકતા નથી વળી જોઇતો

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव, ब्राह्मणानामकल्पयत् ॥

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, કરાવવો, દાન દેવું, દાન લેવું, એ બ્રાહ્મણોની વૃત્તિ વિધાતાએ કલ્પી છે

કેટલાક સામાન્ય ધર્મો છે અને કેટલાક વિશેષ ધર્મો છે તેમાં કેટલાક નિત્ય કર્મરૂપ હોય છે અને કેટલાક નૈમિત્તિક કર્મરૂપ હોય છે તે સર્વમાં દેશ કાળ અને શક્તિથી ભક્તિ રાખવી ઘણાં ખરા આચરણો બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યાસ આશ્રમને અનુકૂળ આવે એવાજ હોય છે માટે બ્રાહ્મણે તેને સંપૂર્ણ આદર આપવો જોઇએ નમુના દાખલ નીચે લખેલ વાક્યો કેવા સુંદર છે તે જુવો —

शौचमाचमनं स्नानं संध्योपासनमार्जवं ।
तीर्थसेवा जपोऽस्पृश्याभक्ष्यासंभाष्यवर्जनं ॥
सर्वाश्रमप्रयुक्तोयं नियमः कुलनंदन ।
मद्भावः सर्वभूतेषु मनोवाक्कायसंयमः ॥

સ્નાન, સંધ્યા, આચમન, પવિત્રતા, (અંતરની શુદ્ધિ તથા બહારની શુદ્ધિ), સંધ્યોપાસન, સરલતા, માતાપિતાની સેવા, ગાયત્રીનો જપ, જે સ્પર્શ કરવા યોગ્ય ન હોય, જે ખાવા યોગ્ય ન હોય, જે ભાષણ કરવા યોગ્ય ન હોય તેનો ત્યાગ, સર્વ પ્રાણીમાં ઇશ્વર છે એવો ભાવ, અને મન વાણી તથા શરીરનો નિગ્રહ, હે રાજા ! આ નિયમ સર્વ આશ્રમને પાળવા યોગ્ય છે

તે શિવાય બીજા પણ ઉત્તમ ધર્મ નિત્ય પાળવાના છે જેમ કે —

**अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता ।**
**भूतप्रियहितेहा च धर्मोयं सार्ववर्णिकः ॥**

મન વાણીથી કોઇનું અહિત ન કરવું, સત્ય બોલવું અને વર્તવું, કોઇનું કાંઇ ચોરવું નહિ, કામ, ક્રોધ ને લોભ ન આવવા દેવા, સર્વ પ્રાણિયોના ભલામાં ઇચ્છા રાખવી, આ ધર્મ સર્વ વર્ણને ઉપયોગી છે.

સારાંશ એ કે આ સર્વ વર્ણને પાળવાનો ધર્મ પણ બ્રાહ્મણને મુખ્ય પાળવો આવશ્યક છે. કેમકે બ્રાહ્મણ વર્ણ સર્વ વર્ણને મુખ્ય છે માટે ઉપદેશનું પાલ પણ તેજ મુખ્ય છે. અને ધર્મ પાળવા-પળાવવાનો અધિકાર પણ તેનેજ પ્રાપ્ત છે

આ થોડાંક વાક્યોથી જે કેહેવામાં આવ્યું તે ટુંકામાં છે, પણ સમજવાનું એ છે કે જેટલાં સદાચરણ અને બ્રાહ્મણના આશ્રમભેદ સહિત જેટલા ધર્મો તે સર્વ તેમાં સમાઇ જાય છે. માટે શ્રદ્ધા રાખીને મધ્યમ દેશ કાળની રીતે ઢપ-છપ રાખી, પોતાને માર્ગે ચાલ્યું જવું. સસારના અનેક છળભેદ, પાખંડ માર્ગો, નીચની સેવાઓ, અને નીચ કર્મોની સામું પણ ન જોતાં, સદાચાર, પવિત્રતા, સત્ય, બ્રહ્મચર્ય, તપ, ઇશ્વરારાધન, ઇન્દ્રિયનો નિગ્રહ, પવિત્રતા, દયા, દાન, કરૂણા, ઉદારતા, એ સર્વનો જેટલો જેટલો અંશ સમાય તે હૃદયમાં રાખવો. કોઇને ધર્મ પાળવાનું કહી તેના ધંધાથી ચુકાવવાનો અમારો હેતુ નથી પણ તેનો આ લોક તથા પરલોક સુધરે એજ અમારો હેતુ છે. જેને કશી ખબર ન હોય [illegible]ઓએ, જે કાંઇ જાણતા હોય તેવાઓની સંગતિથી સદ્વૃત્તિ રાખવા શીખવું જેથી એમાંથી સત્સંગતિને પ્રતાપે અંતઃકરણ નિર્મળ થતાં પરમ સુખની પ્રાપ્તિ થશે. કોઇએ એમ દુઃખ ન લગાડવું કે અમે તો જે થઇ શકે છે તે કરિયે છિયે તેમ છતાં નથી કરતા એવો આરોપ શામાટે મેલે છે? પરતુ આનું કારણ એમ છે કે કરેછે એવો ભાગ ઘણો થોડો છે અને ન કરે એવો ભાગ ઘણો છે. તેને કરવાનું મન થાય અને કરતો હોય તેને વધારે દૃઢતા થાય તેનેમાટે આ અમારૂં બોલવું છે. માટે તે ગાડુ ઘેલું કે અપૂર્ણ હોય તોપણ તેમાંથી જે કાંઇ બે અક્ષર બોધના લાગે તે ગ્રહણ કરીલેવા એવી બ્રાહ્મણવર્ગ પાસે અમારી વિનતિ છે. આપણે ઉત્તમ છિયે, માટે ઉત્તમ રૈહેવાને અને ઉત્તમ પદ પામવાને આપણા હાથમાં જે અમુલ્ય સાધન છે તેને ભીંલડી જેમ મુક્તાફળ નાંખી દે તેમ નાખી ન દેવું. ઇશ્વરે બુદ્ધિ આપી છે માટે તેનો સદુપયોગ કરવો, એટલી નિરંતનેમાટે આમારો પ્રાર્થના છે. આપણે ભૂદેવો કેહેવાઇએ છિયે, પણ જયાંસુધી આપણાં ધર્મકર્મ અને સ્વ-

ભાન પ્રમાણે બરાબર વરતી શક્યા ન હોઇએ ત્યાસુધી એ આપણુ વિશષણ માત્ર બોલવાનુજ છે માટે ભાઇઓ, તમારુ સદાચરણ, તમારો ધર્મ અને તમારી સર્વ યોગ્યતા તમે વહાલી કરો અને આગ્રહ રાખો આળસ અને ઉંઘ મેલી ઘો, તથા પોતાના ભલાનેમાટે અથવા હવે પછીની પ્રજાના ભલાનેમાટે જાગ્રત થાઓ વિશેષ તમે વિચાર કરવાને શક્તિમાન છો માટે શુ કહેવુ ' સર્વનુ ઇશ્વર કલ્યાણ કરો

## अपरोक्षानुभूति.

इमं चाकृत्रिमानंदं तावत्साधु समभ्यसेत्।
वश्यो यावत्क्षणात्पुंसः प्रयुक्तः संभवेत्स्वयम्॥ १२५॥

આ અકૃતિમ આનંદ એટલે સ્વરૂપભૂત આનંદરૂપ નિદિધ્યાસનો અભ્યાસ ત્યાસુધી સારી રીતે કરવો કે જ્યાસુધી પુરૂષને યત્ન કરતા તે એનીમેળે વશ થઇ જાય ૧૨૫

ततः साधननिर्मुक्तः सिद्धो भवति योगिराट्।
तत्स्वरूपं न चैतस्य विषयो मनसो गिराम्॥ १२६॥

ત્યારપછી સાધન કરવાથી છુટેલો મોટો યોગી સિદ્ધ થાય છે તે યોગીનુ તે સ્વરૂપ મનનો અને વાણીનો વિષય નથી અર્થાત્ તે વેદાંતપ્રસિદ્ધ બ્રહ્મજ છે કે જેને મન વાણી પોચતા નથી ૧૨૬

समाधौ क्रियमाणे तु विघ्नान्यायाति वै बलात्।
अनुसंधानराहित्यमालस्यं भोगलालसम्॥ १२७॥
लयस्तमश्च विक्षेपो रसास्वादश्च शून्यता।
एवं यद्विघ्नबाहुल्यं त्याज्यं ब्रह्मविदा शनैः॥१२८॥

સમાધિ કરવા જતા તો બલાત્કારથી (વચમા) વિઘ્નો આવે છે જેવા કે ચિત્તની એકાગ્રતા નહોવાપણુ, આળસ, ભોગમા લોલુપતા, લય એટલે નિદ્રા, તમ એટલે કાર્ય અકાર્યનો વિવેક, વિક્ષેપ એટલે વિષયોનુ સ્ફુરણ, રસાસ્વાદ એટલે હુ ધન્ય છુ એવી આનંદાકારવૃત્તિ થઇ જવી તે અને શૂન્યતા એટલે રાગ

૧ હવે આ પંદર અંગસહિત નિદિધ્યાસન જે સાર કહ્યુ છે તે કહે છે ૨ એ રીતે અભ્યાસ કરવાનુ હવે ફળ કહે છે ૩ અખંડ એકરસ બ્રહ્મરૂપપણાવડે રહેવુ એજ જેનુ લક્ષણ છે એવો મોક્ષ ફળ આપનારો સમાધિ અંગસુધીનો યોગ જેને ગુરૂનો અનુગ્રહ હોય તેને સુલભ છે તોપણ એમ માનીને તેનો અનાદર ન કરવો કેમકે એમા વિઘ્ન ઘણા છે, તે વાત કહે છે

દ્વેષ આદિ તીવ્ર વાસનાવડે ચિત્તનું સ્તબ્ધ બની જવું અથવા ડોળાઇ જવું એ રૂપ ચિત્તનો દોષ, એ પ્રમાણે જે ઘણાં વિઘ્નો છે, તે હળવે હળવે બ્રહ્મવેત્તાએ તજવાં જોઇએ. ૧૨૭-૨૮

[1] भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ।
ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ १२९ ॥

ભાવવૃત્તિથી ભાવપણું એટલે આ ઘડો છે એવી વૃત્તિથી તેરૂપપણું થાય છે, શૂન્યવૃત્તિથી શૂન્યપણું એટલે કાંઇ નથી એવી અભાવવૃત્તિથી તેરૂપપણું એટલે જડપણું થાય છે, તે લોકમાં પ્રસિદ્ધ છે; તેમ બ્રહ્માકારવૃત્તિથી પૂર્ણપણું થાય છે એ વિદ્વાનોથી અજાણ્યું નથી, માટે પૂર્ણપણાનોજ અભ્યાસ રાખવો. ૧૨૯

[2] ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनीं परां ।
ते तु वृथैव जीवंति पशुभिश्च समा नराः ॥ १३० ॥

એ બ્રહ્માકારવૃત્તિ કે જે અત્યંત પવિત્ર કરનારી છે તેને જે લોકો તજી દે છે તેઓ પશુના સરખા લોકો અમથા જીવે છે. ૧૩૦

[3] ये हि वृत्तिं विजानंति ज्ञात्वापि वर्द्धयंति ये ।
ते वै सत्पुरुषा धन्या वंद्यास्ते भुवनत्रये ॥ १३१ ॥

જે બ્રહ્માકારવૃત્તિને જાણે છે અને જાણીને તેને જે વધારે છે તેજ સત્પુરૂષોને ધન્ય છે અને તેજ ત્રિલોકીમાં નમવા યોગ્ય છે. ૧૩૧

[4] येषां वृत्तिः समा वृद्धा परिपक्का च सा पुनः ।
ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ १३२ ॥

જેઓની બ્રહ્માકારવૃત્તિ સારી રીતે થઇ હોય, તે વધી હોય અને ફરીને તે પાછી પરિપક્વ (દૃઢ) થઇ હોય તેઓજ સત્ય બ્રહ્મપણાને પામેલા છે, હુ બ્રહ્મ છું એમ બોલનારા બીજાઓ બ્રહ્મપણાને નથી પામ્યા. ૧૩૨

[5] कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेऽप्यज्ञानितया नूनं पुनरायांति यांति च ॥ १३३ ॥

બ્રહ્માકારવૃત્તિ જેની નથી થઇ એવા અને તેમ છતાં બ્રહ્મની વાતો કરવામાં ડાપણવાળા પરંતુ રાગ-દ્વેષથી ભરેલા અથવા સંસારમાં પ્રીતિવાળા તેઓ અજ્ઞાનપણાથી વારવાર જાય છે અને આવે છે. અર્થાત્ જન્મ અને મરણ પામ્યા કરે છે. ૧૩૩

---

૧ હવે વૃત્તિ છે તેજ બંધ-મોક્ષનું કારણ છે એમ દેખાડે છે ૨ બ્રહ્મવૃત્તિની સ્તુતિના હેતુથી તેવી વૃત્તિ તજનારની નિંદા. ૩ બ્રહ્મવૃત્તિની વૃદ્ધિમાટે બ્રહ્મવૃત્તિવાળા પુરૂષોની સ્તુતિ ૪ બ્રહ્મવૃત્તિવાળાને બ્રહ્મપ્રાપ્તિરૂપ ફળ કહે છે. ૫ શબ્દવાદી (ઉપરથી બોલનારા) ને નિંદે છે.

[1] निमेषार्द्धं न पश्यति वृत्ति ब्रह्ममयीं विना ।
यथा तिष्ठति ब्रह्माद्या सनकाद्या शुकादय ॥ १३८ ॥

બ્રહ્માઆદિ દેવો જેમ અર્ધો નિમેષ પણ બ્રહ્માકારવૃત્તિ વિના રેહેતા નથી તેમ સનકાદિક ઋષિયો પણ તેવી વૃત્તિ વિના રેહેતા નથી અહીં સારાશ એ કે આમ બ્રહ્માદિકે સેવવા યોગ્ય હોવાથી અતિશ્રેષ્ઠ એવો આ સમાધિ અગ સુધીનો રાજયોગ મુમુક્ષુએ સદાય સેવવા યોગ્ય છે

[2] कार्ये कारणता याता कारणे न हि कार्यता ।
कारणत्व ततो गच्छेत्कार्याभावे विचारत ॥ १३९ ॥

કાયનેવિષે કારણપણુ આવેલ છે, પણ કારણમા કાર્યપણુ નથી એ પ્રસિદ્ધ છે એટલામાટે કાયનો અભાવ થયો કે કારણપણાનો પણ વાયજ

ઘડો કે લુગડુઆદિ વિકાર એ કાય છે, કારણપણુ કે જે માટી કે તતુઆદિ સર્વ વિકારના અધિષ્ઠાનપણારૂપ છે તે, તે વિકારરૂપ કાર્યમા આવેલ છે પરતુ સર્વ વિકારના અધિષ્ઠાનરૂપ માટી કે તતુ વિગેરે પદાર્થો કારણ છે કાર્ય કે જે ઘડો લુગડુ વિગેરે વિકારરૂપ છે તે માટી કે તતુ વગેરે તે કારણમા આવેલ નથી, એ પ્રત્યક્ષ જોવામા આવે છે એટલાસારૂ વિચારથી ઘડા વિગેરે કાર્યનો અભાવ થયો કે કારણપણાનો પણ અભાવ થઇ જાય છે

એવીજ રીતે આ 'આકાશ ભાસે છે' વગેરે વ્યવહારના હેતુભૂત સત્ય જ્ઞાનાદિરૂપ બ્રહ્મનુ કારણપણુ, કાયરૂપ આકાશ આદિમા આવેલ છે, પરતુ કારણરૂપ બ્રહ્મમા આકાશ આદિ કાર્યપણુ નથી આવ્યુ એ પ્રત્યક્ષ છે એટલા માટે પરમાર્થ દૃષ્ટિથી આકાશઆદિ કાર્યનો અભાવ થયો કે બ્રહ્મના કારણપણાનો પણ અભાવ[3] છે

[4] अथ शुद्ध भवेद्वस्तु यद्वै वाचामगोचर ।
द्रष्टव्य मृद्घटेनैव दृष्टातेन पुन पुन ॥ १३६ ॥

---

૧ એવી રીતે સસાર (જન્મ મરણ) થાય માટે બ્રહ્માકારવૃત્તિજ હેતુ જોઇએ, તે બતાવનારો બ્રહ્માદિના ઉદાહરણો ? છે   ૨ એ પ્રમાણે પોતાને ગમતો અગ સહિત રાજયોગ કહીને હવે પ્રથમ આરભેલા વેદાતવિચારનો પાચ શ્લોકથી ઉપસહાર કરે છે   ૩ જે જે વિકારો જેને જેને આધારે અથવા જેને લઇને થાય અથવા ભાસે તે તે વિકારાનુ તે તે વસ્તુ અધિષ્ઠાન કેહેવાય ૪ તેપછી શુ કરવુ તો તે કહે છે

એમ કાર્ય અને કારણભાવ નિવૃત્ત થઇ જતાં પ્રસિદ્ધ રીતે જે શુદ્ધ અને મન-વાણીથી અગોચર* વસ્તુ અવશેષ રહે તે વસ્તુને માટી અને ઘડાના દૃષ્ટાંતવડેજ વારંવાર જાણ્યા કરવું.[1]

સારાંશ કે ઘડો માટીનું કાર્ય છે. માટી ઘડાનું કારણ છે. કાર્યરૂપ ઘડાનો અભાવ થયો એટલે માટીમાં રહેલું કારણપણું રેહેતુ નથી. એટલે માટીમાં કાર્ય અને કારણતા નથી તેમ શુદ્ધ બ્રહ્મમાં કાર્ય અને કારણતા નથી એમ વારંવાર અનુભવ્યા કરવું.

[2] अनेनैव प्रकारेण वृत्तिर्ब्रह्मात्मिका भवेत् ।
उदेति शुद्धचित्तानां वृत्तिज्ञानं ततःपरम् ॥ १३७ ॥

આ ઉપર જે પ્રકાર કહ્યો તે પ્રકારથીજ શુદ્ધ ચિત્તવાળાઓને વૃત્તિજ્ઞાન ઉદય પામે છે અને ત્યારપછી બ્રહ્માકારવૃત્તિ થાય છે.

[3] कारणं व्यतिरेकेण पुमानादौ विलोकयेत् ।
अन्वयेन पुनस्तद्धि कार्ये नित्यं प्रपश्यति ॥ १३८ ॥

માણસ પ્રથમ કારણને વ્યતિરેકવડે એટલે કાર્ય વગરનું વિચારે તો ફરીને તેજ કારણને અન્વયવડે કાર્યમાં નિરંતર દેખે છે. ૧૩૮

[4] कार्ये हि कारणं पश्येत्पश्चात्कार्यं विसर्जयेत् ।
कारणत्वं ततो गच्छेदवशिष्टं भवेन्मुनिः ॥ १३९ ॥

અથવા પ્રથમ કાર્યનેવિષે કારણને વિચારવું અને પછી કાર્યવસ્તુનો ત્યાગ કરવો. એમ કાર્યને ત્યાગ કરવાથી કારણપણુ પોતાની મેળે ટળી જાય છે. એમ કાર્ય અને કારણ તજવાથી મુનિ (મનનશીલ) જે અવશેષ સચ્ચિદાનન્દમાત્ર વસ્તુ રહી તેરૂપ થાય છે. ૧૩૯

[5] भावितं तीव्रवेगेन यद्वस्तु निश्चयात्मना ।
पुमांस्तद्धि भवेच्छीघ्रं ज्ञेयं भ्रमरकीटवत् ॥ १४० ॥

---

* यतो वाचो निवर्तन्ते ० (જે થકી વાણી પાછી વળે છે) એ શ્રુતિના વચન છે. તે પ્રસિદ્ધ છે એમ वै શબ્દનો અર્થ થાય છે. ૧ બુદ્ધિનુ ક્ષણિકપણુ છે તેથી કદી એકવાર તેવા વિચાર કર્યા છતાં પણ વળી તેમનેતેમ ભાસે છે, એવી શંકા થાય તો ત્યા દૃષ્ટાન્તની પેઠે અનુભવ કરવાનુ બતાવ્યુ છે. ૨ આ વિચાર કેવળ જ્ઞાનના સાધનરૂપ છે એટલુંજ નહિ પણ ધ્યાનના સાધનરૂપ પણ છે તે કહે છે ૩ એજ વિચારને બે શ્લોકથી સ્ફુટ કરે છે. ૪ બીજો પ્રકાર કહે છે. ૫ વિચારથી થયેલા અપરોક્ષ જ્ઞાનવડે મુનિને બ્રહ્મપણું ભલે થાય પણ પરોક્ષ જ્ઞાનીને (બીજે ક્યાંક ઈશ્વર છે એવા બોધ વાળાને) કેમ થાય એમ શંકા થાય તો તીવ્ર ભાવનાથી એવાને પણ બ્રહ્મપણું થાય, તે દૃષ્ટાન્ત સહિત કહે છે

(જોકે પરોક્ષ જ્ઞાનથી પ્રમાતામા રહેલુ આવરણ નિવૃત્ત થાય છે તોપણ પ્રમેયમા રહેલુ આવરણ નિવૃત્ત થાતુ નથી, તથાપિ) નિશ્ચયાત્મા એટલે નિશ્ચયવાળી બુદ્ધિવાળા પુરૂષે ભ્રમર[1] અને કીડાના ન્યાયે જે સચ્ચિદાનંદ બ્રહ્મ વસ્તુ તીવ્ર વેગથી એટલે નિરતર બ્રહ્માકારવૃત્તિથી વિચારેલુ હોય તે જ્ઞેય એટલે અપરોક્ષથી જાણવા યોગ્ય વસ્તુ બ્રહ્મરૂપ, પુરૂષ તરત થઇ જાય સારાશ કે પ્રત્યગભિન્ન ભાવનાથી પુરૂષ બ્રહ્મરૂપ થઇ જાય છે

[2] अदृश्य भावरूप च सर्वमेव चिदात्मकम् ।
सावधानतया नित्य स्वात्मान भावयेद्बुध ॥ १४१ ॥

બુધ એટલે અદ્વૈત જ્ઞાનમા નિષ્ઠાવાળાએ સાવધાનપણાથી એટલે સ્થિર વૃત્તિથી પોતાના આત્માને તથા અદૃશ્ય એટલે પરોક્ષ અને ભાવરૂપ એટલે પ્રત્યક્ષ સર્વ જગત્‌ને અથવા અદૃશ્ય એટલે દૃષ્ટારૂપ, ભાવરૂપ એટલે દૃશ્યરૂપ અને દર્શનરૂપ આ સર્વ ત્રિપુટીમય જગત્‌ને (ભ્રાંતિથી આત્માથકી ભિન્નપણાવડે ભાસે છે તો પણ) એ ચૈતન્યમય એટલે નિર્વિશેષ સ્ફુરણમાત્ર સ્વરૂપ છે એમ નિરતર જાણવુ સારાશ કે હુ અને આ સર્વ જગત્ બ્રહ્મજ છે એમ નિરતર જાણવુ

[3] दृश्य ह्यदृश्यता नीत्वा ब्रह्माकारेण चिंतयेत् ।
विद्वान्नित्यसुखे तिष्ठेद्धिया चिद्रसपूर्णया ॥ १४२ ॥

દૃશ્ય વસ્તુ જે ઘડાઆદિક તેને અદૃશ્યપણાને એટલે અધિષ્ઠાન ચૈતન્યરૂપપણાને પમાડીને બ્રહ્માકારવડે કરીને અર્થાત્ કલ્પિત એટલે પરિચ્છિન્ન એવા નામરૂપ આદિની નિવૃત્તિપૂર્વક મોટા આકારથી એટલે અપરિચ્છિન્નરૂપથી ચિતવન કરવુ (એમ કરવાથી) વિદ્વાન્ ચિદ્રસ કહેતા ચિદાનદવડે પૂર્ણ બુદ્ધિથી નિત્ય સુખ એટલે અવિનાશી સુખમા રહે

[4] एभिरगै समायुक्तो राजयोग उदाहृत ।
किंचित्पक्वकषायाणा हठयोगेन सयुत ॥ १४३ ॥

---

૧ ભ્રમર કીડાને ઉપાડી જઈ જીવતો દરમા મેલી ચટકો ભરી ઉડી જાય છે પછી કીડાને વેદનાનેલીધે તે ભ્રમર (ભમરી) નુજ તીવ્ર સ્મરણ રહ્યા કરવાથી કીડો તે ભ્રમરરૂપ બની જાય છે તે વાત પ્રત્યક્ષ છે તે દૃષ્ટાત પ્રમાણે પુરૂષ બ્રહ્મરૂપ થાય છે ૨ જો પ્રથમના શ્લોકના દૃષ્ટાતમા ભાવનાના બળથીજ આ સર્વ અન્યપણુ હોય તો બ્રહ્મના ચિંતનપણાની બ્રહ્મરૂપ જગતની બ્રહ્મભાવનાથી તેરૂપપણુ થાય તો તેમા શુ કહેવુ એવી શકા થાય તો તે આશકાવડી આ શ્લોકમા કહે છે ૩ એનોજ વિસ્તાર કરીને ફરી કહે છે ૪ હવે પોતે કહેલા યોગનો ઉપસંહાર કરે છે

ઉપર કહેવાયેલાં ૧૫ અંગવાળો આ રાજયોગ (વેદાંતમાં કહેલો યોગ) જેના રાગાદિક દોષો કાંઇક કાંઇક બળેલા હોય તેઓને કરવાના હઠયોગ સહિત કહેવામાં આવ્યો છે.

[१] परिपक्वं मनो येषां केवलोऽयं च सिद्धिदः ।
गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो जवात् ॥ १४४ ॥

જેઓનું મન પરિપક્વ એટલે રાગાદિ દોષ રહિત થઇ ગયું હોય તેઓને અર્થાત્ જેઓએ કામાદિક છ શત્રુઓ[૨] જીતેલ હોય એવા મહાન પુરૂષોને કેવળ (પાંતજલના યોગની જરૂર નહિ રહેતાં) આજ રાજયોગ સિદ્ધિ આપનારો એટલે પ્રત્યગભિન્ન બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનદ્વારા પોતાના સ્વરૂપમાં સ્થિતિરૂપ મુક્તિને આપનારો છે. અર્થાત્ બીજા જેઓ રાગાદિક દોષવાળા હોય તેવા કાચા યોગિયોને સિદ્ધિ આપતો નથી. તેમાં પણ જેઓ ગુરૂ * એજ જેનું દૈવત છે એવા ભક્તો છે તે [૩]સર્વને આ યોગ વિલંબ વગર સુલભ થાય છે.

આ શ્લોકનો એ ભાવ થયો કે નિર્મળ મનવાળાને પણ જે ઘણી મેહેનતે માંડમાંડ થઇ શકે તેવાં સાધનો ગુરૂદૈવતવાળા ભક્તોને તરત થઇ શકે છે માટે ગુરૂરૂપ દૈવતનું નિરંતર સેવન કરી સર્વ સાધનસંપન્ન થઇ પરમસિદ્ધિ પામવી.

इतिश्री परमहंसपरिव्राजकाचार्य-श्रीमच्छंकराचार्य-भगवता
विरचितापरोक्षानुभूतिः समाप्ता ।

અપરોક્ષાનુભૂતિ સમાપ્ત.

---

૧ સર્વ ગ્રંથનો હવે ઉપસંહાર કરે છે. ૨ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ છ શત્રુ.
* મન રાગાદિકથી રહિત થવું એ અતિ કઠણ છે એવી શંકા કોઇને રહી જાય તો તે સાધનનું ગુરૂભક્તિરૂપ અંતરંગ સાધન સૂચવવાસાર ગુરૂદૈવતવાળા ભક્તોને તેની સુલભતા સૂચવી ૩ સર્વને સુલભ છે એમ કહ્યું તેથી વર્ણાશ્રમની અપેક્ષાવિના સર્વનેમાટે ગુરૂદૈવતપણાથી સુલભતા સૂચવી. શ્રુતિ પણ કહે છે કે "જેને દેવનેવિષે અને દેવ પ્રમાણે ગુરૂનેવિષે ઉત્તમ ભક્તિ છે ને મોટા મનવાળાને કહેવામા અવેલા અર્થો પ્રકાશ પામે છે" તેમજ સ્મૃતિપણ કહે છે કે–
"ગુરૂને શરણે જવાથી શ્રદ્ધાવાળો માણસ જ્ઞાન પામે છે એમ જાણ"

# प्रारब्धनी विचित्रता उपर एक वात

( સબંધ પાને ૨૩૫ થી )

પછી થોડીવાર ભીતમા આળખેના ચિત્રની પેઠે સ્તબ્ધ રહ્યા પછી મહારાજાને દિશા જવાની ઇચ્છા થઇ રાજમા હાજર રહ્યા અને કુમાર પોતે સાજની થાળી વખતે મહારાજા સાથે જમવાનુ વચન આપી પોતાના આવાસમા ગયા મહા રાજાને હમણા જે દિશાની શકા થઇ હતી તે કોઇ જુદા પ્રકારની હતી એક ઉપર બે ને ત્રણ દસ્ત થયા કે તરત મત્રી હરિદત્તને તેડવા માણસ પહોચ્યુ તેણે માણસને ઉતાવળો શ્વાસ ભરતા તેડવા આવવાનુ કારણ જાણી વિચાર્યું કે ભ્રાતિ દેવીનુ પ્રબળ હવે બરાબર થવા માડ્યુ છે, પણ ઇશ્વર કરે તે ખરૂ મત્રી હરિદત્ત આવ્યા ત્યા મહારાજાને વશમુ વધારે લાગતુ હતુ રાણી આગતા સ્વાગતામા હતા મહારાજાએ આ સમયે હરિદત્તને અદર આવવા રજા આપી અને બીજા બે ચાર વિશ્વાસુ દાસીજન પણ હાજર થઇ ગયા એટલામા તો પ્રપચી વગને ખબર પડી ગઇ તેથી એક છોકરીની સાથે મહારાજા ઉપર એક આવી ચીઠી લખી મોકલી "મહારાજાધિરાજ! અમારી ઉપર આપ નામદારને પૂર્ણ વિશ્વાસ નથી આવતો તોપણ અમે જે વાત જાણી છે તે ઉપરથી આપને ખબર દઇએ છિયે કે આજે આપની થાળી જમવા વખતે કાઇ પણ દગો થયો છે કુમાર મનુભા આજ સાથે જમ્યા નથી એ આપ જાણો છો માટે ઇશ્વર આપને સો વરસના કરો, પરતુ આપની પ્રકૃતિ સુધારવા તજવીજ કરાવશો" આ ચીઠી છોકરીએ આપી તેવી રાજાની આજ્ઞાથી મત્રી હરિદત્તે વાચી, કે જે સાભળતા રાણીને મૂર્છા આવી ગઇ પેલી છોકરીએ આ સ્થિતિ જોઇને પ્રતિપક્ષીને ત્યા કહી અહીં ચીઠી વાચીને મત્રી હરિદત્તે કહ્યુ કે કૃપાનાથ! આ વાત સર્વ ખોટી છે દાસીઓએ રાણીને આશ્વાસના કરી એટલામા રાજાએ કહ્યુ કે તે વાત ગમે તેમ હોય પરતુ હમણા એટલુ તમે તરત કરો કે મારા પરમ પ્રાણરૂપ મનુભા અહીંથી બે કોશ ઉપર રાજ્યવાડી છે તેના બગચામા જઇને રહે ને હુ જ્યારે હુકમ કરૂ ત્યારે અત્રે આવે 'એમ કરવામા એને બહુ લાભ છે' આ પ્રમાણની મહારાજાની આજ્ઞા પ્રમાણે કરવામા અને લાવશ કર વૈદ્ય ને બોલાવીને આ ઉઠેલા રોગનો ઉપાય શોધાવવામા પટરાણી રાજબા અને હરિદત્ત મત્રી આ ટાણે સમય ઓળખી સામેલ થયા કુમારને હુકમ થવાથી તે એકદમ મહારાજાના કહેવા પ્રમાણે રાજ્યવાડીએ જઇને રહ્યા અને તે વાત તેને મનગમતી થઇ અત્રે વૈદરાજે

તપાસ કરી જણાવ્યું કે અન્નદાતા! કશી ચિંતા કરશો નહિ. આજ આપે જે ભેંશનું દૂધ ખાધું છે તે દૂધમાં વિકાર હોવાથી અને તે વધારે જમાવાથી આમ થયું છે. સાંજ પડશે એટલે સર્વ પ્રકારે શાંતિ થશે. આ વાતથી રાજાને, રાણીને અને હરિદત્ત મંત્રીને ધારણા આવી અને સાંજ પડી ત્યાં સર્વને સંતોષ થાય તે પ્રમાણે થયું. મહારાજા સાવધ થયા. લાલશંકર વૈદ્દને ૫૦૦ રૂપીયાનું ઇનામ અને પોશાક આપી વિદાય કર્યા. પછી હરિદત્ત મંત્રીને કહ્યું કે કુમારને હવે પાછા બોલાવો. આજ્ઞા થતાંજ ઘોડેસવારને તેડવા મોકલ્યો. પણ તેની સાથે નહિ આવતાં કુમારે એક ચીઠીલખી મોકલી કે "મારી તબીયત સારી ન હોવાથી હું આવ્યો નથી. ઇશ્વરનો ઉપકાર માનું છું કે મારી લાજ રાખી છે. જ્યારે આપ બોલાવશો ત્યારે હજુર માંજ છું એમ આપે સમજવું." આ ચીઠી ઘોડેસ્વારે લઇ આવી રાજાજીને મોકલાવી. તે મહારાજાએ વાંચી સંદેશો રાણીજીને કેવરાવ્યો. રાજબાએ કુવરને બાનડી સાથે કેવરાવ્યું કે તમે મારા પુત્ર હો તો કોઇ જાતના અપમાનથી મનમાં દુઃખ ન લાવતાં વિરૂદ્ધ પક્ષના લોકો પણ વખાણ કરે એવું વર્તન રાખજો. હવે અહીં રાજ્યમાં સર્વ ઠેકાણે શાંતિ વરતતી હતી. મંત્રી હરિદત્તને રાજબાએ કેવરાવી મોકલ્યું કે 'રાજ્યમાં ખટપટ ઉઠી ચુકી છે, માટે કુમાર કદી હમણાં બાગમાં રહે તો સારૂં. પણ-કદી દૈવેચ્છાથી કોઇ વિપત્તિ આવી પડે તો તમે મારા પિતા છો અને એ કુવરને હું તમારે ખોળે મેલું છું, કેમ કે મારૂં અંગનું માણસ આ સમયે તમેજ છે.' મંત્રીએ કેવરાવ્યું કે 'આપ મારાં માતુશ્રી છો. એ વિષયમાં આપે નિશ્ચિંત રેહેવું.' હવે યોગ એવો બન્યો કે વિરૂદ્ધ પક્ષના લોકોએ કેટલાક લુચ્ચા લોકોનું ટોળુ ઉભું કર્યું. તેની સાથે એવો ઠરાવ કર્યો કે કુમાર મનુભાને તે રાજવાડીમાંથી એકદમ પકડી લઇને કોઇ અજાણ્યા દેશમાં મેલી આવે. આ ઠરાવ પ્રમાણે પેલા લોકો સો સો ગાઉને અંતરે સાંઢડીઓ રાખીને કુમાર પાસે દોસ્તી બાંધવાને મીશે દાખલ થયા. રાતનો સમય થયો એટલે તેના ખાણામાં ઉંઘનું ઓસડ આપી દીધું તેથી મનુભા લોથ જેવા થઇ પડયા. આ તક જોઇ માણસો આધાં-પાછાં થયાં એટલે એકદમ પાંચ, દસ લોકોએ આવીને બીજાં માણસોને એક ભાગમાં પુરી દઇ કુવરને ઉપાડી જઇ સાંઢડી ઉપર નાંખી લઇ ગયા. સવાર પડયું ત્યાં માળી દોડતો રાજ્યધાનીમાં ગયો અને સલામ સાથે કેવરાવ્યું કે "મહારાજા! જે તજવીજ કરવી હોય તે કરજો. કુમાર મનુભા બાગમાં નથી અને બીજાં માણસો બધાં ઊંઘે છે." આ વાત સાંભળતાં રાજા ચમકયા. પ્રધાન રાજવર્મ, અને મંત્રિ હરિદત્તને બોલાવી, મહારાજા ભૂપતસિંહે

આ વાત કહીને કુમારની શોધમા પાકા માણસોને મોકલી ચારે દિશા તરફ શોધ કરાવી પોતે પણ હથિયાર બાધી આસપાસ શોધવા નીકળ્યા પણ સવળુ પ્રયત્ન નિષ્ફળ ગયુ કુવર જડયા નહિ રાજ્યમા હાહાકાર થઇ રહ્યો રાણી રાજબાએ આસુ ભરેલી આખે વિલાપ કર્યો કે "હે કુમાર! તુને શુ થયુ ? એકજ રાજ્યમાતાના કુવરની આ શી દશા અને કેવી વિપત્તિ! જ્યારે આવાજ દિવસ આપવા હતા ત્યારે હે ઇશ્વર! એ સદ્ગુણી બાળકને જન્મજ શીદ આપ્યો ? અને મને આ મેહેલનો અધિકાર પણ શીદ આપ્યો" આમ વિલાપ કરી વિચાર કર્યો કે હુ શામાટે શોક કરૂ છુ ? કેમ કે શોકથી જે કર્તવ્ય છે તે રહી જાશે મહારાજા અત પુરમાં આવ્યા અને રાજબા તથા તેમણે પરસ્પર વાતચિત કરી એક એવો ઢંઢેરો કાઢવાનુ નકી કર્યું કે 'જે કુવરનો શોધ કરીને આવે તેને એક લાખ રૂપીયાનુ ઇનામ તથા રાજ્યની આબાદી સુધી દસ હજારનુ એક ગામ મળે' દિવસો જતા જતાં રાજાનુ મન ઉદાસ થતુ ગયુ અને પોતાને એમ પણ થયુ કે ભીમભા તરફના પક્ષનુ આ કાવતરૂ હશે આથી કરી કુમારના દર્શન થવાની આશા છોડી દીધી તેથી દિવસે દિવસે તેનુ મન રાજ્યમાથી ઉઠી ગયુ મત્રી હરિ દત્તે ઘણી સમજણ આપીને તેના મનને ધારણામાટે કહ્યુ કે 'મહારાજા! આમ શરીરને ગાળી નાખવાથી કુમાર કાઇ હાથ લાગવાના નથી, માટે રાજ્યકાજ ઉપર ધ્યાન આપો, પ્રયત્ન ચાલુ રાખો અને કુમાર ભીમભા ઉપર અમીની નજરે જુવો ઇશ્વર સારૂ કરશે' આજથી ભીમભા સનામે આવવા લાગ્યા કેટલેક દિવસે મહારાજા ભૂપત સિહ સ્નાન કરી શિવપૂજનમા બેઠા હતા ત્યા એકાએક બગાસુ આવતા મૂર્છા આવી ગઇ બાનડી નિત્યના નિયમ પ્રમાણે રાજાને રાજાજીના દર્શનમાટે પધારવાની આજ્ઞા લેવા આવે છે ત્યા કાઇ વિપરીત જોવામા આવ્યુ તેથી અન્ત પુરમા દોડી ગઇ અને રાજબાને તેડી લાવી તેણે પણ આવી જોયુ તો દશા વિપરીત દીઠી તરત ગભરાતે હૃદયે પોતાના ખોળામા લઇ કસ્તુરી અમરની માત્રા આપી શરીરને શુદ્ધિ આવવા પ્રયત્ન કર્યું તે સર્વ નિષ્ફળ ગયુ, કેમકે આ મૂર્છા કાઇ સાધારણ મૂર્છા ન હતી રાજ્યનો સ્તભ પડયો, આશાઓ બધી અધવચ રહી અને રાજધાની રઢાણી રાણીએ ચોધારા આસુથી ઉચે સ્વરે વિલાપ કરતા જે હૃદયભેદક બોલો કહ્યા તે ખરેખર પાણાને પણ પીગળાવી નાખે "અહો શિર છત્ર! આપના શત્રુનુ શુ ભુડુ થયુ? પ્રાણાધાર! આપે આપના દીનજનોને કોને સોપ્યા? માથાના મુકુટ! આપને કાઇ થશે તો, અરેરે આ નગરી નિરાધાર થઇ, નિર્મળપણાનો નાશ થયો, દયાળુપણાનો ડાટ વળ્યો, કુલીનપણાનો લય

થયો, ઉદારતાનો અસ્ત થયો, વિદ્વત્તા વિધવા થઇ, વિચારશક્તિ વંઠી ગઇ, શૂરાતન સુકાઇ ગયું અને સર્વ રાજ્ય પાયમાલ થયું. જેની ઉપર મારો અને આપનો આધાર હતો એવો મણીસરખો પુત્ર હજીસુધી મે ખોયો છે તો પ્રાણનાથ! હવે હું આ અસાર સંસારમાં કોનેમાટે રહુ? અરેરે! આ બિચારી કશળીબાને હવે કોને સોપું. એ બિચારી શું જાણશે કે મારાં માતા-પિતા કેવાં હતાં? અરે પ્રભુ! આ શો મજબ, આ શો એકાએક ફેરફાર." એમ વિલાપ કરતું મૂર્છા પામી પડી જાય છે અને દાસીજનો રૂદન કરે છે ત્યાં અમાત્ય રામવર્મ, મંત્રી હરિદત્ત અને કારભારી તથા હજુરી મંડળ સર્વ શોકજનક પોકારો કરતુ હાજર થયું. અંતઃપુરમાંથી મહારાજનું શરીર બહારના ભાગમાં મેલ્યું અને તેને શણગારવાનું કામ દબદબાભરેલી રીતે ચાલ્યું. ગામમાં ફેફાટી ગઇ. કોઇ કહે દગો થયો, કોઇ કહે રોગ થયો, કોઇ કહે મોતે મૃત્યુ થયું, કોઇ કહે મનુભાનાં માણસો ખુટયાં, કોઇ કહે ભીમભાનાં માણસો ખુટયાં, કોઇ કહે અંગનાં માણસો ખુટયાં પણ એક દૈવ વગર આ વખતે કોઇપણ ખુટયુ ન હતું. ગામમાં ચારેકોરે શૂન્યકાર થઈ રહ્યો. દિશાઓ શૂન્ય થઇ ગઇ. ચારેકોર હડતાળ દેવાઇ ગઇ. જ્યાં જોઇએ ત્યાં આખમાં પાણી લાવતી પ્રજા 'હાય હાય બહુ ભુડુ થયુ' એમ બોલતી રડતી હતી. સર્વ રાજ્યધાનીનો સરંજામ પણ આ ટાણે નિસ્તેજ હતો. દિવસ ઝાખો થઇ ગયો, અને શોકળકળવિના કાંઈ બીજું દેખાવા સાંભળવામાં આવતુંજ ન હતું. મહારાજાનું શરીર લઇ જવાની તૈયારી હતી ત્યાં અ ન:પુરમાં પાંચ વરસની પુત્રીને મેલીને રાજબા પણ પતિની પાછળ તૈયાર થયાં, એથી પછી શોકજનક દેખાવમાં શું બાકી રહે? છેવટ મોભાદાર રાજ્યમંડળનાં માણસો અને પ્રજાએ ઉત્તર ક્રિયા તરફ વલણ કર્યું. રાજબા બેભાન થતાં ગભરાટમાં વધારે ગભરાટ, દુઃખમાં વધારે દુઃખ અને જે ભયકારક સ્થિતિ હતી તેમાં વધારે ભયકારક સ્થિતિ થઇ પડી; પણ અહીં જે બને તે સહન કર્યા શિવાય બીજું કાંઇ સૂઝે તેમ ન હતું. આટલી વારમાં એક બીજો નવો બનાવ બન્યો. કાળની કેવી ગતિ! એક વિશ્વાસુ બાનડી હડી કાઢતી મંત્રી હરિદત્ત અને પ્રધાન રામવર્મ પાસે આવી. માણસો સર્વ દૂર થઇ જતાં તેણે જણાવ્યું કે 'બાઇસાહેબનું શરીર જરા ગરમ થયું છે અને તેને પ્રસવ થવાનો સમય થયો હોય એમ જણાય છે તેથી તેમને એકાંતવાસમાં લઇ ગયાં છિયે. ત્યાં માત્ર જમનાબાઇ ( મંત્રીની સ્ત્રી ), દેવકુવર ( રામવર્મની સ્ત્રી ) તથા મારી મા પાસે છે, અને બીજા વિશ્વાસુ ચાકરોને બહાર રાખ્યા છે.' આટલું સાંભળતાં હવે શું કરવું એવો વિચાર થઇ પડયો. હર્ષને ખેદ એકસાથે

ઉભરાઇ જવા લાગ્યા આટલી વાર સર્વ નિરાશ થઇ બેઠેલા તે લોકોને પગમા જોર આવ્યુ નગરશેઠ અને બીજા વિશ્વાસુ હજુરીને રાજાના શબ પાસે રાખી તેઓ રાણીના આવાસ પાસે ગયા ત્યા બાળકનો અવાજ કાને પડયો ખબર પુછતા બાનડીએ જણાવ્યુ કે 'કુવર જન્મ્યા છે પણ રાજબાને શરીરે ક સર વધતી જાય છે' સર્વ બનાવો સતાપજનક છતા આશાના અકુરને લીધે પ્રધાન અને મત્રીના મનમા કાઇક ધારણા આવી તરત રાજવાડીમા સેના-પતિને હુકમ કરાવી ચોકી બેસરાવી અને તાવદાનમા બાઇશ્રીને પધરાવી કોઇ ભારે દબદબાથી ત્યા લઇ ગયા આ ગડબડમા દરબારમા થોડી વાર લુટાલુટ ચાલી આ ગોઠવણ થઇ ગઇ તેમા વિરૂદ્ધ લોકોને ખબર પડી નહીં અભ્યતરમડળનો વિચાર એમ હતો કે જો દરબારમા રેશે તો ગડબડ થશે તેથી રાજવાડીમા મુકામ રખાવ્યો થોડી વારે ગામમા સર્વ ઠેકાણે વાત ફેલાઇ ગઇ કે 'કુવર જન્મ્યા છે' તેથી વિરૂદ્ધ પક્ષ કાઇક નબળો થઇ ગયો પ્રધાન અને મત્રીએ સર્વ અધિકારીવર્ગને બદોબસ્ત રાખવા ભળામણ કરી અને ત્યારપછી રાજાના શબને શોકના પોકારસાથે સોનાને ફૂલે વધાવાતુ સ્મશાનમા લઇ જવામા આવ્યુ અહીં રાજવાડીમા રાજમા બે ઘડીના મેમાન હતા તેણે છેલ્લી ઘડીયે જમનાબાઇને ગળે વળગી કહ્યુ કે 'ગમે તે સ્થિતિમા પણ આ કશળીબા તમને સોપુ છુ અને હુ મારૂ મન ઇશ્વરમા જોડુ છુ' એટલાજ અક્ષરો તેને દૈવે છા એ બોલાવ્યા રાજબાની આખ મીચાતા એ ખબર લઇને પ્રધાન પાસે માણસ ગયુ કાળમા અધિક માસ આવ્યા જેવુ આ દુ ખ થયુ અરધા મનુષ્યો સાથે લઇને મત્રી હરિદત્ત રાજવાડીએ ગયા કેટલોક શોકનો કલ્પાત થયા પછી રાજમાના શરીરને ત્યાજ દહન કર્યુ સર્વ પ્રજા રોતી કળકળતી દરબારમા આવી ને ત્યાથી સૌ સૌને ઘેર ગયા ભીમભાના માતા તેજમાએ પ્રધાનને કેવરાવ્યુ કે 'જે આપણા નસીબમા હતુ તે થયુ હવે આ કુવર તમારે ખોળે છે વધુ જીવો મારા મીઠા મનુભા જગ બા એને ત ત ભેટાડે પરતુ જ્યાસુધી તે પવાયા નથી ત્યાસુધી ભીમભાને તેરૂપ ગણીને સઘળુ કામકાજ જેમ ચલાવો છો તેમ ચલાવ્યા કરવુ અને રાજ્યરીતિને અનુસરીને જે ઠેકાણે જેમ ખરચ કરવુ ઘટે તેમ કરવુ તમે બેય રાજ્યના સ્થભ છો માટે હુ નિશ્ચિત છુ' આ મવરા વચન પ્રધાને હરિદત્ત મત્રીને કહ્યા મત્રીએ વિચાર કર્યો કે ભીમભા રાજ્યગાદીને યોગ્ય નથી એ વાત હુ જાણુ છુ પણ આ ટાણે દૈવ અનુકૂળ નથી બાળ રાજ બિચારો બે ચાર દિવસનો છે તે માતાવિનાનો જેમતેમ ઉછરી રાજ્યમા

મલામાં રાજ્યનો અધિકારી થાય એનો શો નિશ્ચય? માટે જેમ બને તેમ આ ટાણે દબદબાથી કામ લેવું યોગ્ય છે. ઇશ્વર જે દિવસો દેખાડશે તે જોવા છે. પાણી-આરાના માર્ગ ઉપર થતી વાતથી આટલે દિવસે જે મનુભાની હયાતીવિશે સાંભળ્યું છે તે પાયાદાર નથી અથવા ખોટું પણ હોય, તોપણ એનેમાટે વખતનો ભોગ આપવો જરૂરનો છે. આટલો વિચાર કરીને પોતાની યોગ્યતા પ્રમાણે કામ કરવા માંડયું. એક ઠેકાણે અંતઃપુરમાં બાલરાજાનેમાટે તથા કશળીબામાટે સાવજત રેહેવાનો પાકો બંદોબસ્ત થઇ ગયો અને જમનાબાઇનું નિરંતર ત્યાંજ રેહેવું ઠેર્યું. બેય કુંવરના દરબાર નોખા નોખા થઇ ગયા. કુમાર મનુભાનેમાટે વિશેષ શોધ માટે તજવીજ ચાલુ થઇ ગઇ. અને રાજા તથા રાણીના ઉત્તર કાર્યમાં સર્વ રાજ્ય-મંડળ લાગી ગયું. રાજ્યમાં નિરંતર કોઇ નહિ તો કોઇ પણ કારણસર બે પક્ષ બંધાઇ જાય છે તે પ્રમાણે આ રાજ્યમાં બન્યું હતું તેથી કેટલોક ભાયાતવર્ગ તથા કેટલોક અમીરવર્ગ ઉપર-હેઠલ થઇ રહ્યો હતો. પણ મરણાવસ્થામાં રાજાને કુંવર જન્મ્યાના સમાચાર ફેલાઇ ગયા પછી હાલ તરત બધું દબદબામાં બેસી ગયું. આ વાત આટલે રાખી મનુભાને સંભારિયે

---

એક પંદર સોળ વર્ષનો ફુટતી જુવાનીવાળો બાળક ભરનિદ્રામાં સાધારણ પથારીપર સુતો હતો. તેનો રંગ ગોરો હતો. ઉંચાઇમાં સાધારણ હતો. કપાળ ભવ્ય અને મોઢું ગોળ હતું થોડા થોડા મુછનો દોરો ફુટતો હતો. સાદાં સફેત કપડાં પેર્યાં હતાં. માથે બાંધેલો પંચરંગી ફેંટો ઉખળી ગયેલો પડયો હતો. ગળામાં એક સાધારણ હાર ચળકતો હતો આંખ્યો અરધી મીચાયેલી હતી અને પગમાં લાંબી રેખા દેખાઇ રહી હતી. તથા માથાના વાળ અવ્યવસ્થિત થઇ ગયા હતા. થોડીવારમાં તે આળસ મરડીને બેઠો થતાંવેત બેબાકળો થઇ ગયો. જાણે કોઇ ઉન્મત્ત કે ચિત્ત ફરેલ હોય તેમ ચારે કોર જોવા લાગ્યો. તોપણ લાલ થઇ ગયેલી આંખ્યો હજી તેની ઘેરાતી હતી. પોતે જે સ્થળમાં હતો ત્યાં તે શી રીતે આવ્યો અને કોણ લઇઆવ્યું તેનો વિચાર કરતો હતો. તે કોણ હશે એમ જો ન ઓળખ્યો હોય તો ઓળખાવું છું કે તેજ આપણા ચોરાયેલા મનુભા હતા.

દુષ્ટ છતાં કાંઇક સહૃદય લોકોએ તેને ઘણા ગાઉને અંતરે એક જુનું નગર હતું તેની પાસેની ઝાડીમાં એક મહાદેવનું મંદિર હતું તેમાં આ મનુભાને સુતા મેલ્યા હતા આ વખતે દિવસ ઉગવાનો સમય હતો. ખીલી નીકળેલી આ સમયની શોભા આ ટાણે તેના હૃદયપર આવતી નહિ હતી. આ મંદિરને ફરતી

જુના કાટાની ભાગી તુટેની વાડ હતી માણસની જરાય પણ આવ જાવ દેખાતી ન હતી મંદિર ઘણા કાળનુ જુનુ છતા નિવણીયાતુ જણાતુ હતુ તેના કાંગરાઓ પડી ગયા હતા તેનો ચુનો ચારે કોરથી ખરી જતો હતો વરસાદથી રગ મળો પડી ગયા હતા તેની ઉપર તથા આડખે પડખે ઝાડ ઉગી ગયા હતા પેસ કરવાના કમાડ સડીને ભાગી ગયા હતા અને બારસાખો હલી ગયા હતા પોઠીયા તથા કાચબાપર ચરકા ચોટેલી હતી પારેવાઓએ અંદર માળા ઘાલ્યા હતા ધ્વજાના લાકડા ભાગી ગયા હતા પોઠીયાના શીગડા ભાગી ગયેલા હતાં મંદિરને ફરતી રાખની બે ચાર ઢગલીઓ પડી હતી અને જનાવરોના પીછડા ઉડતા હતા. એક બે કેડી શિવાય બાકીની ધરતીમા ઘાસ ઉગ્યુ હતુ અંદરના ભાગમા ગંડેના બે ચાર પાટલા પડયા હતા માતાજીને સારી પેઠે શાદોર વગ ગીને મકેત થઇ ગયો હતો મહાદેવની પિડી એક વેતની હતી તેની ઉપર સુકા બીલાપનો ગે ચાર પડયા હતા જળાધારીનો એક ભાગ ખડિત થઇ ગયો હતો આ સ્થળમા એ મનુભા કુમારને એ લોકોએ ક્ષેમકુશળ મૂક્યા તેમણે એક ચીઠી લખી ધુઆમા નાખી તેમા એવુ લખ્યુ કે "તમારી ઓરમાન માતાના કેવાથી પેટની ખાતર અમે તમને તમારા માબાપનો વિજોગ કરાવ્યો છે, એ અમા । કામને અમે ધિક્કાર કરિયે છિયે પણ આપને અમે કોઇપણ પ્રકારે હેરાન કરવા ઇચ્છતા નથી આપ પાસેના નગરમા પધારજો અને તમારા ખીસામા સોનામોર છે તેમાથી ગુજરાન ચલાવી કોઇ કરમી માણસને ત્યા નોકર રેજો અમારો વખત આવશે ત્યારે અમેજ પાછા આપને આપના રાજ્યમા લઇ જશુ" પેલા લોકોમા એક વધારે દયાળુ માણસ નગરમા ગયો અને બીજા લોકો દેશ તરફ ગયા કુમારે ઉઠીને જોયુ તો તેને જાણે એક સ્વપ્ન જેવુ લાગ્યુ થોડી વારે બેબાકળો થઇ ગયો, હૃદય ગભરાયુ અને શુ કરવુ તે સુઝ્યુ નહિ પણ અંતરની વાત કોને કહે? ઇશ્વરની થોડી પ્રાર્થના કરી કે 'હે પ્રભુ! આ શુ! શુ હું ભૂપતિસિંહ મહારાજનો પુત્ર! આ શુ સ્વપ્ન છે કે ખરેખરી દશા છે? શુ એક રાજકુમારનો જન્મ આવીજ દશા ભોગવવામાટે? અરે પ્રભુ! મારૂ ગમે તે થાય, પણ મારા માતા પિતાને ક્ષેમકુશળ રાખજો, અને મારી આ દશા કરનારાઓનુ કુશળ કરજો અરે માતા રાજબા, અરે પિતાજી ભૂપતસિંહ અને કાકા હરિદત્ત! તમે શુ જાણશો કે, મારી શી દશા છે અને હવે પછી હુ શી શી વિપત્તિ ભોગવીશ હરો જગતમાં કોઇપણ પ્રાણી એવુ નહિ હોય કે જેને પોતાના મનની મનમા નહિ રહેતી હોય' આમ બોલતા કુમાર આનદ થઇ કુઆમા હાથ નાખે છે ત્યા પેલા લોકોએ

મેલેલી ચીઠી હાથમાં આવી. તે વાંચીને પોતે સર્વ વાત સમજ્યા. અણવાણે પગે નગરમાં જઇ સોનામોરવટાવી ખાવું ખાધું. ચારે કોરે જોવા યોગ્ય સ્થળો હતાં તે જોઇ સાયંકાળે પેલા મંદિર કોરે પાછા વળ્યા. એક માસ આવી રીતે કાઢયા પછી ત્યાં માર્ગમાં પેલા મંદિરમાં છોડી જનારમાંનો એક જણ નામે ગોડજી સામો મળ્યો. અજાણ્યો થઇને તેણે કુમાર મનુભાને નામ ઠામ પુછયું. તેણે જણાવ્યું કે 'ભાઇ, છું તો સિંહનું બચ્ચું પણ કાળને યોગે આટાણે તો શું કહું. ભાઇ, તમે આ ગામના તો નથી લાગતા પણ જો કોઇ સીપાઇગરીની નોકરી હોય તો બતાવશો ?' પેલા માણસે ઉત્તર આપ્યો કે 'આજે તમે ગામમાં પ્રાણજીવન શેઠજીની ધર્મશાળા છે ત્યાં રાત રહો અને સવારે તમે રાવજી નામના સેનાપતિને ત્યાં જાજો. એને એક પટાવાળો જોઇએ છિયે'. રાતની રાત ધર્મશાળામાં કાઢી અને સવારે રાવજી સેનાધિપતિને ત્યાં જઇ નોકરી માગી. ગોડજીએ તેનેમાટે પ્રથમથીજ તજવીજ કરી રાખી હતી તેથી મોઢા ઉપરથીજ તથા સુકુમારતા ઉપરથી પુછપરછ નહિ કરતાં પાંચ રૂપીયાને પગારે તેને રાખી લીધો. અને ગોડજી જ્યાં ત્યાં રખડતો રહી તેની ખાંનગી સંભાળ રાખતો રહ્યો. મનુભાએ તો સેનાધિપતિની એવી સેવા બજાવવા માંડી કે દીકરા કરતાં પણ તેણે અધિક પ્યાર મેળવ્યો. બળ-બુદ્ધિ અને પરાક્રમથી કોણ વશ ન થાય ? એક દિવસ વિચાર કર્યો કે આનેઆ માર્ગેથી જો ઉચ્ચો અધિકાર મળે તો કોઇ દિવસ પણ મારે મારી રાજધાનીની સંભાળ લેવી, અને નહિ તો અહીંજ દેહ ભલે પડે. કેમકે માતા-પિતાને મન તો હવે હું મરેલોજ છું. એટલામાં સેનાપતિએ બોલાવ્યા એટલે મનુભા હાજર થયા. સેનાપતિએ કહ્યું કે 'આજે બારવટીઆ લોકોએ પાસેના ગામમાંથી ઘણું ધન લઇ પાંચ ગાઉપરની ડુંગરીની ખીણમાં પડાવ કર્યો છે એવી ખબર મળી છે અને બીજી કોરે મારે રાજ્યસંબંધી કામ આવી પડયું છે તેથી રોકાયાવિના ચાલે તેમ નથી. માટે તમે આજ થોડા સવારો લઇને જાઓ. તમારાં હું ઉત્તમ ભાગ્ય દેખું છું માટે જરૂર જય મેળવી આવશો. અને એમ થયું એટલે તમને હુ મોટો અધિકાર અપાવીશ.' 'ઘણું સારૂં સાહેબ' એમ કહી મનુભા ઘોડેસવારો લઇ બારવટીયા ઉપર ચડી ગયા. એક માણસને બાવાનો વેશ પેરાવી ખીણમાં જોવા મોકલ્યો અને પોતે બે કલાકમાં સર્વને અન્ન-પાણી લેવાનો હુકમ કર્યો. સવારો સર્વે પાછા તૈયાર થઇ ગયા તેટલામાં માણસે આવી ખબર દીધા કે તે લોકો આજનો દિવસ ત્યાંજ આરામ લેવાના છે. આ ખબરથી અહીંથી ટુકડી

એકદમ ઉપડી અને તે લોકોને ઘેરી લીધા ભેટાભેટ થઇ જવાથી થોડી તરવારની કાપાકાપી ચાલી પણ મુખ્ય સરદાર પકડાઇ જવાથી બાકીના જીવ લઇને નાશી ગયા આ ફતે મેળવીને મનુભા બીજે દિવસે પાછા આવ્યા તેથી ગામમા તેના વખાણ થાવા માડયા ત્યાના મહારાજા વીરસેનને કાને વાત આવી તેથી તેણે મોટી દરબાર ભરીને તેને દમદબા ભરેલી રીતે ઇનામ આપ્યુ સનામ સાથે ઇનામ લઇને મનુભા બોલ્યા કે 'રાજાધિરાજા ! માન આપની ઇચ્છા પૂર્ણ કરવા હુ તે માથે ચડાવુ છુ ' થોડીવાર નાચરગ તથા પાનગુલાબનુ કામ પૂર્ણ થતા કચેરી બર્ખાસ થઇ સર્વ ગયા પછી સેનાપતિએ પોતાને મળેલી ખબર સવ મહારાજા વીરસેનને કહી, તેથી રાજા ખુશી થયા, અને તેણે સેનાપતિની સમતિથી હવે તેને હજુરમા પાસે રેહેવા કહ્યુ રાજકુમાર છે માટે કાઇ કામ તે બતાવતા નહિ તોપણ મનુભા પોતે જરાપણ મન ચોરતા નહિ ધીરે ધીરે રાજ્યના સલાહકારી વર્ગમા તેણે બેસવા માડયુ અને તેના આપેલા વિચારોથી રાજ્યને લાભ થવા માડયો આટલુ છતા પણ હજી મનુભા પોતાનુ વતન ભુલ્યા ન હતા રાજ્યમા શાળાઓનુ પ્રબળ બહુ હોય છે એ કોઇનુ અજાણ્યુ નથી અહીના રાજ્યમા બે શાળાઓ નીચ સ્વભાવના હતા તેને લાગ્યુ કે આ નવો માણસ આપણુ ચાલવા દે તેમ નથી આ કારણથી તેને માથે કોઇ ભારે આળ ચડાવી જેથી મનુભાને ગગાજમનામા જવાનો વખત આવ્યો સેનાપતિ આ વાત સાભળી દીલગીર થયા અને વિચાર્યું કે તેના ગુણોએજ તેને બાધ્યો છે તો તેજ ગુણ તેને છોડાવશે મનુભાને વિચાર થયો કે ભાગ્ય કઠણ હોય તો ક્યાથી સુખ મળે વિનાકારણે આ કેદખાનામા ધલાઇને સડયા કરવુ એ પણ આ શરીરના કર્મમા માડયુ હશે જે અનુભવ થાય તે જીવતા હોઇએ ત્યાસુધી લેવો આ વખતે ચારેકોર મેઘ ચડી આવ્યો હતો આકાશમા વિજળીઓ સાથે કડાકા થાતા હતા પવનસાથે પાણી જોસમા પડતું હતુ ચારે કોર પાણી પાણી થઇ રહ્યુ હતુ અને પાણીવિના બીજો કોઇ અવાજ પણ સભળાતો ન હતો આવો વખત જોઇ એક ડીલે રૂષ્ટપુષ્ટ કેદી બોકાનુ છોડી કાતરા ઓળતો દુહો બોલ્યો

'ભલે ભૂપ ભડ ભૂપ' ભૂપર તુ જન્મ્યો ભલે,
વિદ્યા ગુણે અનૂપ, તુ જેવો ક્યાથી મળે '

આ દુહો સાભળતા મનુભાને વતન સાભરી આવવાથી આખમા પાણી આવ્યા કોટડીમાથી પેલા માણસને પુછ્યુ કે, 'ભાઇ તમે દોહો બોલ્યા એ કોણ'

કે તમે પ્રજાએ આપેલા અધિકાર માત્રથી મોટા છો પણ શરીરે સમાનના છે, તેને કોણ સમજાવે કે સુખદુઃખમાં અને ઉત્તમ મધ્યમ તથા કનિષ્ટમાં સમાન રેહેતાં પ્રજાનું પાલન કરવુ એજ મોટા પુણ્યનું કામ છે, તેને કોણ સમજાવે કે પ્રજાએ કરેલાં પુણ્યમાંથી છઠ્ઠો ભાગ રાજાને પરલોકમાં મળે છે, પણ જો રાજા પ્રજાની રક્ષા નહિ કરતાં પ્રજા પાસેથી કર લેતો હોય તો પો- ‌ ‌ુણ્ય પ્રજાને જતાં પ્રજાનું પાપ હોય તે પોતાને લાગે છે. અપૂર્ણ.

## पुस्तकोनी पहोंच.

सद्वर्तन—આ ચોપડી રા. રા. ગોવિંદ શંકર શાસ્ત્રી બાપટે તૈયાર કરાવી પ્રસિદ્ધ કરી છે. એમાં તેના નામને અનુસરતોજ વિષય લીધેલો છે. તેના સદાચરણનું મહાત્મ્ય. ગૃહશિક્ષા, સંગતિ, ઉદ્યોગ, ધૈર્ય, આત્મસંયમ, કર્તવ્યકર્મ, સુસ્વભાવ, ગ્રંથાવલોકન. દાંપત્ય. અને અનુભવ. એમ અગિયાર ભાગ પાડેલા છે. ટુંકામાં પણ આ વિષય ઉપર ઠીક લખવામાં આવ્યું છે. ઉદાહરણોમાં અર્વાચીન નામો આપવામાં કેટલાક એવું માને છે કે પ્રાચીન નામો જેવાં સર્વને સંમત થાય છે તેવાં અર્વાચીન થતાં નથી કેમકે તેના ગુણ-દોષ વિષે લોકોના જુદા જુદા વિચારો હોય છે. વિદેશી લોકોના દાખલા વિષે પણ વખતે એમ બને છે. ખેર સર્વ રીતે જોતાં સર્વ સ્થિતિના લોકોને સૌસૌના કામમાં સમજણ આપે તેવું અને વિષેશે ઉછરતી પ્રજાને વધારે કામનું છે. પુસ્તક પ્રકટ કરવાનો હમણાં પવન ચાલવાથી નિશાળમાં શીખતા ચોથા ધોરણના વિદ્યાર્થિઓ પણ પોતાને આવડે તેવી ગોઠવણમાં વાર્તા, નાટક કે ઓપેરા બનાવી કાઢે છે. અને સુશિક્ષિતનાં પુસ્તકો કરતાં વખતે ખપતમાં આગળ પણ થઇ જાય છે!! કેમકે સામાન્ય લેખક ઘણા હોય તેસાથે તે લેખના અધિકારીઓ પણ ઘણા હોય છે. પરંતુ સુશિક્ષિત લેખકો થોડા હોય સાથે તે લેખના સુશિક્ષિત ગ્રાહકો ઘણા થોડા હોય છે. આવા પ્રસંગમાં આ સદ્વર્તન જોઇ કાંઇક સંતોષ ઉપજે છે. ગમે તેવા પણ સદ્વર્તન જેવા વિષયો લખવાની જરૂર છે. પણ ખેદ માત્ર એટલો છે કે વિવિધ ખટરાગની જેવી તેવી ભાષાની પણ વાતો કે નાટકનું નામ દઇ લખાયેલી ચોપડીયોથી પૂરાઇ ગયેલાં લોકોનાં અંતઃકરણો આવા વિષયોની સામું પણ જોવા ઇચ્છતા નથી. કેમકે સદ્ગુણ અને સદાચરણની વાતો તો ગમે તેવી કદી સારી હોય તોપણ કોરો લોટ ફાકયા જેવી લુખી લાગે છે. તેથી તેવાં પુસ્તક લખનારા એકાદ આવૃત્તિ કાઢીને માથે ખર્ચનો બોજો પડવાથી બીજીવાર લોકહિતાર્થ કામ કરી શકતા નથી. એટલામાટે સારા-નરતાના વિવેકી ધનિકોએ સદ્ગુણનાં પુસ્તક લખવામાં વિદ્વાનોને સહાય આપવી એ સરળ છે. કીમત રૂપીયો એક કાંઇક વધારે છે. મુ૦ મુંબઇ.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મુ    આશ્વિન, સંવત્ ૧૯૮૯    અંક ૧૨ મો.


## ॥ यतो धर्मस्ततो जय ॥

### सन्मित्र केवा मळवा जोइए

હરિગીત

કારણવિના સમન બાધી પ્રેમ પૂરા વધારતા,
આ લોક ને પરલોકના સુખરૂપ વાત વિચારતા,
ઉપદેશ આપે સદ્ગુણોનો, નિત્ય શુભ આકારમા,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સસારમા
નિજ નાત કે કુલ જાતિમા સબવમા જે બેનડા
ગુણ વય અને વિદ્યાવિષે જે તગત લાગે તેનડા,
જેના સદા મન બુદ્ધિ બલ વધતા રહે વિસ્તારમા,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સસારમા
પ્રિય પિડના જે પાપ તે નગ્માગવાજ નિવારતા,
મન જાય જો મર્યાદ મેલી તો વિનયથી વારતા,
કોટી કરે ઉપકાર પણ ભાખે ન ભાખે ભાગમા,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સસારમા
જે દુર્ગુણો કે દ્વેષ નિશદિન મિત્રમા દેખાય છે,
તેને તજાવી યુક્તિથી ગુણમા ગણીને ગાય છે,
ભ્રમ ભેદ આળસ ઊંઘને ખોદી કઢાવે ખારમા,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સસારમા
સુખ દુઃખમા સાથે રહે નિજ હર્ષ શોક સમાનતા,
અપમાન કરિયે તોય પણ મનમા ન લેશે લાવતા,
હિત હોય તે હૈયે ધરી પ્રીતે કરે પવનારમા,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સસારમા
વિદ્યા વિનયથી યુક્ત સદ્ગુરુમા સદા જે લીન છે,

પૂરા પરાક્રમવાન પણ જે પ્રેમને આધીન છે;
ભાવે ભણાવે ભેદ જે ધાટે કરી ઘરબારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
તન-મનતણા જે તાપને ટાળે વળી ક્ષણ એકમાં,
હારી ગયા જો હોંશ તો ટાંકી રખાવે ટેકમાં;
પાસે રહે પોતે વળી વશમા બધા વ્યવહારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
સાચા સહોદરરૂપ શુભ નારી સમાન થઇ રહે,
કડવાં કથોરાં વેણ તે અમૃત સમાન કરી કહે;
પ્રિય હોય તે પ્રેમે કરે પલળી રહીને પ્યારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
જેને નિહાળી નયનમાંથી હર્ષનાં આસું ઝરે,
જેને મળીને હૃદય શાંત થઇ સદા સુખમાં ઠરે;
અધિકાર રૂડા મેળવે સરકાર કે દરબારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
કીર્તિ પ્રકાશે લોકમાં જેના પ્રકાશે આપણી,
જેના પ્રતાપે સાંપડે સદ્બોધરૂપ મહામણી;
મનને વળાવે વિનય રાખી અખિલ-જગદાધારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
શ્રીકૃષ્ણ અર્જુનને અને હનુમાન સીતાકાંતને,
વસુદેવના સુત સાંપડ્યા કેશવ સુદામા શાંતને;
ઉપકાર કરવામાં અને પાછળ નહીં પરમાર્થમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

---

## राजाविषे बे बोल.

લે૦ ડે૦ રા૦ ભાર્ગવ૦ ઠક્કર૦ ૫

(સબંધ પાને ૨૬૪ થી.)

તેને કોણ સમજાવે કે આ સર્વ નાશવંત છે માટે જે કાંઇ બને તે પોતાને હાથે કરી લેવું, તેને કોણ બતાવે કે પ્રજાનું પાલન-પોષણ વગેરે કરવાને તમે બંધાયા છો, તેને કોણ સમજાવે કે પ્રજાપાલન કરવું એજ તમારો પ્રથમ ધર્મ

છે, તેને કોણ સમજાવે કે તમારા તરફથી કોઇપણ પ્રાણી દુખ પામવા યોગ્ય નથી, તેને કોણ સમજાવે કે ફરી ફરીને આ મનુષ્યજન્મ અને તેમા પણ રાજાઓનો દેહ તો મળવોજ દુલભ છે, તેને કોણ સમજાવે કે આ દુર્લભ દેહથી કીર્તિ સપાદન કરી જવી એજ કર્તવ્ય છે, અને તેને કોણ સમજાવે કે આગળના રાજાઓના દાખના લઇ પરોપકારમાજ રાજાપણાનો ઉપયોગ કરવો જો સમજાવનાર મળે તો એનાજ મળે કે, પારકા વન માન, ઘરબાર અને લાજ વિગેરેને દરમારમા તાણી લાવવા અને ખાવુ પીવુ તથા મોજમજા મારવી આપણ શિવાય બીજો પૃથ્વીમા આપણને આગળી ચીધનાર કોણ છે? કે તેનો ડર હોય આવા ઉપદેશક હલકા વિચારના લોકોથી અવળી દૃષ્ટિવાળા થઇ જતા તે બિચારા જેમતેમ પરાધીન થઇ દિવસો ગાળે છે પણ બધાને કાઇ એમજ બનતુ હોય એમ માની ન બેસાય પુણ્યના યોગથી કોઇને વિદ્વાનનો, કોઇને શાસ્ત્રીનો અને કોઇને બીજો સારો સગ કાકતાલીય ન્યાયની પેઠે થઇ જાય છે, તેથી કાઇક કાઇક કોઇવાર ઠીક ઠીક સમજાઇ જાય છે તેથી એ વિષયમા સદ્બોધના વચનો લખાય તો નિરૂપયોગી ન ગણાય

બાળક સ્થિતિ નિરતર પરાધીન હોય છે તેટલા સમયમા માતા પિતાએ કરેલી યોગ્ય ગોઠવણોથી ઉછરવુ પૌગડ અને કિશોર અવસ્થા પ્રાપ્ત થતા માતા પિતાએ કરેલી ગોઠવણ પ્રમાણે વિદ્યા કળાનો અભ્યાસ કરવો એ અભ્યાસને અતે યોગ્ય અવસ્થાએ રાજ્યના અધિકારી બનવુ રાજ્ય હાથમા આવ્યેથી નોખા નોખા ખાતાના તથા પોતાના મુલકના વિભાગ પાડી સૌસૌને માટે વિદ્યા અને બુદ્ધિમત્તા પ્રમાણે અધિકારી નીમવા તે અધિકારીવર્ગો ઉપર તે બરાબર રીતે પોતપોતાનુ કામ કરે તેટલામાટે દેખરેખ રાખવી સઘળુ કામ કાઇ પોતાની જાતથીજ થઇ શકતુ નથી માટે તેનેમાટે નાના મોટા અધિકારીઓ હોય છે, અને એ ક્રમપ્રમાણે એ સર્વ અધિકારીઓ ઉપર અધિકાર ભોગવનાર એક રાજા છે રાજાએ દેખરેખ રાખવી અને જે જે સદ્વિચાર આવે તે અમલમા લાવવા અધિકારીઓને હુકમ કરી દેવો યોગ્ય સમયે યોગ્ય કુળ જાતિમા એક સ્ત્રીસાથે વિવાહ કરવો અને તેની સાથે સતોષથી ગ્રહસ્થાશ્રમ ચલાવવો આ ગ્રહસ્થાશ્રમથી જે પ્રજા થાય તેને પોતાના જેવી સદ્ગુણી અને સર્વ વાતે કુશળ કરવાને પ્રયત્ન રાખવુ તેને દુસગ ન થઇ જાય તે લક્ષમા રાખવુ અને સ્વાભાવિક પ્રેમથી તેનુ પાલન પોષણ કરતા વિદ્યા કળામા હોશીયાર થયે, રાજ્યના કોઇ કામમા તેની ગોઠવણ કરી દેવી પ્રજાની રક્ષા કરવી, તેઓને આજીવિકા

આપવી, જુદા જુદા યોગ્ય નિયમોમાં સર્વને ચલાવા અને અપરાધિઓને અપ-રાધ પ્રમાણે શિક્ષા આપી લોકોમાં સુખ-શાંતિ વધારવા પોતાનું જીવિત છે એમ સમજવું. સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખીને સૂર્ય જેમ કિરણોવડે આઠ માસસુધી પૃથ્વીમાંથી જલ ખેંચે છે તેમ કરવડે કરીને ધન લેવું તથા ચો-માસામાં જેમ ખેંચેલું પાણી સૂર્ય બહુરૂપે પાછું આપે છે તેમ રાજાએ કર મીશે લીધેલું તેજ ધન પ્રજાના હિતનાં કામો કરવામાં અને દુકાળને વખતે પ્રજાને જી-વાડવામાં પ્રીતિથી વાપરવું. દુઃખ પામતાં પ્રાણીઓ ઉપર દયા રાખનાર થઇને પૃથ્વી જેમ સર્વ અપરાધો સહન કરે છે તેમ દુઃખી અને ગરીબ પ્રજાના સર્વ અપરાધો ગમે તેમ અપરાધ કરે તોપણ સહન કરવા. શક્તિ છતાં ક્ષમાવાન્ રેહેવું એજ ખરેખરૂં ભૂષણ છે. દુકાળથી કે અતિવૃષ્ટિ તથા અનાવૃષ્ટિથી પ્ર-જાને પીડા ન થાય તેવી યોજનાઓ નિરતર ચાલુ રાખવી. પ્રતાપથી અત્યંત ઉગ્ર રહેતાં છતાં પણ ચંદ્રમા જેમ પોતાનાં શીતલ કિરણોથી પ્રજાને ઠડક આપે છે તેમ અમૃતદૃષ્ટિ તથા મંદ મંદ હાસ્યના પ્રસંગ વગેરેથી સર્વને સંતોષ આપતાં પ્રજાને ઠંડક ઉપજાવવી. સમૃદ્ધિવગરનાં તથા વિદ્યા અને તપથી પ્રકાશતાં કુલો ઉપર પોતાની સમૃદ્ધિનું જોર કદી ચલાવવું નહીં. ધન અને ધરતીને વધારવામાં સદાય સતૃષ્ણ રેહેવું. રાજા પરમેશ્વરનો અવતાર છે એમ જાણીને પ્રજા ઘણું ઘણું માન આપે તો તે માનને હુ યોગ્ય છું એમ ન ધારી બેસતાં નમ્રતાસાથે પ્રજાને સંતોષ ઉપજાવવો, અને હું પ્રજાનું કલ્યાણ કરવા બંધાયેલો છું એમ નિરંતર જાણવું. પોતામાં જે જે ગુણો ન હોય તેનું તો શું પણ જે જે ગુણો હોય તેનું પણ પ્રજા પ્રેમથી વર્ણન કરી દેખાડે તો તેથી રાજી નહિ થઇ જતાં શરમ દેખાડવી. પ્રજા જે જે પ્રેમથી આશીર્વાદ આપે તે આપણે તેની પ્રજા હોઇએ તેમ માથે ચડાવવો. જે જે રાજ્યકર્તાઓ પોતાથી નાના અથવા મોટા હોય તેની રાજ્યનીતિ અને પ્રજાપાલન વિષયમાં સરસ થવું. પોતાના રાજ્યમાં વસનારા લોકોના ધર્મ સચવાય તેવી ગોઠવણ સાથે સર્વ વર્ણ અને આશ્રમીઓને ધર્મ પળાવવામાં તત્પર રેહેવું. ધર્મની જે જે મર્યાદાઓ હોય તેનું રક્ષણ થાય તેવી ગોઠવણ રાખવી. જે જે ધર્મવિષયના વિરોધીઓ હોય તેને શિક્ષા કરીને ધર્મનો થતો વિરોધ બંધ પાડવો. પોતામાં સમાએલી શ-ક્તિનો પ્રજાના હિતમાટે ઉપયોગ કરવો. કાર્યો કરવાં તે જુદે જુદે પ્રસગે જુદી જુદી રીતથી આ લોક પરલોક બેય સુધરે તેવા પ્રકારને વિચારીને કરવાં. જેમ જેમ પ્રસંગ પડે તેમ તેમ દેશાટન કરીને પોતાના તથા પ્રજાના હિતનું જ્ઞાન સંપાદન

કરવુ અને સારા ગુણોનુ અનુકરણ કરવુ ગજ્યમની ગ્માના કામો સિદ્ધ થયા પહેલા પ્રારબ્ધના ફળોની પેઠે જાણવામા ન આવે એવી ગભીરતા રાખવી પ્રજાનેજ ઉપયોગમા આવનારા ધનના ભડારો ભર્યા રાખી તેનુ સરક્ષણ કરવુ શીખડ પૃથ્વીમા પોતાનો મહિમા વધારવો દુર્ગુણોને કાઢી દઇ સત્સગ વગેરેથી સદ્ગુણોનો વધારો કરવો ઇન્દ્રિઓને આધીન ન થતા ઇન્દ્રિયો પોતાને આધીન કરી લેવા પોતાના મનના સારા વર્તનની કે પોતાના શ્રેષ્ઠ માર્ગની પોતાનેજ ખબર હોય એમ રાખવુ પાસે છતા પણ શત્રુઓ તેજથી દૂર દેખે એવો પ્રતાપ વધારવો પોતાના શત્રુ ઉપર પણ નિરતર દયાળુ રહેવુ નિઆર્થાવિના અને કારણવિના નિર્બળસાથે પણ વિરોધ ન રાખવો પોતાના પરાક્રમ અને પોતા તરફના ભયથી થનારા કે થતા અપરાધથી શત્રુઓ સદૈવ ભય પામ્યા કરે એવો પ્રતાપ વધારવો ગુપ્ત ચરોથી નોકરોના અદરના અને બહારના વૃત્તાત જાણી લેવા વૃત્તાત જાણીને રાજ્યમા જોઇતો સુધારો કરવો પણ રાગદ્વેષ લાવવો નહિ બીજા રાજ્યોમા પોતાના ચારલોકો મોકલી ત્યાનુ વૃત્તાત જાણી લઇ તેનાથી પોતાને પરાભવ ન થાય તેની યોજના રાખવી બળીઆ તથા નબળાસાથે પણ મિત્રતા વધારવી ન્યાયમા નિરતર પ્રીતિ રાખવી અન્યાયપર ચાલતા પોતાના કુમારને શિક્ષા આપવી અને ન્યાયથી ચાલનાર શત્રુને પણ શાબાશી આપવી પ્રતિપક્ષીઓ પણ પોતાના ન્યાય, નીતિ અને પરાક્રમથી મનમા વાહવાહ કરી જાય તોજ રાજ્ય કર્યુ તે સાર્થક છે એમ સમજવુ પોતાના રાજ્યમા પોતાની આજ્ઞા નગર લોકો યથાસ્થિત પાળે અને સમયપર બીજા રાજ્યની પ્રજા પણ પાળે તેની ગોઠવણ રાખવી પોતાના સારા અને સુખ આપનારા કામોથી સર્વ લોકને રાજી કરવા દૃઢ રીતે ઉત્તમ નિયમો પાળવા દેવ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા અને પ્રીતિ રાખવી વૃદ્ધ ગુરુજનોને આદર આપતા રહેવુ અને પોતાની પ્રતિજ્ઞા બરાબર રીતે પાળવી દીન પ્રાણીઓને પોતા તરફથી સુખ થાય અને આશ્રય મળે તેમ કરવુ સર્વને યોગ્યતાપ્રમાણે માન આપવુ રક ઉપર પણ અત્યત પ્રેમ તથા દયા રાખવી પરસ્ત્રીઓ ઉપર માતાસમાન દૃષ્ટિ રાખવી પોતાની સ્ત્રીને પોતાના અરધા અગ બરાબર ગણી તેનો યોગ્ય સત્કાર કરવો પારકા ધનને માટી જેવુ જાણવુ પ્રજા ઉપર જેમ પિતા વરતે તેમ પોતાના રૈયત ઉપર પિતાની પેઠે વર્તવુ જ્ઞાની આત્મવેત્તા પુરુષોની પાસે દાસ જેવા થઇને રહેવુ સર્વ પ્રાણીઓને આત્માના જેવા પ્રિય થવુ પોતાના સ્નેહી સબધી અને મિત્રોના સુખમા વધારો

કરવો. સમય મહા અમુલ્ય છે એમ સમજી તેને મિથ્યા રમત-ગમતમાં ન જવા દેવો. નિરંતર વૈરાગી લોકોનો સમાગમ શ્રેષ્ઠ માનવો. સ્ત્રિયોની વાતો કરનારા કે અવળે માર્ગે ચાલનારા આપસ્વાર્થી લોકોને પાસે પણ આવવા ન દેવા. સર્વ પ્રાણીઓપર દયા રાખીને દુષ્ટ લોકોને યમરાજાના સરખો ભય ઉપજાવનાર થવું. સર્વના અંતર્યામી આત્માને એકરૂપે ઓળખવા, અને જેણે ઉત્તમ રાજ્ય-પદ આપી અનેક કલ્યાણનાં કાર્યો કરવાની યોગ્યતા આપી છે તેનું નિરંતર સ્મરણ કર્યા કરવું. પોતાના રાજ્યનું પાલન કરતાં લોકો ના પાડયા છતાં પો-તાની મેળે રાજી થઇ ભેટો આપે તોપણ તેને પાછી વાળી જોઇએ તેટલીજ ગ્રહણ કરવી. પૃથ્વીમાં સારાં અન્ન પાકે તેવી ગોઠવણો કરાવવી. પાછળના વંશજો પણ પોતાના પરાક્રમને સંભારે તેમ કરવું. અનેક ધર્મનાં કર્મ કરી પ્ર-જાના હિતમાટે મોટાં બાંધકામો તથા પાણીનાં નવાણો વિગેરે રચાવી કીર્તિ અમર કરવી, તથા અવસ્થા થયે સઘળો કારભાર અધિકારી ઉપર નાંખીને ફરીને આ સંસારમાં ન આવવું પડે એવો મહાત્માઓ પાસેથી બોધ લેવો. આ શિવાય પણ જે કાંઇ સદાચરણો કે સારી રીતિથી રાજ્ય ચલાવનાર રાજાઓનાં દૃષ્ટાંતો જોઇએ તેટલાં આપણાં શાસ્ત્ર-પુરાણો વિગેરેમાંથી નીકળે છે. માટે જેટલો બોધ લેવો હોય તેટલો લઇ શકાય છે.

---

## सार समजवानी एक रीत.

ઇશ્વરકૃપા હશે તેથી ઘણા ઘણા આગળ-પાછળના ભૂત-ભવિષ્ય અને વ-ર્તમાન કાળના દાખલાઓ જોઇને મારા મનમાં સમજણ આવી છે, કે જે લોમ-વિલોમ ગતે ક્રમ વગરજ મનમાંથી બહાર કાઢી નાંખું છું. આ સર્વ જગત્ પ-રમાત્માનું સ્વરૂપ છે, અને એની સત્તાથી ઉત્પન્ન થયા જેવું દેખાય છે. એ જ-ગત્‌નો કોઇ ભાગ પરમાત્માવિનાનો ખાલી નથી. પરમાત્મા પરમેશ્વરનું સ્થૂળ રૂપ જોવાને ઇચ્છા કરિયે તો દેખવામાં આવતું આ જગતજ તેરૂપ છે. આ ઇશ્વરનું જગત્ પાણીમાં તરંગની પેઠે ઇશ્વરમાં રહેલ છે. એ પરમેશ્વરથી દેખાવામાત્ર અથવા માનવામાત્રજ ભીન્ન છે એ જગતમાં દેખવામાં આવતા પદાર્થોમાં સંબંધ અને સ્વાર્થને લઇને મન એક વળી પોતાનું જુદુંજ જગત્ ઉત્પન્ન કરે છે. દેખવામાં આવતું ઇશ્વરનું જગત્ બંધન નથી કરતું પણ મનનું જુદું માનેલુ જગત્ જેમ કે એકજ પુરૂષજાતમાં દીકરો, ભાઇ, ભા-

ણેજ એવા માનવાપણાથી તે બંધનકારક થાય છે, કેમકે તે મમતાથી થયેલુ હોય છે એ પ્રમાણે બધન કરે છે તેથી જીવને રાગ દ્વેષ, સુખ દુ ખ અને હર્ષ શોકથી થતા જન્મ મરણરૂપ સસાર થાય છે તે સસારમા બધ કે મોક્ષ એ પોતાના મનના દૃઢનિશ્ચય ઉપરથી થાય છે, માટે મનમાથી ઉત્તમ પ્રકારના દૃઢનિશ્ચયો બાધવા આ સસારમા કોઇ કોઇને કોઇ પ્રકારે કામ લાગતુ નથી પોતાનુ મનજ પોતાને કામ લાગે છે અને ખરી સહાયતા કરનાર અથવા વિવેકવિચાર ન હોય તો મહાવિપત્તિ આપનાર મનજ છે જેમા પોતાને સુખ થાય તેમાજ મન પ્રિયપણુ માને છે પોતાને જે પ્રિય ન લાગે તેમા પ્રિયપણુ માનતુ નથી એ સત્ય પ્રિયપણુ અતરમા પરમાત્માનુજ છે જેમ નિરાટરૂપે ભાસતા જગતનુ દેખાવાપણુ અને તેમા બનતા અસખ્ય વ્યાપારો એ પરમાત્માની સત્તાથી સ્ફુરે છે તેમજ આ શરીરના વ્યાપારો અને સબધો પણ એનીજ સત્તાથી સ્ફુરે છે શીખા વગરના દીવાની પેઠે એકાગ્ર રહેવા મનમા સુખરૂપ આત્માનો અનુભવ થાય છે તે સમયે ભેદભાવ રેહેતો નથી મન ચ ચળ હોય તો અથવા બીજા વિકારોથી ડોળાઇ ગયુ હોય તો તેમા આત્માના આનદનો અનુભવ થતો નથી હલતા પાણીમા સૂર્યનુ પ્રતિબિબ અને મેલા અરીસામા આપણુ મોઢુ કેમ દેખાય ? જે સર્વવ્યાપક પરમાત્મા છે તેજ સર્વમા એકરુપ રહેલો છે, માટે પોતામા અને પરમા સમાનદૃષ્ટિ રાખવી કોઇને દુ ખે દુ ખી અને કોઇને સુખે સુખી થવુ પોતાને લાગે તેવુજ પરને લાગે છે માટે કોઇને પણ દુ ખ થાય તેમ કરવુ નહિ સર્વમા સમાનપણુ જોવુ એજ ખરૂ દેખનાપણુ છે આ જગતમા આ પથ્થર, પાણી, મનુષ્ય વિગેરે ભેદ બુદ્ધિમા આવે છે ત્યાસુધી સર્વ પ્રાણીઓપર દયા અને પરોપકાર નિરતર કરવો જોઇએ જે બીજાનુ ભલુ તેજ પોતાનુ ભલુ અને જે બીજાનુ બુરુ એજ પોતાનુ બુરુ સમજવુ જોઇએ જો નથી તો કાઇ નથી અને છે તો જે કહીયે તે છે કાઇ નથી એવી દૃષ્ટિ થઇ જવાની દશા બહુ કઠણ છે ત્યાસુધી સમગ્ર છે એવી દૃષ્ટિથી, દાન, દયા, ઇશ્વરારધિન, વિગેરેમા ભાવ રાખવો જોઇએ સારા નરસાનો તથા ખરા ખોટાનો વિવેક રાખીને સદાચરણ શુ કહેવાય તે ઓળખીવઇ તે પ્રમાણે ચાલવુ નીતિ ઉપર નિરતર પ્રીતિ રાખવી કામ, ક્રોધ, લોભ વિગેરેમા મનને જવા દેવુ નહિ સસારના સબધમા શરીરના સબધ પ્રમાણે મમતા બાધીને શરીરસબધી ધર્મો યથાર્થ પાળવા શરીરનો સબધ, ઉત્પત્તિ અને સ્વસ્થતા નિષ્ફળ કરવામાટે મળેલ નથી જે સમજણ પોતાને અને પરને લાભ કરે તેજ ખરી સમજણ છે બીજી સમજણ એ

અણસમજણજ છે. સઘળા લોક કાંઇ આ પ્રમાણે નથી સમજતા તેથી બીજા તરફથી તથા આરંભોમાં વૃત્તિને હર્ષ શોક થવાનો સંભવ રહે છે તો તેવા પ્રસંગે ઇશ્વરેચ્છા માનીને વૃત્તિને વ્યથિત થવા દેવી નહિ. પ્રાણી-પદાર્થ કલ્પ્યા તો તેને પછી પ્રારબ્ધ વિગેરેથી પરતન્ત્રતા તો છેજ. એ પરતંત્રતાથી થતાં દુઃખોમાં દુઃખિત થવું નહિ અને સુખોમાં આસક્ત થવું નહિ. ભમરાની પેઠે સર્વમાંથી સાર લેતાં સદુપદેશ અને શાંતિના ઉપાયો શોધતાં રેહેવું સદાચારમાં, સદ્વિચારમાં, પરોપકારમાં, ધર્માચરણમાં અને ઇશ્વરમાં જેવી રીતે કીડો ભમરીમાં એકવૃત્તિ થઇ જાય છે તેમ એકવૃત્તિ થઇ જવું. જેને યોગ્યતા અને સદ્વિચાર પ્રાપ્ત થયેલ છે તે મનુષ્યને કર્તવ્ય ઘણું છે કે જે આખા આયુષ્યમાં પૂરૂં થઇ ન શકે, માટે આળસ મેલીને પોતાના કર્તવ્યમાં કુશળ રેહેતાં લોકોપયોગી થવું. સંસારના સારા-માઠા ગણાયેલા પદાર્થો, અને શરીરના સારા-માઠા ગણાયેલા વિકારો, એ એકેય નિરૂપયોગી નથી માટે તેનો સદુપયોગ કરતાં શીખવું એ આપણુંજ કામ છે. પોતે પોતાની મેળે સુમાર્ગ શોધવો. પોતે પોતાને તારનાર હોવાથી બીજાનો આશ્રય નકામો છે જે કાંઇ સારા-માંઠા ભાવો દેખવામાં આવે તેમાં હર્ષ-શોક કાંઇ રાખવો નહિ પણ વાયુની પેઠે સમાન રેહેવુ. કદિ શરીરના કે અંતઃકરણના ધર્મથી થાય તોપણ અનાસક્તિથી થયેલા હોવાથી અતિ હાનિ કરતા નથી. જ્યાંસુધી આસક્તિવિના પણ હું અને તમે એવી ઓળખાણ છે ત્યાંસુધી પ્રારબ્ધ અને ઉદ્યમ બેયને અંગીકાર કરી આળસને છોડી દેવું. જે કાંઇ છે તે મિથ્યા છે, તોપણ પોતાના શરીરનું પોતાને ભાન છે ત્યાંસુધી, ઇન્દ્રિયોને પોતાને આધીન રાખવાં. મન કે જે વાંદરાંના જેવું ચંચળ છે તેને સદ્વિચારરૂપ ખીલે બાંધી રાખવુ. કોઇ કોઇ પ્રકારનું દુઃખ આપે તે સહન કરવું. પવિત્રતા રાખવી. પોતામાં સર્વ પ્રકારની શક્તિ હોય તોપણ અપરાધી ઉપર ક્ષમા રાખવી, આપણી નિંદા કરીને કોક ભલે રાજી થાય પરંતુ આપણે કોઇની નિંદા ન કરવો. જગતના સઘળા વૈભવો સ્થિર રેહેવાના નથી. તેમાં આપણું પોતાનું આપણે ભોગવિયે એટલુંજ છે બાકી તો જે ભોગવે તેનું છે. પરિણામે તો શરીર પણ ક્યાં આપણું છે. આપણે આપણી મમતાથીજ સર્વ આપણું માન્યુ છે વ્યવહારદૃષ્ટિમાં આ આપણુ અને પારકું એમ માનવુંજ પડે. પરમાર્થદૃષ્ટિમાં આપણું પારકું કાંઇ નથી. પરમાર્થદૃષ્ટિ અને વ્યવહારદૃષ્ટિની કલ્પનાઓ અવિવેકીઓ એક કરી દે છે પણ સમજુ માણસે તેમ કરવું યોગ્ય નથી. વ્યવહારદૃષ્ટિમાં જે જે વ્યાવહારિક આશાઓ બાંધવામાં આવે છે તે સર્વ માણ-

વાથી, પોતાનાં હિતનો વિચાર કરવાથી, ભગવાનની લીલાનું સ્મરણ કરવાનાં સુખથી, નિષ્કામપણે યમ અને નિયમ પાળવાથી, કોઇની પણ નિંદા નહિ કરવાથી, યોગક્ષેમનેમાટે ઉદ્યમ કરવાનું છોડી દેવાથી, સુખદુઃખાદિક જોડાયેલા ધર્મો સહન કરવાની ટેવ પાડવાથી, અને ભક્તોના કાનને આનંદ આપનારૂ ભગવદ્‌ગુણનું વર્ણન થતાં વધતી જતી ભક્તિથી કાર્યકારણરૂપ સઘળા જડ પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ સ્વરૂપમાં પ્રીતિ અનાયાસે થાય છે. ગુરૂની સેવા કરનાર પુરૂષને પરમાત્મામાં સાચેસાચી પ્રીતિ થાય ત્યારે અરણીથી ઉત્પન્ન થતા અગ્નિથી અરણીની પેઠે જ્ઞાન અને વૈરાગ્યના જોરથી તેના પંચભૂતરૂપ અને અવિદ્યા વિગેરે પાંચ ક્લેશરૂપ[1] લિંગશરીર પાછો કોંટો ન ફુટે એવી રીતે બળી જાય છે. લિંગ શરીરનો નાશ થવાથી તેના કર્ત્તાપણું અને ભોક્તાપણું વગેરે સઘળા ગુણો છુટી જતાં દૃશ્ય અને દ્રષ્ટાનો ભેદ જે પ્રથમ જણાતો હોય તે મટી જાય એટલે પુરૂષ, જાગેલો જેમ સ્વપ્ન અવસ્થાના પદાર્થોને પણ દેખે નહિ તેમ પોતાથી બહારના ઘટાદિક પદાર્થોને અને અંદરના સુખદુઃખાદિક પદાર્થોને પણ દેખે નહિ. દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ અંતઃકરણનેલીધેજ જણાય છે, કેમ કે જાગ્રત અને સ્વપ્નમાં અંતઃકરણ હોવાથી પોતે જોનાર, જોવાના પદાર્થો અને તેઓનો સંબંધ કરનાર અહંકાર જોવામાં આવે છે, પણ સુષુપ્તિમાં અંતઃકરણ નહિ હોવાથી તે કશું જોવામાં આવતું નથી. દૃષ્ટાંત જોઇએ તો જગતમાં પણ પાણી કે આરીસો વગેરે હોય તોજ પોતાનો અને પોતાના પ્રતિબિંબનો ભેદ જોવામાં આવે છે, પણ પાણી કે અરીસો વગેરે ન હોય તો તે ભેદ જોવામાં આવતો નથી. વિષયોનું આસક્તિથી સ્મરણ કરનારાઓની ઇંદ્રિયોને વિષયો ખેંચી જાય છે અને ઇંદ્રિયો મનને ખેંચી જાય છે અને મન, બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિને હરી લે છે. કાંઠે ઉગેલું દર્ભ વગેરેનું થુંબડું પોતાનાં મૂળેકરીને જલાશયમાંથી પાણીને ખેંચતું જાય છે પણ તે વાતની જેમ અવિવેકી માણસને ખબર પડતી નથી, તેમ ઉપર કહેલું ઇંદ્રિય વગેરેનું ખેંચાણ થવાની પણ ખબર પડતી નથી. બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિ હરાઇ જાય એટલે તેને પછવાડે આગળ-પાછળનું સ્મરણ જતું રેહે છે અને તે સ્મરણ જાય એટલે

---

૧ અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાચ ક્લેશ કેહેવાય છે, સ્વરૂપનું વિસ્મરણ થવું તે અવિદ્યા. દેહને હુ છુ એમ માનવુ એ અસ્મિતા. દેહાભિમાનથી દેહને અનુકૂલ પદાર્થોમા પ્રીતિ તે રાગ પ્રતિકૂલ પદાર્થો ઉપર અપ્રીતિ તે દ્વેષ. અનુકૂલ પદાર્થોનો નાશ થતા પોતાનો નાશ માની બેસવાનુ અભિમાન તે અભિનિવેશ.

જ્ઞાન પણ જતુ રહે છે એ પ્રમાણે થવા દીધુ એટલે પોતાને હાથેજ પોતાની ખરાબી કરી કહેવાય છે જે આત્મા ઉપરના પ્રેમનેનીચે / બીજુ મધરુ પ્રિય લાગે છે તે આત્માની પોતાને હાથેજ ખરાબી કરનારી જે સ્વાર્થની હાનિ થાય છે તેના જેવી બીજી કોઇપણ જગતમા સ્વાર્થની હાનિ સમજવી નહિ ધન અને કામની તૃષ્ણા રાખવી એ / મનુષ્યોના મનના પુરૂષાર્થની હાનિ છે એમ સમજવુ, કેમ કે એ તૃષ્ણા રાખવાથી શાસ્ત્રનુ જ્ઞાન અને સ્વરૂપનો અનુભવ ભ્રષ્ટ થઇ જતા સ્થાવરનો અવતાર આવે છે તીવ્ર સસારરૂપ અ ધારામાથી પાર પામવાને ઇચ્છનારા પુરૂષે સગ કે જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થોને અત્યત નાશ કરનાર છે તે કદીપણ કરવો નહિ જોઇએ એ ચારે પુરૂષાર્થોમા પણ મોક્ષ સર્વોત્તમ પુરૂષાર્થ ગણાય છે, કેમકે બાકીના ત્રણમા નિરતર કાળનો ભય રહ્યા કરે છે સૃષ્ટિમા આપણાથી તે છેક બ્રહ્માદિક સુધી જેઓ ઉત્પન્ન થએલા છે તેઓના મનોરથને કાળ તોડી નાખે છે તેથી કોઇને પણ ખરૂ સુખ નથી અનાત્મ (જડ) વસ્તુમા આસક્તિ રાખવાથી અનર્થ થાય છે એટલામાટે દેહ, ઇન્દ્રિય, પ્રાણ, બુદ્ધિ અને અહકારથી વીંટાએના સ્થાવર જગમોમા અતર્યામીરૂપે પ્રત્યક્ષ અને દેશ, કાળ તથા વસ્તુના માપથી રહિત જે પ્રકાશે છે અને અતર્વૃત્તિથી જે જણાય છે તે ચૈતન્ય હુ છુ એમ જાણવુ વિવેક પ્રાપ્ત થતા ટળી જનારુ આ ઉચ નીચ અને કાર્ય કારણરૂપ જગત્ જેમ માળામા સર્પની પેઠે ખોટુજ દેખાય છે તે પરબ્રહ્મ કે જે નિત્ય મુક્ત, શુદ્ધ, જ્ઞાન સ્વરૂપ સત્ય, અને કર્મથી મેલી થએલી માયાનો પરાભવ કરનાર છે તેને તે / સ્વરૂપે રહેલ છે જેમા છ ઇન્દ્રિયોરૂપ ગ્રુડ છે એવા આ સસારરૂપ સમુદ્રને જેઓ યોગાદિક સાધનથી તરી જવાને ઇચ્છે છે તેઓને ઘણો પરિશ્રમ પડે છે, એટલામાટે ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યને વહાણરૂપ કરી આ દુસ્તર અને દુઃખરૂપ સસારસમુદ્રને તરી જવુ

માપમા ન આવે એવા દેવ પરમેશ્વર કે જેમની આજ્ઞાને બ્રહ્મા લોકપાલ અને સદાશિવ પણ પરતત્રપણાથી માથે ચડાવે છે, એ ઇશ્વરે ધાર્યુ છે તેને તપથી, વિદ્યાથી, યોગના જોરથી, બુદ્ધિના બળથી, ધનથી, ધર્મથી, પોતાથી કે કોઇના આશ્રયથી તોડવાને કોઇપણ પ્રાણી સમર્થ નથી ગી ત જન્મને માટે, મરવાને માટે, કર્મ કરવાને માટે, તથા નિરતર શોક, મોહ, ભય, સુખ અને દુઃખ ભોગવવાને માટે ઇશ્વર જેવો આપે છે તેવોજ દેહ જીવને ધારણ કરવો પડે છે પણ તેમા ફેરફાર કરી શકાતો નથી, માટે દેહની પ્રાપ્તિ થવામા પરતત્ર છે કર્મ કરવામા પણ પરતત્ર

છે; કેમ કે સઘળા તેમની વેદવાણીરૂપ દોરીમાં ગુણ અને-કર્મ ઉપરથી ઠરેલી બ્રાહ્મણાદિક જાતિઓના દૃઢ અભિમાનથી બંધાઇને નાથેલા બળદો જેમ ખેડુની મરજી પ્રમાણે કામ કર્યા કરે તેમ આપણે ઇશ્વરની મરજી પ્રમાણે કામ કરીએ છિયે. ભોગમાં પણ આપણે પરતંત્ર છિયે, કેમ કે ઇશ્વરે ગુણ અને કર્મના અનુસારથી આપણને જે દેહ આપ્યો છે તે માન્ય રાખીને તે ઉપરાંત પણ, દેખતા માણસે દોરી જવાતા આંધળાની પેઠે સુખ અથવા દુઃખ-જે ઇશ્વર આપેછે તે પણ આપણને કબુલ રાખવું પડે છે. આ સઘળું અજ્ઞાનીને વાસ્તેજ છે પણ બ્રહ્મવેત્તાનેવાસ્તે નથી એમ સમજવું નહિ; કેમ કે જીવન્મુક્ત પુરૂષને પણ પ્રારબ્ધ ભોગવવાસારૂ જ્યાંસુધી પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી દેહ ધરી રાખવો પડે છે. જેમ જાગેલા માણસને સ્વપ્નમાં દીઠેલા પદાર્થનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન થાય નહિ તેમ જીવન્મુક્તને પણ માત્ર આ દેહનું સ્મરણ રહે પણ તેમાં અભિમાન બંધાય નહિ અને એ જીવન્મુક્ત ભોગની વાસનાથી બીજો દેહ આપનારાં કર્મ પણ કરે નહિ. ઘરનો ત્યાગ કરી વનમાં જવાથીજ મોક્ષ થાય છે એમ કાંઇ નથી; કેમકે ગાફલ માણસ વનમાં ભટક્યા કરતો હોય તોપણ તેને ઇન્દ્રિયોરૂપી છ શત્રૂઓ ભેળાજ હોવાથી વિષયોના સંગરૂપી ભય પ્રાપ્ત થાય છે, અને જે વિદ્વાન-માણસ જિતેંદ્રિય તથા આત્મારામ બનીને ઘરમાં રેહે તેનું ગૃહસ્થાશ્રમ પણ શું ભુંડુ કરે છે? (કશુંય ભુંડું કરતો નથી.) જેને, ઇન્દ્રિયોરૂપી છ શત્રૂઓને જીતવાની ઇચ્છા હોય તેણે પ્રથમ ઘરમાં રહીને તે વાતનું યત્ન કરવું જોઇએ; કેમકે કીલ્લાના આશ્રયથી જે રહ્યો હોય તે મોટા શત્રુઓને પણ જીતી શકે છે. ઇન્દ્રિયોને વિષયોમાં જતી એકદમ રોકીએ તો તેમાં ઘણી અડચણ પડે પણ અનુક્રમથી રોકીએ તો સુગમ પડે. એ અનુક્રમથી રોકવું ઘરમાં રહીનેજ બની શકે માટે ઘરમાં રહી ધીરે ધીરે ઇન્દ્રિયોને વશ્ય કરતાં તે પરિપૂર્ણ રીતે વશ્ય થઇ જાય એટલે પછી શત્રુઓ ક્ષીણ થઇ જતાં રાજા જેમ ઇચ્છામાં આવે ત્યાં ફરે તેમ વિદ્વાન માણસ પણ લોકોમાં અથવા વનમાં ગમે ત્યાં વિચરે. આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય કરવાનું કહ્યું તે પામર માણસોને વાસ્તેજ છે પણ ભગવાનના ચરણારવિંદરૂપી કિલ્લાના આશ્રયથી ઇન્દ્રિયોરૂપી છ શત્રુઓને જીતનારાવાસ્તે નથી. તોપણ ઇશ્વરે આપેલા વૈભવ ભોગવીને પછી સંગમાત્રનો ત્યાગ કરી સ્વરૂપમાં સ્થિતિ કરવી યોગ્ય છે.

---

# सौजन्य अथवा सुजनता

સૌજન્ય એનો ઉચ્ચાર થતાંજ સહુ કોઇ તેનું સ્વરૂપ જાણી લે છે. આ સૌજન્ય શબ્દનો ભાવ તેનો સામાન્યમાંજ એટલો થાય છે. એ શબ્દમાં ઘણા ગુણનો સમાવેશ થાય છે અને તેનું અધિકારી મનુષ્ય પ્રાણી છે. જગતમાં જે જે પદાર્થો અને ગુણો સમજાયેલા છે તેમાં સારો અને નરસો એવા બે ભેદ હોય છે. તેમાં જે સારો ભેદ હોય છે તેની નિરંતર દુર્લભતા હોય છે અને નરસો ભેદ હોય છે તેની સુલભતા હોય છે. અહીં મથાળે લખેલા સૌજન્ય અથવા સુજનતાવિષે વિચાર કરિયે તો તેને સર્વપ્રકારે શ્રેષ્ઠ ગુણ ગણવામાં આવ્યો છે અને તેનાથી વિરુદ્ધ ગુણ દૌર્જન્ય અથવા દુર્જનતા એ નરસો ગણવામાં આવ્યો છે. જે જે ગુણ અથવા પદાર્થ થોડે પ્રયત્ને સહજમાં મળી શકે તે સુલભ કહેવાય છે અને ક્રમેકરી ઘણે પ્રયત્ને પણ માડમાડ મળી શકે તે દુર્લભ કહેવાય છે. આમ છતાં પણ કોઇ કોઇ સમયે સુલભ ગુણ પદાર્થો કોઇ કોઇને દુર્લભ થાય છે અને દુર્લભ ગુણ પદાર્થો પણ સુલભ થાય છે. આ તો માયાની વિચિત્રતા છે. માટે સર્વ ગુણ પદાર્થોની નિરંતર સુલભતા કે દુર્લભતા નક્કી કરી શકાય નહિ. એટલું તો ખરૂં કે સારા ગુણ પદાર્થોની સુલભતા લાભકારક છે, પરંતુ નઠારા ગુણ પદાર્થોની તો દુર્લભતાજ લાભકારક છે. આ વાત આપણા સ્વાધીન થી નહિ હોવાથી જે સમયે જેનો ઉદય અસ્ત તે સમયે તેનો અનુભવ કરતા રહી લેવું પડે છે. જેવી રીતે જગતના પદાર્થો એકબીજાથી ચડીયાતા અને દુર્લભ હોય છે તેમતેમ તેનું મૂલ વધારે હોય તેવી રીતે જગતમાંહેના ગુણો પણ જેમજેમ એકબીજાથી ચડીયાતા અને દુર્લભ હોય છે તેમતેમ તેનું મૂલ પણ વધારે હોય છે. સાર્વજનિક રીતે જે દુર્લભ અને મૂલ્યવાન્ છે તેજ ખરેખર દુર્લભ અને મૂલ્યવાન સમજવું. મનુષ્ય પ્રાણીના સઘળા ગુણોમાં સૌજન્યતારૂપ સદ્ગુણ સર્વોત્તમ છે, પરંતુ સર્વને માટે તે ઘણોજ દુર્લભ છે. કોઇ મહા ભાગ્યશાળી હોય તેનેજ તે સુજનતા પ્રાપ્ત થાય છે. તે સુજનતા જેને મળી તેજ ભાગ્યશાળી, તેજ વિદ્વાન, તેજ સત્કુળ જન્મવાળો અને તેજ પરમ પવિત્ર છે. સુજનતા પ્રાપ્ત થાય છે ત્યારે કીર્તિ, તેજ, પ્રતાપ કે વિદ્યાને જોઇને પ્રાપ્ત નથી થતી, પણ સુજનતાને પછવાડે તે ગુણો તણાઇ આવે છે. અમુક કુળ, જાત અથવા કે વર્ણમાં સુજનતા નિવાસ કરે એવો પણ કાંઇ નિશ્ચય નથી. ઘણું કરીને તેને એકાંતમાં રહેવાનુંજ ગમે. સહુ ગમતું હોય તેમ કોઇ ખુણે ખોચકે રહેનાર માણસમાંજ તે વાસ કરે છે. તેથી તે

પ્રસિદ્ધમાં ક્યારેકજ આવે છે. જગતમાંહેના ગમે તે મનુષ્ય પ્રાણીના ભાગ ઉપર દૃષ્ટિ કરશું તો સુજનતાની ચારેકોરે ન્યૂનતા દેખાશે. દેશકાળના પ્રબળથી ક્યાંઇ તે ગુણનો વધારો-ઘટારો જણાય છે તોપણ ઘણુકરીને સર્વસ્થળે તેની ખોટજ સમજવી. સત્વગુણ તેને બહુ વાલો હોવાથી સાત્વિકી વૃત્તિના માણસમાં રેહેવાનું પસંદ કરે છે અને તે ગુણવાળાની ન્યૂનતા હોવાથી તેની પણ ન્યૂનતા રહે છે. રૂપું, સોનું, માણેક, મોતી અને હીરા વગેરે મહા મૂલ્યના પદાર્થો ઘણા ઉદ્યમોથી વખતે મેળવી શકાય છે પરંતુ સુજનતા તો એવી દુર્લભ છે કે ગમે તેટલા ઉદ્યમથી પણ મેળવી શકાતી નથી. આમ હોવાથી મોંઘામાં મોંઘા પદાર્થો કરતાં પણ તે મોંઘી અને દુર્લભ છે. કાળજાત્રુટ મેહેનત કરવાથી માણસ કેળવાઇને કળાવાન્ કે વિદ્વાન્ હજી પણ બની શકે છે, પણ સુજનતા તો તેમ કરવાથી પણ પ્રાપ્ત થતી નથી. તેથી જાણે સ્વભાવની સાથે મળેલી હોય એમ ભાસે છે વિદ્યાકળા અભ્યાસથી ક્રમેકરીને પ્રાપ્ત થાય છે. તે વિના તો મનુષ્યનું મનુષ્યપણું નથી રેહેતું, પરતુ તેમાં પણ જો સુજનતા હોય તો દુધમાં સાકર ભળ્યા જેવું થાય, પણ સુજનતા વિદ્યા-કળાને જોઇને પણ ક્યાં લલચાય છે? અનુભવી કહે છે કે '—

**प्रकाममभ्यस्यतु नाम विद्या सौजन्यमभ्यासवशाद्लभ्यम् ।**

વિદ્યા ખુશીથી ભણો પણ સુજનતા તો અભ્યાસથી પણ દુર્લભ છે, સારાંશ કે, અભ્યાસ કરવાથી વિદ્યા-કળા આવી શકે પણ સુજનતા આવી શકે નહિ. આમ થવાથી જગતમાં એક વધારે સંકટ પ્રાણીઓને પડયું, તે એજ કે સુજનતાની ન્યૂનતાથી દુર્જનતાની વૃદ્ધિ થવા લાગતાં અભ્યાસથી પ્રાપ્ત થયેલાં વિદ્યાકળા દુર્જન લોકોને સુજનોના પરાભવમાટે ભારે હથીયારરૂપ થઇ પડયાં. આનેમાટે કાંઇ દાખલા જોવા જવા પડે એમ નહિ હોય. ઘણા વિદ્વાન્ અને કળાવાન્ આપણા કાને સાંભળિયે છિયે અને દેખિયે કે જેમાંના કેટલાકને પ્રજામાં જાહેર રીતે કોઇ ભાગ્યયોગથી માન મળતું હશે કે તેનું નામ અમર રેખાતું હશે. તેવાઓ ગુપ્ત રીતે દુરાચારી, નાસ્તિક, ડોળઘાલુ, ધર્મકર્મથી ભ્રષ્ટ, સ્વતંત્ર બીજાજના, મહાક્રોધી, લોભી, દંભી, કુટુંબમાં ક્લેશ કરનારા, સંપનું ઉચ્છેદન કરનારા, અને ગુણમાં દોષ આરોપણ કરનારા હોય છે, કે જેને અપરિચિત લોકો ભાગ્યેજ જાણતા હોય છે. આ ઉપરથી સહજ જણાય છે કે વિદ્યાકળા વગરે જેમ અભ્યાસથી આવે તેમ તે સુજનતા અભ્યાસથી નથી આવતી, નિક્ર એવા અભ્યાસીઓ એમ કોરા કેમ રહી જાય? આ ઉપરથી એમ શંકા

થાય કે સત્સંગ કરવાથી મનુષ્ય સુધરે છે, એ પ્રબળ વાક્ય નિરર્થક થશે તો તેમ ન સમજવું અહીં એમ સમાધાન કરી લેવું કે જેમ માણસને મોત આવ્યું છે તો ગમે તેવા ઉપાયો કરતાં પણ ઉત્પન્ન થયેલો રોગ મટતો નથી, પણ જો સાજો થવાનો હોય તો યોજના ઉપાયો તેમાં સહાય કરે છે, તેજરીતે જો સુજનતા આવવાની હોય તો સત્સંગ અને વિદ્યાવગેરે તેને સાધનરૂપ થાય છે પણ જો ન આવવાની હોય તો તે સાધનો ઘણીવાર નિષ્ફળ પણ જાય છે પુરૂષાર્થ ઉપર નજર કરિયે તો એમ પણ મનાય કે કોઇ કામ ઘણે પ્રયત્ને થઇ શકે એવું હોય છે અને કોઇ થોડે પ્રયત્ને થઇ શકે તેવું હોય છે, માટે જેનેમાટે જેટલું પ્રયત્ન જોઇએ તેટલું લઇ શકાય ત્યારેજ તે કાર્ય સિદ્ધ થાય છે તેજપ્રમાણે સુજનતામાટે તે મળે તેટલું પ્રયત્ન થાય તો તે મળી શકે પણ તેટલું પ્રયત્ન ન થાય એટલે ક્યાંથી મળે? આમ હોવાથી સત્સંગ આદિ સાધનો દોષિત થતા નથી કદી એમ પણ થાય કે સત્સંગ આદિના બળથી સુજનતા આવે છે તોપણ તે કૃત્રિમ થઇ જવાથી સ્વાભાવિકના જેવો સંતોષ આપનાર કે સત્કર્મ કરનાર થતી નથી કેવળ નાટકનો વેશ ભજવવા જેવું બને છે નાટકમાં સ્ત્રીનો વેશ લેનાર માણસનો તેવાજ પ્રકારનો તેનો પતિ મરી ગયાનો દેખાવ થતાં જે રૂદન કરે છે તે લોકોના દેખાવામાં માત્ર તત્કાળ સત્ય લાગે છે પણ તેના અંતરમાં લાગણી હોતી નથી, તેમ સાધનોથી આવેલી સુજનતા પણ બહાર દેખાય છે પણ પોતાના અંતરમાં ખરેખરી લાગણી આપતી નથી એમ માનવું પડે છે સદ્ગુણો પ્રયત્ન છતાં પણ ખસી જાય છે અને દુર્ગુણો પ્રયત્ન વિના પણ સ્થિર રહે છે એ માયાની વિચિત્રતા છે પાણી જેમ બળ વાપરવાથી અટકે છે અને બળ છુટવાથી પાછું ચાલ્યું જાય છે તેમ કૃત્રિમ સુજનતા અભ્યાસના નિરંતરપણાથી કદી નિરંતર દેખાય છે પણ અભ્યાસ મંદ પડતાં પાછી પલાયન કરી જાય છે ખરૂં જોતાં તો સંગથી સુજનતા આવેજ છે એમ નિશ્ચયથી કહેવાતું નથી કારણ કે—

असाधुः साधुर्वा भवति खलु जात्यैव पुरुषो
न संगाद्दौर्जन्यं न हि सुजनता कस्यचिदपि ।
प्ररूढे संसर्गे मणिभुजगयोर्जन्मजनिते ।
मणिर्नाहेर्दोषान्स्पृशति न हि सर्पो मणिगुणान् ॥

(માણસ સારૂં અથવા નરસું જાતિથીજ થાય છે પરંતુ સારા કે માઠા સંગથી સુજનતા કે દુર્જનતા કોઇને પણ થતી નથી કેમકે મણી અને સર્પના પરસ્પર

જન્મથી થયેલો કોઇ દિવસ ન મટે એવો સંગ હોવા છતાં પણ મણિ સર્પના દોષને લેતો નથી અને સર્પ મણિના ગુણને લેતો નથી.)

આવાં વાક્યો તો કર્ત્રિમ સુજનતાનો પણ અભાવ કરી નાંખે છે. પણ એવા દાખલાઓથી સત્સંગથી કાંઇ નથી થતું એમ નકી કરી બેસિયે તો વળી સત્સંગની પ્રબળતાને હાનિ પોહોચી જાય છે. જોકે સત્સંગની પ્રબળતા કોઇ સારા પાત્રમાંજ જોવામાં આવે છે, વધારે પ્રબળતા તો સત્સંગ કરતાં દુઃસંગનીજ છે, તો પણ નીચેના જેવાં વાક્યો સત્સંગનું અતિશય પ્રબળ બતાવે છે. જેમ કે-

**सत्संगात् भवति हि साधुता खलानां साधूनां न हि खलसंगमात्खलत्वं ।**
**आमोदं कुसुमभवं मृदेव धत्ते मृद्‌गंधं नहि कुसुमानि धारयंति ॥**

(ખળ માણસોને સત્સંગવડે સાધુપણું આવે છે પણ સાધુ પુરૂષોને ખલના સંગવડે ખળપણું આવતું નથી. જેમ કે પૃથ્વીપર પડેલાં ફુલની સુગંધ માટી ગ્રહણ કરે છે પણ માટીનો ગંધ ફુલ ગ્રહણ કરતાં નથી.) આ પ્રમાણે ખલને પણ સાધુ કરે એવું અહીં સત્સંગનું પ્રબળ દેખાડયું તે સાધુપણાના પરિપક્વપણામાટે દેખાડયું જણાય છે. સૂક્ષ્મ વિચાર કરતાં ભાવતવ્યતા કાંઇ વિચિત્ર રંગને દેખાડે છે, એટલે પ્રસંગને લઇને સઘળા વિચારો કોઇ કોઇ સ્થળે મળતા આવતા દેખાય છે, માટે જ્યાં જેમ હોય ત્યાં તેમ સંભવિત લાગ્યાવગર રેહેતું નથી. તોપણ **विद्या सदभ्यासवशात्सुलभ्या सौजन्यमभ्यासवशादलभ्यं ।** (વિદ્યા સારો અભ્યાસ કરવાથી સુલભ થાય છે પણ સુજનતા અભ્યાસ કરવા છતાં પણ સુલભ થતી નથી.) આવાં વાક્યો સુજનતાની દુર્લભતા જણાવે છે તે જ્યાં સંસારમાં નજર કરિયે છિયે ત્યાં બરાબર અનુભવમાં આવી જાય છે. સોનું રૂપું વગેરે મહા મૂલ્યની ધાતુઓ બહુ દુર્લભ છે. તેના કરતાં પણ માણેક મોતી, હીરા વગેરે જવાહીરો વધારે દુર્લભ છે. તોપણ તેનાં દર્શન આપણને ઠેકાણે ઠેકાણે થાય છે, કેમકે તે ઘણા પ્રયત્નથી જનસમૂહાયને સુલભ થયાં છે. માત્ર પ્રયત્નના પ્રમાણમાં તેના મૂલમાંજ વધારો રહ્યો છે. વિદ્યા અને કળાઓની એના કરતાં પણ દુર્લભતા છે તો તેજ વિદ્યા-કળાઓનો અભ્યાસથી અને સ્પર્ધાથી એટલો બધો વધારો થઇ ગયો છે કે જે જે મનુષ્યની કલ્પનામાં ન આવે તેવાં કાર્યો આપણને હસ્તામલકની પેઠે થઇ રહ્યાં છે. મોટાં મોટાં વિચિત્ર યુક્તિથી કરાતાં બાંધકામો, હવાથી અગ્નિથી કે પવનથી ચાલનારા રાક્ષસી શક્તિવાળા મહાન્ યંત્રો, વિજળી, અગ્નિ, વાયુ, સૂર્ય, અને હવાથી કરાવવામાં આવતાં અદ્ભુત કાર્યો, અને ઘણે કાળે થઇ શકે એવાં કામો ક્ષણેકમાં થઇ જાય એવી યુક્તિઓ જે આપણે આજે

જોઇએ છિયે તે વિદ્યા અને કળાનુજ પરિણામ છે, કેમ કે અભ્યાસના બળથી તે આવી શકે છે, અને તેથી એ વિદ્યા કળાની દુર્લભતા પણ દૂર થાય છે માત્ર પ્રયત્નના પ્રમાણમા તેનુ મૂલ વધારે રહે છે પણ અરે, સુજનતા તો એવી બધી દુર્લભ છે કે કાળે કરી તેનો ઘટાડોજ થતો જોવામા આવશે જો અભ્યાસથી કે સગબળથી તે દુર્લભતા દૂર થતી હોત તો વિદ્વાન્ બળવાન્ કે ધનવાન્ લોકોમા તો તેના ક્યાંક દર્શન થાત આ ઉપરથી એમ જણાય છે કે સુજનતા કોઇ જાતિના પ્રયત્નથી કે વિદ્યા કળાના યોગથીજ પ્રાપ્ત થાય છે તેમ નથી, પરંતુ તેવિના પણ ક્યાંઇ અનાયાસે પ્રાપ્ત થઇ જાય છે અને તે વળી એવા અજાણ્યા સ્થળમા પડે છે કે તે છે કે નહિ તેની પણ કોઇનેજ ખબર પડે છે અને વધારે ખેદનુ કારણ એ છે કે આ દુર્લભ સુજનતા છતા વિદ્યાવાન્ કે કળાવાન્ લોકો તેનો આદર પણ બહુજ થોડો રાખે છે વળી કોઇ સમયે તો વિદ્યા કળા એજ ખરી સુજનતારૂપે મનાઇ જાય છે અથવા તો જે જેવા ગુણસ્વભાવવાળો હોય તે તેવા ગુણસ્વભાવવાળામાજ સતોષ માને એટલે ખરી સુજનતાની પછી ઇચ્છા પણ શામાટે થાય? આ કાંઇ સહૃદય માણસને માટે ઓછા પરિતાપની વાત નથી સુજનતાનુ આટલુ બધુ દુર્લભપણુ વાચીને તેના ગુણો તપાસવાનુ મન થાય તો જોકે સુજનતાથી થતા સમગ્ર ગુણો તો કહી શકાય નહિ કેમ કે તે અનિર્વચનીય હોય છે તો પણ તે સઘળી થોડાક ગુણ ઉપર સૌનુ લક્ષ ખેંચિયે છિયે (અપૂર્ણ)

---

## પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત

(અનુસંધાન પાને ૨૬૨ થી.)

આટલા અક્ષર સાભળતા કુમારનુ હૈયુ ભરાઇ આવ્યુ તેને આ ટાણે આ સૈમાન તૂટી પડયુ અને તેણે શહેર નગરશેઠનો તાપ બહાર કાઢવા માડયો પેલો બીજો કોઇ નહિ પણ પેલો ગોડજીજ કાંઇ અપરાધ જઇ થતા પકડાયો હતો મનુમાએ ફરીને કાંઇ નહિ પુછવાથી તે બોલ્યો કે કેમ ભાઇ! શામાટે પુછતા હતા? કુમારે ધીરેથી જવાબ દીધો કે કાંઇ નહિ ભાઇ, મારા તો પેટમા પીડ બહુ થાય છે, માટે પછી જવાબ દઇશ પણ મને લાગે છે કે તમે રાજનગરની આસપાસના હશો માટે મારો ત્યાં એક સગો છે તેને કોઇ રીતે કાગળ પોચે એવો ઉપાય બતાવશો? પેલા કેદીએ કહ્યુ કે જો તારુ કામ કરવામા કાંઇ ન ધારિયે એવો

બનાવ બનતો હોય તો મને કોલ આપ અને માગું તે સહાય આપ તો બતાવુ. મનુભાએ કહ્યું કે પરમેશ્વરની ખાતર કોઇ દિવસ ક્યાંઇ મિત્રાઇ ન કરી હોય તો પણ આજે મારી સાથે કર. જે ભૂપતસિંહને તું સભારે છે તેનોજ હુ સગો છુ અને તને આજથી મારો મિત્ર કરૂં છું. બોલ હવે શુ સહાય માગે છે? કેદી ગોડજી તો ઓળખી ગયો હતો તોપણ પ્રત્યક્ષ ન થતાં બોલ્યો, કે ભાઇ! તારી પાસે છરી હોય તો આપ તો હું અહીંથી નીકળવાની તજવીજ કરૂં. મનુભાએ પોતાની છરી આપી, એટલે પેલો કેદી બોલ્યો કે, ભાઇ, જે કામ હોય તે કહો. ત્યારે મનુભાએ કહ્યુ કે અલે આ ચીઠી. ત્યાં હરિદત્ત કરીને મંત્રી છે તેને આપજે. એમ વાત કરે છે ત્યાં વિજળી પડવાથી દીવાલનો એક ભાગ ધશી પડયા કે તરત પેલો કેદી 'સાહેબ હું આપનો ગુલામ શું કરૂં છું તે પાછો મળીશ ત્યારે જાણશો.' એમ કહી મુઠીયો વાળીને કાન સડેલ કુતરાંની પેઠે નાશી ગયો. અને મનુભા આ કોણ હશે એમ વિચાર કરતા બિછાના ઉપર ઉંઘવા લાગ્યા. આ કુમારને આપણે અહીં આરામ લેવા દઇને રાજનગર વિષે ખબર લઇએ.

---

એક દિવસ શિયાળાની અજવાળી રાતે ચાર ધડી રાત ગયે એક રૂષ્ટ પુષ્ટ જુવાન મેલાં લુગડાં પેરેલો, બોકાનું ભીડેલો, ખરા ઉપાડ જોડા હાથમાં અને ખભે લાકડી લઇને જોસભર ચાલ્યો-આવતો આશાથી અનેક વિચારો કરતો તથા નગરના નવા ફેરફારને જોવાને અને મનુભાને રાજનગરમાં લાવવાને ઘોડા ધડતો માણસ ચાલ્યો આવતો હતો. ગામ અરધો ગાઉ હતુ ત્યાંથી સીમમાંથી નગરતરફ જતા ખેડુ લોકોનો તથા ઢોરઢાંખરનો શબ્દ સાંભળતો, ગામમાં વાગતા ઢોલ, કુતરાંઓના શબ્દ અને માણસોનો ધોંધાટ આગળ જતાં સાંભળતો તથા ધુમાડાના ગોટાઓ અને હવેલીઓનાં ઝબકતાં શીખરોને જોતો ચાલ્યો આવે છે ત્યાં તો ગામનો દરવાજો આવ્યો તેમાં તે પેઠો. એ બીજો કોઇ નહિ પણ પેલો મનુભાપાસેથી નાસી ગયેલો ગોડજી હતો. તે ગઢની રાંગને ટુંકે માર્ગેથી પોતાના ઘર તરફ વળ્યો. ઘરનાં માણસો વાળુ કરવા બેઠાં હતાં ત્યાં જઇ ભાગેલી ખડકીનાં તેણે કમાડ ઠોક્યાં. કમાડ ઉઘાડી જુવે છે તો ગોડજી આવેલો જોઇ તેના બૈરાં છોકરાં રાજી થયાં. ખાટલો નાંખી દીધો અને તે ઉપર બેશો તેણે વિસામો ખાધો. થોડીવાર રહી છાશનો દુસરો ખાઇને તે ચદ્રમાને અજવાળે આરામ લેતો હતો ત્યાં બીજા મિત્રોને ખબર પડી તેથી તેઓ મળવા આવ્યા. હોકાઓની ગડગડાટી ચલાવતાં થોડાં ગપ્પાં મારી સૌ લોકોને ઠેકાણે ગયા અને ગોડજી થાક્યો પાક્યો

ઘોટી રહ્યો એને અહીં ઘોટનો મેલીને રાજનગરમા મહારાજા ગયા પછી શુ થયુ તે આપણે પેટેલા કહી જાઇએ, કેમકે આ પુરૂષથી કાંઇક ગભીર વાત ઉઠે છે તોપણ તેનો હમણા પ્રસગ નથી

એક રાજા જવાથી દેશની દુર્દશા થાય છે તો પછી રાજધાનીનું શુ પુછવુ? મહારાજા ભૂપતસિહની ઉત્તરક્રિયા થઇ રહ્યા પછી ગાદીએ કોણ બેસે એનિશેની ગડબડ થવા માડી હતી કુમાર ભીમભા ખગ કુવર નથી એવો ખબર હરિદત્ત મત્રીને તેજ વખતે કાંઇક કાંઇક પડી હતી એ વાત તેના મનમાથી ખમતી નહોતી પણ શુ કરે? તેજબાને એવા ખબર મળ્યા કે કુમાર ભીમભાના સમનમા ડૂબક મલીને શરૂ ગયો છે તેથી તેજબાએ સભા ધાનીને સારૂ તથા સારૂ લગાડવાને સારૂ હરિદત્ત મત્રીને બોલાવીને કહ્યુ કે, તમે રાજ્યમા વૃદ્ધ માણસ અને મોભાદાર છો એટલામાટે તમોને પુછવાનુ કે પ્રજાનો અને કારભારીમડળનો શો વિચાર ચાલે છે? બેય કુમાર રાજ્યના છે, પરતુ ઘણુ જીવો મનુભા એઓના પધારવાની વાટ જોવી છે કે શુ કરવુ છે? મત્રી હરિદત્તે ખરેખરી સલાહ આપતા અને પોતાને મન ગમતુ વધાનુ તેણે પુછતા જણાવ્યુ કે કુમાર શ્રી મનુભાનો પત્તો મળવો જોકે કઠણ છે તોપણ હજી તેના શોધમા આપણે નિરાશ ન થવુ જોઇએ મહારાજાના પુણ્યપ્રતાપથી તેઓ સહિસલામત આપણને મળશેજ માટે હાલ વાટ જોવાની મને જરૂર લાગે છે આમ કરવાથી આપની યોગ્યતા છે અને પ્રજાને સતોષ થશે હમણા શકુન સાચવવા માટે આપને મનમા આવતુ હોય તો મહારાજાની જે તરવાર છે તેનો રાજ્ય ગાદીપર અભિષેક કરવો આમ કરવાથી બેય વાત સચવાશે આ વાત રાજમાને ગળે ઉતરી તેથી તે પ્રમાણે સઘળી વ્યવસ્થા થઇ ગઇ મહારાજા ભૂપતસિહના નામથી, તેજબાની સમતિથી તથા મત્રી હરિદત્તની સહીથી સર્વ કામ ચાલવા માડ્યુ રાજનમ પ્રધાનની સલાહ લઇ મત્રી કામ ચલાવતા હતા પણ તેનુ મન સ્થિર ન હતુ પેહેલી ઇચ્છા મનુભા મળે અને તેને ગાદીયે બેસારીને મરવુ અને તેમા નિરાશ થવાય તો બાલરાજને ગાદીનશીન કરીને મરવુ, એ હતી આવા કારણથી તેઓ માથે પાગડી પેરતા નહિ બાઇશ્રી કસળીબાને અને બાલરાજને ઉછેરીને જમના બાઇએ મોટા કર્યા મત્રી હરિદત્તનો નાનો પુત્ર દેવશકર પણ એની સાથેજ ઉછરીને મોટો થયો એને કેળવવા હરિદત્તે ઘણી મેહેનત લીધી રાજ્યમા આપ સ્વાર્થી લોકો ઘણા હોય છે તેણે પોતાના સ્વાર્થથી તેજમાને ઉધુ સમજાવી ધીરે ધીરે તેને કામમાથી કાઢી નાખી પેનશીન ઠરાવ્યુ પરતુ જ્યાસુધી તેઓ ગામમા

હોય ત્યાંસુધી તેની પ્રતિભાનેલીધે શું બની શકે ? ગામ બહાર ચણાતું દેવળ પૂરું થયું તેમાં મહારાજા ભૂપતસિંહ તથા રાજબાના નામસ્મરણાર્થે મનુબાના નામનો લેખ કોતરાવ્યો તથા ભૂપેશ્વર મહાદેવની પ્રતિમાનું સ્થાપન કર્યું. મંદિરની કારીગરી તથા શોભા જોવાને ગામના માણસોનો મેળો ભરાણો. સાંજ સમયે તેજબા, ભીમભા, કશળીબા અને બાલુભાની સવારી સાથે દર્શન કરવા આવવાની હતી. ઘડી ૪ દિવસ રહ્યો ત્યાં બર્હાર એવી વાત આવી કે તેજબાને એકદમ પેટપીડ ઉપડી છે તેથી પોતે અને ભીમભા પધારશે નહિ અને તેનેલીધે જમનાબાઇ તથા કશળીબા પણ પધારશે નહિં. એટલામાં મંત્રી હરિદત્તને બાનડી આવીને કહી ગઇ કે કુમાર બાલુભા તથા આપ પ્રધાનને લઇને પધારો એટલે પ્રજાને સારૂં લાગે. અંદરખાને શું ખટપટ ચાલી હતી એ કોઇને ખબર ન હતી. તેજબા તરફના દુષ્ટ ખટપટી લોકોયે બાલુભા અને મંત્રી હરિદત્તને કેદ કરવાનો વિચાર કરેલો હતો પણ તે વાતની તેજબાને ખબર પડવાથી તેને કોઇ બીજો વિચાર સુજી આવ્યો તે એ કે જુલમ કરીને રાજ્ય પચાવી પાડવું તે કરતાં સારૂં દેખાડીને સત્તા રાખવી તે વધારે સારૂં છે. આમ થવાથી ખટપટીઓને તેમણે વાર્યા અને ઉઠેલો ગોટો બેસી ગયો.

હવે કશળીબાની ઉમર ૧૩ વર્ષની થવા આવી હતી. તે પોતાની માતા રાજબાને અને પિતાજી ભૂપતસિહને સભારીને ઘણીવાર આંસુ પાડતાં. જમનાબા બથમાં ઘાલી તેને સમજાવતાં કે, બા સાહેબ! આ તે શું કાઇ આપણને યોગ્ય છે. તમારા કાકાની છાયામાં અને પિતાજી ભૂપતસિંહ મહારાજની સત્તામાં આપણને શું દુઃખ છે? હવે તમે મોટાં થયાં છો. તમારા વિવાહની ગોઠવણમાટે ગંભીરતાથી પ્રયત્ન ચાલે છે. તેજબા પણ તમને ઘણું ચાહે છે. ઘડીયે ઘડીયે મનુભાને સંભારો છો તો તે દિવસ પણ ઇશ્વર આપણને દેખાડશે. આમ કહી રમતે ચડાવી તેને શાંત પાડતાં. તેજબાના મનમાં એમ હતું કે કશળીબાના વિવાહ થઇ ગયા પછી જે થાય તે ખરૂં. ત્યાંસુ કાંઇ માથુ ઉપાડવું નહિ. પાસેના શ્રીનગર નામના નગરના રાજા ઉદયસિંહની સાથે રાજરીતિ પ્રમાણે વિવાહનું નકી થયા પછી સર્વ મંડળ એક થયું અને ધામધુમથી વિવાહની તૈયારી ચાલી. દરબારમાં સઘળે હાંડી ઉલેચ ટંગાવા લાગ્યા, ચુના છંટાવા લાગ્યા, અને ગામમાં પણ તે પ્રમાણે થવા માંડયું. સઘળે ઠેકાણેથી શોક દૂર થઇ આનંદ દેખાતો હતો. રાતના દીવાળીના જેવા દીવાની હારો શોભતી હતી. લગ્નનો દિવસ માઘ શુદી ૧૫ નો ઠર્યો હતો. તે દિવસે ઓઝણું આવ્યું તેની ધામધુમમાં અને સન્માના-

દિકમા સવ મડળ લાગી ગયુ દિવસ આખો તે કામ ચાલ્યા પછી ગોધુલિક લગ્ને કશળીગાના લગ્નનો સમારભ થયો તે વિધિ સમાપ્ત થયા પછી મોટા મેહેનમા ગજસભા ભરાણી (અપૂર્ણ)

---

## पुस्तकोनी पहोंच

---

**सुबोध सग्रह** નામની ચોપડી રચનાર ગ કાનજી ધર્મસિહ તરફથી મળેલ છે એમા ઇશ્વરભક્તિ, નીતિ ઉદ્યોગ, સસાર સુધારો વિગેરે વિષયોપર ઠીક વર્ણન કર્યું છે કવિતારચના સરલ અને સમજાય તેવી છે આશા છે કે એ રચનાર એનાએ પ્રયત્ન ઉપર મડયા રેશે સ્ત્રિયોના વર્ણનો કે વિનામોના વર્ણનોમા ઉતરવા કરતા આ માગ નીધો એ ઘણુ સારૂ છે આ ચોપડી કચ્છ દેશાધિપતિ મહારાજને અર્પણ થઇ છે તે જોઇ સતોષ ઉપજે છે કિમત ૧૨ આના સુ મુબઇ ચપાગની

**स्वधर्माभिमान** રા જટાશકર લીલાધર ત્રિવેદીએ રચેલુ મળ્યુ છે એમા નામને અનુસરતો વિષય છે તેના સાત ભાગ કરી ધર્મ, વેદોક્તધર્મ, આચાર વિચાર પુરાણની વાતો, સસાર સુધારો અને કળવણી, અનાચારની વૃદ્ધિ, અને સ્વદેશાભિમાન વિષે લખેલુ છે આ પ્રમાણે વિષયો ચર્ચાવાની ઘણી જરૂર હોવાથી આ ચોપડી જોઇ અમે પ્રસન્ન થયા છિયે આ વિષયમા પુનરૂક્તિ વગેરે દોષો પણ ગુણરૂપ ગણાના યોગ્ય છે અહી સભાળ એટલી રાખનાની છે કે આપણે સગ્રહ કરેના પુસ્તકમા જો બીજા કોઇ પુસ્તકનો ઉતારો કરવામા આવે તો તેની યાદી રાખની અને દોષનો વિષય લખવામા આવે તો તેમા ગભીર શબ્દો વાપરના સામટીરીતે પુસ્તક ઉપયોગી છે કીમત રૂ ૧ છે સુ જામનગર

**लक्ष्मणोदय** નામની નની નાર્તાની એક ચોપડી ગ આણદજી વાનજી રા જયપુર તરફથી મળી છે એમા અવિચારથી થતુ માઠુ પરિણામ તથા લક્ષ્મણ નામના ગજકુવરના ઉદયની વાત છે ટુકામા ૨૫ પ્રકરણ કરી ઉદયમા સમાપ્તિ કરી છે કેટલીક સકલના સભવિત હોય તોપણ કરવી ઘટિત નથી કેમકે લોકોની ભૂખ વિચિત્ર હોય છે <u>નિષેધ વાક્ય કરતા વિધિવાક્યનો હેતુ તરત સમજાય છે તે વાત લખનારાઓએ ધ્યાન રાખવા યોગ્ય છે</u> ભાષારચના ઠીક છે કિમત આના ૬ છે સુ કનોદ

## શેઠ નગીનદાસ દુર્લભદાસનાં સ્ત્રી બાઈ ભીખીનું દુઃખદ મરણ.

ખેદની વાત છે કે આ બાઇ પોતાની ૧૫ વર્ષની નાની ઉમરમાં પોતાના ભરેલા ઘરની અને કુટુંબીઓની માયા છોડી ૧૯૪૪ ના આ. વ. ૧૩ ને રોજ નાની વયની એક પુત્રીને પાછળ રાખી સ્વર્ગવાસી થયાં છે.

એ બાઇ સં. ૧૯૨૯ ની શાલમાં દલાલ શેઠ ગંગાદાસને ત્યાં જન્મ્યાં હતાં. તેનો સબંધ શેઠ નગીનદાસની સાથે થયો હતો. એવો સારો સબંધ મળવાથી તે બાઇનો ભાગ્યનો ઉદય હતો. સં. ૧૯૪૦ માં તેમનાં લગ્ન થયાં હતા સાસરાના ઘરમાં આવી તેમણે થોડા વખતમાં સંતોષ લીધો હતો તથા પોતાના ડાપણથી પોતાના સાસરાંને સતોષ આપ્યો હતો. છેવટ કોઇ અસાધ્ય સૂતિકા રોગ લાગુ પડતાં તેમનું શરીર પડી ગયું. એમનો સ્વભાવ મળતાવડો અને ઘણો ગરીબ તથા ગૃહસ્થને શોભે તેવો હતો. શેઠ નગીનદાસને આ ત્રીજીવારનું ઘર છતાં તેમના ગુણથી તે **સંતોષી** હતા. પણ દૈવગતિ શુ કરે છે તે ખબર પડતી નથી. ઇશ્વરના ઘર આગળ મનુષ્યનું કાંઇ જોર નથી. માટે જો કરી શકીયે તો માત્ર એટલુંજ છે કે તેમના ગુણ સંભારી તેના કલ્યાણના માર્ગમાં મન જોડી વિવેકદૃષ્ટિથી કાળ વીતાડવો.

---

## શેઠ લક્ષ્મીદાસ ખીમજીના પુત્ર નેણશીભાઈનું ખેદકારક મરણ.

આ ખેદકારક બનાવ નોંધવાનો પ્રસગ દૈવગતિથી આવ્યો તેનેમાટે અમને ભારે દિલગીરી ઉપજી છે. આ ભાઇએ પોતાની ૩૦ વર્ષની નાની ઉમરે સં ૧૯૪૪ના ભા. વ. ૪ રવિવારને રોજ સ્વર્ગવાસ કરી પોતાના કુટુબને અતિ દુઃખિત કર્યું છે. શેઠજી લક્ષ્મીદાસ સદાગ્રહી આસ્તિક અને ઉદાર મનના હોવાથી વેદધર્મ સભાને લગતિ બાબતમાં આરભથીજ મદદ કરતા આવ્યા છે. તેજ રીતે ભાઇ નેણશી પણ તે પ્રમાણે લક્ષ આપતા. તે પોતાના નામાંકિત પિતાના મોટા ધંધાનો બોજો ઉઠાવી લેવાલાયક થઇ તે બાબતનું ઘણું ખરૂં કામ ઉપાડી લઇ પોતાના સ્વર્ગવાસી બીજા ભાઇઓના વિયોગને વિસારે પડાવે તેવી સમજણ ધરાવતા હતા. પરંતુ કાળયોગથી આ સમયે આ માઠા બનાવને લીધે શેઠ લક્ષ્મીદાસને અસાધારણ હાનિ થઇ છે. મરનાર ૧૯૧૩ ની શાલમાં જન્મ્યા હતા. ચાલતી કેળવણીનો તેમણે અભ્યાસ કર્યો હતો. સ્વભાવે શાંત અને મિલનસાર તથા એકમાર્ગી

હતા તેમજ મનના ઉ ાર હતા ઇશ્વરે તેને વધારે લાબુ આયુષ્ય આપ્યુ હોત તો શેઠજી લક્ષ્મીદાસને ઘણુ નિશ્ચિતપણુ થાત, તેમજ તેઓ સારા કામકાજમા મદદગાર થઇ પડત એવી આશા હતી, શેઠ લક્ષ્મીદાસ જેવા દીન જનોની દાદ સાભળના નિરતર ઉત્સાહવાન દયાળુ ગૃહસ્થને આવુ અસહ્ય દુ ખ સભવેજ નહિ, પરતુ જ્યા ઇચ્છા બનનાન છે ત્યા કોઇનુ કાઇ ચાલતુ નથી આ દુ ખ વિસારે પડે તેવુ નથી તોપણ કાળગતિ વિચિત્ર છે, સસાર દુ ખરૂપ છે તથા જે સુખદુ ખ આવે તે સહન કર્યાવિના છુટકો નથી માટે તેમના સ્નેહી સબધીને સ્મરણ આપીયે છિયે કે હવે જે કરી શકીયે તો માત્ર એટલુજ છે કે તેમના સારા ગુણો સભારી તેમના કલ્યાણના માગમા યત્ન કરતા મન વિનય વિવેકથી સદ્વિચારમા જોડવુ

---

## शेठ जमनादास देवीदासनो शोकजनक स्वर्गवास

---

લખવાને અત્યત દિલગિરી ઉપજે છે કે આ ગૃહસ્થ પોતાની ૪૧ વર્ષની નાની ઉમરે થોડા દિવસના આજારીમા એકાએક સ ૧૯૬૬ના ભાદરવા વદી ૧૬ ને રોજ આ સસારને છોડી ગયા છે

મુબઇમા માવજી અને ખેતશી પ્રેમજી એ બેય મોટા શેઠીયા હતા તેઓ ખભાળીયાપાસે મોરપર નામના ગામમા રેહેતા હતા અને ત્યા તેની સારી આબરૂ હતી થોડા વખત પછી કાઇ નબળી સ્થિતિ આવવાથી તેઓ બેય જણા રોજગારને અર્થે મુબઇ આવ્યા, ઇશ્વરકૃપા અનુકૂળ તેથી આવતાવેત વધો કરના માડતા પ્રતિ દિવસ લાભ વધતો જતા થોડા વખતમા મોટા આબરૂદાર ધનિક ગૃહસ્થ થયા એ બેયને યોગ્ય ઉમ્મર થતા પુત્ર સતતી પ્રાપ્ત ન થઇ તેથી છેવટ શેઠ ખેતશીએ પોતાના પુત્રી બાઇ ગોકીબાઇનો સબધ શેઠ જમનાદાસ વેરે કર્યો શેઠ જમનાદાસના પિતા આ સમયમા એક સાધારણ ગૃહસ્થ હતા તે જમનાદાસને ચૌદ વર્ષના મેલી ગુજરી જતા શેઠ જમનાદાસ પોતાના કાકા નરોત્તમ નારાણ દાસની છાયામા રેતા હતા ખેતશી શેઠના પુત્રી ગોકીબાઇ સાથે સબધ થવાથી શેઠ જમનાદાસનો ભાગ્યોદય વધ્યો સ ૧૯૧૭ની શાલમા તેના લગ્ન થયા અને શેઠ ખેતશીએ પોતાના પુત્ર હોય તે પ્રમાણે પોતાને ત્યા રાખી પોતાના વ્યવહારથી વાકેફ કર્યા બાઇ ગોકીબાઇ ડાહ્યા અને સદ્ગુણી સ્વભાવના હોવાથી તેના પતિને મુરબ્બાનુ મુખ્ય સાધન થઇ પડચા, ત્યારથી શેઠ જમનાદાસે પોતાની લાઇ

કીથી પોતાના કાકા અને સસરાને સારો સંતોષ ઉપજાવ્યો. ખેતશી શેઠ સ ૧૯૩૧ ની શાલમાં ગુજરી જતાં તે સ્વતંત્ર થયા અને રંગીન કાપડના જથાબંધ વેપારમાં સારો લાભ મેળવતાં આવતાં આજસુધી તે પોતાનો મોભો જાળવતા આવ્યા હતા. આવા ગૃહસ્થો વધારે આયુષ્ય ભોગવે તો તે કાંઇ પણ લોક હિતાર્થ કામ કરે પણ દૈવના ઘર આગળ કોઇનું જોર નથી. સં. ૧૯૦૩ ની શાલમાં તે જન્મ્યા હતા, ચાલતી ભાષાની સાધારણ કેળવણી તેણે લીધો હતી, સ્વભાવે મિલનસાર, અને ડાહ્યા હતા ધર્મ વિષયમાં તેને આસ્તા હતી. દ્વારકામાં માવજી પ્રેમજીના નામથી ધર્મશાળા બંધાવી તથા ખંભાળીયામાં પોતાના સસરાના સ્થાપેલ કામનાથ મહાદેવના મંદિરમાં નિરંતરને માટે નોબત ચાલુ કરી. મુંબઇની વેદધર્મસભાના પણ આરંભથી તે પેલા નંબરના સભાસદ હતા પોતાની પાછળ પોતાનાં વિધવા સ્ત્રીને, ત્રણ પુત્રીને તથા એક પુત્રને રાખી ગયા છે.

કાળગતિ દુરત્યય છે, અને મનુષ્યલોક પરતંત્ર છે માટે એમનાં કુટુંબને અમે તેમના કલ્યાણના કાર્યમાં અને સદ્વિચારમાં મન જોડવા ભલામણ કરિયે છિયે.

---

## शेठ माधवजी मुरारजीना स्त्री बाई मोघीनुं मरण.

લખવાને અતિ ખેદ ઉપજે છે કે બાઇ મોઘી સ ૧૯૪૪ ના ભાદરવા વદી ૯ શનિવારને રોજ ૧૫ વર્ષની નાની ઉમરે વિષૂચિકાના ઉપદ્રવથી સ્વર્ગવાસી થયાં છે.

એ બાઇનો જન્મ સં. ૧૯૨૯ ની શાલમાં ઠા. રૂપજી નેણશીને ઘેર થયો હતો. દસ અગિયાર વર્ષની ઉમ્મરે શેઠ માધવજી મુરારજીની સાથે તેનાં લગ્ન થયાં હતાં. જ્યારથી તે બાઇ પરણીને પોતાના પતિના ઘરમાં આવ્યાં ત્યારથી દિવસે દિવસે સારી સ્થિતિ દેખાવા લાગી હતી. તેનો સ્વભાવ અતિ નરમ અને ગરીબાઇ વખાણવાલાયક હતાં. પોતાના ઓરમાયા પુત્ર અને પતિ વગેરે સાથે સલાહ સંપથી રહી તેમણે કુટુંબમાં સારી છાપ બેસારી હતી. પણ આયુષ્ય તુટે જ્યાં મનુષ્યપ્રયત્ન નિષ્ફળ થાય છે. કાળગતિ કેવી છે તે કાંઇ ખબર પડતી નથી. એમના પતિ પુત્ર વિગેરે કુટુંબને અમે ભલામણ કરિયે છિયે કે કાળની ગતિ વિચિત્ર છે માટે તે ઉપર વિચાર નહિ કરતાં જેમ બને તેમ તેના કલ્યાણના કામમાં લક્ષ આપી મનને સદ્વિચારમાં વાળવું.

ओम् तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA

पुस्तक १७ मुं संवत् १९४५.

वसततिलका

आव्यो अरे समय शुद्ध- मनोमयर!
कामादि साथ लडवा कर का असूर?
आ भोग आशिविषरूप विसार भाई,
राजी रहे सुखद ईश्वरगान गाई




છપાવી પ્રકટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमडळी

Bombay

SUBODHA PRAKASH PRESS

સન ૧૮૮૮ ઈસવી

मूल्य १॥ रुपियो.

## शार्दूलविक्रीडित.

જેને જન્મ જરા અને મરણ કે આદ્યંત આવે નહિ,
જેને નિશ્ચય કાલ કર્મ ગુણ કે કોઈ નચાવે નહિ;
એવા એક અખંડ દેવ અમને આનંદદાયી થજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.

---

# वर्षानुक्रमणिका

विषय | पृष्ठ


| विषय | पृष्ठ |
|---|---|
| १ अभिनव नौका | ७४ |
| २ अवतरी जाण्याए नहि अने माण्याए नहि (शार्दूल) | ९७ |
| ३ अवसर न आववाविषे (५६) | २२१ |
| ४ ईश्वरप्रार्थना (५६) | १ |
| ५ अते काइ न होवाविषे (साकी) | १४५ |
| ६ अत करण ओळखवाविषे (वसततिलका) | २१७ |
| ७ अत करणपरीक्षणविषे | २४२ |
| ८ कोइ अलौकिक उत्पात अने अकस्मात | ३६ |
| ९ ग्रथावलोकन (अपूर्ण) | ७१-१३९-२२९ |
| १० चर्चापत्र (चद्रप्रभाना विवेचन सबधी) | १२८ |
| ११ जाग्रत विगेरे अवस्था | ३ |
| १२ जीभने शीखामण (काफी) | ७३ |
| १३ नवा वर्षनो आरभ | २ |
| १४ नेशनल कोन्ग्रेस | ५१ |
| १५ पुस्तकोनी पहोच | ९५-१०९ |
| १६ पुनरुद्धारविषे विचारनो एक पत्र | १६९-२०२-२२५ |
| १७ प्रारब्धनी विचित्रता उपर एक वात (अपूर्ण) | १५-२९-६८-९८-१३५-१६१-२०७-२१८-२५० |
| १८ बालकने नहावावविषे | ३३ |
| १९ बुद्धि | ११ |
| २० बोलवानी स्थितिविषे | १७ |
| २१ भक्तिसहित ज्ञानबोध | ४३ |
| २२ भविष्य न मटवाविषे (इंद्रविजय) | १९३ |
| २३ मणिरत्नमाला(अपूर्ण) | १७-५७-७३-११३-१७७-२०९ २३३ २५७ |
| (पेहेला त्रण अकमा नबरमा फेर छे माटे अनुक्रमे अही नोधेल छे) | |
| २४ मन इन्द्रियोना निग्रहविषे | ७८ |

विषय. પૃષ્ઠ.
૨૫ મોઘાંભાઇ ( શેઠ લક્ષ્મીદાસ ખીમજીનાં માતુશ્રી ) નો સ્વર્ગવાસ. ૩૯
૨૬ માણેક વહુ ( શેઠ પુરૂષોત્તમ ઓધવજીનાં સ્ત્રી ) નો સ્વર્ગવાસ. ૧૧૨
૨૭ યોજનાને અંગે સર્વ ઉપયોગી . ... ... ... ... ... . ૧૧
૨૮ બાઇ રામકુંવર ( શેઠ વસનજી ખીમજીનાં પત્ની ) નો સ્વર્ગવાસ... ૪૦
૨૯ વર્તમાન કેળવણીવિષે ... ... ... ... ... ... ... ... ... ૮૫
૩૦ વિનાશકાલે વિપરીત બુદ્ધિ ( કવિતા )... ... ... .. ... ૧૭-૭૩
૩૧ વેદધર્મસભાને બક્ષીસ ... ... ... ... ... ... ... ... . ૯૬
૩૨ વ્યવસ્થાવિના કામ એકે ન થાય (ભુજંગપ્રયાત)... ... ... ૨૪૬
૩૩ સત્યમૂર્તિ હરિશ્ચંદ્રની સત્યતા. ... . ૧૦૫-૧૨૨-૧૪૭-૧૬૪
૩૪ સૌજન્ય અથવા સુજનતા. ... ... ... ... .. ... ... ... ૬
૩૫ સૌહૃદનેમાટે શોચ. ... ... ... ... ... ... ... ... ... ૪૮
૩૬ સંસારમાં શો સાર ? ( શાર્દુલ ) ... ... ... ... ... ... ... ૪૧
૩૭ સંસારમાં આ સાર ( શાર્દુલ ). ... ... ... ... ... ... ... ૫૭
૩૮ સંતુષ્ટપણાવિષે ( શાર્દુલ ) ... ... ... ... ... ... ... ૧૨૧
૩૯ સંસારમાં સાર વિચારવા વિષે ( કવિતા ) ... ... .. . ૧૪૬
૪૦ સાંસારિક બોધ ( સ્ત્રગ્ધરા ) ... ... ... .. ... ... . ૧૪૫
૪૧ શું બલુન એજ વિમાન હશે ? ... ... ... ... ... ... ... ૬૩
૪૨ શેઠ મોરારજી ડુંગરશીનો સ્વર્ગવાસ. ... ... ... ... ... ... ૯૬

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ    કાર્તિક, સવત્ ૧૯૮૫    અક ૧ લો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### ईश्वरप्रार्थना

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા,
હાથ મારો મૂકશોમાં, હાથ મારો મૂકશો મા,—દી૦
આ મહાભવસાગરે, ભગવાન હુ ભૂલો પડયો છુ,
ગોતનો નિવાસ ચપના કાન આ તક ચૂકશો મા,— દી૦
ઓય ઈશ્વર આપનો સાધનવિષે સમજુ નહીં હુ,
પ્રાણપાતક પોત જોઈ, શખ આખર મૂકશો મા,—દી૦
માત તાત સગા સહોદર, જે કહુ તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસમારૂ ચૂકશો મા,— દી
શરણ ઉગરવાનનુ છે, ચરણ રે હરિગિમ તારૂ,
અખિલનાયક આ સમય, ખોટે મને પણ ખૂટશો મા,— દી૦

### नवा वर्षनो आरभ

શરદ ઋતુના રળિયામણા દિવસોમા, નોરતાની નવરાત્રી રાત્રિઓના* અને દીવાવાળીના આનદકારી દિવસોમા પરમ દયાળુ પરમેશ્વરની પૂર્ણ કૃપાથી મ મારૂ યુવાવસ્થાના આરભનુ સોળમુ વર્ષ, પ્રાપ્ત થયેની સપત્તિની શક્તિના પ્રમાણમા નિર્વિઘ્ન પૂર્ણ કર્યું અને હવે આરભ થતુ આ સત્તરમુ વર્ષ પણ સુખચેનમા નિર્ગમન થવાની આશા રાખુ છુ મન શક્તિયો પ્રકટ થવાનુ સ્થાન અને શક્તિપ્રમાણે વિચારોના તરગો ઉત્પન્ન થતા તે તરગોમા તણાતા તેવા તેવા પ્રસગે પોતાની શક્તિપ્રમાણે શુભ કાર્યો કરી બતાવવાનુ સ્થાન પણ યુવાવસ્થાજ છે પરતુ આમા પૂર્ણકામ પરમે

* અગ્રેજી વગેરેમા ગરબાય

શ્વરનીજ પૂર્ણ કૃપા હોય તો કશું અશક્ય નથી. મારા ઉત્પન્ન કરનારા અને પાળનારા વેદધર્મસભાના સભાસદોની મારી ઉપર પૂર્ણ કૃપા અને પૂર્ણ પ્રીતિ છે તેથી હું પરમેશ્વરની પૂર્ણ કૃપા છે એમ સમજી શકું છું. તોપણ તેવા સબંધ વગરના પણ અન્ય લોકો મારા ગુણવિષે આસક્ત થાય તો હું શું શું કરી શકું નહિ તે કાંઇ કહેવાય નહિ. નિરંતર ખેદ કરવાનો પ્રસંગ એટલોજ છે કે લોકોની મનોવૃત્તિઓ વિચિત્ર પ્રવૃત્તિ અને વિષયના સુખભોગ ઉપર વળી ગયેલી હોવાથી ભાંગ્યાતુટા બોલથી પણ ઔષધની પેંઠે પરિણામે કલ્યાણ કરે એવા મારા તરફના બોધ ઉપર બહુ થોડી વળતી જોવામાં આવે છે. પથ્ય ને ઔષધ કદિ ગુણકારક જાણે તોપણ થોડી બુદ્ધિવાળા લોકો ગ્રહણ કરે નહિ, તેવીજ રીતે મારા વિષયોનું બને તો તે જગતની રીતે સંભવિત છે. રજોગુણથી રંગાઇ ગયેલાં અંતઃકરણોમાં વિષયભોગની વાતો નિરંતર પ્રીતિ ઉપજાવે છે. જ્વરના જોરથી બગડી ગયેલી જીભમાં ગમે તેવા મીઠા પદાર્થો પણ કડવા અને સ્વાદ વગરના લાગે છે તેમ રજોગુણની ખટાઇથી ચડેલા વિષયભોગના રંગથી રસબસ થઇ રહેલ મનમાં નીતિની, નિવૃત્તિની કે સદુપદેશની વાતો કડવી અને સ્વાદ વગરની લાગે છે. આવા પ્રસંગમાં મારે મારૂં કામ બજાવવું કોઇ પણ રીતે સેહેલું તો નથીજ, તોપણ મારા ઉત્પન્ન કરનારા અને પાળનારાઓ વેદધર્મસભાના સભાસદોની સહાયતાથી આટલા વર્ષ આયુષ્ય ભોગવી ઉદયમાં દેખાઉ છું. અને બીજા પણ મારા ગુણપર પ્રીતિ રાખનાર અને કાંઇક પુષ્ટિ આપનારા તેમાં આશ્રયભૂત થયેલ છે તેથી તેઓ સર્વનું અનુક્રમે કલ્યાણ થાય એવું ઇચ્છું છું. આજ માર્ગેથી કોઇ દિવસ નહિ ધારેલું મોટું કામ પણ પ્રસંગપર હું કરી શકવા શક્તિમાન થાઇશ, એવી આશા રાખું છું. વેદધર્મસભાના સભાસદો પ્રવૃત્તિમાન થઇ જવાથી જોકે સભાનું એક બે વાર શિવાય વધારે મળવું થતું નથી. તોપણ સભાસંબંધી કામકાજ ઠીક ઠીક ચાલ્યું રહે છે. શું શું પુસ્તકો તૈયાર થઇ ગયાં છે તે ગયા વખતમાં અને પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ આપવાના પ્રસંગમાં ભરાયેલી સભામાના વૃત્તાંતમાં આવી ગયેલ છે ત્યારપછી પણ હવે આ વર્ષમાં કાંઇક વખત પ્રમાણે પુસ્તક પ્રગટ કરવાનું પ્રયત્ન થશે. સદ્બોધનાં નાનાં નાનાં પુસ્તકો આર્યપ્રજા વગરમૂલ્યે વાંચી શકે એટલે સુધીની યોજના પણ મારા અંતરમાં નિરંતર રહે છે. પણ धनमूलमिदंजगत् (જગતનું મંડાણ

ધનજ છે) એ કહેવત પ્રમાણે જે જે આશ્રય આપનારાઓ તરફથી મળે છે તે તે પ્રમાણે કામ કરાતુ જવાય છે અને ભગીરથપ્રયત્નની પેઠે કોઇ દાડો તેમાથી ઉદ્ધાર થશે ગયા વર્ષમા નાના મોટા બાવન વિષયો આવ્યા છે તેમા અપરોક્ષાનુભૂતિ એ મોટો વિષય ભાષાતરરૂપે આવેલ છે અને બીજા કેટલાક સામાન્ય બોધ આપનાર આવેલા છે આ વખતે મણિરત્નમાળા એ પ્રશ્નોત્તરરૂપે સાધારણને પણ બોધ આપે એવો અને વૈરાગ્યરૂપ સાધનને વધારનાર વિષય છે તે અધિકારીવર્ગને ઉપયોગી થવા લેવા વિચાર છે અને એકાદ આખ્યાનુ પણ ભાષાતર લેવા વિચાર છે બાકી તે શિવાય નવીન પુસ્તક પ્રકટ થાય તે ખરૂ કાળનો મહિમા અને ઇશ્વરની ગતિ વિચિત્ર હોવાથી વિશેષ સકલ્પો કરવા ઠીક નહિ માટે કાઇ વધારે કહી શકાતુ નથી ઇશ્વર સર્વનુ કલ્યાણ કરો જે નિયતા પ્રભુએ જન્મ અને આટલે સુધીનુ આયુષ્ય આપેલ છે તેજ પરમેશ્વર સર્વના મનોરથો સિદ્ધ કરનાર છે

---

## जाग्रत विगेरे अवस्था

---

પ્રથમ ગયા વર્ષના ચોપાનિયાના આઠમા અકમા જાગ્રત અને સ્વપ્નની સમાનતાવિષે એક વિષય આપી ગયા છિયે એ વિષયની વધારે પૂર્તિમાટે રામચદ્રને વસિષ્ઠ બોધ આપે છે તે પ્રસગની નીચેની વિગત આપીએ છિયે તેમા અનુક્રમે સુષુપ્તિ અને તુર્યા વિષે પણ સુચવવામા આવશે

જેના પદાર્થોમા સ્થિરતાની પ્રતીતિ થાય છે તે જાગ્રત્ કહેવાય છે અને જેના પદાર્થોમા અસ્થિરતાની પ્રતીતિ થાય છે તે સ્વપ્ન કહેવાય છે સ્વપ્ન પણ જો કાલાતરમા રહે તો જાગ્રત્ કહેવાય અને જાગ્રત્ પણ જો કાલાતરમા ન રહે તો સ્વપ્ન કહેવાય એટલે એ રીતે જાગ્રત્ સ્વપ્નપણાને પામે છે અને સ્વપ્ન જાગ્રત્પણાને પામે છે સ્થિરપણા અને અસ્થિરપણાવિના જાગ્રતમા અને સ્વપ્નમા બીજો કશો ભેદ નથી કારણ કે સ્થિરપણા અને અસ્થિરપણાવિના એ બે અવસ્થાઓનો બીજો સઘળો અનુભવ સર્વત્ર અને સર્વદા સરખોજ છે સ્વપ્ન પણ સ્વપ્નના સમયમા સ્થિરતાથી યુક્ત જણાય તો જાગ્રતપણાને પામી શકે અને જાગ્રત્ પણ જો જાગ્રતના સમયમા અસ્થિર જણાય તો સ્વપ્નપણાને પામી શકે સ્વપ્ન પણ પોતાના સમયમા પોતાની સ્થિરતાથી જાગ્રત્ કહેવાઇ શકે છે અને જાગ્રતને

પણ અસ્થિરતાથી સ્વપ્ન સમજીએ તો સ્વપ્નજ છે. જ્યાંસુધી જે સ્થિર જાણવામાં આવે ત્યાંસુધી તે જાગ્રતજ છે પણ જો ક્ષણભંગુર સમજવામાં આવે તો સ્વપ્નરૂપ થઇ જાય છે તેવિષે કહું છું તે સાંભળો. શરીરની અંદર તેજ, વીર્ય અને જીવધાતુ ઇત્યાદિક નામોથી કહેવાતું જીવનતત્વ જ્યારે પ્રાણવાયુની પ્રેરણાથી હૃદયમાંથી શરીરમાં પસરે છે ત્યારે શરીર મનથી, કર્મથી અને વાણીથી વ્યવહાર કરે છે. એ જીવનતત્વ જ્યારે અંદરની નાડીઓમાં પસરે છે ત્યારે સ્વપ્ન અવસ્થા પ્રાપ્ત થાય છે એટલે જાગ્રતમાં દેખવામાં આવેલો જગતરૂપી ભ્રમ જેમાં લીન થઇ રહ્યો હોય છે એવા ચિત્તમાં જાગ્રતના સરખું સઘળું જ્ઞાન ઉદય પામે છે. એ જીવનતત્વ જ્યારે નેત્ર આદિ છિદ્રોમાં પસરે છે ત્યારે અનેક પ્રકારના આકારોથી તથા વિકારોથી ભરપુર આ જગત્ કે જે પોતામાંજ છે તેને બાહાર દેખે છે એટલે તે જાગ્રત્ અવસ્થા પ્રાપ્ત થઇ કહેવાય છે. જોકે જાગ્રત્ અને સ્વપ્ન એ બન્ને અવસ્થાઓના અનુભવમાં અપરોક્ષપણું સરખુંજ છે તો પણ જેના અનુભવમાં સ્થિરપણાની કલ્પના કરી લેવામાં આવે છે તે જાગ્રત્ માની લેવામાં આવે છે. આ પ્રમાણે મે સ્વપ્નની અને જાગ્રતની પદ્ધતિ કહી. હવે સુષુપ્તિ આદિની પદ્ધતિ કહુ છું તે સાંભળો. કાયિક, વાચિક અને માનસિક એ ત્રણે જાતના વિક્ષેપ હોય ત્યારે જાગ્રત કહેવાય છે. કાયિક તથા વાચિક વિક્ષેપ મટી જઇ કેવલ માનસિક વિક્ષેપ વરતે ત્યારે સ્વપ્ન કહેવાય છે અને માનસિક વિક્ષેપ મટી જતાં જીવનતત્વ શાંત તથા સ્વસ્થપણાથી રહે ત્યારે સુષુપ્તિ કહેવાય છે. જેમ વાયુ વગરના ઘરમાં રહેલો દીવો ચલન રહિત પ્રકાશમાત્રજ કરે છે તેમ સુષુપ્તિમાં હૃદયાકાશમાં રહેલું જીવનતત્વ સમતાને પ્રાપ્ત થએલા પ્રાણવાયુથી નહિ ક્ષોભાવાનેલીધે વિક્ષેપરહિત પ્રકાશમાત્રજ કરે છે. આ સ્થિતિમાં રહેલું જીવનતત્વ નાડીઓમાં પ્રસરતું નથી તેથી તે સમયે સ્વપ્ન થતું નથી અને નેત્ર આદિ છિદ્રોમાં પ્રસરતું નથી તેથી જાગ્રત્ દશા પણ હોતી નથી. તલમાં તેલની પેઠે, હિમમાં શીતની પેઠે અને ઘીમાં સ્નેહની પેઠે જીવનતત્વ સુષુપ્તિદશામાં અંદરજ સ્ફુરે છે. સુષુપ્તિદશામાં જીવનતત્વનો અને બ્રહ્મનો અભેદ થઇ જતો નથી પણ એ જીવનતત્વ નામનો બ્રહ્મનો અંશ ઘણો ખરો ઉપાધિનો લય થવાનેલીધે વાયુવગરના પ્રદેશમાં રહેલા દીવાની પેઠે માત્ર પ્રકાશ કરવારૂપ સ્થિતિને પ્રાપ્ત થાય છે. ચિત્તમાંથી સઘળા વ્યવહારોનો ઉપશમ થતાં

શાસ્ત્રદ્વારા સર્વમા ચૈતન્યની એકતા જાણી વિચાર તથા એકાગ્રતા આદિ પ્રયત્નોથી જ્યારે સ્વરૂપનો સાક્ષાત્કાર પ્રાપ્ત થાય ત્યારે જાગ્રતમા, સ્વપ્નમા તથા સુષુપ્તિમા વ્યવહાર કરતા છતા પણ તુરીય અવસ્થા પ્રાપ્ત થએલી કેહેવાય છે પ્રાણવાયુઓ કે જેઓ સુષુપ્તિમા સામ્યપણુ પામે છે તેઓ જ્યારે અદૃષ્ટના પરિપાક આદિ કારણોથી વિષમપણુ પામીને જીવનતત્વને ચલાયમાન કરે છે ત્યારે તે જીવનતત્વ તે તે ભોગોને દેનારા પૂર્વસંસ્કારો જાગ્રત થવાથી ચિત્તરૂપે ઉદય પામે છે અને તેવો ઉદય પામીને પોતાની અંદર રહેલા વિસ્તીર્ણ જગતની ખટપટને જાગ્રતના જેવા ઉત્પત્તિ તથા નાશ આદિ ક્રમોના ભ્રમો સહિત તુરત નોખી દેખે છે કે જે સ્વપ્ન કેહેવાય છે જેમ યોગી બીજમા રહેલા ઝાડને યોગશક્તિથી સપૂર્ણ વિસ્તારવાળુ દેખે છે તેમ સ્વપ્નમા જીવનતત્વ પોતામાજ રહેલા જગતને જાગ્રતના જેવા સપૂર્ણ વિસ્તારવાળુ દેખે છે પ્રાણવાયુઓ જ્યારે જરાક ચલાયમાન કરે છે ત્યારે સુતેલુ જીવનતત્વ માત્ર 'હુ છુ' એટલુ જાણવા લાગે છે અને પ્રાણવાયુઓ જ્યારે અત્યત ચલાયમાન કરે છે ત્યારે તે જીવન પોતાની આકાશમા ગતિ થતી દેખે છે સુતેલો એ જીવ જ્યારે નાડીઓની અંદર રહેલા કફના દ્રવથી ભીંજાઇ જાય છે ત્યારે તે પોતાની અદર જ વરસાદ અથવા જલાશય આદિના સભ્રમનો અનુભવ કરે છે જેમ પુષ્પને પોતાની અંદર જ પોતાના સુગધનો અનુભવ થાય છે તેમ જીવને પોતાની અંદર જ સ્વપ્નમા વરસાદ આદિનો અનુભવ થાય છે જ્યારે એ સુતેલો જીવ નાડીઓની અંદર રહેલા પિત્ત આદિથી દમાય છે ત્યારે પોતાની અંદર જ થતા ગ્રીષ્મઋતુ આદિના ભારે આડમ્બરને જાણે તે સઘળો આડમ્બર બાહાર થતો હોય એવી રીતે અનુભવે છે જ્યારે એ સુતેલો જીવ નાડીઓની અંદર રહેલા રૂધિરથી ભીંજાઇ જાય છે ત્યારે પોતાની અંદર જ રાતા થઇ ગએલા દેશકાળોને જાણે બાહાર દેખતો હોય તેમ દેખે છે અને રૂધિરમાજ ડુબી જાય છે પોતે અનુભવરૂપ હોવાનેલીધે તે સમયે એવા અનુભવો કરે છે પ્રાણવાયુઓએ ચલાયમાન કરેલો અને નિદ્રા પામેલો એ જીવ પોતે જે જે વાસનાનુ સેવન કરતો હોય તે તે વાસનાને જાણે ઇન્દ્રિયો આદિથી બાહાર દેખતો હોય તેમ અંદર જ દેખે છે અંદર દેખતા છતા આ સઘળુ બાહાર છે એવી પ્રતીતિ થાય છે જીવ સ્વપ્નનેલીધે ચક્ષુ આદિ છિદ્રોમા નહિ પોંચતા પોતે અંદર જ ક્ષોભ પામે છે અને તેમ થતા પોતાની જ્ઞાનશક્તિથી

પોતાની અંદરજ તુરત અનુભવ કરે છે તેથી તેની એ સ્થિતિ સ્વપ્ન કહેવાય છે. એ જીવ જ્યારે પ્રાણવાયુથી ક્ષોભ પામી ઇન્દ્રિયોનાં છિદ્રોમાં પસરીને બહાર શબ્દ આદિ વિષયોનો અનુભવ કરે છે ત્યારે તે જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે એમ મહાત્મા મુનિઓ કહે છે. હે રામ! હવે તમે આ વાત સમજી ચુકા છો અને તમારા મનમાં સદ્વિચાર વિસ્તીર્ણ થઇ ચુકા છે માટે હવેથી તમારે કદી પણ મિથ્યાભૂત જગતને સાચું માનવું નહિ. જગતને સાચું માનવાથી આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક નિમિત્તોને-લીધે પોતાના મરણની અને પોતામાં દોષો પ્રાપ્ત થયાની મિથ્યા સભાવના થાય છે.

---

## सौजन्य अथवा सुजनता.

(સંબંધ પાને ૨૮૧ થી.)

સુજનતા જેમાં સ્વાભાવિક રીતે રહેલી હોય તે માણસ નિરંતર સત્ય ઉપર પ્રીતિ રાખે છે. મન, વાણી અને ક્રિયા તેનાં એકસરખા હોય છે. કોઇને પણ ખેદ ઉત્પન્ન થાય કે કોઇ પ્રકારની હાનિ થાય તેવું તેનું કામ હોતુ નથી. પારકી પીડા જોઇને તેઓનું અંતઃકરણ માંખણની પેઠે ઓ-ગળે છે, પરતુ પ્રિય કરવામાટે તેઓ પોતાના શરીર સુધાંતની પણ ઉપેક્ષા રાખે છે. એમને કોઇ ઉપર પ્રેમ કે કોઇ ઉપર દ્વેષ હોતો નથી. સર્વ ઉપર તેઓ સમાન દૃષ્ટિથી જુવે છે. ઐશ્વરી અદ્ભુત લીલાથી અંતઃકરણને ખેદ થાય તો સબાષ્પ થઇ જાય અને હર્ષ થાય તો પ્રફુલ્લિત થઇ જાય. પોતાના હાનિ-લાભ કે પોતાનાં સુખ-દુઃખ માટે તેને હર્ષ-શોક હોતોજ નથી. તેઓ વિનયથી વાણી બોલે છે. વિવેકથી આચરણ કરે છે. પારકા કલ્યાણમાંજ નિરંતર પ્રીતિ રાખે છે. તેની પવિત્રતાની સીમા જાણવામાં આવતી નથી. કામ, ક્રોધ, લોભ અને મોહાદિકમાં તે બંધાતા નથી. સંસારમાં રહી તેઓ વ્યવહાર ચલાવે છે પરંતુ તેઓનું મન વિરક્તદશામાં વિશ્રામ પામેલું હોય છે. બાળકમાં બાળક, પ્રૌઢમાં પ્રૌઢ, અને વૃદ્ધમાં વૃદ્ધ થઇ રહી તેમાંથી તેઓ સાર ગ્રહણ કરે છે. તન-મનની સઘળી મર્યાદા તેઓ બરાબર સાચવે છે. જે કાંઇ વિદ્યા-ધન વગેરે પોતાના પાસે હોય તેનું પાત્રપ્રમાણે દાન

આપે છે માતા પિતા અને ગુરૂજન વિગેરેને આદરથી સેવે છે કુટુંબમા સપ વધારે છે જ્યા ત્યા સર્વમાં સમાધાન કરે છે ન્યાયને અનુસરીને પોતાનુ ગુજરાન ચલાવે છે આચરણ પવિત્ર રાખે છે મન વિકાર રહિત રાખે છે અસત્ માણસના આચરણ જોઇને પણ તેની ઉપર ધ્યાન લાવી ખેદ કરે છે, પરતુ તેવાએ કરેલા અપરાધ સામુ તેઓ જોતા નથી અપરાધીઓ ઉપર ક્ષમા રાખે છે સુખ દુ ખ શરીરને પડે તો તે સહન કરે છે, કોઇની પાસે યાચના કરતા નથી વિપત્તિમા સપત્તિ જેવી સ્થિતિ રાખીને રહે છે આગળ થઇ ગયેલા મહાત્માઓની રીતિને અનુસરે છે કાઇપણ આપે તો તે કોઇને કહી દેખાડતા નથી કોઇનુ પ્રિય કરીને પણ તેઓ છાનુ રાખે છે કોઇ સત્પુરૂષ કે અભ્યાગત અતિથી આવે તો તેને દુર્લભ સમજી આગતાસ્વાગતા કરે છે કોઇ પોતાનો અપકાર કરે તો તે કોઇને કેતા નથી પોતાની ઉપર અપકાર કરનારનો પણ તે ઉપકાર કરે છે નિદાનુ તો નામ પણ તે સમજતા નથી લક્ષ્મી કે સપત્તિમા તે ઉપેક્ષા રાખે છે, સસારને નિ સાર સમજે છે પછી બીજુ શુ કેહેવુ? જેમ કોઇ ઇન્દ્રજાળને જુવે તેમ આ જગતના અનેક પ્રકારના રગો તટસ્થની પેઠે જોયા કરે છે તેને કોઇની સહાયતાની જરૂર પડતી નથી સ્વજનો સાથે સરલતાથી વરતે છે બીજાઓ ઉપર દયાદૃષ્ટિથી વરતે છે વિદ્વાનોને મળીને તે અતિ રાજી થાય છે તેઓ કીર્તિને માનને કે મોટાઇને ઇચ્છતાજ નથી કેવળ સુજનતા એજ એક ધનરૂપ માને છે દેવ, ગુરૂ, બ્રાહ્મણ વિગેરેમા તેઓને આસ્થા હોય છે ચારેકાર અહિસાધર્મ ફેલાઇ જવાને ઇચ્છે છે સન્માર્ગે ચાલ્યા જતા સકટ આવે તો આકુલ થતા નથી સપત્તિ મળી જાય તો ઉન્મત્ત થતા નથી પ્રિયજનને પ્રાણ આપવા સુધીના કામમા પણ તૈયાર થઇ જાય છે બીજાઓના ગુણોના વખાણ કરે પરતુ પોતાના ગુણ કેહેવામા તેઓ મુગા રેહે છે તેઓ સુજનોના સમાગમમાજ નિરતર ઇચ્છા રાખે છે બીજામા સદ્ગુણો જોઇ તે પ્રીતિ કરે છે વિદ્યાના વિનોદ શિવાય બીજુ કાંઇ તેઓને વ્યસન હોતુ નથી વ્યવહારમા પોતાની સ્રીપ્રત્યેજ માત્ર રતિ રાખે છે ધર્મકર્મમા નિષ્ઠા રાખે છે તેઓનુ લક્ષ ઇશ્વરમા લાગેલુ હોય છે નિ સ્પૃહ છતા લોકના અપવાદની તેઓ બીક રાખે છે આવી રીતે સુજનતાના લક્ષણો પાર નથી એક અનુભવિ કહે છે કે

વસ્તુ મેળવવાથીજ માણસ પણ પ્રતિષ્ઠિત થાય છે. સુજનતા અતિ દુર્લભ અને મુલ્યવાન ગુણ છે તે મેળવનારની કાંઇ થોડી મહત્તા નથી. આ લોક તો ઠીક પણ પરલોકનાં શ્રેષ્ઠ સાધનો પણ સુજનતાથીજ સુધરે છે, માટે એ સુજનતાના અભ્યાસમાટે નિરતર પ્રયત્ન કરવું જોઇએ. અભ્યાસથી તે નથી આવતી તોપણ અભ્યાસના બળને અજમાવી જોવામાં પાછળ રેહેવું એ મનુષ્યની શક્તિને યોગ્ય નથી. અશક્ય અને અસંભવિત કાર્યો પણ માણુસથીજ થયાં છે કે બીજા કોઇથી ? મનુષ્ય પ્રયત્નથી શું નથી કરતું ? માટે એ અશ્ક્ય સુજનતા કાંઇ અસંભવિત નથી કે હાથપગ જોડી બેસી રેહેવું. ગમે તેટલાં સુખ ભોગવિયે, ગમે તેમ સ્વતંત્રતાથી ફરીયે, આપણે જગતના ઇશ્વર બરાબર થઇને છાતી કાઢી ચાલીયે પણ સુજનતા દેવીનું આરાધન નથી થયું ત્યાંસુધી સધળી કુશળતા અને વિદ્યા પણ નકામી છે, એમ આબાલવૃદ્ધ સ્રીપુરૂષોએ જાણવું જોઇએ. દેશી અને પરદેશી લોકોનાં વૃત્તાંતો કે ઇતિહાસો જોશું તો માંહીથી પરાક્રમી પુરૂષો શિવાય કોઇ કોઇ સુજન માણસોનું પણ નામ આવતું હશે. આપણે એના ઉપર કેવા પ્રેમની દૃષ્ટિએ જોઇએ છિયે? એવીજ રીતે ઉછરતી પ્રજા પણ આપણા તરફ પ્રેમની નજરે જુવે, આપણાં સદાચરણથી આશ્ચર્ય પામે, તે પ્રમાણે ચાલવાનું અનુકરણ કરે અને પ્રસન્ન થઇને ક્ષણવાર વાહવાહ કહે, એવા આપણે થવાનેમાટે શામાટે બેસી રેહેવું જોઇએ ? શું આપણે મન, બુદ્ધિ, ઇંદ્રિય કે અંગો વગરના છિયે કે જાણી જોઇને પોતાના હાથમાંનો લાભ જવા દઇએ ! માટે મારા પ્રિયમિત્રોને ભલામણ કરવાની કે, દુર્લભ સુજનતાને મેળવીને તમે પણ જગત્માં દુર્લભ બનો. સદ્ગુણના સંગ્રહથી દુર્લભ થાય છે તેજ જગતમાં દુર્લભ અને ચિરંજીવ છે. આગળના મહાત્માઓ અને હમણાના ઉદ્યમી લોકો જે રીતે કરી ગયા હોય અને કરતા હોય તે રીતે પ્રયત્ન કરીને સુજનતા સંપાદન કરવી. તે કદી દુર્લભ હોવાથી પ્રાપ્ત નહિ થાય તો પણ તેમાં વૃત્તિ રેહેવાથી પણ જે લાભ થશે તે ઘણો છે. સ્મશાનવૈરાગ્ય પણ ઘણીવાર સારૂં કામ કરે છે તો સુજનતાનું થોડું સ્મરણ પણ ઘણું કામ કરનાર થશે. સુજનતા એ અમૃતવલ્લી છે. એનો આશ્રય કરનાર તો મુક્ત થાય પણ તેનો જેને પવન લાગે તે પણ અજર અમર થઇ જાય છે. માટે એ સર્વોત્તમ સુજનતા દેવીની સહુએ ઉપાસના કરવી. એ સર્વ વ્યવહારમાં, ધ-

મેના કામમા, ઉદ્યમમા, વિદ્યા મા, અને સંસારસાગર તરવામા તથા ભયને મટાડવામા, સર્વદા ઉપયોગી અને સહાયતા કરનારી છે ત્યારે શામાટે તેને શીખવવી જોઇએ? જેનાથી સુજનતા શીખાણી તેનાથી ભલે ને સુખી વિદ્વાન કે ધનવાન હોય તો પણ તેનાથી લક્ષ્મી, વિદ્યા, અને પરમેશ્વર શોભાણાજ છે એમ જાણવુ વિશેષ સુજ્ઞનેમાટે બોલવુ વૃથા છે તો પણ

अनेन मर्त्यदेहेन यल्लोकद्वयशर्मदम् ।
विचिंत्य तदनुष्ठेयं कर्म हेयं ततोन्यथा ॥

આ મર્ત્ય એટલે માણસના દેહવડે જે બેય લોકમા કલ્યાણ આપે એવુ હોય તેવુ કામ વિચારીને કરવુ અને તેવિના બીજુ બેય લોકને સુધારે તેવુ ન હોય તે તજી દેવુ

વિચારી જોવાથી સુજનતા કે જે અતિશય દુર્લભ છે તેજ બેય લોક સુધારનાર કર્મ છે માટે પ્રીતિથી સહુએ ગ્રહણ કરવુ, કેમ કે એ દુર્લભ સુજનતા પ્રાપ્ત ન કરાણી તો પછી આ ઘણા જન્મને અંતે મળેલુ મનુષ્ય શરીર પણ ક્યા સુલભ પડ્યુ છે? એ વળી સુજનતાના કરતા પણ વધારે દુર્લભ છે માટે આ દુર્લભ શરીરથી દુર્લભ સુજનતા સંપાદન કરી મળેલો યોગ સાર્થક કરવો એજ ઉત્તમ કર્તવ્ય છે

---

## बुद्धि

લેખક— કેશવલાલ હરિનાથ

સર્વવ્યાપક ઇશ્વરની સત્તા કેટલી હશે તે કોણ કહી શકે? સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારા, પૃથ્વી અને પૃથ્વીમા પશુ નદી, પર્વત, સમુદ્ર, વનસ્પતિ પશુ, પક્ષી અને માણસ, એમાની એક પણ વસ્તુ ઉપર પૂરો વિચાર કરવા બેસે તો વિચારનો અંત આવવા પહેલા આયુષ્યનો અંત આવે અર્વાચીન શાસ્ત્રકારો જણાવે છે કે ગ્રહ, તારા, વિગેરે પણ અહીંના જેવી દુનિયાનો સમૂહ છે ત્યા પણ પ્રાણિયોનો વાસ હશે, કેમ કે જગન્નિયંતાનુ કોઇ પણ કામ નકામુ નથી પૃથ્વીઉપર પણ અસંખ્ય પ્રાણીઓની જાતો છે તેના ત્રણ મુખ્ય ભાગ પાડી શકાય, મનુષ્યવર્ગ, પશ્વાદિવર્ગ, અને વનસ્પતિવર્ગ હાલ આપણે જે વિષયનું વિવેચન કરવાનું છે તે પરત્વે તો પક્ષી, કીટ આદિ પ્રાણીઓનો પણ પશ્વાદિવર્ગમા સમાવેશ થાય છે આ ત્રણે વર્ગમા મનુષ્ય શ્રેષ્ઠ, પશ્વાદિ, મધ્યમ તથા વનસ્પતિવર્ગ કનિષ્ઠ છે

આ ફેર શાથી પડેલા છે તે વિચારવા જેવું છે. તેમાં પણ મનુષ્યવર્ગ શ્રેષ્ઠ મનાય છે તેનું શું કારણ છે? એનામાં એક એવી શક્તિ રહેલી છે કે જે બીજા વર્ગમાં થોડી જોવામાં આવે છે. તે શક્તિનું નામ બુદ્ધિ. મનુષ્યના કરતાં પશ્વાદિમાં બુદ્ધિ થોડી અને વનસ્પતિ વર્ગમાં તો તે છેક અદૃશ્યજ છે. આ શક્તિ કાંઇ મૂર્તિમાન નથી કે તેનું અવલોકન કરી શકાય; તેથી कारणाभावात् कार्याभावः[1] । એ નિયમાનુસાર આ શક્તિનું અનુમાન તેના કાર્ય ઉપરથી કરવામાં આવેલું છે. જ્યારે તેનું રૂપ પ્રતીત નહિ હોવાથી તેના અસ્તિત્વનું ભાન કાર્ય ઉપરથી થાય છે ત્યારે તો તેની ઉત્કૃષ્ટતા અને અધમતાનું અનુમાન પણ તે ઉપરથીજ થવું જોઇએ. અમુક કારણોથી વનસ્પતિમાં જીવનક્રિયાનું અનુમાન થઇ શકે છે. પણ બુદ્ધિ તો તેમનામાં જોવામાં આવતીજ નથી. આહાર, નિદ્રા, યથેચ્છ મૈથુન, આનંદયુક્ત વ્યાપાર, પોતાને કુદરતથી મળેલાં સાધનોથી પોતાનું પોષણ-રક્ષણ આદિ ગુણોથી પશ્વાદિમાં પણ બુદ્ધિ ઠરે છે. પણ માણસની અને પશુની બુદ્ધિમાં ફેર છે. પશ્વાદિ પોતાના વ્યાપારમાં ફેરફાર કરતાં આજદિવસ સુધી દેખાયાં નથી. પણ માણસની સ્થિતિ તો આજ છે તેવી પચાશ વર્ષ પહેલાં નહોતી, અને આજથી પચાશ વર્ષ પછી પણ તેવી રહેવાની નહીં. આ પ્રમાણે જનમંડળ પોતાના વ્યાપારમાં ફેરફાર કરતું જણાય છે. તેનું કારણ તર્ક. આની સાથે સ્મરણશક્તિ વળી જબરું કામ બજાવે છે. ભૂતકાળ ભૂલવો નહિ તે સ્મરણ; અને તે ઉપરથી ભવિષ્યનો વિચાર તે તર્ક. આ બે શક્તિઓરૂપી અશ્વની સહાયથી બુદ્ધિની ગાડી પોતાનો માર્ગ કાપી શકે છે. જેમ તે બે શક્તિઓ નબળી તેમ બુદ્ધિની ગતિ પણ ધીમી.

બુદ્ધિનું સ્વરૂપ તપાસ્યું, હવે તેના કાર્યનો વિચાર કરીએ. જે જે માણસો સુકર્મથી પ્રસિદ્ધ થઇ ગયા છે તે બધા બુદ્ધિનેલીધેજ પરાક્રમ કરી ગયા છે. મોટા તત્વજ્ઞાનીઓથી આરંભીને પશુની પેઠે ભારવેહેનાર મજુરસુધીના ધંધામાં પણ બુદ્ધિજ પ્રધાનપણે વર્તે છે. જેમ બુદ્ધિનો પ્રભાવ ઓછો તેમ તેના કાર્યમાં પણ તેટલી ન્યૂનતા. સંસારના પ્રપંચથી રહીત બાળકોની રમતમાં, તરુણ વિદ્યાર્થિઓને વિદ્યાનો નિર્મળ સંસ્કાર કરવામાં, યુવાવસ્થારૂઢ દંપતીને પ્રેમમાં સુદૃઢ કરવામાં, વાત્સલ્યભાવ બતાવતાં માબાપોની છોકરાંને કેળવણી આપવાની રીતિમાં, અને છેવટ અનુભવી વૃદ્ધોના સર્વને

[1] કારણના અભાવથી કાર્યનો પણ અભાવ.

સન્માર્ગ દેખાડે તેવા યોગમા બુદ્ધિજ મહાયભૂત છે ઘરવ્યવહાર, ગામવ્ય વહાર, દેશવ્યવહાર અને જગત્વ્યવહાર પણ બુદ્ધિથીજ ચાલે છે, અને માણસોની તરેહતરેહની બુદ્ધિથીજ જનલોક આ સ્થીતિએ પહોચેલ છે વળી પ્રત્યેક મનુષ્યની બુદ્ધિમા અને તેના વલણમા ફેર હોય છે, કોઇની બુદ્ધિ વિદ્યામા, તો કોઇની વ્યવહારમા, કોઇની રાજનીતિમા તો કોઇની તત્વજ્ઞાનમા, કોઇની છળકપટમા, તો કોઇની સદ્વર્તનમા આનદ માને છે એ બુદ્ધિના ત્રણ મુખ્ય ભાગ પાડી શકાય, સાત્વિકી, રાજસી, અને તામસી આ ત્રણેમા સાત્વિકી ઉત્તમ જો સર્વસ્થળે સાત્વિકી બુદ્ધિ વ્યાપી હોય તો જગત્ શાતિથી પોતાનો વ્યવહાર ચલાવ્યા કરે જ્યારે આમજ થાય ત્યારે કલ્યાણમા પણ શીખામી રહે આમ ન હોવાથીજ જગત્ મનુષ્યને દુ ખ, ભય લાગે છે રાજસી બુદ્ધિ સ્વાર્થમા પ્રવૃત્ત રહે છે સર્વથી વધારે સુખ મેળવવાની આશામા માણસ નિરતર મચ્યો રહે છે, પણ તેમા રાજસી બુદ્ધિ તેને આડો માર્ગ દેખાડે છે તામસી તો સ્વાર્થ કે પરમાર્થ એક પણ સાધતી નથી, એટલે બનેથી અવમ છે દુ ખ તો ત્રણે બુદ્ધિવાળાને જગતમા રહ્યાથી છેજ, પણ તામસીને વગરવિચારે કર્યાનો પશ્ચાત્તાપ કરવાને અવસર આવે એટલે તેને બમણુ દુ ખ, રાજસીને પણ પશ્ચાત્તાપ તો ખરો પણ કાઇક વિચારીને કરેલુ એટલે થોડો, અને સાત્વિકીને તો ફક્ત દુ ખજ ભોગવવાનુ, પશ્ચાત્તાપ નહીં अज्ञान तमस फलम् (તામસી વૃત્તિનુ ફળ અજ્ઞાન,) એટલે તેનો કોઇ કાર્યમા જય નહીંજ અને કદી મળે તો તે તમોગુણનેલીધે નહીં પણ કોઇ બીજીજ રીતિથી તામસી બુદ્ધિથી તો અન્યરીતે મેળવેલ જય પણ વૃથા જાય મુસલમાનોએ તામસી વૃત્તિથીજ રાજ્ય ખોયુ છે રાજસી બુદ્ધિ પ્રથમ સુખના દર્શન કરાવી પાછળથી દુ ખમા ડુબાવે છે रजसस्तु फल दु खम् (રજોગુણનુ ફળ દુ ખ ) ઘણા રાજ્યકારો તામસી થવાથી પાયમાલ થયા છે રાજસી વૃત્તિવાળા બીજા રાજ્યકર્તાનો અત પણ તેજ વૃત્તિથી આવવાનો સભવ વર્તમાન રાજ્યે સાત્વિકી ઉપર થોડુ લક્ષ આપી સસારરૂપ પ્રપચના અદ્ભૂત એન બતાવી જનમડળને રાજસી બનાવી દીધુ છે હિદુઓ પરપરાથી સાત્વિક મનાયેલા છે, અને આર્યધર્મના સિદ્ધાતો ઉપરથી પણ આર્યમડળની સાત્વિકી બુદ્ધિ ઠરે છે તેઓ પણ રાજસીને આધીન થવાથીજ પાયમાલ થયા છે વળી કાળને અનુસરીને પણ

બુદ્ધિમાં ફેરફાર થાય છે. પાશ્ચાત્ય દેશની વિદ્યાથી તથા માયિક શાસ્ત્રોથી હાલ ઘણાની બુદ્ધિ રાજસી થઇ છે, પણ હાલ તો તે ઘણાને લાભકારક દેખાય છે.

૨૫. તથા કાર્ય તપાસ્યાપછી બુદ્ધિનું વલણ કેવું હોવું જોઇએ તે વિચારવાનું છે. ખરેખર સુખી થવા ઇચ્છતો હોય તેને તો સંસાર ઉપર મોહ નજ હોવો જોઇએ. આવા વિચાર ઉપર કેટલાક એવી શંકા ઉઠાવે કે જો જગન્નિયંતાની એવીજ ઇચ્છા હોત તો આપણી બુદ્ધિને મોહમાં શામાટે પ્રવર્તાવત ? આનો એટલોજ ઉત્તર ઘટે કે જો જગન્નિયંતાની એવીજ ઇચ્છા હોય તો તેમાં તમને સુખ પણ થવું જોઇએ, એટલુંજ નહીં પણ તેથી વિરૂદ્ધાચરણમાં દુઃખ પણ મળવું જોઇએ. પણ કેટલોક અનુભવ આપણને પોતાનો થાય છે તથા કેટલોક કોઇનો અનુભવ જોઇએ છીએ તે ઉપરથી સંસારમાં સુખ ઠરતુંજ નથી. બુદ્ધિ તો માત્ર સાધનરૂપે આપેલી છે. તમને જેથી અખંડ સુખ થાય તેવી રીતે તેને પ્રવર્તાવો એ તેની ઇચ્છા છે. આવું વૈરાગ્યનું જ્ઞાન તો કોઇનેજ હોય છે; ત્યારે બાકીના વ્યવહારપ્રપંચમાં મગ્ન થયેલાનું શું કરવું ? તેમને તો અનુભવ, વિદ્યા, નીતિ, વિવેક તથા દયા એ અગત્યનાં છે. આમાં પણ બુદ્ધિજ જોઇએ છીએ પણ અનુભવ અને વિદ્યા તો બુદ્ધિને સારો સંસ્કાર કરે છે, તેથીજ તે અગત્યનાં છે. નીતિથી સર્વસ્થળે જય થાય છે એમ આપણો અનુભવ કહે છે. વિવેક કુકર્મ કરતાં આપણને અટકાવે છે, અને દયાથી આપણે ઘણા જણનું કલ્યાણ કરી શકીએ છીએ અને તેમની પ્રીતિ મેળવી શકીએ છીએ, જે આપણને તેમજ આખા દેશને કોઇ વખત ભારે સહાયરૂપ થઇ પડે છે. આ ઉપરનાં સર્વ અંગ સાત્વિકી બુદ્ધિનાં છે એટલે એજ ગ્રહણકરવા યોગ્ય ઠરે છે. કોઇ કહેશે કે સાત્વિકી બુદ્ધિથી માણસ નિરૂદ્યમી થઇ જાય છે, તો તે કહેવું સાવ ભૂલ ભરેલું છે, કેમકે ઉદ્યમરહિત રહેવું એ તદ્દન ભૂલ ભરેલું છે, કેમ કે ઉદ્યમ રહિત રહેવું તે તો તામસી વૃત્તિનો ગુણ છે. ઉપર બતાવ્યાપ્રમાણે સાત્વિકીજ શ્રેષ્ઠ ઠરી માટે તેજ ગ્રહણ કરવી, અને રાજસી તામસી છોડી દઇ દુઃખ અને અજ્ઞાનથી બને તેટલાં દૂર રેહેવું.

# प्रारब्धनी विचित्रता उपर एक वात

(અમવ ગના વર્ષને પાને ૨૮૫ થી)

અનેક પ્રકારના દીવાઓની ગોઠવણી લાગી રહી હતી એક મોટી જાજમ આખા સ્થાનમા નાખી તે ઉપર મખમલનો ગાલીચો પાથર્યો હતો સામી બાજુમા બે સિહાસન નાખવામા આવ્યા હતા, જેમા સોના રૂપાની જડતરનુ કામ ઝળકી રહ્યુ હતુ ચોતરફ અરીસાની હારો ઝુકી રહી હતી કચારી એક પછી એક ભરાઇ ગઇ એક બાજુ ભાયાત તથા અમીર ઉમરાઓ બેઠા અને બીજી તરફ મુસદ્દીવર્ગ બેશી ગયો ઉદયસિહ રાજના માણસોને આદર સહિત બેસારવામા રામવર્મ લાગ્યા હતા એટલીવારમા 'જનરખે મેહેરમાન' કરતો નકી પુકાર્યો અને ભીમભા તથા બાલુભા હાજર થયા તેઓને સહુએ યથાયોગ્ય માન આપ્યુ અને તેમણે સાનનુ યથાયોગ્ય માન લઇ સર્વેનુ માન રાખ્યુ બેય કુવરોએ તમામ જરી અનના વસ્રો પેર્યા હતા, મોતીની માળાઓ તથા હીરાના હારો ધર્યા હતા, માથે શીરપેચ લગાવ્યા હતા અને રાતી મખમલના ડગલા તથા રાતી ખીનખાબના પાયજામા ધર્યા હતા, કચારી સવ બેશી ગઇ અને સભાની પડખેના દ્વારમા ચક નખાવી કુવરી કશળીબાને લઇને તેજબા પોતાના માણસો સાથે બેઠા કશળીબા બહુ વિવેકી, નરમ સ્વભાવના, દયાળુ અને સમય સમજનારા હતા તેથી તેજમાની તેની ઉપર પ્રીતિ બહુ હતી તેમજ લોકો પણ તેને જોઇ રાજબાને ભુની જતા હતા કચેરીમા નાટારમનુ કામ તથા કસુબો લેવાનુ કામ શરૂ થયુ અનેક રાગરગ અને વિનોદની વાતો પુરી થઇ રેહેતા બાર બજે કચેરી બરખાસ થઇ અને સૌ સૌને સ્થાન કે સુતા વિવાહના ઉત્સવના જેવો આનંદ એકેય નથી, તેમ છતા મત્રી હરિદત્તને, આ પ્રસગમા પણ મનમા ઉભરા આવી જતા હતા બે ત્રણ દિવસ ઓઝણુ રહ્યુ - લોકો કશળીબાને આપવાનો દાયજો જોવાને ભગવા લાગ્યા કાઇ જરીયન વસ્રો, આ ભૂષણો, સોના રૂપાના પાત્રો, વાહનો, રમકડાઓ અને બીજી અનેક ચીજો તથા હાથી ઘોડા સણગારેલા જોઇને લોકો રાજી થઇ ઘેર જતા હતા ઘેર ઘેર કશળીબાના વખાણ, ભૂપનસિહ રાજબા તથા મનુબાનુ સ્મરણ અને મત્રી હરિદત્તની રાજભક્તિ સભળાતા હતા આઠમને રોજ દસ બજાને અમને કુશળીબા સાસરે જવાને તૈયાર થયા સર્વ

સરંજામ બંધાઇ ગયો. લોકો દોડમદોડ કરવા લાગ્યા. સવારી તૈયાર થઇ અનુક્રમે ગોઠવાઇ ગઇ. કોંતલો અને ઘોડાનગારાંઓ આગળ કર્યાં. વચમાં આરબની બેરખની પછવાડે કશળીબાનો રથ અને તેને પછવાદે તેજબાનો રથ ચાલ્યો. તેની પાછળ થોડાક આરબો અને પછી ભીમભા તથા બાલરાજની ગાડી નીકળી તેમાં મંત્રી તથા પ્રધાન અને કોચમીન પાસે બે માણસો બેઠેલાં. તે પછી ભાયાતવર્ગ અમીર તથા અનુજીવી વિગેર અસંખ્ય સવારો હતા. ગાજતે વાજતે બંદુકના અવાજે સવારી ગામની બહાર નીકળીને નવા ચણાંવેલાં મંદિર આગળ ઉભી રહી. ત્યાં મહાદેવનાં દર્શન કરી સર્વ રાજકુટુબ વાહનમાં બેઠાપછી ધીરે ધીરે ચાલતાં સવારી અરધો માઇલ પોહોચી. પછી સૌને હળીમળી લેવા પોતાનો રથ ઉભો રાખી કસળીબાએ સહુને રોક્યાં. ગામની પ્રજાનાં સ્ત્રીપુરૂષો બાશ્રીને વળાવવા પાછળ ચાલી આવ્યાં હતાં. કશળીબાનો રથ એક ઝાડ નીચે છુટો અને તે પ્રમાણે તેજબા વિગેરેનાં વાહનો છુટાં. સ્ત્રીવર્ગ બાશ્રીને મળવા લાગ્યો. સહુ મળી રહ્યા પછી તેજબા મળવા ગયાં. કશળીબાનું સ્વરૂપ આટાણે અદ્ભુત હતું. તેમણે સઘળાં જરિયન વસ્ત્રો પેર્યાં હતાં, લલાટમાં જડાવ ચાડલાઓનો મોર તથા મોતીની સરો સેંથામાં લટકાવી હતી. કાનમાં સુંદર હીરા અને લીલમના કાપ ઝુમણાંસહિત પેર્યાં હતા. ડોમમાં મોતીની માળા, ચંદનહાર તથા દુગદુગી વિગેરે ઘરેણાં શોભતાં હતાં. તેર વરસની અવસ્થા પણ ઘણી મોટી દેખાતી હતી. જાણે મહાલક્ષ્મી હોય તેમ શોભતાં હતાં વીંટીઓવાળા હાથમાં એક રૂમાલ લઇ તેજ હાથે પોતાના કપોલને સ્પર્શ કરતાં રથની એક બાજુએ બેઠાં હતાં. તેજબાએ આવી દુખડાં લીધાં એટલે પ્રકાશિત મોઢે તેને પધારો કહી માન આપ્યું. તેજબાએ કહ્યું કે દીકરા ! તમારાથી ભીમભા પણ મારે વધારે નથી માટે આ વખતે તમારૂં પધારવું થતાં મારા મનને જે ન થાય તે થોડું, તોપણ કશળાં સુખેથી પધારો અને તમારા રાજ્યમાં તમે સુખીયાં થાઓ. બાલુભાની કાંઇ ચિંતા કરશોમાં. કશળીબાએ નમ્રતાથી ઉત્તર આપ્યો કે હા માતા ! એ સર્વ હું જાણું છું. ઇશ્વર આપની નેષ્ઠા પ્રમાણે આપનું કલ્યાણ કરશે. જો આપ રાજ્યમાં છો તો આજસુધી અમે આવડાં થઇને લાડ-ભોગવવા યોગ્ય થયાં છીયે. વારૂ હવે નગરમાં પધારો, એટલે હવે હું પણ રવાના થાઉ. તેજબા આંખમાં પાણી લાવી જરાક છેટે ઉભાં. અને પછી બે કુમારો સભીવર્ગ આવ્યા તેને કશળીબાએ દુખડાં લીધાં. (અપૂર્ણ.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ. | માર્ગશીર્ષ, સનત્ ૧૯૮૫. | અંક ૯ જો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### विनाशकाले विपरीतबुद्धि

उपजाति

સુબોધમા ભાગ કશો ન લાગે, મમધમા રોજ વિશેષ જાગે,
વધે દુરાચાર ઘટે સમદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
થયા કરે પાપવિષે પ્રવૃત્તિ, પ્રપચમાથી ન મળે નિવૃત્તિ,
વિકારની થાય વિશેષ વૃદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
કુસપ ને ક્લેશ ગમે વધારે, વિપત્તિમા ધૈર્ય ન ચિત્ત ધારે,
કુકર્મથી હાય હરાય ઋદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
પોતે કરેલુ સનગુ નિહાળે, આપ્તોતણા અતરને ઉકાળે,
શી રીતિથી આપડશે સુબુદ્ધિ વિનાશકાલે વિપરીત બુદ્ધિ
ચડે સદા ચિત્ત વિચિત્ર ચાળે, સુખી થવાના નિયમો ન પાળે,
વિદ્યાકળા ને વણુસે વિશુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
મોટાઇ ને માન મમત્વ નાસે, ભલાઇ ભૂડાઇ સમાન ભાસે,
આવે અનાચાર અને અશુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
વિદ્યા કળા કાઇ કરે ન કામ, ન સાભરે સદ્ગુણધામ રામ,
ચડે કઠોડે ચલ ચિત્તશુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ
સદા ભરેલો વિનયે વિચાર, ભલે ભણેલો નર હોય ભારે,
કરે કટાણે કથળી કુબુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ

### बोधवाननी स्थितिविषे

વિચાર કરનારા, જેના ચિત્તની વૃત્તિઓ ગલિત થતી જતી હોય એવા, સમજી સમજીને વ્યવહારના અનુભવાનને છોડતા જતા, કાઇક

આત્માકારપણાથી ઠરેલા મનવાળા, દૃશ્ય કે જે ત્યાગ કરવા યોગ્ય છે તેને અનુક્રમે છોડતા જતા, જ્ઞાનની ભૂમિકાઓમાં ચડતા જતા, સઘળા દૃશ્યને ચિન્માત્ર જોયા કરતા, કોઇ પદાર્થને ચૈતન્યથી ન્યારો નહિ જોતા, જેમાં નિરંતર જાગ્યા કરવું જોઇએ એવા પરમતત્ત્વમાં વૃત્તિથી જાગ્યા કરતા, ઘાટા મોહમય સંસારના માર્ગમાં વૃત્તિ નહિ રાખતા, આ લોકના તથા પરલોકના ઊંચ-નીચ ભોગો કે જેઓ ભોગવવાના સમયમાંજ રમણીય છે પણ પરિણામે વિરસ છે, તેઓમાં પૂર્ણ વૈરાગ્યનેલીધે લાલચ નહિ રાખતા અને પ્રારબ્ધે પ્રાપ્ત કરેલા ભોગોમાં પણ આસક્તિ નહિ રાખતા અધિકારી પુરૂષને જ્યારે છુટું પડી ગયેલું અનાદિકાળનું અજ્ઞાન તડકામાં હિમના સમૂહની પેઠે અત્યત પીગળીને આત્મારૂપ જળની સાથે એક થઇ જાય છે; જેમ તરંગો-વાળી અને કલ્લોલોથી હાલકલોલક થતી નદીઓ શરદૃઋતુમાં શાંત થઇ જાય છે તેમ તરંગોવાળી અને કલ્લોલોની પેઠે હાલકલોલક થતી તૃષ્ણાઓ શાંત થઇ જાય છે; જેમ ઉંદર પક્ષીઓના જાળને તોડી નાખે છે તેમ બોધ સંસા-રની વાસનાઓને તોડી નાખે છે અને વૈરાગ્યના વેગથી દેહાભિમાન પોચું પડી જાય છે ત્યારે જેમ જળ નિર્મલીના ચૂર્ણને પામીને સ્વચ્છ થઇ જાય છે તેમ તે પુરૂષનું મન વિજ્ઞાનને પામીને સ્વચ્છ થઇ જાય છે. એ સમ-યમાં કામના વગરનું, વિષયોમાં ગુણોના અનુસંધાન વગરનું, સ્ત્રીઆદિના સાહિત્ય વગરનું અને બંધનથી રહિત થયેલુ મન પાંજરામાંથી પક્ષીની પેઠે મોહમાંથી નીકળી જાય છે. સંદેહોની ભુંડાઇ શાંત થતાં વાસનાઓના વિભ્રમોથી રહિત થયેલું અને આત્માનંદથી પૂર્ણ થયેલું મન પુનમના ચંદ્રની પેઠે શોભે છે. જેમ પવન શાંત થતાં સમુદ્રમાં ઉત્તમ સુંદરતાને પ્રકટ કરનારી ઊંચા પ્રકારની સમતા ઉદય પામે છે. તેમ વાસનાઓ શાંત થતાં જ્ઞાનીના મનમાં ઉત્તમ સુંદરતાને પ્રકટ કરનારી, વિનાશ નહિં પામનારી, ઊંચા પ્રકારની સમતા પ્રાપ્ત થાય છે. જેમ સૂર્યનો ઉદય થતાં તુષારની શીતલતાથી ઘેરાએલી, અંધકારમય અને જેમાં જોલ-વાનો વ્યવહાર થતો નથી એવી રાત્રિ ક્ષીણ થઇ જાય છે તેમ બો-ધનો ઉદય થતાં મૂર્ખતાથી ઘેરાએલી, અજ્ઞાનમય અને જેમાં સચ્છા-સ્ત્રનો વ્યવહાર થતો નથી એવી સંસારની વાસના ક્ષીણ થઇ જાય છે. પરમાત્મારૂપી સૂર્યનું દર્શન થતાં શ્રવણ આદિના અભ્યાસોરૂપી પલ્લવોવાળી અને નિર્મલ પ્રકાશવાળી વિવેકરૂપ કમલિની પ્રફુલ્લિત થાય છે અને તે

પ્રાત કાળના અંધકારની પેઠે સ્વચ્છતાથી શોભે છે મનનુ આકર્ષણ કરનારી, સર્વ લોકોને આનદ આપવામા સમર્થતાવાળી અને સત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થયેલી વિચારશક્તિઓ પુનમના ચદ્રની કિરણોની પેઠે વૃદ્ધિ પામે છે આ વિષયમા ઝાઝુ શુ કહેવુ ? ટુકામા એટલુજ કહેવાનુ કે જ્ઞેયવસ્તુને જાણી ચુકેલો મહામતિ પુરૂષ નિર્મળ આકાશના મડલની પેઠે ઉદય પણ પામતો નથી અને અસ્ત પણ પામતો નથી જેણે વિચારથી આત્મતત્ત્વ જાણી લીધુ હોય એવા મહાત્માપુરૂષને સૃષ્ટિ કરવા આદિ ધનેશોમા પડેલા બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્ર અને શકર એઓ પણ શોક અને દયા પાત્ર જણાય છે જેમ મૃગો ઝાઝવાના પાણીને પ્રાપ્ત થતા નથી તેમ દેહ ધારી છતા પણ નિરહકાર ચિત્તવાળા એ જ્ઞાની પુરૂષને વિક્ષેપો પ્રાપ્ત થતા નથી સર્વ લોકો પોતપોતાના ચિત્તની વાસનાનેલીધેજ તરગોની પેઠે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે એટલા માટે જન્મ અને મરણ વાસનાવાળાનેજ લાગુ પડે છે પણ વાસનાઓથી રહિત થયેલા જ્ઞાનીને લાગુ પડતા નથી ઉત્પત્તિ અને નાશ એઓરૂપ મસારો તત્ત્વવેત્તાને લાગુ પડતાજ નથી એમ સમજનારો બ્રહ્મવેત્તા પુરૂષ તો જન્મને તથા મરણને એક જાતના તમાસા જેવા ગણી તેઓથી બિનો મળનો માને છે અને જે અજ્ઞાની હોય છે તે એઓથી બનાય છે જેમ ઘડામા રહેલુ ઘટાકાશ જન્મતુ પણ નથી અને મરતુ પણ નથી તેમ દેહમા રહેનો આત્મવેત્તા જન્મતો પણ નથી અને મરતો પણ નથી દેહને કોઇ શણગારી જાય અથવા કોઇ બગાડી જાય તોપણ તેથી આત્મવેત્તાને હર્ષ શોક થતો નથી જેમ નિર્જન પ્રદેશમા ઉદય પામેલા ઝાઝવાના પાણી સાયકાને શીતળ ચદ્રનો ઉદય થતા ક્ષીણ થઇ જાય છે તેમ મિથ્યાભ્રાંતિમા ઉદય પામેલા વાસના વિવેકનો ઉદય થતા ક્ષીણ થઇ જાય છે જ્યાસુધી ‘હુ કોણ છુ અને આ જગત્ શુ છે’ એવી રીતનો વિચાર ન કરવામા આવે ત્યાસુધી આ અધારા જેવો સસારનો આડબર સ્થિર રહે છે આ શરીર કે જે મિથ્યા ભ્રમના સમૂહથી ઉત્પન્ન થયેલુ છે અને આપદાઓના સ્થાનકરૂપ છે તેને જે પુરૂષ તત્ત્વબોધના અનુસધાનથી બાધિત દેખે તે પુરૂષનેજ દેખતો સમજવો દેશનેલીધે તથા કાળનેલીધે જે જે સુખ દુ ખ થાય છે તે ઓની સાથે મારે કશો સબધ નથી એમ જે પુરૂષ ભ્રમરહિતપણાથી જાણે તે પુરૂષનેજ જાણનારો સમજવો જેનો અત કે પાર નથી એવા આ

એમાં પણ તે તે દૃષ્ટિ કરનારાને એકસરખો અનુભવ ન થયો. એક સરખો અનુભવ ન થયા છતાં પણ કેટલાક વિષયમાં ગમે તે રીતે પણ એકસરખો સિદ્ધાંત કેટલાક લોકોનો થઇ ગયો, અને એ ક્રમ ઉપરથી આ કામનું અને આ નકામું એવો લોકોએ સિદ્ધાંત બાંધ્યો. જગત્માંહિના પ્રાણી-પદાર્થ અને ગુણવિષે આમ નિશ્ચય બંધાયા પછી પણ જે સારા પ્રાણી-પદાર્થ અને ગુણ ગણાયા તેમાં પણ બુદ્ધિમાનોમાં ભેદ પડયા કોઇએ પ્રત્યક્ષ સુખ ઉપર દૃષ્ટિ રાખી, કોઇએ પરોક્ષ ઉપર દૃષ્ટિ રાખી અને કોઇએ બન્ને ઉપર દૃષ્ટિ રાખી અને એમ કરીને વળી આનો આવો અધિકાર છે અને આનો આવો અધિકાર છે એવી જાતિની બારીઓ મેલી. સંસારના ઉપયોગી પદાર્થોને અંગીકાર નહિ કરતાં અરણ્યમાં ઇશ્વરભજન કરતાં જીવન ગાળી નાંખવું એવા વિચારના બુદ્ધિમાનો ઘણા થઇ ગયા. દક્ષ પ્રજાપતિના દશ હજાર દીકરાઓ એમજ સૃષ્ટિ કરવાનો ક્રમ છોડી દઇને ચાલી નીકળ્યા હતા, કે જે ઉપરથી દક્ષે નારદજીને શાપ દીધો હતો. ધ્રુવના વશમાં પ્રચેતા નામના રાજાઓ પણ એજ રીતે ચાલી નીકળ્યા હતા. નારદમુનિ, સનત્કુમાર, શુકદેવજી વગેરેએ તથા ઋષભદેવ તથા જડભરતે ભોગવેલી વિરક્તદશા આપણે ઇતિહાસો ઉપરથી જાણી લીધી છે. તેજ રીતે સૃષ્ટિના ક્રમને અનુસરી સંસારના સુખરૂપ મનાએલા પદાર્થોનો ઉપયોગ કરતા બુદ્ધિમંતલોકોએ સસારમાં પ્રીતિ રાખી વ્યવહાર ચલાવ્યો છે. કેટલાક આ પક્ષમાં એકમત થાય તો કેટલાક બીજા પક્ષમાં એકમત થાય, પરતુ સર્વને સુખ મેળવવા તથા સાર શોધવાની ઇચ્છા તો પરિણામે મળતી આવતી હોય છે. આમાં પણ અંતે જેણે જે રીતે સુખ મેળવવાનું માન્યું હોય તેને તે રીતિથી સુખ મળી શકતું હોય એમ પણ ઘણીવાર દેખાય છે; અને એમ થાય એ પણ અસંભવિત નથી જણાતું, કેમકે સુખ

અમ

૧.કલ્પિત ભાવના ગણી શકાય છે. જગતમાં અનેક પ્રકારના

તુંપણું

લીન થયાં કે ગુણો વિદ્વાનોના પરિચયમાં આવ્યા તેમાં જેનો સર્વથી તને પૂરનારા પોર્તયો નહિ અને તેથી હાનિજ દેખાવા લાગી, ત્યારે તે રહિત દેખે તેજ દેખો ગણવામાં આવ્યો. છેવટ કેટલાક આસ્તિકતા-વિવેકથી થએલા આત્મ બાંધ્યો કે ઇશ્વરે આરંભેલી સૃષ્ટિમાં કાંઇપણ પુરૂપ વ્યવહારને દેખ! પ્રાણી-પદાર્થ અને ગુણને ઉત્તરોત્તર વધારે

મળતો આનતો સર્વના જાણવામાં આવ્યો અને એ ઉપરથી વિવેકીઓને એમ ભાસ્યુ કે જગતમા કાઇ પણ નકામુ નથી, પરંતુ જે નકામુ લાગે છે તે આપણી ભૂલ થાય છે આવી રીતનો તેઓનો આભામ આપણને પણ કેટલેક અંશે આસ્તા રાખવા યોગ્ય લાગશે આ પ્રાણી, પદાર્થ કે ગુણ સારો અને આ નરતો એવો ભેદ તો જે સર્વમાન્ય થઇ ગયો હોય તે તેમજ માનવો એ સર્વોત્તમ છે તે સાથે હવે તે નકામો છે કે કામનો છે તે તેના ઉપયોગ ઉપર આધાર રાખે છે અને એનો ઉપયોગ મનુષ્યના બુદ્ધિ ઉપર આધાર રાખે છે આખુ જગત્ અને વિદ્વાન્ અને મૂખ સઘળા લોક એક ગુણ અને પદાર્થને શ્રેષ્ઠ માનતા હોય તે પણ જ્યારે એક કોઇ યોજના કરનારને નરતુ પરિણામ થયુ ત્યારે તેમા તે ગુણ કે પદાર્થનો ગો દોષ ? જો તે ગુણ કે પદાર્થ જગત્ની દૃષ્ટિમા નઠારો ઠરેલ હોય તો ક્ષણનાર તેનો દોષ આપણે દેખિયે પણ તે પદાર્થ કે ગુણ સારો ગણાયો હોય તેમ છતા તેની યોજનાનું ફળ વિપરીત થાય તો તે યોજના કરનારનોજ દોષ દેખશુ કોઇ પણ પદાથ, પ્રાણી અને ગુણને પછી તે સારો ગણાયો હોય કે નરતો ગણાયો હોય પરતુ તેને તેની યોગ્યતા પ્રમાણે યોજના કરવી એજ બુદ્ધિની સૂક્ષ્મતાનુ પરિણામ છે ઉપયોગ કરતા ન આવડે તો પછી બુદ્ધિનો બીજો શો ઉપયોગ છે અને પદાથની યોગ્યતા પણ કેમ જણાય ?

પ્રાણીઓ તો જગતમા ઘણાય છે તેમા સ્થાવર કરતા જગમ વધારે સારા કહેવાયા તે ચલનશક્તિ ઉપરથી અને જગમમા પણ મનુષ્યો શ્રેષ્ઠ કહેવાયા તે બુદ્ધિની અધિકતાને લીધેજ જો બુદ્ધિની અધિકતા ન હોય તો પશુમા અને મનુષ્યમા પછી ફેરજ શો રહ્યો પશુ તો ઘણુ ઉપયોગી પણ મનુષ્ય તો ઉપયોગી પણ નહિ આટલામાટે બુદ્ધિની અધિકતાથી મનુષ્ય અધિક ગણાયુ અધિક તો ગણાયુ પણ બુદ્ધિની બક્ષીમ સાથે પદાર્થોની યોજનાનો ઉદય પામે તોજ બુદ્ધિ મળી તે સફળ છે યોજનામા પણ સારા પદાર્થને સારી રીતે યોજવો તેતો હજી પણ થઇ શકે પણ નઠારાને સારી રીતે યોજવો એ વાત કાઇક કઠણ છે કેટલાક તો સારા પદાર્થને પણ યોજનાના વિષમપણાથી હલકામા હલકો કરી નાખે છે ત્યા એમ સમજવુ કે એમા પદાર્થનો કાઇ વાક નથી પણ યોજનારનો વાક છે કોઇ પદાથ કે ગુણ સારાજ કહેવાઇ ગયા અને કોઇ નઠારાજ કહેવાઇ ગયા તેમા યોજના એ પણ બલવાન કારણ લાગે

છે. જગત્‌માં સ્વાભાવિક રીતે વિચારતાં જે કાંઇ નામરૂપાત્મક વસ્તુ છે તે સર્વ ઉપયોગીજ કહેવાય છે, પરંતુ પદાર્થોના ગુણ-સ્વભાવ ઉપરથી તેઓનો સારા-માઠા ભેદથી વર્ગ કરેલો હોય છે; પરંતુ કેટલાય પદાર્થો એવા છે કે તે સારો છે કે માઠો એમ તેની યોજના કર્યા પછી તેની કયા વર્ગમાં ગણત્રી કરવી તે ખબર પડે છે; પરતુ યોજના કરનાર બરાબર ન હોય તો જોનારની સમજણમાં ભૂલ પડી જાય છે.

જુવો કે આ મનુષ્ય શરીર ક્યાંઇ મહા અપવિત્ર, મળમૂત્રનું પાત્ર, ક્ષણભંગુર અને ત્રિધા તાપનું સ્થાન છે એમ વર્ણવ્યું છે, તે યોજના કરનારાઓના અનુભવથી વર્ણવેલ છે. તેજ શરીરને, અમૂલ્ય, દુર્લભ, ઉત્તમ, અને સંસારનો પાર ઉતારનાર વહાણ સરખું તથા સર્વ સુખ-ભોગનું સ્થાન ગણ્યું છે, એ પણ યોજના કરનારની બુદ્ધિનું પરિણામ છે. આ ઉપરથી એમ માની શકાય છે કે જે જેવું પાત્ર તેને તેવી જાતિની પદાર્થની યોગ્યતા ભાસે છે. કેટલાક ગુણ-પદાર્થો એવા છે કે ગમે તે રીતે યોજવાથી તે ગુણરૂપજ થાય છે, પરંતુ કેટલાક પદાર્થો એવા છે કે ગમે તે રીતે તેની યોજના થાયજ નહિ; પરંતુ તેના ગુણ-સ્વભાવ પ્રમાણેજ સમયાનુસાર યોજના થાય. અને એમ યોજના થાય તોજ ગુણ-પદાર્થ ઉપયોગી કહેવાય. નહિ તો કહેવાય નહિ. આંજણ એ સાધારણ વસ્તુ છે. એ આંજણ નાનાં બાળકની આંખમાં શણગાર સજાવી થોડુ આંજ્યુ હોય તો સાંજને સમયે બહુ બહાર કરે છે. તેજ આંજણ જો કોઇ મોટા માણસના નાક ઉપર લગાડી દીધું હોય તો કેવું લાગે ? ખરેખર હસવા જેવુજ લાગે અને આંજણની તથા માણસની કિંમતમાં પણ ઘટારો થઇ જાય. યોજનાનું કામ આવું છે. એક કોઇ બલવાન માણસે કોઇ અપરાધી ચાર લોકોને પોતે એકલાએ ચાર જણને પકડી લીધા હોય તેની ઉપર રાજી થઇને કોઇ મહારાજા તેને સેનાધિપતિ બનાવી બક્ષીસમાં તરવાર આપે અને તેજ તરવારનો ઉપયોગ સંગ્રામમાં શત્રુને સંહાર કરવામાં નહિ કરતાં કોઇ કારણુનાર પોતાનાજ અંગ ઉપર વાપરે તો એમાં તરવારનો શો દોષ છે ? આ કેવળ યોજના કરનારની ક્રિયાથીજ એ ઉપયોગી પદાર્થ નિંદિત અને નાસ ઉપજાવનાર થયો. સંસારમાં જેટલો વ્યવહાર કહિયે તેટલો યોજના ઉપરજ ચાલેલો જણાય છે અને સિદ્ધાંતો પણ જે નોખા નોખા બનાયા છે તે પણ યોજના થયા પછીના પરિણામ ઉપરથીજ બંધાયા જણાય છે. અમુક

ઔષધિથી જ્વરનો નાશ થાય, અમુકથી ઉધરસનો નાશ થાય, અમુકથી અજીર્ણનો નાશ થાય એ પણ એક જાતિની યોજનાથી સમજાય છે પૃથ્વી ઉપરના મકાન મોટો આકાશ જોઈને આપણને કેવો ચમત્કાર લાગે છે! વાયુ અગ્નિ વિજળી, જળ અને પૃથ્વીના ગુણધર્મ વિગેરે પદાર્થોની યોજનાથી લોકોએ સુખના વિચિત્ર સાધનોના યંત્રો અને પદાર્થો બનાવી પૃથ્વીને ભરી મેલી છે, એ યોજનાના ફળરૂપ બનેલું છે જેવો યોજના કરનાર હોય પદાર્થ પણ તેવુંજ ... પડે છે, કેમકે પદાર્થો પોતે જડ છે તેના ગુણો પણ યોજના કરનારને આધીન રહેલા હોય છે

સ્વાભાવિક રીતે કોઈ એક ગુણ પદાર્થ પણ પોતાને યોગ્ય સ્થાને યોજવાથી તે બહુ ઉપયોગી અને શ્રેષ્ઠ ગણાય છે અને બહુ સારો, મોંઘો કે ઉત્તમ પદાર્થ પણ યોગ્ય સ્થળે યોજના નહિ થવાથી નિરુપયોગી અને નિંદ્ય અથવા ઉપેક્ષા કરવા યોગ્ય થાય છે હીરા મોતીના ઝુમખામાં રહેલી મોટાઈ કોઈ મહારાજાના શિરપેચમાં જડાય ત્યારે કેટલી બધી ઉપયોગી થઈ પડે છે અને તેજ હીરામોતી જો શિરપેચમાં નહિ નાખતા તેની રાખ કરી નાંખી વાસણ માંજવાના કામમાં વાપરવામાં આવે તો તે કેટલું બધું વિપરીત થાય?

સુનાવસ્થાવિષે આગળ અમે લખી ગયા છીએ એને વિદ્વાનોએ કેટલી બધી નિંદિત ગણી છે તે તેજ વખતે જણાવ્યું છે એટલી બધી નિંદિત થવાનું જો કારણ જોઈએ તો માત્ર તેની યોજનાજ છે, નહિ તો જે અવસ્થા મન સાધન કરવાનું સ્થાન અને શ્રેષ્ઠ છે તે નિંદિત કેમ થાય? ઘણા ગુણ પદાર્થની યોજના ઉત્તમ માર્ગમાં કરવી પડે છે અને અધમ માર્ગમાં વગર યોજનાએ યોજના થઈ જાય છે તેથીપણ ગુણ પદાર્થની નિંદા સ્તુતિ થાય છે પણ તે પણ તે ગુણ પદાર્થને યોજના કરનારના સ્વભાવ ઉપર રહેવાથી મન ગુણદોષનું પ્રધાન યોજના કરનાર જ છે મણિને કોઈ મોટાને માને કથીરમાં જડી દે તો જડનારની ભુલ સમજવી જોઈએ

લોકો બહુબુદ્ધિથી હીન થઈ જવાનો સંભવ જોઈને જાણે કેમ વિદ્વાનો ખાતા હોય તેમ સુખરૂપ પદાર્થો પણ યોજના નહિ કરતા આવડે તો દુઃખરૂપ થવે જાણી તેને આગળથીજ દુઃખરૂપ દેખાડી ગયા તેમાં તેમણે ગહન ચતુરતા વાપરી છે, એમ જણાય છે જે ઉચ્ચ બુદ્ધિવાળા મનુષ્ય થાય છે તે સઘળા લખાણનો સાર સમજી સારી યોજના કરી સર્વ ગુણ પદાર્થ

થીને સુખરૂપ કરી લે છે. એટલે આજસુધીમાં સારા ઉપયોગી લાગતા ગુણ-પદાર્થ કે નામ-રૂપમાં કોઇ મહાત્માઓએ તેને બંધનકારક કે દુઃખકારક લખ્યા હોય તો તે તેનું લખવું થયા યોગ્ય સમજવું જોઇએ; કેમકે એ લેખો તો બહુ ગંભીર બોધ આપનાર અને વિચારી ચાલનારને અતિ સુખરૂપ થઈ પડે છે.

અહીં આપણે શરીરના જે ષડ્‌રિપુ છે, તેવિષે સમજવામાટે આટલું બધું લખાણ કર્યું છે માટે તેને તપાસિયે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ શરીરમાંના છ શત્રુ ગણાય છે. એનો સામાન્ય રીતે અર્થ, લોકો જાણી શકે છે. પંચભૂતનું શરીર બનાવીને પરમેશ્વરે તેમાં જે જે કાંઇ મેલેલું છે તેમાં કાંઇપણ અનુપયોગી, વધારે કે માણસની ક્રિયાની પેઠે અમથું મેલેલું ન હોય એમ તો સાધારણ બુદ્ધિમાન્ પણ જાણી શકે આમ છતાં કામ ક્રોધાદિકને રિપુ (શત્રુ) નું વિશેષણ શા કારણથી અપાયુ ? ખરૂં જોતાં તે ગુણો કાંઇ સ્વતંત્રનો નહિ હોવા જોઇએ, કેમકે તે દેહીને (જીવને) આધીન છે. તેમ છતાં દેહી (જીવ) તેઓને આધીન ન રાખી શક્યો માટે તે શત્રુરૂપે થઇ પડચા, એમાં એ ગુણોનો દોષ ન ગણાય જો ગુણોનો દોષ હોય તો સર્વત્ર એકસરખો લાગુ પડવો જોઇએ. એ ગુણો જો સ્વતંત્ર થઇ જાય છે તો શત્રુનું કામ કરે છે અને જીવના સ્વાધીનમાં રહે છે તો મિત્રનું કામ કરે છે. એટલામાટે તેને સ્વતત્ર થવા ન દેવા જોઇએ. વાઘ જેવાં ભયંકર ફાડી ખાનારાં પ્રાણીઓ જગતમાં મહા અનર્થરૂપ ગણાયાં છે. એવાં પ્રાણીઓને સ્વતંત્ર રાખવાથી તેઓ કેવાં માયાળુ અને ઉપયોગી બને છે તે કોઇથી અજાણ્યું નથી. સર્વત્ર જોઇએ ત્યાં યોજનાનીજ આવશ્યકતા છે. કામ, ક્રોધ અને લોભ એને શ્રીકૃષ્ણ પરમાત્માએ નરકના દ્વારરૂપ કહ્યા છે તે વાત ખરેખરી છે અને એટલામાટેજ તે શત્રુરૂપ છે. એ ગુણો મનમાંથી પ્રકટ થાય છે માટે મન જો વશ્ય હોય તો એ ગુણો વશ્ય રહે છે. અને વશ્ય રેહેવાથી અથવા જોઇ વિચારી તેનો ઉપયોગ કરવાથી મિત્રરૂપ થાય છે. કામ એટલે ઇચ્છા તે સારા પદાર્થની પણ થાય અને નરસાની પણ થાય. રજોગુણથી મન રંગાયેલું હોવાનેલીધે બંધનકારક વિષયોની ઇચ્છા થાય છે પણ સુખકારકની ઇચ્છા થતી નથી. એ વિષયોને ગ્રહણ કરવા જતાં કાંઇ વિઘ્નો નડે કે પ્રતિબંધ આવે તો ક્રોધ ઉપજે છે અને સહજ વાતમાં આખા કુલનું નિકંદન થઇ જતાં વાર લાગતી નથી. કામને ક્રોધનો

આવેશ જ્યારે મામને આવે છે ત્યારે, તેઓ છતી આંખે આંધળા, છતા કાને બેરા, છતી બુદ્ધિયે જડ, વિદ્વાન છતા મૂર્ખ, અને ગાણુન છતા પશુ બને છે આમ થાય એટલે પછી તેને શત્રુ નહિ તો મિત્ર કોણ કહે? પણ આમા ભુન એ ગુણોની નથી મેળવેની વસ્તુ ઓછી નહિ થવા દેવી એ લોભ પણ સામાજિક વિષયોમા ગખવાના આવે છે પણ કાઇ દિવસ ખુટે નહિ તેના સુખના સાધનમા ગખવામા આવતો નથી એવી રીતે એ સઘ ગુણો છતી રીતે વધવા દીવા એટલે મોહ, મદ અને મત્સર તેમાથીજ થઇને તેને અપકારી થાય છે આટનામાટે તે શત્રુ છે અને અવશ્ય તે બુદ્ધિ, બળ, વિવેક, વૈરાગ્યાદિ મનુષ્યની સંપત્તિને હરિ લઇ નરકના બારણા દેખાડનાર થાય છે એનાથી બીજો મોટો શત્રુ કોણ? જો એજ ગનુને નિયમમા રાખી શ્રેષ્ઠ વિષયોમા ચડાવ્યા હોય તો અથવા યોગ્ય સ્થળે વાપર્યા હોય તો લક્ષ્મી, આયુષ્ય, અને કલ્યાણને વધારે છે પરમાર્થ વિષયમા તો એને સાવ દબાવીજ દેવા જોઇએ દબાવીને પણ પરમ સુખની ઇચ્છા, તેમા નડતા વિઘ્ન ઉપર ઇર્ષ્યા અને મેળવેના સાધન વટિ નહિ જવાની કોશીશ કરતા કાઇક અંશ એ ગુણોનો કામ લાગે છે કામ સિદ્ધ થયા પછી તેની પણ જરૂર નથી રહેતી વ્યવહાર વિષયમા મિત્રને જેમ વશ રાખી કામ કરાવિયે તેમ તેની પાસે કામ કરાવવાનુ છે અન્ન એ શરીરનુ પોષણ કરનાર પદાર્થ છે તે ઉપર જો ઇચ્છા જ ન થાય તો પછી કેમ વ્યવહાર થાય ને શરીર પણ કેમ ચાલે? એમ સઘળા સ્થળમા મનમા સમજી લેવુ કોઇ હાથમા હથીયાર લઇ મારવા આવે કે કોઇ નિરપરાધી પ્રાણીઓની હિંસા કરે તે સમયે જો ક્રોધ ન આવે તો પછી તે ક્રોધ શુ કામ કરે? જગતમા કીર્તિ અને મોટાઇમાટે લોભ ન રહે તો પછી તે લોભ શુ કામ લાગે? એમનેએમ સઘળા ગુણોનુ સમજી લેવુ યોજના સારી થાય તો હલકા ગુણોપણ શોભી નીકળે છે અને યોજના અયોગ્ય થાય તો સારા ગુણોપણ શોભતા નથી શણગાર સજતા બાળકને આંજણનો ચાડનો (મસો) કાન આગળ કરવામા આવે તે બહુ શોભા આપે છે, પણ તેજ જો કપાળમા કરવામા આવે કે નાકપર કરવામા આવે તો કેવો ખરાબ લાગે? પરમ દયાળુ પરમેશ્વરે જે જે પદાર્થો ઉત્પન્ન કર્યા તેને સારા માઠાની છાપ જનસમૂહે પાડી તે ઠીક છે, પણ એ છાપ પાડયા પછી પણ આચરણ કરવામા લોકોએ સૂક્ષ્મ વિચાર રાખ્યો નહિ સઘળા ગુણ પદાર્થની સંસારમા જરૂર પડે છે ઇશ્વરની

બીબાને મળવા ગયાં. આટલી વારથી ભરાઇ રહેલું મન કશળીબાએ નેત્ર દ્વારે ખાલી કર્યું. કાંઇ બોલવાનું તેને સુજ્યું નહિ ને હીબકા ભરવા લાગ્યાં. જમનાબાએ છાતી સાથે રથમાં બેશી તેને ચાંપ્યાં. અને આંખમાં આવતાં આંસુ અટકાવીને બોધ આપતાં જણાવ્યું કે દીકરા! આ મહા આનંદનો સમય છે. આપ યોગ્ય રાજકુમારને પરણીને સાસરે પધારો છો એ જોવાને અમને સમય મળ્યો છે. દૈવેચ્છાથી માતા પિતાની આજસુધી હયાતી ન રહી એ અસતોષ હવે મનમાં લાવવાથી કાંઇ ફળ નથી. બેન! આ રાજ્ય તમારૂં છે. ભાઇ ઉપર માયા રાખજો અને તમારા વૃદ્ધ કાકાની કાગળપત્રથી સભાળ લેજો. દીકરા! હવે મન ધારણાએ રાખો. આટલા દિવસ તમે દીકરી હતાં. હવે તમે રાજયપત્ની થયાં છો. તો સર્વવાતે ગભીરતા રાખતાં શીખવું. સાસરે જઇને અહી જેજે સદ્‌ગુણથી અમારૂં મન ખેંચીને અમને બાંધી લીધાં છે તેથી સરસ સદ્‌ગુણથી તમારાં સાસુ-સસરાને પ્રસન્ન કરજો તથા તમારા શિરછત્ર પતિની પ્રીતિ મેળવજો. મોટામાં મોટું એજ કામ તમારે કરવાનું છે. વિશેષ તમે સમજું ને શીખેલાંને શુ કહેવું હોય! આટલા અક્ષર બોલી આંસુ વાળે મોઢે સારી પેઠે કશળીબાને મળી જમનાંબા નીચે ઉતર્યાં. કશળીબાએ પગે લાગી જણાવ્યું કે મારાં માતાપિતા તમેજ છો માટે વધારે કાંઇ નથી કેતી કેમકે મારૂં હૃદય ભરાઇ આવે છે. ત્યારપછી હરિદત્ત મત્રી બાશ્રી કશળીબાપાસે આવ્યા. બાનું મોઢું એક કોરે સાસરે જવાના આનંદમાં અને બીજી કોરે પોતાના પિતાનું ઘર છોડવાથી થતા ખેદમાં દેખી હરિદત્ત પણ તેજ સ્થિતિમાં આવ્યા. ગમે તેવું ધીરજવાળું માણસ પણ પોતાના માની લીધેલાના વિયોગમાં ધૈર્ય રાખી ન શકે, એ સ્વાભાવિક છે. જરાક હર્ષાશ્રુ પડતાં વેંત હરિદત્તે ધૈર્ય પકડ્યું. કુશળીબા રડી પડ્યાં. તેને પોતાના સોગન આપી જમનાંબાને તેની પાસે બેસાડી શીખાણ દેતાં બોલ્યા કે, બેન! આયુષ્માન મનુબા ગાદીએ બેસે એ સમય નજરે જોવાની તો વેળા આવે એવી આશા રહેતી નથી પણ આપ કશળ્યાં પરણીને સાસરે પધારો એ લાવ જોવાને મારી પૂર્ણ ઇચ્છા આજ પૂર્ણ થઇ છે. તેમજ આપને સર્વવાતે યોગ્યજ રાજ્યના રાજપુત્ર સાથે તમારો સંબંધ થયો છે તેપણ અતિ સંતોષકારક વાત થઇ છે. હવે તમે તમારા રાજ્યમાં સુખીયાં થાઓ અને કીર્તિ સંપાદન કરો એટલુંજ માત્ર તમારા તરફથી જોવાને મારે બાકી છે. આ રાજ્યમાં તમે

પછી શુ બનશે તે તો ઇશ્વર જાણે, પણ એટલુ તો કહુ છુ કે જ્યાસુધી મારા પ્રાણ છે અને જ્યાસુધી મારૂ કુટુબ હયાત છે ત્યાસુધી બાલુ ભાની તમારે કાઇ ચિતા ન રાખવી એ મારા તો શુ પણ આખી પ્રજાના પ્રાણ છે આટલી વાત કરી ત્યાસુધી વધારે વધારે ખે કરતા સર્વના હૃદય ભરાઇ આવ્યા પછી જમનાબા બાનડી પાસેથી કશળીબાને પીવાસારૂ પાણી લેવા ગયા એટલા વખતમા ફરીને હરિદત્ત બોલ્યા કે બેન ! આ વાત જાણવાથી કાઇ હર્ષ કે શોક જેવુ કારણ નથી તોપણ જણાવુ છુ કે મનુભાની શોધ માટે હુ બહુ તજવીજ કરૂ છુ આજ સવારે એક અજાણ્યો માણસ હુ પાઠપૂજા કરતો હતો તે વખતે કાઇક મર્મ ભેદના વેણ બોલી ગયો છે તે ઉપરથી મને ઘણા વિચારો ઉઠ્યા છે કે જેનુ પરિણામ ઇશ્વર કરશે તો સહુને સતોષ ઉપજાવનાર થશે વચમા કશળીબા સાવધાન થઇ બોલી ઉઠ્યા કે કાકા ! ઘણા સારા ખબર મે સાભળ્યા મને હમણા જે જમણી આખ ફરકી તેનુ ફળ જોયુ આ ખબર ના સબધમા મારે સાસરે જઇને હુ દશ હજાર મોટોર વર્ષના કામમા વાપરીશ એમ કહે છે ત્યા જમનાબા બાનડી સાથે પાણી લઇ આવ્યા તે પીને કશળીબા સ્વસ્થ થયા પછી હરિદત્ત બોલ્યા કે બા સાહેબ ! સાસરે જઇને જેવીરીતે અહી સૌને સતોષ આપ્યો છે તેવીરીતે ત્યા આપજો પુણ્યપર પ્રીતિ રાખી પ્રજાનો પ્રેમ મેળવજો રાજાને પ્રજા છે તે કામદુધા છે એટલામાટે તેને સવ વાતે સુખી રાખવી એ પ્રજા છે તોજ રાજાનુ રાજાપણુ છે હજુ તમે બાળક છો માટે મારે કહેવુ જોઇએ કે કોઇને પણ વિશ્વાસ પાત્ર કરતા પેલા ઘણી સાવવાની રાખજો હૃદયમા વીર જ રાખજો સગત તમે તમારા ગુણની શાસ્ત્રોની અને તમારા પતિ નીજ રાખજો ઉદયરાજ મહારાજ સર્વવાતે સમજુ છે તમે પણ સર્વ વાતે સમજુ છો તોપણ કોઇવાર પણ રાજ્યહઠ કે સ્રીહઠમા પતિને કલેશ થાય એવુ ન કરશો સ્રીઓનુ ભૂષણ મર્યાદા, સદાચાર અને સુસ્વભાવ એજ છે માટે એથીજ સદાય શોભીતા થજો હવે આજ હુ તમારી છેલ્લા દર્શન કરૂછુ હવે પછી કયે પ્રસગે તમે પધારશો તે કહી શકતો નથી તોપણ એટલુ કહુ છુ કે કોઇ વખત તમોને વઢ્યો હોઇશ કે બરાબર સતોષ નહિ ઉપજાવી શક્યો હોઉ તો તે સર્વ અપરાધ મનમા ન લાવતા જે કાઇ બન્યુ તે સપૂર્ણ માની લેજો અને તમારા સર્વ ઉપર જેવી માયા છે તેથી પ્રતિદિન વધારે રાખજો તમારો નિરભિમાની સ્વભાવ, સરલતા,

સુભાગ્યતા અને મર્યાદા તમારૂં સંરક્ષણ કરશે. હવે તડકો બહુ થઇ ગયો છે. લોકો બધાં ઉદાસી મોઢે તડકે તપે છે, માટે સહુને રજા આપો. આપ પણ સિધાવવાની તૈયારી કરો. બાકી જે તમોને છેવટની શીખામણ દેવી ઘટશે તે પાછળથી લઇ મોકલીશ. કશળીબા ગળગળે સાદે બોલ્યાં કે મારાં માતા, પિતા કે ભાઇ, જે કહુ તે તમે છો. જે કાંઇ તેનાથી ન થાય તે તમે કરીને પરમેશ્વરની પ્રીતિ તથા જે પુણ્ય મેળવ્યુ છે, તે રાજ્યપ્રસગમાં કોઇકજ મેળવી શકે. ધન્ય છે તમારાં એક રગીપણાને. હું જે કાંઇ સમજતી હોઉ તે બધો તમારો પ્રતાપ છે. મને કોઇવાતે કોઇ દિવસ કાંઇ ઓછું આવ્યુ નથી માટે તે વિષે કશી ચિંતા કરશો માં. તમે મને મોટા કરીને જે કાંઇ આપ્યુ છે તે પ્રમાણે તેનો બદલો ઇશ્વરજ તમને આપી શકે તેમ છે. અને હજી પણ હું તમારા તરફથી જે મળે તે લેવાનું પાત્ર રહી છુ. રાજ્યના પિતા તમેજ છો, માટે વિશેષ આપને આપનુંજ શીખવેલુ સભળાવવું એ ખોટુ કેહેવાય સૌની સંભાળ રાખજો અને મારી ઉપર જેવું હેત છે તેવું સદાય રાખજો. અને સારે વખતે મને સભારજો. વિશેષ આ વખતે બીજુ કોઇ બોલવું મને યાદ આવતુ નથી ઢીલે મોઢે હરિદત્ત પાછા વળી વાહન પાસે આવ્યા. જમનાબા કશળીબાને મળી તે પણ પાછાં રથ પાસે આવ્યાં. સવારી પાછી રવાના થાવાને તૈયાર થઇ. કશળીબા પોતે કાંઇ કોઇને આપે તો કોઇ લે નહિ તેથી એક ચીઠીની યાદીમાં જેને જેને કાંઇ આપવું ઘટે તેને માટે લખીને હરિદત્ત મત્રીને મોકલાવી. તથા પોતાની સદાયની યાદગીરીમાટે એક મોતીનો હાર બાલુભાને ને ભીમભાને ભેટ મોકલ્યો. બાલુભા પાછા જઇ પગે લાગ્યા. બાએ દુઃખડાં લીધાં ને કહ્યું કે ભાઇ, આ મોતીનો હાર નથી. આ મારો આશીર્વાદ છે માટે તે સુખેથી ગ્રહણ કરો. એ વાતમાં ધર્મ કે વ્યવહાર વચમાં ન લાવવો. બીજી વ્યવસ્થા મે લખી છે તે પ્રમાણે આપણા કાકા જરૂર કરશે. જમનાબાએ બાલુભાને સમજાવ્યા અને તે હાર તેમણે રાખી રજા લઇ વાહનપર સવારી કરી ગામની પ્રજા અને રાજ્યમડળ સર્વ ઉભું રહ્યું તથા કશળીબા તરફની સવારી ધીરે ધીરે ચાલવા લાગી. રથ જોડયા પછી કશળીબા સૌને માન આપવા હેઠાં ઉતર્યાં, એટલે તેજબા જમનાબાએ સર્વેપાસે આવ્યાં અને તેને પરાણે રથમાં બેસાર્યાં અને તેના આગ્રહથી તેમણે પણ રથમાં બેસવા કબુલ કર્યું. (અપૂર્ણ.)

# बालकने नहावा विषे

મનુષ્યોને નિરંતર પોતાના સુખ દુઃખ કે વ્યવહાર ઉપરથી સમજણ લઈ વર્તવાનું કોઈકનેજ મળે છે એનું કારણ કેવળ સદુપદેશની ન્યૂનતાથી રહેલું મૂર્ખપણુંજ છે અને તે જેમ પુરૂષમાં હોય છે તેમજ સ્ત્રિયોમાં પણ હોય છે આગળ એક વખત બાળકોને દુધપાવાની રીત ઉપર બે બોલ બોલી ગયા છિયે એ ઉપર જો વિચાર કરવામાં આવે તો ઘણાં બાળકો સુખી થઇ જાય તેમજ આ પ્રસંગે બાળકને પાણીથી નવરાવવાની બાબત ઉપર બોલિયે છિયે

સ્વાભાવિક અને કોઈની આપેલી સમજણ એમ બે પ્રકારે માણસમાં સમજણ આવે છે એ બેય રીતે જેને સમજણ આવે તે તો વ્યવહારમાં ઠીક ઠીક વર્તે છે પણ જેને બેય રીતે સમજણ ન આવે તે પોતાને કે પોતાનાને વ્યવહારમાં સુખ આપી શકે નહિ કેટલીક સ્ત્રિઓ ગમે તો નાના વયની હોય કે ગમે તો મોટા વયની હોય પરંતુ તેમને બીજાનું જોઈ સાર લેવાની સમજણ હોતી નથી તેથી ઘણી વાર કોમળ બાળકને દુઃખી કરે છે આ કેવો કાળ છે, કેવો સમય છે, કેવું પ્રયોજન છે, અને આને શું યોગ્ય છે તે વિચાર્યા વિના બાળકને નવરાવે છે શીયાળાના દિવસો હોય તો પોતે કપડાં પેહેરેલાં હોય અને બાળકને પુરૂં ઉનું ન હોય તેવું પાણી લઈને સારૂં ચોળવા લાગી જાય છે ઉનાળાના દિવસો હોય તો ઉનું કળકળતું પાણી લઈ ખારાથી ડીલ ચોળવા લાગી જાય છે ચોમાસાના દિવસો હોય તો રોજ રોજ ઠંડા પાણીથી ઘણીવાર સુધી બાળકને ધોયા કરે છે બાળક આ ટાણે તરસ્યું થયું હશે, આ ટાણે ભુખ્યું થયું હશે, આ ટાણે તેને ઉંઘાડવું જોઈએ, આ ટાણે તેને રમાડવું જોઈએ, આ ટાણે તેને લુગડાથી લપેટી રાખવું જોઇએ, આ ટાણે તેને હવા આપવી જોઇએ એ વિગેરે તો વિચાર આવતોજ નથી પરંતુ કેટલીક ચતુર વર્તવાને ઇચ્છતી સ્ત્રીઓ એકને બે ને ત્રણ ટાણાં પણ બાળકને નવરાવવાનું તો ભુલતીજ નથી પછી તેમાં ગમે તો બાળકને હિત થતું હોય કે અહિત થતું હોય તેનો કાંઇ વિચાર નહિ, આમ કરવાથી જ્યારે આજારી થાય ત્યારે પણ કોઈને બે કાંઇ ઉપાયો કરવાથી અને હદથી જાદે તેની વિપરીત માનતા કરવાથી છેવટ બાળને ખોઈ બેસી રોડાપીટ કરે છે બાળકને ગડુંગુમડું ન થાય તેનેમાટે તેનું ડીલ સારૂં રાખ

વાની અમે ના કેહેતા નથી, પરંતુ તે પણ ઘણી યોગ્ય રીતથી રાખવું જોઇએ. ઘણી ઠંડી ન હોય તે વખતે સાધારણ ગરમ પાણીથી જે પદાર્થ ચામડીમાં બળતર ન કરે એવો પદાર્થ અંગે લગાડી બહુ ઉતાવળથી નવરાવવું, માથું મેલું થયું હોય તો પણ ગોળ દુધ વગેરે બાળકોને માથે નાંખવાના પદાર્થો નાખી તરત માથું ધોઇ નાંખવું, તેમાં ધ્યાન એટલું રાખવું કે તેની આંખ, નાક, મોઢું અને કાન એ સ્થાનકો ઉપર પાણી પડવું જોઇએ નહિ. અમે એક સ્ત્રીને બાળકને નવરાવતી દીઠી, તેણે છ માસનાં બાળકને ગામઠી સાબુ સારી પેઠે ચોપડીને ડીલને ઘસવા માંડયું, કે જે સાબુ આપણે અંગે લગાડયો હોય તો આપણું અંગ પણ ચડચડે છે. છેવટ ઘણીવાર બાળકને ઉંધુ નાખીને ચીસો પાડતાં ચોળીને પછી એક સ્ત્રીએ તેને પકડી રાખ્યું અને બીજીએ તેનું જોરથી માથું ચોળવા માંડયું, એ રાડોરાડ કરતાં બાળકની તે વખતે તે દુઃખમાંથી છુટવાની શી શક્તિ હોય ? માથાનો ઉતરતો મેલ તે બાળકની આંખમાં નાકમાં અને મોઢામાં પેસી જાતો હતો. આપણે જો આ વખતે આવી સ્થિતિમાં હોઇએ તો શું કરિયે, એ કોઇ કોઇને વિચારજ ન હતો આવતો. થોડીવાર થઇ કે મોટો કળશીયો લઇને "હરહર મહાદેવ" કહીને માથે પાણી ઢોળવા માંડયું. પાણી માથેથી એકદમ મોઢા ઉપર આવતાં છોકરૂં શ્વાસ લઇ જાય અને હેબકી જાય તેથી તેને શું દુઃખ થાય તે વાતનો નવરાવનારીને વિચાર ન હતો. "હીહીહી હઇમાં" કરીને પાણી રેડે તે વખતે બાળક હેબતાઇ જાય એટલે વળી જાણે તે રાજી થાય છે એમ જાણીને પોતે પણ રાજી થાય. પણ એમ નથી જાણતાં કે તેને મોત જેવું થાય છે. આપણે જ્યારે નાહિયે છિયે ત્યારે મોઢાપર એકદમ પાણી નાખતા નથી. અને જ્યારે નાંખિયે છિયે ત્યારે શ્વાસ ઉંચો લઇને પછી નાંખિયે છિયે એટલે આપણને જણાતું નથી. બાળક બચાને ક્યારે કેમ શ્વાસ લેવો તે પણ ખબર ન હોય અને પાણી પણ એકદમ પડે તેથી બેભાન જેવું થઇ જાય છે અને આયુષ્યના બળથીજ જીવે છે. એક દહાડો ૫૦ વર્ષની સ્ત્રી કોઇના બાળકને નવરાવતી હતી અને જેવું એકદમ પાણી માથે રેડયું તેવુંજ તે બાળકનો શ્વાસ ઘુટાઇ ગયો, તેની ખબર ન પડતાં વળી તરતજ બીજો લોટો ભરીને રેડયો એમ ઘુટાઇ ગયેલાં બાળક ઉપર વચમાં વખત નહિ મળતાં બે ચાર લોટા માથે પડયા કે બાળકના પ્રાણ પરલોકમાં પોહોંચી ગયા.

ઘડી પછી જુવે છે તો વાતમા સાર કાઇ દીઠો નહિ પછી શુ કરે? ફરીથી તેણે બાળકને નવરાવવાની વાત જીવી ત્યાસુધી કરીજ નહિ આમ અ સાવધાનપણાથી બાળકોને બહુ ખમવુ પડે છે માટે જેઓ માતાપણુ ભોગવતી હોય એવી સમજુ સ્ત્રીઓએ બાળકને સમય જોઇને તે જેમ મુઝાય કે ગુગળાય નહિ તે રીતે પાણી રેડીને નવરાવવુ એમ કરવાથી બાળક રડશે નહિ બાળક તો એક ફૂલ સરખુ કેહેવાય તો તેની ફૂલની પેઠે માવજત રાખવી જેથી તેને આવ આવે નહિ ઘણા પ્રકારના બાલકોના રક્ષણમા દુધ પાવુ, નવરાવવુ, અને બીજી ઘણી બાબતમા મોટી મોટી ભુનો થાય છે તે ન થાય તોજ બાળક સુખમા ઉછરે છે ટાઢુ, ઉનુ, વધારે, ઓછુ, કડવુ, મીઠુ, ગમતુ, અણગમતુ સહન થાય તેવુ, સહન ન થાય તેવુ, જ્યારે આપણને હોય છે ત્યારે તે બાલકને પણ પોતાની શક્તિના પ્રમાણમા ઇશ્વરદત્ત જ્ઞાનનેલીધે કેમ ન હોય? હોયજ એટલામાટે બાળકને નવરાવવા વગેરેની માવજતમા મહુજ ઝીણી નજર રાખવાની જરૂર છે એને અગે બળે નહિ તેવો, આખમા, મોઢામા કે નાકમા ન જાય તેમ પદાર્થ લગાડવો, પોચે હાથે ડીલ તથા માથુ ચોળવુ અને મુઝાઇ ન જાય તેમ ડીલે અને માથે જોઇતુજ પાણી નાખવુ, નળના ધોનવા નીચે કે પાણીના પ્રવાહમા તેને રાખવુ નહિ, તેમ એકદમ મોટી ધાર પણ તેને માથે કરવી નહિ, તેમ ટાઢનો કે તડકાનો સમય હોય તેનો પણ વિચાર કરવો બાળકને ગદુ ન રેહેવા દેવુ, સ્વચ્છતા રાખવી, પરતુ સભાળ ફૂલની પેઠે રાખવી

આમને આમ કેટલીક વખત અણવડ સ્ત્રી પોતાનુ બાળક પોતાની પાસે સૂતેલુ હોય તેને ભુખ્યુ થયેલુ પણ ઉઘમા સમજતી નથી એટલુજ નહિ પણ પોતે ઉઘમા પડખુ ફરતા તેની માથે પડે છે કે જેથી કોઇ વાર તે દબાઇને મરી જાય છે કેટલીકવાર તો રાતનુ બાળક જાગે નહિ એટલામાટે અમલ કરાવે છે અને તેમાથી યોગ્ય વખતે તે બાળક નહિ જાગતા ભુખ્યુ રેહેવાથી ઘણી હાનિ થાય છે એટલામાટે ઇશ્વરે જે સ્થિતિમા તેને મેલ્યુ છે તે સ્થિતિમા તેને સરખે માર્ગે ચાલ્યા જતા સાચવવુ જોઇએ, તોજ તે સારી રીતે ઉછરે છે આમ કરતા છતા જો તે બાલક ઉછરે નહિ તો પછી દૈવેચ્છા અથવા બીજુ કાઇ કારણ કલ્પી શકાય

---

# कोई अलौकिक उत्पात अने अकस्मात.

અહો, કાળને યોગે આ જગત્માં કેવા કેવા ઉત્પાતો અને અકસ્માતો બને છે ! ! અંદર થતા રસાયન યોગોથી મોટા પર્વતો ફાટીને તેમાંથી નીકળેલા ધગધગતા રસોથી મોટાં શેહેરનાં શેહેરો દટાઇ જાય છે. અને ઘણી વાર જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થઇ જાય છે. આવી વાતો આપણે આ દેશમાં માણસોને મોઢે સાંભળિયે છિયે તે શિવાય નાના નાના ઉત્પાત અને અકસ્માતો તો જુદા. હાલમાં જે ઉત્પાત અને અકસ્માત બન્યો છે તેવો લગભગ આખી સદીમાં નહિ બન્યો હોય એવું વૃદ્ધ લોકો કહે છે. ૧૯૪૫ ના કારતક વદી ૪ બુધવારેથી થોડુ થોડું વાદળાં થઇને તોફાન શરૂ થયું. તે તોફાન કાઠીયાવાડના ઘણા ખરા ભાગમાં હતું, તો પણ કાંઠા ઉપરના ગામમાં અને દરિયામાં વધારે જોરમાં હતું. સર્વ સ્થળ કરતાં પોરબંદરથી શરૂ થયેલા કાંઠાઉપર તેનું વધારે જોર જોવામાં આવ્યું હતું. કારતક વદી ૫ ગુરૂવારને રોજ વરસાદ પડવા લાગ્યો અને પવન શરૂ રહ્યો. કચ્છ માંડવીથી ઉપડેલી વીજળી નામની આગબુટ તોફાન લેતી ગુરૂવારે સાંજ સમયે પોરબદર આવી. તે સમયે તોફાનનું જોર જોઇને કોઇપણ મછવો આગબુટ તરફ જઇ શક્યો નહિ. અને ઉતારૂ પણ કોઇ જઇ ઉતરી શક્યાં નહિ. એવુ કેહેવાય છે કે પોરબંદરની માંડવીપર રહેલા અમલદારે મછવામાં બેસી આગબુટમાં બેસવા જતાં લોકોને અટકાવ્યાં હતાં. ત્યારપછી તોફાન ખાતી આગબુટ મોટા ઘર ઘર જેવડા મોજાઓથી ઉછળી નીકળેલા દરિયામાં સામો પવન લેતી ખાડેથી ઉપડી. એ વખતે તેને જે તોફાન લાગતુ હતુ તે જોઇ શકાય તેવું ન હતુ એમ ત્યાના લોકો કહે છે. જોરમાં ચાલી જતી આગબુટ મોજાના જોરથી ઘણી હાલક-લોલક દશામાં જોવામાં આવતી હતી પણ એની એ સ્થિતિમાં પોરબંદરનો કાંઠે તેણે પસાર કર્યો કે જેનેમાટે તે બિચારીનું શું થાશે એમ લોકો ધાસ્તીમાં હતા. તોફાન તે દિવસની રાત આખી અને સવારે શુકરવારે પણ શરૂ રહ્યું. તેમાં સવારના ૮ વાગે તો વરસાદ વિના એવો પવન ચોતરફથી નીકળી પડયો કે, મોટાં મોટાં વૃક્ષો ઉથલી પડયાં, મોટી મોટી મેડીયોની આગાશીયોની ભીતો ઉડી પડી, કોઇની છાજલીયો ઉડી ગઇ, અને ભારે ઝ ઝાવાતથી લોકો પા કલાક દિઙ્મૂઢ જેવા

બની ગયા રસ્તામા ચાલતા માણસ ધારેલી જગોથી દૂર ઉડી પડયા અને ચોતરફ પવનની સુસવાટી અને ઝાડના પાન શિવાય કાઇ સભળાયુ નહિ આવુ તોફાન થોડી વાર રહ્યા પછી થોડુ થોડુ આખો દિવસ રહ્યુ હતુ આ તોફાન એ સ્થળમા નહિ પણ સર્વ દેશમા હતુ માત્ર કોઇ ભાગજ તેનાથી બચી ગયો હશે, કોઇ સ્થળે, બે ઈંચ, કોઇ સ્થળે ચાર, કોઇ સ્થળે છ અને કોઇ સ્થળે ૧૦ ઈંચ પાણી પડવાથી અનાજ વગેરેને ભાગે નુકસાન થઇપડયુ, એક ઉતારૂ કહે છે કે પોરમ ર તરફ એટલુ પાણી પડયુ છે કે ત્રણ દિવસ સુધી દરિયાનુ પાણી મીઠુ મટયુ ન હતુ આ ભાગે તોફાનથી ઘણા જાન-માલને હાનિ પહોચી તો પણ તે ધીરે ધીરે વિસ્મરણ થઇ શકે તેવી વાત છે. એ એવુ પ્રાણહર તોફાન પણ કેટલાકને એક ઇશ્વરી ચમત્કારના દેખાવનો નમુનો થઇ પડયુ હતુ પણ અફસોસની વાત એ બની કે ગુરૂ વારે ઉપડીને શુકરવારે મુબઇ પોચવાની આગબુટ વીજળી મુબઇ પહોચી નહિ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેવિષે ચોતરફ ખબર ફેલાઇ ગઇ અને ચોતરફ તારના સદેશા સાથે શોધ શરૂ થઇ પડી પણ અરેરે છેવટ આ શોધે સર્વને નિરાશ કર્યા અને વીજળી આજસુધી અદૃશ્ય થઇ ગઇ આ વખતે એ બાર્કસમા બેઠેલા લોકોની કેવી દયામણી સ્થિતિ થઇ હશે, એકબીજા સબધીયોને મળવાને ઇચ્છતા લોકો કેવો પોકાર કરતા હશે, રડતી માતાઓને ગળે વળગેલા બાળકો કેવી ચીચીઆરીયો કરતા હશે, આવા મહા સઙ્કટમાથી ઉગરવાને ફાફા મારતા લોકો કેવી ઇશ્વરપ્રાર્થના કરતા હશે, અને એવી સ્થિતિમા એકદમ આગબુટ પાણીમા પેસી જતા કેવા ગુગળાઇને તેઓના પ્રાણ ગયા હશે તે જ્યા સ્મરણમા આવે છે ત્યા રૂવણા ઉભા થઇ જાય છે, આખમા પાણી આવી જાય છે અને શરીરમા કપ થાય છે અહો! એકાએક હજાર પદરસો પ્રાણીઓ આવા કાળના કોપના સામ ળામા કોલહલ કરતા ગુગળાઇ મરતા ઉપજતા ત્રાસથી પરમ ચાળુ પરમેશ્વરને કેમ દયા નહિ આવી હોય!! પતિને મળવાને પરદેશ જતી અબળાઓ, પત્નીને મળવા જતા પતિઓ, પરણવાને ઉત્કઠિત થઇ ચડેલા વર રાજાઓ, કમાવાને પરદેશ જતા વેપારીઓ, પરીક્ષામા પાસ થઇ ડીગરી મેળવનારા ઇચ્છાવાળા વિદ્યાર્થિઓ, યાત્રા કરીને જન્મમરણના ફેરામાથી છુટવાને ઇચ્છનાર યાત્રાળુ લોકો, અને બીજા સર્વનો એકકાળે નાશ થવાનો યોગ

બની આવ્યો તે કેમ ફરે ? અરેરે, વિજળી તો વીજળીજ થઇ ! ! ઘણી ઘણીવાર તોફાનોમાં વહાણ વિગેરેને નુકસાન લાગે છે તો તેનો કોઇ ભાગ પણ હાથ લાગે છે અને નિશાની મળે છે. કોઇ આગબુટ લાસ જાય તોપણ કોઇ પણ ઠેકાણેથી તેની નિશાની કે કોઇ પદાર્થ મળે છે. પણ આ તો એવું આશ્ચર્ય બન્યું છે કે તે ક્યાં ગુમ થઇ તેની નિશાનિ કે કશો પત્તો પણ આજ દિવસસુધી લાગ્યો નથી. કદી એમ ધારો કે મનુષ્યમાત્રને અંદરના ભાગમાં પુરવામાં આવતાં હોય તોપણ તેમને અને બીજો કેટલો કસરસામાન તો બહાર હોવો જોઇએ કે કોઇ દિવસ પણ તરીને કાંઠે આવવો જોઇએ અને મળવો પણ જોઇએ. આતો એમાંનું કશું ન હોવાથી જોકે આશા તો નથી અને બચવાનો સંભવ પણ નથી તોપણ કોઇ કોઇ એમ શકા કરે છે કે દૈવચમત્કારનું કશું ન કેહેવાય માટે રખેને કોઇ તોફાનના સપાટાથી કોઇ મહાસાગરમાં કે અજાણ્યા કાઠામાં જઇ ચડી હોય!! અહા ! એમ હોય તોપણ એમાં ચડેલા લોકો કેવા ભાગ્યશાળી, અને આપણને કેટલો આનંદ? પણ અરે એવા ભાગ્ય આપણાં ક્યાંથી હોય? આજના શોધક લોકોએ કાંઇ તે તપાસ બાકી નહિ રાખી હોય. આ તોફાનનો આખા દેશમાં લાગેલો ઉત્પાત કોઇ અદ્ભુત હતો અને તેમાં આ આગબુટ અદૃશ્ય થઇ જવાના અકસ્માતે સર્વનાં મનને દુઃખિત, ગમગીની ભરેલાં કરી નાંખ્યાં. વિજળી તો ખરેખર વીજળી થઇ ને કેમ જાણે વીજળીમાં મળી જાય તેવીજ રીતે અદૃશ્ય થઇ છે. અને તેની સાથે કેટલાંક મોટાં મોટાં વહાણો પણ લાસ ગયેલાં લોકોની બત્રીશીએ ચડેલા સંભળાય છે. અરે એનાં પણ આ તોફાનમાં કમનસીબ. અરે દીનદયાળ પરમેશ્વર ! તારી પ્રજાને તુંજ ઉત્પન્ન કરીને જ્યારે આમ અચાનક અધુરી આશાએ દુઃખ દેવા માંડીશ ત્યારે પછી આ જગત કેમ સુખ પામશે? અને એમજ કર્તવ્ય હોય તો જન્મ આપવાની માથાકુટ શામાટે કરવી જોઇએ? લોકો બિચારા અનાવૃષ્ટિથી અતિશય હેરાન હતા. તેમાં કોલેરાના રોગે આવી પડીને સર્વનું સત્યાનાશ વાળી નાંખ્યું તેમાં પણ આ આ વખતના તોફાનમાં ગુમ થએલી આગબુટે અને વહાણોએ તો આડો આંક વાળ્યો. અને કેક લોકોના ઘર ઉપર તાળાંઓ દેવાઇ ગયાં. અહો સંસામાં શુ ખબર પડે છે કે અમુક સ્થળે જન્મેલું શરીર, કયા દેશમાં ક્યારે, કઇરીતે, અને કેવા પ્રસગે પ્રાણ છોડશે? જગતમાં મનુષ્યપ્રાણી સર્વોત્તમ કેહેવાય છે. પણ મુછે તાર નાંખી ફાટી આખે ફરનારાઓ, માંનો કે મોટાં મોટાં રાજ્ય-

સુખને અનુભવનારાઓમાંનો એવો કયો માણસ છે કે, આવા અકસ્માતોથી ક્ષણમાત્ર પણ રક્ષણ કરી શકે અરેરે, પોતાના ક્ષણભંગુર શરીરનું પણ સરક્ષણ નથી થતું ત્યાં બીજી શી વાત કરવી' આજકાલ ઉદ્યોગ વધતો જાય છે અને સુખના સાધનો વધી પડયા છે તેસાથે લોકોની દેશ પરદેશમાં આવજાવ પણ વિશેષ થઇ પડી છે માટે તેના જાનમાલની વધારે જાળવણીમાટે સર્વોપરી સત્તાવારીઓએ તરત ધ્યાનમાં લેવું જોઇએ કે જેવી બનતા સુધી આવા દાખનાઓ ઇતિહાસને પાને નોંધાય, નહિ ગયેનો દેશ કોઇ દિવસ પાછો આપડે છે, ગયેલું વ્ય કોઇ દિવસ પણ પાછું મળે છે, ગયેલી કીર્તિ કોઇ દિવસ પણ પાછી મળે છે, પણ આ આવી પડેલી મનુષ્યહાનિ તો કોઇ દિવસે પણ મટવાની નહિ મનુષ્યપ્રયત્ન તો સઘળા થઇ ચૂકયા ગણાય છે, એટલે હવે તો પરમેશ્વરજ જ્યારે એ બારકમને સહિ સલામત દેખાડે ત્યારેની વાત ત્યારે છે બાકી હમણા તો તે ગયું તે સદાનેમાટે, જેનો ખેદ કોઇ દિવસ ન ભુનાય એવી રીતે ગુમ થયુ છે કે જેમાં કપતાનોની કળાકુશળતા, ઈજનેરોની અકલહુશીઆરી, ખનાસીઓની ખરી મેહેનત, અને લોકોની જીવતા રહેવાને થયેની પ્રાર્થનાઓ તથા માનતાઓ પણ તેની સાથેજ સમાઇ ગયેલ છે અહો, કેટલી આપણી પરતંત્રતા કે ક્ષણ પછી શું બનવાનું તેની પણ આપણને ખબર પડતી નથી જો ખબર પડતી હોત તો તો હજાર પંદરસો માણસના પ્રાણ એકજ સમયે, એકકાલાવચ્છિન્ન દુર્મરણથી કેમ જાત ? હે પરમ દયાળુ પરમેશ્વર ! ઉગરવાને એક ચિત્તથી તારી પ્રાર્થના કરતા, રોતા કળકળતા અને છેવટ ગળકા ખાઇ ગુગળાઇ મરેલા લોકોને જ્યાં હોય ત્યાં સુખમાં રાખજે એજ અમારી માગણી છે અને તે સાથે હવેપછી આવો દાખનો કાને સાભળવાને અમને કે અમારા વંશોને આપીશ નહિ જે કાંઇ લોકોના પ્રારબ્ધથી બન્યું તે બન્યું પરંતુ હવેથી જાનમાલની સભાળને માટે સત્તાધીકારીઓની તરફથી આશા રાખીયે છીયે કે હવે પછી આવા તોફાનોથી લોકોના જાનમાલ જળવાય એવી ઇજનેરો મારફત ગોઠવણો કરી સુખના સાધનો વધારે કરશે

## શેઠ લખમીદાસ ખીમજીના માતુશ્રી નનીબાઈ (મેઘાબાઈ) નો સ્વર્ગવાસ

લખવાને દીલગીર છીએ કે શેઠજી લક્ષ્મીદાસના માતોશ્રી બાઇ નનીબાઇએ માગશર શુ ૨ બુધવારે સ્વર્ગવાસ કીધો છે

તેનો જન્મ સં ૧૮૪૮ ના જેઠ માસમા તેમના પિતા દેવજી નથુને ઘેર મુંદ્રીઆલી કચ્છમા થયો હતો. યોગ્ય ઉમર થયા પછી એટલે ૧૩ મે વર્ષે ભાટીયા ગૃહસ્થ શેઠ ખીમજી ગોવીંદ સાથે લગ્ન થયું હતું. સાસરીઆના ઘરમા આવી પોતાના સદ્ગુણથી તેમણે સારો સંતોષ ઉપજાવ્યો હતો. પરણ્યાપછી ત્રણ વર્ષે તેમણે પ્રથમ પુત્રનો જન્મ આપ્યો હતો. સઘળા મળીને તેમણે સાત પુત્ર અને ચાર પુત્રીનો જન્મ આપ્યો હતો. પોતાના પહેલાના બે પુત્રને લઈને શ્રીનાથદ્વારે છપન ભોગપર યાત્રાએ ગયા હતા ત્યા શીતલાના મરજથી તેમના તે બને પુત્રો નાની અવસ્થામા ગુજરી ગયા. ત્યારપછી નાથી શેઠ નામના ત્રીજા પુત્રનો તેમણે જન્મ આપ્યો. તે પણ સદ્ગુણી વિવેકી ને ડાહ્યા હતા ને પોતાના ધંધામા બહાર પડીને તેમણે તેને સારો દીપાવ્યો હતો પણ તે દૈવયોગથી યુવાન અવસ્થામા સ્વર્ગવાસી થયા. આ પ્રમાણે નાથી શેઠના સ્વર્ગવાસ થવાથી તેમના કુટંબનું વડીલપણું શેઠ લક્ષ્મીદાસ ઉપર આવી પડયું, જે શેઠ લખમીદાસ તે બાઇના સાતમા ફરજંદ છે શેઠ લક્ષ્મીદાસ પોતાના નાની વયમાંજ પોતાનુ દુકાનનુ કામ કાંઈપણ હરકત વગર આગળ ચલાવીને સારી રીત સુધારી વધારી અને વધારે નામના મેળવીને વધારે પ્રસિદ્ધ થયા. તેમની યોગ્યતા વિષે વધારે અત્રે લખવાની જરૂર નથી. કેમ કે તેઓ આજે પોતાની કીર્તિ, નામના અને પરાક્રમથી જગતમા જાણીતા છે. આવા ઉત્તમ પુત્રરત્નને જન્મ આપનાર માતાપિતાઓને ધન્ય છે.

બાઈ નવીબાઈ આજ દિવસ સુધી પોતાની ઉત્તરાવસ્થામા પોતાના સઘળા પરિવારને ઢાંકીને બેઠા હતા. તેમનો સ્વભાવ શાંત અને માયાળુ તેમજ ગરીબગરબા વિગેરેપર વધારે દયાવાળો હતો. ઈશ્વરભક્તિમા પોતે આસ્તાવાન હતા. શેઠ લક્ષ્મીદાસે તેમની વૃદ્ધાવસ્થા સુધી સારી રીતે સેવા ચાકરી કરી તેમને સંતોષ ઉપજાવ્યો છે. અંતકાળને સમયે પોતાના પુત્ર-પૌત્રાદિક પરિવારના આશરે ૧૦૦) સો બાળબચ્ચાના સમૂહમા તેઓના દેખતા પોતે સ્વર્ગવાસ કર્યો છે, કે જે વખતે શેઠ લક્ષ્મીદાસે તેમની આજ્ઞા પ્રમાણે સારૂં ધર્મદાન કર્યું હતું. આમ આ સંસારમા પૂર્ણ રીતે સંતોષ પામીને ૯૭ વર્ષની પુખ્ત ઉમરે સ્વર્ગવાસ કર્યો તે સંતોષકારક છે. પરંતુ ખેદ માત્ર એટલો છે કે શેઠ લખમીદાસના પુત્ર નેણશીભાઈનું ભાવિષ્ય તેમની હયાતીમા થોડા દિવસને માટે દેખવુ પડયુ. દૈવઇચ્છા ને કાળગતિ બળવાન છે.

---

## શેઠ વિસનજી ખીમજીનાં પત્ની સૌ. બાઈ રાસકુવરનો સ્વર્ગવાસ.

લખવાને દિલગિર છિયે કે ભાટિયા ગૃહસ્થ શેઠ વિસનજી ખીમજીના સ્ત્રી બાઈ રાસકુવર પોતાની ૨૭ વર્ષની નાની ઉમરે કારતક વદી ૧૪ રવિવારને રોજ સ્વર્ગવાસી થયાં છે.

આ બાઈ સં. ૧૯૧૮ ની શાલમા જન્મ્યા હતા. યોગ્ય ઉમર થતા તેમનો વિવાહ શેઠ વિસનજી ખીમજી સાથે ૩૦ ની શાલમા થયો. સાસરાના ઘરમાં આવ્યા પછી તેમણે પોતાની સૌજન્યતાથી સર્વની પ્રીતિ મેળવવા માંડી અને નાદનાથી પ્રખ્યાત થઈને ઘરનો કારભાર ઉપાડી લીધો. એમને પરણ્યા પછી શેઠ વિસનજીનો પ્રતિ દિવસ ઉદય થવા લાગ્યો. અને થોડાંવર્ષોમાં એ બાઈના શુભ પગલાને લીધે પોતે ઘણા ધનપાત્ર ગૃહસ્થ તરીકે પ્રખ્યાત થયા છે. એ બાઇના સદ્ગુણને લીધે તેમના પતિને તેમજ તેના કુટુંબીઓને તો અત્યંત દિલગિરી થાય તે સ્વાભાવિક છે. પરંતુ જેઓ તેના પ્રસગમાં આવેલ હશે તેઓ પણ તેની એક ક્રમે તારીફ કરે છે.

દૈવયોગથી કાંઈ વ્યાધિ થઇ આવતાં બે પુત્ર અને બે પુત્રીને પોતાના પતિને સોંપી ભરેલા ઘરમાથી નાની ઉમરમા ચાલી નીકળ્યા છે. દૈવના [illegible] કોઇનું જોર નથી માટે હવે તેમના સ્નેહીઓ તેમના કલ્યાણના માર્ગમાં [illegible] મનન વાળવું એ ટલુંજ બની શકે તેવું છે.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ   પોષ સંવત્ ૧૯૫૫   અંક ૩ જો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

## संसारमां शो सार ?

शार्दूलविक्रीडित

આપે તાપ અમાપ અંતરવિષે આવી પડી આધિયો,
દે છે દુઃખ અનેક નિશ્ચયપણે અંગે વધી વ્યાધિયો,
આવે અન્ય ઉપાધિયો પ્રતિ દિને ઊભી દિયે દ્વારમાં,
વારવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ? ૧
કોટી કર્મ થકી થયેલ કહું શું કાયા નથી કામની,
જાતાં વાર નથી જણાય મરતે જાતે હશે જામની,
મોહે થાય મમત્વ તત્વ ન મળે માર્યાં જતું મારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ? ૨
આખું ઉત્તમ આ શરીર પણ તે છે હાડકાં ચામડાં,
લોહી લાળ પુરીષ મૂત્ર મળનાં ખોટાં બનાં ખામણાં,
માડું માત્ર મમત્વથી મનવિષે માન્યું મદાકારમાં,
વારવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ? ૩
ધાયા જે ધન વામ યોવનવિષે માયાવડે માણવા,
કાયા તે બહુ પૃથ્વી અવનિમાં એના ઘણા ધાણવા,
જાયા જાતિ પવિત્ર મિત્ર પણ છે, પીડા ઘણી પ્યારમાં,
વારવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ? ૪
ધાર્યું થાય નહીં ધરાર સુખતો સોણે નહીં સાંપડે,
ચારે કોર કુસંપ ને કલહમાં પાણી પડે પાંપણે,
પ્યારાં પુત્ર કલત્ર આખર અરે ન્યારાં ઘડી વારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ? ૫

જાવું જન્મ જરા વિપત્તિ વચમાં અંતે અરે એકલાં,
અજ્ઞાને સઘળાં જનો રડવડી શેક્યા કરે શેકલાં;
ભૂતોનો ઉપકાર ભૂતળવિષે ભારી દીયે ભારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૬
નીતિ ન્યાય રહે બધે રખડતાં રીતિ રહે વેગળી,
પ્રીતિ પ્રાણ સમાન કામ ન કરે વીતી વદું શું વળી;
જીતી કોઇ ન જાય આ જગત્માં ખોયું બધું ખારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૭
કામ ક્રોધવિષેશ રોજ મનને સતાપ આપ્યા કરે,
આશા અંતરમાં અનેક સુખની તે મોત સાથે મરે;
કોને કોણ કહે અથાગ પસર્યું અધેર આચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૮
દાબે નિર્દયને સદૈવ બલવાન્ સ્વાર્થી ન સામું જુવે,
લોકો નિર્ધનને ગરીબ ડરતાં રે દીન શબ્દે રૂવે;
સાચું કોઇ સહાય હોય ન મળે, હીરો ગયો હારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૯
સાયંકાળવિષે મળે સહજમાં જેવાં બધાં પખિયો,
તેવાં કર્મબળે મળ્યાં સહજમાં સર્વત્ર સંબંધિયો;
આ જાયા જનની અને જનક તે જાણ્યાં અહંકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૧૦
જે જે ભાવ જણાય આ જગતના તે તે નથી આપણા,
અજ્ઞાને સઘળા બને મનવિષે સંતાપનાં તાપણાં;
લેવાને યમદૂત જીવ જનના બેઠા રહે બારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૧૧
ઇશોના અવતાર તે પણ સદા બંધાય છે બેવડા,
અજ્ઞાની અડબોથ ઠોઠ સઘળા ત્યાં આપણે કેવડા?
સારૂં કે નરતું જણાય ન કશું આધેય આધારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં? ૧૨

# भक्तिसहित ज्ञानबोध

**कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह ।**
**दुर्लभ मानुष जन्म तन्प्यध्रुवमर्थदम् ॥ १ ॥**

સમજુ પુરૂષે બાળક અવસ્થાથીજ ભગવદ્ધર્મ પાળવા જોઇએ, કેમકે માણસનો અવતાર પુરૂષાર્થને આપનાર છે, તોપણ અનિત્ય છે અને દુર્લભ છે ભગવાનના ચરણને શરણે રેહેવું એજ યોગ્ય છે, કેમકે પરમેશ્વર સર્વ પ્રાણિઓના આત્મા હોવાથી મિત્ર છે અને પ્રિય છે વિષયના સુખનેવાસ્તે પ્રયાસ કે જેથી કેવળ આયુષ્યનું ખરચજ થાય છે તે નહિ કરવો જોઇએ, કેમકે તે કરવાથી પરમ કલ્યાણરૂપ ભગવાનના ચરણની પ્રાપ્તિ થતી નથી વિષયનું સુખ તો, દેહ પ્રાપ્ત થવાનેલીધે પ્રાણિઓને સઘળા અવતારોમા મળે છે દુ ખ જેમ યત્ન કર્યાવગર પણ દૈવગતિથી મળે છે તેમ સુખ પણ મળે છે, માટે વિષયસુખનેવાસ્તે યત્ન કરવું નહિ સંસારમા અવતરીને આ મનુષ્યદેહ જ્યાસુધી પરિપૂર્ણ હોય અને અસમર્થ ન થયો હોય તેટલામાજ તુરત કલ્યાણનેમાટે સમજુએ યત્ન કરવુ જોઇએ અજિતેંદ્રિય પુરૂષનું સો વર્ષનું આયુષ્ય કેહેવાય છે તેમા પચાસ વર્ષ તો નિષ્ફલજ છે, કેમકે તેટલા વર્ષ તો નિદ્રારૂપી મહામોહમા પડીને સુઇ રેહે છે, વીશ વર્ષ, બાળક અવસ્થાના અજ્ઞાનમા અને કુમાર અવસ્થાની રમતમા જતા રેહે છે, વીશ વર્ષ, ઘડપણથી ઘેરાઇને અસમર્થપણામા જાય છે અને બાકીના વર્ષ, દુ ખ ભોગવાને ચારેકોરથી પૂર્ણ કરવામા આવતી તૃષ્ણાથી અને બળવાન્ મોહથી ઘરમા આસક્ત રેહેવાની ગફલતમા જાય છે જેણે ઇન્દ્રિયો જીતી ન હોય એવો કયો પુરૂષ ઘરમા લાગેલા અને સ્નેહના મજબુત પાશોથી બંધાએલા પોતાના આત્માને છોડવી શકે? જે ધન પ્રાણ કરતા પણ પ્યારુ છે અને જે ધનને ચોર ચાકર તથા વેપારીઓ પોતાના પ્યારા પ્રાણ જતા કબુલ કરીને પણ મેળવે છે તે ધનની તૃષ્ણાને કોણ મૂકી શકે? દીકરાઓ, સુંદર દીકરીઓ, ભાઇઓ, ગરીબ માબાપ, વગર સુંદર માનનાળા ઘર, કુળપરંપરાની આજીવિકા, ઘરના પશુઓ તથા નોકરોના વર્ગને સભારતો, સ્નેહથી બંધાએલો, લોભનેલીધે જેની તૃષ્ણા પૂર્ણ થતી નથી એવો, ઉપસ્થના તથા જિહ્વાના રમતેજ અધિક માનતો, અપાર મોહથી તેમા લાગી રહેલો અને કોશેટાનો કીડો જેમ પોતાનુ ઘર બનાવતા

નીકળવાનો માર્ગ પણ રાખતો નથી તેવી રીતે કર્મ કર્યા કરતો પ્રાણી દયાપાત્ર ગણેલી સ્ત્રીના રહસ્યસંગને અને મનોહર વિચારોને કેમ છોડી શકે? તેમજ સંબંધિઓના તથા કોમળ બોલનારાં બચ્ચાંઓના સંગને પણ કેમજ છોડી શકે? અને શી રીતે વૈરાગ્ય પામે? ગાફલ થએલો માણસ કુટુંબનાં પોષણ સંબંધી કામમાં ઓછાં થતાં જતાં આયુષ્યને અને નાશ પામતા પુરૂષાર્થને જાણતો નથી. કુટુંબમાં પ્રીતિ રાખનારો માણસ સઘળી જગોએ ત્રણ તાપથી દુઃખી થયા કરે છે તોપણ તેને દુઃખરૂપ માનતો નથી. અજિતેંદ્રિય અને જેનું ચિત્ત ધનમાંજ નિરંતર લાગી રહેલું હોય છે એવો કુટુંબી માણસ, પારકું ધન હરી લેનારને આ લોકમાં તથા પરલોકમાં જે દુઃખ થાય છે તેને જાણે છે તોપણ તૃષ્ણા નહિ શાંત થવાને લીધે ચોરી કરે છે સમજુ માણસ પણ જે એ પ્રમાણે પોતાના અને પારકામાં ભેદદૃષ્ટિ રાખીને કુટુંબનું પોષણ કરતો હોય તે, આત્મવિચાર કરવામાં સમર્થ થતો નથી પણ મૂઢનીપેઠે અહંતા મમતામાંજ ઘોળાયા કરે છે. સ્ત્રિયો કે જેઓની પુત્રપૌત્રાદિકરૂપ બેડી પડી છે તેઓની પાસે મુડાના વાનરા જેવો રાંક થઇ રેહેનાર કોઇપણ પુરૂષ, કોઇ કાળે અને કોઇપણ જગોએ પોતાના આત્માને છોડાવવા સમર્થ થતો નથી. એટલામાટે વિષયોમાં લાગી રહેલા લોકોના સગ છોડી દઇ આદિદેવ નારાયણનુંજ ભજન કરવુ જોઇએ, કેમકે સંગ છોડી દેનારા પુરૂષોએ નારાયણનાં ભજનનેજ મોક્ષરૂપ માનેલ છે નારાયણને પ્રસન્ન કરવામાં ઘણો દાખડો પડતો નથી; કેમ કે નારાયણ સર્વના આત્મા અને સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. સ્થાવરથી તે છેક બ્રહ્મા સુધીના જીવોમાં, પંચભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પંચમહાભૂતોમાં, ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં અને મહત્તત્વાદિક વિકારોમાં પણ પરમાત્મા, ઇશ્વર અને અવિનાશી ભગવાન્ એકજ છે. જોકે એ પરમાત્મા પોતે એકજ છે, તોપણ ભોક્તારૂપથી વ્યાપક અને ભોગરૂપથી વ્યાપ્ય છે એમ કહેવામાં આવે છે. કેવળ અનુભવરૂપ આનંદજ જેનું સ્વરૂપ છે એવા એ પરમેશ્વરનું અખંડ રહેલુ પોતાનું સર્વજ્ઞત્વાદિક ઐશ્વર્ય, ગુણોની ખટપટવાળી માયાથી પોતેજ અંતર્હિત કરેલું છે એમ જણાય છે. એટલામાટે આસુરી સ્વભાવ છોડી દઇને સર્વ પ્રાણિઓપર દયા અને સ્નેહ રાખવો જોઇએ; કેમકે દયાથી ભગવાન્ પ્રસન્ન થાય છે. તે અનંત અને સર્વના આદિ ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કશી વસ્તુ દુર્લભ રેહેતી નથી; તોપણ તેમના ચરણની સુધાનેજ સેવનારા અને તેનુંજ ગાન

કરનારા આપણ લોકોને નર્મ અર્થ કે કામનુ શુ પ્રયોજન છે ? કેમકે તેઓ તો પ્રારબ્ધગતિથી પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે જેમ ધર્માદિકનુ પ્રયોજન નથી તેમ મોક્ષની ઇચ્છા રાખ્યાની પણ કશી જરૂર નથી ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ અને અનેક પ્રકારની આજીવિકારૂપી જે આ નિરૂપણ કરેલા સઘળા વિષયો, પોતાના અંતર્યામીરૂપ ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરી દેનાના સાધનરૂપ થાય તો તેઓને સફળ થયા સમજવા જોઇએ જન્મવુ જન્મ્યા પછી હોવુ, વધવુ, રૂપાંતર થવુ, ઓછુ થવુ, અને નાશ થવુ એ છ વિકારો દેહનેજ થાય છે, આત્માને થતા નથી પરતુ જેમ વૃક્ષ હોય તોજ તેના ફળને એ વિભાગ થાય છે તેમ આત્મા હોવાનેલીધેજ એ વિભાગ દેહને થાય છે આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે, આત્મા ક્ષીણ થતો નથી અને દેહ ક્ષીણ થાય છે, આત્મા શુદ્ધ છે અને દેહ અશુદ્ધ છે, આત્મા એક છે અને દેહ અનેક છે, આત્મા દેહાદિકને જાણે છે અને દેહ જડ છે, આત્મા સર્વનો આશ્રય છે અને દેહ આત્માના આશ્રયથી છે, આત્મા નિર્વિકાર છે અને દેહ સવિકાર છે, આત્મા સ્વયપ્રકાશ છે અને દેહ પરપ્રકાશ્ય છે, આત્મા સર્વનુ કારણ છે અને દેહ કાર્ય પદાર્થ છે, આત્મા વ્યાપક છે અને દેહ અમુક સ્થળ માજ રહે છે, આત્મા અસગ છે અને દેહ સસગ છે, તેમજ આત્મા કોઇથી ઢંકાતો નથી અને દેહ તો નહાના વસ્ત્રથી પણ ઢકાઇ જાય છે આ બાર લક્ષણોની ભારે જુદાઇ ઉપરથી આત્માને બરાબર ઓળખીને, દેહાદિકના મોહથી થએલી અહતા અને મમતારૂપ ખોટી સમજણને છોડી દેવી જોઇએ જેમ ઉપાયોને જાણનારો સોની ધમના વગેરે ઉપાયોથી ખાણના પાણાઓ માથી સોનુ કાઢી લે છે તેમ વિવેકી પુરૂષ પણ નીચે કહેલા આત્મપ્રાપ્તિના ઉપાયોથી દેહરૂપ ક્ષેત્રોમાથી આત્માને જુદો કાઢી લે છે (સમજે છે) માયા, મહત્તત્વ, અહકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ, એ આઠ પ્રકૃતિઓ ગણાય છે સત્વ, રજ અને તમ એ ત્રણ તો માયાનાજ ગુણ છે માટે માયા થી જુદા ગણાતા નથી અગિયાર ઇદ્રિયો અને પચમહાભૂત મળીને સોળ વિકાર ગણાય છે એટલે આઠ પ્રકૃતિ અને સોળ વિકાર મળીને ચોવીશ તત્વ છે તેઓમા સર્વના સાક્ષીપણાના સબધથી આત્મા એકજ છે એ ચોવીશ તત્વોનો સઘાત, એ દેહ કહેવાય છે તે દેહ સ્થાવર અને જગમ એવા બે પ્રકારનો છે આ દેહમાજ આત્માને શોધી લેવો જોઇએ અને તે એવીજ

થઇ શકે એમ છે; કેમકે 'આ આત્મા નહિ, આ આત્મા નહિ' એમ કહી જડ પદાર્થોને જુદા પાડતાં (જુદા સમજતાં) એ પોતાની મેળેજ નોખો જણાઇ રેહે છે. અક્ષરો શાઇથી જુદા નથી પણ શાઇ અક્ષરોથી જુદી છે, તેમ દેહાદિક આત્માથી ભિન્ન નથી પણ આત્મા એઓથી ભિન્ન છે. એવી રીતના વિવેકથી અને અંતઃકરણની શુદ્ધિપૂર્વક સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયનું નિરૂપણ કરનારાં વેદવાક્યોનો વિચાર કરવાથી ધીરપુરૂષો આત્માને શોધી કાહાડે છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ વૃત્તિઓ બુદ્ધિની છે. એ વૃત્તિઓને જે જાણનાર છે તે સર્વનો સાક્ષી અને સર્વથી પર આત્મા છે. કર્મથી ઉત્પન્ન થએલી અને ત્રિગુણાત્મક એ બુદ્ધિની વૃત્તિઓને અનાત્માના ધર્મપણાને-લીધે દૂર કરી તે ઉપરથી તેઓને જાણનાર આત્માનું સ્વરૂપ જાણી લેવું. જેમ પુષ્પના ધર્મરૂપ ગંધ ઉપરથી તેના આશ્રયરૂપ વાયુ જુદો સમજાય છે તેમ બુદ્ધિના ધર્મરૂપ ત્રણ અવસ્થાઓ ઉપરથી તેઓને જાણનાર અને અધિષ્ઠાનરૂપ આત્મા જુદો સમજાય છે. ખરી રીતે સંસારનું દ્વાર બુદ્ધિજ છે, કેમકે બુદ્ધિના ગુણ અને કર્મોથી સંસાર રચાએલો છે. એનું મૂળ અજ્ઞાન છે તેથી ખોટો છતાં પણ સ્વપ્નની પેઠે દેખાય છે. એટલામાટે તમોએ યોગ કે જે ત્રિગુણાત્મક કર્મનાં બીજરૂપ અજ્ઞાનને બાળનાર અને ત્રણ અવસ્થારૂપ બુદ્ધિના પ્રવાહને મટાડનાર છે તે કરવો જોઇએ. તેમાં જે ધર્મોથી નારાયણ ભગવાનમાં સહજ પ્રીતિ થાય તે ધર્મો પાળવા એજ હજારો ઉપાયમાં શ્રેષ્ઠ ઉપાય છે. ગુરૂનું સેવન, ભક્તિ, સઘળા મળેલા પદાર્થોનું અર્પણ સજ્જન ભક્તોનો સંગ, ઇશ્વરનું આરાધન, ભગવત્કથામાં શ્રદ્ધા, ભગવાનના ગુણ અને કર્મોનાં કીર્ત્તન, ભગવચ્ચરણારવિંદનું ધ્યાન અને ભગવન્મૂર્તિનું દર્શન તથા પૂજનાદિક, એ ધર્મો અત્યત અતરંગ છે. સર્વ પ્રાણિઓમાં ઇશ્વર ભગવાન્ રહ્યા છે એમ નિશ્ચય રાખી સર્વ પ્રાણિઓનો મનથી અને જોઇતા પદાર્થો આપવાથી સત્કાર કરવો. જીતેંદ્રિય પુરૂષો એ પ્રમાણેજ ભગવાનની ભક્તિ કરે છે કે જેવી ભક્તિથી ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. ભગવાનનાં કર્મ, સર્વોત્તમ ગુણ અને લીલાવતાર ધરીને કરેલાં પરાક્રમોનું વર્ણન સાંભળી અત્યંત આનંદ થાય, રૂવાડાં ઉભાં થાય, આંસુથી ગભરાઇ જાય, ગળું છૂટ મૂકી ગાવા લાગે, શબ્દ કરવા લાગે, નાચવા માંડે, જાણે ઝોડ વળગ્યું હોય તેમ કોઇ વખતે હસે, ચીસો નાખે, ધ્યાન કરે, માણસોને પગે લાગે, વારંવાર શ્વાસ લઇને 'હે હરિ! હે જગતના પતિ!

હે નારાયણ !' એમ લાજ મૂકીને બોલે ત્યારે ભગવાનમા ખરી પ્રીતિ થઇ છે એમ જાણવુ આવી પ્રીતિ થાય ત્યારેજ માણસ સર્વ બધનોથી છૂટી, મન તથા શરીરમા ભગવાનની ભાવનામય થઈ, અને કર્મના બીજરૂપ અજ્ઞાન તથા વાસનાઓને બાળી નાખી મોટા ભક્તિયોગથી ભગવાનને પામે છે ભગવાનનો મનથી સ્પર્શ થાય એજ મલિન મનવાળો પ્રાણીના જન્મમરણના ફેરાને મટાડનાર છે અને એજ મોક્ષસુખ છે એવો પડિતોનો નિશ્ચય છે એટલામાટે હૃદયમા અતર્યામિ ભગવાનને ભજવા જોઇએ ભગવાનની ઉપાસના કરવામા મોટો પરિશ્રમ કાઇ નથી, કેમકે ભગવાન્ પોતાના હૃદયમા આકાશની પેઠે રહ્યા છે, પોતાનાજ આત્મા છે અને સર્વ પ્રાણિઓના સખા છે બાકી સર્વ પ્રાણિઓની રીતે વિષયોનુ સપાદન કરવામા શુ ફળ છે? વિષયોમા નિષ્ઠા રાખવાથી તો કુતરા અને સુવરની બરોબર થવાય છે ધન, સ્ત્રિઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી ભડાર, વૈભવો અને તે શિવાય પણ સઘળા અર્થ અને કામનાઓ કે જેઓ ચચળ છે તેઓ ક્ષણભગુર આયુષ્યવાળા મનુષ્યનુ કેટલુક પ્રિય કરે છે? યજ્ઞ કરવાથી મળવાના સ્વર્ગાદિક લોકોનુ પણ એ પ્રમાણેજ છે, કેમકે તેઓ ઇર્ષ્યાદિક દોષવાળા, પુણ્યોના ફેરફારથી વધતા ઓછા સુખવાળા અને ક્ષય પામનારા છે એટલામાટે એક ભગવાનજ કે જેમા કોઇ પણ દૂષણ દેખવામા કે સાભળવામા નથી તેનેજ પોતાના સ્વરૂપની પ્રાપ્તિનેમાટે ભજવા જોઇએ વિદ્વાનનુ અભિમાન ધરાવનાર માણસ, જે ફળ ધારીને કર્મ કરે છે તેથી તેને ઉલટુજ ફળ મળે છે એ અવશ્ય છે કર્મ કરનાર માણસનો સકલ્પ સુખની પ્રાપ્તિનેવાસ્તે અને દુ:ખથી છુટવાનેવાસ્તે હોય પણ કર્મ કરવાથી નિરતર દુ:ખની પ્રાપ્તિ થાય છે, અને કર્મ નહિ કરનારથીજ સુખ રહ્યા કરે છે માણસ, સકામ કર્મ કરીને જેનેસારૂ સુખ મેળવવા ચાહેછે તે દેહ તો પારકો એટલે કુતરા વગેરેને કામ આવે એવો છે, ક્ષણભગુર છે અને જાય છે તથા આવે છે—અહતાના-સ્થાનકરૂપ દેહ પણ જ્યારે પારકો છે ત્યારે સતાન, સ્ત્રિઓ, ઘર, ધનાદિક-રાજ્ય, ભડાર, હાથી, કારભારીઓ, નોકર અને સબધિઓ કે જેઓ દેહથી છેટા અને મમતાના સ્થાનક છે તેઓ પારકા હોય એમા તો શુજ કહેવુ? આત્મા કે જે અવિનાશી આનદના સમુદ્રરૂપ છે તેને તુચ્છ, દેહની સાથે નાશ પામનાર અને ભૂલથી પુરૂષાર્થરૂપ લાગતા એ સતાન વગેરે અનર્થોનુ શુ પ્રયોજન છે? કર્મનેલીધે

ગર્ભ વગેરે સ્થિતિઓમાં ક્લેશ પામ્યા કરતા પ્રાણિઓને ઉપર લખેલા પદાર્થોથી કેટલું અને કેવુંક સુખ મળે છે તે કહો? પ્રાણી પોતારૂપ માની લીધેલા દેહથી કર્મ કરયા કરે છે અને કર્મથી પાછા દેહ ધરયા કરે છે માટે સુખ ભોગવવાનો અવસર આવતોજ નથી. વાસ્તવિક જોઇએ તો કર્મ અને દેહ એ બન્ને, અજ્ઞાનથીજ થાય છે, એટલામાટે અર્થ, કામ અને ધર્મ એ સઘળા જેને આધીન છે તે ક્રિયારહિત ભગવાનને ક્રિયારહિત થઇને ભજો પોતે ઉત્પન્ન કરેલાં પંચભૂતોથી બનાવેલાં સઘળાં પ્રાણિઓના આત્મા, અંતર્યામી, ઇશ્વર અને પ્રિય ભગવાનજ છે. આપણને એ ભગવાનના ભજનમાં અધિકાર નથી એમ નહિ સમજવું; કેમ કે દેવ. અસુર, મનુષ્ય, યક્ષ કે ગધર્વ ગમે તે હોય પણ ભગવાનના ચરણનું ભજન કરવાથી તેનું કલ્યાણ થાય છે. બ્રાહ્મણપણું, દેવપણું, ઋષિપણું, સદાચાર, ઘણું જ્ઞાન, દાન, તપ, યજ્ઞ, પવિત્રતા કે વ્રતો કોઇ પણ ભગવાનને પ્રસન્ન કરવાનેવાસ્તે સમર્થ નથી. ભગવાન્ તો કેવળ નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાય છે; બાકી સઘળા ચાળા ચુંથવા છે એટલામાટે સર્વને પોતાની સમાન લેખી સર્વ પ્રાણિઓના આત્મા અને પરમેશ્વર નારાયણનીજ ભક્તિ કરો. દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રિઓ, શુદ્રો, નેહમાં રેહેનારાઓ, પક્ષિઓ, મૃગો અને બીજા પણ પાપી જીવો ભક્તિથી મોક્ષ પામી ગયા છે.

**एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः ।**
**एकांतभक्तिर्गोविंदे यत्सर्वत्र तदीक्षणम् ॥**

પરમેશ્વરની અખંડિત ભક્તિ કરવી અને સર્વમાં પરમેશ્વર છે એમ ધારવું એજ આ જગતમાં પુરૂષનો મોટો સ્વાર્થ કહેલ છે.

---

## सौहृदनेमाटे शोच.

यदार्द्रः श्रीरामः समरपतितं स्वीयमनुजं, विलोक्यैच्छन्मर्तुं गलितधृतिरीशोपि जगता। कराले हा काले बलिनि बलिनां तत्किल कलौ, क यामः किं कुर्मः क्वचिदपि न सौहार्दममलं ॥ १ ॥ यदार्द्रः श्रीरामे वनमुपगते तातवचसा, हृदाप्युरीचक्रे नृपतिपदलक्ष्मीं न भरतः । अभूदाश्रीरामागमनमवधूताकृतिरिदं, क यामः किं कुर्मः क्वचिदपि न सौहार्दममलं ॥२॥ यदार्द्राः सर्वेपि प्रणयनिलयाः पांडुतनया, सधर्मा

धर्मोज्ञा क्वचिदपि न जन्तुर्नयमया । अपि द्यूतक्रीना अपि वनगता हृत तदिद, क्व याम किं कुर्म क्वचिदपि न सौहार्दममल ॥ ३ ॥ जम्बूद्वीपावर्ते प्रथममयमस्माकमखिल-श्रिया पात्र विद्यानिभवभवन येन सकल । महाचिंतारत्न निखिलसुखद हृत तदिद, क्व याम किं कुर्म क्वचिदपि न सौहार्दममल ॥४॥ परिभ्राता केचित्पिशुनकथया हा वितथया, परे भ्राता केचित्कपटपटुमित्रोक्तिभिरपि । अपापा अप्यन्ये स्वजनवचनभ्रान्तमनस , क्व याम कि कुर्म क्वचिदपि न सौहार्दममल ॥५॥ विसदेह विश्व क्वचिदपि न सौहार्दकणिका कदाचित्सल्लभ्या लसति हृदि येकोदरभुवा । तथापि भ्राता स्म पिशुनवचनैरस्थिरधिय , क्व याम किं कुर्म क्वचिदपि न सौहार्दममल ॥६॥ न यत्प्रेम्णामश सुहृदि न कलत्रे न तनये, कथा कैवान्येपा हरिहरि न ते भ्रातर इमे। न विश्वासस्थान पिशुनवचनभ्रातमनसा, क्व याम किं कुर्म क्वचिदपि न सौहार्दममल ॥ ७ ॥ ये भ्रातर सहजसौहृदसार्द्रचित्ता स्तेष्वेव शाकितधिया परकीयबुद्धि । तेषा तु येषु निजधी कुत एव तेषु, त्व तेन सौहृद सखे तव दुर्दशेय ॥ ८ ॥ नान्यागतिर्न च बल न पराभ्युपायस्तत्सौहृद प्रियसखेद्य धरातलेस्मिन् । त्वद्वृद्धयेस्त्वखिलविश्वहितैकनिष्ट, श्रीशकर सुकरुणासहित विहाय॥९॥स विश्वनाथ सौहार्दाभिवृद्धिं प्रतिवासर । करोतु लोके सर्वत्र शकर करुणान्वित ॥ १० ॥

(૩) જે *સૌહૃદ રસમા ભીંજાઇ રેહેનાથી શ્રીરામચદ્રજીએ સગ્રામ ભૂમિમા પોતાના નાનાભાઇ લક્ષ્મણજી મૂર્છિત થઇ પડી ગયેલા જોઇ પોતે જગતના ઇશ્વર છતા શરીર છોડી મરવાની ઇચ્છા કરી હતી, તે નિર્મળ સૌહૃદ રસ અતિ બલવાન આ કલિકાળમા ક્યાય પણ રહ્યો નથી માટે શુ કરવુ ને ક્યા જવુ ? ૧ જે સૌહૃદ રસથી ભીંજાઇ રેહેનારા ભરતજીએ, શ્રીરામચદ્રજી પિતાજીની આજ્ઞા પાળીને વનમા પધાર્યા પછી રાજ્યલક્ષ્મીને મનથી ઇચ્છી નહિ અને શ્રીરામચદ્રજી પાછા પધાર્યા ત્યાસુધી અવધૂત વેશે રહ્યા, તે નિર્મલ સૌહૃદ રસ ક્યાય જોવામા આવતો નથી માટે શુ કરવુ અને

*સાહિત્ય શાસ્ત્રમા નવ રસ ઉપરાત વત્સલ સૌહૃદ અને ભક્તિ વગેરે વધારે રસ પ્રાચીન વિદ્વાનો લખી ગયા છે, તેમા ભાઈઓમા પરસ્પર જે રસ તે સૌહૃદ રસ કહેવાય છે

ક્યાં જવું.? ૨. જે સૌહૃદ રસમાં ભીંજાવાથી સર્વ પાંડવોએ પોતાના આર્યભાઇ યુધિષ્ઠિરની આજ્ઞાનું અપમાન કોઇપણ સમયે કરેલ નથી, (જુગારમાં પોતાને વેંચ્યા છતાં અને જુગારનેલીધે વનમાં જવુ પડયું) તેમ છતાં પણ, તે નિર્મળ સૌહૃદ રસ ક્યાંય નથી દેખાતો માટે શું કરવું અને ક્યાં જવું? ૩. જે સૌહૃદ રસરૂપી ચિંતામણિના પ્રભાવથીજ આપણો આખો આર્યાવર્ત સર્વ સંપત્તિના પાત્રરૂપ હતો તથા સર્વ વિદ્યા-વૈભવના ઘરરૂપ હતો, તે સર્વ સુખ આપનાર નિર્મલ સૌહૃદ રસ ક્યાંઇ જોવામાં આવતો નથી માટે શું કરવું અને ક્યાં જવું? ૪. અરેરે! કેટલાક તો ચાડિઆ લોકોની ખોટી વાતોથી ભમી ગયા છે, બીજા કેટલાક કપટ કરવામાં ચતુર એવા મિત્રની યુક્તિઓથી ભરમાઇ ગયા છે, અને કેટલાક નિષ્પાપ મનવાળા માણસો પણ પોતાના સગા સંબધીના વચનથી ભમી ગયેલા છે, તથા નિર્મળ સૌહાર્દ ક્યાંઇ દેખાતું નથી માટે શું કરવું અને કયાં જવું? ૫ આપણે નિઃસદેહ જાણિએ છિયે કે જે સોદર ભાઇઓના હૃદયમાં સૌહાર્દ હોય છે તેની એક કણી પણ ક્યાંઇ બીજે મળવાની નથી, તોપણ અસ્થિર બુદ્ધિવાળા આપણે ચાડીયા લોકોના* વચનથી ભુલાવો ખાઇએ છિયે તેથી નિર્મળ સૌહૃદ ક્યાંઇ દેખાતું નથી માટે શું કરવું અને કયાં જવું? ૬. જેના પ્રેમનો લેશ પણ મિત્રમાં નથી હોતો, સ્ત્રીમાં નથી હોતો અને પુત્રમાં પણ નથી હોતો તે સોદર ભાઇઓ પણ ચાડીયાનાં વચનોથી મન ભમી જવાનેલીધે અવિશ્વાસનું પાત્ર થાય છે તેથી સૌહૃદ ક્યાંઇ દેખાતું નથી માટે ક્યાં જવું અને શું કરવું? ૭. જે ભાઇઓ સ્વાભાવિક સૌહૃદ રસથી ભીંજાએલ મનવાળા હોય છે તેજ ભાઇઓવિષે શંકિત મનવાળા માણસો પરપણું માને છે માટે હે સૌહૃદ! જેઓને તે પોતાના માને છે તેનેવિષે તુ ક્યાંથી હો? આમ છે તેથીજ તારી આવી દશા થાય છે. ૮. હે પ્રિય મિત્ર સૌહૃદ! આ પૃથ્વીમાં દયા સહિત સર્વ જગતના હિત કરનાર શંકર વિના તારી વૃદ્ધિનેમાટે બીજી ગતિ નથી, બીજું બળ નથી અને બીજો ઉપાય નથી, માટે પ્રતિદિવસ સર્વત્ર તે કરૂણાવાળા શંકર વિશ્વનાથ તારી વૃદ્ધિ કરે એમ હું માગું છું. ૧૦

---

* સ્વભાવેજ તુચ્છ બુદ્ધિની સ્ત્રી, સ્વાર્થી મિત્રો અને સ્વચ્છંદી બાલકો પણ ચાડીઆનું કામ બજાવે છે. બાકી બીજાઓ જે તેવા સ્વભાવના છે તે તો છેજ.

# नेशनल कोन्ग्रेस



હાલમા કોન્ગ્રેસ, કોન્ગ્રેસ એ શબ્દ નો ધ્વનિ જ્યા જોઇએ ત્યા કાને પડતો જણાય છે, અને તેથી તવિષે વિશેષ જાણવાની સ્વાભાવિક જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે કોન્ગ્રેસ એટલે શુ, તેનો શો ઉદ્દેશ છે અને તેનુ આખર પરિણામ શુ આવવાની ઉમેદ રાખવામા આવે છે તે જાણવુ અગત્યનુ છે

હિદ પ્રજાને ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોચાડવાને ધાર્મિક, સાસારિક અને રાજકીય સુધારાની જરૂર છે, તેમા રાજકીય સુધારામા આ કોન્ગ્રેસના ઉદ્દેશનો સમાવેશ થાય છે

આ રાજકીય સભા ચારેક વર્ષ ઉપર મુબાઇમા મળી હતી તે ઉભી કરવામા આગેવાની પ્રથમ મુબાઇ તથા કલકત્તાના કેટલાક વિદ્વાનોની હતી તે સભા પ્રથમ આ દેશનો લાભ કરે એવા કેટલાક હક સરકાર પાસે માગવાના હેતુથી મળી હતી તેમા હિદુસ્થાનના મુખ્ય મુખ્ય સ્થળોથી પ્રતિનિધીઓ આશરે ૧૫૦ ને સુમારે હાજર થયા હતા ત્યારબાદ બીજે વર્ષે કલકત્તામા મળી હતી ત્યા લગભગ ચારસો પ્રતિનિધીઓ હાજર થયા હતા ત્યારબાદ ત્રીજી સભા મદ્રાસમા મળી હતી ત્યા ૭૦૦ પ્રતિનિધીની સખ્યા મળી હતી, અને હાલમા ચોથી સભા અલ્હાબાદમા મળી તેમા ૧૪૦૦ પ્રતિનિધીઓ ઉપરાત પાચ હજાર તમાસગીરો ખાસ જોવાને ગયા હતા તેમા કેટલાએક ખાસ વિલાયતથી ઉમરાવો પણ એ સભાનુ કામ જોવા અને તેમા ભાગ લેવા હાજર થયા હતા

દુનિયાનો નિયમ છે કે હરકોઇ નવુ કામ આરભવામા આવે છે તેમા બે પક્ષ બધાય છે, અને દરેક પક્ષવાળા પોતપોતાનુ ખેચે છે અમારો હેતુ બને પક્ષની હકીકત જણાવી તે ઉપરથી સ્વાભાવિક પરિણામ શુ ભાસે છે તે જણાવવા સિવાય બીજો કઇ નથી, પછી તે બતાવવામા કદાચ ભૂલ હોય તો તેમા અમારા વિચારનો દોષ સિવાય બીજા કોઇપણ હેતુથી લખવામા આવે છે એવુ સમજાવવાનો અમારો ઉદ્દેશ નથી

કોન્ગ્રેસના પક્ષકાર કહે છે કે આપણે આપણા હક ભોગવવાને લાયક થયાછીએ સરકારનુ રાજ્ય ગમે તેટલુ સુખશાતિવાળુ હોય ત

થાપિ પ્રજાને શું અગત્ય છે અને શું દુઃખ છે તેમ કેટલાક આપણા ઉપર હાકમી ચલાવનાર અમલદારો પોતે સરકારના વહાલા થવાના હેતુથી કે પોતાનામાં કુદરતે મુકેલા કોઇ વિચિત્ર સ્વભાવથી આપણા ઉપર કદી ગેરવાજબી હરકતો નાંખતા હોયતો તે વાતની આપણી શાણી સરકારને આપણા તરફથી ખબર ન પડે ત્યાંસુધી તેઓ શી રીતે તે દૂર કરવાનો ઉપાય યોજે તેમાટે આપણે આપણા જાહેર વિચાર પ્રગટ કરવાની જરૂર છે. અને સરકાર પ્રજાની માગણીઓ કબુલ રાખી તેને સંતુષ્ટ રાખવામાં સરકારના અમલની દૃઢતા આ દેશમાં વધારે વખત રહેવાનો આધાર છે -

કોન્ગ્રેસના પ્રતિપક્ષીઓ કોન્ગ્રેસ એ એક ફીતુરી ટોળું છે એમ કહે છે. તેને સમસ્ત પ્રજા તરફથી કંઇ ટેકો નથી. તેઓની માગણી એવા પ્રકારની છે કે તેથી રૈયતને સરકારપ્રત્યે બેવફાદાર કરવાની કોશીશરૂપ છે. બીજાં રાજ્યો કરતાં આ રાજ્યમાં તેઓ વધારે સુખી છે એમ સમજી સરકારનો આભાર તેમણે માનવો જોઇએ સરકારી ખાતામાં મોટી સંખ્યા દેશીઓની છે. દેશી કેળવણીને ઉત્તેજન મળે છે. ન્યુસપેપરને છૂટ મળી છે આ પ્રમાણે સરકારે દેશીઓને સુખ આપ્યા છતાં કોન્ગ્રેસ મળવાથી સરકારપ્રત્યે રૈયતની રાજ્યભક્તિ કમી થાય છે.

ઉપરના પ્રતિપક્ષીનો જવાબ કોન્ગ્રેસવાળા એવો આપે છે કે સરકાર ન્યાયથી વર્તે છે એ વાત ખરી પણ હંમેશાં ન્યાય બરાબર કે સર્વને અનુકૂળ પડતો થાય છે એવો કાંઇ ચોકસ નિયમ નથી. પ્રજા ઉપર ભારે કરો નાંખવામાં પ્રજા પીડાય તે સંબંધને લઇને, મી. નોરટન જેવા બાહોશ બારીસ્ટરે મીઠા જેવી વસ્તુ ગરીબ લોકોના જીવનનું સાધન તેના ઉપર કર નાંખવો, કરોડો રૂપીઆનો ખર્ચ હિંદુસ્તાનને નામે થાય અને તેનો લાભ હિંદ પ્રજા ન ભોગવતાં છતાં તે બોજો તેને સીર પડે છે એ વિગેરે કેટલીક બાબતનો ટુંક હેવાલ મદ્રાસની ટ્રીપ્લીકેન સોસાયટી આગળ કહી બતાવ્યો હતો. દેશીઓને સરકારી નોકરીમાં દાખલ કરવાને પણ ભેદ રાખવામાં આવે છે. સર્વોત્કૃષ્ટ હોદ્દાઓ અંગ્રેજને માટે ખાસ રોકી રાખવામાં આવે છે. અને કાળી ગોરી ચામડી વચ્ચે ઘણો ફરક રખાતો જોવામાં આવે છે. નેશનલ કોન્ગ્રેસનું ધર્મ અને ન્યાય ભરેલું વર્તન જોઇને તેનો લીબરલપક્ષે પણ ઇંગ્લંડમાં પક્ષ કરવા માંડયો છે. અને હિંદુસ્થાનમાં નોર્ટન અને હ્યુમ જેવાએ પણ પોતાની સ્વતંત્રતા

કઇપણ સ્વાર્થ નગર દર્શાવતા છે ત્યાં બીજી તરફથી સરકારને વફાદાર થવા રાજા શિવપ્રસાદ અને સરસૈયદ અહમદ વિગેરે કોન્ગ્રેસ વિરુદ્ધ ગ હાર પડયા છે

ઉપર પ્રમાણે આ કોન્ગ્રેસનો દેખાવ છે અને તેમાંથી કાઇપણ શુભ પરિણામ જોવાને સર્વને ઉત્કંઠા રહે છે

ગુજરાત સભા, પુના સાર્વજનિકસભા, પ્રેસીડેન્સીએસોસીયેશન, પ્રજાહિતવર્ધક સભા વીગેરે પ્રસિદ્ધ સભાઓની તરફથી નિમાયલા પ્રતિનિધિઓ આવી સભામા ભાગ લેતા જોઇ અમને ઘણો સંતોષ ઉપજે છે કારણ કે સાધુ સારી લાયકાત વગર જનારા પ્રતિનિધીઓથી પ્રજાને કશો લાભ હાસલ થાય નહીં એ સ્વાભાવિક છે

અલબત નેશનલ કોન્ગ્રેસમા ઘણા મોટા વિદ્વાનોએ મોટો મોટો ભાગ લીધો છે પરતુ જે દેશી પ્રજા તરફથી તેઓ પ્રતિનિધિ તરીકે દેખાવ દે છે તે દેશી પ્રજાનો ઘણો ભાગ અજાન છે અને તેઓ નેશનલ કોન્ગ્રેસ શુ અને તેના શા હેતુ છે તે તેઓ બીલકુલ જાણતા નથી તેઓ તો ઇશ્વરે તમને જે વધો આપ્યો તેમાજ પોતાનુ હિત સમાયલુ છે એમ માની સભા તે શુ અને શામા તેમના લાભ ગેર લાભ સમાયા છે તે સમજતા નથી તે સમજાવવાને આ વરસ ઠામ ઠામ સભાઓ થઇ ભાષણો થયા તેથી કેટલીક પ્રજા તેનો અર્થ સમજવા લાગી છે પરતુ જ્યાસુધી પ્રજાનો મોટો ભાગ તેનો હેતુ નહિ સમજે ત્યાસુધી આવી સભાઓ મળવાથી પ્રજાને તરત લાભ શી રીતે થઇ શકશે માટે કોન્ગ્રેસના આગેવાનોને વિનતિ છે કે તેમની તરફ પ્રતિનિધિઓની જે ચુટણી થઇ આવે છે તેની વિદ્વત્તા, યોગ્યતા તથા જેની તરફથી તે નિમાય છે તે સોસાયટી કે મડળીનુ બધારણ કેવુ છે એ વિષે પુરાવાદાર હકીકત યોગ્ય સુરતમા મેળવી તે ઉપરથી પ્રતિનિધિઓના વર્ગ ગણવા ઘટે સારૂ એવા વતની પ્રતિનિધિઓ ઉપર પોતાના પ્રાંતમા વરસમા અમુક વખત કોન્ગ્રેસના હેતુવિષે ભાષણો આપી પ્રજાના મન ખેંચી લે એવી ફરજ નાખવી જોઇએ ત્યારેજ કોન્ગ્રેસના મહત્વવિષે સરકારના ધ્યાનમા આવશે કે હવે પ્રજાનો એક મત થયો છે, અને તેમને તેમની અમુક માગણી પ્રમાણે મળવાને તેઓ પાત્ર અને હકદાર થયા છે એમ સરકારને એટલે તમારે તે મેળવવાને હાલ જેટલી માથાકુટ અને મુશ્કેલી વેઠવી પડે છે તે કઇ પણ ન થતા એની મેળેજ આવી મળશે અને તમારા ઉપર ફીતુરી ટોળીનો આરોપ મુકનાર એનીમેળે બંધ થઇ જશે

અંગ્રેજ અધિકારીઓ જે કંઇ દેશ-હિતમાં ભાગ લેછે તેઓ તમામનું અંતઃકરણ ખરૂં જાંણી શકવું એ-મુશકલ છે; કેટલાક લોકપ્રિય થવામાં પોતાનો સ્વાર્થ સમાયલો છે એમ સમજીને પણ ભાગલે એ સ્વાભાવિક છે. દરેક પ્રજા ગાડરીઆ પ્રવાહ જેવી છે. અજાણી ભૂમિમાં અજાણી ઠામનો માણસ જાય તેને તે દેશની પ્રજાનો પ્રેમ મેળવવો હોય તો તેણે તે દેશની પ્રજાના હિતમાં ભાગ લેવો, તેમ કરવાથી પોતાની ધારેલી મન કામના સંપૂર્ણ થાય છે. ઓનરેબલ દાદાભાઇ નવરોજી એજ પ્રતાપથી કોઇ દિન પાર્લામેંટમાં મેમ્બર તરીકે બિરાજમાન થશે.

રાજા શિવપ્રસાદ જેવાનો અંતઃકરણથી ગમે તેવો ઉદ્દેશ હોય અને તેઓ શુદ્ધ બુદ્ધિથી પોતાને ઠીક લાગ્યું તેમ બોલતા હોય તો પણ તેમની અને સર સૈયદ અહમદની તેમ કરવાની નેમ, મનોવૃત્તિયો યોગ્ય નિયમમાં જાળવી ન રાખવાનેલીધે ખુલ્લી રીતે તેઓ જાણીબુજી કોન્ગ્રેસનું બંધારણ નબળું કરી સરકારને પ્રિય થવાની અથવા તેથી પોતાને કંઇ ખાનગી લાભ મેળવવાની હોય એવી તેઓ પોતાની વર્તણુકથી બતાવી આપે છે એથી કોન્ગ્રેસના હેતુને વધારે મજબુતી મળે છે તેની સાથે તે સાવચેત થાય છે. કોન્ગ્રેસનો ઉદ્દેશ ઘણો ઉત્કૃષ્ટ છે પણ તેઓ તે કરવાને જે માર્ગ લેછે, તેમાં અમે બતાવ્યા મિસલનો સુધારો કરવાની જરૂર છે.

'નામદાર કેમરે હીંદનાં રાજ્યની પચાસ વર્ષની કારકીર્દિમાં હીંદુસ્તાનમાં અનેક ફેરફાર થતા આવ્યા છે તે બધાનું કારણ વખતનો ફેરફાર છે. ગયાં દસ વર્ષમાં આવી ઠામ ઠામ સભાઓ ભરવાનું લોકોને થોડું સમજવામાં આવતું; અને હાલ જેમ અમુકે દરખાસ્ત કરી અને ફલાણાએ ટેકો આપ્યો અને તે ઉપરથી સર્વાનુમતે કે વિશેષાનુમતે ઠરાવ થયો એવા શબ્દો આ દસકામાં કાંને પડવા લાગ્યા છે તે ઉપરથી જણાય છે કે આ સર્વ કાળનો મહિમા છે. તેથી અમે કોન્ગ્રેસ, તેના હીમાયતીઓ અને તેમના તમામ પ્રતિનિધીઓ અને જે મડળીઓ તરફથી તેઓ નીમાયા છે તેમને સ્મરણ આપીયે છીયે કે જે કાળના યોગથી આટલો વિચાર વિવેક બાંધવાને યોગ્યતા આવી છે તેની બલહારિ માનીને સન્માર્ગ ઉપર અવિચ્છિન્ન પ્રયત્ન રાખવું કે જેથી અમૃત સરખા મીઠાં ફળો સર્વના ચાખવામાં આવે. ઇશ્વર પાસે માગીએ છીએ કે પ્રજાનું કલ્યાણ કરવાનોજ શુભ હેતુ છે તેમાં સર્વે શક્તિમાન થાઓ. તથાસ્તુ.

# प्रारब्धनी विचित्रता उपर एक वात

( સબધ પાને ૭ થી )

આજનો પડાવ રાજવાડીમા થવાનો હતો તેથી સવ સવારી અનુક્રમે રાજવાડીએ ગઇ સર્વ પ્રજા ગામતરફ વળી તથા જમનાબા, તે રમા અને કેટલુક મડળ રાજવાડીએ ગયુ ત્યા અનેક પ્રકારની વાતચીતો તથા વિનોદમા દિવસ આથમવા આવ્યો રાતના જમણ માટેની તયારી થઇ ગઇ હતી, તેથી સર્વમડળે ત્યા ભોજન કર્યું અને સર્વ જને જેમ ઠીક પડે તેમ વિનોદ કરતા વેહેલા વેહેલા સુઇ રહ્યા

સવાર પડયુ તે સમયે મત્રી હરિદત્ત તથા બાલુબા અને ભીમબા વગેરે સવારી બાઇથી કશળીબાની રજા લઇ રાજનગર તરફ આવી ત્યારપછી કશળીબાની સ્વારી સર્વસરજામ સહિત ઘોડે નગારૂ નાખતી ચાલી બા કશળીબા રથમા બેઠા તેજબા જમનાબા વિગેરે સ્રીજન થોડે સુધી વળાવી પાછા ફર્યા કશળીબાની સવારી રાજવાડીથી દેખાતી બધ થઇ ગઇ ત્યા-સુધી સહુ ત્યા રોકાઇ સર્વ લોકોસહિત તેજબા વિગેરે રાજનગરમા આવ્યા

વાતના રસમા થોડુ કેહેવાનુ રહી ગયુ છે કે જે કાઇક નવીન છે બાઇથી કશળીબાના લગ્ન સમયે જે કેદખાનામા કેદીઓ હતા તેમાના જે સુદતવાળા હતા તેમને છોડી મેલવામા આવ્યા હતા અને જન્મટીપવાળા હતા તેમને હવે પછી ૭ વર્ષની ટીપમા રાખવાનો હુકમ થયો હતો આ હુકમ થતા ઘણાખરા કેદીઓ છુટયા તેમા એક કાવર કેદી કે જે અનેક પ્રકારના તરગોથી ઘોડા ઘડયા કરતો હતો તે છુટો થઇ ઘેર ગયો તે પોતાને ઘેર જઇને મલિનતા દૂર કરી સારા કપડા પહેરી ત્રીજે દિવસે સવારના પહોરમા રાજનગરના એક રાજકીય માણસને ઘેર ગયો ડેલીમા બેચાર આરબો બેઠા હતા અને કાવાની ધુન મચી હતી ત્યા જઇ એક પટાવાળો બેઠો હતો તે પટાવાળાસાથે કેહવરાવ્યુ કે તમારા સાહેબને જઇને કહો કે કોઇ ગરાશીયા કાઇ જરૂરના કામમાટે મળવા આવેલ છે પટાવાળો અદર જઇને હુકમ લઇ આવ્યો એટલે આ માણસ ડેલીમા પેસી ચોકમા જાય છે ત્યા બેચાર નાના છોકરાઓ તાપણી તાપતા હતા ઘરમા દધિમથનના શબ્દો સભળાતા હતા જમણા હાથપગની પડશાળમા મોટી જાજમ પાથરી હતી તે ઉપર ગાદી તકીયાની બેઠક હતી તેની પાસે આવીને તે માણસ બેઠો પટાવાળાને

છેડે એક સુંદર ઓરડામાં શીશમનાં સિંહાસન ઉપર હાથમાં ફુલલઇ એક માણસ પુષ્પાંજલી ભણતો હતો. તેણે રૂદ્રાક્ષોની બેચાર માળાઓ પેરી હતી.સફેત પીતાંબર ધારણ કર્યું હતું. ખભે ધોયોલુ ઉપવસ્ત્ર નાંખ્યું હતું.પડખે એક સુંદર કોયલાની શગડી ધગધગતી હતી. તથા એક લુલો-પાગળો જણ જુદાં આસનપર બેઠેલો **साम्राज्यं भोज्यं** એ આદિ શબ્દો ધીરસ્વરે બોલતો હતો. સન્મુખમાં એક ઊંચા સ્થંદિલપર રૂપાના સિંહાસનમાં નાનકડું સુવર્ણનું કમળ હતું તેમાં ઇંગુર દ્રાક્ષાકારનું બાણ જળાધારીસહિત હતું. તે ઉપર કેસરી ચંદન તથા સુગધી ફુલ બિલીપત્ર તથા અક્ષતો ધર્યા હતા. પછવાડે એક સર્પની આકૃતિ તથા સોનાનું છત્ર ખોસ્યું હતું. આગલા ભાગમાં બે મોટી દીવિઓ તથા બે નાની દિવીઓમાં દીવા બળતા હતા એક ધૂપદાનીમાં ધૂપ તથા એક વાટકીમાં નૈવેદ્ય ધરવામાં આવ્યું હતું. બીજાપણ આરતી વિગેરે ઉપસ્કરો કળશ પંચપાત્ર ત્રભાણું વિગેરે પડયાં હતાં. નવો માણસ જઇને બેઠો કે તરત પુષ્પાંજલીનાં પુષ્પ મહાદેવ ઉપર ચડાવી નમસ્કાર તથા પ્રદક્ષણા કરીને તે પુરૂષ બહાર આવ્યો. તેની ભમરો, મુછો અને કેશ સફેદ હતા, શરીર કદાવર અને ગૌરવર્ણનું હતું અને સ્વર ગંભીર તથા ધાટો હતો. તે માણસ કોણ હશે એ કાંઇ જાણવું અશક્ય નથી. એ પોતે આપણા હરિદત્ત મત્રીજ હતા તેણે બહાર નીકળનાં પેલા નવા માણસપર દૃષ્ટિ કરી, ત્યાં તે માણસે ઉઠીને નમસ્કાર કર્યા આવો બેસો કહીને હરિદત્તમત્રીએ તેને આ વખતે આવવાનું કારણ પુછ્યું. નવા માણસે જવાબ દીધો કે અન્નદાતા! મને આપે કોઇ વખત દીઠો હશે તેથી આપ મને આશ્ચર્યની રીતે જુવો છો. મને કેદખાનામાં જન્મટીપ મળી હતી તેથી મારે હજી સાત વર્ષ કેદખાનું ભોગવવું બાકી છે, પણ મને ભુલથી છોડી મેલવામાં આવ્યો છે તો કૃપા કરીને હવે મને બચાવો. એના બદલામાં હુ જે કામ આપને કરી દેખાડીશ અથવા હું જે આપને ખુશી ખબર આપીશ તેથી ખરેખર આપ એટલો ગુનો માફ કરવા સાથે મને એક મોટા ઇનામને લાયક ગણશો. હરિદત્તે કહ્યું કે તમે જે કરવા માગોછો, તે કેવી હકીગત છે તે મારે જાણવું જોઇએ. પેલા માણસે કહ્યું કે મહારાજ! હું જેવો તેવો માણસ નથી. ઘણા દિવસથી આ ગામમાં આવ્યો છું પણ કોઇ આરોપમાં પકડાઇ જવાથી આપની મુલાખાત લઇ શક્યો નથી. મારૂં નામ ગોડજી છે. હુ આપની મેહેરબાની હશે તો ગમે ત્યાંથી મનુભાનો પત્તો મેળવી આપીશ એટલી મનેમે હામે છે. (અપૂર્ણ)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મુ.　　માઘ, સનત્ ૧૯૮૫.　　અંક ૪ થો.

## ॥ यतो धर्मस्ततो जय ॥



### ससारमा आ सार

शार्दूलविक्रीडित

પ્રેમે થાય પરોપકાર પરનો સદ્ધર્મને પાળતાં,
લાગે આત્મસમાન સર્વ મનમા સભાળથી ભાળતા,
કીર્ત્તિ પ્રાપ્ત કરાય જાય સુખમા આયુષ્ય આ પારમા,
વારવાર વિચાર થાય મનમા એ સાર સસારમા ૧
ભૂતપ્રાણિવિષે દયા પ્રતિદિને ને વશ્ય વાણી મન,
રાગ દ્વેશ તજાય થાય સહુમા પૂરૂ પ્રતાપી તન,
દીનોને ધન ધામ દાન કરવા સભાર ભડા મા,
વારવાર વિચાર થાય મનમા એ સાર સસારમા ૨
વારવાર ન જન્મ કે મરણને લેવા પડે લોકમા
નિશ્વાસો ન ભરાય અતરવિષે સતાપ કે શોકમા,
પોતે ઈશ્વરમા મળી મન રહે જે શાત આકારમા,
વારવાર વિચાર થાય મનમા એ સાર સસારમા ૩

काफी

હવે તો હે મન મારા, તજ અતર અભિમાન,
નિત્ય અસગ રહી નિર્મળ તુ, ધર હરિચરણે ધ્યાન,—હવે૦
વિવિધ વિષયની વાતવિષે તુ, ક્યાય રખે કર કાન,
સાચવ શમ દમ શીલ સરલતા, મેળવ મોટપ માન,—હવે૦
પર ઉપકારવિષે કર પ્રીતિ, આપ દયાથી દાન,
જન્મ અફલ આ જાય અજાણે, ધૂળ ન કરતુ ધાન,—હવે૦
સાર નહીં સમજ બધામા, ભૂલ અભાગિ ન ભાન,
ક્યાથી દિયે દ્રવ દાખિયે તોપણ, બાહુથી બાપનુ થાન?—હવે૦
શાતપણુ અમૃતરસ સાચો, પ્રેમ ધરી કર પાન,
કર કેશવ હરિચરણે ચોપે, નિમન એક નિશાન,—હવે૦

# मन अने इंद्रियोना निग्रह विषे.

આપણને પોતાને આધીન કરી લઇને ઘડી ઘડીમાં મૃત્યુ કરતાં પણ અધિક દુઃખનો અનુભવ કરાવનાર મન કે જે અનેક પ્રકારની દુરંત ચિંતાઓ અને આશા-તૃષ્ણાઓ બાંધ્યા કરે છે અને આત્મસુખને વિસારી દઇને જેમાંથી કશો સાર નીકળે નહિ એવા વિકટ વિષયોમાં અમથું અમથું ભટક્યા કરે છે, તેનું સ્વરૂપ પ્રત્યેક મનુષ્યોના જાણવામાં આવેલું હોવુંજ જોઇએ. અહો! તે કેવું પ્રબળ અને આશ્ચર્ય પમાડનાર છે. અનેક પ્રકારના ઘોડા ઘડવારૂપ ચપળાઇવાળું મન જે જે વાસનાનું ગ્રહણ કરે છે તે તે વાસનાને અનુસરતાં રૂપોને ગ્રહણ કરે છે એવો તેનો સ્વભાવજ છે. પવન જેમ જે ફૂલમાં રહે તે ફૂલના ગંધને ગ્રહણ કરે છે, તેમ મન જે વાસનામાં રહે તે વાસનાના આકારને ગ્રહણ કરે છે. પોતાની વાસનાથી કલ્પેલા વિષયનોજ યુક્તિયોથી નિર્ણય કરી "આ વિષય તો મારો પોતાનોજ છે" એમ અભિમાન ધારી લઇને તે અભિમાનને તૃપ્ત કરવામાટે પોતે સ્વીકારેલા તે વિષયનીજ ઘડ કર્યા કરે એવું એ આગ્રહી છે. મને જે નિશ્ચય કર્યો હોય તેમાંજ તેને સ્વાદ આવે છે અને તે સ્વાદ બરાબર બેસી જતાં શરીર અને સઘળી જ્ઞાનેંદ્રિય પણ તદ્રૂપ થઇ જાય છે. મન વાસનામાં આરૂઢ થાય કે તુરત તેને પછવાડે તેને આધીન રહેનારો દેહ તે વાસનાને અનુસરતોજ પ્રાપ્ત થાય છે. ગંધવાળા પદાર્થની અંદર પેઠેલો પવન જેમ ગંધમય થઇ જાય તેમ વાસનાને આધીન રહેનારો દેહ વાસનામયજ થઇ જાય છે. વાસનાને અનુસરીને પ્રાપ્ત થયેલા દેહમાં જ્ઞાનેંદ્રિયો પ્રકટ થઇને પોતપોતાના વિષયમાં દોડતાં તે વિષયો મળવામાં અનુકૂલ આવે એવી ક્રિયા કરવામાટે કર્મેંદ્રિયોનો જથ્થો પણ પોતાની મેળેજ પ્રકટ થાય છે. જેમ પવન ચપલ થાય એટલે પ્રથ્વીની રજ પણ ચપલ થાય છે, તેમ જ્ઞાનેંદ્રિયો વિષયલંપટ થતાં કર્મેંદ્રિયો પણ પોતપોતાની ક્રિયાઓમાં લંપટ થાય છે. ક્ષોભ પામેલી કર્મેંદ્રિયો પણ પોતપોતાની ક્રિયાશક્તિને પ્રકટ કરતાં વાયુમાં રજની પેઠે ઘણાં ઘણાં કર્મો ઉત્પન્ન થાય છે. આમ મનનું બીજ કર્મ છે અને કર્મનું બીજ મન છે. જેમ પુષ્પની અને પુષ્પના ગંધની સત્તા એકજ છે તેમ મનની અને કર્મની સત્તા એકજ છે. મન દૃઢ અભ્યાસનેલીધે જે જે ભાવનું ગ્-

હણ કરે છે તે તે ભાવનાને અનુસરતી ઇન્દ્રિયોના ચવનરૂપ મોટી શાખાઓ તેમાથી નીકળે છે મન પોતે જે વાસનામા લપટ થયુ તે વાસનાને અનુસરતી ક્રિયાઓને અને તે વાસનાને અનુસરતા ભોગોને અવશ્ય ઉત્પન્ન કરે છે અને તે પ્રમાણે ઉત્પન્ન કરી તેવાજ સ્વાદનો અનુભવ કરીને તુરત બધાઇ જાય છે મન જે જે વિષયને ગ્રહણ કરે તે તે વિષયને સારો માની લે છે અને તેમ થતા પકડેલો વિષય કલ્યાણરૂપજ છે એવો એને નિશ્ચય થઇ જાય છે આટલામાટે સમજુ માણસે તે મનને સ્વતત્ર નહિ રેહેના દેતા હાથીને જેમ તીક્ષ્ણ અકુશથી વશ કરવામા આવે છે તેમ વિવિધ વિચારથી વશ કરવાની ઘણી જરૂર છે મનનુ સ્વરૂપ વધારે તપાસવા જતા પણ આશા તૃષ્ણાઓના નાના પ્રકારના સકલ્પ વિકલ્પ સિવાય બીજુ પ્રત્યક્ષ કઇ જોવામા આવતુ નથી ઝેરી ઝાડનો કાટો મૂળમાથી ઉખેડી નાખ્યો હોય તો પછી દુ ખ દેતો નથી તેમ મનના કાટારૂપ સકલ્પ વિકલ્પથી કરવામા આવતી આશાઓ મૂળમાથીજ ઉખેડી નાખવામા આવે તો મન મોટુ જ વ્યાધી થાય કે તે વૃદ્ધિ પામીને આપણને પીડા કરે જે જે માગ તે જવાને તૈયાર થાય તે તે માર્ગે નહિ જવા દેતા કલ્યાણના માગમા જવાને શીખવતા પાશ ગ રેલા મનને તેની ઇચ્છા પ્રમાણે થોડુ ગજી કરવામા આવે તો પણ તે ઘણો સતોષ માને છે ઉનાળાના તાપથી તપેના એક રોપાને થોડુ પાણી પાવાથી પણ તે મહુ તાજો થઇ જાય છે, પરતુ વર્ષાઋતુમા બહુ પાણી પીને સડી ગયેલા રોપાને થોડુ પાણી પાવામા આવે તો તેથી કઇ તે તાજો થતો નથી માટે મનને પ્રેમનાની કોસનાવીને ધીરે ધીરે સ્વાધીન કરી લેવુ જોઇએ જ્યાસુધી તે નિયમમા આવ્યુ ન હોય ત્યાસુધી તેને રાજી રાખવાને માટે ગમે તે ઉપાયો કર્યા કરવા તે બધા નિષ્ફળ છે જેમ પ્રથમથી પાણીથી ભરપુર રહેલી નદિયો હોય તેમા થોડુક વરસાદનુ પાણી પડે તો તે કાઇ જણાતુ નથી તેમ મનને જો વિષયભોગથી ખુબ તૃપ્ત રાખ્યુ હોય તો પછી તેને થોડુક સુખ આપવાથી કાઇ જણાતુ નથી માટે પહેલાથી સારી પેઠે તેનો નિગ્રહ કરીને પછી તેને થોડુક સુખ દેખાડવુ કે જેથી સતોષ પામીને સ્થિરતા ધારણ કરે જો તેને પ્રથમથીજ યથેચ્છ સુખભોગ લેવાસાટે મોકળુ મેલવામા આવ્યુ હોય તો પછી તે નિયમમા રહેતુ નથી અને થોડા સુખમા તે સતોષ પામતુ નથી આખા જગતને

ભોળી દે તેટલા પાણીવાળો સમુદ્ર જેમ બીજી નદિયોના પાણીનેપોતામાં આવવા દે છે તેમ મન પણ સઘળા વૈભવોથી પરિપૂર્ણ હોય તો પણ તુચ્છ વૈભવોની અને તુચ્છ સુખની લાલચ કરે એવું છે. પોતે પૂર્ણ છતાં બીજા લાભની ઇચ્છા રાખવી એ પામરનો સ્વભાવ છે માટે મન જેવું બીજું પામર કોણ છે? એટલામાટે પ્રથમ મનને નિગ્રહવડે બહુજ ક્લેશ ઉપજાવીને પછી થોડુંક ભોગસંબંધી સુખ આપ્યું હોય તો તે મન પ્રથમ પરિતાપ પામેલું હોવાનેલીધે તેટલા ભોગસુખને પણ ઘણું માની લે. જ્યાંસુધી કોઇ રાજા શત્રુઓથી પરાભવ પામી કેદ પકડાયો ન હોય ત્યાંસુધી પોતાના રાજ્યની ગમે તેટલી સમૃદ્ધિને પણ બહુ માનતો નથી. પણ તેજ રાજાને કોઇ બીજો બળીયો રાજા રણસંગ્રામમાં જીતી પરાભવ પમાડી પકડી લઇ કેદ કરે અને પછી દયાની ખાતર તેને છોડી દઇ થોડોક ગરાસ કે ગામ આપે તો તેથી પણ તે સંતોષ પામે છે. એજ પ્રમાણે મનને જ્યાંસુધી નિગ્રહથી દુઃખ દેવામાં ન આવ્યું હોય ત્યાંસુધી તે મન ઘણા સુખને પણ અલ્પ માની લે છે, પરંતુ પેહેલાં તેને દુઃખ દઇને પછી તેમાંથી મુક્ત કર્યું હોય તો તે થોડુંક સુખ મળવાથી પણ સંતોષ ગ્રહણ કરે છે. નિગ્રહ કરવાથી અને બોધ પામવાથી મૂલ સહિત મનને જીતવામાટે પેહેલાં તો સર્વ પ્રકારનાં પ્રયત્નોથી ઇન્દ્રિયોને જીતવાની મુખ્ય જરૂર છે. મન છે તે આ શરીરરૂપ રથનો સારથી છે અને ઇન્દ્રિયો છે તે તેના ઘોડા છે ઘોડા જો મદોન્મત્ત થઇ વશ ન રહે તેવા હોય તો સારથીને ને રથને મોટા ખાડમાં નાંખી દે છે. ઇન્દ્રિયો છે તેજ ખરેખરા શત્રુઓ બનીને મનને માઠી ગતિ કરનાર થાય છે. ઇન્દ્રિયોનું પ્રેરક મન છે પરંતુ તે મનને વશ કરવામાં પેહેલાં ઇન્દ્રિયોને જીતવાની જરૂર છે. ઇન્દ્રિયો જીતાયાથી મન જીતાવું કઠણ નથી અને મન જીતાવાથી ઇદ્રિયો જીતાવી કઠણ નથી. કેમકે તે બેયને પરસ્પરાશ્રય હોવાથી એક જીતાએ બીજું જીતાઇ શકે છે; તોપણ પ્રથમ ઇન્દ્રિયો જીતાયાથી મન જીતાય છે. જગતમાં ઘણાં માણસો પોતાના હૃદયથી અભિમાન ધરાવી ને બીજાનો પરાજય કરવા કે રાજા હોય તો બીજા રાજાને કે શત્રુને જીતી લેવા ઇચ્છા રાખે છે. એવા વિચક્ષણ પુરૂષોએ પ્રથમ તો પોતાના હૃદયમાં રહેલા ઇન્દ્રિયોરૂપ શત્રુઓનેજ જીતવાને પ્રયત્ન કરવું જોઇએ. જેઓએ પોતાના અંદરના શત્રુનો જય કર્યો નથી ને બાહાર જય મેળવવાની ઇચ્છા કરે એ મોટા

આશ્ચર્યની વાત છે ખરા ભાગ્યશાળી, સાચા શૂરવીર, બુદ્ધિમાન્, પુણ્યવાન્ અને કીર્તિમાન તેજ પુરૂષો કહેવાય કે જેને આ જગતમા પોતાના ચચન મને વશ કરેલા હોય નહિ મન જેણે જીત્યુ છે તેણે આખુ જગત્ જીતી લીધુ છે એમ સમજવુ જીતાએલુ મન અમતરૂપ કરે છે અને નહિ જીતાએલુ મન જન્મ મરણરૂપ થાય છે, માટે ઇન્દ્રિયોને જીતી તે મનને વશ કરવુ શ્રી ભગવાન્ પણ કહે છે કે वश्ये हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता જેને ઇન્દ્રિયો વશ છે તેની બુદ્ધિ સ્થિર રહેવી છે અર્થાત્ ઇન્દ્રિયોને જીતીને મનને વશ કરવુ જેનો હૃદયરૂપી ગુફામા ઉડાણ વળી બેઠેનો મનરૂપી મોટો સાવજ અનેક વ્રતનિયમાદિકવડે વેઠના પડેલા કષ્ટથી વશ થઇ જઇ અત્યત બળવગરનો થઇ ગયો હોય તેવા નિર્મળ બોધવાન તત્વવેત્તાના જેવો જગતમા કોઇપણ ભાગ્યશાલી અમે સમજતા નથી એટલામાટે મનને વશ કરવુ જોઇએ માટે ધીરે ધીરે ઇન્દ્રિયોને બહારના વિષયોમાથી આસક્તિ છુટવાનો અભ્યાસ પાડી તેજ અભ્યાસની યોગ્ય પરિપાટીથી મનને સ્વાધીન કરી લેવુ એ કામ કેહેવુ સેહેલુ પણ થવુ બહુ કઠણ છે મહોન્મત્ત હાથી કે સાવજને વશ કરવો તે સેહેલો છે પરતુ ઇન્દ્રિયો કે જે અતિ ચચળ છે તેને જીતવી એ બહુ કઠણ છે અને એટલામાટેજ મનને દુર્જય કહેવામા આવ્યુ છે વસિષ્ઠ મુનિએ શ્રીરામને બોધ કરતા જણાવ્યુ છે કે—

ઇન્દ્રિયોરૂપી શત્રુઓ કે જેઓ મોટા મોટા નરકોમા પ્રાણીઓને નાખવાના ચક્રવર્તિપણામા અભિષેક પામેના છે, આશાઓરૂપી બાણોથી વીંધી નાખે એવા છે અને દુષ્કર્મોરૂપી મહોન્મત્ત હાથીઓવાળા છે તેઓ જીતાવા બહુ કઠણ છે ઇન્દ્રિયોરૂપી શત્રુઓ કે જેઓ કૃતઘ્ન થઇને પ્રથમ પોતાના આશ્રયરૂપ દેહનોજ નાશ કરે છે અને નીચ કર્મોના મોટા ભડારરૂપ છે તેઓ જીતાવા બહુ કઠણ છે શરીરરૂપી માળામા રેહેનારા વિષયોરૂપી માસોની લાલચવાળા અને કાર્ય તથા અકાર્યરૂપી ઉગ્ર પાખોવાળા ઇન્દ્રિયોરૂપી ગીધ પક્ષીઓ બહુ ઉત્પાત કર્યા કરે છે એ ઇન્દ્રિયોરૂપી નીચ ગીધોને જે પુરૂષ વિવેકરૂપી જાળથી પકડી લે છે તેના શાતિઆદિરૂપ અગોને તે પક્ષીઓ ફાડી શકતા નથી જેમ પકડનારા પારધીઓએ નાખેલા પાશો હાથીઓના જથાને બાધી શકતા નથી તેમ ઇન્દ્રિયોએ નાખેના લાલચોરૂપ પાશો વિવેકીને બાધી શકતા નથી વિષયો કે જેઓ ઉપરઉપરથી જોતા સારા લાગે છે પણ પરિણામમા અત્યત ખરાબ છે તેમા પુરૂષ રમે છે

તે પુરૂષ ઇંદ્રિયોના પાશોથી બંધાઇ જાય છે. જે પુરૂષ આ દુ
નગરમાં વિવેકરૂપી ધનનો સંચય રાખે છે તે પુરૂષ પરતંત્ર
પણ અંદર રેહેનારા ઇંદ્રિયોરૂપી શત્રુઓથી પરાભવ પામતો નથ
સ્વાધીન રાખનારા પોતાની શરીરરૂપી નગરીના રાજાઓ જેવા
છે તેવા માટીની બનેલી મોટી મોટી નગરીઓના રાજાઓ સુ
નથી. જેના ચિત્તનો ગર્વ ક્ષીણ થયો હોય અને જેણે ઇંદ્રિયો
ઓને પકડીને વશ કર્યા હોય તે પુરૂષના શુદ્ધ વિચારો જેમ વસં
પુષ્પોની મંજરીઓ વધતી આવે છે તેમ વધતા આવે છે
પુરૂષની ભોગવાસનાઓ જેમ હેમંત ઋતુમાં કમળો ક્ષીણ થાય
ક્ષીણ થઇ જાય છે. જ્યાંસુધી બ્રહ્મતત્ત્વના દૃઢ અભ્યાસથી મન
હોય ત્યાંસુધી વાસનાઓરૂપી પિશાચણીઓ અજ્ઞાનરૂપી અંધકારથી ભરે-
લી હૃદયરૂપી મધરાતમાં નાચ્યા કરે છે. હું ધારૂં છું કે જ્ઞાનીને પોતાના
શરીરરૂપી નગરીનું રાજ્ય ચલાવવામાં શુદ્ધ થએલું મનજ મંત્રી આદિનું
કામ કરે છે. વિવેકી પુરૂષરૂપી રાજાનું મનજ ઇંદ્રિયોરૂપી શત્રુઓને
દબાવવામાં સેનાપતિનું કામ કરે છે, રાજી કરવાથી સ્નેહવાળી સ્ત્રીનું
કામ કરે છે, ધારેલું કામ કરી દેવાથી નોકરનું કામ કરે છે, સારાં કામો
ગોઠવવાથી મંત્રીનું કામ કરે છે, પાલન કરવાથી પવિત્ર પિતાનું કામ કરે
છે અને ઉત્તમ વિશ્વાસનું પાત્ર હોવાથી મિત્રનું કામ પણ કરે છે. જેમ
પૂજ્યબુદ્ધિથી જોએલો અને પ્રેમબુદ્ધિથી હિતેચ્છુ માનેલો પિતા પોતે મરણ
પામીને પુત્રને ધન આદિ ઉત્તમ પદાર્થ આપે છે તેમ બ્રહ્મબુદ્ધિથી જોએલો
અને વિવેકબુદ્ધિથી હિતકારી માનેલો મનરૂપી પિતા પોતે નષ્ટ થઇને
જ્ઞાનીને મુક્તિરૂપ પરમસિદ્ધિ આપે છે. સારીપેઠે જોએલો, સારી રીતે
તપાસેલો, દૃઢતાવાળો અને સારીપેઠે નિર્મલ કરેલો મનરૂપી ઉત્તમ હીરો
બ્રહ્મરૂપી શ્રેષ્ઠ હારમાં જોડાયાથી અત્યંત શોભે છે. મનરૂપ મણિ કે જે
વાસનારૂપી ઘણા કાદવથી ખરડાએલો છે તેને વિવેકરૂપી જલથી ધોઇને
આત્મદર્શનમાં તેના અજવાળાની સહાયતા લિયો. શુભ ઉદ્યમમાં પ્રવૃત્ત
થએલા જ્ઞાનીરૂપ રાજાને મનરૂપી મંત્રી એવાં કામોની સહાયતા આપે છે
કે જે કામોથી જન્મોરૂપી વૃક્ષો કપાઇ જાય અને પરિણામે નિરતિશય
બ્રહ્માનંદનો આવિર્ભાવ થાય. ઘણા ઘણા ઉત્પાતોથી ભરેલી સંસારસંબંધી
ભયંકર ભૂમિકાઓમાં વિવેકરહિત થઇને રેહેતો અને વાસનાઓને વશ

થએનો પામર મનુષ્ય જેમ એ ભૂમિકાઓમા પડે છે તેમ તમે પડો મા ઉદય પામેલી આ સસારરૂપી માયા કે જે સેંકડો અનર્થોથી ભરપૂર છે અને મહામોહરૂપ ઝાળક વરસાવનારી છે તેની 'એ મને શુ કરનારી છે' એવી ઉપેક્ષા ન કરો પણ જે રીતે એ માયાનુ માર્જન થાય તેમજ કરો પરમ વિવેકનો આશ્રય કરીને, બુદ્ધિથી સત્ય તત્વનો નિશ્ચય કરીને અને ઇન્દ્રિયોરૂપી શત્રુઓને સારીપેઠે જીતીને સસારરૂપી સમુદ્રને તરી જાઓ

સર્વ વાતનો વિવેક એજ ઇદ્રિયો અને પછી મનને સ્વાધીનમા રાખી પરમ સુખ સપાદન કરવાનો ઉત્તમ માર્ગ છે ખરુ વિચારી જોએ તો આ શરીર સાવ મિથ્યા છે તેમજ સસાર પણ મિથ્યાજ છે એટલે તે સબધી દુખેપણ મિથ્યાજ હોય એમા કોઇ કેહેવા જેવુ નથી, તોપણ એ મિથ્યામા પણ દૃઢ વાસના બધાઇ જાય તો બાળકના મનમા બધાયેલી ભૂતની વાસનાની પેઠે મહા અનર્થ ભય અને બધન આપનાર થાય છે માટે સત્પુરૂષોની રીતિ પકડીને નઠારી વાસનાની દૃઢતા ન થવા દેતા બુદ્ધિ સ્થિર કરીને "આ દેહાદિક હુ છુ અને આ ધન જન સવ મારા છે" એવુ અભિમાન ઉઠાડી દઇને પરમ સુખનામ ચૈતન્યસ્વરૂપનો આશ્રય કરવો એમ થયાપછી આસક્તિ રહિતપણુ પ્રાપ્ત થવાનેલીધે ખાવા પીના વગેરે વ્યવહારસબધી ધર્મો બાધરૂપ થતા નથી જે આવી ઉત્તમ સ્થિતિને પોચે તેજ ધન્ય છે અને તેનુજ જન્મવુ સફળ છે

## શુ बलुन एज विमान हशे ?

મુબઇ ગામમા હમણા થોડા વર્ષની અદર બલુન ઉડાડવાના અનુભવની આ બીજી વારની ક્રિયા તા ૨૬–૧–૮૯ ને રોજ સવ પ્રજાના જોવામા આવી હતી બલુન એટલે શુ એ નિશાળમા ચાનતી ચોપડીઓ શીખનારા છોકરાઓ તો તેમા ભણાઇ ગએના પાઠ ઉપરથી જાણતા હશે નિશાળમા નહિ શીખેલા અને જેણે તેની વાત કાઇપણ નહિ જાણી હોય તેનાનેપણ સમજવુ ઠીક પડે તેનેમાટે ટુકી સમજણ એ છે કે દીવાળીના દિવસોમા અથવા બીજા કોઇ ઉત્સાહના પ્રસગમા કાગળનો એક મોટો કોથળો કરવામા આવે છે કે જે કોથળાને ગોબારો એવુ પણ નામ આપવામા આવે છે ચીનાઇ કાગળના ફાનસો આવે છે તેના જેવી તેની આકૃતિ

હોય છે. એ કોથળાને ઉચો ઉડવાનું જોર દેવામાટે એક બાજુ જે ખુલ્લું મોઢું રાખવામાં આવ્યું હોય છે તે તરફ એક તેલમાં બોળેલો મોટો કાકડો સળગાવવામાં આવે છે કે જે કાકડામાંથી નીકળેલો ધુમાડો અને હવા તે કોથળામાં ભરાય છે અને તેમાં જોર આવે છે. એ જોરનેલીધે ગોબારો ઉચો ચડે છે અને જ્યાંસુધી પેલો કાકડો સળગ્યા કરે ત્યાંસુધી ઉચો ઉડયા કરીને કાકડો ઠરતાં વેત તેમાંની હવા બહાર નીકળી જતાં નીચે પડે છે. આ એક જોવાની રમત છે. ઘણા ખરા શોધો બાળકોની કે મોટાઓની રમવાની રમત ઉપરથીજ બુદ્ધિમાન લોકો શોધી કાઢે છે માટે સર્વ પ્રકારના માનનેલાયક એ રમતોજ ગણી શકાય છે, આપણા દેશમાં નાના નાના છોકરાઓ કોઇ નાના વાસણમાં એક લાંબા દોરાના બે છેડા બાંધીને છેટે છેટે ઉભે અને પછી વાસણમાં મો રાખીને બોલે તો એકબીજા એક-બીજાના શબ્દો સાંભળે. આવા પ્રકારની રમતો આપણે ઘણી જોઇ છે તો તેજ રમતને અનુસરતો ટોલીફોનનો શોધ હવે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ અને તેમાં ગોઠવાએલી વિજળીના યોગે માણસોને વાતો કરતા અનુભવિયે છિયે. આજ પ્રમાણે પેલી ગોબારાની રમત પણ કોઇ વાર દાખલારૂપ થઇ પડવાનો સંભવ છે. જેવો ગોબારો કહ્યો તેવુંજ બલુન સમજવું. કોઇ જાતની હવા ભરાઇ શકે એવાં કપડાનો મોટો ઘર જેવડો ડબો ગોળ બનાવી તેનાપર દોરીઓનાં શીકાના જેવાં બંધન બાંધી તેનું મોઢું નીચે રાખવામાં આવે છે અને પછી તેમાં હાલમાં ચાલતા ગ્યાસના દીવાની કે એવીજ બીજી હવા ભરવામાં આવે છે. એ હવા ખુબ ભરાઇ રહે એટલે પેલો ગોળ ડબો ફૂલીને દડા જેવો થાય છે. પછી હવા જેમાં જાય છે એવું મોઢું બંધ કરીને નીચે તેને રશીયોથી બાંધી રાખ્યું હોય છે તે કાપી નાંખે કે છોડી નાંખે એટલે તેમાં ભરેલી હવાના જોરથી તે એકદમ ઉચે ચડી જાય છે અને તેના વજનના પ્રમાણમાં કોઇ માણસ અથવા ભાર તેના નીચેના ભાગમાં રાખવામાં આવે તેનેપણ તે ઘસડી જાય છે. તે જ્યારે તેમાંથી હવા ખુટે છે ત્યારે નીચે પડે છે. આવી રીતે ઉચે ચડેલા તે બલુન સાથે જનાર માણસનો જીવ મોટા જોખમમાં નાંખ્યા બરાબર છે.*

* જેમાંથી હવા પાછી બહાર આવતા શીશોડી વાગે એવી રબરની કે તેના જેવાં ચામડાની કોથળીયો કે જેને મોટે પીપુડી વાગે એવી નળી ગોઠવી હોય તેમાં ફુક મારીયે તો દડા જેવું થાય છે. એવીજ રીતે તેવાજ પદાર્થના ગાબી હવા ભરી દડા કરવામા આવતા તે દડાને અધર મેલી દઇએ તો ઉચા ઉડી જતા. એ દડાઓ ઘણીવાર મુંબઇમા છોકરા ઉડાડે છે

હમણા બલુનનો જે પ્રયોગ થયો તે આવા પ્રકારનો કેહેવાય છે બલુન હવા ભરાઇ રેહેતા જેવુ છોડવામા આવ્યુ તેવુજ તે ઉચુ ચડી ગયુ તેની સાથે અગવા બલુન જેવી એક છત્રી સાથે ટીંગાડવામા આવી હતી કે જે છત્રી ઉચે ગયા પછી બલુનથી જુદી પાડતા બલુનમાથી પડતુ મેલવામા આવ્યુ હતુ કે જેથી થોડે અવકાશે તે છત્રી પવનના અને વેગના જોરથી ઉઘડી જતા નીચે ઉતરનાર માણસ માત્ર સહીસલામત સર્વે લોકોના દેખતા પૃથ્વી ઉપર આવી ઉભો રહ્યો અને પછીથી તે બલુનપણ નીચે ખેચી લેવામા આવ્યુ આ તમાશો કરી બતાવીને તેમણે સારી કમાણી કરી કે કેવાય છે દેખવામા ક્રિયા કાઇ મોટી નથી લાગતી પણ એટલે દૂર એક દમ અધર ચડી જવુ અને એક દમ અધર ઉતરી આવવુ એ કામ અને તેને માટે યોજેલુ સાધન બહુજ કઠણ છે, કે જે માટે બીજાઓ બોલવાશિવાય કાઇ કરી શકે નહિ આજ ઘણા વર્ષથી બીજા શોધોની સાથે બલુનની બાબત પણ ઘણો શોધ ચાલે છે એમ કેહેવાય છે પ્રથમ અનલક્ષિત લાગે એવા વરાળના અને વિજળીના યંત્રોથી આગગાડી,આગબોટ,તાર,ટેલીફોન, વીજળીના દીવા વગેરે શોધોનુ પરિણામ નજરે આવે છે અનેહવે તારમારફતહજારો ગાઊની સ્નેહી સબંધીના મોઢા જોઇ શકશુ એવુ પણ કોઇ દિવસ બનવાનો સભવ રખાય છે બલુનની બાબતમા હજી ઉચે ચડીને નીચે પડવા શિવાય બીજુ કશુ ફળ શોધ ચાલતા છતા પણ જોવામા નથી આવતુ અને જ્યાસુધી કોઇ પણ જાતની હવાને કાપે એવી, પવન ન નડે એવી અને જોર આપવાની ક્રિયા સાથેજ થયા કરે એવી યુક્તિઓ ધ્યાનમા આવી નથી ત્યાસુધી તે અખતરા તે અખતરાજ છે અથવા તો જીવનુ જોખમજ છે હમણા તો મેહેનત ઘણી ને ફળ કાઇ નહિ એવુ છે અસલના વખતમા વિમાનો હતા એ વિમાનોની સરખામણી આ બલુન સાથે લોકો કરે છે તેમા આકાશમા ચડવા શિવાય બીજી કશી સરખામણી થઇ શકતી નથી અને તે સરખામણી પણ નહિ જેવી છે આગળના વખતમા આકાશમાર્ગે વિમાન ચાલતા એવી વાતો પુરાણ વિગેરેમા લખાયેલી છે અને તેનો મુકાબલો આ બલુન સાથે કરવામા લોકો ઠીક ગણે છે પણ આપણને તો તે હસવા જેવુ થઇ પડે છે ધારો કે કોઇ ઠેકાણે અલંકારિક લખાણ હશે તો પણ તે વખતે એવી વિદ્યા કે કારીગરી હતી અને તેવા સમર્થ હોય તેજ લોકો હવામા જતા આવતા હોય એમ તો નક્કી થઇ શકે છે દીઠેલી કે સાભળેલી વસ્તુ હોય તેનુજ સાર

સાહુ વર્ણન થઇ શકે છે. ન હોય એનું કાંઇ પણ થવું સંભવિત નથીજ. શાલ્વે ઘણું તપ કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા અને તે મહાદેવના કેહેવાથી મયદાનવે તેને સૌભ નામનું લોઢાનું વિમાન બનાવી આપ્યું હતું કે જેમાં બેશીને ૨૭ દિવસ સુધી મનમાં આવે તેવી રીતે તે યાદવો સાથે યુદ્ધ કરી શક્યો હતો. વિચારો કે લડાઇનાં સર્વ સાધનો જેમાં હોય એવું લોઢાનું વિમાન આકાશમાં શી રીતે ઉડી શકે ? હવે નાના પ્રકારના શોધો હાલ મનુષ્યશક્તિથી અધિક થવા માંડ્યાંછે એટલે એટલુ તો નહિ માનનારાઓ પણ પરાણે માને ખરા કે ક્ષાંઇપણ તેવુ હશે ખરૂ અને તેમ હોય તો આગળનો ઉદયકાળ કોઇ જુદાજ પ્રકારનો હતો અને તે સમયની વિદ્યા કળાનો અંત હજી આપણા હાથમાં આવ્યો નથી. આગળનાં વિમાનોની સમૃદ્ધિ દેખાડવામાટે કર્દમ ઋષિની વાત સંભારિયે એ કર્દમ ઋષિ પ્રજાની કામનાથી પોતે તપ કરતા હતા તેથી ભગવાન્ પ્રસન્ન થયા અને સ્વાયંભૂવ મનુની પુત્રી દેવહૂતિ સાથે તેના લગ્ન કરવાની ગોઠવણ કરી દેતાં તે બેય સ્ત્રીપુરૂષનો વિવાહ થયો. તપ તપ્યા કરતા ઋષિની સેવા કરતાં તે સાધ્વી સ્ત્રીને ઘણાં વર્ષો ચાલ્યાં ગયાં. વ્રત-નિયમાદિકને પાળતાં પરમેશ્વરની પેઠે સ્વામીની સેવા કરતાં એ દેવહૂતિ બહુ પ્રસન્ન રેહેતાં હતાં; ભોગસુખની તેને ઇચ્છા ન હતી. કામાદિકનો ત્યાગ કરી સદાચરણથી, પવિત્રતાથી, આદરથી, જીતેદ્રિયપણાથી, સેવાથી, વિવેકાદિકથી ભરેલી વાણીથી સ્વામીને તેણે વશ કરી લીધા હતા. સારા મનોરથવાળાં, ભક્તિ કરતાં અને નિયમ પાળનાં દેવહૂતિને એક દિવસે દુબળાં દેખીને કૃપાવડે કરીને કહ્યુ કે 'હે મનુની પુત્રી ! તારી ભારે સેવાથી અને ભક્તિથી આજે પ્રસન્ન થયોછું. કેમ કે સર્વ પ્રાણીઓને પ્રિય અને સુખ ભોગવવાને યોગ્ય એવા આ દેહને પણ મારે કાજે દુબળો કરવામાં તે પાછું વાળી જોયુ નથી. હું તને દિવ્યદૃષ્ટિ આપું છુ તેથી મારા વૈભવોને જોઇ લે, કે જે નિર્ભય, શોકરહિત અને દિવ્ય વૈભવો સ્વધર્મ, તપ, સમાધિ અને ચિત્તની એકાગ્રતાથી મને વશ્ય થયા છે. અને મારી સેવા કરવાથી તને પણ સ્વાધીન થયા છે. કાળનેલીધે જેનો નાશ થઇ જાય એવા બીજા વૈભવો તો કોણ માત્ર છે ? તુ સિદ્ધ થયેલી છે, માટે પોતાના ધર્મથી પ્રાપ્ત થયેલા અને મનુષ્યોને રાજાપણાંનું અભિમાન રાખતાં પણ ન મળે એવા દિવ્ય વૈભવો ભોગવ'. આ પ્રમાણે સઘળી સિદ્ધિઓ, અને તેની ઉપાસનામાં વિચક્ષણ પોતાના પતિનાં વચન સાંભળવાથી દેવહૂતિ

પ્રસન્ન થયા અને તેની સર્વ ચિંતાઓ મટી ગઇ પછી પ્રેમથી ગદ્ગદ્ કંઠે વિનતી કરતા પ્રાપ્ત થયેલા દૈવી વૈભવોને પણ હસી કાઢે એવુ 'સુખભોગ માટે તે સાધ્વીએ સ્થાન માગ્યું કે જે ઉપરથી પ્રસન્ન થઇને સમર્થ કર્દમે યોગબળથી એક ધારે ત્યા જઇ આવી શકે એવુ વિમાન પ્રગટ કર્યું એ વિમાનનુ વર્ણન છે ત્યા આવી રીતે લખ્યુ છે કે,

એ વિમાન સર્વ મનોરથને પુરનાર, સર્વ રત્નોથી ભરપુર, વધારે વધારે થતી જતી સમૃદ્ધિવાળુ મણિના સ્થંભોવાળો શોભતુ, દિવ્યસામાનવાળું, સર્વકાળમા સુખ આપનાર, વિચિત્ર પ્રકારની નાની નાની પાટીઓ અને પતાકાઓથી શણગારેલુ, જેમા ભમરાઓ મધુર ગુંજાર કરી રહ્યા છે એવી વિચિત્ર પુષ્પોની માળાઓથી અને સુતરાઉ તથા રેશમી વિગેરે અનેક જાતના વસ્ત્રોથી શોભતુ હતુ એ વિમાનના ઉપર ઉપર રહેતા મ્હેલોમા જુદી જુદી તળાઇઓ, પલંગ, વીજણા અને આસનો નાખ્યા ગયા હતા તેને સ્થળોમા નોખી નોખી કારીગરિઓ બનાવી હતી ઇન્દ્રનીલ મણિની ભૂમિ અને પરવાળાની ઓટલીઓ હતી દરવાજામા વિદ્રુમ મણિના ઉમરા અને હીરાના કમાડ હતા ઇન્દ્રનીલ મણિના બનાવેલા મેડાના શિખરો ઉપર સોનાના કુંભ હતા હીરાની ભિંતોમા જડેલા માણિકયો આંખો જેવા ચકળતા હતા વિચિત્ર ચંદરવા અને સોનાના અમુલ્ય તોરણો લાગી રહ્યા હતા પોતાની જાતના પક્ષીઓને બનાવટના માની તે ઉપર ચડી ચડીને તે તે સ્થળમા હંસ અને પારેવાના ટોળા બોલતા હતા વિહાર કરવાની જગા, સુવાના ઘર, આંગણા અને ગઢ બહારની જગાઓ જેવી જોઇએ તેવી રચાઇ હતી તેથી કર્દમને પણ વિસ્મય પમાડે એવુ એ વિમાન બન્યુ

આ વર્ણન પછી બીજી ઘણી વાત છે પરન્તુ છેવટ એમ છે કે અનેક સ્ત્રીઓ જેની સેવા કરે છે એવા દેવહૂતિની સાથે એ મહાતપસ્વી સમર્થ કર્દમ ઋષિ એ વિમાનમા બેઠા અને એમા બેશીને પોતાની સ્ત્રીને પ્રસન્ન રાખતા આખો ભૂગોળ દેખાડીને પાછા આશ્રમમા આવ્યા

આપ્રમાણે વિમાનનુ વર્ણન વાચીને જ્યા આજના બલુન સામી નજર કરીએ ત્યા કીડીમા અને કુંજરમા જેટલો ફેર તેનાથી પણ વિશેષ ફેર જેવું લાગ્યા વગર રેશે નહિ જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ આપણા શાસ્ત્રોના વચનથી કે આપણા દેશના આસ્તિક વિદ્વાનોના વચનથી નહિ પણ સુધરેલા દેશના લોકોના વચનથી 'આપણામા કાઇક છે ખરૂ ' એમ હવે લોકોને

લાગવા માંડયું છે એટલે કદી આ વાત ઘડીક કાનપર લે તો લે, નિકરતો કાને લેવીપણ કઠણ; કેમ કે હવામાં ઉડનાર એ વસ્તુમાં એવી ગોઠવણી કે જે એક રાજાના મેહેલનેપણ કોરે મેલે એવી તે થઇ શકવાનો વિશ્વાસજ કેમ આવે? કયાં એની બનાવટ અને કયાં આની બનાવટ!! આ કપડાનો બનાવેલો ડબો જે માત્ર એકજ માણસને થોડો ઉચો લઇ ગયા શિવાય બીજું કશું કામ કરતો નથી તે કયાં અને જેનું વર્ણન આપી ગયા તેવું વિમાન કયાં!! માર્યાદા પુરૂષ રામચંદ્રજી લંકાપતિને મારી વિભીષણને રાજ્ય સોંપી સતીશિરોમણિ સીતાને સાથે લઇ પાછા વળ્યા ત્યારે પુષ્પકવિમાનમાં બિરાજી અયોધ્યા તરફ આવ્યા હતા, એ વાત પ્રસિદ્ધ છે. આ શિવાય દેવતાઓ તો હમેશાં વિમાનમાંજ અંતરીક્ષમાં ફરતા એમ લખાયેલું છે. આ ઉપરથી વળી એમપણ થાય ખરૂં કે વિમાન એ કોઇ જુદાજ પ્રકારનું વાહન હશે અને કોઇ મહા યોગબળથી બનતુ હશે, કે જેની નિશાનીમાટે આજ કાંઇપણ જોવામાં આવતું નથી. અને આ બલુન તો આનંદનીખાતર એક રમત જેવું છે. આમ થતાં થતાં પણ આપણી આ આંખો કોઇ દિવસ વિમાનને જોશે ત્યારે કેટલાં બધાં સુખનાં સાધનો વધી જશે! પણ તે જોવાનું બની આવવાને કેટલો લાંબો કાળ જશે તે અનુમાન થઇ શકતું નથી.

વિદ્યા, કળા, યોગ, તપ, સ્વતંત્રતા, સ્વધર્મ, આયુષ્ય અને બલ-બુદ્ધિ જો ગયાં હોય તો તેની સાથે વિમાન જેવાં સાધનો પણ ગયાં છે. અને તેઓ જો પાછાં પ્રાપ્ત થવાનાં હોય તો વિમાન જેવાં સાધનો પણ પાછાં પ્રાપ્ત થશે, એમ આશા રાખીને એ લાંબા કાળની વાટ જોઇ રેહેવી.

---

## प्रारब्धनी विचित्रता उपर एक वात.

( સબંધ પાને ૫૬ થી )

હરિદત્તને આ વાત સાંભળતાં રૂવાડાં ઉભાં થઇ ગયાં પણ કોઇ ઢોંગી હોય એમ જાણી તેને જવાબ દીધો કે 'તે કામ તમે કરો તો અલબત તમારો ઉપકાર રાજ્ય ભુલે નહિ, પણ તમે આ ખરી વાત કહો છો એની શી ખાતરી? હું તમને ઓળખતો નથી. આજસુધી જો મનુભા ન મળ્યા તો હવે તેની શી આશા? અમારે તો ભીમભા અને બાલુભા છે તેજ મનુભા છે.' હરિદત્તનાં અહીં આવાં ઉડામણીનાં વચન લાગ્યાં તેથી ગોડજીનું

લોહી ઉકળી આવ્યુ ને તગત બોલ્યો કે, 'સાહેબ! રાજ્યમા કાઇ બધા માણસો, ચોર, કપટી, કે નીમકહગામ નથી હોતા આપને માગી પરીતા નથી થતી તો લ્યો કરો ખાતરી' એમ કહી ભેઠમાથી એક છગી સોનાના હાથાની ફગાવી નાખી હગિદત્ત હાથમા લઇ જુવે છે તો રાજા ભૂપતસિહ ના નામવાળી તે છરી હતી આ જોતાવેત હરિદત્તને બેવડી ભ્રાતિ ઉત્પન્ન થઇ પણ વાત મુદ્દે શી બગી છે તે કેમ ખબર પડે ' પેના ગોડજીએ હુ જમા જોયુ તો કાગળની ચીઠી જ તેને મનુભાએ આપેની તે તેણે દીઠી નહો એ ટલે કાઇ બોલી ન શક્યો એટલામા હગિ ત્ત,બોલ્યા કે 'જો કાઇ તુ ખુશીખગ આપીશ તો તાગે બદલો હુ નહિ ભુલુ હમણા મારે ઉતાવળ છે માટે હુ જાઉ છુ ઓગણુ ગયા પછી તુ ફરીને મળજે આ છગી એટલા દિવસ માગી પાસે ભલે ગ્હી ' આટલુ કહી ગોડજીને ચા પીવા આપી પોતે અ ગ ગયા ગોડજી ત્યાથી વિચાગ કરતો પોતાને ઘેર ગયો એટલામા એક બાર ચૌદ વર્ષનો બાળક સુદગ વસ્ત્ર તથા અલકાગથી શણગારેનો, હાથીયાર બાધેલો અને ક ાવર ઘોડા ઉપર બેઠેલો ઘોડો દાડાવતો ડેલીમા પેઠો એટ-લામા આની એક નોકરે ઘોડો પકડ્યો એટલે માથેથી ઉતગી 'બાપુ ક્યા છે ?' એટલુ પુછતા હાથમા રહેની એક કાગળની ચીઠીને જોતા જોતા ઉતાવળો ઉતાવળો તે ઘરમા ચાલ્યો ગયો આની રીતે આ કોઇ અજાણ્યો માણસ પારકા ઘગમા કેમ પેઠો એવી ગકા તમાગે ન કગવી બાપુ ક્યા છે એમ તેણે પુછ્યુ તે ઉપગથીજ તમે જાણ્યુ હશે કે તે આપણા હગિદત્ત મત્રીનો નાનો પુત્ર દેવગકર હતો તેણે તે પોતાના હાથમાની ચીઠી પેટીમા મેલી કશળીબાને વળાવવા જવાની તજવી જમા ધ્યાન જોડ્યુ કશળીબા સાસરે પધાર્યા તે વાત તો પ્રથમજ હુ કહી ગયો છુ પણ કશળીબાને મોઢે મનુભાના જે કાઇક આશાવાળા સમાચાગ હગિ ત્ત મત્રીએ પગણીને સાસગે પધારતી વેળાએ કહ્યા તે પેલા ગોડજીના આધાગ ઉપગથીજ કહ્યા હતા મત્રી હગિદત્ત બાઇશ્રી કશળીબાને વળાવ્યા તેને બીજે દિવસ એકાતના ઓગડામા બેઠા હતા તે સમયે દેવશકરે તે ઓરડામા આવીને પોતાને મળેની ચીઠી કે જેની ઉપર ઘણો વખત જવાથી અક્ષર પણ ઉકલવા કઠણ હતા તે ચીઠી પિતાજી પાસે આવીને તેમને આપી હરિદત્ત મત્રીએ આ ચીઠી લઇને પુછ્યુ કે 'કેમ ભાઇ શુ છે ?' દેવશકગે જવાબ આપ્યો કે 'કાઇપણ ભેદવાળી વાત છે અને જાણે કાઇ આપણો મનોરથ પૂગ થવાનો હોય

એમ જણાય છે.' હરિદત્તે કહ્યું કે 'ચીઠી તમે વાંચી સંભળાવો.' પછી દેવ શંકરે ચીઠી વાંચી તેમાં નીચે પ્રમાણે અક્ષરો વંચાયા.

"હું ધારતો હતો કે કોઇ દિવસ પણ મારા પિતાનું હું હયાત છું તો ગમે તે પ્રકારે દર્શન લઇ શકીશ. કેમ કે આપ જેવા પવિત્ર કાકાનો મારી ઉપર અપૂર્વ પ્રેમ છે. આજ કોઇ અજાણ્યા માણસ પાસેથી ભરમ ભરેલા શબ્દોમાં હું તેમને દેવ થયેલા સાંભળું છું એટલુંજ નહિ પણ માતુશ્રીને પણ દેવ થયેલાં અને તે વળી મારા વિયોગથી સાંભળી હું આજે અપાર દુઃખમાં બુડયો છું. મારૂં શું થયું છે અને હું કયાં છું એ તમે જાણતા હશો અથવા હું હવે આ સંસારમાં નથી એમ ધારતા હોતો આ કાગળ તમને પોચવાથી કાંઇ નવા સમાચાર તમે જાણશો અને એટલામાટે કહું છું કે હું પાંજરે પૂરાએલો સિંહ છું. જ્યારે સમય આવશે ત્યારે મારૂં પરાક્રમ તમે જોશો. મારે માટે ઉદ્વેગ કે ચિંતા રાખશો નહિ. માત્ર પ્રજાનું રક્ષણ કરતાં આશીર્વાદ આપ્યા કરજો. જો દેવ રક્ષા કરનાર છે તો પછી કોઇ વાતની ચિંતા નથી. જે ભાવિ હોય છે તે મટવાનું નથી, નિકર મહાત્મા પુણ્યશ્લોક નળરાજા અને ધર્માત્મા યુધિષ્ઠિર રાજા જેવા પોતાની વિપત્તિને કેમ દૂર ન કરી શકયા ? હું કુશળ છું અને તમારી કુશળતા ઇચ્છુછું."

આ ચીઠી ઉપરથી હરિદત્ત મંત્રીના મનમાં અતિ તરંગો ઉઠયા અને મનુભા હજી કુશળ છે તે વાતથી તેના હૃદયમાં હર્ષ માયો નહિ. તેણે દેવશંકરને પુછયું કે 'આ ચીઠી કયાંથી મળી ?' તેણે જવાબ દીધો કે 'કુશળીમા સાસરે પધાર્યા તે દિવસે ઘેર આવતાં મને સવારમાં માર્ગમાંથી જડી છે.' હરિદત્તે કહ્યું કે 'ભાઇ ! આ ચીઠી ઘણી જાતના તરંગો કરાવે છે. આપણા ભવિષ્યના રાજા મનુભા આ પૃથ્વીમાં જીવતા છે એમ આ ચીઠી જણાવે છે, પણ શુ જાણિયે કે આ અક્ષરો તેનાજ હોય. તે દિવસે એક અજાણ્યો માણસ થોડી વાતચિત કરી મહારાજા ભૂપતસિંહની છરી મને આપી ગયો તે ઉપરથી પણ મને ઘણા તરંગો ઉઠયા હતા. જો તે માણસ ખરેખર ...ંગી બાતમીદાર હોય તો તેને યોગ્ય સત્કાર આપવો અને કાંઇ કપટ કરનાર હોય તો શિક્ષાએ પહોચાડવો. એમ મારા મનમાં હતું. તે સમયે તે પોતાના લુગડાં તપાસતો હતો અને આશ્ચર્ય પામતો હતો તેથી મને એમ થાય છે કે કદાચ રખેને તેણેજ આ ચીઠી પાડી હોય અને તેથી બોલી ન શકયો હોય. ભાઇ, તો આજ ઇશ્વરની કૃપા થઇ છે. જાઓ તપાસ કરો કે એ માણસનું શું થયું. મા તેનું નામ ગોડજી છે. કોઇપણ પ્રકારે તેને કેદની સિક્ષાથી બચાવીને આપણે હવે ઘણું કરવાનું છે.

(અપૂર્ણ.)

# ગ્રંથાવલોકન

(સંબંધ ગયા વર્ષ પાને ૨૮૨ થી)

પરિપૂર્ણતાએ પહોચેલ રાજનીતિવૃક્ષના ફળનો સ્વાદ ચાખી તે ઉપર વિચાર કરતો કરતો, અનુભવાર્થી નવીનચંદ્ર રાજકુલમાંથી નિસરી બુદ્ધિધનને ઘેર પહોચે એટલા સમયમા, તેના વિચારરૂપે, કર્ત્તા, આપણને તે નવીનચંદ્રની પોતાની બુદ્ધિધનના ઘરમા ગયા પછીની, સ્થિતિનુ કેટલુક વર્ણન આપે છે ખરેખર 'ઉન્મત્તપણાનુ પરિણામ તો આજ' કહેવાય મર્યાદાનો ભંગ થતા પહેલા ઉન્મત્ત પ્રમદાના મનને ઘેરી લેતા વિચારો ખરેખર મર્મભેદક છે બુદ્ધિધન અને સૌભાગ્યદેવીનીજ પુત્રીને, આ અવસ્થાએ પહોચ્યા પછી વિશેષ મર્યાદાનો ભંગ કરતા, દૈવ અટકાવી શકે પુરૂષત્વનેલીધે કાઇક વિશેષ ઉન્મત્તપણુ હોત તો વડીલોના પુણ્ય પણ આડા ન આવી શકત એનુ પ્રત્યક્ષ ઉદાહરણ પ્રમાદધન અને પદ્માનો સબંધ નહિ સગધ નહિ એવા પુરૂષને, શરીરે ત્યાગ કર્યા પછી પણ પૂર્વકાળના સબંધના સસ્કારવાળુ મન, ઉપદેશ દઇ વામ માર્ગથી અટકાવે, એ ખરેખર અનસૂયા કુમુદવીજ થઇ શકે દોષ થવાની શંકા રાખતી બાના એ શંકાને દૂર કરી, અર્થાત્ પોતાને અનિષ્ઠ પરિણામનો ભય ન રાખતા, ઉંડી ખાયમા પડતા બે પ્રાણીને બચાવે એ તેની ખરેખરી ઉદારતા પૂરા શુદ્ધ અંત કરણવાળા માતા અને માતા તુલ્ય સાસુનો પટાબધ્ધ બેઠા સામાન્ય રીતે બોનાના શ્લોકો જરૂર પ્રસગે કેના ઉપયોગી થઇ પડે છે તે કેટલેક ઠેકાણે આ ગ્રથમા બહુ સારી રીતે દર્શાવ્યુ છે

અનુભવાર્થીને આ નિશાળમા આનદ આવતા મટી ગયો સઘળા શિક્ષકોની કૃપા તેના ઉપર સારી હતી પણ એક શિક્ષક, પોતાને નિર્દોષ હોવા છતા દોષિત ગણી, પોતાની ઉપર ક્રોધી દૃષ્ટિથી જોતા હતા; એ શિષ્યને સારુ નહિ લાગ્યુ સબધી વર્ગની અનુજ્ઞા વગર પલાયન કરી આવેલો તે, અહિઆવી પણ પલાયન કરવાની ઇચ્છા કરે છે

પ્રકરણ ચૌદમામા, ઘણા વિસમવી અન્યાયનુ પાન થએલુ ગુણી કુટુંબ પાછુ યોગ્ય સ્થિતિએ આવતા ડર્‌ગીઓને જે આનંદ થયો જોઇએ તે દેખાડે છે વિશેષમા, અસ્ત પામતા વૈરીપ્રત્યે અપકારનો બદલો ન લેતા ઉપકારજ તેના દુષ્ટ કૃત્યાની શિક્ષા કરવાની સૌભાગ્યદેવીની ઇચ્છા વાચક વર્ગની અધિક પૂજ્ય બુદ્ધિ ગ્રહણ કરે છે આ વાતને આટલેથી પડતી મુકી, બુદ્ધિધનના સૂર્યને પૂર્વમાથી ઉગતો જોઇ, નવીનચદ્રની શોધમા નીકળીએ

આ **નવીનચંદ્ર**નું મૂળ નામ **સરસ્વતીચંદ્ર** છે. તેનો પિતા મુંબઇનો એક સુપ્રતિષ્ઠિત, શ્રીમાન્, વગવાળો અને યશ અર્થેજ વિદ્યાવિનોદી છે. પોતે સુધારાનો સાથી કહેવાય છે; પરંતુ પુત્રાદિકની ભવિષ્યની સ્થિતિ ઉપર વિચાર કર્યાવગર, એક સ્રી પચત્વ પામતાં, નીચવૃત્તિની, અણસમજુ અને અસૂયાવાળી મૂર્ખ સ્રીને પરણી, તેની સેવામાં સ્રૈણ થવામાં દોષ ગણતો નથી. શેઠની સેવામાં રહેતાં મંડળના મનુષ્યોનું ચિત્ર આપતાં પણ કર્તાએ ચાતુર્ય વાપર્યું છે. આ **લક્ષ્મીનંદન** શેઠ અને તેનું મંડળ, આપણને તેવાજ એક બે શેઠ અને તેમનાં મંડળનું સ્મરણ કરાવે છે; અને એવો આભાસ થાય છે કે કર્તાએ પણ, આવા કોઇ ચિત્રને મનમાં રાખીનેજ લેખિનીપ્રચાર કર્યો છે. એડિટર ઉદ્ધતલાલ, ધમપાડે, વિગેરે નામ યથોચિત જ છે. આ કલ્પિત મનુષ્યો નથી; તેમ જુના વખતનાં નથી; તેઓ સાંપ્રતમાં પણ મુંબઇની સેવા બજાવે છે અને વાંચનાર તેમને ઓળખવા વિચાર કરશે તો તેમને શોધી કાઢતાં વાર નહિ લાગે.

**સરસ્વતીચંદ્ર** પોતે ચાલતી રૂઢીની કેળવણી લઇ, એમ. એ; એલ. એલ. બી. બારિષ્ટર. એટ. લા; થએલ છે. આ સ્થિતિને પામવુ, અભ્યાસની પછવાડે મંડેલાને કઠિન નથી. એટલુંજ કે ગર્ભશ્રીમતમાં આ સ્થિતિનું દર્શન ક્વચિતજ થાય છે. **સરસ્વતીચંદ્ર**ની રીતિભાતિ ઉપરથી પણ એ પોતે ગર્ભશ્રીમંત હોય એમ માનવું યોગ્ય નથી લાગતું; પણ જ્યારે કર્તાને એમજ લાગ્યુ કે એને ગર્ભશ્રીમંતજ બનાવવો, ત્યારે આપણે આ કેટલેક અંશે અસભવિત લાગતાં વસ્તુને પણ માનવું પડે છે શું આ પણ કોઇ **અસ્તિ ભાતિ વિક્રિયાવાન્** મનુષ્યનું ચિત્ર નથી ? આવો પુરૂષ કેવલ કાલ્પનિક હોય એ અશકય ભાસેછે. જે પુરૂષનું એ ચિત્ર છે, તે પુરૂષને ચિત્રમાં પણ તેની ખરી સ્થતિમાં દેખાડવા, ચિત્રની ભૂમિકામાં કેવળ કલ્પિત હવેલી, ઉદ્યાન, ગાડીઓ વિગેરે ન મુકતાં, તેની પોતાની-સ્થિતિ-યોગ્ય સામાન્ય ગૃહ અથવા મુંબઇવાસીજ કરવો હતો તો, એક ચાલીમાં બીજા અથવા ત્રીજા માળની એક સામાન્ય સ્થિતિની ઓરડીમાં રહેતાં કુટુંબનો પુત્ર કલ્પ્યો હોત તો વધારે દીપત. મનુષ્યની સાંસારિક સ્થિતિનો આધાર, બહુધા તેની માનસિક સ્થિતિ ઉપર હોય છે; એમ ઘણે અંશે સિદ્ધ છે. ધનપાત્ર થવું અથવા નહિ એનો આધાર દૈવ ઉપર રાખી શકાય; પરંતુ ધનપાત્ર અવસ્થામાં પણ, મન પોતાના ઇચ્છિત માર્ગમાંજ ભ્રમણ કરે છે. (અપૂર્ણ)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ. ફાલ્ગુન, સંવત્ ૧૯૮૫ અંક ૫ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥



### विनाशकालविषे

उपजाति

શ્રી શભુનુ સેવન છોડનાર, સતી નહી જે ક્ષણ એક ત્યાગે,
તેણે તજ્યા ચદ્રકલાનધામ, વિનાશકાલે વિધિ હોય વામ
સેવા તજે જે નહિ કોઇ ટાણે, તે બાપને ઘેર ગયા પરાણે,
યોગાગ્નિમા દેહ દહ્યો સકામ વિનાશકાલે વિધિ હોય વામ
કૈકેયિ માતા વર ન લેતા, શ્રીરામને ત્યા વનવાસ દેતા,
પામ્યા પછી અતરમા વિરામ, વિનાશકાલે વિધિ હોય વામ
મારીચ માયામૃગ મારવાને જાણ્યા છતા શ્રીરઘુરાજ રામે,
કરી પ્રિયાધીન થઇ પ્રવૃત્તિ, વિનાશકાલે વિપરીત વૃત્તિ
હરી જશે પાછળ કોઇ નારી, માયાવડે વાત ન તે વિચારી,
હાયા પ્રિયાનો હઠ જોઇ રામ, વિનાશકાલે વિધિ હોય વામ
વીંધ્યુ શરે તે મૃગનુ શરીર, વાસે ગયા લક્ષ્મણ વીર વીર,
'સૌમિત્રિ' આવો સુણિ વાક્ય આમ વિનાશકાલે વિધિ હોય વામ
સીતા મહાપુણ્ય પવિત્ર આપ, હરી ગયો રાવણ દુષ્ટ પાપ,
થયા પછી અતર પૂર્ણકામ, વિનાશકાલે વિધિ હોય વામ
લકા બળી આખર અગ્નિતાપે, રણે પડયો રાવણ એજ પાપે,
તેના ટળ્યા સર્વ ગરાસ ગામ, વિનાશકાલે વિધિ હોય વામ

### जीभने शीखामण

काफी

લખૂડી લખનખ કર મા, ભજ ભાવે ભગવાન,
તર આવી છે તક આ તુને, મેન મહુણી માન,—લખૂડી॰ ટેક

વિવિધ વિષયનાં વર્ણન વખતે, ભૂલ ન ભોળી ભાન;
નહિ બોલ્યામાં નવ ગુણ એનું, કેમ ન સમજે સાન?—લખૂડી૦
ષડરસ ભોજન વિષમ વિસારી, કર હરિરસનું પાન;
અવસર જાય અરે જડ અમથો, એજ ખરેખર જાન;—લખૂડી૦
પરનિંદા પિશુનાઇ પરી કર, લે તરવાનું તાન;
કૂડ કપટ છળ ભેદ ભમેલી, આખર નરક-નિદાન;—લખૂડી૦
વિનય વિવેક ભરેલાં વચનો, છે પીયૂષ સમાન;
ઇચ્છા હોય તને તો તેનું, દે લે પ્રતિદિન દાન;—લખૂડી૦
ગુણસાગર નટવરનું નિશદિન, ગુણિયલ કરને ગાન;
સારૂં-નરસું સર્વ સુણે છે, કેશવ હરિના કાન;—લખૂડી૦

## अभिनव नौका अथवा एक तरता घररूप वहाण.

ઇશ્વરની અનેક કારીગિરીઓ ઉપર જ્યાં દૃષ્ટિ કરિયે ત્યાં આપણું મન મુઝાઇ જાય છે અને બુદ્ધિ બેહેર મારી જાય છે. આ દૃષ્ટિગોચર થતી સૃષ્ટિમાં નાના મોટા અનેક પદાર્થો રચાયેલા છે તેમાંનો કોઇ પણ પદાર્થ ગ્રહણ કરીને તેના જેવોજ બીજો કોઇ બનાવી શકે કે યથાર્થ વર્ણન આપી શકે એવો બુદ્ધિમાન આ જગતમાં મળવો દુર્લભ છે. મનુષ્યો બુદ્ધિબલને આધારે અનેક પ્રકારનાં ઘરો સુખશાંતિથી રેહેવામાટે બનાવે છે અને તેમાં સારા સારા વૈભવો અને સમૃદ્ધિયો હોય છે. એ રચના જ્યારે આપણે જોઇએ છિયે ત્યારે આપણને બહુ મોહ થાય છે. આપણાં આ ઘરો કે મેહેલાતો જે ઠેકાણે ઉભાં કરેલાં હોય ત્યાંજ રહે છે અને હવે પછી જેનેમાટે આપણે વાંચશું તે ઘર તો એક ઠેકાણે રહે તેવું નથી. ગારા-માટીનાં બનાવવામાં આવતાં આપણાં સ્થિર ઘરોમાં અને આ ચંચલ ઘરોમાં પ્રથ્વી આકાશના જેટલું અંતર છે. હવે પછી વર્ણવાશે તે ઘર દેખવામાં ઘર જેવું છે, પરંતુ તેનાથી કાર્ય વહાણના જેવું થાય છે માટે તેને વહાણનેરૂપે આપણે હવે ઓળખશું.

આંપણી આગબોટો અને વહાણો કોઇ મોટા મોટા કારીગરો બનાવે છે તે કારીગરોને આપણે દૃષ્ટિયે દેખિયે છીયે, પણ આ વહાણનો કારીગર પ્રત્યક્ષ કોઇ જોવામાં આવતો નથી. તેણે અદૃશ્ય રહિનેજ હાથપગ હલાવ્યાવિના નાનાં મોટાં વહાણોની જાતો બનાવી છે. તેમાં વૈભવ અને સુખાન

આદિ સાનવાળી તો એકજ જાતિ બનાવી છે હમણાના આપણા વહાણો અને આગબોટો જેવડા આ વહાણો મોટા નથી, પરંતુ વહાણ આગબોટ જેમ દરીયામા તરે તેમ આ પણ પોતાનેમાટે સરજાયેલા સાગરમા તરે છે જેમ કાગળ લુગડુ કે કોઇ બીજા પ્રકારની હોડીયો જોકે દેખવામા તે તરતા લાગેછે પણ તે સમુદ્ર તરવામા ઉપયોગી નથી, તેમ આ અપૂર્વ કારીગરી કરનારે બનાવેલા વહાણોમા એક ઉચા પ્રકારની જાત વગરના બીજા બના તરતા દેખાય છે તો પણ તે તેનેમાટે સરજાયેલા સમુદ્રને પાર જવામા કશા કામના નથી આ વહાણામા બેસનાર ઉતારૂ એકજ હોય છે અને તે એક વહાણ ભાગવાની અણી ઉપર આવ્યુ કે તરત તેમાથી નીકળી જઇ બીજા વહાણમા ચડી બેસેછે અને પછી તેમા ઘણાપણુ માની લઇ હનેમા હલાવ્યા કરે છે, પણ ફરીને આનુઆ વહાણજ મળે એવી ખાતરી નહિ આ વહાણ કોણે બનાવ્યુ અને તેની શી કિમત છે, એ ઉત્તમ જાતિના વહાણના અભિમાનીમાથી માત્ર કોકનેજ વિચાર કરવાનુ સુજે છે બીજા અધમ વહાણોમા ફરતા ફરતા જ્યારે તેનો અભિમાની આ ઉત્તમ પ્રતિના વહાણમા આવેછે ત્યારેજ પાર ઉતરવાને યોગ્ય થાયછે, પરતુ તેમા પણ અનુકૂળ પવનની અપેક્ષા રહેછે, કેમકે તેવિના તો એવુ ઉત્તમ વહાણ પણ આડુ અવળુ ઘુમરીયો ખાતુ ખાતુ ત્યાને ત્યાજ રુચી રહેછે નાના મોટા ગમે તે વહાણમા બેસી અભિમાન કરનારો તેજ વહાણને પ્રિય ગણે છે, તો પણ ઉત્તમ પ્રતિનુ વહાણ મળ્યા પછી સર્વ વહાણ કરતા હનેનુ વહાણ ઉત્તમ પ્રકારનુ અનુભવી અતિઆનંદ પામે છે આ જાતિના વહાણમા આવ્યા પછી પણ બીજી ગડબડમા પડી ગયેલો અભિમાની પાર ઉતરવા મન પણ કરતો નથી પણ કોઇ ભાગ્યશાળી હોય છે તે આ ઉત્તમ પ્રતિના વહાણનેપણ છેવટ તજી દેવાનુ સમજી તે હાથમા છે ત્યાસુધી પાર ઉતરી જવાનુ વિચારે છે આવા ઉત્તમ વહાણનેપણ વણીનાર વાઝડીના ઝપાટાથી હાનિ પોચે છે આ વહાણના ટકાઉપણાનેમાટે ખાતરી રહેતી નથી અને તોફાન લાગવાનો તો સભવ છેજ, એટલામાટે ભાગ્યશાળી અભિમાની ઉતારૂ કોઇ પ્રવીણ ઉતારૂની સલાહને કે આગળના ઉતારૂના માર્ગને અનુસરે છે પ્રવીણ ઉતારૂ મળ્યા પછી પણ તે દભી કે લુચ્ચો લફંગો હોય તો આ અભિમાની ઉતારૂને પાર કરી શકતો નથી, અને પોતે રખડતો રહી આ ઉતારૂને પણ રખડાવે છે એટલામાટે ઉતારૂએ પોતેજ પોતાનુ મનાહ

કારી બનવું અથવા સલાહકારીને તપાસીને ગ્રહણ કરવો કે જેથી જોખમમાં આવી પડવું પડે નહિ. કોઇને પેહેલવેહેલુંજ આ ઉત્તમ પ્રતિના વહાણમાં બેસવાનું મળે છે અને કોઇને પ્રથમ હલકી પ્રતિનાં વાહણમાં બેસવાનું મળે છે; એમાંથી ક્રમે ક્રમે ઉત્તમ પ્રતિના વહાણમાં બેસવાનું અધિકારી થવાય છે. આ ઉત્તમ પ્રતિના વહાણમાં બેસવાના અધિકારી થયા પછી પણ તેનો સદુપયોગ ન થાય તો કોઇ અદ્ભુત નિયામક વળી નમાલાં વહાણોમાં ઉતારૂને નાંખી દે છે.

આ વહાણને મોટા મોટા ચાર હલેસા છે, અને જુદે જુદે સમયે જુદા જુદા ઉપયોગમાટે તેમાં નવ બારણાં રાખેલાં છે. તેનો યોગ્ય ઉપયોગ કરવો એ ઉતારૂનું કામ છે. કોઇ અપૂર્વ કારીગરની સત્તાનેલીધે તેનાં બે દ્વારથી પવનની આવજાવ થાય છે, બે દ્વારથી બહારના દેખાવોની અંદર ખબર પડે છે, બે દ્વારથી બહારના અવાજોની ખબર પડે છે અને બે દ્વારથી કાટોડો અને ઉનું પાણી બહાર નીકળે છે. તથા એક દ્વારથી તેમાના અગ્નિયંત્રમાં નાખવાના પદાર્થો દાખલ થાય છે. આ નવ દ્વાર શિવાય બીજાં ચાર દ્વાર બંધ જેવાં તેમાં રચાયેલાં છે. તેમાનાં બે દ્વારનો અમુક કાલ સુધી માત્ર બીજા તૈયાર થતા વાહાણને કાજે ઉપયોગ થાય છે. આ વહાણ લાલ ગારો અને ધોળા પથરાથી બની તેમાં અનેક ધોળા પથરાનાં પેઢીયાં રચાયેલાં છે કે જેના આધારભૂત એક મોટું તેવાજ પથરાનું આડસર ગોઠવાએલું હોય છે. તેમાં નહિ સુકાય એવા મોટા મોટા નાડાઓ અને શીદરાંઓના બંધ બંધાયેલા છે. તેની શોભામાં વધારો કરવાને માટે કાળો રાતો કે ધોળો રોગાન લગાવેલો હોય છે. કાળે કરીને તે રંગની ઉપર ક્યાંઇ ક્યાંઇ ઘાસ ઉગી જાય છે. પ્રથમ તે ઘાસ શ્યામ હોય છે પરંતુ દિવસો જતાં તે સફેદ થઇ જાય છે.

આ વહાણ તેનું ભવિષ્ય હોય ત્યાંસુધી તર્યા કરે એવી શક્તિ રેહેવામાટે તેમાં અગ્નિયંત્ર ગોઠવાયેલો છે. તે પોતામાં પડેલા પદાર્થોનું પાચન કરીને તેમાંથી અદ્ભુત રસ પેદા કરી તેવડે વહાણને શક્તિ આપ્યે જાય છે. આ ઉપરથી જણાશે કે હમણાનાં આગબુટ વિગેરેમાં ગોઠવવામાં આવતાં ઈંજીનના કરતાં આ અગ્નિયન્ત્રની શકિત કોઇ વિચિત્રજ છે. આ વહાણ ઉત્પન્ન થતાં વેંત દોઢ વેંતનું હોય તેમાંથી વધતાં વધતાં ત્રણ ચાર હાથ જેવડું લાબું થાય છે. આ વાણમાં મધ્ય ભાગમાં બેસવાની જગ્યા

છે ત્યા ઉતારની નજીક એક નટડી ઉતારૂ વહાણમા હોય ત્યાસુધી અનેક ભાવો કરતી નાચ્યા કરે છે, તેમા તે ઉતારૂ મોહ પામી જાય છે એ નટડીના હાવભાવ એજ આ વહાણનુ સુખાન છે અને નાવિકનુ કામ પણ તેજ કરે છે સુસ્વભાવવાળી તે નટડી હોય તો તારીને પતિવ્રતાની પેઠે પાર કરે છે અને દુષ્ટ સ્વભાવવાળી હોય તો કુલટાના પેઠે બુડાડે છે ચાલવાનો માર્ગ એક છે અને પોચવાનુ ઠેકાણુ આ વાહાણમાટે એકજ છે આકૃતિ આ વહાણની બેડોળ છે પણ તેનાથી ફરવાનુ કામ ઘણુ મોટુ છે મોટામોટા તરગો વહાણને ઉચુ નીચુ કરે છે મોટા મોટા મગરમચ્છ બોળી દેવાને તૈયાર છે બેસવાની જગામા બીઠેલી અને નાચીને નચાવ્યા કરતી નટડીમા ઘણી ઘણી ભુતાવળ જાગે છે પ્રથમથી એક દીવો જો પ્રકટી રાખેલો હોય છે તો તે ભૂતાવળો અને તેની સાથે મગરમચ્છો વિગેરે એનીમેળે નાશ થઇ જાય છે ભૂતાવળ પ્રકટયા પછી દીવો થવાનુ ઘણુ કઠણ છે, અને અધારૂ હોય ત્યાસુધી ભુતાવળ વધારે જોર કરે છે આ વહાણને માર્ગમા ખરાબા ઘણા નડે છે અને ઝાડીયોમા અથડાઇ રહે છે તે પણ દીવાનો પ્રકાશ હોય તો ટાળી શકાય છે નાવિક નટડીએ ચોકીએ બેસારેલા ખલાસીયો દરેક દ્વારમા બેઠા તે તે દ્વારનુ કામ બજાવે છે મહાસાગરમા એગી લતાના કોઇ ફુલના દડાઓ તરતા વાહાણ પાસે આવે છે અને તેના દ્વારપર બેઠેલા ખલાસીઓ તેને ઉપયોગના જાણી અદર દાખલ કરે છે સમજુ ઉતારૂ હોય તો ઉપયોગ જેટલોજ તેને આદર આપે છે અને અણસમજુ હોય તો અતિ આદર આપીને તેના નિશામા ભ્રમીત થઇ કર્તવ્ય ભુલી જાય છે વહાણને પ્રવાસ કરતા ઘણા વિશ્રામના સ્થળ આવે છે પણ નટડીના નાચમા પરવશ બનેલો ઉતારૂ હોય તો ઓળખી શકતો નથી પોતાના જેવા બીજા ઘણા વહાણો તરતા હોય તેને પોતાના માની લઇને પોતાનુ વહાણ તેને આધીન કરી દઇ તેની સાથે હળીમળી કૃતકૃત્યતા માને છે પરતુ તેમાથી એમ બને છે કે તે વહાણો પોતે ભાગી તુટી જતા બીજાને પણ તેવીજ દશામા મેલે છે સમજુ ઉતારૂ કદિ બીજા વહાણો પરિચયમા આવે તોપણ એકની સાથે બીજુ બુડે એમ અત્યત જોડાઇ જવા દેતા નથી અને બનતાસુધી પોતાના વહાણથી પોતે પાર જતા બીજા વહાણના ઉતારૂઓને પણ લાળે લાળે પાર ઉતારી જાય છે આ વહાણનો બનાવનાર હજીસુધી કોઇના દેખવામા આવ્યો નથી વહાણ પણ જ્યાથી

કેવી રીતે થયું અને ગયું તથા ક્યાં ગયું તે ન જણાતાં માત્ર વર્તમાનકાલમાંજ દેખવામાં આવે છે. જ્યાંસુધી કોઇ જબરું તોફાન થઇ વહાણના યંત્રો બંધ પડી જાય નહિ ત્યાંસુધી તેનો અભિમાની ઉતારૂ તેને છોડતો નથી. જ્યાંસુધી તે ભાગી પડ્યું ન હોય ત્યાંસુધી તેના ટકાઉપણાને અશુદ્ધ ઉતારૂં હોય તો વિચારતોજ નથી. પવન અનુકૂળ અને નાવિક સારા સ્વભાવનો હોય તો ઉતારૂ સુખેથી પાર ઉતરે છે. ભયનો કે આનંદનો બનાવ હોય ત્યારે તેમાંથી શીશોડી પણ વાગે છે કોઇ કોઇવાર બેસવાની જગામાં લાઇ લાગવાથી તે લીલા ઘરમાંનું પાણી તપીને અંદરથી બહારનો દેખાવ જણાવી દેનારાં દ્વારમાંથી વરાળનાં પાણી બહાર પડે છે. સમજુ ઉતારૂને આવો પરાભવ થતો નથી. આ વહાણનું ટકાઊપણું વધારેમાં વધારે સો વર્ષનું છે તોપણ અધવચમાં કોઇવાર અકસ્માતથી તુટી પડે છે. એટલામાટે સમજુ ઉતારૂ હોય તેણે તેનો સદુપયોગ કરવો જોઇએ. જ્યારે નાચનારી નટડી નાચતી બંધ પડે છે ત્યારે આ વહાણની સઘળી ક્રિયાઓ બંધ થઇને સ્થિર રહે છે. ઉતારૂ અને નટડી વિગેરેને સુસ્થિત પણામાં રાખનાર અને અંદર તથા બહારના સઘળા વ્યવહારો જેની સત્તાથીજ દેખાય છે તથા થયા કરે છે, એવું અદ્ભૂત ચૈતન્ય આ વહાણમાં પ્રત્યક્ષ નહિ દેખાતાં પણ ઝળકી રહ્યું છે.

આ વહાણ તે કયું હશે ? અમેરિકા કે ઇગ્લંડથી આવેલી આગબોટ કે બરછા નહિપણ પંચ મહાભૂતનું બનેલું શરીરજ સમજવું. ઇશ્વરકૃપાથી તે આપણને પ્રાપ્ત થયું છે.

આ શરીરનો બનાવનાર પરમેશ્વર છે અને તે નિરંજન નિરાકાર હોવાથી અને મનવાણી તેને નહિ પોચવાથી અને ઇંદ્રિયાતીત હોવાથી તે દેખાતો નથી માટે બીજા વહાણના કારીગર સુતાર લુવાર વિગેરેની પેઠે પ્રત્યક્ષ દેખવામાં આવતો નથી. ઇશ્વર અદૃશ્ય રહીનેજ પશુ પક્ષી મનુષ્ય વિગેરે શરીરો બનાવે છે તે બધાં નાનાં મોટાં વહાણ સમજવાં. હાથ પગ હલાવ્યા વિના બનાવે છે તેની સમજણ એમ છે કે પરમેશ્વરના હાથ પગ કાંઇ દેખાતા નથી. એની તો સ્ફુરણા માત્રથી આ શરીરો ઉત્પન્ન થાય છે. સઘળાં શરીરોમાં, વિવેક વિચાર સદ્ગુણ અને સઘળો વિચાર કરવાને બુદ્ધિ માણસના શરીરમાંજ હોય છે. બીજાં પશુ-પક્ષીમાં હોય નહિ એટલામાટે ઉત્તમ પ્રતિનું વહાણ આ શરીરજ છે. સસારના નામથી

બોનાનુ જે કાઇ છે તે પાર ન આવે એવો દરીયો છે તેમા આ શરીર હીલોળા ખાધા કરે છે એ એનુ તરવુ છે પશુપક્ષી આદિના શરીરો કાગળ અને લુગડાના વહાણ જેવાજ છે, કેમ કે ફરીને સમારમા ન આવવુ પડે એવુ કશુ સાધન તે અવતારોમા થતુ નથી એતો માત્ર દેખવામાજ રૂપાળા શરીરો છે આ મનુષ્યશરીરથી જો ખરાખર લક્ષપૂર્વક ધ્યાન આપવામા આવે તો તે પાર ઉતારી દે છે અર્થાત્ ફરીને જન્મ મરણાદિક દુ ખ ખમવા પડતા નથી માટે સર્વોત્તમ વહાણ આજ છે તેમા બેસનાર ઉતારૂ જીવાત્મા એકજ છે તે એક શરીર કાળયોગે તજવાનો વખત આવે તો તરત તેને છોડી દઇ બીજા શરીરને પ્રાપ્ત થાય છે જેને સ્વરૂપનો બોધ ન થયો હોય તેને ફરી જન્મ લેવોજ પડે છે પછી જેના કાર્ય અને જેવી મતિ તે પ્રમાણે પશુ પક્ષી કે બીજી જાતિમા અવતાર આવે છે મનુષ્ય શરીર હાથથી ગયા પછી પાછુ તેનુતેજ શરીર તરત પ્રાપ્ત થાય એવી કાઇ ખાતરી નથી મનુષ્યો તો ઘણા જન્મોના છે પણ તેમા પણ આ શરીર કોણે આપ્યુ છે અને તે કેના મૂળનુ છે તે વાતનો વિચાર હજારમા એકનેજ આવે છે જીવ બીજા પશુપક્ષી આદિના અનેક અવતારોમા રખડતા પુણ્યયોગે આ મનુષ્યશરીર પામે છે ત્યારેજ તે સમારસમુદ્રને તરી જવાનો અધિકારી થાય છે ને વિના તો તરવાનો અધિકાર પણ તેને પ્રાપ્ત થતો નથી તરવાનો અધિકાર પ્રાપ્ત થતા પણ અનુકૂળ પવન એટલે ઇશ્વરની કૃપાની જરૂર છે મનુષ્યશરીર મળ્યુ એ ઇશ્વરની કૃપા માનિયે તો પૂર્ણ સારા જોઇએ કે જેથી સદ્વિચાર આવે અને જન્મ સફળ કરવાનો માર્ગ લેવાય જો તેમ ન બને તો ભલે આ ગમે તેવુ તારનાર અને અમુલ્ય શરીર હોય તો પણ તે સસારના વ્યવહારો અને તેથી થતા ક્લેશોમા ગુચાઇ રહી આખર એમાનેએમા નાશ પામે છે પણ શ્રેષ્ઠ સાધનનો વિચાર કે સુખપ્રાપ્તિનુ સાધન કાઇ થતુ નથી અવતાર ગમે તો પશુનો પક્ષીનો કે મનુષ્યનો હોય પણ સઘળા અવતારોમા તે તે અવતાર ચાલતો હોય ત્યારે તે ચાલતા અવતારનેજ અતિપ્રિય અને સુખરૂપ માની લે છે કોઇ દૈવયોગ કે પુણ્યની પ્રબળતાથી જ્યારે મનુષ્યશરીર આવે છે ત્યારેજ પછી ખબર પડે છે કે બીજા શરીરો કરતા આ શરીર સર્વ પ્રકારે ઉત્તમ છે અને એમ જણાવાથી આનદ પ્રાપ્ત થાય તે યોગ્ય છે આ શરીરમા આવ્યા પછી અનેક વૈભવોના સુખમા અને વિષયરસમા જીવ વળગી જાય તો જન્મ ગર

ણના ફેરામાંથી છુટવાનું પછી મન પણ ન થાય એ સ્વાભાવિક છે, પરંતુ કોઇ પુણ્યવાન અને વિવેકી હોય છે તે આ શરીર પણ પોતાનું નહિ સમજી અને છેવટ નાશાત્મક સમજી તે જીવતું હોય ત્યાંસુધી સદાચરણથી ચાલી બંધનમુક્ત થવાના ઉપાયોજ કર્યા કરે છે. આવું ઉત્તમ શરીર પણ આધિ વ્યાધિ અને ઉપાધિના મારથી ઘણીવાર શિથિલ થઇ જાય છે. એક દિવસ તો શું પણ ક્ષણપણ તે હવે પછી રેશે કે નહિ એવું આ શરીર ક્ષણભંગુર છે તો તેના રેહેવાનો વિશ્વાસ કે ખાતરી કેમ રાખીજ શકાય ? આધિવ્યાધિ આદિક તોફાન તો શરીર હોય ત્યાંસુધી લાગેજ છે એટલામાટે વિશેષ પુણ્યવાન અથવા જેને ઇશ્વરની કૃપા હોય એવો જીવ કોઇ બોધવાન સારા ગુરૂની શીખામણને અથવા આગળના પ્રાચીન પુરૂષોએ બાંધેલા શાસ્ત્રરૂપ માર્ગને અનુસરે છે. અર્થાત તેના ઉપદેશો પ્રમાણે તે વર્તે છે. કોઇ શીખામણ આપનાર ગુરૂ મળે પણ તે કોઇ સ્વાર્થી ખલ માણસ હોય તો ઉલટો તેને અનુસરી ચાલનારને ખાડામાં નાંખી દે છે અને પોતે જન્મમરણના દુઃખનો અધિકારી થઇ બીજાને પણ તેવોજ બનાવે છે એથી બીજું વધારે રખડવું કયું છે ? આમ છે માટે પોતેજ પોતાનું સલાહકારી બનવું. અને તેટલી શક્તિ ન હોય તો બોધ આપનાર ગુરૂને પણ તપાસીને ગ્રહણ કરવો, કે જેથી વધારે બંધનનું પાત્ર થવાય નહિ. ઇશ્વરકૃપા અનુકૂળ છે તો માણસ પોતાની મેળે શું કરી શકતો નથી ? શાસ્ત્ર પણ કહે છે કે મનુષ્ય પોતેજ પોતાનો મિત્ર છે અને શત્રુ પણ પોતેજ પોતાનો છે. સારાંશ કે જે કરવું તે પોતાના હાથમાં છે, માટે પોતે પોતાના મિત્ર બનીને પોતાના દુઃખનું નિવારણ કરવું. કોઇને મનુષ્યશરીર પેહેલું આવે છે અને કોઇ જીવને પેહેલાં બીજાં શરીરો ભોગવ્યા પછી મનુષ્યશરીરને યોગ્ય થવાય છે. આ ઉત્તમ શરીરના અધિકારી થયા પછી પણ પશુ-પક્ષીની પેઠે આહાર નિદ્રા અને વિષયભોગમાં લાગી રહી સદસત્ વિવેક ન થાય અને સદાચારે ન ચલાય તો જેને મનવાણી નથી પોચતાં એવો ઇશ્વર પાછા પશુ-પક્ષી કે ઝાડ-પથ્થરના અવતારમાં નાંખી દે છે.

આ શરીરમાં બે પગ અને બે હાથ મળીને ચાર નંગ થયાં તે ચાર હલેસા જેવાં છે. બે આંખ, બે નાક, બે કાન, એક મોહું અને બે મળદ્વાર એમ નવ છિદ્ર છે તે નવ બારણાં છે. તેનો જોવું, સુધવું, સાંભળવુ, ખાવું અને મળ ત્યાગ કરવો વિગેરે કાર્યમાં ઉપયોગ થાય છે. અપૂર્વ કારીગર ઇશ્વર છે તેની સ-

ત્યાથી નાકના દ્વારથી શ્વાસોચ્છ્વાસ ચાલ્યા કરે છે એ પવનની આવજાવ સ જવી બે આંખથી બહારના પદાર્થો દેખાઇને અંદર બોધ થાય છે બે કાનથી બહારના શબ્દ વિગેરે સભળાઇ અંદર બોધ થાય છે અને બે મલદ્વારથી મળત્યાગ થાય છે તે કાટોડાનો અને ઉના પાણીનો નિકાલ સમજવો એક દ્વારથી અગ્નિમા નાખવાના પદાર્થો લેવાય છે તે મોઢુ સમજવુ, તેનાથી અન્નાદિક પદાર્થો લેવાય છે આ નવ દ્વાર શિવાય બીજા ચાર દ્વાર કહ્યા છે તે નાભી, બે સ્તન અને તાળવુ સમજવા તેમાના બે દ્વાર બીજા તૈયાર થતા વહાણના ઉપયોગમા આવે છે તે બે સ્તન છે, કેમ કે સ્ત્રીજાતિના શરીરો એ દ્વારથી થોડાક કાલસુધી બાલકોનુ પોષણ કરે છે માસ છે તે રાતો ગારો છે અને અસ્થિ છે તે સફેત પથરા છે તેનાથી આ શરીર રચાયુ છે તેમા આડાઅવળા ધોળા પથરાના પેઢીયા તે હાડકાના પાસળા વિગેરે છે, અને તેના આધારભૂત એક ધોળાપાણાનુ આડસર તે કરોડનુ મોટુ હાડકુ છે. લોહીથી ભરેલી ધોરી નસો અને નાડીયો સદા લીલીજ રહે છે અને તેનાથી આખુ શરીર શીકળાએલુ છે તેની ઉપર રાતો, કાળો કે ધોળો રોગાન તે ચામડીજ સમજવી તે ચામડી ઉપર વાળ ઉગે છે તે ઘાસ છે તે પ્રથમ કાળા હોય છે અને પછી સફેત થઇ જાય છે ભવિષ્ય એટલે આયુષ્ય હોય ત્યાસુધી સઘળી ક્રિયા કરવાને પરમેશ્વરે તેમા જઠરાગ્નિ ગોઠવેલો છે તે અગ્નિયન્ત્રનુ કામ કરે છે તેમા અન્ન પડે છે તે પચીજઇ કચરો દૂર થઇ રસ નીકળે છે તે નાડીયોમા ચડી જાય છે તેથી શરીરમા શક્તિ રહે છે આવી શક્તિ બીજા અગ્નિયન્ત્રોમા નથી હોતી માટે હાલના આગસુટ કે વહાણો સાથે આ શરીરરૂપ વહાણની સરખામણી થાતી નથી શરીર માતાના ઉદરથી બહાર આવે ત્યારે વેત દોઢ વેતનુ હોય છે અને ક્રમે કરી બાલ્ય, યુવા અવસ્થા ભોગવી ત્રણ ચાર હાથનુ લાબુ થાય છે તેમા મધ્ય ભાગમા બેસવાની જગ્યા અંતઃકરણ છે ત્યા જીવાત્મા ઉતારુની પાસે એક બુદ્ધિરૂપી નટડી અનેક ઇચ્છાઓ કરતી ચચળ રહ્યા કરે છે તે બુદ્ધિની ઇચ્છાનુકૂલ શરીરનો વ્યવહાર થાય છે માટે નાવિક એ એકલીજ છે અને તેની ઇચ્છા એ સુખાનરૂપ છે જો બુદ્ધિ વિવેકવાળી હોય તો સમજુ પતિવ્રતા સ્ત્રીની પેઠે પરમ ગતિને પોચાડે છે અને અવિવેકવાળી હોય તો કુલટાની પેઠે બુડાડે છે તે સત્ય છે, કેમ કે સઘળો માણસ નરતો વ્યવહાર બુદ્ધિને આધીન થઇને કરવામા આવે છે ચાલવાનો એક માર્ગ તે નીતિ

અથવા સદાચરણજ છે, અને પહોચવાનું ઠેકાણું તે પરમ પદની પ્રાપ્તિજ છે. આકૃતિ બેડોળ એટલામાટે કહી છે કે પાણીમાં તરતાં વહાણના જેવી કે ગારા માટીના ઘરના જેવી શરીરની આકૃતિ નથી. તેમ ખાડા ખડઆ તથા ઉચાણ નીચાણ તેમાં ઘણું છે. આ શરીર નાનું છે તેના પ્રમાણમાં કામ મોટું છે તે એટલામાટે કે મહાસાગરો કરતાં પણ અપાર મોટાઇવાળો સંસારસાગર આ નાના સરખાશરીરથી તરવાનો છે. અને તે સર્વ સાધનોની અનુકૂલતા હોય તો થોડા કાળમાં તરી શકાય છે. આ જેવુ બીજું મોટું કામ ક્યાં વહાણથી બની શકે તેમ છે ? ધન, સ્ત્રી અને પુત્રાદિકની આશા-તૃષ્ણાના મોટા મોટા વિચારો એ મોટા તરંગો છે. તે શરીરને ઉચી નીચી સ્થિતિમાં નાંખે છે અને સ્થિર ઠરવા દેતા નથી. કામ, ક્રોધ અને લોભાદિક વિકારો મગરમચ્છો જેવા છે. મગરમચ્છ જેમ વહાણને બોળી દે તેમ આ વિકારો શરીરને સંસારસમુદ્રમાં બોળી દે છે. અર્થાત્ અનીતિમાં બુડાડે છે; અથવા જન્મ-મરણના ફેરામાંથી છુટવાનાં સાધન કરવા દેતા નથી. બેસવાની જગ્યા અંતઃકરણ છે, કેમકે જીવાત્માને રેહેવાનું જોકે તે આખા શરીરમાં વ્યાપક છે તોપણ મુખ્ય સ્થળ તેજ કલ્પાયેલ છે. એ અંતઃકરણમાં બુદ્ધિ છે તે નટડી છે. તે પોતે ચચળતા પામી જીવને તે પ્રમાણે ચંચળ બનાવે છે માટે તે નાચ્યા નચાવ્યા જેવુંજ છે. એમાં ભૂતાવળ જાગે છે તે રાગ, દ્વેષ, હર્ષ, શોક, ભય, ઇર્ષ્યા, અહકાર, દંભ વિગેરે દુર્ગુણો છે. તે દુર્ગુણો જો વિવેકથી થયેલો સદ્બોધરૂપી દીવો પ્રથમથીજ અંતરમાં પ્રકટે છે તો એની મેળે શાંત થઇ જાય છે. વિવેકથી થયેલો બોધ ન થયો હોય ત્યાંસુધી એ સર્વે વૃદ્ધિ પામ્યા કરે છે. દુઃસંગ દુરાચાર અને અનીતિ વગેરે સર્વ ખરાબા સમજવા. એ ઉપર વળેલું આ શરીરરૂપ વહાણ ધારેલા લક્ષને વિસરી જઇ એમાં ને એમાં આયુષ્ય પૂર્ણ થતાં પડી જાય છે. નાના પ્રકારના નઠારા વિષયો અથવા સ્ત્રી-પુત્રાદિકની મમતા છે તે ઝાડોની ઝાડી જેવી છે, કેમકે તેમાં ઘણીવાર આ શરીર અથડાઇ રહી કર્તવ્ય કર્મ ભુલી જાય છે. આ અથડાવું પણ વિવેકનો ઉદય થયો હોય તો ટાળી શકાય છે. દુર્ગુણોનો ઉદય થયા પેહેલાં થયેલો વિવેક જેવું કામ ત્વરાથી કરે તેવું થયા પછી ત્વરાથી કરી શકે નહિ. નાવિક નટડી બુદ્ધિ છે. તણે ચોકોયે બેસારેલા ખલાસીયો તે સર્વ ઇન્દ્રિયો અને દેવતાઓ છે. તે પોતપોતાના દ્વારનું કામ જોવું સાભળવું

વગેરે ક્રીડા કરે છે આ સમાગમસાગરમા ઝેરી લતાના તરના ફુલના દડા તે નાના પ્રકારના વિષયોના મનોહર પદાર્થો સમજવા એ પદાર્થોને ઈંદ્રિયો શરીરમાટે ઉપયોગના જાણી ગ્રહણ કરે છે બોધવાન માણસ હોય તો તેનો શરીરના વ્યવહાર જેટલોજ આદર રાખી તેથી અલગ રહે છે અને મૂર્ખ હોય તો તેમા ને તેમા આસક્ત થઇ રહી પરમ સુખના સાધન રૂપ કર્તવ્ય ભૂલી જાય છે પ્રવાસ કરતા કરતા વિશ્રામસ્થાન નાના પ્રકારના જપ તપ, આરાધન અને ઇશ્વરપૂજન આદિ સત્કર્મ તથા અનેક પ્રકારના શાંતિ દયા વિગેરે સદ્ગુણો છે પરતુ બુદ્ધિની ચચલતામા પરાધીન થયેલો અવિવેકી તે સર્વને ઓળખી શકતો નથી પોતાના જેવા બીજા તરતા વહાણો તે સબધીઓ, મિત્રો, સ્ત્રીઓ અને પુત્રો વિગેરે છે તેને પ્રાણી પોતાના માની લઇ આધીન થઇ જઇ આંધળાની પેઠે તેને હળીમળી રહી સસારમા જન્મ લીધાનુ સાર્થક માની લે છે પણ ઉલટુ એમ બને છે કે પોતે પણ જન્મ મરણના ફેરામા પડી બીજાને પણ નાખે છે વિવેકી બોધવાન હોય તો પરિચયમા આવેલા હોય તે સર્વની સાથે ઘટિત વ્યવહાર રાખતા તેની સાથે પોતે પણ જન્મ મરણના અધિકારી થવાય તેમ નહિ જોડાઇ જતા પોતાને તરવાનો ઉપાય કરી ઉલટા તે આશ્રયે પડેલાને પણ સન્માર્ગ બતાવી તારે છે શરીરનો બનાવનાર નિરાકાર વ્યાપક પરમેશ્વર કોઇના જોવામા આવ્યો નથી શરીર પણ ક્યાથી કેવી રીતે ક્રિયા થઇને થયુ અને ગયુ ત્યારે ક્યા ગયુ તે ખરે ખરૂ જણાતુ નથી હયાતીમાજ તે જેવુ છે તેવુ દેખવામા આવે છે આધિ વ્યાધિ ઉપાધિ એ સર્વ તોફાન છે એ સવથી જ્યાસુધી શરીરના સર્વ અવયવો અટકી ગયા નહોય ત્યાસુધી જીવ આ શરીરને છોડતો નથી જ્યાસુધી મોત આવીને શરીરનો નાશ ન થયો હોય ત્યાસુધી અણસમજુ પ્રાણી તે ક્યાસુધી જીવશે એમ જાણતો કે વિચારપણ કરતો નથી અનુકૂલ પવન તે ઇશ્વરકૃપા છે, અને નાવિક સારો તે વિવેકવાળી બુદ્ધિ છે તે જો હોય તો ભાગ્યશાળી પ્રાણી સુખેથી સસાર તરી જાયછે ભય હોય ત્યારે હાયવોયના અને આનદ હોય ત્યારે વાહવાહ કે હાશના શબ્દો મોઢામાથી નીકળે છે તે શીરોટી વાગી સમજવી બેસવાની જગ્યા એટલે અત કરણ સમજવુ અધ્યાત્મ-આદિ તાપો છે તે તેમા લાગેલી લાઇ છે એ તાપોના તાપથી ઘણીવાર આખમાથી આસુ પડે છે તે વરાળના પાણી સમજવા સમજુ વિવેકીને એ

તાપોથી આવો પરાભવ થતો નથી.* શરીરનું આયુષ્ય સો વર્ષનું ગણાયછે માટે તેટલું તેનું ટકાઉપણું કહેલુ છે. તો પણ રોગથી કે અકાળમૃત્યુથી શરીર વેહેલું પણ નાશપામે છે; એટલામાટે સમજુ વિવેકીએ શમદમાદિક સાધનપૂર્વક તેનાથી કરવાનું કર્તવ્ય જેમ બને તેમ તરત કરીલેવું જોઇએ તે તેનો સદુપયોગછે. નાચનારી નટડી બુદ્ધિ જ્યારે ઉંઘેછે, ત્યારે જાગ્રત સ્વમના વ્યવહાર સર્વ બંધ રહેછે. એ બુદ્ધિ અને જીવાત્માને જેવી છે તેવી સ્થિતિમાં રાખનાર અને અંદર બહારના સઘળા વ્યવહારો થાયછે અને દેખાયછે તેવુ ચૈતન્ય તે સર્વવ્યાપક પરમેશ્વરનું ચૈતન્યજ છે. તે પ્રત્યક્ષ તો દેખાતું નથી પણ તેનાથી થતી ક્રિયા ઉપરથી તેની સત્તા પ્રત્યક્ષ જણાઇ રહેછે.

આપ્રકારનું વહાણ મળ્યું છે તેને વૃથા નહિ જવાદેતાં આ સંસારસાગર આપણે સુખેથી તરવો જોઇએ એ આપણું કામ છે. મહાત્માઓ એમજ કહે છે કે—

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गंतुं तर यावन्न भिद्यते ॥

દુ:ખરૂપી સમુદ્રનો પાર ઉતરવાને પુણ્યરૂપી મોહું મૂલ્ય આપીને તે આ કાયારૂપી નાવ વેચાથી લીધેલ છે, માટે જ્યાંસુધી તે ભાંગી પડ્યું નથી ત્યાંસુધીમાં તું તરીલે.

કેમકે શરીરરૂપ નાવ ભાગ્યા પછી તરી શકાતું નથી અને તરવું એ શું તે સમજાતું પણ નથી. જેઓ આ શરીરરૂપ વહાણથી આ સંસારને વ્યવહાર-પરમાર્થથી તરે છે તેઓજ ખરેખર પોતે પોતાનું શ્રેય સમજનારા છે. શ્રીભગવાને ઉદ્ધવજીને બોધ આપતાં કહેલ છે કે:—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारं ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥

સહુ કરતાં સરસ આ માણસના શરીરરૂપ સમર્થ વાણ કે જે સુલભ છતાં પણ અતિદુર્લભ છે, ગુરુરૂપી જેનો નાવિક છે અને અનુકૂલ વાયુરૂપ હું તેણે

* જેને પૂર્વપુણ્યથી સર્વ સુખની જોગવાઈ છતા અને વ્યવહારમા વિદ્વાનપદને ધારણ કરવાનું અભિમાન છતાં ધનના ઢગલાપર બેઠેલા હોય તોપણ ઉંડા નિસાસા નાંખી નિમાણે મોઢે ફરતા અને સમયનો કાંઈ ઉપયોગ નહિ કરતા શું આપણે થોડા દેખીયે છીએ? આ સર્વ અવિવેકનુંજ ફળ છે.

ચયનશક્તિ આપેલી છે તેમ છતા જે સસારસમુદ્ર તરે નહિ તે પોતાની મેળે પોતાની ઘાત કરનાર છે

આટલામાટે વિવેકી માણસે આવુ અનુકૂળ સાધન મળ્યુ છે તેનો સદુપયોગ કરી આ સસારસાગર સુખેથી તરવાને ભળેની યોગ્યતા મેળવી કરવી જોઈએ

## વર્તમાન કેળવણી વિષે

(મજેનુ)

ચાલુ જમાનામા વિદ્યા આપવાની રીતિ કેળવણીના નામથી ઓળખાય છે કેળવણી આપવા વિષે ભિન્ન ભિન્ન માણસોના ભિન્ન ભિન્ન મતો છે, તોપણ એટલુ તો સિદ્ધ થયેલુજ છે કે કેળવણીથી અભ્યાસીઓની બુદ્ધિ પ્રબળ વિચારશક્તિ ધરાવનારી થતી જાય છે અને એ રીતે અજ્ઞાનના અધારામાથી નીકળી આપણે જ્ઞાનાનદમા અનુભવ લઇએ છીએ કેળવણીથી માણસને નીતિનુ વ્યવહારનુ અને તત્વજ્ઞાનનુ શીક્ષણ મળે છે તેમા નીતિનુ શિક્ષણ એ જ્ઞાનનુ પ્રથમ પગથીઉ છે અને તે પ્રૌઢ માણસના કરતા બાળકોનેજ શીખવવામા આવે તો વધારે સારૂ બાળકોનુ શરીર જેમ નરમ અને વાળી શકાય તેવુ છે તેમ તેમનુ મન પણ જે માર્ગે ગ્રહણ કરાવીએ તે તરફ જાય છે મોટા માણસોના તનમન કઠણ અને પ્રથમથી લીધેલ માર્ગે ચાલ્યા જનારા હોય છે, તેમનામા ફેરફાર કરવો મુશ્કેલ છે, માટે બાળપણથીજ નીતિની કેળવણી આપવી એજ માણસને શ્રેયસ્કર છે આપણા દેશમા પણ હમણા હમણા બાળકોને નિશાળે મુકવાનો રિવાજ ચાલુ થતો જાય છે, અને કેટલાએક તો એમજ સમજે છે કે જેમ માનુ હોય તેમ સારુ નિવડે છે હવે આપણે તેમાટે આગળ બે બોલ બોલીયે

હાલમા બાળક ચાર પાચ વરસનુ હોય ત્યારથી નિશાળે મુકે છે તે ખુબ મહેનત કરતા કરતા બિચારૂ સોળથી વીસ વરસમા મેટ્રીક્યુલેશન પાસ કરે છે, ત્યારે તે કેળવાયલા સમૂહના મધ્યમ બુદ્ધિનો માણસ કહેવાય છે તેથી વધારે ભણવાની ઇચ્છા કરે તો બીજા ચારપાચ વરસ જોઇએ, ત્યારે કેળવણી ખાતામા મનાતા શ્રેષ્ઠ વર્ગમા આવી શકે એટલે કે ગ્રેજ્યુએટ થઇ શકે આમ વીશથી પચીસ વરસની અદર માણસ સખત મહેનત કીધા પછી

સારી કેળવણી લઇ શકે. કેટલાએક તો બિચારા ત્રીસ ત્રીસ વર્ષ સુધી પરવાતાજ નથી. આમ અરધી ઉમર કહાડી નાખે છે અને પછી નોકરીનેમાટે કે કાંઇ ઉદ્યમનેમાટે બહુ ફાંફાં મારે છે. તેમને ઉદ્યમ પણ શું મળે? ઉચું માથું કર્યા વિના અભ્યાસમાં મંડયા રહેલા એટલે તે શિવાય બીજું કાંઇ તેમને આવડેજ નહીં. કોઇ ઇજનેર થયો તો તે કામ કરે, ડાક્તર થયો તો દવાની દુકાન માંડી બેસે, વકીલ થયો હોય તો કોર્ટમાં આટા ખાવા માંડે અને જો બી. એ. થયો તો સરકારી કે ખાનગી નોકરી શોધતો ફરે. બીજા ધંધા તો તેને અગમ્યજ હોય અને અર્ધી ઉમરે પહોચ્યા પછી અભ્યાસમાંથી માંડમાંડ છુટેલાને બીજું શીખવાની મરજી પણ ક્યાંથી થાય? આમ જો વિચાર કરવા બેસીએ તો જેટલા ભણેલા તેટલામાંથી કેટલાએક ડાકતરો, કેટલાએક વકીલો, કેટલાએક ઇંજિનેરો અને કેટલાએક તો સરકારી નોકરોજ હોય. ત્યારે શું જેને બીજો ધંધો કરવો હોય તેને કેળવણી ન આપવી? કેળવણીને જો નીતિનું અને જ્ઞાનનું સાધન ગણીએ તો સર્વને કેળવણી આપવી જોઇએ. ઉપરના ધંધાવાળાનેજ નીતિની અને જ્ઞાનની જરૂર છે એમ કેમ કહેવાય? તે તે ધંધાનું વિશેષ જ્ઞાન તો ધંધો કરનારનેજ હોય તે આપણે કબુલ કરીએ છીએ પણ સૌને લેવા લાયક સામાન્ય જ્ઞાન તો સૌ કોઇને મળવુંજ જોઇએ. હાલ કેળવણી પ્રમાણે જોઇએ તો બી. એ. નું જ્ઞાન તે સામાન્ય જ્ઞાન કહેવાય. આવું સામાન્ય જ્ઞાન મેળવવામાં પચીસ વર્ષ કહાડી નાખે ત્યારે ધંધો ક્યારે શીખે? આથી એમ કરવાની જરૂર છે કે અમુક વય સુધી તેને નિશાળે મોકલી સામાન્ય જ્ઞાન આપવું, તે પછી ધંધો શીખવવાનો પ્રયત્ન કરવો. ધંધો શીખતાં પણ સામાન્ય જ્ઞાનની જરૂર હોય તેટલું નિશાળે જઇ શીખે તે એવી રીતે કે ધંધો શીખવામાં તેને અડચણ ન પડે અને તે તેને બોજારૂપ ન થઇ પડે. સરકાર પણ આવીજ તરેહની નિશાળો સ્થાપિત કરે તો સારૂં. કે જ્યાં ધંધો શીખનારા પુરૂષો બે ત્રણ કલાક આવી કાંઈ જ્ઞાન મેળવી ચાલ્યા જાય અને પોતાનો ધંધો કરે. અને જે લોકોને આગળ શીખવાની જરૂર કે શોખ હોય તે ભલે કોલેજમાં પણ શીખે. જો આમ ધંધો નહિ શીખે તો વેપાર રોજગાર બધુ બંધ થઇ જશે અને કેળવણીથી ઉન્નતિ કરવાને બદલે ઉલટી અધમ સ્થિતિ આવી જશે. હાલની કેળવણીથી તો ધંધો કરનારા પણ ધંધાથી વિમુખ થાય છે. જો સુતાર દરજી વિગેરે ધંધાવાળા લોક પણ ઇંગ્રેજી શીખ્યા તો તેમનેમાટે નોક-

રી કે ઉપગની ચારમાથી એકાદ લાઈનજ લાયક ગણાય છે તે તો પોતાનો ધધો કરી શકેજ નહીં જ્યારે આમ દેશમાથી ધનાર્જન માપસ ઘટી જાય ત્યારે પછી દેશની સ્થિતિ શુ થશે તે કહી શકવુ મુશ્કેલ નથી મુબઈ સરકારે હમણા ટેકનીકલ એજ્યુકેશન એટલે કારીગરી વધાનુ શીક્ષણ આપવા માટે સ્કુલ કહાડીછે પણ તે આગળ જતા શુ વિજય કરશે તે હજી જોનાનુ છે જો કેળવણી દેશને હાનિ કારક નીવડતી હોય તો તેવી કેળવણીનુ આપણે કામ પણ નથી ।

આમ ધધોજ લોપ થતો જાય છે એટલુજ નહિ પણ સાથે ધર્મપણ લોપ થતો જાય છે તેનુ શુ કારણ? કારણ એજ કે ધર્મનુ શીક્ષણ આપનાર કોઇજ નથી સરકારે તો ડહાપણ ભરેલુજ કર્યુ છે, કે સરકારી સ્કુલોમા અને કાલેજોમા ધર્મનુ શીક્ષણ રાખ્યુજ નથી ત્યારે આ શીક્ષણ તો ઘેર મળવાની આવશ્યકતા છે, કારણ કે બાળકપણમાજ જે તરફ મન વળ્યુ તે તરફ કાયમ રહે છે અને બાળકપણમા તો છોકરા માબાપની પાસેજ રહે છે। જેટલી બાળકની ધર્મવિમુખતા જોવામા આવે છે તે બધી માબાપોનીજ કસુર સમજવી જુના જમાનાવાળા એમ સમજે છે કે કેળવાએલો સમુહ સ્વધર્મથી ભ્રષ્ટ થઇ પરધર્મમા પડે છે, પણ તે તેમની ભૂલ છે। જો એક પણ ધર્મ ગણતા હોય તો સારૂ પણ આથી તો કેવળ નાસ્તિકજ થાય છે ફક્ત ચાલ ચલગતુ અને ઉપગની ટાપટીપનુજ અનુકરણ કરે છે, છતા કેટલાએક પરધર્મનો સ્વીકાર કરતા હશે, પણ ઉચ્ચ વર્ગમા તે ઘણાજ થોડા જોવામા આવે છે અને તે પણ તે લોકોના ઉપરના ભપકાથી તથા દેખીતા સુખથી મોહિત થઇને ધર્મ એ નીતિવ્યવહારનો મજબુત પાયો છે ધર્મવગરનામા નીતિ તથા વ્યવહાર શિથીલ જોવામા અવે છે

* विना धर्मं मनुष्याणा जायते न शुभ क्वचित्। यत्नतो धार्य्यस्तस्मात् पुरुषो धर्ममेव हि ॥ ધર્મવિના માણસનુ શુભ ક્યાઇ નથી માટે માણસે યત્નથી ધર્મનુજ ગ્રહણ કરવુ આવા ઉપદેશો ધ્યાનમા રાખવા યોગ્ય છે આપણે આપણોજ દાખલો લઇએ જો આપણા મનમા ધર્મ વધારે પ્રબળ હોય તો આગળ થઇ ગયેલા ઋષિ મુનિઓની ઉપર માનપૂર્વક દૃષ્ટિ રહે, એમ દૃષ્ટિ રહેતાજ આપણા દેશનુ અસલ સ્વરૂપ આપણા મનમા ઠસે, સ્વરૂપ મનમા ઠસતાજ તેની નિપૂણતાનેલીધે તેની ઉપર સ્વાભાવિક પ્રેમ ઉછળી આવે, પ્રેમ ઉછળ્યો એટલે દેશાભિમાન જાગ્રત થાય અને દેશાભિમાનથી દેશનુ

હિત કરવાની શું શું લાગણીઓ અને યત્નો થાય તે અવર્ણ્ય છતાં સૌના ધ્યાનમાં બરાબર ઉતરી જાય તેવું છે. ધર્મ લોપ થવાનું બીજું પણ કારણ છે તે એ કે ખ્રીસ્તી પાદરીઓનો પોતાનો ધર્મ બોધવાનો યત્ન દિનપરદિન વધતો જાય છે, જેવામાં આપણા તરફથી ધર્મશીક્ષણનો અનાદર થતો જાય છે. સરકારે પોતાના ખાતામાં ધર્મશીક્ષણ નથી રાખ્યું તો તેઓ પોતાની ખાનગી નિશાળો તથા કાલેજો સ્થાપી વિદ્યાર્થિઓને ચાલુ જમાનાની કેળવણી સાથે પોતાના ધર્મનું શીક્ષણ પણ આપતા જાયછે. તો પણ હવે એટલું ઠીક થતું જાયછે કે સંસ્કૃતભાષાના વધતા શોખનેલીધે અસલના મહાત્માઓનું ધર્મવિવેચન અને તત્વજ્ઞાન અભ્યાસીઓના વાંચવામાં આવેછે, અને તેથી તેમની વૃત્તિ તે તરફ વળતાં જરા ધર્મ ઉપર પ્રેમ થઇ આવેછે. કેળવાએલામાંથી કેટલાએક આસ્તિક થવા લાગ્યાછે. જોકે સમયબળે જુના જમાનાવાળાને તેમની આસ્તિકતામાં કાંઇપણ ફેરફાર લાગતો હશે.

ધર્મની શિથિલતા સાથે કર્મની પણ શિથિલતાજ જોવામાં આવેછે. કાંઇપણ દુર્ઘટ કામ કરવા જતાં મન તથા તન બંને પાછાં ફરેછે તે શાથી? શરીરની નિર્બળતાથીજ. એનો દેખીતુંજ છે કે ચિંતાગ્રસ્તનું શરીર ચિંતામુક્તના કરતાં વધારે નબળું હોય. કેળવણી લેનારને કેટલી કેટલી ચિંતા હોયછે તે ફક્ત તેના અનુભવીઓજ જાણેછે. પાંચ છ વર્ષની ઉમરમાંથી એજ ચિંતા પેસે કે પાઠ નહિ આવડે તો મહેતાજી મારશે; નંબર નીચે આવશે અને પરીક્ષામાં પાસ નહિ થવાય તો ઉપલા કલાસમાં ચડાવશે નહિ. આટલી નાની ઉમરમાંથી બિચારાને ચિંતાનો બોજો વળગેલોજ છે, તેથી શરીર દિવસે દિવસે વધારે પ્રફુલ્લ અને દૃઢ થવાને બદલે સખત ચુસાવા માંડે છે, અને બી. એ. સુધી પહોચે તેટલામાં તો કેટલાએક બિચારા મહાન રોગના ભોગી થઇ જાય છે, આંખે ચશ્મા ઘાલે છે, હાલવા ચાલવાની શક્તિ હીન થઇ જાય છે, અને બધી રીતે જુવાનીમાં ઘડપણનો અનુભવ કરે છે. કેટલાએક તો બિચારા આટલી કાચી વયમાંજ દેવશરણ પોંચી જાય છે. આનું કારણ એમ પણ મનાય છે કે બાલલગ્નનેલીધે શરીર પૂર્ણ મજબુત સ્થિતિમાં આવ્યા પહેલાં સ્ત્રી-પુરૂષનો શારીરિક સંયોગ થવાનેલીધે અંગમાં નિર્બળતા અને કામ કરવામાં શિથિલતા જણાય છે. જો એજ ખરૂં કારણ હોય તો આગળના વૃદ્ધ પુરૂષો હાલના જુવાન માણસો કરતાં વધારે સબળ દેખાય છે; તેનું કારણ શું? તેમના વખતમાં પણ લગ્નનેમાટે

વખત તો એકનોએજ હતો, પણ તેમનામાં ચિંતા તથા માનસિક મહેનત થોડી જોવામાં આવતી હાલમાં તો માનસિક અભ્યાસ પ્રબલ થતાં શારીરિક સ્થિતિ લથડી જાય છે તો તેનો ઉપાય થવો જોઇએ. જો એમ ન થાય તો શરીરની સ્થિતિ બહુ ખરાબ થયાંજ કરે અને તેથી પરિણામ પણ નિર્બળજ થાય. આ ઉપાયમાં કસરતની બહુ આવશ્યકતા છે. આખા દિવસની સખત મહેનતથી કંટાળેલા મનને તેથી જરા વિશ્રાંતિ મળે છે અને થોડી વાર આનંદમાં આવી સર્વ ચિંતાથી મુક્ત થવાય છે. કસરતથી જે ભાગ અને સત્તા આપવાવાળો ખોરાક હોય તે પણ પચી જાય છે, હાડ તથા માંસ બહુ સારું પરિપુષ્ટ થાય છે, લોહી સ્વચ્છ થાય છે અને ટુંકામાં કહીએ તો જેમ માનસિક મહેનતથી મન તથા બુદ્ધિ ખીલે છે તેમજ શારીરિક મહેનતથી અંગ પ્રફુલ્લ રહે છે અને રોગરહીત થાય છે.

નવી રૂઢી પ્રમાણે કેળવાયેલા સમુહમાં એક બીજો વિચાર જોવામાં આવે છે, જે આર્યનીતિરીતિને બહુ વિચિત્ર લાગે છે. આ કેળવણીથી માણસ સગાં સંબંધીથી છુટાં થઇ જાય છે. જાણે પરદેશથી પકડી આણ્યાં હોય તેમ કરે છે. કોઇ કોઇને તો માબાપ ઉપર પણ તિરસ્કાર હોય છે. પોતે સ્વચ્છંદ રીતે વર્તે છે અને બીજાને અજ્ઞાની ગણે છે. આનું કારણ શું હશે? એજ કે અસલની ભોળી અને વૃદ્ધ માબાપો પોતાના સુધરેલા વિચારને મળતાં નહિ આવવાથી તેમને બિનમાહિતગાર અને અણસમજુ સમજે છે. એકને અસલની આર્યનીતિરીતિ વધારે પસંદ છે, બીજાને નવીન ગ્રહણ કરેલી ઉપરથી સભ્યમય દેખાતી નવી રૂઢી વધારે પસંદ આવે છે, આમ જ્યાં બંનેના મન પરસ્પર વિરુદ્ધ હોય ત્યાં મનના મેળાપની તો વાતજ શું કરવી? (કદિ જો કંઇક મેળાપ જો હોય તો પોતે પરણી લાવીને પોતાની કરીને માના સીધેની અને મદા વાંદરાને નચાવે તેમ નચાવ્યાં કરતી નખરાળી એક નારી ઉપરજ, અથવા પોતાને મળતા વિચારના ગમે તેના તોનીમિત્રો ઉપરજ કોઇ કોઇને હોય છે) કેટલાએકને તો પોતાની સ્ત્રી પણ પસંદ નથી આવતી યુરોપીઅનોના કેળવાયેલી સ્ત્રીઓ આગળ આ અભણ પણ આર્યરીતિને અનુસરતી બાળા તેને અજ્ઞાન અને અણસમજુ ઢોર જેવી લાગે છે અને તેની ઉપર તિરસ્કાર આવે છે. પોતાનો વિચાર એવો કે જેની જેની સાથે સંબંધમાં આવીએ તે તે બધા આપણી વૃત્તિને અનુકૂળ હોવા જોઇ

એ, પણ પોતાને તો કોઇની વૃત્તિને અનુકૂલ થઇ જતાં આવડેજ નહિ. (કદિકને આવડતું હોય તો વચમાંથી પરિચયમાં આવેલી અને પોતાની માની લીધેલી કાલુકાલુ બોલી મૂર્ખ બનાવતી સ્ત્રીની કે હિતૈષી માની લીધેલા કોઇ અન્ય વર્ગના માણસની મનોવૃત્તિને અનુકૂલ રેહેતાં આવડે પણ સહજમાં પ્રાપ્ત થયેલાં બીજા સંબંધીઓ સાથે નહિ.) આમ માબાપ પણ અણસમજુ લાગવાથી તેમની આજ્ઞામાં રહેવું પણ બહુ મુશ્કેલ છે. વગરછુટકે કરવું પડે તેટલું કરે પણ માબાપના મતને તો અનુસરેજ નહિ. આથી વધારે સ્વચ્છંદી થઇ જવાય છે, અને જુવાનીના મદમાં કોઇ કબજે રાખનાર નહિ હોવાથી કેટલીક વખત તો બહુ માઠાં પરિણામ આવે છે. આવા બનાવનું કારણ તો આર્યનીતિની અજ્ઞાનતાજ છે. જો તે નીતિરીતિનું પૂર્ણ જ્ઞાન હોય તો આવાં પરિણામ આવેજ નહિ. આમ કહેવાની મતલબ એવી નથી કે નવીન ગ્રહણ કરેલી રૂઢી ખરાબ કે ત્યાજ્ય છે. જેમ પાશ્ચાત્ય રૂઢી સુખકર લાગે છે તેમ આર્યરીતિ પણ કાંઇ નાંખી દેવા જવી નથી; ફકત તેનું રૂપજ બગડી ગયું છે, તેનેજ જો તમે સારા રૂપમાં મુકો તો સ્વર્ગસમાન સુખ ભોગવો. પણ તેનું યથાર્થ જ્ઞાન હોય નહિ ત્યાં તેને સારા રૂપમાં મુકવાની તો વાતજ ક્યાં? આટલામાટે ઇંગ્રેજી સાથે સંસ્કૃત ભણવું પણ અવશ્યનું છે. આપણી જે જે રીતિઓ છે તે તે બધી આપણા પ્રાચીન શાસ્ત્રોમાંથી તેમજ સંસ્કૃત ગ્રંથોમાંથી નીકળેલી છે. અસલ સારી સ્થિતિમાં હશે તો આજ બગડેલી સ્થિતિમાં છે, તેને ઉત્કૃષ્ટ બનાવવી એ તમારૂં કામ છે. બંનેનું અવલોકન કરી જે જે સારી અને લાભકારક દેખાય તેનુંજ વિવેકપૂર્વક ગ્રહણ કરવું. જેવી આર્યનીતિરીતિ આપણને અનુકૂલ પડે તેવી બીજી પડેજ નહિ. જેમ ઇંગ્રેજી ભણેલાને સંસ્કૃત ભણવું અવશ્યનું છે, તેમ સંસ્કૃત ભણેલાને તથા અસલી રીવાજવાળાને ઇંગ્રેજી ભણવું અવશ્યનું છે. ઇંગ્રેજી નહિ ભણેલા સાંપ્રતકાલની રૂઢીથી કેટલા અજાણ્યા છે તે જાણવું મુશ્કેલ નથી. જે જે સમયમાં આપણે હોઇએ તે તે સમયનું પૂર્ણ જ્ઞાન હોવુંજ જોઇએ. સમયબળે ઇંગ્રેજીનું પ્રાબલ્ય બહુ વધ્યું છે તો તેથી બિલકુલ અજાણ રહેવું એ આપણનેજ હાનિકારક છે. ઇંગ્રેજી ભણેલા શું શું કરે છે તે આપણી કોન્ગ્રેસ કહી આપે છે, જેવામાં આપણો વૃદ્ધ સમૂહ હિંદુસ્તાનમાં શું શું થાય છે તેથી બિલકુલ અજાણ હશે.

આ પ્રમાણે સુખકર કેળવણી લીધા પછી સુખની અપેક્ષા રાખનારને ઘરના સુખની જરૂર છે ઘરનો બધો આધાર સ્રીજ છે તો તે મનુષ્યને કેવી રીતે સુખ આપનારી નીવડી શકે તે વિચારવુ જોઇએ કુલીન અને ગુણવાન સ્રીનો પતિ જેમ સ્વર્ગસમાન સુખ ભોગવતો ઘડીએ ઘડીએ નવીન આનંદમા સસારને અનુભવે છે તેમ અભણ અને કુલટા સ્રીનો પતિ વારવાર સસારપ્રત્યે વિરાગ બતાવી આથી મરણ શ્રેષ્ઠ છે એમ માને છે સારી સ્રીથી ઘરવ્યવહાર દીપી નીકળે છે, પ્રજા ધાર્મિક, નીતિવાળી અને શુદ્ધ અત કરણવાળી બને છે, અને આખા દિવસની મહેનતથી કટાળેલો પુરૂષ આવી કુલીન અગનાથી શોભતા ઘરમા આવી વિશ્રાતિ પામે છે આમ થવામા દપતીનો પ્રેમ એજ મુખ્ય કારણ છે અને એ અવર્ણ્ય પ્રેમ કેળવાયેલા હૃદયમા વધારે ઉદય પામે છે પ્રેમ એ સ્વાર્થ તજી પરમાર્થમા પડવાનો માર્ગ છે પોતાનો સ્વાર્થ ભૂલી જઇ, પોતાના શરીરનુ દુ ખ પણ સહન કરી પોતાના માની લીધેલાનુ શ્રેય કરવુ એ પ્રેમની પરીક્ષા છે પ્રેમ એ સ્વાર્થ અને પરમાર્થ એ બનેનુ મિશ્રણ છે સ્વાર્થ શિવાય પ્રેમ બંધાતો નથી, અને પ્રેમી માણસ સ્વાર્થ જોતો નથી આ ઇશ્વરની લીલા હજારો વિચારો કરિયે તો પણ યથાર્થ દર્શાવી શકાય તેમ નથી, છતા અનુભવી લો તેનુ ખરેખરૂ સ્વરૂપ સમજે છે સ્રીના જે જે વચન પુરૂષને મીઠા લાગે છે તે તેના વચનમા મીઠાશ નથી પણ તેના પ્રેમમા છે (અથવા મમત્વ અને સ્વાર્થથી, પોતાના સુખસ્વરૂપમા રહેલી મીઠાશ તેમાથી થતી જણાય છે) અત કરણ એ કાચ જેવુ છે જેમ મલીન કાચમા પ્રતિબિમ્બ પણ મલીન દેખાય છે તેમ મલીન અત કરણમા પ્રેમનુ સ્વરૂપ પણ મલીનજ પડે છે ત્યારે આવા શુદ્ધ પ્રેમને યોગ્ય શુદ્ધ અત કરણ કરવાનો શુ ઉપાય ? કેળવણીજ, અને તે પણ શુદ્ધ અત કરણ બનાવી પ્રેમ ખીલવે તેવીજ સ્રીને આવી પ્રેમાળ કરવાનેમાટે સીતા દ્રૌપદી દ સાવિત્રી જેવી સદ્ગુણી સ્રીઓના સચ્ચરિત્ર વચાવવાની જરૂર છે જીવનચરિત્ર જેવો બોધ આપે છે તેવો બોધ પ્રેમવિશે નિબધ લખવાથી કે તેવિશે વાતો કરવાથી આવતો નથી પુરૂષને જેમ મહાન પુરૂષના જન્મચરિત્ર વાચી તેમાથી દુનિયામા કેમ ચાલવુ તેનો બોધ લેવાનો છે, તેમ સદ્ગુણી સ્રીને મહાપવિત્ર અગનાઓના જીવનચરિત્ર ઘરવ્યવહાર, બાલશીક્ષણ, તથા નીતિનો માર્ગ શીખવે છે તેને પુરૂષના જેવી

કેળવણી આપવી નિરર્થક છે દુનિઆમાં ઘરનું તથા બહારનું એમ બે કામ કરવાનાં છે. ઘરના કામમાં માનસિક લાગણીઓની પ્રબળતાની જરૂર છે. બહારના કામમાં શરીરની પ્રબળતાની જરૂર છે. સ્ત્રી કરતાં જેમ પુરૂષ શરીરે સબળ છે તેમ સ્ત્રી પુરૂષના કરતાં માનસિક લાગણીમાં વધારે પ્રબળ છે. હર્ષ-શોકનો ઝપાટો જેવો સ્ત્રી ઉપર અસર કરે છે તેવો પુરૂષ ઉપર કરી શકતો નથી. માટે સર્વ રીતે બહારના સંસારવ્યવહારના ઝપાટા ખમવાને પુરૂષજ સમર્થ છે. સ્ત્રીને તો તેવી બાબતમાં પરમેશ્વરે પરાધીનજ બનાવી છે. જ્યારે ઘરના રક્ષણમાટેજ સ્ત્રી યોગ્ય ઠરી ત્યારે ઘરમાં શું શું કર્તવ્ય છે? ઘરની વ્યવસ્થા, બાળકોનું પોષણ તથા કેળવણી, સગાં સબધીઓનો સ્નેહ, તથા પતિને હરેક તરેહથી સુખી કરવો, એજ સ્ત્રીનું કર્તવ્ય છે. આ ઉપરની ચાર બાબતનું સ્ત્રીને શીક્ષણ આપવાની વધારે જરૂર છે. હાલની કેળવણીથી સ્ત્રી હોશીઆર તથા પ્રબળ વિચારશક્તિવાળી થાય છે, પણ ઉપરની ચાર બાબતના જ્ઞાનવાળી સ્ત્રીઓ ઘણા થોડાજ ઘરમાં જોવામાં આવે છે. જે સ્ત્રી તે બાબતનું જ્ઞાન ધરાવે છે તે પણ નિશાળના શીક્ષણથી નહિ પણ ઘરમાં કોઇ પણ તરેહથી મળેલી કેળવણીથીજ. સ્ત્રી-કેળવણીનું આવું પરિણામ જોઇનેજ અસલી વિચારના માણસો સ્ત્રીઓને શીખવવાથી પાછા હઠે છે, અને કેટલાએક તો આ ઉપરથી એમજ સમજે છે કે સ્ત્રીને ભણાવવી તે બગાડવા માટેજ. આર્યનીતિનું તેને જ્ઞાન નહિ હોવાથી ઘરમાં દુઃખરૂપ થઇ પડે છે, પતિની સેવા કરવી તે દાસીનું કર્તવ્ય જાણે છે, પોતાના ઘરનું કામ કરવું તે પોતાના દરજ્જાથી હલકુ ગણે છે, અને સર્વ રીતે વડીલને તથા સગાં સંબંધીને કંટાળો આપનાર થઇ પડે છે. સ્ત્રીનું ખરૂં ભણતર એ છે કે પતિને સુખ આપતાં શીખવું, છોકરાંને કેમ ઉછેરવાં તેનું શીક્ષણ લેવું તથા સગાં સંબંધીમાં માયાળુ થતાં શીખવું. આવી તરેહની કેળવણી લીધેલ સ્ત્રી ઘરમાં ઉત્કૃષ્ટ સુખ આપનારી નીવડે તેમાં ખામી શું? તેની સાથે પતિ પણ તેવોજ સમજુ હોય તો પરસ્પર બંનેને સુખ મળે. છોકરાં હોય, પૈસા હોય, કે બીજી પણ અનેક તરેહની સમૃદ્ધિ હોય પણ જ્યાંસુધી એક હોશીઆર, સદ્ગુણી અને સુસ્વભાવની સ્ત્રી ઘરમાં ન હોય ત્યાંસુધી સંસારનાં બધાં સુખ ન્યૂનજ છે.

સુધરેલી પ્રજાની સ્થિતિ ઉપર દેશની આબાદીનો પણ આધાર છે. હિંદુસ્તાન હાલ તથા અસલના વખતમાં સારી સ્થિતિમાં હતો તે સુધારાનોજ

અને વિદ્યાઓનો તિરસ્કાર કરનારા લોકોને, આ બાબત પોતાના મનની ખાતરી કરવા આ ગ્રંથ અતિ ઉપયોગી છે. પ્રાણ એટલે શું, એના ગુણ, એના ઉપયોગ, પ્રાણવિનિમય એટલે શું, તે કેમ કરાય, તે કરવામાં કેવાં કેવાં સાધનોની જરૂર છે, પ્રાણવિનિમયની સાત જુદી જુદી સ્થિતિઓ, તે સાધતાં આવી પડતી અડચણો અથવા ભયોનાં નિવારણોમાટે ઉપાયો તથા પ્રાણવિનિમયની વિદ્યાનો પ્રાણીઓમાં થતા રોગોના નિવારણ અર્થે કેવી રીતે ઉપયોગ થાય છે, અને તેમાં તે કેવી અસરકારક નિવડે છે, એ વગેરેનું ઘણીજ કુશળ રીતે તેમાં સ્પષ્ટીકરણ કરેલું છે; તે ઉપરાંત પ્રાણવિનિમયના જેવી બીજી કેટલીક વિદ્યાઓ, જેવી કે, નિદ્રાજાગરણ, વિચારસંકલન, મસ્તિષ્કવિદ્યા, આત્મપરિક્ષા. પ્રેતાવાહન વગેરે, જેઓવિશે આપણા શાસ્ત્રોમાં ઘણાં સારાં વિવેચનો કરેલાં છે તથા જેઓની પાશ્ચાત્ય દેશોમાં હાલહાલમાં ઉત્પત્તિ થતી જાય છે તેમનું તત્વ પણ સંક્ષેપમાં તેમાં બતાવેલું છે; અને છેવટ તન્ત્રાદિક શાસ્ત્રોનું ટુંકામાં વિવેચન કર્યું છે. એ વિદ્યાસંબંધી અંગ્રેજી તેમજ તે વિદ્યાને મળતા સંસ્કૃત તંત્રગ્રંથોનું પરિશિલન કર્યા પછી આ ગ્રંથ લખાયો છે એમ એ લેખની પદ્ધતિ કહિ આપે છે. આપણામાં **योग** એ શબ્દનો ઉચ્ચાર કરતાં જોકે તેનો અર્થ કોઇ નહિ સમજતા હોય તોપણ તેનો અર્થ સમજાઇ ગયા જેવો લાગશે એવો તે પરિચિત થઇ રહેલ છે, તે યોગ અને આ પ્રાણવિનિમય એ પાસેપાસેનો સંબંધ ધરાવનાર છે. પરંતુ તેની ક્રિયા અને પરિણામમાં કેટલેક અંશે ફેર પડે છે. પ્રાણવિનિમય શબ્દથી જે કાંઇ સંતોષ ઉપજે છે તે સંતોષને મેસ્મેરિઝમ શબ્દ પાતળો પાડી દે છે, તોપણ તેના વિધાન વખતે તે સંતોષ જાગ્રત રેહેવાને કર્તાએ સારૂં પ્રયત્ન કર્યું છે. આ પ્રાણવિનિમયની વિદ્યા રૂપાંતરને લીધે હાલમાં નવીન જેવી લાગે તેમ છે. આમાં પોતે સંભાળ રાખીને બીજાના પ્રાણને વશ કરી લેવા જેવું જણાય છે અને યોગમાં પોતાના પ્રાણવશ કરવાનું છે. આમાં વિધેયને અનુક્રમે કેટલીક દશાઓ થાય છે પરંતુ તે પરસ્વાધીન સ્થિતિની છે એમ લખનારના લેખપરથી જણાય છે, માટે તે યોગથી થનારી સ્થિતિનીસાથે ખરોબરી કરી શકતી નથી. હમણાં હમણાં કાલયોગથી કે બીજા કારણથી નાસ્તિક વર્ગની વૃદ્ધિ થવા માંડી છે. આવા પ્રસંગમાં એક ગ્રાંજ્યુએટ આ જે કાંઇ છે તે ખરૂં છે એવો

હેતુ જણાવનાર પુસ્તક લખી કાઇક જુની અને કાઇક નવી વિદ્યાનો પ્રકાશ પાડે તે ઘણુ સ્તુત્ય છે, પરતુ લખનારની ધારણાપર સમગ્ર લોક નહિ રહેતા થોડીક વેહેમની વૃદ્ધિની પણ શકા રેહે છે આ નાના પુસ્તકમા લખાયેલુ એક વિદ્યારૂપ મોટુ કર્મ બહુજ ગહન દશામા મેલ્યુ છે એથી એમા બહુ ગભીરતા આવી છે પ્રાણને વશ કરવાનુ કામ એવુ જોખમ ભરેલુ અને કઠણ હોવુજ જોઇએ અને અમુક અમુક સદાચરણ તથા દ્દઢસકલ્પાદિકથી તથા ચતુરાઇથી થઇ શકે એવુ હોવુજ જોઇએ, અને તેમા વિઘ્નો પણ તેટલા હોવાજ જોઇએ આ પ્રસગે આશ્ચર્ય થયાવગર નહિ રહે કે અહો પ્રાણ કેવી અસાધારણ પ્રબળ વસ્તુ છે આ વિદ્યાનુ પુસ્તક હાલ તરત પ્રયોગવિજ્ઞાનને વિશેષ ઉપયોગી છે અને કાઇક સદાચરપુર્વક ઉછરતી પ્રજાને આસ્થા ઉઠવા ન દે એમ છે મેસ્મેરિઝમની વાતો હાલ હાલમા કેટલાક વર્ષથી કેટલાક અગ્રેજી શીખેલા લઇ ભાગતા હતા અને પ્રયોગો અજમાવી કાઇક સફળ અને કાઇક નિષ્ફળ થઇ હાસ્યાસ્પદ થતા હતા તેમા આ પુસ્તકે અને તેમના કર્તાએ કેટલીક પ્રૌઢતા દેખાડી લોકોની મનોવૃત્તિને "કાઇક હશે" એવો વિશ્વાસ ઉપજે એમ કર્યું છે આમ છતા અમે આ લેખ લખનારના છેવટના મતને અનુસરતા આના કરતા યોગને એને તે કરતાં રાજયોગને વધારે અનુભવવા યોગ્ય ગણીએ છીયે

વિષય અતિ કઠિન છે, થોડા પુસ્તકમા સમજણ લેવાનુ વધારે છે, ભાષા પ્રૌઢ છે, સમજાવવાનુ પ્રયત્ન યથાર્થ છે, અને પાશ્ચાત્ય દેશમા પ્રચલિત હોવાથી નવા તથા અહીની વિદ્યા સાથે સરખામણી હોવાથી જુના વિચારના લોકોમા તે પ્રસાર કરી શકે તેમ છે માત્ર વિદ્યાવૃદ્ધિની ખાતર અમે ઉછરતા વિદ્યાર્થિયોને આ પુસ્તક વાચવાની ભળામણ કરિયે છિયે કીમત રૂપીયા ત્રણ પુસ્તકના પ્રમાણમા વિશેષ પણ તે ગુથવાના શ્રમના પ્રમાણમા ઘણી ઓછી છે હજી પણ વિશેષ આસ્તિકતા વધારનાર પુસ્તકો લખાયેલા જોવાને અમે ઉત્કંઠિત છિયે અને તેમા આના કરતા કાઇક જુદી શૈલી જોવાને ઇચ્છિયે છિયે

**પ્રશ્નોત્તરી**—(ગુજરાતી ટીકા સાથે, રચનાર રા મણીશકર મગનલાલ અયાચી તરફથી મળેલી છે આ લેખકને વિદ્વાન વિષય ઉપર વધતો જતો શોખ જોઇ સતોષ થાય છે મૂળ શ્લોકોની રચના મણિરત્નમાળાના ઘાટ જેવી અને બાળવાનને સમજાય તેવી છે અને સાથે ટીકા આપવાથી સસ્કૃત નહિ

જાણનારાને પણ ઉપયોગી થઇ પડે તેમ છે. સંસ્કૃતમાં અભ્યાસ વધારીને પણ નવી અવસ્થામાં વેદાંતવિષયપર વલણ થવું એ અતિ ઠરણ છે. આ નાનું પુસ્તક મુમુક્ષુઓને ઉપયોગી છે. અભ્યાસમાં વધારો કરી આ વિષયમાં આગળ વધવા એમને ભલામણ કરિયે છિયે. કીમત આના અઢી છે.

ગરબાવળી મોતી નાયક અને લુવાર શવજીની બનાવેલી છે. એમાં અંબા માતાના તથા નંદકુવરના પરચુરણ ગરબાઓ છે, તે સામાન્ય વર્ગના લોકોને ગમે તેમ છે. રચના સાધારણ છે. કિંમત આના બે છે પ્રથમપ્રયત્ન પ્રમાણે ઠીક છે, પરંતુ અભ્યાસમાં અને વિષયમાં વિશેષ લક્ષ રાખવાની જરૂર છે.

---

## વેદધર્મસભાને બક્ષીસ.

શેઠજી ઠા. ધરમશી પુરૂષોત્તમે પોતાનાં માતુશ્રી હીરાબાઇનો માઘ વદી ૫ ને રોજ સ્વર્ગવાસ થતાં ધર્મસંબંધી કાર્યને નિમિત્તે રૂા ૧૫) અંકે પંદર, વેદધર્મસભાને બક્ષીસ કર્યા છે તે અનામત ખાતે જમે કરવામાં આવ્યા છે. સારાં કાર્યોને પ્રસગે, ધર્મસંબંધી સત્કાર્યોમાં સહાય શક્તિ પ્રમાણે આશ્રય આપતા રેહેવું એ યોગ્યતા અને ધનાદિકનો સદુપયોગ છે.

---

## શેઠ મોરારજી ડુંગરશીનો સ્વર્ગવાસ.

કાલક્ષેપ વૃથા કરાય પરની કીધા કરી ચાકરી.
આ સંસાર અસારમાં અવતરી જાણ્યા ન માણ્યા જરી.
પ્રેમે થાય પરોપકાર ન કર્યો નેહા નહીં નીતિયે,
ચિંતાએ વિફરેલ ચિત્ત ન રહે રાજી કશી રીતિયે;
નૌકા નૌતમ પામતાં ન પરને તારાય પોતે તરી,
આ સંસાર અસારમાં અવતરી જાણ્યા ન માણ્યા જરી.

---

## काफी.

દયાધન હે દીન બંધો, લાજ તમારે હાથ,
જગદીશ્વર હું કાંઇ ન જાણું, એકલો આજ અનાથ;—દ૦
સ્વપ્ન સમાન જગત શું જોઇ, ક્યાં સુખદાયક સાથ;
કેશવ કરુણા લેશ કરો તો, દાસ સદૈવ સનાથ;—દ૦

---

## प्रारब्धनी विचित्रता उपर एक वात.

( સંબંધ પાને ૭૦ થી. )

ગોકળજી તો પોતે ખોયેલી ચીઠીના પશ્ચાત્તાપથી મોઢું દેખાડવા આવ્યો નહિ, પણ દેવશંકર તેની શોધમાં પડ્યો. તપાસ કરતાં જાણવામાં આવ્યું કે ગોકળજી પકડાયો છે અને તેને ફરીને કેદની શિક્ષા થઇ છે. તે સાથે વધારે નવા ખબર એ મળ્યા કે મહારાજા ભૂપતસિંહના ખરા કુંવર બાલુભા તે ખરા નથી પણ મહારાજાના મરણની ગડબડમાં ખોટા કુંવર લઇ લીધા છે. આ અફવા કોઇ સ્વાર્થના લાભમાટે તેજમા નગરના માણસોએ ઘણા વખતથી ફેલાવી હતી તે પાણીઆરીઓના મોંથી દેવશંકરે આજે સાંભળી. આ સર્વ વાત હરિદત્તને આવીને દેવશંકરે કહી. હરિદત્તમંત્રીએ જણાવ્યું કે ગમેતે પ્રકારની મગાવતથી તે માણસને શોધાવવો જોઇએ તેનેમાટે હવે તજવીજમાં રહેવું. થોડીવાર પછી હરિદત્ત દરબારમાં ગયા. દેવશંકર દિવસે દિવસે શરીર બુદ્ધિ અને ગનુભવમાં વિના પ્રયત્ને વધતો જતો હતો અને તેને યોગ્ય પ્રસંગ જોઇને રાજવર્ગના રાગનીએ રાખ્યો હતો. સ્થિતિ અને અધિકાર પરત્વે તેનામાં જે જે ગુણ જોઇએ તે પણ સૌમ્યતામાં પ્રાપ્ત થયા. તેણે સંતાનની પ્રીતિ કામકાજમાં

માગી મેળવી સેનાધિપતિનો અધિકાર લીધો તેજમાને પોતાના ખાનગી કારભારી કરવાનો વિચાર કેટલાક ભેજાઓના કારણથી થયો પણ દેવશકરે તે અધિકાર લેવાની ના પાડી એક દિવસ રાજસભાના સ્થાનમાં હરિદત્ત મંત્રી કાંઇ વિચાર કરતા હતા ત્યાં તેજમાનું માણસ આવ્યું, તેથી તેની ડોઢીયે ગયા અને મનમાં અનેક તરંગો કરવા લાગ્યા, તેજમા આવી નમસ્કાર કરી બેઠા એટલે હરિદત્તે પોતાને બોલાવવાનું કારણ પુછ્યું તેજમાએ બધાં માણસોને આઘા પાછા કરી ઉત્તર આપવા જણાવ્યું કે ભાઇ! તમે રાજ્યના સ્થંભ છો, અને મહારાજાના એકરંગી મિત્ર છો. હું ગમે તેવી તો પણ તમારા મહારાજાની દાસી છું. આટલે તમારા વિના, આખા નગરમાં કોઇ નીતિમાન અને સાચો માણસ હું દેખતી નથી. ઘણા વખતથી હું તમારી પરીક્ષા કરતી આવી છું અને તે ઉપરથી ખાત્રી થતાં તમારી ઉપરથી મારો સઘળો વહેમ દૂર થયો છે એટલુંજ નહિ પણ તમે મારા હવેથી હિતૈષી છો એમ લેખું છું તેજમા બીજાને પણ મન આપે નહિ તેજ હું તેજમા આટલે મારૂં મન તમને આપું છું તો હવે તમારે મને યોગ્ય સલાહ આપવી એટલામાટેજ આજ તમને બોલાવ્યા છે

હરિદત્તમંત્રી બોલ્યા કે એકાએક આપના આ વચનોનો ભેદ હું સમજતો નથી આપ જાતે રાજ્યસત્તા ધરાવો છો અને ભીમભા સરખા કુમાર આપને અનુકૂળ છે તો પછી આપને આટલા વચનો બોલવાની શી જરૂર છે? તો પણ હું રાજ્યનો હિતૈષી હોવાથી અને આપ મહારાજાના અંગીકૃત હોવાથી રાજ્યને અંગે જે યોગ્ય સલાહ આપવી ઘટશે તેનેમાટે બંધાઉ છું.

તેજમા બોલ્યા કે ભાઇ! મનુભા ખોવાઇ ગયા પછી ભીમભા તરફ નજર કરીને મને સંતોષ થતો હતો, પણ તે તેના હજુરીઓના સંગથી બગડવા લાગ્યા છે, તમે બાલુભાને જેવા કેળવ્યા છે તેવા આને કોઇએ કેળવ્યા નથી જ્યારે ત્યારે સામું બોલે છે, આટલામાંથી અફીણનું વ્યસન થઇ ગયું છે, અને જતે વારે રીસાય છે આજ બે દિવસથી તો પાસે પણ આવ્યા નથી આથી કરીને મને બાલુભા ઉપર વધારે પ્રેમ વધે છે હવે મારે શું કરવું અને ભીમભાને કેમ સમજાવવા?

હરિદત્ત મંત્રીએ જવાબ આપ્યો કે એવિષે કાંઇ ચિંતા કરવા જેવું નથી આપ જો શુદ્ધ અંતઃકરણથી મહારાજાની સેવા કરો છો તો સર્વ સારૂં થશે અને હું એવિશે પ્રયત્ન કરતો રહીશ. સમજુ થાશે એટલે સારા થઇ રહેશે

આટલા અક્ષરો કહી હરિદત્તે રજા લીધી. આ પ્રમાણે મા-દિકરાને અણબનાવ થયો તે હરિદત્તને ગમતો હતો પણ તેમાં દુઃખ એટલું હતું કે બાલુભા ખરા રાજ્યપૂત્ર નથી એવી અફવા પ્રજામાં દુષ્ટ સ્વાર્થી માણસોએ ફેલાવી દીધી હતી. તેજબા જ્યારે સુઝાવા લાગ્યાં ત્યારે તેને એમ પશ્ચાત્તાપ થયો કે મેં કૃતઘ્ની થઇ મનુભાને કાઢયા અને બાલુભા ખરા કુંવર નથી એવી અફવા પણ મારા માણસોએ ફેલાવી દીધી. ભીમભા કાંઇ ખરા રાજકુમાર નથી તેથી એને મારી ઉપર પ્રેમ શી રીતે આવશે ? પણ જેને પુત્ર માન્યો તેને હવે શું થાય ? આટલું થયા પછી પણ હવે બાલુભાને ગાદીએ બેસારૂં તો ખરો હકદાર ગાદીએ બેસવાથી હું ઇશ્વરના ઘરની અપરાધી મટું અને ભીમભાને એથી સિક્ષા થાય. એને પણ થોડો ભાગ અપાવી દેઇશ એટલે તે પણ સુખચેનમાં રેહેશે પછી શું ? આવા વિચારથી બાલુભા ઉપર તેજબાની મમતા વધવા માંડી. હરિદત્તનું મન શંકાવાળું રેહેતું હતું તેથી જ્યારે તેજબા પાસે બાલુભા જાય ત્યારે દેવશ કરે વિના જાય નહિ. ભીમભાને ખબર પડી કે બાલુભા ઉપર પોતાની માતા વધારે વળે છે અને હરિદત્ત પણ તેમાં સેહાયભૂત છે તેથી પોતે પોતાની માથી રીસાઇને કેટલાક માણસો સાથે રાજવાડીએ પોતાનો મુકામ રાખ્યો. ભીમભા જેતે વાતે રીસાઇને આડા ચાલ્યા કરતા હતા તેથી તેનાં રાજવાડિયે મુકામ થવાથી તેજબાને થોડીક શાંતિ વળી અને કાંઇક પોતાના ધારેલા વિચારને તેના રીસાવાથી વધારે ઉત્તેજન મળશે એમ તેને લાગ્યું. પણ ભીમભા રાજવાડિયે જઇને પણ પોતાના વેહેમનો વધારો કરવા માંડયા હતા. વધતાં વધતાં તેજબાને અને ભીમભાને અતિશય ઉદાસી થઇ ગઇ. ભીમભાએ પોતાના મળતીયાઓની સાથે રાજવાડીમાંજ દિવસો ગાળતાં તેજમાના અવસાનની વાટ જોવા માંડી અને પોતાના હાથમાં જો કાંઇ સત્તા આવે તો પોતાના વિરૂદ્ધ પક્ષના પોતે માનેલાઓને યોગ્ય શીક્ષા આપવાના ઘોડા ઘડવા માંડયા. આ તરફથી તેજબાએ પણ રાજ્યની વ્યવસ્થા સારી કરવામાટે તથા ખરા હકદાર બાલુભાનેમાટે સુયોજનાના વિચાર કરવા માંડયા. થોડા દિવસ જતાં વળી તેજબાને વિચાર આવ્યો કે ભીમભાને પરણાવવામાટે હમણા માગાં આવ્યાં હતાં પણ હું ઉદાસીને લીધે ધ્યાન નથી આપતી. ગમે તેવો તોપણ તે પુત્ર છે માટે તેને આ માર્ગેથી પણ અનુકૂલ કરી શકાશે માટે આ જોઠવણી કરવી યોગ્ય છે. રા-

મવર્મ પણ તેથી રાજી હતા કેમકે દેવશંકર અનુકૂલ રહીને સઘળું કરતો હતો અને રામવર્મ ભીમભા પાસે મફતની મઝા મારતા ફોકટ પગાર ગજવામાં મેલતા હતા. તેજબા પણ વખતની વાટ જોતાં હતાં. હરિદત્ત મંત્રી આ સમયમાં શું કરતા હશે? તે કાંઇ કામ કરતા ન હોતા તોપણ દેવશંકરને વિચારો આપવામાં અને હવે પછી મનુભાની શોધમાં નીકળવાની ચિંતામાં તે રાતદિવસ કાઢતા હતાં. તેને એવો વિચાર આવ્યો કે તેજબાનું વલણ હવે બાલુભા તરફ થઇ ચુકયું છે, દેવશંકર કામકાજ સારૂં કરી શકે છે, તેજબાનો મારી ઉપર વિશ્વાસ બેઠો છે તો હવે જાત્રાના પ્રસંગે નીકળી જઇને મનુભાની શોધમાટે પ્રયત્ન કરવાનો આ સમય છે માણસના અંતઃકરણનો છેડો ન હોવાથી મનમાં મને ધાસ્તી રહે છે તેથી દેવશંકર તથા બાલુભા વિગેરેને સર્વને તેડીને જાઉ તો વધારે સારૂં, પણ તેવી રીતે રજા મળવી મુશકેલ છે તેમજ એ બધાંને સાથે રાખીને મારાથી જોઇએ તે રીતે દેશાટન થઇ શકશે નહિ. આમ અનેક વિચારોથી ઘેરાએલા મંત્રી હરિદત્તે એક દિવસ દોઢીયે જઇને તેજબા પાસે યાત્રા કરવા જવાની રજા માગી. તેજબાએ જે અવ્યવસ્થા હાલ ચાલતી હતી તે વર્ણવીને કહ્યું કે ઘણે વર્ષે આટલી રજા તમે માગો છોતો હું ના નથી પાડતી. રાજ્યનો સર્વ બંદોબસ્ત કરી તેની વ્યવસ્થા મને જણાવીને ખુશીથી જાઓ. રજા લઇ હરિદત્ત ઘેર આવ્યા તેટલામાં સુલતાનપુરથી એક ઘોડે સવારની સાથે એક કુંકુમપત્રિકા આવી જેમાં કશળીબાને સીમંત આવ્યાના શુભ સમાચાર હતા. તે પત્ર વાંચી હરિદત્તને હર્ષનાં આસુ આવ્યાં. એટલામાં દરબારમાંથી તેજબાએ કેહેવરાવ્યું કે બાશ્રીના સીમંતનો શુભ પ્રસંગ આવ્યો છે, ત્યાં તમારે જવું પડશે માટે તમારે દોઢીએ આવીને સર્વ વિચાર કરી જવો અને યાત્રાએ જવું બંધ રાખવું. હરિદત્ત મંત્રી દોઢીયે જઇ આવ્યા. અને એવો ઠરાવ થયો કે બાલુભા મોસાળું લઇને જાય તે સાથે દેવશંકર તથા ભીમભાનાં માણસો, હરિદત્ત મંત્રીનું કુટુંબ અને કેટલીક બાનડીયો જાય. આ ઠરાવ પ્રમાણે મોસાળામાં આપવાના અલંકારો અને જરિયન વસ્ત્ર લઇ કેટલાક દબદબાસાથે બાલુભા સાથે દેવશંકર કશળીબાને સાસરે ગયા. તે સાથે જમનાબા અને પોતાના કુટુંબને પણ સાથે લઇ ગયા. કશળીબાએ પોતાના ભાઇ વિગેરેને સારૂં સન્માન આપી બરદાશ કરી પ્રેમપૂર્વક રાખ્યા. થોડા દિવસ રહ્યા પછી બાની સલામ થઇ અને વાતચિતના પ્રસંગમાં મનુભાના જે

ખબર ગોડજી મારફત મળ્યા હતા તે કહ્યા. 'અહીં દેવેશ ફરઆવ્યા પછી રાજનગરમાં કાંઇ નવો ફેરફાર થયો?'' બાલુભાને ચાલ્યા. પછી પાંચસાત દિવસે તેજબાને એકાએક તાવ ચડી આવ્યો. બાનડીઓના કહેવાથી તાવ કાંઇ નવી જાતનો છે એમ હરિદત્ત મંત્રીના જાણવામાં આવતાં ભીમભાને કહ્યું મોકલ્યું. ભીમભાને આ વાત સાંભળી સહજ ભય આવ્યું અને આવવા તૈયાર થયા પણ તેના અપયશ પામવાનો વહેમ ભરાવી આવવા દીધા નહિ. તેજબાને તાવના જોરમાં હાથ ઉપર ગાંઠ ઉપડી આવેલી તેની તેને ખબર ન રહી. તાવ કાંઇક હલકો પડવા લાગ્યો. પણ ગાંઠની વેદના એકાએક વધી પડી. ગામમાં કોઇ હકીમ રહેતા હતા તેને ઓસડ કરવા માટે પરવાનગી મળી. એ ઓસડ કોણ જાણે કેવા પ્રકારથી થયું કે વેદનામાં અને રોગમાં વધારો થતો ગયો. આ મંદવાડમાંથી તેજમા જો હવે પાછા ઊઠે નહિ તો સુખેથી રાજ્યમાં સુખે સેવાય એવા વિચારના દુષ્ટ લોકો પોતાની બનતી ગડમથલ કર્યા જ કરતા હતા. એક દિવસ સવારમાં હરિદત્ત મંત્રીને બાનડી આવીને કહી ગઇ કે તેજમા બોલતા નથી. હરિદત્તે ઉતાવળ જઇ તપાસ કરાવ્યો. ત્યાં વાત ખરેખરી ભાસી. ગામમાં ચારેકોર ખબર પડી ગઇ. કોઇ કહે દગો થયો ને કોઇ કહે મોત આવ્યું. દરબારમાં રડાકૂટ થવા લાગી. તેજબાએ એક મંત્રી જોગ ચીઠી લખી તેમાં એટલા અક્ષર લખ્યા હતા કે રાજના માલેક જો મનુભા હોય તો મનુભા છે અને નિકર બાલુભા છે. ભીમભાને ભાગ આપીને જુદા પાડવા. આ ચીઠી લોકોના હાથમાંથી પથારીમાંથી પરબારી ભીમભાને પોચી ગઇ. આથી માતા ઉપર રોષ આણવાનું કારણ ભીમભાને વધારે દૃઢ થયું. રોકળ કુળની સાથે એકાએક ભીમભાની આંખ ફરી ગઇ. રાજવાડીયેથી પોતાનાં માણસો સહિત ગામમાં આવ્યા અને પોતાનો હુકમ ફેરવ્યો તથા તેજબાની ઉત્તર ક્રિયા કરવાનો હુકમ કર્યો. રાજરીત પ્રમાણે તેજમાની ઉત્તર ક્રિયા શરૂ થઇ. હરિદત્ત મંત્રી સ્મશાને ગયા હતા ત્યાં પાછળથી તેના ઘર ઉપર રપે આરબોની બેરખ મોકલી. હરિદત્તની ડેલીયે પણ નિમકહલાલ આરબો થોડાક હતા. તેઓને પરસ્પર ઝપાઝપી ચાલી. અને હરિદત્તના થોડા માણસો મુઆ. એટલામાં હરિદત્ત પ્રજા સહિત ગામમાં આવતા હતા તેને માર્ગમાંથી પકડી લેવામાં આવ્યા. હરિદત્ત સમયને સમજી કાંઇ બોલ્યા નહીં, પરંતુ તેને આ અચાનક સ્થિતિનો ફેરફાર થઇ જતાં મહા ચિંતા

આવી પડી કે, મનુભાને શી રીતે લઇ આવવા, બાલુભાનું શું કરવું, અને પોતાના કુટુંબની હવે શી દશા થશે? પોતાને દેવશંકરવિષે બહુ ભરોસો હતો કે એ કોઇ પરાક્રમી નીકળવાનો છે અને તેથી તેને તેના ઉપર દૃષ્ટિ જતાં ધારણા થતી હતી. ભીમભાનો વિચાર બાલુભા વગેરે સર્વને કેદ કરવાનો હતો પણ આ વખતે તે હાજર ન હોવાથી લાચાર કશળીબાને તેજબાના મરણના ખબર મોકલ્યા તે વખતે ભીમભાએ બહુ પ્રેમ બતાવ્યો. આ ખબરથી દીલગીરી ફેલાઇ પણ સૂર્ય ઉગે તે છાબડે ઢાંક્યો ન રહે. ગામમાંથી વાત ચાલતાં કશળીબાને ખબર પડી ગયા કે મંત્રી હરિદત્ત કેદ થયા છે. આથી કરી કશળીબાને અને બાલુભાને તથા દેવશંકરને વિવિધ વિચારો થયા. અહીં લડાઇ કરવી કે વસ્ટી કરવી કે શુ કરવું તે સુઝ્યું નહિ. કશળીબાએ દેવશંકરને મળી એવો નિશ્ચય કર્યો કે હમણા સહુએ અહીંજ રોકાવું અને રાજનગરમાં જઇ નવા જુની કરી નાંખવાને આકળા થઇ રહેલા બહાદૂર ગોડજીને થોડી સખાવત આપી મનુભાપાસે મોકલવો એ પ્રથમ કરવાનું છે. ગોડજીને બોલાવી દેવશંકર મારફત પાંચ હજાર મોહોર અને ૨૫ શૂરવીર માણસો સખાવતમાં આપી કશળીબાએ કેહેવરાવ્યું કે, ગઇ વાત આપણે કાંઇ વિચારવાની નથી. તમે અહીંથી જેમ બને તેમ તરત જાઓ. અને મનુભાને તરત અહી લઇ આવો. પછી જે કરવું હશે તે થઇ રેહેશે. ગોરડજી ૨૫ સાઢડીયો તૈયાર કરાવી તેજ રાતે ત્યાંથી ઉપડી ગયો. કશળીબાએ દેવશંકરને કેહેવરાવ્યું કે આ રાજ્ય બાલુભાનું અને તમારૂં છે, માટે થોડા દિવસ ધીરજ રાખીને રહેવું. તેજબાની કાણે આપણે જવાનો પછી વિચાર રાખશું. કાકા હરિદત્તને પકડેલા છે તેની કાંઇ બીક રાખવા જેવું નથી. આજે એક પત્ર મેં લખ્યો છે તે માણસની સાથે ભીમભાને મોકલી દેવો એટલે ઘણું કરી કાકા અહીં આવશે. દેવશંકરે તે વાત બધી માન્ય રાખી. પોતાને પાંચ માણસ લહી રાજનગર જવું હતું પણ બાલુભાને એકલા મેલી જવાની અને ઉતાવળ કરવાની કશળીબાએ ના કહી અને તેમાં બીજું કારણ એ બન્યું કે જમનાબાની એકાએક પ્રકૃતિ બગડી આવી. આવા કારણથી પેલો કાગળ રાજનગર ભીમભાને મોકલ્યો અને દેવશંકરના લુલા પાંગળાભાઇઓની સંભાળમાટે વિશ્વાસુ ખાનગી માણસ ઉપર ભલામણ લખી મોકલી.

અપૂર્ણ.

## सत्यमूर्ति महाराजा हरिश्चंद्रनी सत्यता

રાજ્યના સુખભોગ ભોગવતા અતિ આનંદમા કેટલોક સમય જતા એ મોટા રાજાએ રાજસૂય નામનો મોટા યજ્ઞ કર્યો અને તેમા સત્કાર પૂર્વક વસિષ્ઠ મુનિને હોતા કર્યા હતા એ મોટો યજ્ઞ પૂરો થયા પછી રાજાએ પ્રેમપૂર્વક બહુજ પૂજેલા વસિષ્ઠમુનિ સુંદર ઈંદ્રની સભામા ગયા ત્યા વિશ્વામિત્ર મુનિને તેમની સાથે સમાગમ થયો એ બન્ને મુનિઓ મળીને ઇંદ્રની સભામા બેઠા હતા ત્યા વિશ્વામિત્રે વસિષ્ઠને બહુજ પૂજા પામેલા જોઇ વિસ્મયનેલીધે તેમને પુછ્યુ કે "હે મુનિઓમા ઉત્તમ ! આ મોટી પૂજા આપને કયે ઠેકાણે પ્રાપ્ત થઇ અને કોણે કરી ? મારી પાસે સાચુ કહેજો" વસિષ્ઠ બોલ્યા કે "મહાપ્રતાપી હરિશ્ચંદ્ર રાજા મારો યજમાન છે તેણે ભારે ઉત્તમ દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ કર્યો તેમા મારી ઉત્તમ પૂજા થઇ છે એનાજેવો સત્યવાદી, નિયમ પાળનાર, દાતા અને પ્રજાને રાજી રાખવામા તત્પર બીજો કોઇ રાજા નથી તમે શુ પૂછો છો ? હુ કાઇ પણ નવુ ભેળવ્યાવિના સાચુ કહુ છુ કે હરિશ્ચંદ્ર રાજાજેવો સત્યવાદી, દાતા, શૂર અને પરમ ધર્માત્મા બીજો કોઇ રાજા થયો નથી અને થશે પણ નહિ" આ પ્રમાણે વસિષ્ઠના વચન સાભળી વિશ્વામિત્ર કે જેને પોતે ત્રિશંકુના ઉપકારી છતા પોતાનુ વચન નહિ માનવાનેલીધે હરિશ્ચંદ્ર ઉપર પ્રથમથીજ કોપ હતો તેમને રીસ ચડી કે એના અતિ દુષ્ટ હરિશ્ચંદ્રના વખાણ મારી પાસે કેમ કરે છે ? આના ક્રોધથી જેના નેત્ર રાતા થઇ ગયા એવા વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યુ કે "મિથ્યાવાદી અને કપટ પર પ્યાર રાખનાર હરિશ્ચંદ્ર કે જેણે વચન આપીને વરુણદેવને પણ ઠગ્યા હતા તેના તમે આ પ્રમાણે વખાણ કરો છો, માટે જન્મ ભર તપ કરવાનુ અને વેદાધ્યયન કરવાનુ જે મારુ પુણ્ય છે અને તમારુ જે ભારે તપનુ પુણ્ય છે તેની સરત કરો હે મોટી બુદ્ધિવાળા ! તમે બહુજ વખાણેલા એ રાજાને હુ જો તુરતજ ખોટા બોલો, અત્યંત અદાતા અને મહાખળ ન કરુ તો જન્મભરથી સંચેલુ મારુ સઘળુ પુણ્ય નાશ પામે અને તેવો કરુ તો તમારુ સઘળુ પુણ્ય નાશ પામે એવી આપણે સરત કરીએ" પછી વિવાદ કરતા એ બે મુનિઓ પરસ્પર ઉપર મોટા ક્રોધથી એ પ્રમાણે સરત કરીને તે સમયે સ્વર્ગલોકમાથી પોતપોતાના આશ્રમોમા આવ્યા

પછી કોઇ દિવસે હરિશ્ચંદ્ર રાજા મૃગયા કરવાસારૂ વનમાં ગયો હતો ત્યાં સુંદર નેત્રવાળી કોઇ રૂપાળી સ્ત્રી રોતી હતી તે તેના જોવામાં આવી. ( આ સ્ત્રી વિશ્વામિત્રની માયા હતી. ) દયાળુ રાજાએ તે સ્ત્રીને પુછ્યું કે " હે કમલપત્ર સરખાં મોટાં નેત્રવાળી ! તું શામાટે રોય છે? તને કોણે અત્યંત પીડી છે? તને જે દુઃખ હોય તે તુરત મને કેહે. આ નિર્જન અરણ્યમાં તું કોણ છે, તારો પતિ કોણ છે અને પિતા કોણ છે? મારા રાજ્યમાં રાક્ષસ પણ પરસ્ત્રીને અડચણ કરી શકે નહી; માટે હે સુદરી ! તને જે દુઃખ દેતો હોય તેને તુરત મારી નાખું. તારા દુઃખની વાત કેહે અને સ્વસ્થ થા. મારા દેશમાં કોઇ પાપી રહી શકેજ નહી." આ પ્રમાણે હરિશ્ચંદ્રનાં વચન સાંભળી મોઢા ઉપરથી આંસુ લુઇ નાખીને તે સ્ત્રીએ એ મોટા રાજાને નીચે પ્રમાણે કહ્યું.

હે રાજા ! હું સિદ્ધિ છું. મોટા મુનિ વિશ્વામિત્ર મને સ્વાધીન કરવાસારૂ વનમાં ઉગ્રતપ કરે છે. હે સારા નિયમોવાળા ! તમારા દેશમાં વિશ્વામિત્રના તપથી હું દુઃખ પામું છું. હું કે જે સુંદરી અને મન ખેચનારી છું, તેને એ મુનિએ બહુજ પીડેલી છે.

આ વચન સાંભળી હરિશ્ચંદ્રે કહ્યું કે—હે મોટાં નેત્રવાળી ! તું સ્વસ્થ થા. તારૂં દુઃખ રેહેશે નહિ. તપશ્ચર્યામાં લાગેલા એ મુનિને હું અટકાવીશ.

આ પ્રમાણે તે સ્ત્રીની આશ્વાસના કરી તુરત મુનિની પાસે જઇ તેમને મસ્તકવતે પ્રણામ કરીને હરિશ્ચંદ્રે કહ્યું કે.

હે સ્વામી ! હે મોટી બુદ્ધિવાળા ! તમે તપ કરીને પોતાના દેહને શા માટે બહુજ પીડો છો? આ તમારો આરંભ શામાટે છે? સાચું કહો. હે વિશ્વામિત્ર ! તમે તુરત ઉઠો ઉઠો, જે તમારી ઇચ્છા હોય તેને હું સફલ કરૂં. હવે પછી તપ કરવું બંધ રાખો. હે સર્વજ્ઞ ! મારા દેશમાં દારૂણ અને લોકોને પીડા કરે એવું ઉગ્ર તપ કોઇએ કદી પણ કરવું નહિ.

આ પ્રમાણે વિશ્વામિત્રને અટકાવીને રાજા પોતાને ઘેર ગયો અને વિશ્વામિત્ર મુનિ મનમાં તપથી અટકાવાનો ક્રોધ રાખીને બીજા સ્થાનકમાં ગયા. જઇને વિશ્વામિત્ર વિચાર કરવા લાગ્યા કે "મને તપથી અટકાવ્યો એ રાજાએ કેવું ભુડુ કામ કર્યું. વસિષ્ટના વખાણના પ્રમાણે એ રાજા ધર્માત્મા હોય તો મને અટકાવેજ કેમ." આવી રીતે મનમાં ક્રોધ ભરાવાનેલીધે વિશ્વામિત્રે હરિશ્ચંદ્રનું ભુંડું કરવાનો મનમાં

નિશ્ચય ગોઠવ્યો મનમાં ઘણી રીતે વિચાર કરી એક ભયંકર શરીરવાળો નાનનને સૂઅર બનાવી હરિશ્ચંદ્રના દેશમાં મોકલ્યો. મોટી કાયાવાળો ઉ ગ્ર સૂઅર રૂપ નાદ કરતો અને વાડીના રક્ષકોને ત્રાસ ઉપજાવતો રાજાની વાડીમાં ગયો. માલતી કદલી અને જુઇઓના સમૂહોને વારંવાર કપાવવા લાગ્યો. દાંતથી વસ્તીને ઉખેડવા લાગ્યો. ચંપક, કેતકી, મલ્લિકા, કરવીર, અને ઉશીર આદિ શુભ અને કોમળ વૃક્ષોને ઉખેડી નાખીને વાડીમાં ક ન કરવા લાગ્યો. વાડીના સઘળા રક્ષકો હથીઆર લઇને તેના ઉપર દોડ્યો. અત્યંત આતુર થએના માળીઓ હાય હાય કરીને બરકવા લાગ્યા. રક્ષકોએ તેને બાણોથી મારવા માંડ્યા, તોપણ તેઓથી ત્રાસ નહિ પામતા એ કાળસરખો સૂઅર ઉલટો રક્ષકોને પીડવા લાગ્યો. તે સમયે અત્યંત ભયથી દમેઓના રક્ષકો રાજાને શરણે ગયા અને અમારી રક્ષા કરો એમ ધ્રુ જતાં ધ્રુજતા બોલવા લાગ્યા. તેઓને ભયભીત થઇને આવેલા જોઇ રાજાએ પુછ્યું કે તમોને શો ભય છે અને શાથી ભય થયો છે તે મને કહો. હું દેવથી કે રાક્ષસોથી પણ બીતો નથી, હે રક્ષકો! તમો કોણે બીનરાવ- વાથી અહીં આવ્યા છો તે મારી આગળ કહો. જે દુર્બુદ્ધિ ખળ પુરૂષ લોકમાં મારો શત્રુ થયો હશે તે અભાગીઆને હું એક ઘાવથી કાપી ના ખીશ દેવ કે દાનવ ગમે તે હશે પણ તેને સજાના પ્રાણોથી મારી નાખીશ એ શત્રુ ક્યાં છે, તેનું કેવું રૂપ છે અને કેવું બળ છે?

રક્ષકોએ હાથ જોડી જવાબ આપ્યો કે—હે રાજા! એ દેવ, દૈત્ય, યક્ષ કે કિન્નર નથી પણ વાડીમાં મોટી કાયાવાળો કોઇ સૂઅર ઉભેલો છે, એ સૂઅર કુણા કુણા ફુલઝાડોને દાંતથી ઉખેડી નાખે છે. એણે ભારે, વેગથી સઘળી વાડીને વીંખી નાખી છે. હે મોટા રાજા! અમોએ એના ઉપર બાણ, લાકડીઓ તથા બીજા હથીઆરોના ઘા કરયા પણ તેઓથી નહિ બીતા ઉલટો અમને મારવા દોડે છે.

આ પ્રમાણે તેઓના વચન સાંભળી કોપથી વ્યાકુળ થએલો રાજા તુરત ઘોડાપર ચડીને વાડીમાં ગયો. હાથી, રથ, ઘોડા અને પાળા એવાળું મોટું સૈન્ય સાથે લઇ ઉત્તમ વાડીમાં ગયો. ત્યાં ઘુરઘાટી ક રતો ભયાનક મોટો સૂઅર તેના જોવામાં આવ્યો. સૂઅરને જોઇ તથા વા ડીને ભાંગી નાખેલી જોઇ ક્રોધથી વ્યાપ્ત થએલો રાજા તુરત ધનુષ ખેંચી તેમાં બાણ ચડાવીને તે સૂઅરને મારવા દોડ્યો. ક્રોધથી વ્યાકુળ થએલા

એવો સંસ્કાર આ પુસ્તક કરાવી શકે. ત્યારે ઉદ્યમી અને બુદ્ધિમાનને કાંઇ કારણથી થયેલી દલગીરી મટાડી સ્વાશ્રયથી ઉદ્યમમાં પ્રવર્તાવે એમાં કાંઇ આશ્ચર્ય નથી. બીજાં માત્ર વખતને ગુમાવનારાં અથવા તો જનસ્વભાવોના ચિતારથી આનંદ અને ઉપદેશ આપનારાં નાટકો કે વાર્તાઓના કરતાં આવા વિષયનાં પુસ્તકો જો લખવામાં આવે અને ભાષાંતર કરવામાં આવે તો તે એટલાં બધાં લાભ કારક થઇ પડે કે સીમા. આ પુસ્તક સ્વાશ્રયી લોકોના જીવનચરિત્ર જેવુંજ છે. શૂરવીર, વિદ્વાન, દેશાભીમાની, ધાર્મિક, વિગેરે મહાન પુરૂષોનાં જન્મચરિત્રો પણ એટલાજમાટે લોકને હિતકારક થઇ પડે છે કે જેનાં વાંચનથી લોકોને સ્વાશ્રયથી ઉદ્યમી થઇ આગળ પડવાની ઉત્કંઠા થાય છે. અને એમ થાય તો કોઇ નહિ તો કોઇ પડે પણ. વાચનથી પરિપૂર્ણતા આવે છે એમ જો કોઇ અનુભવિયોનો સિદ્ધાંત હોય તો તે આવાં સ્વાશ્રય કે સદ્ગુણોનાં પુસ્તકોનાં વાંચનથીજ આવે છે. જેઓનામાં બોલવા ચાલવાની અને વાંચવાની શક્તિઓ હોય તેઓને અમે, આ પુસ્તક વાંચવાની ભલામણ કરીયે છીયે. પણ એટલું યાદ રાખવું કે જેમ જેમ ઉમ્મર ઓછી તેમ તેમ વાચનમાં ફાયદો વધારે સમજવો.

આ પુસ્તકમાં ઘણા વિષયોથી ભરેલાં ૧૩ પ્રકરણો છે, તેમાં પેહેલા પ્રકરણમાં જાતમેહેનત, બીજામાં ઉદ્યોગની રણભૂમિના નાયકો, ત્રીજામાં કુંભાર જાતિના કુળદીપક, ચોથામાં અખંડ ઉદ્યોગ તથા આગ્રહ, પાંચમામાં સૃષ્ટિજન્ય પદાર્થોનાં શાસ્ત્રો પાછળ સતત ઉદ્યોગ, છઠામાં કલાકૌશલ્યના કારિગરો, સાતમામાં ઉદ્યોગ અને અમિરાત, આઠમામાં હિમ્મત અને હોંશ, નવમામાં કામના સચોટ કરવાવાળા અને સંસારવ્યવહારના વીર પુરૂષોવિષે, દસમામાં નાણું, અગીયારમાં જાતકેળવણીવિષે અથવા પોતે પોતાના પિંડને સુધારવાવિષે, તથા તેમાં કેવાં સુખ-દુઃખ આવે છે તે વિષે, બારમામાં દાખલા અને દ્રષ્ટાંતથી કેવી અસર થાય છે તેવિષે, અને તેરમામાં સદ્વર્તન વિષે. એ નામના મથાળાવડે ઘણા વિવેચનથી લખવામાંઆવ્યું છે. ભાષા સેહેલી અને સમજાય તેવી છે અને રચનારની મેહેનત પણ કાંઇ થોડી ઘણી નથી. છસો પાનાનાં પુસ્તકની કીંમત રૂ. ૩) છે. અસંતોષ માત્ર આ વખતે એટલોજ રહે છે કે આપણા દેશનાં નામ ઠામ કે દ્રષ્ટાંતનું આ પુસ્તક નથી કે જેથી વધારે આનંદને આપણે પાત્ર થઇએ. હવે તે પણ કાલયોગે આપણે અથવા આપણા પાછલના લોકો જોશે એવો પણ દિવસ આવશે

(તથાસ્તુ ) આ વિષયના પ્રમાણ એ અત, રીમા રમી રહેલ હોવાથી આ પુસ્તકના લખનારજી જો હિંદુસ્થાન અથવા ગુજરાતના પ્રાચીન પુરૂષોના દૃષ્ટાંત આપી આવુ એક પુસ્તક બહાર પાડશે તો ગુજરાતી પ્રજા ઉપર દ્વીગુણતર ઉપકાર થશે

શશિકલાનાટક એ પુસ્તક તેના રચનાર ગ ગ લલુભાઈ નાના ભાઇ તરફથી અમને મળ્યુ છે તે ઉપકાર સહિત સ્વીકારિયે છિયે આ શશિકલાની મૂળ વાત ભગવતી ભાગવતમા આવેલી છે અને તે વાત ઉપરથી આ નાટક બનાવવામા આવ્યુ છે અયોધ્યાના રાજા ધ્રુવસંધીને મનોરમા અને લીલાવતી એ બે રાણીયો હતી મનોરમાને સુદર્શન પુત્ર થયો અને લીલાવતીનો શત્રુજિત્ પુત્ર થયો ધ્રુવસંધી મરણ પામતા પોતાના નાનાના બળથી શત્રુજિત રાજગાદીનો વારસ થયો અને રાજ્યના ખરા અધિકારી સુદર્શનને વનવાસ થયો વનવાસમા ફરતા ભરદ્વાજના આશ્રમમા રહી તેણે વનચરોની દશામા માતાસહિત દિવસો ગાળવા માડયા એક દિવસ ભગવતીના બીજમંત્રનો અનાયાસે ઉચ્ચાર થતા દેવી તેની દશા જોઇ પ્રસન્ન થયા અને ત્યારપછી તેના ઉપર તેની અનન્યભક્તિ વધતી ચાલી સુદર્શને વનમા રહી વયની સાથે વિદ્યા અને પરાક્રમ મેળવ્યા અને તે ધીરે ધીરે કાશીના મહારાજા સુબાહુના દરબારમા પોચી ગયા સુબાહુને શશિકલા નામની કુશલ કુમારિકા હતી તેના સાંભળવામા આવતા તેનુ મન સુદર્શન પર બંધાયુ વિવાહયોગ્ય વય થતા સુબાહુએ સ્વયંવર કરવા ધાર્યો તેને વિવેકયુક્તિથી અળમાવીને ભગવતીની કૃપાથી તે કન્યા લગ્નવિધિથી સુદર્શનને પરણી અને સુદર્શન શત્રુઓનો પરાજય કરી અયોધ્યાનો રાજા બન્યો અને પ્રજાને તથા પોતાની માતાઓને સંતોષ આપનાર થયો

આ વાતનો મુદ્દો છે તેમા સુદર્શનનુ પરાક્રમ, શશિકલાની કામાતુર અવસ્થા વિગેરે પ્રસંગોનુ વર્ણન આપ્યું છે રા લલુભાઈએ પ્રથમ પ્રયત્નમા ઠીક શ્રમ લીધો છે હવે પછી એથી પણ વધારે શ્રેષ્ઠતાને યોગ્ય પુસ્તક તેના હાથથી લખવાને વાટ જોઇયે છિયે ભાષા સેહેલી છે, કવિતા જમાનાને અનુસરતી છે અને સર્વવાતોના સમુદાયે પુસ્તક વાચવા જેવુ છે કીંમત રૂપીયો 1

# શેઠ પુરુષોત્તમ ઓધવજીનાં સ્ત્રી વાઈ માણેકવહુનો સ્વર્ગવાસ.

લખવાને ખેદ થાય છે કે આ બાઇ સં- ૧૯૪૫ના ફાગણ વદી ૨ ભોમવારને રોજ સ્વર્ગવાસી થયાં છે. એનો જન્મ સં૦ ૧૯૦૭ની શાલમાં શ્રાવણ વદી ૩૦ને રોજ થયો હતો. પોતાના માતાપિતાના હાથ-નીચે ઘરકેળવણી પામ્યા પછી યોગ્ય વય થતાં ૧૯૧૯ના માઘ વદી ૧૧ ને રોજ શેઠ પુરૂષોત્તમ સાથે તેનાં લગ્ન થયાં. શેઠ પુરૂષોત્તમ આ વખતે ઠીક ઠીક સ્થિતિમાં હતા. આ વખતે તેઓ પોતાના પિતા ઓધવજીભાઇ તથા મોટાભાઇ લીલાધરભાઇ સાથે રેહેતા હતા. કાલયોગથી બન્નેભાઇનું જુદું પડવું થયું. અને ૧૯૨૨ની શાલમાં ઓધવજી શેઠ સ્વર્ગવાસી થયા. આ વખતે માણેક વૌની ૧૫-૧૬ વર્ષની અવસ્થા હતી. તેમણે આવતાં વેંત ઘર-કામ ઉપાડી લીધું હતું અને તે પોતાના સસરાના મરણ પછી વધારે જણવામાં આવ્યુ. શેઠ પુરૂષોત્તમને માણેકવૌની હુશીયારીનેલીધે બીલકુલ ચિંતા રહી નહિ. એ બાઇ આજની પેઠે નિશાળે કેળવણી લેવા બેઠાં ન હોતાં પણ તેના પતિના પ્રયત્નથી તેમણે ઠીક ઠીક ભાષાજ્ઞાન મેળવ્યું હતું, તે તેને ઉપયોગી થતું હતું. આ બાઇ મોટાં થતાં ગયાં તેમ તેમ શેઠ પુરૂપોત્તમની પૈશા સંબંધી હાલત સુધરતી ગઇ. તે બાઇને પ્રથમ એક વલ્લભદાસ નામનો પુત્ર થયા અને તે પછી થોડે વર્ષે બીજા વસનજી નામે પુત્ર થયા. ગ્રહસ્થાશ્ર-મનું યોગ્ય સુખ લેતાં લેતાં ૧૯૪૩ શાલમાં મોટા પુત્ર વલ્લભદાસનું મરણ થતાં તેનાં માતાને તેની બહુ અસર લાગી અને તેનેલીધે તે બાઇનું શરીર વ્યાધિ-ગ્રસ્ત થયું. પુત્રનો વિયોગ એવોજ અસહ્ય છે. છેવટ એ બાઇએ એજ વ્યાધિમાં એક પુત્ર અને ત્રણ પુત્રિને પોતાના સ્વામીને સોંપી સ્વર્ગવાસ કર્યો. સર્વ કરતાં મનુષ્યની હાનિ છે તેના જેવી બીજી કોઇ નથી. પ્રથમ પુત્ર ખોયો અને પછી તેની માતા ખોઇ તેથી શેઠ પુરૂષોત્તમને ઘણી હાનિ થઇ છે.

એ બાઇ સ્વભાવે ભલાં અને માયાળુ હતાં. કામ કરવામાં તે દૃઢસં-કલ્પ હતાં. ઘરનાં નાનાં મોટાં માણસો સારાં કામમાં તેની સલાહ લેતાં. પોતે ધારેલું કામ તે બીજાને સમજાવી પાર પાડી શકતાં, ઘણાં ગરીબ સ્થિતિનાંને તે દયા કરતાં અને સૌ સાથે માયાળુ રેહેતાં. અનુકૂળ સ્વભાવનાં એ બાઇએ પોતાના મરણથી પોતાના પુત્રમરણનો સમય પણ તાજો કરી આપ્યો છે. જગતમાં સુખ છેજ નહિ અને ઈશ્વરના ઘર આગળ કોઇનું જોર નથી માટે એમનાં સગાંઓને સદ્વિચારમાં મન વાલવા અને ભલામણ કરિયે છિયે.

# मणिरत्नमाला

( सबध पान २४ थी )

करशो नहि अर्थात् तेने आधीन थइ न जवु आम जो इद्रियो नियममा रहे तो ते शत्रु छ तो पण मित्रना सरखु काम करे छे

को वा दरिद्रो हि विशालतृष्ण
श्रीमाश्च को यस्य समस्ति तोप ।
जीवन्मृतो कस्तु निरुद्यमो य
को वाऽमृता स्यात् सुखदा निराशा ॥ ५ ॥

अर्थ

शिष्य–हे स्वामी ! दरिद्री कोण केहवाय ?
गुरु–जे घणी तृष्णावाळो होय ते दरिद्री केहवाय
शिष्य–लक्ष्मीवाळो कोण केहवाय ?
गुरु–जेने सतोष होय ते लक्ष्मीवाळो केहवाय
शिष्य–जीवता छता मुएलो कोण केहवाय ?
गुरु–[ वस्तुनेमाटे ज ] उद्यम नथी करतो ते जीवते मुवो केहवाय
शिष्य–अमृतना जेवु सुख आपनारी कोण छे ?
गुरु–जे निराशा छे तेज अमृत जेवु सुख आपनारी छे

टीका

अनेक प्रकारना सुखभोगनी लोलुपता रह्या करे ते तृष्णा केहवाय अथवा पोतानी पास धन होय तो पण तेने सघरी राखी बीजा पासेथी बीजा धननी आशा करी मागवु तथा मुदलमा वधारो करवा धधो करवो ते स्वभावनु नाम तृष्णा केहेवाय एवा अति तृष्णावाळो होय छे ते दरिद्री केहेवाय छे अर्थात् जेने खावा पीवा न मळतु होय तेवा रक भीखारी जेवो तेने समजवो जेने पोतानो निर्वाह चाले एटलु पोतापासे होय तेम छतां जे वधारे वधारे भेळु करवाने उद्यमाथी उठी आरपो चोळतो प्रभातना पो होरमा हडी काढे छे तेज दरिद्री, तेज मूर्ख अने तेज पशु जेवो समजवो एक दृष्टात एवु छे के जेम कोइ एक कीडी केटलाक चोखाना दाणा एकठा करी लावी तथा गोळनी काकरीओ ताणी लावी, तेवामा कोइ प्रेरेली माखी साभरी आवी तेथी तेने ताणी लाववा गइ जता जता कोई

माणसे पेसाब कर्यो तेमां तणाई मांडमांड तेमांथी बची तोपण फरीने मरेली मांखीने लेवा गई, पण एटलेथी अटकीने पोताना दरपामे आवी नहि. तेम सिद्धांत ए के जे माणसना घरमां छए रस संपूर्ण भर्या होय तेम छतां तेने वावर्या विना नवा नवा रस मेळववा जाय अने तेमां घणुं दुःख पामे तो-पण ते तजे नहि, ते माणस नहि पण उपली कीडी जेवो समजवो. आ-वी रीते जे करवुं ते अति तृष्णा केहेवाय. एवी तृष्णावाळो विशाळतृष्ण केहेवाय अने तेज दरिद्री केहेवाय. जे ब्राह्मण होय तेणे तो तेवी तृष्णा राखवीज न जोइए. कह्युं छे के,

अरांतुष्टा द्विजा नष्टाः संतोषी च महीपतिः ।

जे ब्राह्मणो असंतोषी एटले तृष्णावाळा छे ते नाश पामेलाज सम-जवा अने जे पृथ्वीनो पति संतोषी छे एटले जे होय तेमांज संतोष राखी रहे छे ने कांई वधाराने इच्छतो नथी ते नाश पामेलो छे एम समजवुं.

संतोष जेने न होय ते नाश पामेलो छे एम प्रत्यक्ष जणाई रहे छे माटे ब्राह्मणे तो घरमां एकाद दिवसनुं अन्न होय तो बीजा धंधा उपर धावु न जोईए. तेणे तो संतोष राखीने ईश्वरनुं भजन करवुं जोईए. कदि घरमा खावानुं न होय तो दिवसनो एक पहोर ईश्वरनी भक्तिमां गाळीने त्यार. पछी पेट भरवानो धंधो करवो जोईए. आप्रमाणे शास्त्रोपण आज्ञा करे छे माटे जे तेनी आज्ञा न पाळे ते नीचमां नीच केहेवाय. आ उपरथी जेने घणी तृष्णा होय ते दरिद्री एम समजीने तृष्णानो त्याग करवो अने संतोष ग्रहण करवो एम समजवानुं छे. केम के—

संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसां ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावतां ॥

संतोषरूपी अमृतथी तृप्त थयेला शांतचित्तवाळाने जे सुख छे ते सुख आमतेम दोडता धनादिकनी लालच करनाराओने क्यांथी होय?

जेने सर्व वाते संतोष छे तेज श्रीमान् (लक्ष्मीवान्) छे. जेने घणुं अन्न भर्युं होय ते अन्नने नथी इच्छतो, जेने घणां वस्त्रो बांधेलां पड्यां होय ते वस्त्र नथी इच्छतो अने जेने घणुं धन पासे होय ते धनने इच्छतो नथी ए व्यवहारनी रीतिमां संतोषी गणाय छे. पण तेनी पेठे जेने अन्न वस्त्र के धन आदि कांईपण पासे न होय तेम छतां कशी पण इच्छा न करे तेम

खरो संतोषी केहेवाय तेने कोईपण वस्तुनी इच्छा थाय नहि न होय तोपण इच्छा न थाय एतो महा कठण काम छ परतु ज होय तेमां संतोष माने तोपण ते संतोषीन छे इच्छा करवी ते असतोष अने इच्छा न करवी ते संतोष संतोषथी जे सुख थाय छ ते अवधी छे तेमा पण ब्राह्मणने तो ए संतोष सुखनी साथे अतिशय पवित्रता आपनार छे केम के–

शुचिर्भूमिगत तोयं शुचिर्नारी पतिव्रता ।
शुचि॰ क्षेमकरो राजा सतोषी ब्राह्मण शुचि॰ ॥

पृथ्वी उपर रहेतु पाणी पवित्र छे, पतिव्रता स्त्री पवित्र छे, कल्याण करनारो राजा पवित्र छे अने संतोषवाळो ब्राह्मण पवित्र छे ।

आ उपरथी अेम न मानी बेसवु के ब्राह्मणज संतोष राखी शके अने तेज पवित्र जे संतोष राखे ते राखी शके अने जे राखे ते पण ते ब्राह्मणनी पेठे पवित्रज छे, अने जे अेवा पवित्र होय ते मानने लायक छे आ उपरथी एम समजवु के सौ संतोष राखवो जोईए केमके न संतोषात् पर सुख ( संतोषथी बीजु कोइ वधारे सुख नथी ) परतु ब्राह्मणनेमाटे आ सद्गुण वधारे उपयोगी छे अने तेणे ते राखवानी वधारे जरूर छे खरी

ज उद्यम न करे ते जीवते मुएलो छे आही उद्यम करवा योग्य वस्तु ईश्वर समजवा ईश्वर छ तेज वस्तु छ त विना बाकी जे कांई छे ते वस्तु नथी ए ईश्वरने ओळखवानो उद्यम करवो तेज खरो उद्यम छे बाकी धन कमावु घर चणाववु, दिकरा दिकरीना विवाह करवा मोटाइ मेळववा तथा नातमा नाम राखवा मोटा वरा करीने तथा लाणा करीने धामधुमथी धन खावरवु मोटा अधिकार मेळववा, दूर देशना देशाटण करवा अने ते शिवाय जे कांई जगतना प्रपच रचवा अन साचु खोटु करवु ते कांई खरो उद्यम केहेवाय नहि

श्री भागवतना एकादश स्कधमा कह्यु छे के मनुष्यने परमेश्वर पामवा कांई कठणनथी परतु द्रव्य पामवु ए घणु कठण छे केमके पेहेला तेने मेळवता दु ख थाय छे, तेने साचवता दु ख थाय छे, चोर चोरी जाय अथवा राजा दडी ले तेना विचारथी दु ख थाय छ, अने मोटा भोग वरा करता वरी जाय तो ओछु थयानी चिंता थाय छे एम अनेक दु ख धन मेळवना थाय छे एने मेळवता जे दुःख पडे छे ते विचारीये तो खरेखर आपणने उपर लखेलु खरु लागे॰ केटलाक तो धनना लोभनेमाटे अति दु ख देनारा अध

र्मनां काम करे छे ने पापथी डरता नथी अने परमेश्वरने पामवाने कांई पण प्रयत्न करता नथी. आवी रीते परम तत्वरूप परमेश्वर मेळववाने प्रयत्न नहि करतां बीजा प्रपंचो कर्या करे छे ते जीवते मुवा जेवाज छे माटे एवो बोध अहीं लेवो जोईए के बीजा प्रपंच नहि करतां परमेश्वरने ओळखवा प्रयत्न करवु. केम के तेने मेळवतां दुःख सर्व दूर थाय छे अने परमसुखनी प्राप्ति थाय छे.

जेनुं मन आशावगरनुं छे तेने राज्यादिकनुं सुख पण कांई गणतीमां नथी अने जे आशाना पाशमां सपडायेला होय छे तेओने गमे तेटलुं सुख छतां पण ते महादुःख भोगवे छे. जेनुं मन आशाने आधीन थयुं ते आखा जगतना गुलाम जेवो बने छे अने जेनुं मन आशावगरनुं छे ते सघळाने गुलाम बराबर गणी पोते परम आनंदमां रहेछे.

अने तेथीज निराशा ए अमृत जेवुं सुख आपनारी छे कह्युं छे केः—

आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखं ।

आशा एज परम दुःख छे अने निराशा एज परम सुख छे.

निराशा एटले कोईपण पदार्थनी आशा राखी न रेहेवुं ते. पिंगळा नामनी वेश्या ज्यारे पोतानी आशा पूर्ण न थई अने घणुं दुःख पामी त्यारे तेणे उपरनां वाक्य प्रमाणे आशा छे ते परम दुःख छे तथा निराशा छे ते परम सुख छे एम निश्चय करी आशानो त्याग करी सुखथी सुती. तेम जो आशानो त्याग करे छे ते सुखे सुवे छे. आशा राखनारने आखा जगतनुं दास थईने रहेवुं पडे छे परंतु जे आशाने दासी करे छे एटले आशाने जीते छे तेने आखु जगत् दासरूप छे. अर्थात् जेणे निराशाने ग्रहण करी तेज सुखी थाय छे अने ते सुख अमृतना जेवु छे. आ उपरथी दुःख देनारी आशानो त्याग करीने निराशाने ग्रहण करवी एवो बोध लेवानो छे.

---

पाशो हि को यो ममताभिधानः
संमोहयत्येव सुरेव का स्त्री ।
को वा महांधो मदनातुरो यः
मृत्युश्च को वापयशः स्वकीयं ॥ ६ ॥

## अर्थ

शिष्य–हे स्वामिन्! पाश कोने केहेवो?
गुरु–जेनु नाम ममता केहेवाय ते पाश जाणवो.
शिष्य–मदिरानी पेठे मोह कोण उपजावे छे?
गुरु–स्त्री छे ते मदिरानी पेठे मोह उपजावनारी छे
शिष्य–मोटो अंध कोण?
गुरु–जे कामदेवथी आतुर थयेलो होय ते
शिष्य–मृत्यु एटले शु केहेवाय?
गुरु–पोतानो अपयश थाय तेज मृत्यु केहेवाय

## टीका

जेनु नाम ममता केहेवाय ते पाश जाणवो गळामा दोरीनो टुंपो देवामां आवे छे तेने गळाटुंपो अथवा गळाफासो कहे छे ए गळाफासो एटले पाश समजवो ममता छे तेज ते पाश छे आ देह हु छु, मारा जेवो कोइ जगत्मा नथी, हुज विद्यावान् छु, हुज धनवान् छु, हुज रूपवान् छु हुज मोटो छु, हुज समजु छु, आ मारु धन आ मारु, धाम, आ मारी स्त्री, आ मारा पुत्र, आ मारो परिवार अने आ मारा सगा एम मनमां मानवु, नात जातमा तड पाडवा, नीचने नमवु पण बरोबरीयाने न नमवु अने पोतानु मान राखता अति दु ख अने अडचण पडे तो पण अभिमान मेल्वु नहि तेनु नाम ममता केहेवाय छे ए ममता छे तेज खरो पाश छे माटे आ उपरथी एम सार लेवानो छे के ममताने मली देवी जगतमा ममता छे तेज दु खनु मूल छे ममत्व टळ्यु एटले सर्व दु ख क्लेशनी निवृत्ति सहजमा थाय छे ममत्वथी खोटु ते साचु लागे छे, साचु ते खोटु लागे छे अध्यात्मादितापोने आपनार पण ममत्वज छे घणा घणा महाराजाओ रणसंग्राममा मराया छे अने मोटा राज्यो ढधा वली गया छे ते पण ममत्वथीज घणा घणा लोको धनादिकने मेली पोताना प्राणने पण यमपुरीना परोणा करे छे ते ममत्वथीज झाझु शु केहेवु पण आपणे जे अनेक जन्ममरणना फेरामा फसाईए छिए ए पण ममत्वथी ए ममत्व मटी गयु एटले महा सुखरूप दशानी प्राप्ति थाय छे माटे ममत्वना पाशने विवेकरूप कातरथी कापी नाखवो

स्त्री छे तेज मदिरानी पेठे मोह उपजावनारी छे. आटलामाटे मदिरा जेवी तो शुं पण मदिरारूप लखवामां पण वधारे पडतुं नथी. गोळ वगेरे पदार्थोमांथी बनती अपवित्र मदिरा घणी जातनी होय छे. ते मदिराओ जे अविवेकी लोको तेने ग्रहण करे छे तेनेज मात्र मोह उपजावे छे, परंतु स्त्रीरूप मदिराए तो आखा जगतनेज देखवामात्रमां मोह पमाडयु छे मोहमां मूर्छा पमाडी देनारा घणा पदार्थो आ स्त्रीनी आगळ हलका पडे छे. केमके ते पदार्थो खावा विगेरे उपयोगमां आव्याथीज पोतानु बळ देखाडे छे परंतु आ तो दर्शनमात्रमांज सर्वने मोहित करे छे. स्त्रीना दर्शनथी मोह पामेला, विद्वान् छतां मूर्ख बने छे, चतुर छतां भान भूले छे, मनुष्य छतां वानर थई जाय छे, देखतां छतां कांई जोई शकता नथी, श्रवणशक्ति छतां कांई सांभळी शकता नथी. मात्र खातां पीतां, उठतां बेसतां, अने सर्व व्यवहारमां ए मादक वस्तुनेज आगळ तरती जोया करे छे. आ केटलो बधो मोह छे ' खावाना पदार्थोनो मोह तो घडीये बे घडीये के एकाद दिवसे उतरे अने कोइ अपस्मार जेवा रोगथी थयेली गांडाइ बे चार दिवसे पण मटे परंतु स्त्रीना दर्शनथी लागेलो मोह तो बाळकथी मांडीने घरडा सुधी मरणपर्यंत छोडतो नथी. अरेरे एटलेथीज क्यां छुटको छे ? एना मोहना तो एवा झपाटा लागे छे के अन्य जन्ममां पण तेनी असरथी घणां घणां दुःखनुं पात्र थवुं पडे छे अने मनुष्यजन्मथी करी लेवानु शुभ कार्य रखडी पडे छे के जेनेमाटे बीजीवार वारो आववानी आशा राखी शकाती नथी. विद्वान अने मूर्ख ए सर्व ने, ए स्त्रीरूप मायाथी थयेलो मोह क्षणवार पण सद्विचार करवा दे तो एना जेवो कोई भाग्यशाळी नाहि. अहो हाडका-चामडाथी बनेलां पूतळामां आ केवी मादकता के जेणे आखा जगतने पोताना पाशमां लइ लीधुं छे ? ए वस्तुने मेळववी, तेने उपयोगमां लेवी, तेनुं संरक्षण करवुं, अने एने दुःखे दुःखी अने एने सुखे सुखी थईने कुंभारना चाकडानी पेठे फर्या करवुं एवी स्थिति आ जगतमां कया माणसनी नथी थई ? साधारणनी तो वातज नहि पण महा तपस्वी अने विचारवान पुरुषो पण ए मादक वस्तुथी क्षणवार पण मोह पाम्या छे, अने ईश्वरावतारो पण तेनाथी दूर रही शक्या नथी. वधारे दाखलानी कांई आंखे प्रत्यक्ष देखाती वातमां जरुर पडे तेम नथी. वधारे तो शुं पण निर्विकार परमात्मा पण पोतानी मायाशक्तिने वश थई गयेला जेवा

जणाय छे तो प्राणीवर्गनी तो वातज शी करवी ? सारांश ए के स्त्रीजातना जेवो मोह बीजी एके वस्तु करती नथी स्त्रीनी वात, स्त्रीना दर्शन, स्त्रीना चित्र, अने स्त्री जेमां मुख्य होय तेवा समाज विगेरेमां सर्वनी प्रवृत्ति थाय छे एटलुज नहि पण खानपान विगेरे पण ते कारण सह विसरी जवाय छे ते तेना मोहकपणाथीज मोटा राजाओ पोताना राज्यपाट खोई बेठा छे, महा तपस्वीओ पोताना तपने खोई बेठा छे, अने पतंग जेम अग्निमां पडी नाश पामे तेम ए स्त्रीना संसर्गथी थयेला मोहथी मरणरूप पाशमां पडी घणा नाश पाम्या छे गृहस्थ* थया होय, तेने कार्यपरत्वे स्त्रीरूप मादकपदार्थनो अंगीकार अने ते उपर प्रेम संसारमां अनुचित गणातो नथी, पण ते पक्षमां पण विवेकदृष्टिथी जोवानी बहु जरूर छे परंतु तेथी व्यतिरिक्त आश्रमवाळाने तो स्त्रीसंबंधी वातो पण कानपर लेवानी के तेना चित्रो पण जोवानी जरूर नथी तो पछी प्रत्यक्ष जोवानी तो वातज शी करवी ? केम के ए एवो मोहक पदार्थ छे के सघळी जातनो विवेक भुलावीने जादुनी पेठे मनने खेंची लई भूल खवरावे छे आम थवानु कारण शु हशे ते जाणवु काई कठण नथी आगळ जे छ शत्रुओ कह्या छे तेमांनो पेहेलो शत्रु जे काम छे ते काम स्त्रीरूप मोहक पदार्थमां मोह करावे छे माटे ते पदार्थ उपर क्रोध नहि करतां क्रूर स्वभावना कामनेज सीक्षा करी तेने गाळी नाखवो अथवा तो तेने ईश्वरपदनी प्राप्ति जेवी शुभ इच्छारूप करी देवो मननी दुष्ट भावनानेलीधे सुंदरता, प्रियता, अने उपयोगीपणु मानवामां जे भूल थाय छे तेमां सामी वस्तुनो शो अपराध छे ? महात्मा उदार पुरुषो आटलामाटे पोतानी कामना सर्वनो नाश करीने एवी वस्तुनी भावना करताज नथी पण अरे आवा महात्मा विवेकी पुरुषो जगतमां घणा थोडा जोवामां आवे छे केम के स्त्रीरूप मोहक मदिराए महात्माओनो पाक

* गृहस्थाश्रममां रहेनारे ते आश्रमना धर्म पाळवामाटे पाणिग्रहण करवु पडे छे तेने तेम थया पछी परस्पर ममता अने एकत्र रहेवु पडे छे ते ते आश्रम चालवाना पक्षमां सांसारिक रीतना सुखरूप छे अने तेम थवु जोईएज पण अति आसक्ति अथवा विवेक वगर ? आम तथा तेमां दुःख क्लेश अने जन्म मरण प्राप्त थाय छे तेतो प्रसिद्धज छे माटे ब्रह्मचर्याश्रमवाळाएपण साधनयुक्त थई गृहस्थ गृहने आश्रये धार्मिकने जीती पछी निरासक्त थई ते संसारथी छुटवानु लक्ष राखवु जोईए निरंतर पडी मोहना कुवामां पड्या रह्या तो पाछो तेमांथी निकळवानो वारो क्यारे आवशे ते निश्चय नथी

घणो ओछो करी नांखेलो छे. एटलामाटे केहवानी जरूर छे के ए मोहक मदिरारूप स्त्री गमे तेवी करूपडी नीच कुलनी अने सुगामणी हशे तोपण ते भुलाव्या विना रेशे नहि तो रूपवान स्त्रीनी तो वातज शी करवी? जेओ लाज मर्यादावाळी स्त्रीओ होय छे तेओ तो बहार फरती नथी अने कोइने मुख देखाडती नथी परंतु निलज्ज अने मर्यादा वगरनी होय छे तेओ चारे कोरे भाटक्या करे छे तेथी नजरे पडवानो संभव छे. तेमाटे गमे तेवी स्त्री होय ते अपवित्र मदिराना जेवी मोहक जाणी तेनी सामु पण जोवुं नहि. जेओने परिपूर्ण विवेकदृष्टिथी भेदबुद्धि टळी न होय तेओना अंतःकरणमांथी कामनाओ नीकळती नथी, अने तेनेलीधे इंद्रियोना भोगोमां अभिरुचि निरंतर वधतीज रहे छे. आवा भोगनी इच्छावाळाओ सघळु देखतां छतां अंध बनी जाय छे. आटलुंज नहि पण पोताना हृदयचक्षुने पण तेओ फोडी बेसे छे. ज्यारे हृदयचक्षु फूटयु त्यारे पछी, पाप पुण्य के सारु नरतुं कांइ तेओने सूजतुं नथी अने चारे कोरे ठेसो खाता भुंडेहाले आथड्या करे छे. आवाओ स्त्रीरूप मदिराना मोहथी कोइ रीते बची शकता नथी. जेओ जगतनी उपर मोटो उपकार करनारा तपस्वी अने जेओ सर्व भोगोथी भरेला होय छे तेवाने पण स्त्रीरूप मदिरा मोह करी दे छे त्यारे उपरना पामर प्राणीनी शी वात? पाराशर, इंद्र, चंद्र, अने विश्वामित्र जेवाओ के जेना पराक्रमनो सहस्रांश पण कोईथी थाय नहि तेओनी इतिहासमां अपकीर्ति आपणे कांइक सांभळीये छिये तेपण ए स्त्रीरूप मदिराना मोहकपणाथीज. ए मोहिनीथी मोह पामेला पामर मनुष्य प्राणीओ केवां केवां पाप करे छे तेनो टुको दाखलो एक लख्यो छे.

भारतखंडमांहिना वागड देशमां एक कोई राजानो कारभारी घणोज कामी हतो. काळनी प्रबलताथी पोतानी स्त्रीने गर्भ रह्या छतां पण ए अविवेकी अंध तेना संयोगथी विराम पाम्यो नहि. एटलुज नहि पण बाळकना जन्मथी तेनी माताना स्तनमां भरायेलुं दुध धवाई जवाथी ते ग्रंथीओ उपभोगजेवी नहि रहे विगेरे हाडका चामडाना नीच विचारोनुं निरंतर स्मरण करनार ते अभागीए प्रसूतिकालनो समय प्राप्त थतां बालकने जोर जुलमथी मारी नाखवानी फरज पाडी अने तेम नहि करे तो स्त्रीने पण त्याग करवानी बीक देखाडी, जेथी तेने आधीन थईने टुकी बुद्धिनी स्त्रीए ते नीचं काम कर्युं. शिव शिव! केवुं साहस, केटलुं अज्ञान, अने केवो

( अपूर्ण. )

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ. વૈશાખ, સંવત ૧૯૫૫ અંક ૭ મો



## ॥ यतो धर्मस्ततो जय ॥

### अवसर न आववाविषे

पद

અવસર વીત્યો નહિ આવે,—અવ
પળની ખબર નથી પડતી આ, લોક સહુ સમજાવે,—અ
બાળપણામા રમત ગમતમા, રહિ રંગખાણ મચાવે,
તરુણપણામા તરુણી તુને, નૌતમ નાચ નચાવે,—અ૦
વૃદ્ધપણે પરવશતા પીડે, ચિંતા ચિત્ત તપાવે,
કાળ અકાળે આવી પડતા, ક્યા બળ કોઇ બચાવે ?—અ૦
કૂડ કપટ છળનાળા કર્મો, કોને કાજ કરાવે,
તન મન જન બળ બુદ્ધિતણુ તુ, શુ અભિમાન ધરાવે ?—અ૦
ચંચળ ચિત્ત ચપળ આ કાયા, દુખ અનેક બનાવે,
પથ ગ્રહણ કર પુણ્ય થવાનો, દાન દયા કર દાવે,—અ૦
માનવજન્મ અમૂલ્ય મળ્યો તે શીદ વૃથા વણસાવે,
ભજ હરનાગર કેશવ હરિગુણ, કેમ ભજેવ ન ભાવે ?—અ૦

---

### सतुष्टपणाविषे

शार्दूलविक्रीडित

આવ્યો ઉત્તમ જન્મ શુદ્ધ કુળમા, સત્તા ભલી સાંપડી,
રે આનંદ સદાય તે ઉચ્ચને, આપી ગયો આપણું,
કીધા કર્મ, કરે પવિત્રપણથી, કીર્તિ કરી લોકમા,
મોંઘો માનવ જન્મ આ સફળ છે, શાને રહુ શોકમા ?
પાળ્યો ધર્મ પવિત્ર મર્મ સમજી, ચાલ્યો સદાચારમા,
શોધ્યો સાર વિચાર ને વિનયથી આ શ્રેષ્ઠ સંસારમા,
રાખ્યા છે પ્રિય ચંદ્રચૂડ ચરણો, આ ચિત્તના ચોકમા,
મોંઘો માનવજન્મ આ સફળ છે, શાને રહુ શોકમા ?

# सत्यमूर्ति महाराजा हरिश्चंद्रनी सत्यता.

( સબંધ પાને ૧૦૯ થી )

આ પ્રમાણે હરિશ્ચંદ્રનું વચન સાંભળી વિશ્વામિત્રે હસીને તે સમયે તેને કહ્યું કે–"હે ભાગ્યશાળી રાજા! આ તીર્થ પુણ્યકારી, પવિત્ર અને પાપનો નાશ કરનાર છે; માટે અહી સ્નાન કરો અને પિતૃઓનું તર્પણ કરો. આજ ઘણો પવિત્ર સમય છે; માટે આ પવિત્ર તીર્થમાં નાહીને તમારી શક્તિ પ્રમાણે દાન દીઓ. 'જે ધણી મહાપવિત્રતીર્થમાં આવીને નાહ્યાવિના જાય, તે જન્માંતરમાં આત્મહત્યા કરે એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે; એટલા માટે આ ઉત્તમ તીર્થમાં નાહીને તમારી શક્તિ પ્રમાણે' પુણ્ય કરો પછી હું તમને માર્ગ દેખાડીશ એટલે તમે નગરમાં જજો. હે સૂર્યવંશી રાજા! તમે દાનથી રાજી કર્યો એટલે પછી માર્ગ દેખાડવા સારૂ હું તમારી સાથે આવીશ."

આ પ્રમાણે મુનિનું કપટ ભરેલું વચન સાંભળી રાજા લુગડાં ઊતારીને નદીમાં વિધિ સહિત નાહવા સજ્જ થયો. મુનિના વચનથી મોહ પામી ઘોડાને ઝાડની સાથે બાંધીને અવશ્ય ભાવિ પદાર્થના યોગને લીધે રાજા તેમને વશ્ય થઇ ગયો. રાજાએ સ્નાનવિધિ કરી પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરીને વિશ્વામિત્રને કહ્યું કે "હે સ્વામિ! હવે હું તમને દાન આપીશ. ગાય, પૃથ્વી, સોનું, હાથી, ઘોડા, રથ, વાહન કે બીજું પણ જે કાંઇ લેવાની તમારી ઇચ્છા હોય તે હમણાં આપું. મારે ન દેવા જેવી કોઇ વસ્તુ નથી એવો મારો પેહેલાંનોજ નિયમ છે. એ નિયમ મે રાજસૂય નામના ઊત્તમ યજ્ઞમાં મુનિઓની સમક્ષ પણ લીધેલો છે. એટલા માટે, આ ઊત્તમ તીર્થમાં તમે મળ્યા છો તો હવે જે તમારી ઇચ્છા હોય તે કહો તમે જે કેહેશો તે હુ આપીશ."

વિશ્વામિત્ર કેહે છે.—હે રાજા! પૃથ્વીમાં પ્રથમ મે તમારી મોટી કીર્ત્તિ સાંભળી છે અને વસિષ્ઠે પણ મારી પાસે વાત કરી છે કે 'હરિશ્ચંદ્ર જેવો બીજો કોઇ પણ પૃથ્વીમાં દાતા નથી. સૂર્યવંશનો હરિશ્ચંદ્રરાજા સર્વ રાજાઓમાં ઊત્તમ છે. તેના જેવો દાતા થયો નથી અને થશે પણ નહીં. ત્રિશંકુના પુત્ર હરિશ્ચંદ્ર જેવો પૃથ્વીમાં કોઇપણ મોટો ઉદાર નથી.' એટલામાટે હે રાજા! આજ હું તમારી પાસે માગુ છું કે મારા દીકરાનો વિવાહ કરવાનો છે તો તેનેવાસ્તે ધન આપો.

હરિશ્ચંદ્ર કહે છે—હે બ્રાહ્મણોમા ઉત્તમ ! સુખેથી વિવાહ કરો તમારા માગવા પ્રમાણે આપીશ તમે જેટલા ધનને ઇચ્છતા હશો તે હુ અવશ્ય પુરતી રીતે આપીશ

આ પ્રમાણે રાજાના વચન સાભળી ઠગવામા તત્પર થએલા વિશ્વામિત્ર મુનિએ ગાન્ધર્વી માયા પ્રકટ કરીને રાજાને એક સુન્દર પુત્ર અને નવયૌવના કન્યા દેખાડયા દેખાડીને કહ્યુ કે "હે રાજાઓમા ઉત્તમ ! આ વર કન્યાનો હમણા વિવાહ કરવાનો છે તમે કે જે ઉત્તમ ગૃહસ્થ છો, તેમને આજ બ્રાહ્મણના દીકરાદીકરીનો વિવાહ કરી દેવાથી રાજસૂય કરતા પણ અધિક પુણ્ય થશે " આ પ્રમાણે વિશ્વામિત્રનુ વચન સાભળી તેમની માયાથી મોહપામેલો રાજા 'હા હુ આપીશ' એટલુજ બોલ્યો, બીજુ કાઈપણ બોલ્યો નહીં પછી વિશ્વામિત્રે માર્ગ દેખાડતા રાજા પોતાના નગરમા ગયો વિશ્વામિત્ર પણ રાજાને ઠગીને પોતાના આશ્રમમા ગયા પછી વિવાહને વિધિ પુરો કરી વિશ્વામિત્રે અયોધ્યામા આવીને તે સમયે અગ્નિહોત્રની શાળામા ઉભેલા રાજાને કહ્યુ કે "હે રાજા ! આજ આ અગ્નિહોત્રની વેદિમાજ મને જે જોઇએ છે તે દાન આપો " રાજાએ કહ્યુ કે "હે બ્રાહ્મણ ! તમારે શુ જોઇએ છે તે કહો જે જોઇતુ હશે તે ન દેવા જેવુ હશે તોપણ આપીશ હમણા આ સસારમા યશ મેળવવાની ભારે જરૂર છે જે માણસ વૈભવ પામ્યા છતા પણ પરલોકમા સુખ આપનાર શુદ્ધ યશને મેળવે નહીં તેનુ જીવવુ વ્યર્થ છે "

વિશ્વામિત્ર કહે છે—'હે મોટા રાજા ! આ અત્યત પવિત્ર વેદિના મધ્યમા વરને હાથી, ઘોડા, રથ અને રત્નોથી ભરપૂર સઘળી સામગ્રીઓવાળુ તમારુ રાજ્ય આપો "—મુનિનુ વચન સાભળી તેમની માયાથી મોહ પામેલા રાજાએ દૈવયોગને લીધે કાઈપણ વિચાર કર્યા વગર 'આપુ ' એમ કહ્યુ અને અતિ કઠોર વિશ્વામિત્રે 'લીધુ ' એમ કહ્યુ પછી વિશ્વામિત્રે કહ્યુ કે "હે રાજેન્દ્ર ! હે મોટી બુદ્ધિવાળા ! આ દાનમા જેવી જોઇએ તેવી દક્ષિણા આપો જે દાન દક્ષિણા વગરનુ હોય તે નિષ્ફળ થાય છે, એમ મનુએ કહ્યુ છે, માટે દાનને સફળ કરવા સારૂ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે દક્ષિણા આપો " વિશ્વામિત્રનુ વચન સાભળી બહુજ વિસ્મય પામેલો રાજા બોલ્યો કે "હે સ્વામિ ! હમણા મારે કેટલુ ધન આપવુ તે કહો હે મહારાજ ! દક્ષિણાના નિશ્ચયનુ જે પ્રમાણ હોય તે કહો હે

તપસ્વી ! તમે નિશ્ચિંત રહો. દાનને પરિપૂર્ણ કરવા સારૂ હું પુરતી દક્ષિણા આપીશ." રાજાનું વચન સાંભળીને વિશ્વામિત્ર બોલ્યા કે "હમણાં અઢી ભાર સુવર્ણ રૂપ દક્ષિણા આપો." રાજાએ 'આપીશ' એમ કહ્યું. પછી પોતાની પાસે ધન નહીં હોવાથી 'આ મે શું કરયું' એમ રાજાને મોટો વિસ્મય થયો. આ સમયેજ એ રાજાની સેનાવાળાઓ કે જેઓ માર્ગ ભુલાઇ જવાને લીધે વનમાં રાજાથી છુટા પડયા હતા તેઓ શોધતા શોધતા આવ્યા અને ત્યાં વ્યગ્ર થએલા રાજાને જોઇ મળવાના આનંદથી ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. સેનાવાળાઓની વાત સાંભળી કાંઈ પણ શુભ અશુભ નહીં બોલતાં પોતે કરેલા કામનો વિચાર કરતો રાજા પોતાના અંતઃપુરમાં ગયો. 'જેમાં આ સર્વસ્વ આપી દેવું પડયું એવા દાનનો મેં કેમ સ્વીકાર કરયો. વગડામાં જેમ લુટારાઓ ઠગી જાય તેમ બ્રાહ્મણે મને ઠગી લીધો. તપસ્વી બ્રાહ્મણે સહસા મને ઠગી લીધો. દૈવના કૃત્યની ખબર પડતી નથી. હાય દૈવ ! હવે શું થશે' એવી ચિંતામાં પડેલો રાજા વિકલ થઇને ઘરમાં આવ્યો. પતિને ચિંતામાં પડેલો જોઇ રાણીએ તેના કારણ વિષે પુછ્યું કે "હે સ્વામી ! તમે કચવાએલા કેમ જણાઓ છો. હમણાં શી ચિંતા છે તે કહો. આપણો દીકરો વનમાંથી આવ્યો અને વળી તમે રાજસૂય પણ કરી લીધો; તે છતાં શા માટે શોક કરો છો. શોકનું જે કારણ હોય તે કહો. તમારો ક્યાંય દુબળો કે બળવાન્ કોઇ પણ શત્રુ નથી. વરૂણ દેવ પણ સંતોષ પામ્યા છે. પૃથ્વીમાં તમે સઘળાં કામ કરી લીધાં છે તે છતાં શા માટે શોક કરો છો. ચિંતાથી દેહની ક્ષીણતા થાય છે અને ચિંતા સમાન કોઇ પણ દુઃખ નથી, માટે હે રાજાઓમાં ઉત્તમ! હે વિચક્ષણ ! ચિંતા છોડી દીઓ અને સ્વસ્થ થાઓ" આ પ્રમાણે સ્ત્રીનું પ્રીતિ ભરેલુ વચન સાંભળ્યું તો પણ રાજાએ પોતાની ચિંતાનું કાંઇપણ શુભ કે અશુભ કારણ કહ્યુ નહીં. ચિંતાથી ઘેરાએલા રાજાએ ભોજન કર્યું નહીં અને શયનમાં સુતો તોપણ તેને નિદ્રા આવી નહી. સવારમાં ઉઠીને એ ચિંતાથી પીડાએલો રાજા સંધ્યા આદિ ક્રિયા કરતો હતો તેટલી વારમાં વિશ્વામિત્ર આવ્યા. એ સર્વસ્વ હરી લેનારા મુનિએ દ્વારપાલ પાસે ખબર કહેવરાવી. અંદર આવીને, વારવાર પ્રણામ કરતા રાજાને કહ્યું કે "હે રાજા ! તે વચનથી આપવા સ્વીકારેલું રાજ્ય અને તેની દક્ષિણારૂપ સુવર્ણ મને દે. હવે તારૂં વચન સત્ય કર" રાજા બોલ્યો કે "હે સ્વામી ! હે વિ-

સ્વામિન! રાજ્ય કે જે હુમણા મે તમને આપી દીધુ છે તે છોડી દઇને હુ બીજા સ્થળમા જઇશ તમે ચિતા નહીં કરો ' હે મહારાજ! તમે મારૂ સ- ર્વસ્વ શાસ્ત્ર રીતિ પ્રમાણે લઇ લીધુ છે, માટે દાન ઉપરની સુવર્ણરૂપ દક્ષિણા આપવામા હુમણા હુ અશક્ત છુ હુમણા સઘળુ રાજ્ય તમને આપી દઉ છુ, પણ તેના ઉપરની દક્ષિણા તો કાળના યોગથી જ્યારે પાછુ મારી પાસે ધન આવશે ત્યારે આપીશ " રાજાએ મુનિને એ પ્રમાણે કહીને પછી પો તાના પુત્રને અને રાણીને કહ્યુ કે "આ બ્રાહ્મણને વેદીમા ઉભીને મે નાના હાથી, ઘોડા, રથ, રત્ન અને સુવર્ણોથી ભરપૂર મોટુ રાજ્ય આપી દીધુ છે ત્રણ શરીર વિના બીજુ સઘળુ આપી દીધુ છે માટે હુ અયોધ્યા છોડીને કોઇ ઘાટા વનમા જઇશ સઘળી સમૃદ્ધિવાળા આ રાજ્યને વિશ્વામિત્રમુનિ ભલે સારીરીતે ભોગવે " વિશ્વામિત્રને માન આપતો એ મહાત્મા હરિ શ્ચંદ્ર રાજા પોતાના પુત્રને અને સ્ત્રીને એ પ્રમાણે કહીને પોતાના ઘરમાથી બહાર નીકળ્યો રાજાને જતો જોઇ ચિંતાથી આતુર વચનવાળા અને શોક મોઢાવાળા તેના સ્ત્રી અને પુત્ર, બન્ને તેની પછવાડે ચાલ્યા તેઓને જતા જોઇ નગરમા મોટો હાહાકાર વ્યાપી ગયો અયોધ્યામા રહેનારા ઘણા પ્રાણિઓ કોલાહલ કરવા લાગ્યા કે "હાય હાય! હે રાજા! તમે શુ કામ કર્યું આ કલેશ ક્યાથી આવ્યો પોતાનુ સારેશુ કરનારા જે તમને ઠગ્યા છે " રાજાને રાણી અને મહાત્મા પુત્રની સાથે એ સ્થિતિમા જતો જોઇ ગામમા સર્વ વર્ણો તે સમયમા દુઃખ પામ્યા દુઃખથી પીડાએલા બ્રાહ્મણ આદિ વર્ણો વિશ્વામિત્રને 'દુરાચાર અને ધૂર્ત છે' એમ કહીને ધિ ક્કારવા લાગ્યા એ નગરમાથી બાહાર નીકળીને વિશ્વામિત્રે વનમા જતા રાજાને મળીને કઠોર વચન કહ્યુ કે 'હે રાજા! મને સુવર્ણરૂપ દક્ષિણા આ પીને પછી જજે" જો તુ એમ કેહે કે 'હુ દેવા સ્વીકારેલુ સોનુ નહીં આપુ ' તો હુ એ સોનું છોડી દઉ છુ તારા હૃદયમા લોભ હોયતો સઘળુ રાજ્ય પાછુ લે અને તુ આપી દીધેલુ છે એમ માનતો હોય તો દક્ષિણા દેવાનુ જે સ્વીકાર્યું છે તે પણ દે " અત્યત શોક ચિત્તવાળા હરિશ્ચંદ્ર રા જાએ, ઉપર પ્રમાણે બોલતા વિશ્વામિત્રને પ્રણામ કરી સામા હાથ જોડીને નીચે પ્રમાણે કહ્યુ

હરિશ્ચંદ્ર કહે છે—હે મુનિઓમા ઉત્તમ! હે સારા નિયમોવાળા! હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે તમને સુવર્ણ આપ્યાવિના અન્નનુ ભોજન નહીં કર

ચિંતા છોડી દ્યો. હે સ્વામી ! હું કે જે સૂર્યવંશમાં ઉત્પન્ન થએલ, રાજસૂયનો કરનાર અને મનુષ્યોને મનવાંછિત આપનાર ક્ષત્રિય રાજા છું તે યદૃચ્છાથી આપીને પછી ના કેમ પાડું. મારા ઉપર જે ઋણ છે તે મારે અવશ્ય આપવું છે. તમે નિશ્ચિત રહો. તમે મનથી ઇચ્છેલું સુવર્ણ હું આપીશ પણ મને ધન મળે ત્યાં સુધીના સમયની વાટ જુવો.

વિશ્વામિત્ર કેહે છે—હે રાજા ! તારાં રાજ્ય, ભંડાર અને સૈન્ય કે જે ધનનાં સાધન હતાં તે ગયાં તો હવે પછી તને ધનની પ્રાપ્તિ ક્યાંથી થશે ? તને હવે ધનની આશા વૃથા રેહે છે. હું શું કરૂં. તું કે જે નિર્ધન છે તેને લોભથી પીડતાં મને લાજ થાય છે, માટે હમણાં તુ 'નહી આપું' એમ કહી નાખ્ય એટલે હુ મોટી આશા છોડી દઇને જ્યાં મને ગમે ત્યાં જાઉં.

ચાલ્યાજતા રાજાએ આ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી તમને ઉત્તર આપ્યો કે "હે મહારાજ ! ધીરજ રાખો. હુ ગમે તેમ કરીને પણ આપીશ. મારો, મારી સ્ત્રીનો અને મારા પુત્રનો દેહ હજી સ્વાધીન છે તો દેહોને વેચીને પણ હુ તમને ઋણ આપીશ. હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! અયોધ્યા પુરીમાં કોઇ અમારો ગ્રાહક થતો હોય તો જુવો. નહીંતર હુ કાશીમાં જઇ ત્રણે દેહને મૂલ્યથી આપીને દાસ થઇએ એટલે તમે અઢીભાર સોનુ લઇને સંતુષ્ટ થજો.' આમ બોલતો હરિશ્ચંદ્રરાજા પોતાની સ્ત્રી અને પુત્ર સહિત કાશીપુરીમાં ગયો કે જ્યાં પાર્વતીજીની સાથે સાક્ષાત્ સદાશિવ રહ્યા છે. મનને આનદ આપનારી તે નગરીમાં જઇને રાજાએ કહ્યું કે "આ સુંદર નગરીનાં દર્શન થવાથી હુ કૃતાર્થ થયો છુ." પછી ગગાજીની પાસે આવી નાહી દેવઆદિનું તર્પણ તથા દેવપૂજન કરીને તેણે જવાને વાસ્તે માર્ગ જોવા માંડયો. દિવ્ય કાશીપુરીમાં પ્રવેશ કરીને તે રાજાને વિશ્વાસ આવ્યો કે 'આ નગરી કોઇ મનુષ્યની નથી પણ સદાશિવની છે; માટે અહીં કાંઇક સારૂં થશે' દુઃખથી પીડાએલો એ રાજા સ્ત્રીની સાથે કાશીમાં પગે ચાલ્યો જતો હતો. ત્યાં દક્ષિણા લેવા સારૂ પાછળ આવેલા વિશ્વામિત્ર તેના જોવામાં આવ્યા. તેમને આવેલા જોઇ વિનયથી નમી હાથ જોડીને હરિશ્ચંદ્રે કહ્યું કે "હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! આ મારા પ્રાણ, મારી સ્ત્રી અને મારો પુત્ર છે તેઓમાંથી તમારે જેનું કામ હોય તેને લીઓ. બીજું પણ જે કાંઇ અમારૂં કામ હોય તે આપે કેહેવું જોઇએ.

વિશ્વામિત્ર કહે છે—તમે મને દક્ષિણા આપવાની એક મહિનાની અવધિ કહી હતી, માટે જો તમારા વચનનું તમને સ્મરણ હોય તો આજે એ અવધિ પૂરી થવાને લીધે મને દક્ષિણા દેવી જોઈએ

હરિશ્ચંદ્ર કહે છે—હે મહારાજ! હે જ્ઞાન તથા તપના બળવાળા! હજી અવધિ પૂર્ણ થઈ નથી પણ તેમાં અરધો દિવસ બાકી છે, માટે તે પૂરા થવાની વાટ જુવો વધારે વાટ જોવાની નથી

વિશ્વામિત્ર કહે છે—હે રાજા! ત્યારે ઠીક હું આવતી કાલે આવીશ પછી જો તે સમયે તું નહીં આપે તો હું તને શાપ દઈશ

આ પ્રમાણે કહીને વિશ્વામિત્ર ગયા પછી રાજા ચિંતા કરવા લાગ્યો કે "મેં જે સ્વીકારી છે તે દક્ષિણા હું વિશ્વામિત્રને શી રીતે આપી શકીશ મને ધન આપે એવા સંપત્તિવાળા મિત્રો મને આ નગરીમાં ક્યાંથી મળે અને બીજી રીતે મને હમણા ધન ક્યાંથી મળે રાજાને પ્રતિગ્રહ કરવાનો દોષ છે, માટે માગથી માગવાનું પણ શી રીતે બની શકે ધર્મશાસ્ત્રોમાં દાન, અધ્યયન અને યજન એ ત્રણજ રાજાઓની વૃત્તિઓ છે એમ નિશ્ચય કરેલો છે દક્ષિણા આપ્યાવિના જો હું એમજ પ્રાણ છોડી દઉં તો બ્રાહ્મણનું ધન ન આપવાના પાપને લીધે મારે નિરયમાં નીચ કીડો થવું પડે, અથવા પ્રેત થવું પડે, માટે તે કરતા શરીરને વેચવું એજ સારૂં છે" આ પ્રમાણે રાજાને વ્યાકુળ, શોક, ચિંતા કરતો અને મોહોડું નીચું કરી ઉભેલો જોઈને તેની આંખો આંસુથી ગદ્ગદ્ વાણીવાળી તે સમયે કહ્યું કે "હે સ્વામી! ચિંતા છોડી દ્યો અને સ્વધર્મ પાળો સત્યથી રહિત થએલો મનુષ્ય, પ્રેતની પેઠે ત્યાગ કરી દેવા યોગ્ય થાય છે હે પુરૂષોમાં સિંહ તુલ્ય! પુરૂષોને સત્ય પાળવાથી અધિક બીજો કોઈ પણ ધર્મ નથી એમ વિદ્વાનો કહે છે જેનું વચન મિથ્યા થાય તેની અગ્નિહોત્ર, અધ્યયન અને દાન આદિ સઘળી ક્રિયાઓ વ્યર્થ થાય છે સત્ય બોલનારા બુદ્ધિમાન પુરૂષો સંસારમાંથી અત્યંત તરે છે, અને ખોટું બોલનારા અજિતેંદ્રિય પુરૂષો નરકમાં પડે છે, એમ ધર્મશાસ્ત્રોમાં કહેલું છે એક રાજા રાજસૂય તથા સો અશ્વમેધ યજ્ઞ કરીને સ્વર્ગમાં ગયો હતો પણ એકવાર ખોટું બોલવાને લીધે ત્યાંથી ભ્રષ્ટ થયો હતો" આ પ્રમાણે સ્ત્રીના વચન સાંભળી રાજા બોલ્યો કે "આપણા વંશની વૃદ્ધિ કરનારો આ એક પુત્ર છે તેથી તેને વેચવો એ શાસ્ત્રવિરૂદ્ધ છે અને સ્ત્રીને પણ વેચવી નહીં એવી શાસ્ત્રની આજ્ઞા છે, માટે હું હું '

તું ડાહાપણની વાતો કરે છે પણ આવા સંકટમાં મારે શું કરવું તે તુંજ કહે." સ્ત્રી બોલી કે "હે રાજા! તમારૂં વચન મિથ્યા નહીં હોવું જોઈએ એટલામાટે મને વેચીને બ્રાહ્મણને દક્ષિણા આપો. પુત્ર ઉત્પન્ન થાય એજ સ્ત્રીઓને રાખવાનું ફળ છે તો એ ફળ તમને થઇ ચુકુ છે; માટે હવે મને રાખવાનું ફલ નથી." આ વચન સાંભળી રાજા મૂર્છા પામી ગયો. પાછી સજ્ઞા આવતાં અત્યંત દુઃખથી વિલાપ કરવા લાગ્યો. કે 'હે પ્રિયા! તું મને આમ કહે છે એ મોટું દુઃખ છે. હું કે જે પાપી છું તે પ્રેમ ભરેલાં મંદહાસ્ય સહિત તારાં ભાષણોને ભુલી ગયો એમ તું માને છે કે શું. હાય હાય. હે સ્વચ્છ હસવાવાળી! તારે આવું બોલવું જોઇએ કે? તું આ ન, બોલવાનું વચન કેમ બોલે છે" સ્ત્રીને વેચી નાખવાનું જેને મન થતુ ન હતુ એવો રાજા એટલા વચન બોલી મૂર્છાથી અત્યંત ઘેરાઇને ધરતીપર પડી ગયો. મૂર્છાથી ધરતીપર સુતેલા તે રાજાને જોઇ બહુજ દુઃખ પામેલી તેની રાણી દયામણી રીતે વિલાપ કરવા લાગી કે "હે મોટા રાજા! હાય. આવુ સંકટ કોના કોપથી આવ્યું કે જેને લીધે, ઉત્તમ શયનમાં સુવા યોગ્ય તમે આ સમયે રાંકની પેઠે ધરતીપર પડયા છો. જે રાજાએ બ્રાહ્મણોને કરોડો ધન આપેલાં છે તે મારો પતિ આજ ધરતીપર સુતેલો છે હાય હાય. હે દૈવ! આ રાજાએ તારૂં શુ ભુંડું કર્યું છે કે જેને લીધે ઈંદ્ર તથા વિષ્ણુ સરખા રાજાને તે આવી નીચ દશામાં પોહોચાડેલો છે." પતિના દુખના અસહ્ય ભારથી દબાએલી તે રાણી આટલાં વચન બોલીને ધરતીપર પડી ગઇ. એ જોઇ મહા દુઃખ પામેલો અને ભૂખથી વ્યાપ્ત થએલો તેઓનો બાલક પુત્ર બોલ્યો કે "હે બાપ! હે બા! મને અન્ન આપો. હે મા! મને જમવા આપો. મને બહુજ ભુખ લાગી છે. મારી જીભની અણી બહુજ સુકાય છે. (અપૂર્ણ.)

---

## चर्चापत्र.

મેહેરબાન તંત્રી સાહેબ.

સાથેનું ચરચાપત્ર આપનાં પ્રૌઢ માનપત્ર ચોપાનીઆના આવતા અંકમાંજ કૃપા કરી દાખલ કરશો. એ ચરચાપત્ર માર્ચ માસનાં પ્રિયંવદામાં આવેલા શાસ્ત્રી શંકરલાલનાં રચેલ ચંદ્રપ્રભા ચરિત્રના વિવેચન ઉપર હોવાથી વ્યાજબી રિવાજ મુજબ તેજ ચોપાનીઆના તંત્રીને મે પ્રથમ મોકલેલુ હતું. પણ તેમણે તે દાખલ કરવાનું કબૂલ ન કરવાથી

આખર આપના ઉપર મોકલવાની જરૂર જણાઇ છે તેમને મેં જે નકલ મોકલી હતી, તે તેમણે પાછી પણ કોણ જાણે શા કારણથી ન મોકલી તેથી આ નકલ મારી પાસે પ્રથમની એક અપૂર્ણ નકલ હતી તે પરથી તથા સ્મૃતિથી લેખા કરવી પડી છે માટે મનેના અક્ષરે અક્ષર મળતા નહીં આવે, તોપણ મતલબ બની એની એજ છે

પ્રિયવદાના તત્રીને ૧ મણિલાલ નભુભાઇ હોવાથી તથા વિવેચનને અતે બીજી કઇ સચના ન હોવાથી તે વિવેચન પણ તેમનુજ કરેલ હોવુ જોઇએ, એમ ધારી આ ચર્ચાપત્ર પણ તેમનેજ ઉદ્દેશીને લખવામા આવેલ છે, અને કેટલાક કારણથી તે અક્ષરે અક્ષર આજ પ્રમાણે છાપવાની જરૂર છે, માટે તેમ કરવા હુ આપને વિનતિ કરુ છુ

નિ ચરચાપત્ર લખનાર

રા રા પ્રિયવદાના તત્રી સાહેબ,

આપના ગયા માચ માસના ચોપાનિઆમા ગિધ્રકવિ શાસ્ત્રી ગકર લાલના રચેલા ચદ્રપ્રભા—ચરિત નામના પુસ્તકપર જે વિવેચન આવેલુ છે, તેના સબધમા મારે થોડુ લખવાનુ છે, તે કૃપા કરી આપના માન પામેલ ચોપાનિઆના આવતા અકમા પ્રસિદ્ધ કરશોજી

આપે તે પુસ્તકવિશે કરેલી ટિકામાની કેટલીક તો અગીકાર કરવામા કઇ હરકત નથી, પણ કેટલીકની સત્યતા માટે બહુ વાધો લેવો પડશે પ્રથમ તો આપે તે પુસ્તકવિશે ટીકા કરતા જે ભાષા વાપરેલી છે, તે અયોગ્યરીતે સખ્ત છે, અને આપના જેવા, હાલના કેટલાક ઉછાછળા ગ્રં જ્યુએટોમા નહી ગણાતા, પ્રૌઢ વિદ્વાનને ન શોભે તેવી છે આપ લખો છો કે, "પ્રખ્યાત બાણકવિના ગ્રન્થનુ આપણા વિદ્વદ્વર રા છ ગનલાલ પડ્યાએ અપૂર્વ ભાષાતર કર્યું, ત્યારપછી, લોકોમા એવોજ વા વાયો છે કે બવાજ બાણ બની જઇએ " ત્યાર પછી એવી મતલબનુ લખો છો, કે ક્ષુદ્ર લેખકો જે એની રીતે અનુકરણ કરીનેજ રહે છે, તેમના હવાતિઆવિશે અમે મૌનજ ધારણ કરી રાખ્યુ હતુ, "પણ પડિતવર ગિધ્રકવિને પણ તે માર્ગે જવાનો વિચાર થયેલો જોઇ કાઇક બોલવા ઇચ્છીએ છીએ " આવી રીતે લખીને, રા છગનલાલના કરેલ કાદમ્બરીના ભાષાતરપરથી તેનુ અનુકરણ કરનાર વર્ગમા કવિશ્રીને ગણી કાઢીને આપે એક મોટી ભૂલ કરી છે એટલુજ નહીં પણ આ અને ત્યારપછીનુ

પણ કેટલુંક વક્રોક્તિ ભરેલુ લખાણ, કે જેમાં આપ ઉપરથી એમ બતાવવાને પ્રયત્ન કરો છો કે આપ તે આ કવિને લાગુ પાડવાને નથી ઇચ્છતા, તે એક સભ્ય અને વિચારવંત લેખકથી ન લખાય તેવું છે.

આપ જાણતા નહીં હો, કે ચંદ્રપ્રભાચરિત્ર કાદમ્બરીનું એ ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયા પહેલાં છપાયલું છે. અને **આર્યધર્મપ્રકાશ** ચોપાનિઆંમાં તે છૂટક છૂટક લખાઇને આવતુ. એ તો ગુજરાતી છે. અને શાસ્ત્રીજીના રચેલ મૂલ સસ્કૃતનું તેમના એ મુખ્ય વિદ્યાર્થીઓએ કરેલ ભાષાંતર છે; માટે તે મૂળ સંસ્કૃત તો કાદમ્બરીના ભાષાંતર પહેલાં કરેલું વહેલુ લખાયલું હોવું જોઇએ, એ આપજ વિચાર કરો. ત્યારે આપરથી આટલું તો નિઃસંશય સિદ્ધ છે, કે **ચંદ્રપ્રભાચરિત્ર** આપના લખાણપરથી સૂચવાય છે તેપ્રમાણે, કાદમ્બરીના ભાષાતરપરથી થયેલ તેનું અનુકરણ નથી. હવે આપ કદાચ એમ કહેવા માગતા હો, કે કાદમ્બરીના મૂલસંસ્કૃતપરથી થયેલ એ અનુકરણ છે તો તેના જવાબમાં કહેવાનું નીચે મુજબ.—આપ પ્રથમ લખો છો, કે "વસ્તુનુંજ અનુકરણ કર્યું છે એટલુંજ નથી પણ ભાષાનું એ અનુકરણ કરેલું છે" આ વિચાર પ્રમાણે પ્રથમ ભાષાના અનુકરણ માટે બોલી, પછી વસ્તુના અનુકરણ માટે હું બોલીશ.

ભાષાના અનુકરણ માટે પ્રથમ તો એ કે, આપે ચદ્રપ્રભા ચરિત્ર મૂલ સંસ્કૃત હજુ છપાઇ બહાર પડેલ ન હોવાથી તે વાંચેલ નહી હોય, એટલે તે વિષે ભાષાંતર ઉપરથીજ એકદમ વિચાર આપી દેવો એ દીર્ઘદૃષ્ટિનું કામ નથી. તોપણ, ભાષાંતર ઉપરથી મૂલની શૈલીનો વિચાર આવી શકે છે, એમ ધારીએ, અને તેથી મૂલ સસ્કૃતની ભાષા પણ કાદમ્બરીની ભાષાને મળતીજ છે, એમ કદાચ એક વાર કબૂલ રાખીએ. તોપણ આમ શા માટે ન હોય, કે કવિ શ્રીશંકરલાલજીને બાણ, કાલીદાસ, દન્ડી, માઘ આદિ બીજા સંસ્કૃત મહાકવિઓના રચેલા ઉત્તમ સંસ્કૃત ગ્રન્થોનો ઘણો પરિચય અહર્નિશ હોવાથી, તેમની પોતાની સંસ્કૃત ભાષા પણ સંસ્કારને લીધે ઘણે દરજ્જે તે પ્રાચીન સંસ્કૃત કવિઓની ભાષાના જેવી સ્વાભાવિક રીતેજ થઇ ગઇ હોય? અને જો એમ હોય તો આ પુસ્તકમાં જણાતું ભાષાનું મળતાપણું એ ખાસ **અનુકરણ** ન જ કહેવાય; તથા તે કોઇપણ રીતે દોષ પાત્ર નથીજ; પણ ઉલટુ કેટલીક રીતે માનને પાત્ર છે; કારણ કે, આવી ઉત્તમ ભાષાનો સંસ્કાર મેળવવો બહુ મુશ્કેલ છે; અને આ કવિના બહાર પડેલા

સંસ્કૃત ગ્રન્થો, સાવિત્રી ચરિત્ર નાટક અનુરાગાભ્યુદય અને ભોગવતી ભાગ્યોદય, સેવ્યસેવક ધર્મ ગાદિ, એ ગેઠના સંસ્કારના નમુના છે, તથા તેમાંનો કોઇ પણ ગ્રન્થ (મન સંસ્કૃત) લઇ વાચી જોવાથી સહેજ જણાઇ આવે છે, કે એ સંસ્કૃત વિદ્વાનના ભાષાની શૈલી કેવી સરલ, છટાદાર, અને સહજ માધુર્યવાળી છે અમે તો એમજ કહીએ છીએ, કે એક ચંદ્રપ્રભામાંજ નહીં, પણ એમના દરેક પુસ્તકમાં એમની સંસ્કૃત ભાષા પુરાતન સંસ્કૃત લેખકોની ભાષાનું અનુકરણ છે, એટલે કે એના જેવી છે એ એમનો દોષ નથી, પણ એક ખુબી છે તે છતાં એ બાબત પર યોગ્ય ધ્યાન ન આપતાં એકદમ પોતાનો ગમે તેવો મત આપી દેવો એ લાગા વિચારવાળાનું કામ નથી આવા અનુભવી અને વિદ્વાન લેખકના વિશે વિચાર આપતાં ખુબ તપાસવાનું છે

આપનો બીજો વિચાર, જેમાં આપ ગાવો છો, કે ચંદ્રપ્રભા ચરિત્રના વસ્તુમાં પણ કાદમ્બરીનું અનુકરણ છે, તેની સાથે અમે એક રીતે મળતા છીએ, અને વધારે કહીએ છીએ કે માત્ર વસ્તુમાંજ નહીં પણ વસ્તુના સંકલનામાં પણ કાદમ્બરીનું અનુકરણ છે પણ જોવાનું એ છે, કે કાદમ્બરીના ગહન વસ્તુ સંકલનાનું એટલી કુનેહમ રીતે અનુકરણ કરવું એ કઇ સહેલું કામ નથી હાલના કેટલાક ખરા વિદ્વાન વર્ગમાં ગણાતા લેખકોમાંના પણ ઘણાખરાથી તો એ કામ બનવું લગભગ અશક્ય છે અમે તો જોઇને ખુશી થઇએ છીએ, કે એ વસ્તુ સંકલનાનું એટલી કુશળતાથી અનુકરણ કરવાનું એવું દુર્ઘટ કામ સારી રીતે પાર ઉતારવામાં તો કવિ શંકરલાલે બીજાના કરતાં શક્તિની કાંઇક વિશેષતા અને વખાણવા લાયક કુશળતા બતાવી છે અનુકરણ કરવું એ કાર્ય પોતેજ જો દોષ પાત્ર હોય, તો દુનિઆના વ્યવહારના ઘણા ખરા કાર્યો આગળ બનેલાના અનુકરણો હોવાથી બધા દોષને પાત્રજ ઠરશે વ્યાવહારિક કાર્યો એક તરફ મૂકતાં, અને ફક્ત લેખો સમનીજ બોલતાં પણ જો ખરી તપાસ કરીશું તો પાછળથી થયેલા ઘણા લેખકોના લખાણો ઘણું કરીને આગળ થઇ ગયેલા લેખકોના અનુકરણોજ માલમ પડશે બીજા તો શું પણ બાણકવિના પોતાના વિષેજ બોલીએ, તો તેની કાદમ્બરી પણ બીજા તેની અગાઉ થયેલ એક સંસ્કૃત લેખકના ગ્રન્થનું અનુકરણ છે એમ મનાય છે અને તેમાં પણ માત્ર "વસ્તુનુજ અનુકરણ કર્યું છે એટલું નથી, પણ ભાષાનું એ અનુકરણ

કરેલું છે." તેમ છતાં પણ એજ કાદમ્બરી ગ્રન્થને લીધે બાણ એક કુશળમાં કુશળ કવિ ગણાઇ ગયો છે, અને તેનું એ પુસ્તક સંસ્કૃત ભાષાના ઉત્તમમાં ઉત્તમ પુસ્તકમાંના એકનું માન ધરાવે છે, અને તે યોગ્યજ છે કેમકે તેમાં જોવાનું એ છે, કે એક ઘણી મુશ્કેલ અને ઉમદા ચીજ અથવા કૃતિનું અનુકરણ કરવામાં તે કરનારે કેટલું ચાતુર્ય વાપરેલું છે, અને તે કરતાં વખતોવખત તેના પોતાનાજ ઇશ્વરદત્ત અથવા યત્નથી પ્રાપ્ત કરેલ કૌશલ્યવડે આખી કૃતિને તેણે કેવી શોભાવી દીધી છે! અનુકરણનું કાર્ય પોતેજ દોષપાત્ર નથી; જે દોષપાત્ર છે, તે તો તે અનુકરણનાં પરિણામરૂપ કૃતિની અયોગ્યતા અપૂર્ણતા, અથવા નિર્માલ્યતા છે આ કાંઇ પણ વિચાર ન કરતાં એકદમ કોઇપણ અનુકરણનેજ અયોગ્ય રીતે નિન્દી કાઢવું એ આપના જેવા લાંબા વિચારવાળાનું કામ નથી.

આપ લખોછો કે "અમને આશ્ચર્ય લાગે છે, કે કવિપદ ભૂષિત શ્રીશંકરલાલજી કથા રચવામાં લાંબાં લાંબાં ભાષણ, તથા શુષ્ક બોધ, અને પ્રાચીન સમયની વાત કરવા છતાં અર્વાચીન સગતિઓનો સેળભેળ એમ કેમ કરી બેઠા હશે!" પણ આ પુસ્તકમાં એવી રીતે અર્વાચીન સંગતિઓનો સેળભેળ અયોગ્ય રીતે કેમ અને કયે ઠેકાણે થયો છે, એ બતાવવું મુશ્કેલ પડશે. શું આપ એમ ધારો-છો, કે પ્રાચીન સમયમાં લાંબાં ભાષણો નહી થતાં હોય, કે ભાષણોથી બોધ નહી અપાતા હોય? કે શું પ્રાચીન સમયમાં વિદ્યાદાન નહીં અપાતાં હોય, કે પાઠશાળાઓ અને કન્યાશાળાઓ નહીં સ્થપાતી હોય? અથવા એવું શું એ પુસ્તકમાં છે, કે જે પ્રાચીન સમયમાં નજ હોય, પણ માત્ર અર્વાચીન કાળમાંજ દાખલ થયું હોય? અમને તો એવો કોઇ અયોગ્ય સેળભેળ જોવામાં નથી આવતો, કે જેને માટે આપને ખાસ એટલું લખવું પડયું છે. કોઇપણ જાતની ભૂલજ શોધવી, અથવા ગુણને પણ દોષ રૂપે બતાવવા એ નિષ્પક્ષપાત પરીક્ષાથી વિરૂદ્ધ છે. દોષ બતાવતાં પહેલાં તેને માટે પુરાવા આપવાની મુખ્ય જરૂર છે; અને કોઇ પણ બાબતવિષે કંઇ પણ નિશ્ચય બાંધતાં તેમાં ઊંડા ઉતરીને તથા નિષ્પક્ષપાત રહીને પૂરેપૂરી તપાસ કરવાની બહુ આવશ્યકતા છે.

આપના એ પુસ્તક સંબધી એક વિચારની સાથે મળતા આવી, અમારે કબૂલ કરવું જોઇએ, કે એ ગ્રન્થકારે પુસ્તકમાં વચ્ચે વચ્ચે લાંબાં લાંબાં ભાષણો જોઇએ, તે કરતાં વધારે મૂકેલાં છે, અને તેથી વાર્તાના રસમાં ઘણી-

નાર ભાગ પડે છે આનુ કા ા અમને તો એમ લાગે છે કે, નાતાનો રસ જાળવનાની આકાક્ષાના કરતા કોઇ પા ા ગીત જનસમૂહને ગોધ આપવાના આતુરતાનુ જે કવિમા વધારે ટોનાથીજ ગામ થયુ હશે, અને તા ા પોતાની આ નેમ પાર પાડતા નાર્તાના રસ માટે ગરાગર રકાર ાા ધો પા બોધ આપવાની ઇચ્છા રાખનાર માપામે આટલુ પણ જોવાનુ , કે કેવી યુક્તિથી અપાયનો ગોધ વધારે અસરકારક થઇ પડગે બોધ ગાપવો એજ માત્ર કર્તવ્ય નથી ખરૂ કર્તવ્ય તો બોધ કેવી રીતે અસ કારક કરવો એજ છે કેવળ ભાપણોથી જે ગોધ થાય છે, તેના કરતા વાર્તાનો રસ જાળવાઇ રહીને પાત્રોની વતણુકથી જે ગોધ થાય છે, તે વધારે અસરકારક નીવડે છે અમારૂ કહેવુ એમ નથી, કે ભાપણો કેવળ નિરસજ હોય છે, અથવા તેથી અપાયલો ગોધ લાગતોજ નથી ભાપણોમા પણ અમુક રસ તથા બોધકશક્તિ છે પણ તે ભાપણો કોઇ કોઇ વખતેજ, જેમ બને તેમ ટુકા અને ખરા અસરકારક શબ્દોમા લખાયના હોવા જોઇએ નાગા લાગા ભાપણો કેટલીક વાર બહુ કટાળો ઉપજાવનારા અને શુષ્ક જેવા લાગે છે તથા વાર્તાના રસને તોડી પણ નાખે છે આ પુસ્તકના ઘણા ભાપણો તો એવા છે, કે જે એક અમુક કત્રીમ ઢબ પ્રમાણે ગોઠવાગના હોઇને તેમા રસ તથા સ્વાભાવિક જુસ્સો ક્વચિતજ જોવામા આવે છે આવા ભાપણો માણસના મનપર ઘણોજ થોડો અસર કરી શકે છે, અથવા નથીજ કરતા એમ કહીએ તોપણ કઇ ખોટુ નથી આમ છતા કવિના સ્વાભાવિક વાકચાતુર્યથી તથા કેટલીક ચાતુર્યયુક્ત વાક્યરચનાથી કોઇ કોઇ વાર એ ભાપણોની નિરસતા ઓછી થાય છે ખરી પણ એ સિવાય કોઇ કોઇ ભાપણો આ પુસ્તકમા એવા છે, કે તે જેટલા જોઇએ તેટલા ટુકા હોઇને, બોધમા એવા પૂર્ણ અને કેટલેક દરજ્જે અસરકારક પણ છે, કે કાદમ્બરીના સર્વ ઉપદેશક ભાગોમા શ્રેષ્ઠ જે શુકનાસનો ઉપદેશ મનાય છે, તેની બરોબરી કરે અથવા વખતે તેનાથી ચડે પણ ખરા પણ ઇંગ્રેજી અને બીજી ભાષામા આવી મતલબની કહેવતો સાધારણ છે, કે શબ્દો જે અસર કરે છે, તેના કરતા આચરણો વધારે કરે છે માટે ગોધ આપવાનો ઉત્તમ રસ્તો આચરણોજ છે એ રસ્તાનો ઉપયોગ પણ આ પુસ્તકમા ઠામઠામ કરેલો છે તેમા જાદે જાદે વખતે જૂદા જૂદા પાત્રોની જે પ્રસગાનુસાર વર્તણુક બતાવવામા આવી છે, તે ખરેખરી માનને પાત્ર છે, અને તે દ્વા

રાએ વાંચનારાઓને બોધ આપવાનો જે પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે જેટલો અસરકારક અને સુધારક થઇ પડશે, તેટલો ભાષણોથી બોધ આપવાનો કરેલ પ્રયત્ન કદી નહીંજ થાય. બાકી તો એ પુસ્તકનું લગભગ દરેક વાક્ય કાંઇક શુભ ફળદાયક જણાય છે.

આ શિવાય કોઇ પણ જાતનો બોધ આપવા માટે રચાયેલ વાર્તામાં બીજી એક આવશ્યકતા એ છે. કે તેમાંના પાત્રો, તેમની વર્તણુકો, અને તે વડે ગોઠવાયલી વાર્તાએ આધુનિક કાળમાં લભ્ય અથવા આધુનિક બુદ્ધિને સંભવિત લાગે એવી હોવી જોઇએ; એમ હોય તો અસર વધારે થાય છે. એટલુંજ નહીં પણ જો તે વાર્તા, પાત્રો અને આચરણો સઘળાં ખરેખરાં બનેલાંજ હોય, તો અસર સર્વેથી વધારે થવાનો સંભવ છે; જોકે તેમાં પણ લખનારનાં ચાતુર્યપર અને વાંચનારની પાત્રતાપર ઘણો આધાર છે. જોડી કાઢેલી વાતોમાં અને તેમાં પણ મુખ્યત્વે આવી પુરાતન કાળની વાતોમાં તેનું કાલ્પનિકપણું માણસના મનમાં વારંવાર તરી રહીને, અથવા તેમ નહીં તો છેવટના વખતમાં પણ ધ્યાનમાં ચડી આવીને, તેના બોધદાયક ભાગની અસર મન પર થોડી થવા દે છે, અને તેથી એવી કથાઓને એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાખવા જેવુજ થાય છે. પણ એથી ઉલટું દુનિઆંના ઈતિહાસમાં પ્રખ્યાત થઇ ગયેલા અથવા દુનિઆમાં જીવતા હોઇને જેમની વર્તણુક ખરેખરી બનેલી હોય, તેવા પુરૂષો અથવા તેવી સ્ત્રીઓનાં જીવનચરિત્રો જે અસર કરે છે, તેના દાખલા કેટલીક વખત નજરે જોવામાં આવે છે.

માટે પુરાતની અસંભવિત લાગે અથવા કાલ્પનિક વિષયોપર લખી લખીને બોધ આપવામાં પોતાની કુશળ કલમને નિરર્થક શ્રમ આપવાના કરતાં, આધુનિક બુદ્ધિને સભવિત અથવા ખરેખર બનેલી એવી બાબતો લઇ તેપર પોતાની નિપુણતા અને મહેનત વાપરી તેને સફળ કરવી એ વધારે સારૂં અને ડહાપણનું કામ છે, અને આવીજ સલ્લાહ જો આપ શંકરલાલ કવિને આપતા હો તો અમે તેમાં આપને વધારે એકમત થઇશું.

ઉપર બતાવેલી આ પુસ્તકની ખુબીઓ તથા ખામીઓ ઉપરાંત તેમાં બીજી નાની મોટી ખામીઓ કેટલીક છે, કે જે સાધારણ વાંચનાર જાણી શકે તેમ નથી. તેની સાથે તેમાં બીજી કેટલીક નાની મોટા ખુબીઓ પણ એવી છે, કે જેની કીંમત સાધારણ વાંચનાર સમજી શકે તેમ નથી. આ સર્વ-

માંથી જેટલી બને તેટલી બતાવવાનો મારો વિચાર હતો. પણ તેને માટે આ પ્રસંગ ન હોવાથી તથા તેમ કરતાં એક વિસ્તૃત વાર્તિક થઈ જાય, એવી ધાસ્તીથી તે મુલતવી રાખવું પડે છે. વિચાર તો આ સર્વ ટૂંકું કરવાનો હતો, તે છતાં, જેમ બને તેમ કામ ખાત્રી ભરેલું અને પૂર્ણ કરતાં, તે પણ આટલું લાંબું થઈ ગયું છે, એ દરગુજર કરશો.

વિ. પ્રવેશક

## પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત

(સંબંધ પાને ૧૦૪ થી)

હરિદત્તને ભીમભાએ કેદમાં રાખ્યા તે વાત પ્રજાને ગમતી ન હતી. તેજબાનું ઉત્તરકાર્ય થઈ રહ્યા પછી રાજ્યાભિષેક થવાને દિવસે સભા મળી તેમાં પ્રજાએ એવો અભિપ્રાય જણાવ્યો કે, મંત્રી હરિદત્ત, મહારાજા ભૂપતસિંહના માનીતા, અનુભવી અને ચતુર માણસ છે, માટે એ કેદમાં હોય એમાં શોભા નહિ. એને છોડવાથી જો આપને કોઈ પ્રકારનું તેના તરફથી, નુકશાન થાય તો અમે તેના જામીન થઈએ છીયે. આ રીતની વાત થાય છે ત્યાં એક માણસે આવીને ભીમભાના હજુરમાં કાગળ આપ્યો, જેમાં નીચે પ્રમાણે અક્ષર હતા.

"ભાગ્યશાળી ભાઈ શ્રીભીમભાની ચીરંજીવી ઘણાં હોજો. ના બાશ્રી વખતુબાની આશીશ વાંચશો. મોજું મારી તબીયત સારી નહિ હોવાથી બાલુભા વિગેરે સર્વને અહીં રોકેલ છે, અને વળી તમારી પાસે એ માગું છું કે, કાકા હરિદત્ત મલીને અહીં તરત મોકલાવશો. હું આશા રાખું છું કે બેનનું ઘણે દિવસે આટલું કામ તમો વિસારશો નહી.

મારીપર માયાળુ તેજબાના દેહ થયાના ખબર સાંભળી અમને સર્વને ઘણો ખેદ થયો. મા વગરના અમે ભાઈબેનના એજ માતા હતા એમના લાડ સંભારતાં આંખોમાંથી પાણી સુકાતું નથી અને બાલુભા તો મારા કરતાં પણ વધારે શોકમાં બુડેલા છે. એ સહુ તરતજ આવવાના હતા પણ હવે તે મારી સાથે આવશે. આ ટાણે રાજ્યના બંદોબસ્તની ઘણી જરૂર છે, માટે આપણે જ્યાંસુધી લેણાદેવી હતી ત્યાંસુધી લીધી, એમ ધારી શોક દૂર કરી, પ્રજાને રાજી રાખશો, એટલે હું રાજી છું. આપને અત્રે પધારવા જરૂર નથી. આપ રાજા થયા એ વાતથી હું બહુ રાજી થઈ છું, માટે મારા આશીર્વાદ રૂપે જે હું ખુશાલીથી મોકલું છું તે કબુલ રાખશો."

આ વાંચી ભીમભા વિચારમાં પડી ગયા. રામવર્માને પત્ર વંચાવી સંમતિ લીધી. છેવટ એમ ઠેર્યું કે, હરિદત્ત મંત્રીને કેદ કરવામાં આપણે ઉતાવળ કરી છે, તે ભૂલ થઇ છે; કેમકે એણે કાંઇ આપણું અહિત કર્યું નથી. જે ચીઠી પકડાઇ છે તે માજી તેજબાએ પોતાનાજ મનના ફેરફારથી લખી છે, પણ હરિદત્ત મહારાજની કાંઇ આપણે તેવી વર્તણુક જોઇ નથી. તો હવે પ્રજાને રાજી રાખવા, તથા કશળીબાને ન ખબર પડે તેની અગાઉ છોડી દેવા એ વધારે સારૂં છે. એવો ઠરાવ થતાં હરિદત્તને કેદમાંથી કાઢીને દરબારમાં બોલાવ્યા. થયેલા પશ્ચાત્તાપથી તેને પાગડી બંધાવવા વિચાર ભીમભાએ કર્યો; પણ હરિદત્તે કહ્યું કે, હવે હુ ઘરડો થયો છુ માટે દરબારના કામને યોગ્ય રહ્યો નથી. જો હુકમ હોય તો, અહીથી માગે મારાં બાલકોને લઇ જાત્રા કરવા જવા વિચાર છે. આના જવાબમાં એવો ખુલાસો થયો કે, હમણા એક વર્ષસુધી દરબારની ક્યાંઇ પણ જવા દેવાની મરજી નથી; માટે તમારે ઘેર રેહેવું. જરૂર પડશે ત્યારે દરબાર તમારી સલ્લાહ લેશે. આ હુકમ પ્રમાણે હરિદત્ત પોતાને ઘેર ગયા. પછી ભીમભાએ વખતુબાને એવો જવાબ લખી મોકલ્યો કે, “આપની તબીયત બગડવાના ખબર સાંભળી દીલગોર થયો છું. રાજ્યનો સઘળો નવો બંદોબસ્ત ચાલે છે; માટે હરિદત્ત કાકાને રજા આપી નથી. થોડા દિવસ પછી તેને મોકલીશ. બાલુભા ભાઇ અને જમનાંબા કાકી ત્યાં છે, એટલે હુ નિશ્ચિત છું. આપના ખુશી ખબર વખતો વખત કેહેવરાવતાં રહેશો. બાકી ખબર પછી લખીશ.”

આ ચીઠી કશળીબાને માણસે પોચાડી નહિ, તે પેહેલાં તો બાલુભાને કશળીબાના સ્વાધીનમાં સોંપી દેવશંકર છાની રીતે આવીને પોતાના પિતાને મળ્યો. હરિદત્ત પુત્રને જોઇ ગદગદ થયા, પણ દેવશંકરે ધૈર્ય રાખી કર્તવ્ય કર્મ પુછ્યુ. હરિદત્તે કહ્યું કે ભીમભા કરતાં પાસવાન માણસો ઘણા ક્રૂર છે માટે બાલુભાને યોગ્ય સમય વગર અહી લાવવા નહી તેમ તમારે પણ ત્યાંથી અત્રે આવવું નહીં. હુ ગમે તે યુક્તિથી બે ચાર મૈને પણ ત્યાં આવીશ અને ત્યાંથી પછી જે વિચાર સુજે તે ખરો. પણ વારૂ ગોરજીને મોકલવાનું શુ કર્યું? દેવશંકરે કહ્યું કે એ વિષે ચિંતા ન કરો. ગોરજીને બીજી સખાવત સાથે પાંચ હજાર મોર આપી રવાના કરી દીધો છે અને તે પરબારો આપણે છિયેં ત્યાંજ આવશે. તમે, મારો વિચાર એમ છે કે ખબર ન

માળા લઇ તુલસીને ફેરા ફરવા લાગ્યાં. સો એક ફેરા ફરાયા ત્યાં એકાએક ફેર આવવાથી તે પડી ગયાં કે જ્યાંથી ફરી ઉઠયાંજ નહિ. હરિદત્ત પછ ડાટ સાંભળી દોડી આવ્યા અને જુવે ત્યાં જમનાંબાને મૂર્છિત દીઠાં. એટલામાં દેવશંકર બીજા ભાઇઓ અને અનુજીવી વર્ગ દોડી આવ્યા. દેવશંકરે માતાને ખોળામાં લીધાં અને થોડી વાર ખમી પડશાળમાં લીધાં. તરતા તરત કસ્તુરી અમર વિગેરેની માત્રાઓ આપવા માંડી પણ તે માત્રાઓ રાખમાં ઘી રેડવા પ્રમાણે નિષ્ફળ થઇ. અને સર્વને જમનાં બાને ઉઠવા નિશ્ચય જતો રહ્યો. એટલા વખતમાં દાસી દરબારમાંથી આવીને બોલી કે જમના બા કયાં છે બાને ચેન પડતું નથી તેથી બોલાવે છે જમના બા ઉપર માતા વગરનાં કશળીબાને બહુ મમતા હતી કેમકે તેના હાથ નીચે તે ઉછર્યા હતાં. હરિદત્તે જાણ્યું કે આ ટાણે કશળીબાને પ્રસવ થવાને વખતે જો આમની સ્થિતિની ખબર પડશે તો પરિણામ વિપરીત બનશે, માટે બાનડી સાથે કેવરાવ્યું કે એમને પગમાં વાનું જોર થઇ આવવાથી વેદના ઘણી છે માટે તેમને બદલે દેવશંકરની સ્ત્રી હમણાં આવે છે. અહી એવી સંભાળથી કામ લીધું કે ઘરમાં ઝાઝી રડાકુટ થવા દીધી નહી અને બહાર પણ કોઇ ચાકરમાણસ ગુજરી ગયેલ છે એવી વાત બહાર પાડી જમનાબાનો ઉત્તરસંસ્કાર કર્યો.

કશળીબાને પ્રસવનો સમય અને આનીકોરે જમનાબાનું જવું એ હર્ષ શોકસાથે આવી પડયા. દેવશંકરનાં સ્ત્રી અવસ્થાએ નાનાં પણ આચરણે પીઢ હતાં. તેમ કશળીબા સાથે સમાન વય તથા નવો પરિચય હતો તેથી કશળીબાને કાંઇ જમનાંબા ન આવ્યાં તેનો અસંતોષ ન થયો. કશળીબાની વૃત્તિમાં સુખ ન હતુ. તેથી દેવશંકરનાં સ્ત્રી દુર્ગાકુવર વગેરે બીજા સ્ત્રીજનોએ સાવધાનતા રાખી. થોડા સમય પછી કુવર જન્મ્યા એવાં વધામણાં પડયાં. રાજા—પ્રજા—અને બાલુભા આદિ સર્વ હરિદત્ત મંત્રી સહિત પ્રસન્ન થયા. મહારાજાએ દાન પુણ્ય કર્યાં અને આનંદ મગળવાદ્યો વાગ્યાં. દુર્ગાકુંવરે કશળીબા પાસેજ ઘણો વાસ રાખ્યો. આમ કરતાં બે માસ ગયા પછી કુંવરના મુખપર હાથ ફેરવી મરકતે મુખે આનંદ પામતાં કશળીબા પોતાના પલગને પડખે બેઠાં હતાં તે સમયે દુર્ગાકુવરે પરિચયથી કેહેવાઇ ગયું કે બાસાહેબ ઇશ્વર કૃપા અને આપનો આશીર્વાદ હોય તો હું પણ થોડા સમયમાં આપના જેવી આનંદિત દશાનો અનુભવ કરૂં.

કે એ બનવું અશક્ય છે; પરતુ એમ હોવુ સ્વાભાવિક નથી એમ તો કહી શકાય.

કુમુદનો પત્ર આવતાં, ચંદ્રકાંતની આગળ અને તે ગયા પછીની, નાયકની સ્થિતિ ઘણી સારી રીતે લખાઇ છે શુદ્ધ, પવિત્ર પ્રેમ કેવો હોય, તેની અસર કઇ સીમા સુધી થાય, અને બન્ને પ્રેમીનાં આચરણ અન્યોન્યપ્રત્યે કેવા પ્રકારનાં હોય એનો કાંઇક વાસ્તવિક વિચાર આ સ્થાનકમાં જણાવાય છે. પ્રેમને ન જાણતાં, કેવળ ભોગ ભોગવવામાં લીન થએલાઓ, ભોગ્ય પદાર્થને, સ્વાર્થને પરતંત્ર થઇ, પોતાના પ્રેમનું સ્થાનક માનનારા પુરૂષોએ આ પ્રકરણ વાંચતાં જરા ઉંડા ઉતરી અત્યંત વિચાર કરવાની જરૂર છે. સ્ત્રીનેજ સંસાર માનવામાં કેટલી ભુલ છે તે ઘણાજ થોડા મનુષ્યો સમજે છે. ખરો વિચાર સરસ્વતીચંદ્રનોજ જણાય છે. વિચાર કરતાં તેમાં શંકાસ્થાન જણાતું નથી.

"અંતઃકરણ વિના શરીર નકામું છે. પણ અંતઃકરણ વિના શરીરને બીજા ઘણાક ભાગ છે. સ્ત્રી ખરી પણ એના શિવાય ઘણો સંસાર બાકી રહે છે, તો સ્ત્રીમાં આખાં ભાગ્યની પર્યાપ્તિ કેમ થાય?"

પ્રેમવાહક જનદ્વય, સ્ત્રી અને પુરૂષજ હોવાં જોઇએ એમ શા માટે? પ્રેમનો ઉપભોગ અમુક રીતેજ થવો જોઇએ એમ નિયમ થવાની જરૂર શી? અને એવી આવશ્યકતા ન હોય તો બે પ્રેમી, સ્ત્રી પુરૂષ હોય તો વિવાહિત થવાંજ જોઇએ એમ માનવાનું પ્રયોજન શુ? ચાલતી રીતિ પ્રમાણેજ માનીએ તો એક નિસ્વાર્થ વસ્તુને સ્વાર્થની સાથે મિશ્રિત કરી દેવાથી તેને દોષિત કરવા જેવું થાય છે. પ્રેમ વસ્તુ વસ્તુતઃ નિષ્કારણ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થાય છે એમ કહેવું પણ કદાચિત્ અયોગ્ય લાગશે એ સ્વતઃ સિદ્ધ છે; પરંતુ અજ્ઞાનિઓને આત્મસ્વરૂપ છે, તેમ એ પણ આવરણથી ઢંકાઇ રહેલ છે; અને જરા પણ દ્વાર મળતાં બહાર આવી પ્રકાશે છે તે વ્યાપક તો નથીજ; પરતુ તેનું દર્શન અમુક હૃદયમાંજ થાય છે. ત્યાં તેનો પ્રવેશ કેવી રીતે થયો એ સમજવું મહા કઠિન છે. લૌકિક કારણોથી તેની ઉત્પત્તિ માનવી એ તેના મહત્વને હલકું કરવા જેવુ ભાસે છે. પૂર્વકાળમાં પ્રકાશ પામતો પ્રેમ, સાંપ્રતમાં તે કાળને સાદૃશ્ય સંયોગોનો પ્રાદુર્ભાવ થવાથી, તેજ પ્રેમ પાછો પ્રજ્વલિત થાય છે. કવિવર કાલિદાસ જ્યારે પોતાની શ્રેષ્ઠ કૃતિના નાયકના મુખમાં:—

અને બનેજ. પાશ્ચિમાત્ય દેશોમાં થતાં પ્રીતિલગ્નને આ વસ્તુ સાથે કાંઇ સંબંધ હશે ખરો ? યૂરોપીયનો આર્યોને જંગલી કહે છે; કારણ તેમના કહેવા પ્રમાણે આર્યોમાં પ્રીતિલગ્નની રીતિ નથી. ત્યારે શું આ કુમુદસુંદરી તે કોઇ પાશ્ચિમાત્ય કુમારીકાનું ચિત્ર છે ? કેમ હોય, નજ હોય. પાશ્ચિમાત્ય કુમારીકાની પ્રીતિ બહુશઃ બાહ્યોપાધીનો આશ્રય કરે છે. પશ્ચિમદેશના ન્યાયાસન આગલ પતિથી જુદાં થવાની અર્જીઓ કેટલી આવે છે, તે લોકવિદિત છે. આર્યાવર્તમાં પ્રીતિલગ્નનું નામ માત્ર નથી, પરંતુ તેની છાયા ઘણે ઠેકાણે જણાય છે. પતિ મરતાં સહગમન કરવું અથવા સૌભાગ્ય ચિન્હનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળવું એ શુ પ્રીતિલગ્નનાં ચિન્હ નહિ ? બ્રહ્મચર્યાદિક પળાવવાનો દોષ કહેવાતા સુધારકો પુરૂષો માથે મેલશે. વાસ્તવિક રીતે જોતાં તેમને એક વ્યક્તિને દુઃખી કરી આવો દોષ માથે વ્હોરી લેવાનું પ્રયોજન નથી. તેમાં તેમને સ્વાર્થસિદ્ધિ નથી. બ્રહ્મચર્યાદિક પુરૂષોને લીધે નહિ પરંતુ પતિવ્રતા સ્ત્રીઓની પ્રીતિને લીધેજ પોતાનું મહત્વ રાખી રહ્યાં છે પુનરૂદ્વાહ, વાસ્તવિક પ્રીતિનો અસંભવ દર્શાવનારી ક્રિયા, તે પણ સ્ત્રીના મસ્તકમાંથી ઉત્પન્ન થયેલ નથી. તેનો દોષ ખરૂં જોતાં સ્વાર્થી પુરૂષોને માથે આવે છે.

જરૂર જણાતાં પ્રસ્તુત વિષયને મુકી બીજા વિષયમાં ઉતરવું પડયું. હવે પાછું મુળ વસ્તુ સ્મરણમાં લાવી બોલીએ. સ્નેહથી બંધાએલાં પ્રાણીની એક જોડીમાંનો એક, પોતાના સાથીની ઉપર નિષ્કારણ કલંક આવતાં, કલંક દેનાર અને કલંકનાં સ્થાનને, તે કાળ અથવા સ્થિતિ તથા તેની સાથે સંબંધ રાખનારી સર્વ વસ્તુઓને છોડો, વૈરાગી થઇ ચાલ્યો જાય છે. વિદ્વાન્, શ્રીમાન, વિશેષ ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ અર્થાત્ અત્યંત વિચારશીલ એવો એક મહાત્મા, પ્રેમને ન ગણકારતાં. પોતાના સંબંધનાં સર્વનું દુઃખનું સ્થાન થઇ પડે એ કેવુ આશ્ચર્ય ! પ્રેમી પ્રેમના સ્થાનને છોડી દે, પણ પ્રેમનું સ્થાન તેને છોડતુ નથી. તેમાં પણ ઉભય પ્રાણી એક બીજાનાં પ્રેમી ને પ્રેમનાં સ્થાન હોય, તો પછી શું કહેવું. સરસ્વતિચંદ્રે કુમુદસુંદરીને છોડી, કુમુદસુંદરીએ તેને છોડયો નહિ કુમુદે લાચાર થઇને ચંદ્રને છોડયો પણ ચંદ્રના અંતઃકરણે તેને છોડી નહિ. શરીર છુટાં થયાં પરંતુ અંતઃકરણમાં બંધાએલી સ્નેહગાંઠનું વધારે આકર્ષણ થયુ. તેજ આંતરીય આકર્ષણ અજાણતાં તેને સુવર્ણપુર ખેંચી ગયું. તેજ સ્નેહે, તેજ મટી

લ્યનું વિવેચન બહુ જુજ જોવામાં આવે છે. સરસ્વતીચંદ્રનાં તેના પિતા પ્રત્યેનાં આચરણ તેનો ભક્તિભાવ પ્રદર્શિત કરે છે. ભક્તિભાવ ઘણી વખત ભય, આકાંક્ષા, અને જો તેની (ભાવની) ઉત્તરાવસ્થા આવે તો, ઉદાસીનતા સાથે સંબંધ રાખે છે. આ સર્વ તેના ભિન્ન ભિન્ન ભેદ સરસ્વતીચદ્ર પોતાનાં મન, વચન અને કર્મથી સ્ફુટ કરી દેખાડે છે આટલી વિદ્વત્તાવાળાને ભક્તિભાવમાં ઉદાસીનતાનું મિશ્રણ થાય તો અન્યનું શું કહેવું। વિદ્વત્તાનું એક ફલ સારૂં થયું કે પોતાની અપકીર્તિ કરાવી, પરંતુ લીન થતા ભક્તિભાવ લોકસમૂહમાં ઉઘાડો પાડયો નહિ.

લક્ષ્મીનાજ સંબંધી લક્ષ્મીનંદન તથા મૂર્તિમાન્ ગુમાન. ગુમાનનો સ્વભાવ યથાસ્થિત ચિતરાયો છે. મધ્યે ઉદાહરણમાં બાપુની વાર્તા પણ ઠિક સમયાનુસાર ગોઠવાઇ છે. અહિઆં પણ વળી સરસ્વતીચંદ્રની વિચાર કરવાની ઉચ્ચ પદ્ધતિ બહુજ આનદ આપે છે. આવી રીતે સર્વને દુઃખી કરવા કરતાં કોઇ અન્ય માર્ગ વિશેષ લાભકારી થવા સંભવ હતો. તે સર્વ માર્ગ અનુક્રમે ચંદ્રકાન્તે સરસ્વતીચંદ્રને દર્શાવ્યા; પરંતુ તે સર્વ તેને હાનિકારક ભાસ્યા. સરસ્વતીચંદ્રનો ભકિતભાવ ઔદાસ્યમિશ્રિત થયો હતો; નિઃશેષ ગલિત ન થયો. વિદ્યાએ આપેલાં જ્ઞાને આ સમયે અગ્રાહ્ય માર્ગોમાંનો નિર્દોષ તો નહિજ, પરંતુ થોડા દોષવાળો માર્ગ ગ્રહણ કરાવ્યો. પ્રેમી છુટો થયો. થતાં થતાં સ્નેહ સાંકળ તોડવા યત્ન કર્યો; પરંતુ તેમાં એક ગાંઠ વિશેષ બધાઇ. પત્રદ્વારા વચન આપ્યાવગર ચાલ્યું નહિં કે "હું તને નહિ ભૂલું. પ્રસગે ફરી પ્રત્યક્ષ કે પરોક્ષ રહી જણાઇશ. હું તને છોડું, પણ હૃદય કેમ છોડશે ?"

---

શબ્દ વાપરવામા વિદ્વાનોએ કાઇ નિયમ રાખ્યો જણાતો નથી. ભવભૂતિ સીતાને પોતાનું રામ પ્રત્યેનો વાત્સલ્ય બોલાવે છે. કાલિદાસ કુમારસંભવના પાચમા સર્ગમા

न पुत्रवात्सल्यमपाकरिष्यति ।

એમ લખી વાત્સલ્યને, બાલકોપ્રત્યે પ્રીતિ, એ અર્થમા જોડે છે. વળી એજ કવિ રઘુવંશના પંદરમા સર્ગમા

अन्वित. पतिवात्सल्यात् ।

એમ લખી એજ જનપ્રત્યે પ્રીતિમા જોડે છે. આ પ્રમાણે બાળકોપ્રત્યેજ પ્રીતિ દર્શાવનાર કોઇ એકાર્થી શબ્દ નથી વાત્સલ્ય જો એજ અર્થમા વપરાય તો ભાષામા અતિ સુલભતા થઇ પડે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મુ.    જ્યેષ્ઠ-આષાઢ, સંવત ૧૯૮૫    અંક ૮-૯ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥



## सासारिक बोध

### सृग्धरा छंद

કાકા મામા કથાના પરિચય પણ તે કાંઇ કામે ન લાગે,
સ્નેહી સંબંધિઓના વિનયવચનથી ભૂખ લેશે ન ભાગે;
વિદ્યા વાણી વિનોદે ઘડિક રમ રહે સ્વાર્થમાં સર્વ સૂરા,
મોટા મોટા વિચારો અતિપરવશતાથી રહે છે અધૂરા
પ્રેમી મિત્રો પવિત્રો વન જન બળ જો હોય તો સર્વ થાય,
આવે આપત્તિ કાંઇ સકલ સમયથી દેખતાં દૂર જાય,
અંતે છે કોણ કોનું તનપણ તજતા લાજ લેશે ન રાખે,
આ સંસારે અસારે અનુભવ સઘળો થાય છે એક આંખે

## अते काई न होवा विषे

### साकी (मराठी चाल)

આખર કાંઇ નથી, મન તું જાય મરે ન મથી,
કામ કર્યા ધન ધામ ન આવે, હાથી હયરથ હાડી,
બાગ બગીચા મેલ મજાના, વગની ઘોડા ગાડી, આ
પુત્ર કલત્ર મિત્ર માયાળુ, સગા સહોદર શાણા,
ચાકર શેઠ રંક ને રાણા, તાગથી ઉભરાણા, આ
કલ્પિત વિષય બ નાની તેમાં, પરનર થઇ પરનર મા,
ભનના ભાનવિષે શું ભટકે, મર તાગ મહિમા, આ
સાચું જે સમજાય જગત આ, તે મગજલના જેવું,
સગપણ બગપણ શું સમજવું, નનડે મીડે નેવું, આ
મૂળ વગર મોટી મમતાએ, આ સંસાર રચાયો,
શોધ્યા કર સો વરસો તોપણ, પ્રકટ જણાય ન પાયો, આ

વાયુના બાચકા ભર્યાથી, કાંઇને કરમાં આવે,
મારા તારામાં મરડાઇ શું ધમસાણ મચાવે? આ.
શોક હર્ષને શેક હઠીલાં, રાચ ન રાગ તરંગે;
કેશવ હરિને ભજ ભાવેથી, સચરતાં સત્સંગે; આ.

## સંસારમાં સાર વિચારવા વિષે.

### માઢ અથવા મેવાડો.

સંસારમાં શો સાર તે વિચાર તો કરો,
ફસાઇને આ ફંદમાં શું ફૂલતા ફરો; સં-ટેક૦
ધન જન જોબન કામ ન આવે, આ ધરણી ને ધામ,
કરિયે ક્રોડ ઉપાય તથાપિ, કોય ન સુધરે કામ; રે વિચા૦
સંબંધે સંતાપ અને સંકોચે મન મૂઝાય,
ધાર્યું થાય ન કાંઇ બરાબર, કાલ વૃથા વહિ જાય; રે વિ૦
જન્મ અમૂલ્ય મળ્યો તે જાતે, ખાંતે અફલ કરાય;
તરણી તૂટે તો શી રીતે, ભવસાગર ઉતરાય; રે વિ૦
મારૂં તારૂં એવી મમતા, બહુ મારે છે માર,
પ્રાણ પરોણા થાય ભલે પણ, કોઇ કરે નહિ વાર; રે વિ૦
ધસડાયા બહુ અંધ બનીને, વૃદ્ધ તરૂણ ને બાલ,
નજરે જોતાં પણ નહિ સૂજે, કેવી થાશે કાલ; રે વિ૦
અજર અમર કો કોણ રહ્યું છે, કોની રહિ છે વાત,
ધામ ધરાદિક હોત અચલ તો, શોક શું કરવા થાત; રે વિ૦
સુખ સંતોષ વધારો વાલા, મેલી મનનું માન,
ધીરજ કેમ રહે છે તમને, આ તન રાંધ્યું ધાન; રે વિ૦
ક્ષણભંગુર તન શું લઇ જાવું, સાચી એક સુવાસ,
તેમ છતાં અવળા જાશો તો, થાશે નરકનિવાસ; રે વિ૦
સારૂં માઠું સર્વ બતાવે, નજરે સઘળો લોક,
જે કરવું તે પોતે કરવું, શું કરિ આપે કોક; રે વિ૦
શોધો શાણા કેશવ હરિને, દૂર કરીને દોષ,
સાર સમજશો તો અંતરમાં, થાશે સુખ સંતોષ. રે વિ૦

# सत्यमूर्ति महाराजा हरिश्चन्द्रनी सत्यता

(અનુ. પાને ૧૨૮ થી)

આ સમયમાં મહાતપસ્વી વિશ્વામિત્ર કાળ જેવો ક્રોધ કરી મનમાં પોતાનું ધન માગવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. એમને જોઈ હરિશ્ચંદ્ર રાજા મૂર્છા પામીને ધરતીપર પડી ગયો. તે રાજાના શરીરઉપર પાણી છાંટીને વિશ્વામિત્ર બોલ્યા કે "હે મોટા રાજા ઉઠ ઉઠ, તેં કહેલી દક્ષિણા મને દે. ઋણ ન આપનારાઓને દિવસે દિવસે દુઃખ વધતું જાય છે." હિમ જેવું ટાઢું પાણી શરીરપર પડતાં તે સમયે રાજાને ચેતના આવી પણ વિશ્વામિત્રને જોઈને પાછો મૂર્છિત થઈ ગયો. પછી જેને ભારે ક્રોધ ચડ્યો એવા વિશ્વામિત્રે સચેત કરીને પાછું કહ્યું કે, "હે રાજા! મારી ધીરજ સામું જોઈને હવે તું મને મારી દક્ષિણા દે. સૂર્ય સત્યથી તપે છે, પૃથ્વી સત્યથી સ્થિર રહે છે અને સ્વર્ગ પણ સત્યમાંજ રહેલો છે. સત્ય પાળવામાં મોટો ધર્મ કહેલો છે. હજાર અશ્વમેધને અને સત્યને કાંટામાં મુક્યા હતા તેમાં હજાર અશ્વમેધથી સત્ય વધી ગયું હતું. અથવા મારે આ બોલવાનું શું પ્રયોજન છે? કશું પ્રયોજન નથી. હે રાજા! તું જો મારી દક્ષિણા નહિં આપે તો સૂર્ય આથમ્યા પછી હું તને અવશ્ય શાપ આપીશ."

આ પ્રમાણે કહીને વિશ્વામિત્ર ત્યાંથી ગયા. વનમાં દુઃખ પામેલો, નિર્ધન અને ક્રૂર લેણદારે સતાપેલો રાજા ભયથી આતુર થયો. આ સમયમાં વેદનો પાર પામેલો કોઈ બ્રાહ્મણ ઘણા બ્રાહ્મણોની સાથે પોતાના ઘરથી બાહાર નીકળી ચાલ્યો આવતો જોવામાં આવ્યો. એ તપસ્વીને આવતો જોઈ રાણીએ રાજાને ધર્મ તથા અર્થથી અવિરુદ્ધ વચન કહ્યું કે "બ્રાહ્મણ ત્રણે વર્ણોનો પિતા કહેવાય છે અને પિતાનું દ્રવ્ય પુત્રે લેવું જોઈએ એમાં કશો સંશય નથી, એટલામાટે ધનનેવાસ્તે આ બ્રાહ્મણની પ્રાર્થના કરવી એવો મારો મત છે." રાજા બોલ્યો કે "હે સુંદરિ! હું ક્ષત્રિય છું તેથી પ્રતિગ્રહ લેવાને ઇચ્છતો નથી. માગવું એ બ્રાહ્મણોનો ધર્મ છે પણ ક્ષત્રિયોનો નથી. બ્રાહ્મણ સઘળા વર્ણોના ગુરુ છે માટે તેની તો સર્વદા પૂજા કરવી જોઈએ પણ તેની પાસે ક્ષત્રિયોએ માગવું નહિ જોઈએ. વિશેષકરી યજન, અધ્યયન, દાન, શરણાગતોને અભય દાન અને પ્રજાઓનું પાલન એજ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે 'આપો'

એવું કંગાલ વચન તો મારાથી બોલાજ નહિ. મારા હૃદયમાં તો 'દઉં' એ વચન ગોઠી રહ્યું છે. કોઇ સ્થાનકમાંથી પણ દ્રવ્ય મેળવીને હું બ્રાહ્મણને આપવા ધારૂં છું." આ વચન સાંભળી સ્ત્રીએ કહ્યું કે સમતા, વિષમતા, પરાભવ અને સન્માન કાળથીજ થાય છે. પુરૂષને દાતા બનાવનારો અને યાચક બનાવનારો પણ કાળજ છે. વિશ્વામિત્ર કે જે મોટા જ્ઞાની છે તેમણે પણ ક્રોધથી ભારી બળ વાપરીને તમને રાજ્યથી અને સુખથી ભ્રષ્ટ કર્યા એ સ્વધર્મનો ત્યાગ કર્યો તો હવે તમે સ્વધર્મનો ત્યાગ શામાટે કરતા નથી? કાળની ગતિ જોઇને સઘળું કામ સમયાનુકૂલ કરવું જોઇએ.

રાજાએ કહ્યું કે.—તીક્ષ્ણધારવાળી તરવારથી જીભના બે કટકા કરી નાખવા એ સારૂં છે પણ માન છોડી દ... 'દીયો' એમ બોલવું સારૂં નથી. હું ક્ષત્રિય છું માટે કોઇની પાસે માગું તો નહીં... હું તો મારા બાહુબલથી મેળવેલું ધન નિરંતર આપ્યા કરૂં એમ ઇચ્છું છું.

સ્ત્રીએ કહ્યું કે.—હે સ્વામી! માગવામાં તમારૂં મન અટકતું હોય તોપણ હું તો ન્યાયમાર્ગથી ઇંદ્રાદિક દેવતાઓએ પણ તમને આપેલી છુ અને શિક્ષા કરવી અથવા મારૂં રક્ષણ કરવું એ તમારૂંજ કામ છે માટે મારૂં મૂલ્ય લઇને બ્રાહ્મણને દક્ષિણા આપો.

આ વચન સાંભળી હરિશ્ચંદ્ર રાજા 'હાય હાય ભુંડું થાય છે' એમ કહીને મહા દુઃખથી વિલાપ કરવા લાગ્યો. વળી ફરીવાર સ્ત્રીએ કહ્યું કે "આ મારૂં વચન માનો નહિતર તમે બ્રાહ્મણના શાપરૂપ અગ્નિથી બળી જઇને નીચપણું પામશો. મને કાંઇ જુગાર, મદ્યપાન, રાજ્ય કે ભોગને વાસ્તે વેચવી નથી પણ બ્રાહ્મણનેવાસ્તે વેચવી છે માટે કશી અડચણ નહિ ગણતાં વેચો અને બ્રાહ્મણને દક્ષિણા આપો. મને વેચીને તમારા વચનને સફલ કરો."

આ પ્રમાણે સ્ત્રીએ વારંવાર પ્રેરણા કરતાં રાજા બોલ્યો કે "હે ભલી સ્ત્રી! ત્યારે હું નિર્દય થઇને તને વેચું છું તને આવું બોલવાનો ઉત્સાહ આવ્યો તો હું હવે ક્રૂર પુરૂષોથી પણ ન થઇ શકે એવું નિષ્ઠુર કામ કરૂં છું." આ પ્રમાણે બોલી આતુર થએલા રાજાએ નગરમાં જઇ સ્ત્રીને બજારમાં મુકીને આંસુથી ગળગળા કંઠવતે કહ્યું કે "હે સઘળા નગરના લોકો! મારૂં વચન સાંભળો, આ મારી પ્રાણપ્યારીને દાસી કરીને રાખવાનું કોઇને કામ હોય તો હું જેટલું કહું તેટલું ધન આપવાની જેની

શક્તિ હોય તો તુરત બોલો" ડાહાપણવાળા નગરના લોકો બોલ્યા કે "અરે ! સ્ત્રીને વેચવા આવેલો તું કોણ છે" રાજાએ કહ્યું કે "મને તું કોણ છે એમ શું પુછો છો હું માણસ નથી પણ ક્રૂર છું અથવા કઠણ છાતીવાળો રાક્ષસ છું માટે પાપ કરૂં છું" એ શબ્દ સાભળી તુરત વિશ્વામિત્રે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરીને હરિશ્ચંદ્રને કહ્યું કે "આ સ્ત્રી મને દે હું ધન આપીને ખરીદનાર છું મારી પાસે ઘણું નાણું છે મારી સ્ત્રી સુકુમાર હોવાથી ઘરના કામ કરી શકતી નથી એટલામાટે હું સ્ત્રીને ખરીદું છું તને કેટલું ધન આપું" વૃદ્ધ બ્રાહ્મણ આ પ્રમાણે બોલતાં હરિશ્ચંદ્રનું મન દુઃખથી ફાટી ગયું તેથી તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ પછી એ વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો કે "તારી સ્ત્રીના કામ, અવસ્થા, રૂપ અને શીલના પ્રમાણમાં ધન લે અને મને તારી સ્ત્રી દે સ્ત્રીના અને પુરુષના મૂલ્યવિષે ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે કે બત્રીસ લક્ષણોવાળી, ચતુર અને શીલ તથા ગુણવાળી, સ્ત્રી હોય તો તેનું કરોડ સોનામોહોર મૂલ્ય છે અને પુરુષ તેવો હોય તેનું દશ કરોડ સોનામોહોર મૂલ્ય છે" આ પ્રમાણે એ બ્રાહ્મણ બોલતાં મોટા દુઃખથી ઘેરાએલા હરિશ્ચંદ્ર રાજાએ તેને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ પછી એ બ્રાહ્મણે હરિશ્ચંદ્ર રાજાની સામે વલ્કલ ઉપર ધન મુકીને તેની રાણીને ચોટલો ઝાલીને ખેંચી રાણી બોલી કે "રે ભલા બ્રાહ્મણ ! હું મારા દીકરાને જોઇ લઉં તેટલીવાર મને મુકી દ્યો, મુકી દ્યો ફરીથી આ બાળકનું દર્શન મને દુર્લભ થશે" એમ કહીને તેણે પોતાના પુત્રને કહ્યું કે "હે પુત્ર ! હું તારી મા કે જે અહીં દાસીપણું પામી છું તેને જો હે રાજકુમાર ! તું મને અડીશમા, હવે હું સ્પર્શ કરવાને યોગ્ય રહી નથી" પછી પોતાની માને ખેંચાતી જોઇ જેના નેત્રમાં આંસુ આવી ગયાં એવો એ બાળક તુરત 'મા મા' એમ બોલતો બોલતો દોડ્યો પડી જતો એ જલફાવાળો બાળક માના વસ્ત્રને હાથમાં લઇને ખેંચવા લાગ્યો ત્યારે એ બ્રાહ્મણે ક્રોધથી તેને થપડ મારી આમ થયા છતાં પણ 'મા–મા' એમ બોલતો એ બાળક પોતાને ઝાલતો ન હતો, તેને જોઇને રાણીએ બ્રાહ્મણને કહ્યું કે "હે પાલક ! મારાપર કૃપા કરીને આ બાળકને પણ ખરીદો મને ખરીદી તોપણ એ વિના હું કામ કરીશ નહીં એટલામાટે હે મહારાજ ! હું કે જે અલ્પભાગ્યવાળી છું તેના ઉપર આટલી કૃપા કરો" સ્ત્રીના વચન સાભળી બ્રાહ્મણે હરિશ્ચંદ્રને કહ્યું કે "આ બીજું પણ ધન

લે અને તારો બાલક મને દે. ધર્મશાસ્ત્ર જાણનારાઓએ સ્ત્રી અને પુરૂષના ગુણોની ન્યૂનાધિકતા ઉપરથી સો, હજાર અને લાખનું મૂલ્ય ઠરાવેલું છે. બીજા વિદ્વાનોએ સ્ત્રીનું કરોડનું મૂલ્ય પણ કહેલું છે. સ્ત્રી જો બત્રીશ લક્ષણવાળી, ચતુર અને શીલ તથા ગુણોવાળી હોય તો તેનું એક કરોડનું મૂલ્ય થાય અને પુરૂષ તેવો હોય તો એક અર્બુદનું મૂલ્ય થાય." આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણે આગળની પેઠે બાલકનું મૂલ્ય પણ હરિશ્ચંદ્રની પાસે વસ્ત્રમાં નાખ્યું. પછી બાલકને લઇ તેની માની સાથે એકઠો બાંધ્યો. બન્નેને લઇ રાજી થઇને બ્રાહ્મણે તુરત પોતાને ઘેર જવા માંડયુ ત્યારે આંસુથી વ્યાકુલ થએલી રાંક રાણીએ હરિશ્ચંદ્રને પ્રદક્ષિણા કરી ગોઠણભર રહીને પ્રણામ કરતાં કહ્યું કે "મેં કાંઇ દાન કરેલ હોય, હોમ કરેલ હોય અને બ્રાહ્મણોને તૃપ્ત કરયા હોય તો તે પુણ્યથી પાછા હરિશ્ચંદ્રજ મારા પતિ થજો." પ્રાણ કરતાં પણ પ્યારો એ રાણીને પગમાં પડેલી જોઇ 'હાય હાય' એમ બોલતો રાજા વ્યાકુલ થઇને વિલાપ કરવા લાગ્યો કે "વૃક્ષની છાયા કે જેમાં સત્ય, શીલ કે ગુણ કાંઇ પણ નથી તે પણ વૃક્ષને કદી છોડી દેતી નથી ત્યારે આ સ્ત્રી કે જેમાં એ સઘળા ગુણો છે તે મારાથી કેમ છુટી પડી." આ પ્રમાણે સ્ત્રીવિષે બોલીને તેણે સ્ત્રીના શરીરની સાથે બંધાએલા પુત્રને કહ્યું કે "મને છોડી દઇને તું કયાં જશે ? હું હવે કઇ દિશામાં જાઊં ? મારા દુઃખનું નિવારણ કોણ કરે ? મને રાજ્યના ત્યાગથી કે વનવાસથી જેવું દુઃખ થયું ન હતું તેવું દુઃખ પુત્રના વિયોગથી થાય છે." વળી તેણે સ્ત્રીને કહ્યું કે લોકમાં જે સારો પતિ હોય તે તો સર્વદા સ્ત્રીનો ત્યાગ કરે નહિ હે કલ્યાણિ ! મેં તો તને છોડી દીધી છે અને દુઃખમાં નાંખી છે. હું તારો પતિ કે જે ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલ અને રાજ્યનાં સઘળાં સુખ ભોગવવાનો અભ્યાસી છતાં આવો અભાગીઓ છું તેને પામીને તું બીજાની દાસી થઇ છે. આવા અત્યંત મોટા શોકરૂપી સમુદ્રમાં હું ડુબું છુ. તેને હવે બોધનાં વચનો સંભળાવીને એ સમુદ્રમાંથી કોણ બાહાર કાહાડે." આ પ્રમાણે વિલાપ કરતો રાજા જોતાં છતાં એ બ્રાહ્મણ પેલી સ્ત્રીને તીક્ષ્ણ ચાબખા મારીને લઇ જવા લાગ્યો. સ્ત્રી અને પુત્રને લઇ જવાતાં જોઇ બહુ દુઃખથી પીડાએલો રાજા વારંવાર ઉના નિસાસા મુકીને વિલાપ કરવા લાગ્યો કે "પૂર્વે જે મારી સ્ત્રીને વાયુ, સૂર્ય, ચંદ્ર અને બીજા પણ કોઇ લોકો જોવા પામતા નહિ તે આજ દાસીપણું પામેલી છે. સૂર્યવંશમાં ઉત્પન્ન

વએલા અને કુમી કુમી આગળીઓવાળો આ બાળક પણ વેચાયો, માટે હુ કે જે અત્યંત દુર્બુદ્ધિ છુ તેને ધિક્કાર છે હે પ્રિયા! હે બાળ પુત્ર! હુ કે જે દુષ્ટ છુ તેના અપરાધથી તમે દુ ખી થયા છો હુ દૈવાધીન થઈને આવી નીચ દશાને પામ્યા છતા પણ મુઓ નહિ માટે મને ધિક્કાર છે" આ પ્રમાણે રાજા વિલાપ કરતો હતો ત્યા પેલો બ્રાહ્મણ કે જે તેની રાણીને અને પુત્રને લઈને ઉતાવળથી જતો હતો તે દૂર નીકળી ગયો અને ઉંચા ઉંચા વૃક્ષો તથા ઘરો આદિ આડા આવી જવાથી દેખવામા પણ આવ્યો નહિ આ સમયમા મુનિઓમા ઉત્તમ, મહાતપસ્વી, કઠોર અને ક્રૂરરૂપવાળા વિશ્વામિત્ર બીજુ રૂપ ધરી પોતાના શિષ્યોસહિત રાજાની પાસે આવીને બોલ્યા કે "હે રાજા! જો તારે તારૂ સત્ય પાળવુ હોય તો મને રાજ્યના દાનની દક્ષિણા દે અને તેની સાથે, તેં મને યજ્ઞમા જેટલી જોઈએ તે દક્ષિણા આપવાનુ પણ પ્રથમ કહેલુ છે તે પણ દે હુ યજમાન થઈને રાજસૂય કરૂ તેમા મારે બ્રાહ્મણોને જેટલી દક્ષિણા દેવી જોઈએ તેટલી દક્ષિણા રાજ્યના દાનની દક્ષિણા ઉપરાંત તારે દેવી પડશે" વિશ્વામિત્રના વચન સાભળીને હરિશ્ચંદ્ર બોલ્યો કે "હે રાજર્ષિ! મારી પાસે અગીઆર સોનાથી નવારેખ ,આવેલુ છે તો તે બધુ લઈને તમે મારા કહેવા પ્રમાણે રાજ્યના દાનની દક્ષિણા તથા રાજસૂયની દક્ષિણા પણ આપને મળી ચુકી માનો" વિશ્વામિત્ર બોલ્યા કે "હે રાજેન્દ્ર! આ દ્રવ્ય કે જે તુ દક્ષિણાનેવાસ્તે આપે છે તે તને ક્યાથી મળ્યુ તે કયી રીતે દ્રવ્ય મેળવ્યુ તે મને કહે" રાજા બોલ્યો કે "હે ભાગ્યશાળી બ્રાહ્મણ! એ વાત કહેવરાવવાનુ તમારે શુ પ્રયોજન છે? એ વાત સાભળવાથી તમને પણ ખેદ થશે" વિશ્વામિત્ર બોલ્યા કે "જે દ્રવ્ય કુમાર્ગથી આવેલુ હોય તે હુ લેતો નથી મારા માર્ગથી આવેલુ ,હોય તેજ લઉ છુ એટલામાટે આ દ્રવ્ય તારી પાસે શી રીતે આવેલુ છે તે તુ યથાર્થ રીતે કહે" રાજા બોલ્યો કે "હે મહારાજ! મેં મારી રાણીને કરોડ સોના મોહોરથી અને રોહિત નામના દીકરાને દશ કરોડ સોના મોહોરથી વેચી નાખેલ છે તો આ અગીઆર કરોડ સોના મોહોર તમે મારી પાસેથી લીઓ" રાજ્યના દાનની દક્ષિણા પૂરી થવા ઉપરાત જે વેચાણનુ દ્રવ્ય વધ્યુ તે રાજસૂયની દક્ષિણાનેવાસ્તે થોડુ એમ જોઈ ક્રોધ પામેલા વિશ્વામિત્રે રોકડી વાણીના રાજાને કહ્યુ કે "આ દક્ષિણા રાજસૂય યજ્ઞનેવાસ્તે પૂરતી નથી એટલામાટે જેટલાથી એ પૂરી

હૂં સર્વદા તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ એમાં સંશય નથી. મને આજ્ઞા કરો. હું તમારૂં શું કામ કરૂં." આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી વિશ્વામિત્રે પેલા ચાંડલને કહ્યું કે "હે ચાંડાલ! તુ મારી પાસે આવ. તુ આ મારા દાસનું કેટલું મૂલ્ય આપીશ? હમણા મૂલ્ય લઇને હુ આ મારો દાસ તને આપું છું. માટે આને તું લે. મારે કાંઇ દાસનું કામ નથી. મારે તો ધન લેવાની આશા છે." વિશ્વામિત્ર આ પ્રમાણે બોલતાં રાજી થએલા ચાંડાલે તુરત સમીપમાં આવીને વિશ્વામિત્રને કહ્યું કે "હે બ્રાહ્મણોમાં ઉત્તમ! દશયોજનના વિસ્તારવાળાં પ્રયાગના મંડલમાં રત્નની પૃથ્વી કરીને હું તમને આપીશ. આ દાસને વેચીને તમે મારી પીડા મટાડી છે" પછી એ ચાંડાલે હજારો રત્ન, સોનામોહોર, મણિ અને મોતી આપ્યાં તે વિશ્વામિત્રે લીધાં. આ પ્રમાણે થતાં હરિશ્ચંદ્રના મુખમાં કાંઇ પણ વિકાર દેખાયો નહિ. તેણે તો ધીરજથી એમજ માન્યું કે "વિશ્વામિત્ર મારા ધણી થયા છે; માટે તે જે કામ કરવાનું કેહે તે મારે કરવું." એ સમયમાં તુરત આકાશવાણી થઇ કે "હે રાજા! તું ઋણમુક્ત થયો અને રેહેલી દક્ષિણા આપી ચુકો." આકાશવાણી થયા પછી રાજાને માથે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને ઇંદ્ર સહિત મોટામોટા દેવતાઓ રાજાને વાહવાહ કેહેવા લાગ્યા. મોટા હર્ષથી વ્યાપ્ત થએલા રાજાએ વિશ્વામિત્રને કહ્યું કે, "હે મોટી બુદ્ધિવાળા મુનિ! તમે મને છોડાવ્યો અને ક્ષણમાત્રમાં ઋણમુક્ત કર્યો તેથી તમેજ મારાં માતા-પિતા અને બંધુ છો. હું હવે શું કરૂં? તમારૂ વચન માનવામાં મારૂં કલ્યાણ છે." આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી વિશ્વામિત્રે તેને કહ્યું કે "હે રાજા! આજથી તારે ચાંડાલનું કહ્યું કરવું. તારૂં કલ્યાણ થાઓ." આમ કહી ચાંડાલની પાસેથી ધન લઇ હરિશ્ચંદ્રને ચાંડાલના હાથમાં આપીને વિશ્વામિત્ર ત્યાંથી ગયા.

ધન લઇને વિશ્વામિત્ર ગયા પછી રાજી થએલા ચાંડાલે રાજાને બાંધી 'હવે ક્યાં જશે,' એમ કહીને લાકડી મારી. લાકડી વાગવાથી સંભ્રમ પામેલા, અત્યંત વ્યાકુલ ઇંદ્રિયોવાળા અને પ્યારાં બંધુઓના વિયોગથી પીડાએલા રાજાને પોતાના પરામાં લાવી લોઢાની બેડી નાખીને પોતે નિશ્ચિંત થઇ સુઇ રહ્યો. બેડીમાં પડીને ચાંડાલના પરામાં રેહેતો હરિશ્ચંદ્ર રાજા અન્ન પાન છોડી દઇને સર્વદા શોક કરવા લાગ્યો કે "દુઃખથી ઘેરાએલી અને રાંક મોહોડાવાળી મારી સ્ત્રી પોતાની પાસે રાંક મોહોડાવાળા

બાળકને જોઇ મને સભારતી હશે કે ‘ રાજા નાણું કમાઇ, બ્રાહ્મણને જે દેવા કહેલુ છે તે આપીને અમને છોડાવશે અને પુત્રને તથા મને રોતા જોઇને આશ્વાસના કરશે બાપની પાસે જવુ છે એમ કહીને રોતા અને બાપ બાપ કરતા બાળકને સારી રીતે થડો પાડશે ’ અહો ! મૃગના બચ્ચાના સરખા નેત્રવાળી એ પ્યારી મને ચાડાળ થએલો નહિ જાણતી હોય અહો હુ રાજ્યથી ભ્રષ્ટ થયો, મળતીઓથી છુટો પડયો, સ્ત્રી તથા દીકરો વેચવા પડયા અને છેવટે આ ચાડાળપણુ પ્રાપ્ત થયુ અહો મારા ઉપર એક પછી બીજુ અને બીજા પછી ત્રીજુ એમ ઉપરાઉપર ‘ દુ ખોજ આવી પડયા ” આ પ્રમાણે સ્ત્રી તથા પુત્રને નિરતર સભારતો અને દૈવે પીડેલો એ ચતુર રાજા ચાડાળના ઘરમા રહીને દિવસ કાહાડવા લાગ્યો પછી પાંચમે દિનસે એ રાજાને બેડીમાથી છોડી ક્રોધી ચાડાને કઠોર વચનોથી વારવાર તરછોડીને મુવેના માણસના વસ્ત્ર લેવાનું કામ કરવાની આજ્ઞા કરીને કહ્યુ કે “ કાશીના દક્ષિણ ભાગમા મોટુ મસાણ છે, તેનુ તુ યોગ્ય રીતે રક્ષણ કરજે અને કદી પણ એ સ્થાનકને છોડીને બાહાર જજે મા આ જુનો ઘોકો લઇને તુ તે સ્થળમા તુરત જા અને આ ઘોકો વીરબાહુનો છે એમ ચારેકોર બોલજે રાજ્યથી ભ્રષ્ટ થયા પછી કેટલેક કાળે હરિશ્ચન્દ્ર રાજા આ પ્રમાણે ચાડાળના હાથમા આવીને મસાણમા મુવેના માણસોના ખપણ લેવાનુ કામ કરવામા જોડાયો ખપણ લેનારો એ વીરબાહુ નામના ચાડાળોના પટેલની આજ્ઞાથી રાજા મસાણમા ગયો એ ભયાનક મસાણ નગરીથી દક્ષિણ ભાગમા હતુ એ સ્થળમા ભારે દુર્ગંધી ધૂમાડો ફેલાઇ રહ્યો હતો ચારેકોર શબના ઢગ પડયા હતા માંસખાનારા પશુઓ ભયકર નાદ કરી રહ્યા હતા સૈકડો કાગડા, ગરજ, શીઆળીઆ અને કુતરા ચારેકોર ફરતા હતા હાડકાઓના ઢગ પડયા હતા ઉગ્ર દુર્ગંધ વ્યાપી રહ્યો હતો અગ્નિમા પડેલા અને અરધા બળેલા શબના મોહોડા ખુલ્લા થએલા દાતની પક્તિઓથી જાણે કાયાની એવી સ્થિતિ જોઇને હસતા હોય એવા લાગતા હતા મરણ પામેલા અનેક માણસોના સગાંઓનો ઉગ્ર કોલાહલ થઇ રહ્યો હતો ‘હાય દીકરા, હાય મિત્ર, હાય બધુ, હાય ભાઇ, હાય પ્યારી, હાય બના બાપુજી, હાય મામા, હાય દાદા, હાય નાહાના, હાય બાપ હાય પૌત્ર ! તુ મને છોડીને ક્યા ગયો આવ આવ’ એવી રીતના સર્વ પ્રાણીઓને ત્રાસ આપનારા શબ્દો

ચારેકોર સાંભળવામાં આવતા હતા. બળતાં માંસ, વસા અને મેદના છમછમાટ થઇ રહ્યા હતા. અને અગ્નિમાંથી મહાભયંકર ચડચડાટી નિકળતી હતી. પ્રલયકાલ સરખા એ દારૂણ મસાણમાં ગએલો હરિશ્ચંદ્ર રાજા દુઃખથી શોક કરતો હતો કે " હે સેવકો ! હે મંત્રીઓ ! તમો ક્યાં છો ? કુલપરંપરાનું રાજ્ય ક્યાં ગયું ? હે પ્યારિ ! હે બાલક પુત્ર ! બ્રાહ્મણના કોપથી હું કે જે મંદભાગ્ય છું તેને છોડીને તમો ક્યાં દૂર ગયાં ? કોઇ સ્થળમાં પણ ધર્મવિના માણસોનું શુભ થતું નથી. માટે માણસે યત્ન કરીને ધર્મનેજ સાચવવો જોઇએ. " આ પ્રમાણે વિલાપ કરતાં વળી ચાંડાલનું કહેલું સંભારીને વારંવાર મુડદાં જોવા જતો હતો. સઘળાં અંગોમાં મેલથી ખરડાએલો અને સુકાઇને લાકડી જેવો થઇ ગએલો અને મુડદાં શોધવાવાસ્તે આમ તેમ દોડયા કરતો એ રાજા 'આ શબનું આટલું મૂલ્ય મળ્યું, હવે બીજાનું સો શિક્કા મૂલ્ય મળશે. તેમાંથી આટલું મારૂં, આટલું રાજાનું અને આટલું મારા ધણી ચાંડાલનું' એમ વિચાર કર્યા કરતો હતો. દુસ્તર દશાને પામેલા એ રાજાએ જુના એકજ લુગડાની ગાંઠયો વાળીને કંથા પેહેરી હતી. તેના હાથ, પેટ, મોહોડું અને પગ ચિતાના ભસ્મથી અને રજથી ખરડાએલાં હતાં. હાથની આંગળીઓ અનેક જાતનાં મેદ, વસા અને મજ્જાથી ખરડાએલી હતી. અનેક શબોને વાસ્તે મુકાએલા ચોખાના પિંડો ખાઇને ઉદરનો નિર્વાહ કરતો હતો. શબોને પેહેરાવેલાં ફુલો ભેળાં કરીને તેણે માથે પેહેરવાની ટોપી બનાવી હતી. રાતે કે દિવસે તેને નિદ્રા આવતી ન હતી. અને વારંવાર નિસાસા મુકીને 'હાય હાય' એમ બોલ્યા કરતો હતો. આ પ્રમાણે એ રાજાએ સો વર્ષ જેવા બાર મહિના કાહાડયા.

એક દિવસે રોહિત નામનો એ રાજાનો કુવર કાશીથી થોડેક છેટે બાલકોની સાથે રમવા સારૂ બહાર ગયો. રમીલીધા પછી તેણે કોમળ અને નાહાનાં મૂળવાળા અણીઓ સહિત દર્ભ પોતાથી ઉપડે તેટલા લેવા માંડયા. 'મારા ધણી બ્રાહ્મણને રાજી કરવા સારૂ લઊં છું' એમ કહી યત્નપૂર્વક અગ્નિમાં હોમનેવાસ્તે બન્ને હાથથી સારાં સારાં સમિધ, દર્ભ, કાષ્ઠ અને ખાખરાનાં લાકડાં લઇ માથે ભારી ચડાવીને ત્યાંથી ચાલ્યો. પગલે પગલે ખેદ પામતો હતો પણ પ્રેમથી ચાલ્યો જતો હતો. ત્યાં માર્ગમાં તરસ લાગતાં પાણીનું ઠેકાણું આવ્યું એટલે ત્યાં તેણે ધરતીપર ભારી ઉતારીને પાણી પીધું. પાણી પી જરાવાર વિસામો લઇ રાફડાપર ભારી

મુકીને ઉપાડવા લાગ્યો એટલી વારમા વિશ્વામિત્રની આજ્ઞાથી મહા ઝેરી અને મહાભયકર એક કાળોતરો નાગ રાફડામાથી નીકળ્યો એ નાગે કરડવાથી તે સમયેજ એ બાલક પડી ગયો રોહિતને મરી ગએલો જોઇ તેની સાથેના બાળકોએ ભય પામી ઉતાવળથી બ્રાહ્મણને ઘેર જઇને તેની માને કહ્યુ કે "હે દાસિ! નાગ પુત્ર ક્રીડા કરવાસારૂ અમારી સાથે બાહાર આવ્યો હતો ત્યા સર્પ કરડવાથી મરી ગયો છે" આ પ્રમાણે તે ઓનું વજ્રપાત જેવુ વચન સાભળી મૂર્છા પામેલી રાણી કાપી નાખેલી કેળના પેઠે ધરતીપર પડી ગઇ એને જોઇ ક્રોધ પામેલા બ્રાહ્મણે તેનાપર પાણી છાટ્યુ એટલે તેને થોડીવારમા ચેતના આવી પછી બ્રાહ્મણે તેને કહ્યુ કે "હે દુષ્ટા! સાયકાળે રોવુ એ અલક્ષ્મી કરનાર અને નિંદિત છે, એમ જાણતા છતા તુ કેમ રોય છે? તારા હૃદયમા લાજ છે કે નથી?" આ પ્રમાણે બ્રાહ્મણે કહ્યુ પણ તે રાણી કાઇપણ બોલી નહિ રાક, પુત્રના શોકથી પીડાએલી, આસુ ભરેલા મોહોડાવાળી અને રજથી ખરડાએલી તે રાણી દયામણી રીતે રોતી હતી પછી કોપ પામેલા બ્રાહ્મણે તેને કહ્યુ કે "તુ મારી પાસેથી તારૂ મૂલ્ય લઇને મારા કામને બગાડે છે માટે તને ધિક્કાર છે તુ અશક્ત હતી ત્યારે મારૂ ધન શામાટે લીધુ?" આ પ્રમાણે તે બ્રાહ્મણે કઠોર વચનોથી વારવાર તરછોડવા છતા રુદન કરતી રાણીએ ગદ્ગદ્વાણીથી દયામણી રીતે તેને કહ્યુ કે "હે પાવક! મારો બાલક પુત્ર સર્પ કરડવાનેલીધે ગામ બહાર મરી ગયો છે મને આજ્ઞા આપો હુ એને જોવાસારૂ જાઉં. હે સારા નિયમોવાળા! મારે હવે એ બાલકનુ દર્શન દુર્લભ થયુ છે" આમ કહીને એ રાણી કગાલની પેઠે રોવા લાગી કોપ પામેલા બ્રાહ્મણે ફરીવાર તેને કહ્યુ કે "હે દુષ્ટ આચારવાળી! હે બદી! તને પાપની ખબર નથી કે શુ? જે માણસ ધણીની પાસેથી મૂલ્ય લઇને તેના કામમા અડચણ કરે છે તે માણસ મહારૌરવ આદિ નરકોમા રધાય છે એક કલ્પસુધી નરકમા રહ્યા પછી પાછો તેને કુકડાનો અવતાર આવે છે અથવા તારી પાસે આ ધર્મની વાતો કરવાથી મારૂ શુ વળશે? જે માણસ પાપમા લાગેલ, મૂર્ખ, ક્રૂર, નીચ, ખોટુ બોલનાર અને શઠ હોય તેની પાસે ઉપદેશનુ વચન, ખારી ધરતીમા વાવેલા બીજની પેઠે નિષ્ફળ થાય છે તને જો કાઇપણ પરલોકનો ભય હોય તો ઘરનુ કામ કરવા આવ્ય" બ્રાહ્મણ એ પ્રમાણે બોલતા તે રાણીએ ધ્રુજતા ધ્રુજતા તેને

કહ્યું કે ‘ હે મહારાજ ! મારાપર કરૂણા કરો. ક્રોધ છોડી દીઓ અને પ્રસન્ન થાઓ. હુ બાલકને જોઇ આવું એટલીવાર મને જવા દિઓ.” આ પ્રમાણે કહી પુત્રના શોકથી પીડાએલી તે રાણી બ્રાહ્મણના પગમાં માથું મુકીને રાંકની રીતે રોવા લાગી. ક્રોધ પામેલા અને તેનેલીધે જેનાં નેત્ર રાતાં થઈ ગયાં એવા તે બ્રાહ્મણે રાણીને કહ્યું કે “તારા દીકરાનું મારે શું કામ છે? તુ મારા ઘરનું કામ કરચ. મારા ક્રોધમાંથી તને ચાબકા વાગવાનું ફળ જડશે, એ તું જાણતી નથી ?” બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું તેથી તે રાણી ત્યાંજ રહીને ધીરજથી ઘરનું કામ કરવા લાગી. પગને તેલ ચોળવા આદિ કામ કરતાં તેને અધરાત વીતી ગઇ. પછી બ્રાહ્મણે કહ્યું કે “હવે તું તારા દીકરાની પાસે જા તેને બાળવા આદિ કામ કરીને પાછી તુરત આવજે કે જેથી સવારે કરવાના મારા ઘરના કામમાં કશી અડચણ આવે નહીં.” આ પ્રમાણે બ્રાહ્મણની આજ્ઞા મળતાં તે રાણી રાતે વિલાપ કરતી કરતી એકલી બાહાર ગઇ. ટોળામાંથી છુટી પડેલી હરણીની પેઠે અને વાછડા વગરની ગાયની પેઠે શોકથી અત્યંત પીડાએલી તે રાણી કાશીથી બાહાર જઇ પોતાના પુત્રને મરણ પામેલો અને રાંકની પેઠે કાષ્ટ, દર્ભ તથા ખડ ઉપર પૃથ્વીમાં પડેલો જોઇ ઘણા દુઃખથી મોટી ચીસ નાખીને વિલાપ કરવા લાગી કે “હે પુત્ર! મારી પાસે આવ્ય. હમણાં તને શાથી રીસ ચડી છે તે કેહે. રોજ તો તું હે મા! હે મા! એમ વારંવાર બોલતો મારી પાસે આવે છે અને આજ કેમ આવતો નથી.” આમ વિલાપ કરતી તે રાણી લથડતી લથડતી તેની પાસે જઇ મૂર્છા પામીને તેની ઉપર પડી. પછી સંજ્ઞા આવતાં બાલકને બન્ને હાથથી છાતીમાં લઇ તેના મોહોડાં પર પોતાનું મોહોડું રાખીને પીડા ભરેલા શબ્દોથી રોવા લાગી અને બન્ને હાથથી પોતાનું માથું તથા પેટ કુટવા લાગી. “હે પુત્ર! હે બાલક! હે પ્યારા! હે કુમાર! હે સુંદર ! હવે મારી શી ગતિ થાશે? હે રાજા ! તમે ક્યાં ગયા ? પ્રાણ કરતાં પણ વધારે પ્યારો આ તમારો પુત્ર મરણ પામીને ધરતીપર પડ્યો છે તેને જુવો.” આવા વિલાપ કરતાં વળી જીવતો હશે એવી શંકાથી તેણે તેનું મોહોડું જોયું. જોઇને મડામોહોડું થએલું જાણવામાં આવતાં મૂર્છા પામીને પડી ગઇ. વળી દીકરાનું મોહોડું હાથમાં લઇને કેહેવા લાગી કે “ હે બાલક! સુવું છોડી દે. તુરત જાગ. આ મહા ભયંકર અધરાતનો સમય છે. આ સમયે સૈકડો ફ્યાવડીઓ, ભૂત,પ્રેત, પિશાચ અને ડાકણો આદિનાં ઘણાં યૂથ નાદ કરે

છે સૂર્ય આથમતા તારા સઘળા મિત્રો જતા રહ્યા તે છતા તુ એકલોજ અહીં શા માટે રહ્યો છે?" આમ બોલીને વળી દયામણી રીતે રોવા લાગી 'હે બાળક! હે પુત્ર! હે રોહિત કુમાર! હે દીકરા! તુ મને ઉત્તર કેમ દેતો નથી હુ તારી મા છુ તેને તુ જાણતો નથી કે શુ? મારી સામુ જો હે પુત્ર! હુ દેશનો ત્યાગ થતા, રાજ્યનો નાશ થતા, ધણીના હાથથી વેચાતા અને દાસીપણુ પ્રાપ્ત થતા પણ જે જીવુ છુ તે તારૂ મોહોડુ જોઇનેજ જીવુ છુ તારા જન્મના સમયમા બ્રાહ્મણોએ ભવિષ્ય કહ્યુ હતુ કે 'આ દીકરો લાંબા આયુષ્યવાળો, સઘળી પૃથ્વીનો રાજા, શૂર, ઉદાર, વીર, માતા પિતાને રાજી કરનાર, સત્યવાદી, જિતેંદ્રિય અને ગુરૂ દેવ તથા બ્રાહ્મણોને પૂજનારો થશે ' તો એ સઘળા વચનો આજ મિથ્યા થઇ ગયા ચક્ર, મત્સ્ય, છત્ર, શ્રીવત્સ, સાથીઓ, ધ્વજા, કલશ, ચામર તથા બીજા પણ જે લક્ષણો તારા હાથની હથેળીમા છે તે સઘળા આજ ખોટા પડી ગયા રે રાજા! હે પૃથ્વીનાથ! તારૂ રાજ્ય, મત્રીઓ, સિહાસન, છત્ર, ખડ્ગ, અપાર ધન, અયોધ્યા, મોહોલ, હાથી, ઘોડા, રથ અને પ્રજા કયા ગયા? હે પુત્ર! એ સઘળાને તથા મને પણ છોડી દઇને તુ કયા ગયો? રે પતિ! હે હરિશ્ચંદ્ર રાજા! આવો અને આ પોતાના પ્યારા દીકરાને જુવો જેણે કેસરના લેપનવાળી તમારી મોટી છાતીને રીખતા રીખતા પોતાના શરીર ઉપરની રજના રગથી મેલી કરી નાખી હતી અને જેણે ખોળામા બેસીને તમારા કપાળમા રહેલા કસ્તૂરીના ચાડલાને બાળકપણાથી ભુસી નાખ્યો હતો, તે બાળકની આ દશા થએલી છે તે જુવો જે મુખને માટીથી ખરડાએલુ છતા પણ સ્નેહનેલીધે હુ બચી લેતી હતી, તે મુખ આજ માખીઓથી ઘેરાએલુ અને કીડાઓએ દૂષિત કરી નાખેલુ છે તે જુવો હે રાજા! આ પુત્ર મરણ પામીને રાકની પેઠે ધરતીપર પડ્યો છે તેને જુવો હે દૈવ! પૂર્વજન્મોમા મેં તારૂ શુ ભુડુ કર્યું હતુ કે જે કર્મના ફળનો અહીં છેડોજ જોવામા આવતો નથી હે પુત્ર! હે બાળક! રે વત્સ! રે દીકરડા! હાય હાય " આવી રીતના એ રાણીના વિલાપ સાભળી જાગી ગએલા નગરના ચોકીવાળાઓ બહુજ વિસ્મય પામીને તેની પાસે આવ્યા એ લોકોએ તેને પુછ્યુ કે "તુ કોણ છે, અને આ બાળક કોણ છે? તારો પતિ કયાં છે? અહીં રાતના સમયમા તુ એકલી છતા બીતી કેમ નથી અને શા માટે રોયછે?" આ પ્રમાણે તેઓએ પુછ્યુ પણ તે રાણીએ કાંઇ ઉત્તર

દીધો નહિ. વળી બીજી વાર તેઓએ પુછયું પણ તે રાણી સજ્જડ રહી, કાંઇ પણ ઉત્તર નહિ દેતાં ઉગ્ર દુઃખની પીડાથી વિલાપ કરવા લાગી અને આંસુની ધારાઓ ચલાવવા લાગી. પછી તેના ઉપર વિપરીત શંકા આવતાં ત્રાસ પામેલા અને જેઓનાં રૂવાડાં ઊભાં થઇ ગયાં એવા એ લોકો હાથમાં હથીઆરો લઇ પરસ્પરમાં બોલવા લાગ્યા કે "આ કાંઇ બોલતી નથી તેથી અવશ્ય સ્ત્રીજાતિ તો નથી. આ તો કોઇ બાલકોને મારનારી રાક્ષસી છે; માટે યત્નપૂર્વક આને મારી નાખવી યોગ્ય છે. જો રાક્ષસી ન હોય તો અધરાતને સમયે અહીં ગામથી બાહાર શામાટે બેસે? અવશ્ય આ રાક્ષસી ખાઇ જવાનેવાસ્તે કોઇના બાલકને લાવી છે." આ પ્રમાણે બોલીને તેઓએ તુરત ઘણી દૃઢતાથી તેનો ચોટલો પકડયો. કેટલાએકે તેના હાથ ઝાલ્યા અને કેટલાએકે ગળું પકડયું. આ આકાશમાં ફરનારી છે તેથી ઉડી જશે એમ કહી દૃઢ રીતે પકડી ખેંચી ખેંચીને એ શસ્ત્રધારી ઘણા લોકો તેને પરામાં લઇ ગયા અને ચાંડાલના હાથમાં સોંપી. એ લોકોએ ચાંડાલને કહ્યું કે "હે ચાંડાલ! આ બાલહત્યા કરનારને અમે ગામબહાર દીઠી તેથી પકડીને તારી પાસે લાવ્યા છીએ માટે આને તુરત બહારના સ્થલમાં લઇ જઇને તારે મારી નાખવી" ચાંડાલે એ સ્ત્રીને જોઇને કહ્યું કે "આ લોકપ્રખ્યાત રાક્ષસીને હું જાણું છું; બીજા કોઇએ જોએલી પણ નથી. આ રાક્ષસીએ લોકોનાં અનેક છોકરાંઓને લાવી લાવીને ખાધાં છે. એને પકડવાથી તમોએ આજ મોટું પુણ્ય કર્યું અને આ પુણ્ય કરવાથી જગતમાં તમારૂં નામ અવિચળ રેહેશે. હવે સુખેથી જાઓ. જે પ્રાણી બ્રાહ્મણ, સ્ત્રી તથા બાલકની હત્યા કરનાર, સોનાની ચોરી કરનાર, અગ્નિ મુકનાર, વાટપાડુ, મદ્ય પીનાર, સાવકી માનો સંગ કરનાર કે ઘણા લોકોનો વિરોધી હોય તેનો વધ કરવામાં પુણ્ય થાય છે. આવાં કામ કરનાર બ્રાહ્મણ કે સ્ત્રી હોય તો પણ તેને મારી નાખવામાં દોષ નથી. આનો વધ કરવો મારે યોગ્યજ છે." એમ કહીને એ ચાંડાલે તે રાણીને દૃઢ બંધનોથી બાંધી, ચોટલો ઝાલીને રસીઓથી પ્રહાર દીધો. પછી તેણે કઠોર વચનથી હરિશ્ચંદ્રને કહ્યું કે "અરે દાસ! આ દુષ્ટ સ્ત્રીને મારી નાખ્ય. આમાં તારે કાંઇ પણ વિચાર કરવો નહિ." વજ્રપાતસરખું ચાંડાલનું વચન સાંભળી ધ્રુજતા અને સ્ત્રીની હત્યાથી શંકા પામેલા હરિશ્ચંદ્રે તે ચાંડાલને કહ્યું કે "આ કામ મારાથી થઇ શકશે નહિ; માટે બીજો કોઇ સેવક આપો એટલે તે આનો વધ કરશે આ વિના બીજું અસાધ્ય કામ કરવાનું તમે કહેશો તોપણ હું કરી આપીશ." (અપૂર્ણ.)

# प्रारब्धनी विचित्रता उपर एक वात

( અનુ૦ પાને ૧૩૫ થી )

કયાઇ સુખચેનમા દિવસો ગળાય છે અને કયાઇ દુઃખમા દાડા ગળાય છે લોક સર્વ પ્રકારે કયાઇ સુખશાંતિવાળો જણાતો નથી કશળીબા બોલ્યા કે, ભાભી ! જગતની રચનાવિષે વિચાર કરતા કોણ જાણે કેટલો કાળ જતો રહ્યો તોપણ કોઇએ અંત લીધો નથી તો આજે આપણ જેવા સ્ત્રીજાતિ એવિષે શુ વિચાર કરી શકિયે ? જેમ ઇશ્વરનુ સ્વરૂપ મનનાપણ પોચે નહિ તેવુ છે, તેમ જગતનુ પણ તેવુજ સ્વરૂપ છે આ જગત્, આ મનુષ્યો અને આ સયોગ વિયોગ અથવા આ સુખી દુઃખી એ સર્વ આપણી કલ્પના છે. તોપણ તે વાત જાણે બહુ ઊંડી છે માટે ઉપરથી એટલુજ સમજવુ જોઇએ કે જે વખતે જેમ સયોગ વિયોગ થવાનો હોય અને જેમ સુખદુઃખ થવાના હોય તે કાળના યોગે થયાજ કરે છે એમા મનુષ્યનુ જોર કયા ચાલે છે ? જુવોને ( કાઇક ખેદ દર્શાવતા ) મનુભાજેવા ભાઇનો વિયોગ સ્વપ્નમા પણ સભવે ? અને તે વળી કેવી દશામા ! ! દુર્ગાકુવરે વચમા ખમા જેણે વિયોગ કરાવ્યો છે તેજ સયોગ કરાવશે એમ ધીરજ દેતા કશળીબા બોલ્યા કે, હા, એમજ સન સ્થળે મન વાળવુ જોઇએ અંત કરણનો ધર્મ છે તેથી સમજુ અને અણસમજુને હર્ષ શોક તો એકજ પ્રકારના થાય પણ તેના પરિણામમા ઘણો ફેર પડે છે સમજુએ હર્ષ શોકમા સામાન્ય સ્થિતિમાજ રેહેવુ જોઇએ તેથી હર્ષમા કે શોકમા હાનિ થાય નહિ એ વાત પણ ભાભી બહુ ઝીણી છે મને પોતે સઘળુ કલ્પેલુ છે અને તે કલ્પીને પાછુ તદ્રૂપ થઇ ગયુ છે તો પણ મને તો ઇશ્વરકૃપાથી એ વિષય ધારૂ છુ કે ઠીક નિશ્ચય થઇ ગયો છે હાલમા પણ મને એમ થાય છે કે હર્ષ શોકનો પ્રત્યક્ષ અનુભવ થાય ત્યારે કોમળ પ્રકૃતિવાળાને બહુ લાગે છે અને વખતે જે નિશ્ચય આપ કરો છે તે વિસ્મરણ થઇ જાય છે કશળીબા બોલ્યા કે લાગે છે કે નહિ એતો તે તે સ્થિતિને સમયે જણાય પણ દુઃખ એમા વાધો લેતી નથી કેમકે શુ જાણિયે કે અમુક સમયે આવીજ મનોવૃત્તિ રેહેશે તોપણ ભાભી, અભ્યાસથી શુ નથી બનતુ ? કદી દુઃખ સુખ લાગે તોપણ તેના ઉપાયો અથવા વૈરાગ્યના વિચારો આવે તો તે તેનુ ઓસડ છે સુખ દુઃખ વૃત્તિમા ખેચખેંચ લાગી

જાય એમાં પણ અનુભવથી થતો કાંઇક આનંદ રહ્યો છે એટલે એ વાત પણ બહુ ઝીણી છે. આપણે તરતમાં સમજવાનું એ છે કે સર્વપ્રકારે ધૈર્ય રાખવું એજ માણસનું કર્તવ્ય છે. ઊંચા પ્રકારની સ્થિતિમાં મદોન્મત્ત ન થાવું અને નીચી સ્થિતિમાં હારી ન જવું. કેમકે એ સઘળી સ્થિતિ મનુષ્યને માટેજ છે. અને કર્માધીન સઘળો લોક હોવાથી સઘળી દશા આવ્યાવગર રેહેતી નથી માટે જે જે યોગ્ય સ્થિતિમાં આવેલ હોય તેમણે સત્કર્મથી પોતાનો જન્મ સુધારવો. એવિષે તમે ક્યાં નથી જાણતા? દુર્ગાકુવર બોલ્યાં કે હા બા, સારી રીતે વર્તવું એજ મનુષ્યજન્મની યોગ્યતા છે અને તેમ ન બને તો પછી મનુષ્યજન્મમાં અને પશુમાં શું ફેર. પણ એવી બુદ્ધિ ઈશ્વર નિરંતર રખાવે તેનાં મોટાં ભાગ્ય. બા, આપના વિચારથી મને બહુ સંતોષ ઉપજે છે. કશળીબા બોલ્યાં કે ભાભી! પ્રસંગે વાત નીકળે અને સરખાં સરખાં પાત્ર હોય તોજ તે સાંભળવા કેહેવાનો સ્વાદ આવે. તમારી સાથે મારે પરિચય થયો એપણ ઇશ્વરે બહુ યોગ્ય કર્યું. મારાં જમનાબા આપ જેવાં વૌને પામી કેટલાં બધાં ભાગ્યશાળી થયાં. દુર્ગાકુવરે કહ્યું કે એ આપ આપનીજ મોટાઇ દર્શાવો છો એટલે શું બોલું! આ પ્રસંગ એક કારણસર કાઢચો હતો તે પછી કહીશ. હમણા એક આપણા સ્નેહી માણસનું મરણ થયું છે તે આપ કુવરને પોઢાડો એટલે કહું. કશળીબાએ કુવરને પોઢાડચા અને ફરીને પુછ્યું એટલે દુર્ગાકુવરે એક ચીઠી કશળીબાના હાથમાં આપી, તેમાં લખેલા પોતાનાં માતાતુલ્ય જમનાબાના સ્વર્ગવાસના ખબર વાંચી કશળીબા એકદમ સ્તબ્ધ બની ગયાં અને અરે એકદમ આ શું થયું એમ બોલતાં દુર્ગાકુવરની અને તેની આંખો ભેળી થતાં કશળીબાનું હૃદય ભરાઇ આવ્યું અને આંખમાંથી ચોધારાં આંશુ પડવા માંડચાં. આ સમયે પોતાનાં માતાપિતાનું મરણ અને મનુબાનો વિયોગ તેને આ કારણથી તાજો થઇ આવતાં તેનાથી રોતું રેહેવાયું નહિ, અને તેમાં દુર્ગાકુવર પણ સાથ પૂરાવવા લાગ્યાં. થોડી વાર પછી દુર્ગાએ માંડ માંડ વેગ રોકી કહ્યું કે બાસાહેબ! આ શું કરો છો? જરા ધીરજ રાખો નીકર પછી મારાથી રેહેવાશે નહિ. આમ કરવાથી કાંઇ તે આપણને મળવાનાં નથી. આટલા અક્ષરથી કશળીબાએ વેગ કાંઇક રોકવાનું પ્રયત્ન કર્યું અને દુર્ગાએ થોડી વાર મોરથી થયેલી વાતનો પ્રસંગ દૃઢતાથી થોડોક ચલાવી તેનો વેગ બંધ કર્યો. હીબકાં ભરતાં કશળીબાને નવરાવીને દુર્ગાએ તેને હરિ-

દત્ત ઉપર ખરખરાનો પત્ર લખવામા ઉતાર્યા લખવાના સાધનો ભેળા કરી નીચે પ્રમાણે લખ્યુ

કૃપાળુ શ્રુ કાકા! આજે મને ઉછેરીને મોટી કરનાર માતુશ્રી જમનાબાના સ્વર્ગવાસની વાત સાભળી હુ અત્યત ખેદ પામુ છુ મારા માતા પિતા સ્વર્ગવાસી થયા છે એનુ દુ ખ આજસુધી મને લાગ્યુ નથી એ એની માયાથીજ આજે એના જવાથી મારા માતાપિતા જવાનુ દુ ખ ઉભરાઇ આવે છે ઇશ્વરની લીલા કેવી અકલિત છે ને જણાતુ નથી હુ આપની મમતાવિશે પણ શુ વધારે લખુ ? કેમકે મને દુ ખ થાય એટલામાટે એના ખબર પણ મારા સુધી આવવા દીધા નહિ તમારી મમતા તમારામાજ છે

આપ તો અનુભવિ છો, કાલગતિ અને જગતના ધર્મો જાણો છો, ત્યા મારે વધારે આપને લખી સ્મરણ આપવુ પડે તેવુ નથી કેમકે सपत्सु महता चित्त कमलादपि कोमल । विपत्सु महतां चित्त पाषाणादपि कर्कश ॥ (સપત્તિમા મહાત્માઓના મન કમળ કરતા પણ કોમલ હોય છે પણ વિપત્તિમા તો તેઓના મન પાષણ કરતા પણ કઠણ હોય છે) આ શ્લોક ઘણીવાર આપ સ્મરણમા લાવ્યા કરો છો તો આ સમયે પણ સ્મરણમા હોવોજ જોઇએ આમ છતા પણ જેને પોતાનુ માન્યુ હોય અને જેના અતિ પરિચયથી અને અનેક ગુણોથી સદૈવ સુખમા દિવસો ગયા હોય તેવા ઉપયોગી સ્નેહી માણસના વિયોગથી ગમે તેના દૃઢ નિશ્ચયવાળાને એકવાર હૃદયમા તાપ થયા વગર રહે નહિ અને એમ ન થાય તો હૃદયનુ હૃદયપણુ સભવેજ કેમ ? આટલામાટે આપને પણ શોક થવાનો સભવ જાણી યાદ આપુ છુ કે નલ યુધિષ્ઠિર જેના રાજાઓ પણ દુ ખ મટાડી શક્યા નથી માટે એમ જણાય છે કે જે થવાનુ હોય તેમા કાઇ મિથ્યા થતુ નથી અને તે આપણે નજરે પણ દેખિયે છિયે ઘણુ જીવો મનુભા તેનો વિયોગ પણ સરજેલો હશે નિકર આજ તે રાજનગરની પ્રજાને અને આપણાને સતોષ આપતા કેમ ન હોત અને બાલુભાને તથા આપને તે નગર છોડવાનો સમય શામાટે આવત હશે જેમ બનનાર હતુ તેમ બન્યુ ગઇ વાતનો અફસોસ જોકે પ્રસગે થયા કરે એ સ્વાભાવિક છે તોપણ તે કરવાથી આગે આવતો નથી તેથી વર્તમાન કર્તવ્ય ઉપર લક્ષ લગાડયાવિના છુટકો નથી

મનુષ્ય જાણે હુ કરૂ, કરનારો છે કોય,
આદર્યા અનર્ગ રહે, હરિ કરે તે હોય

સુ. કાકા ! આપ ધારણા રાખી મારા ભાઇઓને ધારણા આપજો. અને ફુરસદે હોઢિએ પધારજો; મારી ચિંતા કરશો નહિ.

આ પ્રમાણે લખેલી ચીઠી બાનડી સાથે હરિદત્તને મોકલી, જે વાંચવાથી હરિદત્તનું મન ભરાઇ આવ્યું, સર્વ સ્થિતિનું સ્મરણ થઇ આવ્યું અને તે સાથે કશળીબાના ડાહાપણના સ્મરણે પ્રેરણા કરતાં આંખમાંથી પાણી પડાવ્યાં. હરિદત્ત તરત સ્વસ્થ થયા અને કેહેવરાવ્યું કે દીકરા ! હોઢીએ જરૂર આવીશ. ભાઇ ખુશીમાં છે. ચિંતા કરશો નહિ. તમારા કાગળથી મને ઘણો સંતોષ થયો છે. મને લખેલું સઘળુ તમે પણ સ્મરણમાં રાખજો. એટલી મારી ભળામણ છે.

કશળીબાએ ધારણા રાખી અને દુર્ગાકુવરના સહવાસનો લાભ લેવા માંડયો. દુર્ગાકુવરે કશળીબાને સુશીલ સ્વભાવથી વશ કરી લીધાં. અને પોતાના ઘરનો સઘળો કારભાર પોતાને માથે લઇ લીધો. કશળીબાએ જમનાબા ગયાં છે જાણીને પોતાનાં સર્વ સ્નેહીઓની વારંવાર સંભાળ લેવા માંડી. હરિદત્તને દુર્ગાકુવરના સદ્ગુણથી ઘણો સંતોષ થયો હતો તો પણ ઘરમાં પીઢ માણસ કોઇ ન હોવાથી પોતે સચિંત રેહેતા હતા. એક દિવસ હરિદત્ત બજારમાં ચાલ્યા જતા હતા ત્યાં કોઇ આધેડ સ્ત્રી ઠીક ઠીક સાદા પેરવેશમાં ડુસકાં ભરતી અને આંસુ પાડતી જોવામાં આવી. હરિદત્તે દયા ભરેલી રીતે તેની પાસે જઇ તેને તું કોણ છે અને શા કારણથી રડે છે એવું કેટલુંક પુછ્યું, જેના જવાબમાં તેણે જણાવ્યું કે હું જમનાબાની વિશ્વાસુ દાસી છું. હું છાની રીતે આટલા દિવસ ભીમભાના દરબારમાં રહી હતી પણ થોડા દિવસથી તેનીપાસે મારાવિષે કોઇએ ચાડી ખાતાં મને કાઢી મેલી છે. હવે મારો કોઇ આધાર નથી. કશળીબા મને ઓળખતાં નથી અને મારાથી બીજે જીભ ઉપડતી નથી માટે જો આપને દયા આવતી હોય તો મને તમારે ઘેર રાખો. હરિદત્તને કાંઇક સંદેહ તો થયો પણ દયાનું પ્રબળ વિશેષ થવાથી તે બાઇને પોતાને ઘેર તેડી ગયા. કેમકે દુર્ગાકુવરના સીમતના સમયમાં તો એકાદ માણસની જરૂર હતીજ. હરિદત્ત અને દેવશંકરના મનમાં મનુભાવિષેની વાત ક્ષણવાર પણ વિરામ પામતી નહિ હતી; પણ શુભ પ્રસંગ થઇ ગયા પછી ગોડજી ગયો તે માર્ગે જવાનો વિચાર રાખ્યો હતો. વસંત ઋતુના રળિયામણા દિવસો શરૂ થઇ ચુકા હતા. સવારમાં શીતલ પવન, બપોરે આકરો તડકો અને સાંજે

સતપ પવનની લેહેરો ઝુકી રહેલા ઝાડોના ઝુંડમાં અતિ મનોહર લાગતી હતી । શ્રીમંત લોકો વાડિયો અને બગાચાઓમાં તૈયાર કરાવેલા હોજમાં ક્રીડા કરતા હતા ઉડતા ફુવારાની શીતળતાથી ઠંડા થયેલા પવનની લેહેરો લેતા હતા ઝાડના જુના પાન ખરી જઇ નવા પાનનો આવિર્ભાવ થવા લાગ્યો હતો બંગલામાં બાંધેલી હીંડોળાખાટોના મધ્યાન્હ વખતે થતા શબ્દો સંભળાઇ રેહેતા હતા બારીયોમાં બાંધેલી વાળાની ટટીયોમાંથી ઝીણા ઝીણા પાણીના કણ ઉડીને ઠંડક આપતા હતા કોયલોના મધ્યાન્હ વખતના શબ્દો અતિ મનોહર લાગતા હતા માર્ગમાં અને ઘરોના આંગણામાં સુગંધી જલ સવારસાંજ છંટાઇ રહેતા હતા અને આનંદી ગમ્મી લોકો રાત્રીના સમયમાં કોઇ કોઇ ચંદ્રમાને અજવાળે શીતલ પવનની લેહેરો લેવા નીકળી પડ્યા હતા, અને કોઇ કોઇ રાગરંગમાં રચી પડ્યા હતા આવા દિવસોમાં ચૈત્ર શુદી ૯ નો દિવસ હરિદત્તને ઘેર અતિ મંગલિક થઇ રહ્યો હતો ચોતરફ આંબાના પાનડાંના તોરણો બાંધી દીધા હતા નોબતો શરણાઇઓના શબ્દો થઇ રહ્યા હતા આંગણામાં ચોરસ વેદી પર બ્રાહ્મણો અગ્નિમાં દેવશંકર પાસે હોમ કરાવતા હતા અને શણગારેલી સુવાસણો આમતેમ જોતી ફરતી હતી તથા કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ આ પ્રસંગ જોવાને બેઠી હતી હોમ સમાપ્ત થઇ રહ્યા પછી સીમંતિની નાવણમાટે ગયા અને બીજા લોકો આઘાપાછા જરા આરામ લેવા લાગ્યા દિવસના પાંચ બજવાને ટાણે પિયર તરફના ઉતારામાંથી નાહી શણગાર સજી દુર્ગાકુંવર સાસરે આવવા રથમાં બેઠા સર્વ સ્ત્રીમંડળ ગીત ગાતું પાછળ ચાલ્યું અને ઢોલ, શરણાઇ તાસા વિગેરેના અવાજે અને ઘુઘરીયાળા રથના ઝણકારા સાથે ચાલવા લાગ્યા એટલામાં એક ડંકો અને આરબની બેરખ સાથે ખીનખાબના માફાવાળા સોનેરી રથમાં કશળીબા દુર્ગાકુંવરના રથની સાથે થઇ ગયા અને એ સવારી સુધા સર્વ લોકો હરિદત્તજીના આંગણામાં આવ્યા એક તરફ પુરૂષવર્ગ બેઠો અને એક કોરે ગીત ગાતો સ્ત્રીવર્ગ બેઠો એક કોરે કનાતની મર્યાદા કરી કશળીબા રાજમર્યાદા અને દબદબા સહિત બેઠા લોકોની ભીડમાં થોડીવાર સર્વ બેઠા એટલામાં સીમંતનો વિધિ સમાપ્ત થયો દુર્ગાકુંવરના પિયર તરફની પેરામણી થઇ કશળીબા જોકે કોઇ વાતે જુદાઇ ન હોતા રાખતા તોપણ મોતીની કોરવાળી જરીયનની સાડી તથા તેનીજ એક ચોળી

પછીથી તમે જાણશો, હમણા મને તે કહેવાનો વખત નથી આનંદમા રહી ઘરની સંભાળ રાખજો હું જાઉ છુ એમ કહી દેવશંકર બહારની બેઠકમા આવી લુગડા પેરી હથીયાર બાધી તૈયાર થયા, એટલામા એક સીપાઇ ઘોડો લઇ આવ્યો તે ઉપર સવાર થઇ નીકળી ગયા એક ટાણે બાલભોજ ચાનતો હતો અને બીજી ટાણે દેવશંકરને એકદમ જવુ પડ્યુ દુર્ગાકુવર એમનુ અચાનક જવુ કેમ થયુ હશે વિગેરે વિચાર કરે છે ત્યા હરિદત્ત રાખેની પેલી સ્ત્રી લાછુ પાસે આવીને, એકદમ, બોલી દુર્ગાકુવર! ભાઇ આહીં આવ્યા હતા? ઉતાવળા સવાર થઇને ગયા તે તો ખબર હશે દુર્ગાકુવર બોલ્યા કે કેમ લાછુ બાઇ! દર્શન તો થયા હતા પણ હુ કાઇ વધારે તેવિશે જાણતી નથી, પણ તમે કાઇ જાણતા હો તો કહો લાછુ બોલી કે આજ જે ટાણે કશળીબા આપણે ત્યા પધાર્યા તે, ટાણે બાલુભા ઘોડેસ્વાર થઇને દેવશંકર ભાઇને સલામ દેવા ઘરમા નહિ પધારતા પરબારા ફરવા નીકળી ગયા અને રાતના નવ દસ વાગી ગયા તોપણ હજી પધાર્યા નથી દુર્ગાકુવર એ શુ કહેવાય? એ તો કૌતુકની વાત, વિગેરે વચનો બોલ્યા હા એમજ તો વિગેરે લાછુએ જવાબ દીધો અને ત્યારપછી વાળુ પાણી કરીને બેય જણા તેજ વિચાર કરતા પથારીયે સૂતા

બાલુભા હવે મોટા થયા હતા તે ઉછરતા હતા હરિદત્તની છાયામા અને દેવશંકરનો તેને સહવાસ બહુ રેહેતો હતો તોપણ તેને કાઇ કોઇ એકાંતના પ્રસંગમા અવળો વિચાર આપનાર માણસ મળી જતુ મનનો એવો ધર્મ છે કે સારી વાતો કરતા તે અવળી વાતોને જલદી લઇ લે છે અને તેમા પણ પોતાના કરતા બચા બાપા કરીને પારકા લોકોજ કહે તે બાળક મન ઉપર વધારે અસર કરે છે બાલુભાને કાઇક એમજ થયુ હતુ. તે આગળ પાછળ વિચાર કર્યા વિના તે દિવસે દેવશંકર કામકાજમા રોકાવાથી એકલાજ બહાર નીકળી ગયા હુ કોણ, કોનો પુત્ર, આ વખતે કેવો નિરાધાર, હવે મારે શુ કરવુ અને કેનો આશ્રય કરવો, બેનને આશરે કેટલાક વર્ષો કાઢવા, હરિદત્ત કાકા શુ કરવાના હશે? એણે પાળી પોશી મોટો કર્યો તે ઠીક પણ મારા લાભ માટે તે શુ કરે છે તે કેમ ખબર પડે? કેટલાક લોકો કહે છે તેમ જો હોય તો પછી મારે તેને આધારે પડી રહી જીવવુ તે મરના જેવુ છે ભીમભા રાજગાદિના માલેક થયા તો થયા પણ ૯૭ તેઓ હિત વચનો કેહેવરાવે છે તેને હુ માનતો નથી એતો આધડિયે

મને પરણાવીને થોડો ગરાસ આપવા ધારે છે પણ હરિદત્તકાકા કોણ જાણે શા કારણથી શાંત થઇ બેઠા છે. આજ તો મારે આંહી રેહેવું નહિ. જો ઇએ હવે શું થાય છે. આમ વિચાર કરતા બાલુભા એકલાજ ઘોડે ચડી બહાર નીકળ્યા. બાલુભાને નઠારી સંગતથી આ વિચારો આવ્યા હતા. તેનું આવી રીતે ભાગવું ભીમભા તરફના ગુપ્ત ચારોના જાણવામાં હોવાથી થોડે દૂર જતાં તેઓએ એક ઝાડીમાં બાલુભાને ઘેરી લીધા. એકદમ ઘેરાઇ જવાથી ચમકેલો તે રાજપુત્ર જરા થોભ્યો અને થોભતાં વેત મનમાં આવેશ આવ્યો કે એકાએક તેણે બંદુકનો અવાજ કર્યો કે જેમાંની ગોળી ફરી વળનારા લોકોમાં જે મુખી હતો તેને વાગવાથી તે પડી ગયો. એ પડેલાને જોવામાં સર્વે રોકાયા તેટલામાં એક કેડીને માર્ગેથી બાલુભા ઘોડો દોડાવી પસાર થઇ જતાં પેલા લોકો તેની પાછળ દોડયા, પણ તેઓ અંધારાનેલીધે તેને પોચી ન શકવાથી પાછા વળી ગયા. બાલુભાએ પછી આજનો વિચાર ફેરવી શેહેર તરફ આવવાનું મન કર્યું, પણ પોતાના મનમાં લાગેલી શરમથી તેનો પગ ભારે થઇ જતો હતો. કાકા પુછશે ત્યારે શું જવાબ દઇશ વિગેરે વિચારથી પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો તેથી એક ઝાડ નીચે ઉતરી વિચાર કરતાં જરા આરામ લીધો.

એક કોઇ વટેમારગુએ બાલુભાની બંદુકથી એક માણસ ઘવાણેલો તે વાત ગામમાં કહી કે તરત દેવશંકરને કાને આવી તેથી અને આજ સવારના બાલુભા પૂરું જન્મ્યા નથી તથા એકલા ફરવા ગયા છે તે નવ બજ્યા સુધી આવ્યા નથી તે વાત તેના પટાવાળા પાસેથી સાંભળી તેથી તરત દેવશંકરનું ચડી નીકળવું થયું હતું. માહારાજા ઉદયસિંહજી પણ દેવશંકર તરફની ખાનગી ચીઠી મળતાં [illegible]ચાલાના ખાનગી ૧૬ સવારોને સાથે લઇ ગામ બહાર દેવશંકરની ભે[illegible] આ [illegible] ઘોડાના પગને સગડે થોડે દૂર જતાં ઘણાં ઘોડાંના પગ [illegible] મુખ[illegible] ડાબલા જોઇને સર્વને કાંઇક નવા-જુનીની શંકા પેઠી. ર[illegible] કરવો અતિ કઠણ હોવાથી ચાર ચાર જણ ચાર માર્ગે [illegible] જે કેડીયે બાલુભા ભાગ્યા હતા તે કેડીયે દેવશંકર અ[illegible]ા. [illegible]યા. આઘેરા જતાં ઘોડાના ડાબલાપરથી આ રસ્તે બાલુ[illegible] આશા બાંધી પરસ્પર મનુભાની, બાલુભાની અને ભીમભા[illegible] બેય જણે માર્ગ કાપવા માંડયો.

(અપૂર્ણ.)

# पुनरुद्वाहविषे विचारनो एक पत्र.

જ્યારે ચારે કોરથી એકજ જાતિની લાગણી કગાવવામાટે મને લો કોની અને મુરબ્બીઓની ભળામણ તથા ઉપદેશાત્મક આજ્ઞાઓ એકાએક થવા લાગી છે ત્યારે પરમાર્થવિચારને પડતો મેની વ્યવહાર ઉપર દૃષ્ટિ રાખી આ વિષય લખવાની જરૂર પડી છે

ગૃહસ્થાશ્રમ જવાથી પુરૂષ કાંઇક અમગળ ગણાય, જગતના અપ વાદનુ કદાચિત્ પાત્ર થાય, પરાધીન થઇ રહે, સાજે માદે તેનુ કોઇ કરે નહિ, પાછળથી વૃત્તિ બગડી જાય, ગૃહસ્થાશ્રમમા ફરીને ન પડે તો સમધીઓને ઓછુ લાગે, લોકો નિદા કરે, દુર્જનો રાજી થાય, પ્રથમની પ્રજા રખડે કે દુખી થાય, મુરબ્બીઓ આજ્ઞા ભગ થવાથી ઉદાસ રહે, અને આ લોક પરલોક બગડે, એ વિગેરે અસખ્ય દુઃખોની ગણતરી જુના ઇતિહાસોના દૃષ્ટાતો સહિત મારી આગળ મેલવામા આવે છે આ સઘળામાટે લોકો જે કહે તે સઘળુ ખરૂ હોય એમા કાઇ વાધો લીવા જેવુ ન હોય, પરતુ બીજી બાબત ઉપર પણ નિષ્પક્ષપાતપણે ધ્યાન પોચાડવુ જોઇએ ઉપરની બાબતમા ટુકામા એટલુ બોલવાનુ કે—ગૃહસ્થાશ્રમ જવાથી શરીર અમગળ ગણનારઓ ઘણુ કરી વિવેકી હોવા કઠણ છે, નહિ તો તેમણે એવો ભેદ રાખવો જોઇએ નહિ, કેમ કે તેનીપેહેલા પણ આ શરીરમા મગળપણુ કયે સ્થળે દીઠામા આવે છે? જ્યા જોશુ ત્યા હાડકા ચામડા માસ રૂધિર વિના બીજુ કશુ જોવામા આવશે નહીં એથી બીજુ કયુ અમગળપણુ છે? આમ છે તો લોકો ગમે તેમ ગણે ગામને મોઢે કાઇ ગરણુ બધાય નહીં

જગતના અપમાનનુ પાત્ર ન થયો હોય એવો કોઇપણ માણસ નહિ હોય તો પછી સારૂ કરતા છતા ડરવા જેવુ શુ છે? મહાજનોપણ દુર્જનોના અપવાદપાત્ર થઇ ગયા છે તો આપણે કોણ માત્ર? જુથી બીને વસ્ત્ર નાખી દઇએ તો કેમ ચાલે?

પરાધીનપણુ વિચારીઓ તો તો જન્મ ધર્યો ત્યારથી પરાધીનપણુ તો જીવતા સુધીનુ છેજ ગૃહસ્થપણામા તો વળી વધારે પરાધીનપણુ છે કે જેમા દેદીના કરતાપણ વધારે દુખ થાય છે એ કાઇ વિવેકીઓથી અજાણ્યુ નહિ હોય

સાજેમાંદે અડચણ ગૃહસ્થને નથી થતી અને એને સહુ કામ લાગે છે એમ કેમ મનાય ? ક્યાંઇ મુસાફરીમાં કોઇને ખબરે ન પડે એવી જગામાં મંદવાડ આવે કે શરીર પડે તો કુટુંબ શું કામ લાગે? કામ તો ન લાગે પણ ઉલટું ગળે વળગે. કોઇ સમય તો એવો હોય છે કે છતે કુટુંબે લેણા દેવી ન હોય તો ચાકરી થતી નથી ત્યારે ખોટી આશા શી રાખવી?

પાછળથી વૃત્તિ બગડે એ વાત વિશ્વાસ લાવવા જેવી નથી કેમ કે ભવિષ્યની વાત છે માટે આગળથી ડરવું ન જોઇએ. ડરીએ તો કોઇપણ કામ થઇ શકે નહીં. અવળે માર્ગે લઇ જનારૂં માત્ર મન છે. તેને સન્માર્ગે શામાટે વાળી ન શકાય ? શ્રીભગવાન્ કે છે કે **यतो यतो निश्चरति मनश्चलमस्थिरम्। ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत्॥** ( ચંચળ મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી પાછું વાળી લઇને આત્માને વશ કરવું ) આ પ્રકારે મનને નિત્ય વાળ્યા કરિયે તો સુમાર્ગમાં વળી શકે એમ સિદ્ધ થાય છે.

સંબંધીઓ ઓછું લગાડે તે ઠીક નહિ કેમ કે આપણા સ્વાધીનની કશી વાત નથી. આજે આમ વિપરીત થયુ તો હવે પછી સારૂંજ થશે એમ ખાતરી કેમ થાય ? માટે ઇશ્વરે જેમ કર્યું તેમ ઠીક એમ ધારીને ઓછું ન લગાડવું જોઇએ. મારાથી બનશે તે સેવા કરવામાં હું પાછળ નહિ રહું.

દુર્જનોની નિંદા કે તેની સ્તુતિથી આપણે કશું થવાનું નથી; કેમકે તેથી તો આપણાં ઉલટાં પાપ ઓછાં થાય છે. તેઓનો તો એવો સ્વભાવજ હોય છે એટલે ગમે તે રીતે પોતાની રૂચિ પ્રમાણે બોલે તેમાં આપણે નજર ન રાખવી જોઇએ.

પેલી પ્રજા રખડે કે દુઃખી થાય તે ગૃહસ્થ થયા પછી ન થાય એવી ખાતરી કેમ રહે ? એતો દૈવાધીન વાત છે. પ્રજાના કર્મમાં સુખ હોય તો પછી આવી દશા આવેજ શામાટે ?

આ લોક પરલોક ગૃહસ્થાશ્રમ ન હોવાથી બગડે એ વાત માનવા જેવી નથી. કેમકે તેતો આપણાં સંચિત અને કૃત્ય ઉપર આધાર રાખે છે. ગૃહસ્થ થયા પછી આ લોક પરલોક નથી બગડતા એવો ક્યાં નિશ્ચય છે ? કેટલીક વાત કાઢી નાંખવા જેવી નથી તે ખરૂં પણ તે તો ઇશ્વરેચ્છાથી અવસર નથી એમ ધારી મન વળવું જોઇએ. સંસારમાં સુખ લેખનારાઓની દૃષ્ટિમાં કાંઇ હાસ્ય કરવા જેવું લાગશે પણ તેઓ જો કાલગતિ અને ઇશ્વરગતિને જાણતા હશે તો સઘળું મનમાં સમજી જશે, બાકી બીજાની કાંઇ વાત નથી.

ઇશ્વરેચ્છાથી સદ્ગુણી માણસની સાથે સંબંધ થયા પછી કર્મયોગથી તેનો મહાવિયોગ થયો અને મદવાડથી ઉપાધિયો ભોગવી તેમા કોઇને દોષ દેવા જેવુ નથી ગયુ તેને માટે પરિચય તથા અપૂર્વ ગુણનેલીધે તનમનને લાગણી થાય તેનુ કાઇ નહિ એમ કાળની પ્રબળતાથી ગણીએ, પણ હવે પોતાના ક્ષણિક સુખને માટેજ વિચાર કરવો એ વાત કેવળ મને અન્યાય ભરેલી લાગે છે એમજ જ્યારે છે ત્યારે પરસ્પરમા બધાએનો પ્રેમ, પરિચય અને સદ્ગુણોનુ અજાણપણુ એની મેળે સિદ્ધ થઇ જાય છે અથવા તો એ પ્રેમ પરિચય અને સદ્ગુણો એ કાઇજ નહિ પણ આપણુ સ્વાર્થીપણુ જ સિદ્ધ થઇ જાય છે આપણે સુખી થઇએ તો મરનાર માણસને સંતોષ ઉપજે એ કદી સાચુ માનિયે પરતુ એમા એમની ઉત્તમ યોગ્યતા અને આપણી સ્વાર્થપર લક્ષને લીધે અપૂર્વ અયોગ્યતા પ્રસિદ્ધ દેખાઇ રહે છે

આપણા જેવા ઉચ્ચ વર્ણમા પુરુષશરીર જતા સ્ત્રીની મનોવૃત્તિ ફરતી નથી અને કદી હલકો વિચાર બાની "ક્યા વિના ન રહે" એમ વાગે તોપણ લોકવ્યવહારથી વૃત્તિને દાબી રાખવી પડે એ પ્રસિદ્ધ છે આમ છે ત્યારે સ્ત્રીશરીર જતા તેથી ઉલટુજ ધોરણ લાગુ પાડિયે એમા આપણો એક મોટો અન્યાય કેમ ન કેહેવાય? કેમકે અગ્નિસાક્ષિક કરેના કોલકરારો એના પળે છે પણ પુરુષવર્ગના ક્યા પળે છે?

"અનાદિ કાળના બધારણથી પુરુષ ભોક્તા અને સ્ત્રીઆદિ ભોગ્યપદાર્થ લેખીને પણ ઉપદેશ કરવામા આવે તે પણ સતોષ કારક નથી એમા પણ પક્ષપાત જેવુ પ્રત્યક્ષ દેખાય છે ઇશ્વરે સ્ત્રીને કાઇ પુરુષના કરતા ઓછા અધિકારવાળી કરી નથી અને કરી છે એમ માનવુ તો તે માત્ર પુરુષવર્ગની કલ્પના શામાટે નહિ? ( આ વચન ઉપરથી સ્ત્રીવર્ગની અવસ્થા અને મર્યાદા છે તેને અયોગ્ય લેખવાનો મારો હેતુ નથી તે તો અતિ ઉત્કૃષ્ટ છે પરતુ માત્ર મારી વૃત્તિને ટેકો મળવામાટેજ આ માત્ર મારૂ બોલવુ છે વિદ્વાનોના વારાને ઘણી ગભીર નજરથી હુ જોઉ છુ )

ગએલી વસ્તુ પાછી નથી આવતી માટે શોક ન કરતા વ્યવહારને જેમનોતેમ રેટવા દેવાની સનની ભળામણ છે, પણ વ્યવહારમા શુ સુખ છે? તેપણ વિચારવુ જોઇએ અધારા કુવાને કાઠે ઝાડની ડાળ ઝાલીને લટકી રહેલો કોઇ લોભી બએ ઘડિયે ઉપરથી પડતા મધના ટીપાને ચાખવાની લાલચે

ટાઢ તડકો સહન કરતો મરવું કબુલ કરી તેમાં સુખ માને છે, તેમ આપણે સંસારના વિષયોમાં સુખ માનિયે છિયે. વિષયો ભોગવ્યા ન હોય ત્યાં-સુધીજ સારા લાગે છે એ આપ જાણો છો. ખરૂં વિચારિયે તો તો સુખ અને દુઃખ બંને ખોટાં છે. સો વર્ષસુધી વિષયાદિકનાં સુખ ભોગવ્યાં હોય પરંતુ એક ક્ષણવાર દુઃખનો ભાસ થાય તો પ્રથમ ભોગવેલું સર્વ સુખ ભુલાઇ જ-વાય છે. તેમજ હજાર વર્ષ દુઃખ ભોગવ્યું હોય અને એક ક્ષણ સુખનો ભાસ થાય તો તે પ્રથમ ભોગવેલું દુઃખ ભૂલાઇ જવાય છે. આ બેય છેવટ સ્વપ્નસમાન મિથ્યા છે ત્યારે પછી સુખનેમાટે શામાટે દુઃખરૂપ પ્રયત્ન કરવું ? વળી રાત-દિવસની પેઠે સુખ-દુઃખ એનીમેળે આવ્યા કરે છે ત્યારે ઇશ્વરેચ્છાથી પડેલાં દુઃખને દુર કરવા કોશેષ કરવી એપણ મિથ્યા છે.

વિષયોને આપણે પ્રીતિથી ગ્રહણ કરિયે છિયે. તે વિષયો નિરંતર રા-હવાસી છતાં શું આપણને નથી છોડતા ? સમય થયો એટલે ગમે તેટલા પરિચયને છોડીને ચાલતા થાય છે અને તે સમયે પછી અત્યંત દુઃખ થાય છે. ભર્તૃહરિ કહે છે કે—

> अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया
> वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
> व्रजतः स्वातंत्र्यात्परमपरितापाय मनसः
> स्वय मुक्त्वा ह्येते शमसुखमनंतं विदधते ॥

(ઘણા કાળ રહીને પણ વિષયો જરૂર જનારા છે તેનો વિયોગ થ-વામાં શો ભેદ છે કે તેને માણસ પોતે છોડતો નથી ? વિષયો પોતાની મેળે જાય છે તો મનને તાપ ઉપજાવે છે અને આપણે પોતે તેને મેલી દઇએ તો અત્યંત શાંતપણારૂપ સુખને આપે છે.) આવા કારણથી એ જાતે જનારાને આપણેજ આદર ન આપતાં મેલી દઇએ તો દુઃખ થાય નહિ. ન મેલીયે તો તેઓ જ સમયે આપણને છોડી દે તે સમયે દુઃખ થયાવિના ન રહે.

વિષયભોગ વિષેની શાંતિ થયાવિના મન વિરક્ત ન થાય એવી શંકા-નો ખુલાસો આ ઘડિયે એટલોજ છે કે વિષયભોગની તૃષ્ણા જેમ જેમ ભોગવતા જઇએ તેમ તેમ ઉલટી વધતી જાય છે પણ ઘટતી નથી; કેમ કે ભોગવવા માંડે એટલે પ્રતિ દિવસ અભ્યાસ એનોજ વધે અને અભ્યાસ વધતાં પછી ને તૃષ્ણાને ઓછી થવાનો ઓછો સંભવ છે. કદી અશક્તિથી ઇંદ્રિયો શિથિલ થઈ જાય તો ભલે બાકી મન તો દિવસે દિવસે બાળક થતું

જાય છે તેથી ઇંદ્રિયો શાંત થતી નથી આ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે અને વિદ્વાનોપણ તેને અનુસરતો સિદ્ધાંત લખી ગયા છે આપને નીચેનું વાક્ય સ્મરણમાં હશે તોપણ લખું છું —

न जातु काम कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव पुनरेवाभिवर्धते ॥

(કોઇપણ પ્રકારની ઇચ્છા તે તે વિષયોના ઉપભોગથી શમન થતી નથી, પરંતુ અગ્નિમાં ઘી નાખિયે ને જેમ તે વૃદ્ધિ પામે તેમ ઉલટી વૃદ્ધિ પામે છે ) આથી બીજું શું પ્રમાણ આપું?

*ઇંદ્રિયોને વિષયોનો સંયોગ ન થવો એજ મનને શાંત થવાનું કારણ છે, કેમકે સંગ થયો એટલે અનુક્રમે ઉતરતુંજ જવાય છે શ્રીભગવાન્ કહે છે કે सगात्संजायते काम कामात् क्रोधोभिजायते। क्रोधाद्भवति संमोह संमोहात् स्मृतिविभ्रम । स्मृतिभ्रंशात् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ( સંગથી કામ થાય, કામથી ક્રોધ થાય, ક્રોધથી મોહ થાય, મોહથી સ્મૃતિનો ભ્રંશ થાય, સ્મૃતિનો ભ્રંશ થતાં બુદ્ધિ બગડે અને બુદ્ધિ બગડવાથી પોતે નાશ પામે ) આમ સ્વાભાવિક થયાવિના રેહેતું નથી માટે વિષયોના સંયોગથી દૂર રેહેવું જોઇએ ઋષભદેવ જેવા સિદ્ધજ્ઞાને પોચેના પુરૂષોએ પણ આપણ જેવાને દાખલો લેવા તેજ પ્રમાણે કરી દેખાડ્યું છે કેમકે મહા નીચમાં નીચ અને ઘડીમાં મરી જનારા મનનો એવાઓ વિશ્વાસ કરતા નથી મનને માટે અર્જુને કહ્યું છે કે चचल हि मन कृष्ण प्रमाथि बलवद्दृढ। ( હે કૃષ્ણ! ચંચળ મન ખરેખર ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનાર, દૃઢ અને બળવાન્ છે

અને એટલાજમાટે મારે વિનવવું જોઇએ કે મેં જે સિદ્ધાંત માગ મનમાં ધાર્યો છે તે લોકવ્યવહારથી ઉલટો એટલે હું એક અને માગ સિદ્ધાંતને ખોટો કેહેનારા ઘણા તેથી સર્વેના શબ્દ વિષયથી મારા કર્ણ ઇન્દ્રિય દ્વારા મનને ક્ષોભ થવાનો સંભવ છે માટે ક્ષોભ થાય તેવી વાતોજ અળગી રાખવી જોઇએ કેમકે ભગવાન્ વ્યાસજી કહે છે કે बलवानिंद्रियग्रामो विद्वासमपि कर्षति। ( ઇંદ્રિયો બળવાન્ છે તેથી વિદ્વાનને પણ ખેંચે છે ) એટલામાટે વિષય ઇંદ્રિયોનો પ્રથમ યોગજ ન થાય એ પણ એક જાતિનું

* આ ઇંદ્રિય આ વિષયો ઇત્યાદિ જો કોઇ અવધૂતતેજ ન રહેતો હોય તો કે ણ જાણે બાકી બીજાને તો શરીર હોય ત્યાંસુધી રેહેવો જોઇએ

શ્રેષ્ઠ સાધન છે. મહા પુરૂષો પણ આમ કહે છે ત્યારે હું કાંઇ મારૂં નિર્બળપણું જણાવુ છું એમ માનવું ન જોઇએ. આ વાત ગંભીરતાથી વિચારવા જેવી છે.

અરધી અવસ્થાએ પોચ્યા પછી નાના બાળક સાથે પરિચય બાંધવો એ બહુ વિપરીત છે. આપણી અવસ્થા છોકરાંનાં છોકરાં રમાડવા જેવડી અને ઇશ્વર ભજવા જેવી થાય ત્યારે ઘરમાં આણેલું માણસ સંસારસુખ ભોગવવાને લાયક થાય. હવે એકબીજાંને પછી શું સુખ આવે? અને જોડ કેવી જામે? ઘરડે ઘડપણે તેની પ્રીતિ આપણી ઉપર ઉપજાવવાસારૂ બાળકના જેવાં શરમ ભરેલાં આચરણો આચરવાં પડે એ કેટલું બધું હસવા જેવું વિપરીત? એનેમાટે લાંકલાજ અને વ્યવહારમાં પણ વખતે ઘણી અડચણો આવે છે કે જેનો લખવા બેસતાં પાર આવે નહિ. કાલની કોને ખબર છે? કાળીદાસજી કહે છે કે **मरणं प्रकृतिः शरीरिणाम् विकृतिर्जीवितमुच्यते बुधैः** (મરણ છે તે શરીરિઓને સ્વાભાવિક છે, જીવવું એ સ્વાભાવિક નથી, એમ વિદ્વાનો કહે છે.) સારાંશ એ કે મરવું એમાં કાંઇ આશ્ચર્ય નથી. આમ છે માટે નહિને પાણિગ્રહણ કર્યા પછી થોડા કાળમાં કાંઇ વિપરીત થાય તો પછી કેવો ભવાડો થાય? બાર કે પંદર વર્ષની તે બાળક સ્ત્રીને અથવા કદિ ૨૫ વર્ષની હોય તો તેને પછી જન્મવારો શી રીતે કાઢવો? અને એનું તથા (થયાં હોય તો) નાનાં બાળકોનું કોણ કરે? તથા તે ન્યાયને માર્ગે ચાલે એવો તેને બોધ કોણ આપે? બીજાં મુરબ્બીઓ સંભાળ રાખનારાં હોય તોપણ તેની દશા બહુ દુઃખદાયક થાય છે તે કોઇથી અજાણ્યું નથી. (એનું વર્ણન કરવામાં વખત નથી રોકતો) આપણા મનમાં મારી સ્ત્રી અને મારાં છોકરાં આવાં સુખ ભોગવનારાં થવાં જોઇએ એવો આગ્રહ પણ પછી કેમ રહે? અને આગ્રહ ન રહે તો પ્રજા થઇ તેપણ ન થયા જેવી.

પ્રજાનેમાટે ગૃહસ્થાશ્રમ જોઇએ પણ જ્યારે આજ દિવસ સુધી પ્રજા ન થઇ અને થઇ તો મરી ગઇ ત્યારે હવે પછી પ્રજા થશેજ એવી શી ખાતરી? કદિ થાય તો પણ તે પ્રજા સદ્ગુણી અને પ્રથમની ધારણાને પાર પાડે તેવી થાય એનો શો ભરોસો? તેમ થયા પછી પણ આપણે એને મેલીને મરિયે એવું ભાગ્યશાળી થવાનું પણ કાંઇ આપણા હાથમાં નથી. (ઇશ્વરે પાછળ પાડયા તો હવે આગળ શીરીતે થવાય?) કાળનો મહિમા

વિચિત્ર છે, ઇશ્વરગતિ જાણવામા આવતી નથી અને કોઇ કોઇને કાઇ કામ આવતુ નથી કદિ સઘળી વાતે વિપરીત બન્યુ તો પાછી આપણુ શરીર કેટલુ દુ ખી થાય ? જાણે એક નાટકનો વેશ ભજાવ્યા જેવુ મને પ્રજા હોય તો પણ શુ અને ન હોય તો પણ શુ ? એ સારી નીવડે તો સ્વર્ગ જવાય એવી કાઇ ખાતરી નથી અને એ સેવા કરે એવી ખાતરી કે સબબ પણ નથી છતી પ્રજાએ આપણે દુ ખ થતા ઘણા દુ ખી થઇએ છિયે નામ બોળે કે પોતે કગાળ સ્થિતિમા રખડે એવી પ્રજાથી પણ શો લાભ છે ? બાપનો વશ ન રેહેતો હોય નો વળી લોકોનો વધારે આગ્રહ હોય તો ઠીક પરતુ તેમ કાઇ નથી ઇશ્વરકૃપાથી ભત્રીજાઓ ઘણા છે અને તેને ઘેર સતતી થવાનો પણ સમય પાસે આવ્યો છે તેથી પિતૃવર્ગને કશો અસતોષ થાય તેવુ નથી ગહસ્થ થયા છતા પણ પ્રજા ન થાય તો પિતવર્ગ કેમ રેહેતા હશે ? ઇશ્વરની કૃપાથી પિતઓને અસતોષ રહે તેવુ નથી

સ્ત્રી અને ધન એ મુખ્ય કુસપનુ કારણ છે ભાઇઓના અત કરણો ઘણુ કરીને એકજ હોય છે, પરતુ સ્ત્રીઓ ગમે તો ભણેલી હોય કે ગમે તો અભણ હોય પરતુ તેની નિરતરની હૃદયભેદક વાતોથી તે અત કરણો મલીન જેવા થઇ જાય છે અને તેવા કરી સપીને જપીને બેસવાનો વારો આવતો નથી, પરતુ ઉપાધિમા રાતદિવસ શરીર સુકાતા નિશાસા ન ખાતા દુ ખમા દિવસો જાય છે જજાળની જાળની કેટલીક વાત કહુ ? ખરી વાત શુ છે તે પ્રપચમા જાણવામા આવતી નથી અને સ્ત્રીની તથા પોતાના બાળકોની મમતા મેલાતી નથી, તેવીપણ સદૈવ કવેરાજ રહે છે કે જે કનેશ કરતા સસારમા આ શરીરની હૈયાતી ન હોય તોજ સારૂ એમ માનવામા આવે છે એનુ વિષેશ વર્ણન કરવામા કાઇ લાભ નથી એનો અનુભવ સારી રીતે આ શરીરે લીધો છે હુ સપની ઇચ્છા કરૂ છુ માટે ફરીને ગૃહસ્થ ન થવાય તોજ સપ રહે એવી મારી ધારણા છે કેમકે મારે સ્ત્રી કે પ્રજા ન હોય એટલે ભાઇઓની પ્રજા ઉપર વૃત્તિ ખેંચાય તેમ કરતા તેઓ મારી તરફ ન ખેંચાય તો સમારથી વિરક્ત પણ થવાય સસારમા રહી સબધીઓના મર્મભેદક વચનો સાભળવા કરતા મરણનુ દુ ખ અધિક નથી ગમે તેવા જ્ઞાનીને પણ મેણાના વચનો વશમા લાગ્યાવગર ન રહે આમ થવાનુ મૂળ કારણ સ્ત્રી છે માટે પરિગ્રહજ ન કરવો એટલે પછી શુ ? એક વાર દાન લીધાનો દોષ ન ટળ્યો હોય ત્યા બીજીવાર દાન લઇને બીજો દોષ શામાટે લેવો ?

ગયેલા માણસે પોતાના સદ્ગુણથી પોતાની ઉપર જે આસક્તિ બંધાવી હોય તે આસક્તિ બીજા માણસ ઉપર બંધાની નથી અને કદાચ આ- ચકીનેલીધે બંધાતી હોય તો પછી ગયેલા માણસ ઉપર રાખેલી આસક્તિ મિથ્યા થાય છે. આવી રીતના સંસારના સ્વાર્થથી થતો સંબંધ જોઇને મને બહુ આશ્ચર્ય અને ખેદ થાય છે. હવે પછી નવા માણસના સદ્ગુણો પ્રથ- મના માણસના જેવા થશે. તેના જેટલોજ તે સંતોષ ઉપજાવી સદ્ગુણી થશે એમ શા ઉપરથી ધારવું ? અને એમ થયું તો પણ પ્રથમનાં પવિત્ર માણસને આપણી હયાતીમાં જે લાભ મળવો જોઇએ તે લાભ તેને ન મળ્યો. તેનો ડાઘ હૃદયમાંથી જીવતાં સુધી જઇ શકે નહી. પ્રેમને જો કાંઇક રૂપકમાં લા- વિયે તો તે જેની ઉપર બંધાયો તેના વિયોગથી જે ખેદ થાય છે તે અનિ- ર્વચનીય છે. પછી બીજે સ્થળે બંધાય તો તે પ્રેમજ ન કેહેવાય. તો પણ એકવાર તેને પ્રેમ કહિયે તો તેનું આપ્રમાણે થાય છે.

दृढप्रेमाभग्नः सदसिरिव सधिं न लभते
लभेद्वापि प्रायः स्खलति बहुयत्नैरपि धृतः ।
स्खलन्नोचेत्साम्यं न भजति भजेद्वा यदि पुन
क्षमः कार्ये नस्यात्स्मृतिमुपगतः संव्यथयते ॥

(મજબૂત પ્રેમ ભાગી ગયો એટલે સારી તરવારની પેઠે તે પાછો સંધા તો નથી, સંધાય તો ઘણા યત્નથી રાખ્યા છતાં તુટી જાય છે, અને તુટે નહિ તો ગાંઠ પડી જાય છે, અને કદી ગાંઠ ન પડે તો ધારેલું [illegible] ન ઉતારી શકે, અને કદિ તેમપણ બને તો જ્યારે પૂર્વસ્થિતિનું સ્મરણ થાય ત્યારે ત્યારે અંતઃકરણને ખેદ આપે છે.) પ્રેમના સંબંધમાં [illegible] પ્રેમવસ્તુને માનતો નથી. તેને હું સ્વાર્થરૂપેજ માનું છું. આને અનુ[illegible] બોલિયે તો સર્વની સ્વાર્થ સધાવવા પ્રેરણા થાય છે. પરતુ હું અધમ સ્વાર્થ સાધવા ઇચ્છા રાખતો નથી. ઉત્તમ સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખું છું. એ ઉત્તમ સ્વાર્થ સાધવા જતાં પ્રેમ તો બંધનરૂપ બને છે. કેમ કે—

बंधनानि खलु संति बहूनि प्रेमरज्जुदृढबंधनमन्यत ।
दारुभेदनिपुणोपि षडंघ्रिर्निष्क्रियो भवति पंकजकोषे ॥

(બંધનો ઘણાં છે પરંતુ પ્રેમની દોરી (સ્વાર્થના પરિચયની આંકડી)નું બંધન કાંઇ જુદાજ પ્રકારનું છે. દાખલા એ કે લાકડાંને કોરી નાખવામાં ચતુર ભ્રમર કમળના મધ્ય ભાગમાં કાંઇ પણ કરી શકતો નથી.) ત્યારે હાથે કરીને પગમાં બેડી નાખવા જેવું શામાટે કરવું ? (અપૂર્ણ.)

---

# मणिरत्नमाला

( सबध पाने १२ थी )

अविचार के स्त्री अथवा पुरुषने आ कामाधपणानेलीधे शु पाप करिये छिये ते जाणवामा आव्युज नहि आवी रीते खोटी कामनाओनेलीधे घणा कामाधपुरुषो स्त्रीओना ध्यान धरे छे अने तेवी दुष्टस्त्रीओ कामाधोना ध्यान धरे छे अने महापाप करीने नरकयातनाना तथा पशु आदिना अवतारोना पात्र थाय छे अने आपणी शी गति थशे तेनो तेने क्षणवारपण विचार आवतो नथी अरेरे! आ समजणवाळो मनुष्य देह शा सारू छे? त्यारे तो पशु पक्षीनो देहज योग्य हतो के जेमा सारा माठानी खबर पडती नथी खरू जोता विचारिये तो स्वकीयास्त्रीसग पण आसक्तिनेलीधे बधनरूप थाय त्यारे तेने मेली बीजे पापदृष्टि करनाराना पापनी अने बधननी तो वातज शी करवी? जगतमा अपकीर्ति थाय, व्याधियो वधि पडे, उपाधियो आवी पडे, अने कागडा कुतराना जेटलु मान पण तेवा माणसनु रहे नहि अने छेवट रखडी रझळी भुडे हाले मरण पामता यमराजाना मार खावाने अने नरकनी उग्र यातना खवाने पात्र थाय छे परस्त्रीनो सग करनार भडवावोना जे सोवती होय तेनो सहवास पण नरकमा नाखे तो पछी प्रत्यक्ष सग करनारनी तो वातज शी करवी? हजारो प्रकारनी पूजा, पाठ अने दान ध्यान के तप कया होय ते आवा पापी लोकोना क्षणवारमा बळी जईने तेने बदले मोटा पापना ढगला थइ रहे छे अने ते पापना ढगलाना प्रतापे करोडो वर्षसुधी नरकना दु ख भोगवतो रड्या करे छे आवु छे तेनो विचार नथी करतो अेटला माटे कामी माणस देखता छता आंधळो छे आखथी जे आधळो होय ते तो कामाध करता लाख वाते देखतो छे केमके ते पोताना हृदयचक्षुथी जोइने पापमार्ग छोडीने पुण्यने मार्गे चाले छे अेटलामाटे आ उपरथी अेवो बोध लेवानो छे के कामाध थवु नहि अने परस्त्रीओने कुदृष्टिथी जोवी पण नहि अेटलूज नहि पण तेवे पापने माग चालनारा पापीनी सगतिपण करवी नहि आवीरीते असग रहीने जे अे मोहिनीरूप मदिराना मोहमा फसायो नहि ते खरे खरो भाग्यशाळी अने परम सुखनो अधिकारी छे अेटलामाटे ते विषे निरतर काळजी राखवी

पोतानो अपयश अेनु नाम मृत्यु छे जगतमा सारे माग चाले छे तेनी कीर्ति गवाय छे अने सारो मार्ग मेली नठारे मार्गे चाले छे तेनी अपे

कीर्ति गवाय छे. अे अपकीर्ति अेनुं नामज अपयश केहेवाय. पोतानां सारां आचरण अने महान कार्य के उदार अंतःकरणनेलीधे के प्रौढ प्रतापनें लीधे जेओ आ पंचभूतना संघातरूप शरीर पडी गया छतां पण जगतमां गवाय छे तेओ मुवेला समजवा नहि. केमके तेनु स्थूल शरीर अदृश्य थयु पण कीर्तिरूप शरीर सदाकाळ अजर अने अमर छे. अने अेथी उलटां नठारां आचरण तथा हलकां कार्य के क्षुद्र अंतःकरणनेलीधे के दुर्भाग्यनेलीधे आ पचभूतना संघातरूप शरीर जीवतां छतां पण जगतमां निंदाय छे तेने कोई जोवा इच्छतु नथी, तेओ जीवता समजवा नहि; केमके तेनुं स्थूल शरीर कदि देखातु होय तोपण ते न देखाया बरावर अथवा मरी गया बरावर छे. खरू जीववुं अे कीर्तिज छे. केमके शरीर तो कोई दिवस पण क्षणभंगुर होवाथी पडी जाय पण कीर्ति तो अजर अमर रहे छे. अेटलामाटे कीर्तिथी जीववुं अेज खरूं जीववुं छे. अेथी उलटुं तो मरण न होय तोपण मरण बराबरज छे.

स जीवति यशो यस्य कीर्तिर्यस्य स जीवति ।
अयशोऽकीर्त्तिसंयुक्तो जीवन्नपि मृतोपमः ॥

जेनी कीर्ति छे ते जीवे छे अने यश होय छे ते जीवे छे पण जेनो अपकीर्ति सहित अपयश होय छे ते जीवतो होय तोपण मुवा जेवो छे.

जेम मरेलां शरीरने गमे तेवुं सगपण होय, गमे तेवो संबध होय, गमे तेवी उंची जात होय, गमे तेवुं रूप होय पण कोई स्पर्श करतु नथी के घरमां राखतु नथी तेम अपकीर्ति के अपयशवाळां शरीरने गमे तेवुं सगपणहोय, गमे तेवो संबंध होय, गमे तेवी उंची जात होय, गमे तेवुं रूप होय, पण कोई स्पर्श करतु नथी अेटलुज नहि पण पासे बेसवा पण देतु नथी. देशनुं कल्याण करनारा विचारवान विवेकी लोको मरवुं अंगीकार करीने पण कीर्ति मेळववामां उत्साह राखे छे पण जगतमां पशु समान मूर्ख लोको शिवाय कोई बीजा अेवा नथी के अपकीर्तिनी इच्छा करे. मूर्ख लोकोने तेनी समजण नथी होती परंतु जे जाणे छे तेने तो मोत करतां पण अपयश छे ते वधारे दुःख दायक छे. जगतमां एक जन्मवारामां मोतनुं दुःख तो एकज वार खमवुं पडे छे पण अपयशनुं दुःख तो घडिये घडिये अने क्षणे क्षणे मोत करतां पण अधिक खमवुं पडे छे. जगतमां जीववानी

आशा अति बल्वान छे अने तेनेमाटे लोको बने तेटलो धन माल विगेरेनो उपयोग करे छे ए जीवतरने पण नहि सभारी मरणने अपकीर्ति करता विवेकीओ सारू गणे छे एवा दाखला काई थोडा नहि मळ आपणी कीर्ति थाय, लोक आपणने सारा कहे, ए जो अपकीर्तिमा मरण तो शु पण मरण करता अधिक दु ख छे तोज लोको माने छे घणाने मोटे आपणे 'ईश्वर लाज आबरुमा अन्न-वस्त्र आपे एटले बस छे' एवा वाक्यो साभळिये छिये माणसो जेम जावबामाट अनेक मयत्न करे छे तेम कीर्तिनेमाटे पण अनेक मयत्न करे छे मरणनेमाटे जेम कोई मयत्न करतु नथी तेम अपकीर्तिने माटे पण कोई मयत्न करतु नथी मरण पामेलामा तेज बल के मताप रेहेता नथी तेम अपकीर्तिवाळामा पण तेज बल के मताप रेहेता नथी बोधवान माणस जेम जीवता बधनमुक्त केहेवाय छे तेम अपकीर्तिवाळो माणस जीवते मुवो केहेवाय छे एटलामाटे मृत्युथी बीनारा माणसे पोतानो अपयश थवा देवो नहि मृत्यु छे ते तो शरीर क्षणभगुर होवाथी मनुष्य पाणीना स्वाधीनमा नथी एटले एने अटकावी शकातु नथी, परतु अपकीर्ति पोताना नठारा आचरणोथी थाय छे तथी अटकाववी ए पोताना स्वाधीनमा छे, माटे पोताने स्वाधीन वात होय तेमा बुद्धिमान माणसे भूल खावी नहि मृत्यु जेम आ कुलवान छे, विद्वान छे, धनवान छे, रूपवान छे, ओथवान छे, बाळक छे, वृद्ध छे, जुवान छे, के सबना आधाररूप के कीर्तिमान छे एम आवे छे सारे जोतु नथी, तेमज अधम, अविवेक अने अपवित्रताना आचरणथी थयेली अपकीर्ति पण आवे छे सारे उपर प्रमाणे गुण शील वय आदिने जोतीज नथी एक वार तेणे पोतानो पग माडयो के ते कडवी वेलनी पेठे वधतीज जाय छे मृत्यु जेम जेनी उपर पडे छे ते दुनिया ताग जाय छे तेम जेनी उपर अपयश के अपकीर्ति पडे छ ते दुनिया ताग जाय छे मरेलाने कोइ ससारव्यवहार रेहेतो नथी पण अपकीर्तिवाळाने ससारव्यवहार रहे छे अने ते एवी दशामा सिद्ध थइ शकतो नथी तेथी ते करता मृत्यु वधारे सार लागे छे घणा घणा स्त्री पुरूषोए मरणनेज मिय गण्यु छे ते अपयशना दु खनी बीकथीज अपयश होय तो मृत्युनु शु मयोजन छे' केमके भर्तृहरि पण कहे छे के अपयशो यद्यस्ति किं मृत्युना ॥ आम छे एटलामाटे यशने वधारनारा सदाचरणो अने सत्कर्मो करवा जोईए जो बीक राखवी तो मृत्युनी नहि

पण अपयशनीज राखवी, केम के मरणनो मारेलो नरकमां पडतो नथी परंतु अपयशनो मारेलो नरकमां पडे छे. अपयशवाळो अपयशथीज मरेलो छे तेने मोततो नाममात्र मरण छे.* आ संसारमां सर्व अनित्य छे माटे कीर्तिथी जीववानुंज प्रयत्न राखी अपकीर्तिरूप मरणथी बची जवुं जोइए. केम के—

चलं वित्तं चलं चित्तं चले जीवितयौवने ।
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥

चित्त चंचल छे, वित्त चंचल छे, जीवित अने जुवानी चंचल छे तथा चरअचर सर्व जगत् आखुं चंचल अर्थात् नाशवान् छे; पण जेने कीर्ति छे ते जीवे छे, अर्थात् सदैव अमर छे. सारांश के एवी चल वस्तुनेमाटे अपकीर्ति नहि करतां सर्वने नाशात्मक जाणी कीर्तिरूप कायाने अजर अमर करवी.

---

को वा गुरुर्यो हि हितोपदेष्टा
शिष्यस्तु को यो गुरुभक्त एव ।
को दीर्घरोगो भव एव साधो
किमौषधं तस्य विचार एव ॥ ७ ॥

अर्थ

शिष्य—गुरू कोण केहेवाय ?
गुरु—जे हितनो उपदेश आपे ते गुरू.
शिष्य—शिष्य कोण केहेवाय ?
गुरु—जे गुरूनो भक्त होय तेज शिष्य.
शिष्य—हे साधो ! मोटो ( असाध्य ) रोग कयो केहेवाय ?
गुरु—संसार छे ते मोटो ( असाध्य ) रोग केहेवाय.
शिष्य—[ तेनु ] औषध शु केहेवाय ?
गुरु—ते [ संसार ] नो विचार करवो ते औषध केहेवाय.

---

* आ शिवाय रसने नहि जाणनारनी आगळ कविता कहेवी के पोताने मोढे पोताना वखाण करवा विगेरे मृत्युरूप कह्या छे. तेमा पण पोताने मोढे पोतानागुण गावा ए अपयशनु कारण होवाथी तेपण ते प्रमाणेज समजवु

## टीका

उपदेश करनार होय तेम गुरु केहेवाय सुखने आपे अने दुःखने मटाडे तेनु नाम हितनो उपदेश केहेवाय चोराशी लाख जीवयोनिमा जन्म अने मरण धर्या करवा ए जेवु एके दुःख नथी अने कैवल्य मुक्तिने पामवु ते जेवु एके सुख नथी ए सुखनो लाभ अने ए दुःखनो नाश वेदात शास्त्रना श्रवणथी थाय छे अधिकारी, विषय, सबध अने प्रयोजन ए प्रमाणे वेदातशास्त्रना चार अनुबध छे चार साधनथी युक्त होय ते अधिकारी, जीव अने शिवनी एकता ते विषय, ब्रह्मनु प्रतिपादन करनारू प्रकरण ते सबध अने आनद थाय ने क्लेश जाय ते प्रयोजन एम समजवु आवा अनुबधवाळा वेदात शास्त्रना प्रमाणथी उपर कहेला दुःखने मटाडी सुख पमाडे अर्थात् मुक्त करे ते हितोपदेश केहेवाय कोईने शका थाय के गुरु होय ते तो एवोज उपदेश करे त्यारे एम केहेवानु शु कारण अने कैवल्य मुक्ति एम कह्यु त्यारे बीजी मुक्ति हशे के नहि? तो तेनो खुलासो आ प्रमाणे समजवो मुक्ति घणा प्रकारनी छे तेमा सालोक्य,[1] सामिप्य,[2] सारूप्य,[3] अने सायुज्य,[4] ए चार प्रकारनी मुक्ति श्रेष्ठ केहेवाय छे आ चारमा पण सायुज्य श्रेष्ठ छे परतु छेवट तेथी पण पाछु पडवु पडे छे जेमा गया पछी पाछु नथी आववु पडतु एवु जे धाम छे ते कैवल्यमुक्ति छे श्रीभगवान् कहे छे के

यद्गत्वा न निवर्तते तद्धाम परम मम ।

ज्या गया पछी फरीने पाछु आववु नथी पडतु ते मारू धाम छे

आ परम धामरूप कैवल्य मुक्तिने छते देहे जीवन्मुक्त दशा थई जाय त्यारे पमाय छे

जगतमा गुरु पद धारण करनाराओ पण घणा होय छे केटलाक मोटा मोटा शास्त्रो भण्या होय छे ने बुद्धिमान् होय छे पण इद्रियोना विषय भोगववानी इच्छा गइ न होय अने ज्ञाननो अनुभव थयो न होय तेथी पोताना शिष्योने विषय भोगववानो उपदेश करे छे अने उपदेशना वाक्यो फेरवीने तेनो उलटो अर्थ समजावे छे

---

१ भगवानना लोकमा रेहेवाय २ भगवानना पास रेहेवाय, ३ भगवानना जेवी आकृतिनु थवाय ४ तेमा लीन थइ जवाय

आत्मानं सततं ब्रह्म जानीहि जगदीश्वरं ।
यद्वेत्ति तत्स कुरुते न भयं तस्य कुत्रचित् ॥

आ श्लोकनो अर्थ आम छे के आत्माने निरंतर ब्रह्मरूप अने जगतनो ईश्वर जाणवो. अम जे जाणे छे तेने क्यांई पण भय नथी अने ते गमे ते करे छे

'गमे ते करे' एम कह्युं तेनेमाटे उदाहरण के जेम कोई राजानो कुवर वाळक होय तेने चोर उपाडी गया होय तो ते चोरना सहवासथी चोरी करवा शीखे पण मोटो थया पछी कोई भाट-चारण आवीने पोताना बाप-दादानी वंशावळी संभळावे तो चोरनो सहवास मेली तथा चोरनो धधो मेली पोतानुं राज्य भोगवे अने पछी गमे तेम करे. अर्थात् बीजा राजाओने जीतीने पोतानो देश आबाद करे ने चोरने पकडीने दंड दे. तेम आ जीवरूप एक राजकुमार अज्ञानरूप वाळकपणाथी अविद्यारूप देशमां पड्यो छे. ते चोररूप इंद्रियो जेम चलवे तेम चाले छे, पण विवेकरूप मोटाई आवे छे त्यारे वेदशास्त्ररूप भाट-चारणो पासेथी ब्रह्मस्वरूपरूप वंशावळी सांभळी ब्रह्मस्वरूपरूप पोतानुं राजापणुं पामीने गमे तेम करे. अर्थात् इंद्रियोना विषयोमां अज्ञान दशानी पेठे पछी कदीपण इच्छा करे नाहि, परंतु माया, अविद्या अने कर्मनो नाश करी ब्रह्मरूप एक ईश्वरज छे एवो निश्चय करे.

आवा सवळ अर्थ मेलीने तेनो उधो अर्थ समजावी दे छे के जेणें हूं आत्मा ब्रह्म छुं अम जाण्युं ते परमेश्वर थयो माटे तेने कोईनो भय नथी माटे जेम गमे तेम करे अर्थात् विषयो भोगवे.

जेओ विषयोमां बुडी रह्या छे अवा गुरुओ विषयोने प्रमाण करे छे ने शिष्योने भोगवावे छे, अने जे शिष्यो अज्ञानमां बुडेला होय छे तेओ तेवा उपदेशो प्रमाण करे छे. आवा अज्ञानियोनी शी दशा थाय छे तेविषे योगवासिष्ठमां लखे छे के "गुरू होय छे ते ज्ञानविना कर्मनो नाश नथी थतो तेथी अने शिष्यने खोटो उपदेश कर्यो होय तेथी कुतरो अवतरे अने शिष्य होय छे तेने ज्ञानविना कर्म टळ्यां न होय तेथी गीगोडो अवतरे अने पेले अवतारे जे गुरुअे हरामनुं खाधु होय तेने चुसी ले छे. त्यारपछी गुरुते झाडनो अवतार आवे छे अने शिष्यने वाघोळनो अवतार आवे छे.

आवा उल्टा बोध आपनारा गुरु होय ते गुरु केहेवाय नहि जे गुरु ज्ञाननी मूर्ति होय, पोते विषयोने त्याग कर्या होय तेम शिष्योना त्याग करावतो होय, अने जे शिष्योने मोक्षना उपदेश करतो होय ते गुरु केहेवाय बाकी बीजा नामना गुरु छे अने अेटलामाटेज हितनो उपदेश करनारने गुरु कह्यो

आ उपरथी समजवानु अे छे के जे ससारना बधनथी छोडावे अेवा ज्ञानी होय तेनेज गुरु करवा कागळना वाणथी दरियो तराय नहि तेम खरा बोधवान गुरु विना ससारसागर तराय नहि

जे गुरुनो भक्त होय ते शिष्य केहेवाय गुरुनी आज्ञा मानवी, ते कहे ते उपर विश्वास राखवो, तेने परमेश्वरनी मूर्तिनी पेठे पूजा करवी इत्यादि भक्ति करे ते भक्त केहेवाय बीजा देवताओनी पूजा करवी ते तो सेहेली अने गमे तेवी छे, केमके तेमा तो ठाकोरजीने नामे मनगमता भोग भोगववा मळे छे अने गुरुनी भक्ति करवी ते तो कठण अने न गमे तेवी छे केमके तेमा तो गुरु कहे तेम करवु पडे, तेने आधीन रेहेवु पडे अने विषय मनगमता मळे नहि गुरुना भक्त होय अेवा शिष्यो आ जगत्मा घणा थोडा होय छे जेने माथे परमेश्वरनी दया होय छे तेज तेवा गुरुभक्त थाय छे गुरू गीतामा कहे छे के —

देवकिन्नरगधर्वा पितरो यक्षचारणा ।
मुनयोपि न जानति गुरुशुश्रुपणे विधि ॥

देव, किन्नर गधर्व, पितृ, यक्ष चारण, अने मुनियो, अे कोइपण गुरुनी पूजा करवानी रीति जाणता नथी अर्थात् तेओपण गुरुभक्ति करी शकता नथी

आवी कठण गुरुभक्ति थवी ते ईश्वरकृपाबगर शी रीते प्राप्त थई शके

गुरुए जे ज्ञान आप्यु होय तेनो बदलो कोई रीते वळी शकतो नथी एवो तेनो महिमा छे ते वाणीथी वर्णवी शकाय तेम नथी माटे गुरुनी भक्ति करवी जोईए गुरुभक्ति कर्याविना परमेश्वर मळता नथी कह्यु छे के-

गुरुभक्तिस्थिता विद्या गुरुभक्त्या सुलभ्यते ।
त्रिलोकेशैर्न वक्तव्या देवाद्यै सुरपुगवै ॥

गुरुभक्तिमां रहेली जे ब्रह्मविद्या छे ते गुरुनी भक्तिथीज प्राप्त थाय छे. त्रिलोकीना ईश्वर मोटा देवताओथी पण ते विद्या केहेवाती नथी.

गुरुभक्ति अभिमान वगरनो जे मुमुक्षु होय ते करे छे. अभिमानवाळाथी कदीपण थती नथी. अवाओ तो संसारमां भटक्या करे छे. कह्युं छे के—

महाहंकारवेगेण तपोविद्याबलान्विताः
संसारकुहरावर्ते भ्रमंति घटियंत्रवत् ॥

घटमाळ जेम कुवामां वारंवार भराय छे अने ठलवाय छे तेम तपवाळा, विद्यावाळा अने बळवाळा होय तोपण अति गर्वथी संसारनी गुफामां जन्ममरणरूप गोंथा खाया करे छे.

माटे अभिमान वगर गुरुभक्ति करवी. गुरुभक्ति करे छे तो परमेश्वर पामे छे गुरूने मेलीने अकला परमेश्वरनी भक्ति करे छे तो ते भक्ति निरर्थक थाय छे. ब्रह्मा, विष्णु, महादेव आदि देताओ, देवर्षि, पितृ किंनर, सिद्ध, चारण, यक्ष, मुनि अने बीजा माणसोने अने तीर्थने, गुरूने मेलीने सेवे तो ते वृथा छे. माटे गुरूने मेलीने तेने न सेववा. गुरू तो ईश्वर करतां पण सरस छे.

शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे शिवो नहि ।

जो शंकरनो कोप थयो होयतो गुरु रक्षा करे छे पण जो गुरुनो कोप थयो होय तो शिव रक्षण करता नथी.

माटे जे शिष्य होय तेणे गुरुने एक भावे भजवा. गुरुने मेलीने बीजाने भजे छे तो नरकमां पडे छे. जेम कोई झाडमां फळ थयुं ते पाणी तथा पृथ्वीना बळथी पाके छे अने पाक्या पछी पृथ्वीउपर के पाणीमां पडे छे तो सुकाई जाय छे के सडी जाय छे. तेम अहीं समजवुं. ते ए रीते के, गुरु छे ते झाड छे, शिष्य छे ते तेनु फळ छे, परमेश्वर छे ते पाणी छे, शास्त्र छे ते पृथ्वी छ, अने अभिमानथी गुरुने उपर दोश मेलवो ते तेनु सुकावु छे अने गुरुनो कोप थाय ते तेनु सडवुं छे. सारांश के गुरुने मेलीने शास्त्रनु बळ लेवा जाय छे तो अभिमान आवे छे, अभिमान आववाथी नरकमां पडवुं पडे छे. कदी ईश्वरने भजवा जाय तो ईश्वरपण कोप करे छे केम के ईश्वरना स्वपरूथी पोते अळगो छे. जेम मांखी आंख शरीर मेलीने क्यांई गुवड्ड थयुं तो ते जग्याएज आवीने बेसे छे तेम नठारो शिष्य गुरुना

घणा गुण होय ते विसारी मेलीने दोषनेज जोया करे छे अपार गुण गुरुना होय तेने जे सभारे पण नहि ते खरेखर कृतघ्नी केहेवाय चारणी जेम सार सार काढी नाखीने कचरो होय ते राखे छ, तेम नठारा शिष्यो गुरुना गुण सघळा मेली दईने दोषनेज ग्रहण करे छ जे वचनरूप हथियार गुरुए आप्या होय एज वचनरूप हथियारथी गुरुने वध करवो एथी बीजु कयु पाप छे? अने एवा दुष्ट पापीउपर परमेश्वर केम कोप न करे? जेणे गुरुना वचननु अपमान कर्यु तेण वेदशास्त्रना वचननु, परमेश्वरना वचननु, श्रीभगवानना वचननु अने सत्पुरुषोना वचनोनु उल्लघन कर्यु एम समजवु एना जेवो कोई दुष्ट बीजो न समजवो प्रतिमा तो जड छे अने सद्गुरु तो चेतन्य छे माटे पहेली सद्गुरुनी सेवा करवी अने ते पण तेवा सद्गुरु ओळखीने करवी जे पोताने वावरवा धन मागे नहि, पै एक पण पासे राखे नहि, गृहस्थ होय तो अन्न वस्त्र राखे अने गृहस्थ न होय तो ते पण न राखे, वेहेवारे जेने नड तो न होय अने जे सस्कृत तथा प्राकृत सघळू जाणता होय तेवा गुरु शोधनेमाटे करवा योग्य छे कह्यु छे के

सस्कृतै प्राकृतैश्चैव गद्यपद्याक्षरैस्तथा ।
शिष्य यो देशभाषाभिर्बोधयेत्स गुरु स्मृत ॥

सस्कृत अने प्राकृत गद्य अने पद्योना वाक्योथी अने देशनी भाषाथी जे बोध करे ते गुरु केहेवाय

शिष्यना सदेह टाळे एवो विद्वान, भाषा जाणनार, पूर्ण त्यागी, वैरागी, अने स्वप्नमा पण स्त्रीसामी नजर न करे तेवा सारा शीलनो गुरु जोईए कह्यु छे के

निर्वासनो निरालब स्वच्छदो मुक्तबधन ।
क्षिप्त सस्कारवातेन चेष्टते शुष्कपर्णवत् ॥

जेने क्याईपण वासना नथी ते, जे पोतानी मुक्तिनो आधार पोता उपर राखे छे, ससारनु जेने बधन नथी अने बध अने मोक्षने जे मानता नथी ते प्रारब्धथी प्रेरता, पवनथी जेम सुकल पान फरे तेम फर्या करे छे

माटे आदर रहित, अभिमान रहित, काम रहित, क्रोध रहित, लोभ रहित अने उपाधिरहित अने बोधवान होय ते सद्गुरुपदने योग्य छे श्रीभगवान् कहे छे के

संसारदीर्घरोगस्य सुविचारो महौषधं ।
कोहं कस्य च संसारो विविकेन विलीयते ॥

संसाररूप मोटा रोगनुं सारो विचार करवो एज ओसड छे. हुं कोण अने संसार कोने छे एवो विवेक थयो के तेज विवेकथी संसार टळी जाय छे.

हुं कोण? जो हुं नाम होऊं तो ते नाम तो माता पिता के फइ होय ते जन्म थाय ते पछी जोतिषने आधारे पाडे छे तेथी ते नाम तो हुं नहिज. त्यारे हु कोण? शुं पृथ्वी ते हुं छुं, शुं जल ते हुं छुं, शुं तेज ते हुं छुं, शुं वायु ते हु छु, शुं आकाश ते हुं छुं, शु चौद इंद्रियो ते हु छुं, शुं सोळ अंग ते हुं छुं, शुं सात धातु ते हुं छुं के शु त्रण गुण ते हुं छुं, ना? ए सर्व नामरूप दृश्य ते हुं केम होऊ? हुं तो ते सर्वनो दृष्टा साक्षी तेथी न्यारो छुं माटे ए हुं नहि. तथा जगत् एटले शु? शु मनुष्य ए जगत् छे, शुं पशु पक्षी ए जगत् छे, शुं स्थावर ए जगत् छे, के शुं चौद लोक ए जगत् छे? आ जगत् ते शुं अने तेने ने मारे शो संबंध छे? आ जगत न केहेवाय अने तेनी साथे मारे कशो सबंध नथी. आम विचार करीने पछी लक्ष उपर नजर करवी. अपरोक्षामां कह्यु छे के–

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणं किंचिद्विचारः सोयमीदृशः ॥
अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।
संकल्पो विविधः कर्ता विचारः सोयमीदृशः ॥
एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययं ।
यथैव मृद् घटादीनां विचारः सोमीयदृश : ॥

पचमहाभूतना समूहरूप आ देह हुं नथी तेम तेमां रहेलो इंद्रियोनो समूह पण हुं नथी. तेनाथी जुदुं जे कांई छे तेज हुं छु एम विचारवु अर्थात् त्वंपदनुं लक्षण जाणवु एज विचार केहेवाय छे. देह इंद्रियो आदि जे भासे छे ते मारा संकल्पे करीने भासे छे अने ते अज्ञानथी थयेल छे, ते सर्व ज्ञान थवाथी टळी जाय छे एम जाणवुं तेज विचार केहेवाय छे. अने घडानुं उपादान कारण जेम माटी छे तेम अज्ञान अने संकल्पनुं उपादान कारण सूक्ष्ममां सूक्ष्म सत्‌रूप सर्वव्यापक एक ब्रह्मज छे ने ते ब्रह्म हुं छुं

अर्थात् जेम मारे संकल्पथी पिंड माच्यो तेम ईश्वरने ब्रह्मांड साचुं, मारे अंतःकरण छे तेम ईश्वरने तीर्थयात्रा छे, मारे प्रजा साची तो ईश्वरने जगत् साचुं, मारे संकल्पथी जगत् हतुं ते टळी गयुं तो ईश्वर निर्विकल्प छे तेथी तेने जगत् नथी, जेम जीवनुं नाम छे तेमज ईश्वरनुं नाम छे देहमां जेम थोडी उपाधि छे तेम ईश्वरना जगत्मां मोटी उपाधी छे जेवो देहमां हुं छुं एवोज जगत्मां ईश्वर छे, एम जाणवुं अर्थात् तत्पदनुं लक्षण जाणवुं ए विचार केहेवाय जेम देवतामां लाकडां घणां नाख्यां एटले ते भडको केहेवाणो अने रुनी वाट सळगावी एटले ते दीवो केहेवाणो पण ते भडको पण नथी अने दीवो पण नथी, पण खरुं जोतां ते बेय अग्निज छे, तेम ब्रह्म एक अखंड छे ते अंतःकरण आदिनी उपाधिने योगे जीव केहेवाय अने चौद लोकनी उपाधिने योगे ईश्वर केहेवायुं पण जीव ने ईश्वर कांई नथी पण एक ब्रह्मज छे, एम जाणवुं अर्थात् असिपदने ओळखवुं आनुं नाम विचार केहेवाय

आ विचारथी पोतानुं स्वरूप ओळखतां संसार टळे छे माटे विचार छे तेज संसार टाळवानुं औषध छे एम कह्युं माटे सद्विचार करीने संसार टाळवानुं प्रयत्न करवुं

---

किं भूषणाद्भूषणमस्ति शील
तीर्थं परं किं स्वमनो विशुद्धं ।
किमत्र हेयं कनकं च कांता
श्राव्यं सदा किं गुरुवेदवाक्यं ॥ ८ ॥

अर्थ

शिष्य—सारामां सारुं घरेणुं शुं छे ?
गुरु—शील छे तेज सारामां सारुं घरेणुं छे
शिष्य—उत्तम तीर्थ शुं केहेवाय ?
गुरु—पोतानुं मन निर्मळ होय तेज उत्तम तीर्थ केहेवाय
शिष्य—आ जगतमां त्याग करवानुं शुं छे ?

गुरु—सोनु अने स्त्री ए त्याग करवा योग्य छे.

शिष्य—सांभळवा योग्य शुं छे ?

गुरु—गुरुनां अने वेदनां वचन सांभळवा योग्य छे.

गमे तो स्त्री होय के पुरुष होय परंतु तेओनुं शील एज सारामां सारुं भूषण छे. ए वाक्यमां एम समजवानुं छे के सोनानी सांकळीओ, मोतीना हारो. जडाउ कांपो, अने जडाउ टोळियां तथा रत्नथी जडेला चंदनहारो, ए सर्व खरां भूषणरूप नथी पण खरुं भूषण तो शील छे केम के एक शील न होय तो ए बधां भूषणो धूळ पड्या बरोबर छे पुरुष सारां शीलनो होय तो पोते पोताने ने पोताना वंशने उजाळे छे अने स्त्री सारां शीलवाळी होय तो पोते पोताने, पीरीयांने अने सासरांने उजाळे छे.

शील शब्दमां एटली बधी गभीरता रही छे के तेनुं पूरे पुरुं विवेचन करतां विस्तार थई जाय पण टुंकामां तरत तो एटलुं समजवानुं के कोईपण पुरुष के स्त्रिये खराब भावथी मन, वाणी के शरीरनी क्रिया न करवी अने पोताने योग्य जे जे धर्मो शास्त्रमां लखेला छे ते प्रमाणे वर्तवुं ए शील केवाय छे. सारां शीलवाळी स्त्रीविषे कोई कहे छे के.

पदन्यासो गेहाद्बहिरहिफणारोपणसमो;
निजावासादन्यद्भवनमपरद्वीपतुलितं ॥
वचो लोकाऽलभ्यं कृपणधनतुल्यं मृगदृशः
पुमानन्यः कांताद्विधुरिव चतुर्थीसमुदितः ॥

पतिव्रता स्त्रीओने पोताना घरनी बहार एक पगलुं भरवुं ते पण सर्पनी फणा उपर पगलुं मुक्या बरोबर छे, अने पोतानी रेहेवानी जगोथी बीजानु घर पतिव्रता स्त्रीने एक बिजा द्वीप जेटलु दूर लागे छे; अने जेम लोभीनुं धन लोकोने मळी शकतुं नथी तेम पतिव्रता स्त्रीनां वचनो पण कोई बीजा लोकोने काने पडतां नथी; अने भादरवा मासना शुक्लपक्षनी चोथ मनुष्यो कोईपण जोतां नथी तेम पतिव्रता स्त्री परपुरुषनु मुख लेवुं मानी कोई दिवस पण जोती नथी.

सारांश घरमांथी ते बहार नीकळती नथी, पार के घेर जती नथी, तेनुं वचन कोई सांभळतु नथी अने बीजुं कोई तेने देखतुं पण नथी.

स्वभावथीज सारा शीलवाळी पतिव्रताओ एवीज रीते वर्ते छे अने पोताने अमुल्य एवो मळेलो देह सदाचरण, सारो स्वभाव अन पतिसेवाथी सफल करे छ

आवी सद्गुणी स्त्रियो आ कलिकालमां क्याकज जोवामा आवे छे सत्युग जेवा युगमा पण तेवी स्त्रियो विरल हती सारे अनर्थरूप कलिकालमा विरल होय एमा कांइ संदेहनी वात नथी आज काल केटलीक स्त्रिया तो कुतरीयोनी पेठे घेर घेर बारणे भांटक्या कर छे ने पगवाळीने घरमा बेसती नथी, जेम कोई पारका छोकराने लुगडु ओढाडवु होय तो अरधु उघडु रहे तेम ओढाडे छे तेम पोतानु अरधु मोढु ढाकीने अरधु उघाडु राखे छे अने पोतानु माढु काक जुवे ने पोत कोकनु जुवे छ, पातनु शरीर काई काम करतु होय न मन क्याक होय छे, पोते काम काइक करती होय छे ने आंख क्याक हाय छे, कोईनो दुगुण गावा बेसे त्या थाकेज नहि, पगपर पग चडावी पारकी चावटमाज चार पहार गाळी नाखे छे; भुंड बोलता गाळो भाडता, खोटु बोलता के साहस करता जरा पण शरमाती नथी धणी तो जाणे लीगली जेवो समजे छ, घर साफ राखवानु समजती नथी, पातेने प्रसन्न राखवानु अने इश्वरनी पेठे पूजवानु समजती नथी, रात दिवस वेहेमनी ने वहेमनीज वातो कर्या करे छ, पोताना शरीर ने मन पण मेला राखे छे, रसोइ केम करवी छोकरा केम साचववा, काम काज कम करवु, आबरू केम वधारवी, कल्याण केम थाय, पुण्य शु केहेवाय, ते कशु विचारती नथी, जो काई लागमा आव्यु तो तेना परियाना परियाने पण नोंधी नाखे छे अने कुवाक्यरूप बाणथी सामाना कलेजा कापी नाखे छे, भणी होय तो भणतरने धूळ मेळे छ, कदी अनेक पापथी पस्तावो थाय तो खोटा खोटा व्रत के जात्रा करे छे, पण मोटा तीर्थरूप पोताना स्वामीने तो सामु पण जोती नथी धिक्कार छ आवी स्त्रिओने ! आवी स्त्रियो चोराशी लाख योनिमा भटकी भटकी पोताना करेला पापने भोगवे छे अने दुःख पामे छे सद्गुणी स्त्रियो आज क्याथी होय ? कोई कहे छे के—

कृतयुगे रेणुका कृत्या त्रेतायां चैव जानकी ।
द्रौपदी द्वापरे कृत्या कलौ कृत्या गृहे गृहे ॥

सत्युगमां एक रेणुका सती हतां; त्रेतायुगमां एक जानकी सती हतां; द्वापरमां एक द्रौपदी सती हतां, पण आ कलियुगमां तो घेर घेर सती स्त्रियोज छे.[1] भावार्थ के असती स्त्रीयोज छे.

आम छे माटे जे जगत्मां सारी स्त्रियोए के पुरुषोए तेवी स्त्रियो साथे संभाषण पण करवुं घटतुं नथी. एथी पण विशेष विचार करिये तो पुरुषोए तो पोतानी बेन के माता आदि नजीकना संबधनी स्त्रियो साथे पण सामुं उभी बोलवु नहि तेमज स्त्रियोये पण पोताना भाई बाप के काका मामा सामु उभी बोलवु नहि ए सारुं छे श्रीमद्भागवत एकादशस्कंधमां कहे छे के—

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो वसेत् ।
बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षतिः ॥

माता, पिता, के दीकरी साथे एकांतमां बेसवुं नहि; केमके इंद्रियोनो समूह बळवान् छे अने ते विद्वानने पण खेंचे छे.

कलियुगमां स्त्रियोज असती छे एम नथी पण पुरुषो पण तेवा मेळना घणा छे.

---

1 सत्युगमा एक रेणुकाज असती हता ( केमके तेना पुत्रे तनु म थु जमदग्निना केहेवाथी कापी नाख्यु हतु तेवा दोषने पात्र ते थया हता, ) त्रेता युगमा जानकीजी एक असती हता (केम के रावणे हरि लई जई लंकामा तेने राख्या हता अने लोकना अपवादने पात्र थया हता, ) द्वापरयुगमा एक द्रौपदीज असती हता ( केमके लोकनी रीतिथी विपरीत पाच पति तेमने थया हता ने भरिसभामा दुष्टोने हाथे वस्त्र खेचाया हता, ) पण आ कलियुगमा तो घेर घेर वारणे असती स्त्रियो छे, ( केम के उपरनी त्रण स्त्रियोना निंदित काम जेवा हजारो कामने आजनी स्त्रियो क्षणे क्षणे करे छे )

आप्रमाणे अर्थ पण थाय छे परंतु पूर्वे थई गयेली महापवित्र सतीयोने तेवो अर्थ करवाथी दूषण देवा जेवू थाय छे ते अघटित जाणी उपरनो अर्थ अमे योग्य गण्यो छ अथवा कृत्या शब्दने पूर्वना पदमा जोडेलो राखोए तो अकृत्या अर्थ अर्थात् सती एवो अर्थ थाय अने चोथा पदमा जुदो राखवाथी कृत्या शब्द रहे तेनो असती अर्थ थाय. साराश जेम योग्य लागे तेम समजुए ग्रहण करवु दाढमाथी घेर घेर सतीयो छ एम कह्यु होय तो ते पण खरु तेनो मतलब घेर घेर असती स्त्रीयो छे एवो आवे छे. दाढमाथी बोलेला शब्दथी सारा वचनोनो घणीवार एथी उलटो अर्थ थाय छे ते व्यवहारमा सर्व कोई जाणे छे चारे पद दाढमाथी बोलायेला नहि गणता छेलुज तेप्रमाणे गणवु जोइए पेहेला त्रण युगनीने पोताना सतीव्रतथी देवना जेवी दुर्धर्ष अने कलियुगनी सर्वने पापादिकथी दुर्धर्ष केहेवानो मतलब होय तो पग होय. कृत्यानु वर्णन भयकर देवतारूप करवामा आवे छे.

( अपूर्ण. )

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મું. શ્રાવણ, સંવત્ ૧૯૪૫ અંક ૧૦ મો



## ॥ यतो धर्मस्ततो जय ॥

### भविष्य न मटवा विषे इंद्रविजय

જે કરિયે સુખરૂપ ઉપાય ન તે સુખરૂપ થઇ સુખ આપે,
સંકટના હરનાર નિરંતર તે પણ સંકટ કોય ન કાપે,
લાભ અને યશ હાથ રહે નહિ નિષ્ફલ યત્ન સમગ્ર જવાનું,
કોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનું, ૧
કોય કરે ઉપવાસ અને શુભ ભોજન કોય અનેક જમે છે,
કોય વને રખડે રઝળે વળિ, કોય સદા સુખમાંહિ રમે છે,
કોય ચડે સુખપાલ સનારિ સહાયક પ્યાદલ કોય થવાનું,
કોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું, ૨
કોય સુવે સરદાર બની શુભ છત્રપલંગ વિશે પરવારી,
કોય કરે ધરતીપર ફાટલ ચાચડ માકડમાંહિ પથારી,
કોય હસે સુખસંપતથી બહુ દુઃખ રૂવે વળિ કોય દશાનું,
કોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું, ૩
કોયનિ પાસ બદામ ન હોય અને કદિ કોય બને ધનવાળો,
કોય બને ગુણથી અતિ ઉજ્વલ કોય પડે બહુ પાપથી કાળો,
ચિત્ર વિચિત્ર બધી રચના જીવરાઇ રહી નહિ તે પણ છાનું,
કોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનું, ૪
કોય દયાળુ કરે ઉપકાર અને વળિ કોય બને અપકારી,
કોય બને નરનાયક લાયક કોય બને વળિ ભક્ત ભિખારી,
કોય લહે અપમાન અપાર અચાનક કોય સુમાન મજાનું,
કોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનું, ૫
અંતર કોમલ હોય નિરંતર રોજ રિબાઇ રિબાઇ રડે છે,
આધિ ઉપાધિ અનેક વિવેક છતાં છડ ઊપર આવિ નડે છે,
કયા ધન યૌવન પુત્ર કલત્ર પવિત્ર અને સુખ માતપિતાનું,

* કારણ કે કોઈ શબ્દ ગમે તો તે બોલવો

ક્રોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું; ૬
આથડવું પડવું રમવું મરવું ડરવું સહુને શિર આવે,
સદ્ગુણ દુર્ગુણ ભાવ અભાવ વિવેક વિચાર ન કાંઇ બતાવે;
ડાપણ બાપણ ખાપણ લાયક હોય ન ઓસડ કોય કવાનું,
ક્રોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું, ૭
અંતરમાંહિ રખાય નિરંતર જે સુખની અતિ અદ્ભુત આશા,
તે સુખ સ્વપ્નવિષે પણ દુર્લભ આખર સાર ઘણાય તપાશ્યા;
કાલ અરે વિકરાલ ધરે કર ફોકટ ત્યાં બલ દેવ દવાનું,
ક્રોડ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું; ૮

---

## सत्यमूर्ति महाराजा हरिश्चंद्रनी सत्यता.

( સબંધ પાને ૧૬૦ થી )

હરિશ્ચંદ્રનું વચન સાંભળી ચાંડાલે કહ્યું કે " તું ભય નહિ રાખતાં હાથમાં તરવાર લે. આને મારી નાખવામાં પુણ્ય થશે. આ સ્ત્રી બાલકોને ત્રાસ આપનારી છે અને આને કદીપણ બચાવવી નહિ જોઇએ. " ચાંડાલનું વચન સાંભળી રાજા બોલ્યો કે " સ્ત્રીઓની તો ઘણા યત્નથી રક્ષા કરવી જોઇએ. કદી પણ મારી નાખવી નહિ જોઇએ. ધર્મમાં તત્પર રેહેનારા મુનિઓએ સ્ત્રીને મારવામાં પાપ કહેલું છે. જે પુરૂષ જાણતાં કે અજાણતાં સ્ત્રીનો વધ કરે તે પુરૂષ મહારૌરવ નામના નરકમાં રંધાય છે." ચાંડાલ બોલ્યો કે "તું એમ નહિ બોલ અને વીજળી જેવી ચમકતી આ તીક્ષ્ણ તરવાર લે. જે એક જણને મારી નાખવાથી ઘણાં જણને સુખ થતું હોય તેને મારી નાખવામાં ઘણુ પુણ્ય છે. આ દુષ્ટ સ્ત્રી લોકોનાં ઘણાં બાલકોને ખાઇ ગઇછે, માટે આને તુરત મારી નાખ્ય. આમ કરવાથી લોકો સુખી થશે " રાજા બોલ્યો કે "હે ચાંડાલોના પટેલ! સ્ત્રીની હત્યા ન કરવી એ મારૂ જન્મભરનું પાકું વ્રત છે માટે હું સ્ત્રીનો વધ નહિ કરૂં. " ચાંડાલ બોલ્યો કે " હે દુષ્ટ! ઘણીના કામથી ઉપરાંત બીજું કયું કામ છે? તું મૂલ્ય લઇને આજ મારા કામને કેમ બગાડે છે? જે માણસ ધણીની પાસેથી મૂલ્ય લીધા છતાં તેનું કામ ન કરે તેનો હજારો કલ્પે પણ નરકમાંથી છુટકારો થતો નથી. " રાજા બોલ્યો કે "હે સ્વામી! હે ચાંડાલોના પટેલ! બીજું ભારે કામ આવે તો

તે પણ મને સોપજો એટલે હુ કરી આપીશ, પણ આ કામ મારાથી થશે નહી તમારો કોઇ શત્રુ હોય તો તેનુ નામ આપો એટલે હુ અવશ્ય તેને મારી નાખીશ અને મારીને પૃથ્વી તમારા સ્વાધીનમા આપીશ દેવ, દૈત્ય, નાગ, સિદ્ધ અને ગન્ધર્વોસહિત ઇંદ્ર તમારો શત્રુ થયો હશે તો તેને પણ સજ્જના બાણો મારીને જીતી લઇશ આ પ્રમાણે હરિશ્ચંદ્ર રાજાનુ વચન સાભળી કોપ પામેલા ચાડાલે એ ધ્રુજતા રાજાને કહ્યુ કે ' હે દાસ! તેં જે વચન કહ્યુ તે ઘટિત નથી. તુ ચાડાલનો દાસ થઇને શૂરવીરનુ વચન બોલે છે એ યોગ્ય નથી, હે દાસ ! હુ ઝાઝુ શુ કહુ ? મારી વાત સાભળ હે લાજ વગરના ! તારા મનમા જો કાઇ પાપની બીક હતી તો તુ ચાડાલના ઘરમા દાસ શામાટે થયો ! તુ મારો દાસ છે એટલામાટે આ તરવાર લે અને આ સ્ત્રીનુ માથુ કાપી નાખ ” આમ બોલીને પછી એ ચાડાલે હરિશ્ચંદ્રના હાથમા તરવાર દીધી

પછી હરિશ્ચંદ્રે નીચુ મોહોડુ કરી ઉભો રહીને રાણીને કહ્યુ કે "હે સુંદરિ ! હુ કે જે પાપી છુ તેની આગળ આ સ્થળમા બેશ જો મારો હાથ ઉપડશે તો હુ તારુ માથુ કાપી નાખીશ ” એમ કહી ખડ્ગ ઉગામીને રાજા મારવા ગયો રાજા એ પોતાની સ્ત્રીને ઓળખતો ન હતો અને રાણી એ રાજાને ઓળખતી ન હતી બહુ દુ:ખથી પીડાએલી અને પોતાના મરણને ઇચ્છતી રાણી બોલી કે “ હે ચાડાલ ! મારી કાઇક વાત સાભળ જો તુ હા પાડે તો મારો પુત્ર મરી ગયો છે અને ગામથી બાહાર દૂર નથી માટે તેને તારી પાસે લાવીને બાળુ એટલીવાર તુ ખોભરી જા પછી તરવારથી મને મારી નાખજે ” હરિશ્ચંદ્રે હા પાડીને તેને બાળકની પાસે જવાનુ કેહેતા અત્યત દુ:ખ પામેલી અને દારૂણ વિલાપ કરતી તે રાણી બાળકની પાસે ગઇ સર્પે કરડેલા બાળકને ‘હે પુત્ર ! હે વત્સ ! હે બાલક !’ એમ વારવાર બોલાવતી, દુબળી, ઝાખી થઇ ગએલી, મેલી અને જેના કેશ ધૂળથી ભરાઇ રહ્યા હતા એવી તે રાણી બાલકને લઇ સ્મશાનમા આવી તે બાળકને નીચે મુકીને ધરતીપર બેઠી પછી પતિનુ સ્મરણ કરીને વિલાપ કરવા લાગી કે “ હે રાજા ! પોતાના મિત્રોની સાથે રમતા દુષ્ટ સર્પે કરડવાથી મરણ પામીને આજ આ ધરતીપર પડેલા મારા પુત્રને દેખો છો કે નહીં ?” તેના વિલાપનો શબ્દ સાભળી હરિશ્ચંદ્રે શબની પાસે આવીને તે શબને જોવાસારૂ તે શબ ઉપરનુ વસ્ત્ર ખેચ્યુ રૂદન કરતી

પોતાની અબળા સ્ત્રી કે જે લાંબા દિવસના પ્રવાસથી તપી રહેલી અને જાણે જન્માંતર પામેલી હોય એવી થઇ ગઇ હતી તેને રાજા ઓળખતો ન હતો. રાણી પણ સુંદર કેશવાળા, જટાધારી અને સુકેલા ઝાડની છાલ જેવા થઇ ગએલા રાજાને તે પાસે ઉભેલો જોતાં છતાં પણ ઓળખતી ન હતી. ઝેરથી મરણ પામીને ધરતીપર પડેલા તે બાલકને રાજલક્ષણવાળો જોઇને તે રાજા વિચાર કરવા લાગ્યો કે "આનું મોહોડુ પુનમના ચંદ્રમા જેવું સુંદર, ઊંચી નાસિકાવાળું, વ્રણ વગરનું અને બે અરીસા જેવા ઊંચા ગાલથી શોભી રહેલું છે. કેશ શ્યામ, વળેલી અણીઓવાળા, સરખા, લાંબા અને વાંકા છે. નેત્ર કમળ સરખાં છે. હોઠ ઘોલાં જેવા રાતા છે. છાતી મોટી છે. આંખો લાંબી છે. હાથ લાંબા છે. ખભા ઊંચા છે. પગ વિશાલ અને કમળના નાળ સરખા કોમળ છે. આંગળીઓ ઝીણી છે. નાભિ ઊંડી છે અને ડોક ઊંચી છે. અહો! આ ખેદની વાત છે. આ કોઇ રાજાના કુળનો બાલક છે તેને દુરાત્મા કાળે પોતાના પાશમાં લઇ લીધો છે." પછી માએ ખોળામાં સુવાડેલા તે બાળકને એવી રીતે સારી પેઠે જોઇ સ્મરણ આવવાનેલીધે "હાય હાય" કરીને રાજા આંસુ ખેરવા લાગ્યો. રાજા મનમાં બોલ્યો કે "રખેને આ, દુષ્ટ કાળે પોતાના તંત્રમાં લઇ, આવી દશાને પમાડેલો મારો પુત્ર હોય. વિચાર કરીને હરિશ્ચંદ્ર રાજા એમને એમ ઊભો હતો ત્યાં દુઃખના આવેશથી રાણી વિલાપ કરવા લાગી કે "હે પુત્ર! કયા દુષ્ટ પુરૂષના કોપથી આ મોટું ભયકર દુઃખ આવી પડ્યુ છે તે જણાતું નથી. હે સ્વામી! હે રાજા! હું કે જે દુખણી છું તેને છોડી દઇને તમે કયા સ્થાનકમાં નિશ્ચિંતપણાથી રહ્યા છો? અને કયા કારણથી રહ્યા છો? હે દૈવ! તેં આ તે શું કર્યું? હરિશ્ચંદ્ર રાજાને રાજ્યથી ભ્રષ્ટ કર્યા, સંબંધીઓથી છુટા પાડયા અને છેલ્લી વારે તેની પાસે સ્ત્રી તથા પુત્રને પણ વેચાવ્યાં." આ પ્રમાણે સ્ત્રીના વિલાપનાં વચન સાંભળી સ્થાનભ્રષ્ટ થએલા હરિશ્ચંદ્ર રાજાએ એ રાણીને તથા મરણ પામેલા પુત્રને ઓળખ્યાં કે આ સ્ત્રી પણ મારી છે અને બાલક પુત્ર પણ મારોજ છે. બહુ ભુંડું થયું. ઓળખીને સંતાપ પામેલા રાજાને બહુ મૂર્છા આવી ગઇ. પીડા પામેલી તે રાણી પણ એ અવસ્થાને પામેલા રાજાને કાંઇક ઓળખી મૂર્છાથી ચેષ્ટા રહિત થઇને ધરતીપર પડી. પછી બન્નેને સાથે સંજ્ઞા આવતાં તાપ પામેલાં અને શોકના ભારથી દબાએલાં તે

રાજા અને રાણી વિલાપ કરવા લાગ્યા રાજા બોલ્યો કે "હે પુત્ર ! તારા સુકુમાર અને વાંકા કેશવાળા મુખને આ સમયે હું રાંક થએલું જોઉં છું તે છતાં મારી છાતી કેમ ફાટી પડતી નથી હવે 'બાપુ ! બાપુ !' એમ બોલતા પોતાની મેળે આવેલા ક્યા બાલકનું આલિંગન કરીને હું સ્નેહથી બચ્ચા બચ્ચા કરી બોલાવીશ હવે કોના ગોઠણથી ચોપડાએલી નરતીની પીળી રજથી મારૂં વસ્ત્ર, ખોળો તથા અંગ મેલાં થશે ? હે મન તથા હૃદયને રાજી કરનાર પુત્ર ! મને હજીસુધી પુત્રનું પુરૂં સુખ મળ્યું નથી તું મારા જેવા બાપને પામીને સાધારણ વસ્તુની પેઠે વેચાયો છે ભાગ્યના દોષને લીધે બાંધવ તથા ધન સહિત મારૂં સઘળું મોટું રાજ્ય ગયું હું કે જે દુષ્ટ છું તેણે આવી સ્થિતિમાં સર્પે કરડેલા પુત્રનું મુખ દીઠું તેથી વળી હમણાં સંતાપરૂપી ઉગ્ર ઝેરથી પીડાઉં છું" આમ બોલી ને મરણ પામેલા બાલકને લઇ આલિંગન કરી આંસુથી ગળગળો થઇને મૂર્છા આવવાથી પડી ગયો એને પડેલો જોઇ શૈબ્યા રાણીએ વિચાર કર્યો કે "સ્વર ઉપરથીજ જણાય છે કે પુરૂષોમાં સિંહતુલ્ય, અને વિદ્વાન્ લોકોના મનને ચંદ્રની પેઠે આનંદ આપનાર આ હરિશ્ચંદ્રજ છે આની નાસિકા ઊંચી તથા તલના ફુલ જેવી સુંદર છે અને દાંત પણ કળી જેવા છે તેથી આ પ્રખ્યાત કીર્ત્તિવાળો મહાત્મા હરિશ્ચંદ્રજ છે, પણ જો એજ રાજા હોય તો મસાણમાં શામાટે આવેલ હશે" પછી એ રાણી પડેલા પતિને પુત્રનો શોક ઓછો કરીને જોવા લાગી ત્યાં નિશ્ચય થવાથી વિસ્મય પામી અને રાંક રાંજી થઇ રાંક અને પતિ તથા પુત્રના શોકની પીડાથી દબાએલી તે રાણી જોતા જોતા મૂર્છા આવવાથી ધરતી પર પડી ગઇ ઘણી વારે ચેતના પામીને તે ગદ્ગદ્ વચન બોલી કે "હે દૈવ ! હે નિર્દય ! હે મર્યાદા રહિત ! હે દુષ્ટ ! તું કે જેણે આ દેવસરખા રાજાને ચાંડાલપણું આપ્યું છે તેને ધિક્કાર છે રાજ્યનો નાશ કરી, સગાંઓનો ત્યાગ કરાવી, સ્ત્રી તથા પુત્રને વેચાવીને તેં છેલીવાર આ રાજાને ચાંડાલ પણ કર્યો હે રાજા ! આજ તમારી પાસે છત્ર, સિંહાસન કે ચામર જોવામાં આવતાં નથી તો આ તે ભાગ્યનો કેવો ફેરફાર થયો !! પૂર્વે જે રાજા ચાલતા, સેવક થએલા રાજાઓ પોતાના વસ્ત્રોથી પૃથ્વીને રજ વગરની કરતા હતા, તે રાજા આજ માણસોની ખોપરીઓ, છાણના ઘડા અને ખપણોથી સંકીર્ણ થએલા અપવિત્ર સ્મશાનમાં ફરે છે !!! આ દારૂણ સ્મશાન કે જેમાં મુડદાંઓને પેટેરાવેલી

ફુલોની માળાઓના ઉડતા દોરાઓની અંદર વાળનાં ગુંચળાં લાગી રહેલાં છે; જેમાં સઘળી ધરતી સૂર્યની કિરણોથી સુકાએલા ચરબીના ઝરાઓથી વ્યાપ્ત છે; જેમાં ભસ્મ, અંગારા, અધબળેલાં લાકડાં અને માંસની ગલગીચથી ત્રાસ વરતી રહ્યો છે; જેમાં ગરંજ અને શીઆળીઆંઓના નાદ વ્યાપી રહ્યા છે; જેમાં માંસ ખાનારાં પક્ષીઓ પુષ્ટ થએલાં જોવામાં આવે છે; જેમાં સઘળી દિશાઓ ચિતાઓના ધુમાડારૂપી લાંબાં લુગડાંઓથી શ્યામ થઇ રહેલી છે અને જેમાં શબોને ભક્ષણ કરવાના આનંદથી રાક્ષસો ખેંચાયા આવેછે; તેમાં આ મોટો રાજા દુઃખથી પીડાઇને ફર્યા કરેછે; એ કેવા ખેદની વાત છે!!" આ પ્રમાણે બોલી રાજાના ગળામાં વળગી રહીને તે શોકથી ઘેરાએલી રાણીએ પીડા ભરેલા શબ્દથી રાજાને કહ્યું કે ' હે રાજા ! આ સ્વપ્ન છે કે સાચું છે? આપ જેવું ધારતા હો તેવું કહો. મારૂં મન મુંઝાય છે. હે ધર્મને જાણનાર ! જો આ વાત સાચી હોય તો ધર્મ સત્ય અને બ્રાહ્મણ તથા દેવ આદિનાં પૂજનો કાંઈ પણ સહાયતા કરતાં નથી એમ નિશ્ચય થાય છે. ધર્મમાં તત્પર રહેનારા તમે પણ પોતાના રાજ્યમાંથી ભ્રષ્ટ થયા તેથી સિદ્ધ થાય છે કે ધર્મ, સત્ય, સરલતા અને સૌમ્યપણામાં કાંઇપણ સાર નથી." આ પ્રમાણે રાણીનાં વચન સાંભળી રાજાએ ઉના નિસાસા મુકી ગળગળા કંઠથી તેની પાસે પોતાને ચાંડાલપણું પ્રાપ્ત થયાની વાત કહી દેખાડી. દુઃખ પામેલી રાણીએ પણ ઘણીવાર રૂદન કરી ઉના નિસાસા મુકીને પોતાના પુત્રનું મરણ થયાની સઘળી વાત તે રાજાને કહી સંભળાવી. સ્ત્રીનું વચન સાંભળીને રાજા ધરતીપર પડી ગયો અને સુવેલા પુત્રને પોતાની પાસે લઇને તેને જીભથી વારંવાર ચાટવા લાગ્યો. પછી એ શૈબ્યા નામની રાણીએ ગદ્‌ગદ્ વાણીથી હરિશ્ચંદ્રને કહ્યું કે "હે રાજા! મારૂં માથું કાપી નાખવાની તમને તમારા ધણીની આજ્ઞા છે તે પાળો. તમારે સ્વામીના દ્રોહના પાપમાં અને અસત્યમાં નહિ આવવું જોઇએ. અસત્ય અને સ્વામીનો દ્રોહ કે જે પાપરૂપ છે તે તમારા હાથથી નહિ થવો જોઇએ.' આ વચન સાંભળી રાજા મૂર્છા પામીને ધરતીપર પડી ગયો. થોડીવાર પછી સંજ્ઞા આવતાં તે રાજાએ અતિ દુઃખથી વિલાપ કર્યો કે "હે પ્યારિ! તેં આ અત્યંત કઠોર વચન કેમ કહ્યું? જે કામ કહી શકાય નહિ તે કામ કરી તો કેમજ શકાય?" રાણી બોલી કે "મેં જગદંબાની તથા બ્રાહ્મણોની પૂજા કરી છે તો તેનાં ફળથી મારા બીજા જન્મમાં પણ તમેજ પતિ થશો." સ્ત્રીનું વચન

સાભળીને રાજા ધરતીપર પડી ગયો અને મરી ગએલા પુત્રના મુખનુ ચુબન કરવા લાગ્યો રાજા બોલ્યો કે " હે પ્રિયા ! હવે લાબા કાળસુધી ક્લેશ ભોગવવો મને ગમતો નથી પણ મારૂ શરીર મારા હાથમા નથી મારા કેવા દુર્ભાગ્ય છે તે જો ચાડાલની આજ્ઞા વિના હુ જો અગ્નિમા પ્રવેશ કરૂ તો ફરી પણ બીજા જન્મમા મારે ચાડાલનો દાસ થવુ પડે અને ઉગ્ર નરકમા પડીને દારૂણ પીડા ભોગવવી પડે મહારૌરવ નામના નરકમા પડીને મારે દુ ખ ભોગવવુ પડશે, પણ હમણા હુ દુ ખરૂપી સમુદ્રમા એવો ડુબી ગયો છુ કે નરકના દુ ખને નહિ ગણકારતા પ્રાણ છોડી દેવા સારા લાગે છે મારો એકજ એક દીકરો કે જે વશ રાખે એવો થયો હતો તે પણ મારા દુર્ભાગ્યના ઉગ્ર યોગને લીધે મરી ગયો હુ દુ ખીઓ છતા પણ પરાવીન છુ તેથી પ્રાણનો ત્યાગ કેમ કરૂ એમ મારા મનમા થાય છે, તો પણ દુ ખ ઘણુ હોવાને લીધે હુ દેહનો ત્યાગ કરીશ જેવુ પુત્રના મરણનુ દુ ખ છે તેવુ બીજુ દુ ખ ત્રૈલોક્યમા પણ નથી અને અસિપત્ર વન કે વૈતરણી નામના નરકમા પણ નથી એટલામાટે હુ પુત્રના શરીરની સાથે હમણા પ્રદીપ્ત અગ્નિમા પડીશ હે સુન્દરિ ! અવિધે મારાઉપર ક્ષમા કરવી અને તારે કાઇ પણ ગોનવુ નહીં મારા વચનને માન આપી મનને શાત રાખીને તુ બ્રાહ્મણને ઘેર જા હુ તને આજ્ઞા આપુ છુ મેં જો દાન અને હોમ કરેલ હશે અને ગુરૂઓને પ્રસન્ન કર્યા હશે તો તારી સાથે અને પોતાના પુત્રની સાથે મને પરલોકમા સમાગમ થશે આ લોકમા તો એ મારી ધારેલી વાત ક્યાથી પાર પડે ? હે પ્રિયા ! મેં હસતા હસતા એકાતમા જે કાઇ તને કહ્યુ હોય તે સઘળાની આ મારા પ્રયાણના સમયમા તારે ક્ષમા કરવી હે દેવતાઓનુ પૂજન કરનારી ! તારે રાજપત્નીપણાના ગર્વથી તારા પાલનાર બ્રાહ્મણના કદી પણ અનાદર કરવી નહીં પણ સર્વ પ્રકારના યત્નથી તેને રાજી રાખવો " રાણી બોલી કે ' હે રાજર્ષિ ! મારાથી પણ દુ ખનો ભાર ખમી શકાતો નથી તેથી હુ અહી અગ્નિમા પડીને તમારી સાથેજ આવીશ તમારી સાથે આવવુ એ મારે સારૂ છે બીજી કોઇ રીતે જવુ યોગ્ય નથી હે માન આપનારા ! હુ તમારી સાથેજ સ્વર્ગ અથવા નરકને ભોગવીશ આ પ્રમાણે રાણીના વચન સાભળીને તે સમયે રાજાએ કહ્યુ કે હે પતિવ્રતા ! ત્યારે ભલે એ પ્રમાણે કર્ય

પછી સ્ત્રી સહિત હરિશ્ચંદ્રરાજા ચિતા ખડકી તેમાં પોતાના પુત્રને નાખી હાથ જોડીને તે સમયે મહા સમર્થ અને જગતના પરમ કારણરૂપ પરમેશ્વરનું ધ્યાન કરવા લાગ્યો. પાંચે કોશમાં વ્યાપક, શ્રુતિમાં પ્રતિપાદન કરેલા બ્રહ્મરૂપ, કરૂણારસના સમુદ્રરૂપ, અનેક આયુધો ધરનારા અને જગતના પાલનમાં તત્પર રેહેનારા પ્રભુનું ધ્યાન કરવાથી ઇંદ્રિ સહિત સઘળા દેવતાઓ ધર્મને અગ્રણી કરીને તુરત ત્યાં આવ્યા. સઘળાઓએ આવીને કહ્યું કે "હે મોટી ધીરજવાળા રાજા! સાંભળો. આ સાક્ષાત્ બ્રહ્મા છે. આ પોતે મહાત્મા ધર્મ છે. સાધ્ય, વિશ્વેદેવા, મરૂત, લોકપાલ, ચારણો, નાગ, સિદ્ધ ગંધર્વો, રૂદ્ર, અશ્વિનીકુમાર અને બીજા પણ ઘણા ઘણા દેવતાઓ તમારી પાસે આવ્યા છે. આ વિશ્વામિત્ર છે કે જે પોતે ધર્મની રીતિથી ત્રણે લોકની સાથે મૈત્રી કરવાની ઇચ્છાને લીધે એ નામ પામેલા છે. આ વિશ્વામિત્ર સારી રીતે તમારૂં મનવાંછિત કરી આપવાને ઇચ્છે છે." પછી બોલ્યા કે "હે રાજા! સાહસ નહિ કરો. તિતિક્ષા, જિતેંદ્રિયપણું અને ધૈર્ય આદિ તમારા ગુણોથી રાજી થઇને હું પોતે ધર્મદેવ-તમારી પાસે આવેલો છું." પછી ઇંદ્રિ બોલ્યા કે "હે ભાગ્યશાળી હરિશ્ચંદ્ર રાજા! હું ઇંદ્ર તમારી પાસે આવ્યો છું. તમે તમારી સ્ત્રીએ અને તમારા પુત્રે સનાતન લોકની પ્રાપ્તિ થવા યોગ્ય ધર્મ કરયો છે માટે સ્ત્રી તથા પુત્ર સહિત સ્વર્ગમાં પધારો. એ સ્વર્ગલોક બીજા મનુષ્યોને મળવો બહુ કઠણ છે પણ તમોએ પોતાનાં કર્મોથી તેને હસ્તગત કરયો છે."

તે સમયમાં ઇંદ્રિે ચિતામાં પડેલા બાલક ઉપર દુર્મરણનો નાશ કરનારી અમૃતની વૃષ્ટિ આકાશમાંથી કરી, પુષ્પોની ઘણી વૃષ્ટિ થવા લાગી અને દુંદુભિઓ વાગવા લાગ્યાં. તુરતજ એ મહાત્મા રાજાનો મરણ પામેલો પુત્ર જીવતો થઇને ચિતામાંથી ઊઠયો. સુકુમાર શરીરવાળા, સ્વસ્થ અને પ્રસન્ન મનવાળા એ પુત્રનું આલિંગન કરીને હરિશ્ચંદ્ર રાજા તથા તેમની રાણી, બન્ને રાજી થયા. એ રાજા, રાણી અને તેમના પુત્રને સ્વાભાવિક શોભા, દિવ્ય પુષ્પ અને દિવ્ય વસ્ત્રો પણ પ્રાપ્ત થયાં અને તેઓ સ્વસ્થ તથા સંપૂર્ણ હૃદયવાળાં થઇને પરમ આનંદમાં મગ્ન થયાં. પછી તુરતજ ઇંદ્રિ રાજાને કહ્યું કે "હે ભાગ્યશાળી રાજા! તમે, તમારી રાણી અને તમારા પુત્રની સાથે પોતાનાં કર્મોના ફલરૂપ સ્વર્ગલોક કે જે પરમ સદ્‍ગતિ કહેવાય છે તેમાં આવો."

હરિશ્ચંદ્રે જવાબ આપ્યો કે હે દેવતાઓના રાજા! મારા ધણી ચાંડાળની આજ્ઞા વિના અને તેનો બદલો આપ્યા વિના હું સ્વર્ગલોકમાં નહિ આવું ત્યારે ધર્મે કહ્યું કે તમને એ પ્રમાણે કલેશ થવાનો જાણીને હુંજ મારી માયાથી ચાંડાળ થયો હતો અને મેંજ તમને એ ચાંડાળનું પદ દેખાડયું હતું પછી ઈંદ્ર બોલ્યા કે હે હરિશ્ચંદ્ર! પૃથ્વીમાં ઉત્પન્ન થએલા મનુષ્યો, જે ઉત્તમ સ્થાનની પ્રાર્થના કરે છે અને જે સ્થાનને પુણ્ય કરનાર મનુષ્યોજ પ્રાપ્ત થાય છે તે સ્થાનકમાં પધારો

હરિશ્ચંદ્રે કહ્યું કે હે ઈંદ્ર! હું તમને પ્રણામ કરૂં છું. મારી એક વાત સાંભળો અયોધ્યા નગરીના લોકો કે જેઓના મન મારા શોકમાંજ મગ્ન થઇ ગયા છે તેઓને છોડીને હું સ્વર્ગલોકમાં કેમ આવું? ભક્તનો ત્યાગ કરવાનું જે પાપ છે તે પાપ બ્રહ્મહત્યા, સુરાપાન, ગોવધ અને સ્ત્રીવધના જેવું મોટું છે એમ કહેવાય છે પ્રીતિ રાખનારો ભક્ત કે જે ત્યાગ કરવાને યોગ્ય નથી તેનો ત્યાગ કરનારને સુખ કેમજ મળે? એટલામાટે હે ઈંદ્ર! હું અયોધ્યાના લોકો વિના એકલો નહિ આવું તમે સુખેથી પાછા સ્વર્ગમાં જાઓ એ સઘળા લોકો મારી સાથે આવતા હોય તો હું સ્વર્ગમાં કે નરકમાં જ્યાં જવું હોય ત્યાં જવા રાજી છું

ઈંદ્રે કહ્યું કે હે રાજા! એ લોકોના અનેક પુણ્ય અને અનેક પાપ નોખનોખા છે માટે સર્વની સાથે તમે સ્વર્ગલોકને ભોગવવાનું કેમ ઇચ્છો છો?

હરિશ્ચંદ્રે કહ્યું કે હે ઈંદ્ર! રાજા પ્રજાઓના પ્રભાવથીજ રાજ્ય ભોગવે છે, મોટા યજ્ઞ કરે છે અને વાવ કુવા આદિ કરાવે છે મેં પ્રજાઓના પ્રભાવથીજ એ સઘળું કરેલું છે, માટે જે લોકોએ મને કર આપેલા છે તે લોકોને હું સ્વર્ગની ઇચ્છાથી કેમ છોડી દઉં? હે ઈંદ્ર! મારી આ પ્રમાણે ઇચ્છા છે માટે દાન, યજ્ઞ, અને જપ આદિ જે કાંઇ મારૂં સત્કર્મ છે તથા એ લોકોનું જે સત્કર્મ હોય તે સઘળું અમો સર્વનું મળીને થાય એમ કરો કદાચ એ લોકોનું કાંઇ પુણ્ય નહોય અને ઘણા કાળસુધી ભોગવવાનું મારૂં એકલાનુંજ પુણ્ય હોય તો એ મારૂં પુણ્ય સઘળા વચ્ચે વેહેંચાઇ જઇને ભલે એક દિવસમાંજ ભોગવાઇ જાય આવી રીતની કૃપા કરો તો મારાથી સ્વર્ગમાં આવી શકાય

ત્રૈલોક્યના રાજા ઈંદ્રે, ધર્મે અને ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્રે પ્રસન્ન થઇને કહ્યું કે "તમારી ઇચ્છા પ્રમાણે થશે" પછી તે સઘળાઓએ તુર

તજ કાશીમાંથી અયોધ્યામાં જઇને ત્યાંના લોકોને સ્વર્ગમાં જવાનેવાસ્તે હરિશ્ચંદ્રની પાસે બોલાવ્યા. ફરી અયોધ્યામાંથી હરિશ્ચંદ્રની પાસે જઇને ઈંદ્રે કહ્યું કે "અયોધ્યાવાસી લોકો મહાદુર્લભ સ્વર્ગલોકમાં આવવાસારૂ તમારી પાસે આવે છે. ધર્મની કૃપાથી તમો સઘળાઓને સ્વર્ગનું સુખ મળશે." અયોધ્યાવાસી લોકોને આવેલા જોઇ ધર્માત્મા હરિશ્ચંદ્રે પણ તેઓને કહ્યું કે 'સ્વર્ગમાં ચાલો.' ઈંદ્રનું તથા એ રાજાનું વચન સાંભળીને સર્વે લોકો રાજી થયા. એ લોકોમાં જેઓ સંસારમાંથી વિરક્ત થયા હતા તેઓ પોતપોતાનાં કામ પોતાના પુત્રોને સોંપી દઇ રાજી થઇને સ્વર્ગમાં ગયા. સર્વે લોકો દિવ્ય દેહવાળા થઇ પરમ આનંદથી વિમાનમાં બેસીને હરિશ્ચંદ્રથી પેહેલાંજ સ્વર્ગમાં ગયા. પછી મોટા મનવાળો હરિશ્ચંદ્રરાજા પોતાના રોહિત નામના પુત્રનો હૃષ્ટપુષ્ટ માણસોવાળા અયોધ્યા નામના રમણીય નગરમાં રાજ્યાભિષેક કરી, સંબંધીઓનું પૂજન તથા સત્કાર કરી પુણ્યના યોગથી દેવતાઓને પણ ન મળે એવી મોટી કીર્ત્તિ મેળવીને ઇચ્છા પ્રમાણે સર્વ સ્થળમાં પોહોચે એવા ઘુઘરીઓવાળા વિમાનમાં બેઠો. એ જોઇને સર્વ શાસ્ત્રોના અર્થના તત્વને જાણનારા મહાભાગ્યશાળી શુક્રાચાર્યે નીચે પ્રમાણે અર્થવાળો મંત્રરૂપ શ્લોક કહ્યો

અહો ! દુઃખને સહન કરવાનું માહાત્મ્ય અને દાનનું ફલ મોહ્રુ છે કે જેનેલીધે હરિશ્ચંદ્ર રાજાને ઈંદ્રના લોકની પ્રાપ્તિ થઇ.

આ સઘળી હરિશ્ચંદ્રની કથાનું આખ્યાન સાંભળવાથી સંસારમાં મહાત્માઓ અને મહારાજાઓને પણ કેવી કેવી વિપત્તિયો આવી પડે છે અને તેમાં તેઓ કેવી રીતે સત્યને જાળવી પાર ઉતરે છે તે પ્રત્યક્ષ જણાઇ છે.

---

## पुनरुद्वाहविषे विचारनो एक पत्र.

( સંબંધ પાને ૧૭૬ થી )

શોક શાનો કરૂં? જે જન્મે છે તે નકી જવાનું છે. સુખ-દુઃખ કંઇ આપણા હાથમાં નથી. આપણે પણ એજ ધર્મવાળા હોવાથી અંતે એજ થવાનું છે. પરંતુ સંસારના વિચિત્ર વેહેવારથી તો ખેદ થયા વિના રેહેતો નથી. આપણી આગળ હજારો સંબંધીઓ દુઃખી હોય તેને તે દશામાં

જોતા છતા તેની લાગણી કાઇ પણ ન લાગતા આપણે બાળક બની વરઘોડે ચડી ફરીને બાળક થવુ એ થોડુ ખેદકારક નથી એક વિદ્વાન્ કહે છે કે "બૂઢા થાતા બેન, બાર વરસની બાળકી, ખોટા કરવા ખેન, વરનાર નરકે જશે" આ પ્રમાણે નરકના અધિકારી થવા જેવુ થાય છે

અનેક જન્મ ભોગવ્યા પછી આ નરતનુ આવે છે એમ શાસ્ત્રો કહે છે, તેમ છતા તેને વિષયભોગમા ગાળી નાખવુ એ અતિ અવિચારીપણાનુજ કામ છે ગ્રહસ્થાશ્રમની ઉપાધિ એવી છે કે તેમા ઈશ્વર ભજાતા નથી જ્યારે હવે ઇશ્વરે તે ઉપાધિથી મુક્ત કર્યો ત્યારે ફરીથી તેમા પડીને શામાટે કર્તવ્યને ઠારે કરવુ ? અરધા આયુષ્ય પછી ગ્રહસ્થ થઇને ઇશ્વર ભજે એવા ભાગ્યવાન્ કોકજ હોય, કેમકે પોતાનુ પેટ ભરવુ એ પણ કઠણ છે તો સ્ત્રી બાળકોના પેટ ભરવાના પ્રપચના પડેલો બિચારો ક્યારે ઇશ્વરને ભજે ? અને કદિ ભજે એમ ધારિયે તો દેવ જોડાના દાખલા પ્રમાણે ભજે ગ્રહસ્થાશ્રમ ગયા પછી પણ તેમજ બને છે એમ લોકો કહે છે તે વાત ખરી હશે, પણ સગથી દૂર રહી અભ્યાસ કરનારાને તેમ થવુ સભવતુ નથી મન જો વિષયાસક્ત હોય તોજ તેમ બને છે, બાકી વિષયથી મુક્ત થયેલુ મન બધન આપતુ નથી જગતમા બીજાના દાખલા ઉપરથી ઉલટો અનુભવ થાય પરતુ તેમાં કાઇક તેઓની સમજણની ન્યૂનતા લાગે છે અને અભ્યાસનુ પ્રબળ ઓછુ ભાસે છે બાકી ભાવિ વિષે કાઇ કહી શકાતુ નથી ન જાણિયે કે ઘડી પછી પ્રારબ્ધ શુ કરાવે ? આટલામાટેજ दशा हि निंद्या पुरुषो न निंद्य (દશા નિદા કરવા યોગ્ય છે પણ પુરૂષ નિદા કરવા યોગ્ય નથિ) આમ કહેલુ જણાય છે પણ તેથી શુ પેહેલાથીજ ડરીને અટકી જવુ ?

'જ્ઞાની તો એનુ નામ કે જે વ્યવહારમા રહી પરમ પદ પામવાના સાધનો સપાદન કરે, તથા સસારના સુખ દુખ વેઠ્યા છતા તેના અત કરણમા કશો ભેદ ન થાય' આમ કહીને જનક રાજાના જેવા ઘણા દાખલાઓ સ્નેહિયો આપે છે તે માનવા જોઇએ પણ વિષયોનુ અને કલિકાલનુ પ્રબળ એવુ છે કે તેવી સ્થિતિ રેહેવી ઘણી કઠણ છે ગારામા પડ્યા પછી નિર્લેપ રેહેવુ એ બનવુ અસભવિત છે બને તોપણ જગત માને કેમ ? કમળનુ પાન પાણીમા રહ્યા છતા પાણી તેને અડતુ નથી એટલે એના જેવી ઉપમા જ્ઞાનીઓને અપાય છે પણ હુ તો વિષયોને ગાર જેવાજ લેખુ છુ

ગારામાં કમળનું પાન પડે તો પછી તેની શી દશા થાય? સડી જઇને ગારારૂપ થઇ-જાય.

લોકોની વૃત્તિ સંસાર તરફ વળે છે તેનું કારણ મને એમ લાગે છે કે અનાદિકાલથી સઘળા જન્મોમાં તેજ પ્રવૃત્તિ ચાલી આવે છે. દિવસ ઉગે-આથમે એમાં આયુષ્ય નિરંતર ચાલ્યું જાય છે અને સસાર-વ્યવહારનાં કામોથી કાળ અજાણ્યા ચાલ્યો જાય છે તથા જન્મ, જરા, વિપત્તિ વગેરે નજરે જોયા છતાં પણ ત્રાસ ઉત્પન્ન થતો નથી તેથી ભર્તૃહરિ કેહે છે કે—**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥** (મોહરૂપી ભૂલ ખવરાવનારી મદિરાને પીને જગત્ ઉન્મત્ત થઇ ગયું છે,) આમ હોવાથી દુઃખ છતાં પણ લાગણી થાય એ સ્વાભાવિક છે. આ વાત આપણે જાણતાં છતાં પણ અફીણીની આંખ્યો જેમ ઉઘડે નહિ તેમ આપણું હૃદયકમલ ઉઘડતું નથી. વિશેષ ભર્તૃહરિ કહે છે કે—

**अज्ञानन्माहात्म्यं पततु शलभो दीपदहने**
**स मीनोप्यज्ञानाद्बडिशयुतमश्नातु पिशितम् ।**
**विजानंतोप्येते वयमिहविपज्जालजटिलान्**
**न मुंचामः कामानहह गहनो मोहमहिमा ॥**

(મહાત્મ્યને નહિ જાણનારો પતંગીઓ દીવાની શગમાં પડો,અને મત્સ્ય પણ અજ્ઞાનથી બડીશ સહિત માંસ ખાઓ, પરતુ એવિશે જાણિતા એવા આપણે પણ વિપત્તિની જાળથી વિટાયેલા વિષયોને છોડતા નથી માટે અરેરે! મોહનો મહિમા બહુ ભારે છે.) સારાંશ એ કે એ અજાણ્યા જન્તુઓ તો મરે પણ આપણે તો જાણીતા છતાં એકને બદલે પાંચ પાંચ વિષયોને ગ્રહણ કરિયે છિયે અને દુઃખ પામિએ છિયે એ કાંઇ થોડુ આશ્ચર્ય નથી. આમ દેખતાં ભૂલાય એનું નામજ હું જાણું છું માયા હશે. મનુષ્યજન્મમાં કદી તેથી ઉલટી ઇશ્વરભજનમાં પ્રવૃત્તિ થઇ હોય તો તે પાંચ પચીશ વર્ષના અભ્યાસની પ્રવૃત્તિ અનેક જન્મની પ્રવૃત્તિ આગળ કયા હિસાબમાં છે? કાળા પાણામાં નિરતર દોરડાં ઘસાવાથી ઘસારો પડે છે. આમ પથ્થર પણ ઘસાય છે ત્યારે માણસનું મન ગમે તે પ્રકારના નિરંતરના અભ્યાસથી તેવા વિષયમાં વળે એ કાંઇ આશ્ચર્ય નથી. હું ઇશ્વર પાસે માગું છુ કે મને સારો સમાગમ અને સદ્વિચાર આપે કે જેથી જરાય ભૂલ ખાવાનો સમય આવેજ નહિ.

વ્યવહારથી સાવ હુ ઉનટો નથી આ ઘણે પુણ્યે મળેના અમૂલ્ય શરીરને રિબાવી નાખવાથી કાઇ કેવળ કલ્યાણ થાય છે એમ માનતો નથી અને આવા કારણથીજ મને વધારે દુ ખ થવાનો સભવ છે બીજાનો ઉપ કાર કરવામા આ નાશાત્મક શરીર કામ ન લાગ્યુ તોપણ તે નિરર્થક છે આ મસારના જે જે ધર્મો હોય તે પાળવા જોઇએ આ ઘડિયે કોઇ કહેતુ હોય કે ગયેલુ માણસ ઋતુધ્વજની મદાલસાની પેઠે અમે જીવતુ કરિ આપિયે છિયે તો ઘણા હર્ષથી હુ ગ્રહસ્થાશ્રમ ચલાવવા ખુશી છુ પરતુ તે વાત તો સોણે પણ થવી સભવતી નથી ત્યારે શુ બોલવુ ? મુરબ્બીઓની આજ્ઞા પાળવી, તેની સેવા કરવી, અપનુ સુખ લેવુ, નીતિથી ચાલવુ અને મન-વચન કર્મથી પરોપકાર કરવો એ વાત હુ કલ્યાણવાળી માનુ છુ, પણ હવે તે આ એકલા શરીરથીજ જેટલુ બને તેટલુ ઘણુ છે એમ સમજી લેવામા મને કાઇક હાડાપણ લાગ્યુ છે

પ્રેમની મહત્તા અને ગભીરતા અનિર્વચનીય છે અને તે વાત બીજા ના અતરમા ઉતારવી એ પણ કઠણ છે તે સાથે પ્રેમ શબ્દ નો અર્થ કાને પડતાજ લોકો ઉડો વિચાર ન કરતા હસી કાઢે છે એવા પ્રસગમા એનુ મહાત્મ્ય, એની લાગણી કે એની સત્યતાવિષે બોલવુ તે મને પોતાને શરમ ઉપજાવે છે જે જે વિષય ઉપર દૃષ્ટિ કરિયે તે તે વિષયમા નિર્દોષપણુ તો દેખાતુજ નથી જેટલો જે જે વિષયમા ગુણ હોય તેટલોજ તેમા દોષ હોય છે એ સામાન્ય વાત આપથી અજાણી નથી વધારે અજવાળુ કરવા મશાલ કરિયે તો અધાર પણ વધારે થાયજ શ્રીભગવાન્ પણ કહે છે કે— **सर्वारभा हि दोषेण धूमेनाग्निरिवावृता** -(સર્વ આરભો અગ્નિથી ધુમાડાની પેઠે દોષોથી ભરેલા છે ) અને આમ છે એટલે કોઇપણ જાતિનો નવો આરભ ગુણવાળો લાગતો નથી

હુ દુનિયામા દેખાડવામાટે ભ કરતો હોઉ એમ ઠેરે તો તેમા કાઇ મને દુ ખ નથી, કેમકે આપણે લુગડા પેહેરિયે છિયે તે સુવાત બધુ દુનિ યાને દેખાડવામાટે છે અને દુનિયામા જેણે કીર્તિ મેળવી તેજ પરલોકમા ગતિ પામ્યો કહેવાય છે તો આપ્રકારે પણ દુનિયા મને સારો કહેશે તો હુ મારા મનને કૃતાર્થ માનીશ જગતમા એવુ કોઇ માણસ નથી કે જેને સઘળા વખાણે વખાણવાનો આધાર લોકોને પોતાની અનુકૂળતા ઉપર છે, એટલે વખાણનારા ભલે વખાણે અને નિદા કરનારા ભલે નિદા કરે, પરતુ હુ જે

કરૂં છું તે મારા હિતનું છે એમ મને લાગવાથી તેમ કરૂં છું. મને સ્મશાન વૈરાગ નથી એતો ઘણા લોકો જાણે છે. આ જગત્ અને તેનો વ્યવહાર જ્યારથી હું સમજણો થયો ત્યારથી મને દુઃખરૂપ લાગવા માંડેલ છે. એટલે ગમે તે સ્થિતિમાં એ અંતઃકરણમાં પડેલી છાપ ટળવાની તો નથીજ. આજ દિવસ સુધી વ્યવહાર ચલાવ્યો તે કેમ ચાલ્યો? એમ જો શંકા થાય તો તેનો ઉત્તર એ છે કે સમજીને પણ પ્રાપ્ત થયેલો વ્યવહાર યથાર્થ ચલાવવો જોઇએ એમ વિચારી લીધેલો વેશ અધિક યોગ્યતાથી ભજાવવામાં મને કેહેટલુંક ડાહાપણ લાગ્યું. પ્રાપ્ત થયેલો વ્યવહાર સમજુ અને અણસમજુને સરખો છે, પરંતુ તે ચલાવવામાં બનેનું પરિણામ ઘણું જુદું હોય છે, કે જેનો કાંઇક આભાસ આ મારા લખવા ઉપરથી પડી આવશે. ખરૂં સ્વરૂપ ઓળખવામાં જે કાંઇ લાભ છે તે અનિર્વચનીય છે.

મારા મનમાં કશો વિકાર હતોજ નહિ. હું એમજ સમજી રહેલ કે જે સ્થિતિ ઈશ્વરે આપણને આપી તેજ સ્થિતિ આપણી છે અને તેજ ઠીક છે. પ્રભુએ એક જાતની યોગ્યતા દેખાડવા સારો સમય દીધો છે. એવા દૃઢ નિશ્ચયવાળા મનમાં ફરીને ગ્રહસ્થાશ્રમ કરવાની વાતનો જ્યારે આઘાત લાગ્યો ત્યારે એક અપરાધીને મોટી સિક્ષા પમાડવાનો હુકમ સંભળાવતાં જેવી ગતિ થાય તેવી મારી ગતિ થઇ જતાં મને આશ્ચર્ય થયું કે આ હું શું સાંભળુ છું? મરનારના મરણ સમયે મને જરા પણ દુઃખ થયું ન હતું, પણ આ વખતે કોણજાણે ક્યાંથી મારા અંતરમાં અકથનીય દુઃખ થવા લાગ્યું અને મને એક ખરાબ કામ કરવું અને ફરીને પાણિગ્રહણ કરવું એ બેય વાતમાં ઘણો અંતર લાગ્યો નહિ. નીતિથી ચાલનાર માણસને આમ વિચાર આવે એ અસભવિત નથી એમ સહુ કોઇ કહી શકે. (અને કેટલાક મશકરી પણ કરે.) એક આબરૂદાર ગ્રહસ્થને જંગલ જવાનો લોટકો ફુટી જતાં તે રોયો અને બીજા લોકોના પૂછવાથી તેણે જણાવ્યું કે હું લોટકાને નથી રોતો પણ હવે પછી મારી એબ બીજો લોટકો જોશે એને રોણું છું. આ વાત સર્વના સાંભળવામાં છે. જયારે જડ પદાર્થનેમાટે આવો દાખલો છે ત્યારે મનુષ્યનેમાટે વિચિત્ર પ્રકારના માણસને ક્ષોભ થાય એમાં હસવા જેવું કશું નથી. (અપૂર્ણ)

મારી તરફ મોકલી દેવો. તેની સાથે કુમાર શ્રી બાલુભા અને ભાઇ દેવશંકર વિગેરેને મોકલશો તો બહુ સારૂં લાગશે.'

આ કેહેણ કપટથી કેહેવરાવ્યું હતું અને તેનો આદર પણ તેવોજ થયો. ભાટને એવો જવાબ વાળ્યો કે, એ શૂરો અમલદાર જે દિવસ મહારાજા ભૂપતસિંહની ગાદિયે તેનો ખરો હકદાર આવશે ત્યારે તે રાજનગરની દરબાર જોશે માટે તે ઇનામની દરકાર કરે તેમ નથી.

આવા ઉત્તરથી ભીમભાને બહુ માઠું લાગ્યું. તેણે જાણ્યું કે હવે જાહેર રીતે તેઓ શત્રુભાવ દેખાડે છે તો હવે આપણે પણ તેની સાથે તેવું દેખાડવામાં શી હરકત છે? જ્યાંસુધી હરિદત્ત, દેવશંકર અને બાલુભા સાથે છે અને ઉદયસિંહના આશરા નીચે છે ત્યાંસુધી આપણું રાજ્ય સુખસંતોષકારક નથી. આમ વિચાર કરીને રામવર્મની સાથે વિચાર કર્યો. રામવર્મ પુત્ર ધવાયાથી ઉદાસીમાં હતા, સિરબંદીનો કાંઇ બંદોબસ્ત ન હોતો અને ભીમભાનામાં પોતામાં બહુ કૌવત નહતું તેથી પાધરૂં પાધરૂં વેર લેવાઇ શકે એવો ઘાટ ન સુજવાથી એક બીજી કપટભરેલી યુક્તિ તેણે રચી. તે એ કે સુલતાનપુરમાં કશળીબા ઉપરની એક આ પ્રમાણે ચીઠી લખી.

સદા સૌભાગ્યવંતા વિવેકસાગર પરમ કૃપાળુ બા શ્રી વખતુબાની હજુરમાં. સ્વ૦-સુલતાનપુર૦ રાજનગરથી તમારા ભાઇ ભીમસિંહજીના પગે લાગણ વાંચશો. વિશેષ આપનો કાગળ ઘણા દિવસથી નથી તે લખશો. બીજું ઘણે દિવસે શોધ કરતાં એક મુદ્દો હાથ લાગ્યો છે. માટે તેનો ઘટતો ઉપાય લેવાનો મારો વિચાર છે. આપ ભોળા સ્વભાવનાં છો તેથી આજ દિવસ સુધી ખરી વાત આપના જાણવામાં આવી નથી, પણ મારૂં તો લોહિ તપી જાય છે, અન્ન ભાવતું નથી અને ઊંઘ આવતી નથી. જે હરિદત્તને તમે પૂજ્ય પિતા બરાબર આજ દિવસ સુધી ગણતાં આવ્યાં છો તેણેજ આપણા મોટા ભાઇ મનુભાને અદૃષ્ય કર્યા છે અને રાજ્યનો અધિકાર પોતાને સ્વાધીન રહે માટે બાલુભાને વશ કરી લીધા છે. બાલુભાવિષે જોતું છે તે પછી બોલીશ પરંતુ આવો રીતે અહી કેટલીક તપાસ ઉપરથી ચોકસ સિદ્ધ થયું છે માટે જો આપ મનુભાઉપર પ્રેમ ધરાવતાં હો તો અને મારી ઉપર વિશ્વાસ હોય તો તે હરિદત્તને આંહી મોકલી દેશો તે સાથે બાલુભાને પણ મોકલજો. આ રાજ્યમાં તે ખુશીથી રહે તેમાં શી હરકત છે. ઉદયસિંહરાજ મહારાજની મારી ઉપર બરાબર મેહેરબની નથી જણતી માટે બેન જાણીને આ વાત તમારી આગળ ખુલ્લી કરી છે. પછી જેવી મરજી.

લા. ભીમસીંહજીના પગેલાગણ વાંચશોજી. સહી.

(અપૂર્ણ.)

---

# मणिरत्नमाला

( अनुसंधान पाने १९२ थी )

वानराना जेवा विकल, गधेडा जेवा बेअकल अने कुतराना पेटे वाटे घाटे भटकनारा एवा दुष्ट दुराचारीओ अंतरने बाळी नाखे एवी आधियोने, आत्मा दाबीने भों भेळा करी दिये एवी उपाधियोने अने पळे पळे अनहद पीडा करे एवी व्याधियोने पेट भरी भोगवीने छेवट घोरमां घोर नरकना पात्र थई पोताना करेला पापना फळोनो अनुभव करे छे. मनुष्यजन्मने धारण करी आवी रीते अफल फेरो करनारा मनुष्य रूपे पशु जेवा पुरुषोने धिक्कार छे. एना जेवा जगतमां कोईपण दुर्भागी न समजवा. खरी समजणवाळा पुरुषो तो तेज केहेवाय के साचु शील पाळीने पोताना क्षणभंगुर शरीरने, पोताना वंशने, पोतानी जातने उजाळे छे. आ हाडका चामडाना घर जेवा देह उपर गमे तेटला हीरा मोती के माणेकथी जडेला घरेणा घाल्या होय के गमे तेटला जरियनना पोशाख पेर्या होय पण एक सारा शीलविना ते सर्व धूळ बराबर छे. एक जो शीलरूपी उत्तमोत्तम घरेणुं धारण कर्यु होय तो बीजा सघळा घरेणाने पण उलटु वधारे शोभा आपे छे अने एक शीलरूप घरेणु न होय तो बीजां बधां घरेणां खरेखरा भाररूप छे, माटे जे खरेखरु घरेणु शील छे तेने साचववा माटे सहुए तनमनथी प्रयत्न राखवु. भर्तृहरि पण कहे छे के–

> ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो
>
> ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः।
>
> अक्रोधस्तपसः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता
>
> सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम्॥

संपत्तिनु घरेणु सुजनता छे, शूरातननु घरेणु बहु बोलवु नहि ते छे, ज्ञान थवानु घरेणु शांति छे, शास्त्र सांभळवानु अथवा विद्वत्तानु घरेणु विनय छे, धननु घरेणु पात्र जोईने आपवु ए छे, तपनु घरेणु क्रोध न करवो ए छे, मोटाईनु अथवा अधिकारनु घरेणु क्षमा राखवी ए छे, धर्मनु घरेणु कपट न राखवु ए छे, ए सर्वनु अने सुजनता आदि सर्वना कारणरूप आ शील छे तेज उत्तम घरेणु छे.

सुजनताविना संपत्ति वृथा छे, बहु वाचालपणाथी शूरातन वृथा छे, शांति न होय तो ज्ञान वृथा छे, विनय न होय तो विद्वानपणु अथवा बहु

श्रुतपणुं वृथा छे, पात्रने जोईने अपाय नहि तो धन मळ्युं ते वृथा छे, क्रोध थाय तो तप कर्युं ते वृथा छे, क्षमा न होय तो मोटाई अथवा अधिकार होय ते वृथा छे, निष्कपटपणुं अथवा निर्मळपणुं न होय तो धर्माचरण वृथा छे, अने शील न होय तो ए सर्व स्थिति अने सुजनता विगेरे ते सर्व पण वृथा छे. आटलामाटे ए शीलरूपी घरेणुं संसारमां सर्व स्त्रीपुरुषोए यावज्जीवित धारण करवुं जोईए. बीजां घरेणां तो अहींज काम लागे छे अने काम लागीने पण मात्र भाररूप थाय छे अथवा तो वखते जीवने जोखममां नाखनार थई पडे छे. पण शीलरूपी घरेणुं तो आ लोकमां शोभा तथा कीर्तिने वधारी परलोकमां पण सुख आपवामां उत्तम सहायक बने छे. तो जगतमां कोण एवुं मूर्ख होय के तेने प्राणसमान गणी पाळे नहि.

पोतानुं जे मन छे ते निर्मळ होय तो तेज उत्तम तीर्थ छे. आ पृथ्वी उपर समुद्र आदि लइने घणां तीर्थो छे, अने पावन करनारां क्षेत्रो पण घणां छे. ते पवित्र क्षेत्रोमां अने तीर्थोमां घणा घणा दिवसो सुधी अपवास करीने अणवाणे पगे फर्या करे तो पण जो मन निर्मळ न होय तो एके तीर्थ के क्षेत्र माणसने पवित्र करतुं नथी. मन निर्मळ थयाविना पवित्र थवातुं नथी तो पछी ते मननी निर्मलताथी मळनारा मोक्षनी तो आशाज शानी राखवी ? तीर्थमां के क्षेत्रोमां फर्याविना पण जो एक ठेकाणे बेशीने अथवा घेर बेठां काम-क्रोधादिक शत्रुओने जीतीने शास्त्रविचार करी अभ्यासथी मनने निर्मळ कर्युं होय तो ते तीर्थ कर्या जेटलुं फल आपे छे अने परमपदनी प्राप्ति पण मननी निर्मलताथी थाय छे. मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः [ मनज माणसने बंधनुं अने मोक्षनुं कारण छे. ] एम जे महात्माओए सिद्धांत कर्या छे तेनुं कारण पण तेज छे. मन जो काम-क्रोधादिकथी मलीन थई बंधाय तो ते खरेखर बधाय छे अने काम क्रोधादिकथी अने राग-द्वेषथी रहित थई निर्मळ थई छुटे तो छुटे छे. मनना बंधनथी बंधन अने मनना मोक्षथी मोक्ष छे, केम के बंधमोक्ष सर्व एना करेला छे. जे पदार्थ के वस्तु उपर जेवी आसक्ति मन करे तेवो तेमां तेने भाव आवे छे. जे शरीरथी बेन-भाईने मळवामां आवे छे तेज शरीरथी पतिपत्नीने मळवामां आवे छे परंतु बेन-भाईने मलतां वात्सल्यभाव आवे छे अने पति-पत्नीने मळवाथी नीच विकार उत्पन्न थाय छे ए सर्व मननी क-

ल्पना शिवाय बीजुं शुं छे ? मननुं महात्म्य बहु मोटुं छे सर्व जे कांई सृष्टि छे तेनुं कारण पण मन छे मन होय तो सर्व छे मन न होय तो कांईपण नथी कोई आपणी आगळ वात कही जाय पण जो तेमां मन न होय तो ते वात वृथा थाय छे अने बीजीवार केहेवी पडे छे एनुं कारण शुं ? आटलामाटे जे कांई करे छे ते मनज करे छे वासिष्ठमांपण साक्षी आपे छे के—

मनो हि जगतां कर्तृ मनो हि पुरुष स्मृत ।

मन कृत कृत लोके न शरीरकृत कृत ॥

त्रिलोकीने करनारूं मनज छे, अने पुरुष पण मनज केहेवाय छे लोकमां मननुं करेलुं तेज करेलुं छे शरीरनुं करेलुं ते करेलुं नथी

सर्व जगतनी कल्पना मननी करेली छे मन होय तो ते कल्पना होय मन छे तोज पुरुष छे पुरुष होय पण मन न होय तो तेनुं पुरुषपणा मां लेखुं थतुं नथी गांडा थई गयेला माणसने माणसमां कोण गणशे ? कोई नहि गणे माटे माणसपणुं पण मनने आधीन छे मननुं करेलुं तेज करेलुं केहेवाय ज्यासुधी गमे तेटला हानि लाभ थया होय ते मनमां आव्यां न होय त्यासुधी ते थयेलाज नथी मनमां आव्या पछीज ते हर्ष शोकने आपे छे आ शरीररूपी रथ अने इंद्रियोरूपी घोडाओ मनरूपी सारथीना चलाववाथीज चाले छे मन जो न चलावे तो ते अटकी पडे छे माटे शरीरादिकनी क्रिया पण मनथी थाय छे मननी इच्छाथी थाय ते थयुं केहेवाय शरीरथी अजाणतां थाय ते थयुं केहेवाय नहि अने मन वगर जाग्रतमां शरीरनी क्रिया थायपण नहीं आम सर्वनुं कर्ता अने संसारने आपनार मन छे माटे ते मनने निर्मल करीने परपदना पात्र थवुं मन जो विषयोने कल्पीने तेमां लपट थाय तो पोतानी मेळेज बंधाय छे अने सर्वत्र आत्मभाव करीने विषयथी विमुख रही पोते पोताना कारणमांज समाई रहे तो पोतानी मेळेज मुक्त थाय छे आम छे माटे मनने विषयोनी कल्पनामां पडवा देवुंज नहि अने एनेमाटे अभ्यासनी अने वैराग्यनी जरूर छे 'आ हुं आ मारूं' विगेरे ममत्वथी पोतानुं कांई नहि छतां पोतानुं मानीने बंधाई बेठेलुं मन अभ्यासथी नहि जेवुं थई जाय छे ते छे त्यासुधी, जेवडुं कहिये तेवडुं मोटुं छे जे वखते अभ्यासथी ओछुं थयुं ते वखते ते कांई नथी म ननुं स्वरूप जोईए तो अयं सोऽहमिदं तन्मे एतावन्मात्रक मन [एटले

'आ ते हुं तथा आ अने ते मारूं' एम थवुं एटलुंज मननुं स्वरूप छे.] अने ते प्रत्यक्ष छे. मननो स्वभाव कल्पनानो छे अने कल्पना उपरथी मननी सत्ता समजाय छे. कल्पना विराम पामतां आ मारूं तारूं विगेरे न रहे एटले मन जणातु नथी, केम के तद्भावनमात्रेण ज्ञानेन प्रविलीयते। [आ हु-मारूं विगेरे ममत्वनो अभाव आपनारू जे ज्ञान छे ते ज्ञानथी मननो लय थाय छे.] आटलामाटे मनने निर्मल करीने शोधना पात्र थवु हु-मारुं विगेरे टळी जतां राग-द्वेष जेमां रेहेतो नथी एवुं मन बोधरूप थई जतां पछी विशेष कर्तव्य नथी रेहेतुं. एटला माटेज मनने परम तीर्थरूप कहेल छे निर्मल मन होय ते तीर्थ करे तो ते वधारे सारूं छे, केम के ते मननी निर्मलतानें वधारी आपनार बने छे, परंतु मन जो मेलुं होय ने तीर्थादिक करे तो पछी ते गमे तेटलां करे तोपण अफल जाय छे. आविषे मननी निर्मलतानो दृढाव करनारू एक एवुं दृष्टांत छे के.—

कोई नगरमां बे भाईयो रेहेता हता ते पोते श्रीमंत हता. मोटो भाई कर्मवादी अने संसारी हतो ने बीजो नानो भाई महापुरुषना सत्संगवाळो ने विवेकी हतो. ते बेयजणानो वृद्ध पिता वृद्धावस्थानेलीधे काळना योगे मरण पाम्यो. पिताने मोक्षे मोकलवाने मोटा भाईए कह्युं के काशीए जवुं अने गयाश्राद्ध सारवुं जेथी मरनार पितानुं अने आपण बेयनुं कल्याण थाय. नाना भाईए मनमां विचार कर्यो के मोटा भाईनो विचार ठीक छे खरो पण सर्प मारवा माटे तेनुं दर बुरवा जेवुं अने पाडाने रोग थयो होय तेने बदले खीलाने डामवा जेवो छे आ वखते एने दृढ आग्रह बधायो छे माटे हुं ना पाडीश तो पण ते तेम कर्याविना रहेशे नहि. एनी इच्छा होय तो ते भले पूर्ण करी आवे. आटलुं विचारी एवुं कह्यु के खुशीथी तमे पिताजीने सद्गति पमाडवा यात्राए जाओ अने मारा बदलामां हुं आ मारी तुंबडी आपु छुं तेने ज्यां ज्यां तमे जाओ त्यां त्यां स्नान करावजो. आना खर्चना बदलामां तमने जे खर्च थासे तेमां हु अरधो खरच वरती आपीश. मोटा भाईए नाना भाईना केहेवा प्रमाणे तुंबडी साथे लई गया सुधीनी तीर्थयात्रा करी अने ते तुंबडीमां नाना भाई सारू गंगाजळ भरीने आठ दस मासे पाछो घेर आव्यो. तुंबडीमां भरेलुं गंगाजल नाना भाईने पायुं, पण ते प्रथमथी साफ नहि करेली तेथी मीठुं पाणी कडवुं झेर जेवुं लाग्युं, तेथी नाना भाईए कह्युं के, भाई! तुंबडी तमारी साथे आटलां वर्षा

तीर्थ करी आवी तो पण हजी तेनी कडवाश टळी नहि अने तेथी गंगाजळ कडवु झेर जेवु थई गयु पण हवे तेमां बीजु पाणी, रास ने कांकरा नाखी बे दिवस पलळवा दई सारी पेठे धोई साफ करी पछी पाणी भरो ता ते अ दीनु पाणी, हशे तो पण मीठो साकर जेवा स्वाद, आपणे मोटा भाईए तेना केहेवाप्रमाणे कर्यु तेथी तुंबडीनी अंदरनी कडवाश मटी गई अने तेमां जे पाणी भर्यु ते सुंदर शीतळ ने मीठु लागे तेवु थई रह्यु

ज्यांसुधी तुंबडी माहींथी साफ न होती त्यांसुधी उपरनी साफाई सुधी नकामी हती पण माहींथी ज्यार साफ थइ त्यारे उपरनी साफाईनी कशी जरूर रही नहि

६ सिद्धांतमां एम समजवु के मन छे ते कडवी तुंबडी छे कायिक वाचिक अने मानसिक कर्म ए कांकरा छे, तप ए राख छे अने संयम ए पाणी छे, वैराग्य ते तेनु पलाळी राखवु छे अने धावु ते ज्ञान छे सारांश के मन रूपी तुंबडीने कायिक-वाचिक मानसिक कर्मथी, संयमथी एटले इंद्रियो वश राखवाथी, वैराग्यथी अने ज्ञानथी शुद्ध करवु ए प्रमाणे शुद्ध ज्यांसुधी न थाय त्यांसुधी बीजु जे काई करवु ते वृथा छे मननो मेल धोवाइ गयो एटले जे कांई करवु ते सफळ छे एटलु तो खरू के मनने निर्मळ करवामाटे जे वेहारनी क्रिया होय ते तो करवी जोईएज मन निर्मळ थवा जे वेहारनी क्रियो नथी करता ते टळी गयेला, वेहेकेला अथवा भ्रांतिथी भरेला समजवा वेहारनां तीर्थ अने पवित्र धाम घणां छे पण ज्यांसुधी गुरुरूप तीर्थनां प्रतापथी मन पवित्र नथी थयु त्यांसुधी ते शा कामनां? श्रीभगवान् कहे छे के —

आत्मा नदी संयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मि ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र न वारिणा शुद्ध्यति चांतरात्मा ॥

हे अर्जुन! संयमरूप पाणीथी भरेली, सत्यरूप प्रवाहवाणी शीळरूप कांठावाळी, अने दयारूप लेहेरोवाळी मनरूप नदी छे, ए नदीनेविषे तु स्नान कर केम के तेविना बीजा पाणीथी अंतरात्मा शुद्ध थतो नथी)

वळी विश्वेश्वरी पद्धतिमां लखे छे के —

ज्ञानह्रदे ध्यानजले रागद्वेषमलापहे ।
यः स्नाति मानसे तीर्थे स याति परमां गतिं ॥

जे पुरुष ज्ञानरूप जेमां प्रवाह छे, ध्यानरूप जेमां पाणी छे, जे राग-

द्वेषरूप मेलने टाळे छे, एवां मानस तीर्थ एटले मनरूप तीर्थमां नहाय छे ते परम गतिने पामे छे.

आप्रमाणे प्रथम तो मन एज मोटुं तीर्थ छे के जेनां उपर कहेलां साधनोथी थयेलां निर्मळपणांथी सर्व साधनो सफळ थाय छे अने एटला-जमाटे मनने परम तीर्थ कह्युं छे. ते मनने तीर्थरूप करवाने सद्गुरू अने शास्त्रसंग आदि तीर्थसेवननी जरूर छे.

कनक अने कांता ए साग करवा लायक छे, केम के ए बे पदार्थज बंधन करनारा छे. कनक-कांताना संयोगथी चोराशी लाख अवतारमां भटकवुं पडे छे अने ते टळी जवाथी चोराशी लक्ष अवतारनो भय दूर थई उत्तम ज्ञान साधी शकाय छे. जेओने श्रुतिस्मृति आदिनुं ज्ञान होय छे अने जेओ सन्यासी थया होय छे तेओ जो कनक-कांतानो संयोग करे तो अति अधम अने अति दुःख पामनारा समजवा. अद्वैतामृतमां लखे छे के:—

पदापि युवतीं भिक्षुर्न स्पृशेद्दारवीमपि ।
इति वृद्धोक्तयः संति तत्कुतः स्यात्सहास्थितिः ॥

लाकडांनी पूतळीने पण भिक्षुके ( सन्यासीए ) पगथीपण स्पर्श करवो नहि एवी वृद्धोनी वाणी छे,सारे स्त्रीओ होय तेवा स्थानमां तो केमज रेहवाय ?

लाकडां विगेरे पदार्थथी बनेली स्त्रीनी आकृति संयमवाळा योगी ने पण दर्शनथी क्षोभ करे छे; केम के इंद्रियोनो समूह महा बलवान छे, ए आंगळ पण कह्युं छे; तो पछी ए मोह करनारी स्त्रीओ जे स्थळमां रे हेती होय त्यां तो एवा यतिथी जवायज केम? आटलामाटे कल्याणनी अपेक्षा राखनाराए स्त्रीओनी आकृति के चित्रो पण नजरे नपडे एवी ठे काणे रेहेवुं जोईए. केमके विषय अने इंद्रियोनो संयोग छे तेज क्षोभ माडनार छे, माटे साधनकालमां ते योग थवा देवो न जोईए. आ वात ध्यानमां न राखीने संयमी जो स्त्रीओनो सहवास राखे तो तेथी ते भ्रष्ट थाय छे. केमके—

निमृष्टघृतमप्याज्यपात्रं संनिधिमुष्मिणः ।
प्राप्य द्रवत्येव यथा योषितां संन्निधौ यतिः ॥

घीवगरनुं साफ करेलुं घीनुं ठाम जो ते सुरज के अग्निनी नजीक रहे छे तो ते द्रवे छे एटले तेमांथी घी नहि छतां घी नीकळे छे तेम इंद्रियोने

दमन करनारो यति होय ते स्त्रियोनी नजीक रहे तो ते पीगळ्या वगर रहे नहि

आटलामाटे सयम करनारा यतियोनें स्त्रीयोनो सहवास दूर करावना महात्माओ आज्ञा करतां कहे छे के—

जिताहारोथवा वृद्धो विरक्तो व्याधितोपि वा ।
यतिर्नगच्छेत्त देव यत्रस्यात्प्रतिमा स्त्रिय ॥

जेणे आहार जीतेलो होय, अथवा वृद्ध होय, अथवा वैराग्यवाळो होय, अथवा रोगवाळो होय, तेवा यतिए पण जे ठेकाणे स्त्रियोनी पूतळीओ होय तेवा देवना मंदिरमा पण जावु नहि

आवी स्थितिनो यतिपण जो दर्शनना हेतुथी पण प्रतिमावाळा मदिरमा जाय तो व्याकुळ थयाविना न रहे, अने व्याकुल थयो एटल ज्ञान जतु रहे छे अने ज्ञान गयु एटले अधर्म थाय छे सहुना जाणवामा हशे के पाराशर ऋपि केवा समर्थ हता पण तेनी केवी स्थिति थई ? विश्वामित्र जेवा महातेजस्वी ऋपिनी शी स्थिति थई ? एम निश्चय जाणवु के गमे तो सो वर्षनो पुरुप ने सो वर्षनी स्त्री होय तोपण सहवासथी विकार थया विना रहेज नहि परमार्थविचारमा के ईश्वरभक्तिना विचारमां पण स्त्री पुरुपनो सहवास अने एकात थवाज न जोईए स्त्रीना सहवासमा दूरथीज दु ख देखवु जोईए केमके—

विपवल्लीमरुद्विध्ये वाधते प्राणिना यथा ।
योपित्स्पर्शी तथा वायुर्वाधते मस्करीश्वर ॥

विध्याचळ पर्वतमाथी झेरना वेलाने स्पर्श करीने आवतो वायु जेम प्राणियोने वाध करे छे तेम स्त्रीनो स्पर्श करी आवतो वायु मोटो योगीश्वर होय तोपण तेने वाध करे छे

विध्याचळमा जे झेरनो वेलो थाय छे तेने कोइ माणस देखतु नथी पण तेनी उपर थई आवता पवनथी पण माणसनु मोत थाय छे, तेम स्त्री छे ते पण झेरना वेला जेवी समजवी तेनो स्पर्श के दर्शन तो दूर रह्यां पण तेनो पवन पण पासे आववा न देवो, नहि तो जरूर ते झेरना वेलानी माफक असर कर्या वगर रेतो नथी तेनो पवन एवो पराक्रमी छे त्यारे तेनु दर्शन के सहवास माणसनु मोत उपजावे एमा शो सदेह छे ? आटलामाटे सर्वदा तेनो त्याग करवो जोईए, ते विना अनर्थ मटे नहि, केम के –

योषिन्मूला बुधैः प्रोक्ताः सर्वेनर्थाः शरीरिणां ।
अपि ब्रह्मेंद्रचंद्राणां काः कथा इतरन्नृणां ॥

ब्रह्मा इंद्र अने चंद्रादिक देहधारीओने पण जे सर्वे अनर्थो आवी पड्या छे तेनु मूळ स्त्री छे. एम विद्वानोए कह्यु छे तो बीजा माणसोनी शी वात करवी ?

स्त्रियो शुं करनार छे एम अभिमान कोईए राखवुं नहि, केमके तेनां दर्शनमात्रथी पण ब्रह्मादिक भान भूल्या छे तो मनुष्य प्राणी विचारूं कोण मात्र छे? जेओने पोतानु कल्याण करवानी इच्छा होय छे तेओ तो स्त्रियोना सहवासथी अने दर्शनथी दूर रहे छे, परंतु जेओने पोतानुं कल्याण शुं छे एम खबर नथी पडती अने ससारना आंधळा कुवामां पड्या छे तेओनाथी तेम थवु घणुंज कठण छे. सहवासादिकमां रेहेतां छतां जेओ आप्रमाणे रही शके एवा पुरूषो तो पृथ्वीउपर विरला होय छे.

अपि राज्यं नरकवत् स्वर्णं पश्येच्च लोष्ठवत् ।
स्त्रियं कुणपवत्पश्येत् यस्ताद्दृक्दुर्लभो यतिः ॥

जे राज्यने नरकरूपज जुवे, जे सोनाने माटीनां ढेफारसो पेठे जुवे, अने जे स्त्रीने मांसरूप जुवे तेवो यति दुर्लभ छे.

वासिष्ठसारना जीवन्मुक्तना प्रकरणमां लखे छे केः—

दूरे मुंचाति बंधुमंधमिव यः संगात्भुजंगादिव
त्रासं यो विदधाति वेत्ति सदृशं रागं च भोगं च यः ।
स्त्रैणे यस्तृणवत्घृणां प्रकुरुते मित्रेष्वमित्रेष्वपि
स्वांतं यस्य समं स मंगलमिहामुत्रापि मर्त्योश्नुते ॥

आंधळाने छोडी दे तेम जे बंधुने छोडी दे छे सर्पथी डरे तेम जे संसारीना संगथी डरे छे, संसारना रागने अने भोगने जे सरखा जाणे छे, दुधमां खड आव्युं होय तेने जेम काढी नांखे तेम जे स्त्रीओना संसर्गवाळाने काढी नाखे छे एटले कल्याणनां साधनमां विघ्न करनारा समजी तेने त्याग करे छे अने मित्र अने शत्रुने विषे जेनुं अंतःकरण सरखुं रहे छे ते पुरुष आ ससारमां अने परलोकमां कल्याण पामे छे.

---

१ ब्रह्माए देहत्याग कर्यो इंद्रने शरीरमा छीद्रो पडी गया अने चंद्र क्षयवाळो थयो.

(अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૭ મું. ભાદ્રપદ, સંવત્ ૧૯૮૫ અંક ૧૧ મો


## ॥ यतो धर्मस्ततो जय ॥

## अंतःकरण ओळखवा विषे

### वसततिलका

વાણી ક્રિયા અવરથી પ્રકટે અનેક તેનો વિચાર કરતા વિસરે વિવેક,
અત્યંત સૂક્ષ્મ અતિ ચંચલ છે સદાય, શી રીતિથી સુજન અંતર ઓળખાય?
હાથે ગ્રહાય નહિ આકૃતિનો અભાવ, આકાશની સદૃશ નિર્મલ છે સ્વભાવ,
આંખે અદૃશ્ય નહિ કાનવડે સુણાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
જો હોય ગંધ ગુણ નાકવડે તણાય, જો સ્વાદુ હોય રસ તો મુખથી ચખાય,
કયાં રંગ રૂપ ગુણ જાતિ વળી જણાય? શી રીતથી સુજન અંતર ઓળખાય?
ઝૂરે ચકોર પણ ચંદ્ર કશું ન જાણે, જ્યાં પ્રેમ માન જન ત્યાં પણ એ પ્રમાણે,
દીઠી વિચિત્ર રચના ન ગણી ગણાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
વિશ્વાસ હોય કદિ તો અનુકૂલ આવે, લાગે સદૈવ વિપરીત અહો અભાવે,
સર્વે વિચાર સહુના મનમાં સમાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
માની લહે ઉપરથી જન સર્વ એવું, જાણે ક્રિયા ઉપરથી નિજ ચિત્ત જેવું,
ખોટું ખરૂં અરર તે પરથી વદાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
મોટા જનો અરર કૈંક ગયા મરાઇ, જામ્યા પરસ્પર કુસંપ અને લડાઇ,
અત્યંત બુદ્ધિબલ તો પણ ભૂલ થાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
પ્રેમી જણાય પણ અંતરમાંહિ વેર, માંહી મિઠાશ પણ ઉપર હોય ઝેર,
આ ઇંદ્રજાળ અતિ અદ્ભુત હાય હાય, શી રીતથી સુજન અંતર ઓળખાય?
છે એમ તોય ગુણ દુર્ગુણના પ્રભાવે, વાણી સદા ચપલ ભાવ અને વિભાવે,
અભ્યાસ રોજ વધતો વધતો કરાય, એ રીતથી સુજન અંતર ઓળખાય.

કઠણ વાત છે તોય પણ, પરિચય પૂરા થાય,
કુશળ અનુભવ અન્યથી, અંતર સહજ જણાય.

# प्रारब्धनी विचित्रता उपर एक वात.

[ સંબંધ પાને ૨૦૮ થી. ]

આ પ્રમાણે લખી બંધ કરીને એક સવારને બોલાવી ઓઢણી વિગેરે સામાન અને ચીઠી તેને આપી કહ્યું કે 'સુલતાનપુરમાં કશળીબાની ડોઢીયે જઇ આ સામાન તેને મોકલાવવો અને લાડ્ડુની સાથે આ ચીઠી પણ મોકલાવવી.' 'જો હુકમ ખુદાવિંદ,બોત અચ્છા.' કહી સવાર સલામ લઇ ચાલતો થયો અને ભીમભાએ સૈન્યનો વધારો કરવાની કોશેશ કરવા માંડી.

આ સમયમાં ચોમાસાના દિવસો ચાલતા હતા. ચારેકોર લીલાં ખડ ઉગી ગયાં હતાં. ઝાડ પાન સર્વ લીલાં થઇ જવાથી રમણીય લાગતાં હતાં. નદી સરોવરો ડોળા પાણીથી છલકાઇ જતાં હતાં. ધરતી પાણીથી પલળી રહી હતી. આકાશ વાદળાંથી ઘેરાયેલું રેતું હતુ. આવામાં એક દિવસ ઘેરાં વાદળામાંથી ચોધારો વરસાદ વરસવા લાગ્યો તે વેળા મોટાં મોટાં વૃક્ષો અને લતાઓમાંથી પાણી ટપકતાં હતાં. ચોતરફ ચાલતાં પાણીનો ખડખડાટ અને ખળખળાટ થઇ રહ્યો હતો. પક્ષીઓ ઘરોના ઓથ અને માળાના ઓથમાં પલળેલી પાંખે છાનાં માનાં લપાઇ બેઠાં હતાં. પવન જરાપણ સ્પર્શ કરતો ન હતો. નદીનાળાંઓમાં ભારે પૂર વહ્યાં જતાં હતાં. નાના નાના રોપાઓ પાણીના ભારથી નમી જતા હતા. ભીતોના મૂળમાં અળશીઆંઓ ચાલ્યાં જતાં હતાં. માર્ગે ચાલનારા લોકો એક હાથે કપડાં અને બીજે હાથે છત્રી પકડી ઉઘાડે પગે અને કેટલાક ગરીબો માથે સાદર નાંખી ચાલ્યા જતા હતા. ચાલવાના રાજમાર્ગો પણ માણસવિના શૂન્ય લાગતા હતા. છોબંધ ભીતોપર સેવાળ જામી ગયા હતા. શેહેર માંહે ઘરો પાણી પાણી થઇ રહ્યાં હતાં. હાટમાંહેના લોકો અરધ કમાડ ભીડી બેશી ગયા હતા. ઉંચાં ભવનોની અગાશીયોમાંથી ઘોરીયા પડતા હતા. ક્યાંઇ ક્યાંઇ મલ્લાર અને દેશ રાગની છાયાઓ સંભળાતી હતી. કાંઇ જ કામે નીકળેલી સ્ત્રીઓ પલળેલાં વસ્ત્રો અંગે ચોટી જવાથી લજાતી લપાઇ ચાલી જતી હતી. આ વખતે સાંજ છે, સવાર છે, કે બપોર છે તે સમજવું ઊંઘી ઉઠેલાને કઠણ પડે તેવું હતુ. કોઇ કોઇ ઠેકાણેથી અગરના ધૂપો આવતા હતા. મંદિરોની ધજાઓ પલળીને વાંસડાઓને ચોટી રહી હતી. માટીયાર

મ્હેરોના પડખાના ભાગો પડી જતા હતા પાણીની પીઠમા અનાજનો સોડ થવાથી ભારે ગધ ઉઠી રહી હતી સાકડી ગલીયોમા ગરીબના ઘરો આગળ ભારે બદબોઇ ઉઠતી હતી છાજાપર ઘાસ ઉગી ગયા હતા રેતી પાથરેના સુદર ચોક સ્વચ્છ દેખાતા હતા પાણી ઝીલવા મેલેના વાસણો ભરાઇ ર્‌હાને છલકી જતા હતા આકાશમા કોઇવાર ભારે કડકડાટ અને તેની સાથે વિજળીના ઝમકારા પણ થતા હતા અને પાણી શિવાય બીજુ કશુ જોવા સાભળવામા આવતુ ન હતુ સુલતાનપુરના રાજમેહેલના અતપુરની પછવાડે એક બેઠકમા રૂપાના સળીયાવાળી ખાટ બાધી હતી તેની ઉપર ખીનખાબના ગાદી તકીયા ઉચા પ્રકારની જગન્નાથીના ગલેફવાળા પાથરેલા હતા તેની ઉપર રગે ગોરા, અગે પાતળા, કાઠે કાઇક ઉંચા, અને મહાલક્ષ્મીજીની પેઠે શોભતા એક સૌભાગ્યવતા બાઇ આનદિત મુખે જરા પગ હલાવીને હીચકતા હતા હાથમા હીરાના બબે કકણ, પગમા સોનાના જડાવ ઝાઝર, લલાટમા લીલમનો ચાડલો, નાકમા માણિક્યનુ ફુલ, કાનમા સાચા મોતીના ઝુમડા, સેથા પાસે મોતીની તાત અને કઠમા એકાવળો હાર દુગદુગી સાથે ધારણ કર્યો હતો કેસરી રગનુ, વચમા ઝીણી સોનેરી બુટીયોવાળુ અને લાલ રગના કોર છેડા પર સોનેરી ઝીણી કોરવાળુ ઓઢણુ મર્યાદાથી ઓઢ્યુ હતુ બે હાથ ખાટની કોર ઉપર ટેકાવેલા હોવાથી આગળીમાની હીરાની વીટીઓ ચળકતી હતી ઝાંઝરની ઘુઘરીઓ અણવટોની સાથે કાઇ કાઇ શબ્દ કરતી હતી હીડોળાખાટના હલવાથી ઘડીમા ખુપડાવ છેડાનો આગનો ભાગ હાથપર આવતો જતો હતો તેમાથી લીલા ખીનખાબની ચોળી હાથપર જણાતી હતી લક્ષ્મીની લેહેરોમા અને સ્વતત્ર સ્થિતિમા મર્યાદાદેવી ક્યાઇ દેખાતાજ નથી એ આપણી આખ આગળનીજ વાત છે, પણ અહી અતપુર હોવા છતા પણ તેમ ન હતુ આકૃતિ અને વેશમા પ્રૌઢતા દેખાતી હતી આ બાઇ મેહેલના ગોખને માર્ગેથી ઝુકી રહેના ઝાડપાનની શોભા જોતા જોતા ઝીણે સ્વરે—

(સોતાના મહિનાના રાગમા.)

કેવી અદ્ભુત રચના અનેક દેખુ આજ દૃષ્ટિયે,
લીલાલેર થઇ બહુપેર, વારનાર વૃષ્ટિયે
કેમ આવ્યા નહીં હજી નાથ, સખી સુખધામમા,
વર વીરજ મેલ ઉચાટ, * * * *

ત્યારે આપણજેવાં જોડાઇ ગયેલ મનવાળાંને કાંઇ સારો નિશ્ચય ફરી જાય એવું કારણ બની આવે તો ? હા, વખતે કારણ બની આવે ખરૂં, પણ તેના ખરા ખોટાપણાવિષે ખાત્રી કરી લેવી એ બહુ કઠણ કામ છે. ઉદાર દિલની તો એ નિશાની છે કે કદિ કારણની કશી સાચી ખોટી ખબર ન પડે તો સર્વ વાત દરગુજર કરવી. ભાભી, વાત તો વિકટ ખરી. હા બા સાહેબ! વિકટ ન હોય તો જગતમાં મોટા મોટા ફેરફારો થઇ જાય છે તે કેમ થાય ? અંતઃકરણ એવું તો નિર્મળ છે કે તેને જેવો પાસ લાગે તેવું તરત બની જાય. તેમાં પણ કોઇનાવિષે સારા ભાવ કરતાં નરતા ભાવની ભાવના કોઇ કરાવનાર મળે તો જોઇ લ્યો પછી !! ભાભી, ત્યારે વિવેકી તે વખતે શું કરતાં હશે. વિવેકી હોય તે સાંભળેલી વાતનો અને અંતઃકરણનો વિશ્વાસ નહિ કરતાં વખતને જવા દઇ જો સાર કાઢવામાં તત્વ હોય તો કાઢે નીકર મરી ગયેલાં માણસની પેઠે વાતને વિસારે મેલે. ભાભી, આ વિચિત્ર સંસારમાં સ્નેહથી સકળાયેલાં જો ભૂલ ખાય તો તો બહુ દુઃખ થાય. હા બા સાહેબ, એ દુઃખમાં પછી શી ઓછ રહે ? મને તો એ બાબતમાં એમ સૂજે છે કે માણસે વિવેકથી દૃઢનિશ્ચય રેહેવું જોઇએ. ભાભી, દૈવગતિ આગળ તો સર્વ પરતંત્ર લાગે છે. પરતંત્રતા અંગીકાર કરવી પડે એ પણ કારણસર છે. કોઇ કોઇ સ્થળે જ્યારે માણસનું ધાર્યું ઉતરે છે ત્યારે દૈવ પાસે સર્વ પરતત્ર છે એ વાત કયાં ઉભી રહે છે? માણસે પરમેશ્વર પાસે શુભ પ્રસંગ માગવો અને સદ્વિચારથી વરતવું એજ મનુષ્યજન્મનું સફલપણું છે. ભાભી! જેઓ માણસજાતના દેહને પામીને એ વાત સમજે નહિ તો ગમે તેવા ઊંચા કુલનાં કે ભણેલાં હોય પણ તે શું કામનું? વિગેરે વાતચિત ચાલતી હતી. ત્યાં લાછુબાઇ એક પલળેલો કાગળ અને બીદડી લઇને આવ્યાં અને કશળીબાની પાસે મેલી કહ્યું. બા સાહેબ! કોઇ રાજનગરનો સ્વાર વરસાદમાં પલળતો આ લઇ આવ્યો છે. તે દોઢીયે આપ્યાં હતાં અને માણસોએ મને લઇ આવવા કહ્યું તેથી લાવી છુ. કશળીબાએ ઠીક, એ માણસને ખાવા પીવા વિગેરે બરદાસમાટે કોઇ સાથે કેહેવરાવી દેજો. એમ કહી દૂર્ગાકુવર સામું જોયું ત્યાં તેણે કહ્યું. બા સાહેબ, શું હશે ? ગમે તે હોય. એમ કહી પોટકુ ખુરશીપર ફગાવી નાખ્યું, અને કાગળ પલળેલો હોવાથી એક અભરાઇ પર મેલી દીધો. હવે સાંજ પડી ગઇ. દિવાનો સમય થઇ ગયો. દીવાબત્તિ થઇ ગયાં. દરબારમાં નોબત

ગડગડવા માડી ગાપાઓની ચીચીયાગી સભળાવા લાગી તે વખતે દુગા કુંવરે રજા માગી અને લાછુની સાથે સિગરામમા બેસી ઘેર ગયા કશળીબા કુવરનો શબ્દ સાભળતા બીજા ઓરડામા પધાર્યા દીવનો પ્રકાશ ચારે કોર ઝનકી રહ્યો હતો બાનડિયે કુવરને તેડયા હતા તેપ્રસગે કેસરી ઓઢણુ ઉતારી લીના ખીનખાબનુ ઓઢણુ ઓઢી જલપાન કરી સુવાસિત થઇ કુવરને લઇને રમાડવા બેઠા એટનામા મહારાજ ઉદયસિહજીની સવારી પધારી સાભળી ઉભા થયા ત્યા તરત મહારાજા પધાર્યા તે મહારાજા એક સોનેરી કોચપર બિરાજ્યા અને તેનીજ આજ્ઞાથી કશળીબા લાજ અને મર્યાદા સહિત કુવરની સાથે બેઠા કુવરને લઇને મહારાજ રમાડતા કેટલાક અત પુરના પ્રસગના વચનો બોલ્યા ગાદ વાતપર વાત ચાલતા કશળીબાએ પુછયુ કે ત્યારે કેટનાક વખતસુધી વાટ જોવી એમ ધાર્યું છે? ઉદયસિહે કહ્યુ કે વાટ વળી શેની જોવી હોય? આપણા સગુપી વૃદ્ધ હરિદત્તને એ કામસમની સઘળી વાત કરી લીધી છે બાલુભા સારીગ હવે મોટા થયા સ ાય મારો સગ રહે એમ શી ખાતરી? તે દિવસે એકલા જતા રહ્યા ત્યારથી મને તેનાવિષે વધારે ચિતા રહે છે સેનાધિપતિ નીમવાનુ કારણ કાઇક એ પણ છે કશળીબાએ કહ્યુ ત્યારે તો હવે હુ થોડા દિવસમા એક રાજકન્યાની નણદ થાઇશ મહારાજે કહ્યુ હા ઇશ્વરકૃપાથી થવુ થઇ રહેશે પણ ત્યા હજી એટલુજ કામ છે? ગોડજીની પછવાડે ૯૦ ઘોડા માણસો સાથે જવાસારૂ પણ હરિદત્તનેજ મોકલવાના છે અને તે કામને પણ હવે વિલબ કરવાનો નથી ગોડજી તરફનો એક માણસ પણ આહીં આવી ચુકો છે તો હવે આપણે સારા દિવસ જોવાને ભાગ્યશાળી થવુ કશળીબા બોલ્યા કે આપ પ્રતાપી મહારાજના વચન સફળ જોવાને હુ આતુર છુ આહીં બાલુભા એકલા રહી શકે તો દેવશકરને પણ સાથે મોકલ્યા હોય તો સારૂ, કેમકે કાકાનુ શરીર હવે વૃદ્ધ છે એ ખરૂ પણ અહા બાલુભાને પછી એકલા ગમશે નહિ, અને તેના ઘરની સભાળપણ તમારાથી રાખી નહિ શકાય માટે તે તો અહીં રહે તેજ સારૂ હુ સાટે હરિદત્તજીને બહુ સારા ભરોસાના માણસો આપીશ મહેમતો ત્યારે એમ કરિયે કે બાલુભા સાહેબ એની સાથે યાત્રાના મિશથી મટાડે દેશાટન કરશે તો કાકાની સોમતમા વધારે ડાહ્યા થશે એ વાત મ મરણ વિચારી હતી કેમ કે તેનુ કામ દેવશકર કરી શકે તેમ છે પણ

સત્સંગ શિવાયનો સંગ તો મહા બંધન કારક છે. ભગવાન્ વસિષ્ઠ પણ કહે છે કે—

प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम्॥

(પરિચય અથવા પ્રસંગને વિદ્વાન લોકો આત્માના બંધનરૂપ કહે છે. તેજ પરિચય કે પ્રસંગ સાધુજનોસાથે કરવામાં આવે તો તે સ્વર્ગનાં બાર ઉઘાડી આપનાર છે.) આથી એમ જણાય છે કે વિષયોનો સંયોગ ઇંદ્રિયોને થવા ન દેવો જોઇએ. વનમાં જનારાઓને પણ દૃષ્ટશ્રુત વિષયોના સ્મરણથી સ્થાવરના સંગવડે પણ વિકાર ઉત્પન્ન થવાના દાખલાથી મને આશ્ચર્ય થાય છે અને એમ થતું હોય તો જેને તેવું થાય તેને હું મહાદુર્ભાગી ગણું છું. આવા ઉદાહરણોથી હું તો એવો બોધ લેવાનું સમજ્યો છું કે સર્વ વાતે સાવધાની રાખવાની જરૂર છે પણ નિર્ભય થઇ અસાવધાન રેહેવામાટે આ ઉપદેશ છે એમ માનવા જરૂર નથી. વિકારોની પ્રબળતા દુર્ભાગ્યથી કબુલ કરવી એ સદ્વિચારનું નિર્બળપણું દેખાડે છે પણ તે વાતપર આપણે લક્ષ રાખવાનું નથી.

મારી આ અવસ્થા હું નવી અવસ્થા લેખતો નથી, આ કલિકાલમાં બહુતો ૪૫ કે ૫૦ વર્ષનું માણસનું આયુષ્ય ગણાય ત્યારે જોઇએ છે તો ક્ષણભંગુર શરીર તોપણ આયુષ્યનાં કાંઇ ઘણાં વર્ષ રહ્યાં ન ગણાય. એટલાં વર્ષ માટે ખોપ ખોદવો એ પણ યોગ્ય ગણી શકાય નહિ. કદિ અશક્તિમાં વધારે વર્ષ જીવાય તો પણ શું? જો અસંખ્ય ધન હોય તો કોકટાણે વળી એવી ઇચ્છા થાય કે તે કોણ ભોગવશે? જોકે ધનની આવડે તો ઘણીએ વ્યવસ્થા છે તો પણ તેનેમાટે સંતતિની ઇચ્છા થાય. પરંતુ તે તો કાંઇ છે નહિ એટલે તેપાતીની કાંઇ ચિંતા રહે તેવું નથી. કદી બે પૈસા હશે તો વ્યવસ્થા કરનારાઓને શોધવા પડશે નહિ.

સમજણા થયા ત્યારથી આજસુધીના એકરંગી વૈરાગના વિચારો શું ખોટા હતા? એ ખોટા ન હોતા એમ કહો તોપણ શું વૈરાગ્યની વાત કરનાર માણસ સંસારમાં પડે તેથી અપકીર્તિ ન થાય? એક વાર કીર્તિ મેળવ્યા પછી અપકીર્તિ થાય તે મોત બરાબર છે. શ્રી ભગવાન્ કહે છે કે संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते। સંભાવિતની અપકીર્તિ થાય તે મોત કરતાં વધારે છે.) ત્યારે તો વૈરાગ થયો તે ન થયા બરાબર. એ કદિ પ્રબળ કારણોથી

ન ગણિયે અને કર્માધીનપણુ અનાયાસે થાય તેમ થવા દઇએ તોપણ વ્યવહારમા પડયા પછી થયેનો પશ્ચાત્તાપ ઉડા નિસાસા નખાવ્યા વિના કેમ રહે? આમ સર્વ વાતે ચારેકોર દુ ખ અને ઉપાધિ વગર બીજુ કશુ છે નહિ ગૃહસ્થ ન થવામા પણ અખડ આનદ છે એમ કહેવાનો મારો આગ્રહ નથી મન સ્થિર ન રહે તો તેમા પણ દુ ખ હશે પરતુ મનને વાળવાના ઉપાયો યોજી રાખનારને તેવી સ્થિતિ અખડાનદ ઇશ્વરને મળવામા ઉપયોગી તો ગણી શકાય કયા પ્રકારે મનને વાળવુ તેના ઉપાયમા ભગવાન્ કહે છે કે— अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ( અભ્યાસથી અને વૈરાગ્યથી મન પ્રરા કરી શકાય છે ) મન વશ થયા પછી ક્રમે ક્રમે શાત દશા પ્રાપ્ત થાય ત્યારે અખડ સુખ મળે છે માટે આ મનુષ્યદેહથી એ સુખનેમાટેજ પ્રયત્ન કરવુ યોગ્ય છે, જેથી કશો ભય રહે નહિ કેમકે—

अकिंचनस्य दातस्य शातस्य समचेतस ।
सदा सतुष्टमनस सर्वा सुखमया दिश ॥

(અકિચન, દાત, શાત, સમચિત્તવાળા અને સદૈવ સતોષિત મનવાળાને સર્વ દિશા સુખમય છે) સાગશ કે શાત ચિત્ત થયા વિના કોઇ પણ પ્રકારમા સુખ નથી

જો ઈશ્વર યોગ્ય સમય આપે તો * * * સભાનો ધર્મબોધક થઇ થોડો અભ્યાસ વધારી દેશાટણ કરતા ભાષણોથી લોકોને બોધ આપવો એવી ધારણા ઘણા સમયથી છે બીજે યોગ્ય રીતે તો યોગ ન બન્યો તોપણ તે યથાયોગ્ય માની તેમા પ્રયત્ન કરવા ઇચ્છા છે, તે ઇચ્છા જો ફરીને ઉપાધિમા પડુ તો નિષ્ફળ જાય એમા શો સદેહ? બહુ વિવેક વિચાર કરતા એમજ મનમા આવ્યા કરે છે કે આધિ વ્યાધિ ઉપાધિથી સસારમા કેટલી બધી પીડા સહન કરવી પડે છે ઉઠતા બેસતા, ખાતા, પીતા રાતદિવસ દુ ખ વગર જાતા નથી જેજે વસ્તુ વિગેરે સુખના સાધનો ધારિયે તેમાથી દુ ખ પેદા થાય છે કોઇપણ નાત ધારી ઉતરતી નથી આ નામરૂપાત્મક તો નાશાત્મક હોવાથી મિથ્યાજ છે સઘળુ ખોટુ છે અને ખોટો હર્ષ શોક કરાવે છે આ શરીર પણ ક્ષણભગુર અને કાળને આધીન છે સ્વાર્થ શિવાય સસારમા કોય કોયનુ નથી આમ છે ત્યારે શુ કરવુ? જગન્નાથ કવિ કહે છે કે—

अखिलं जगदेवनश्वरं पुनरस्मिन्नितरां कलेवरं ।
अथ तस्य कृते कियानयं क्रियते हत्त जनैः परिश्रमः ॥

(આખું જગત્ નાશવાળું છે તેમાં શરીર નિરંતર નાશવાળું છે, ત્યારે તેનેમાટે થઇને માણસોએ આ (અનેક પ્રપંચવાળો) પરિશ્રમ કેટલોક કરવો ?)

અર્થાત્ જે પરિશ્રમ કરવો તે મિથ્યા છે અને આમ હોવાથી આ જન્મ પણ અકારો થઇ જાય છે. સંસારમાં જન્મ પ્રીતિવાળો ક્યારે બને કે જ્યારે સર્વ વાતની સ્વાધીનતા થાય ત્યારેજ. એક કવિ કહે છે કે.—

यदि जन्म जरा मरणं न भवेत् यदिवेष्टवियोगभयं न भवेत् ।
यदि सर्वमनित्यमिदं न भवेदिह जन्मनि कस्य रतिर्न भवेत् ॥

(જો જન્મ, જરા અને મરણ ન થાય, જો પ્રિય વસ્તુના વિયોગનો ભય ન રહે, અને જો આ સર્વ જગત્ અનિત્ય ન હોય તો આ જન્મમાં પ્રીતિ કોને ન થાય ?)

આમ હોય તો સર્વને આ જન્મમાં પ્રીતિ થાય પરંતુ તેમ ન હોવાથી પ્રીતિ થવાને કશું કારણ નથી. આપ્રમાણે વિચાર થવાથી મતિ ભ્રમિત થઇ થાકી જાય છે એટલે શું બોલવું ? આમાં તો કોઇ જગન્નિયંતા હોય તે લાજ રાખે તોજ રહે.

સંસારમાં પડવાથી પ્રથમના જેવું સદ્ગુણી સંતોષ ઉપજાવનારૂં માણસ મળતાં સંસારમાં કર્તવ્ય અને સઘળા પુરૂષાર્થો કદિ સંપાદન કરાશે તથા સર્વનું મન રેહેશે એમ માની આગળ લખેલી અડચણો થોડીવાર મનમાંથી કાઢી નાંખિયે તોપણ એક અંતઃકરણને અટકાવનાર એજ વિચાર છે કે એમના પ્રેમને અનુકૂલ આપણે કશું કર્યું નહિ. તે સાથે એક પત્નીવ્રત કે જે પુરૂષોનો વ્યવહારમાં ઉત્તમ ધર્મ છે તે અને અગ્નિસાક્ષિક આપેલા કોલકરારો જે અવશ્ય પાળવામાં ઉત્તમ શ્રેય છે તે ફરીને ગ્રહસ્થ થવાથી નાશ પામીજાય છે. એ નાશ પામ્યા એટલે સઘળા ધર્મો ઝાંખા થયા હું સમજું છું. અને એનો ખુલાસો પણ જગતમાં કાંઇ હું દેખતો નથી. ઈશ્વરાવતાર રામચંદ્રજીએ અને શ્રીકૃષ્ણે જેમ તારા અને દ્રૌપદીને સતીપદ આપી દીધું તેમ કોઈ રીતથી મારૂં એકપત્નીવ્રતનું ફૂલ સચવાતું હોય અને વિવાહ વખતે આપેલાં વચનો અથવા કોલકરારો પળાતા હોય તો તે રીતે જાણીને મારે વિચાર કરવો જોઇએ. પુરૂષ એક

સીમા અનુરક્ત રહે અને તેમ રહિને ઈંદ્રિયો ધ્યાન રાખી નીતિથી વર્તે એ એનુ એકપત્નીવ્રત કહેવાય એમ કેટલાક કહે છે ત્યારે ગયેના માણસનુ પારોક્ષ્ય સૌહૃદ શુ સચવાય? આમા પણ પક્ષપાત જાણી મને સતોષ થતો નથી શાસ્ત્રોનુ બધારણ પણ એવી રીતને અનુસરતા વ્યવહારને અનુકૂલ હોવાથી સતોષ થતો નથી, એજ ખેદનુ કારણ છે જ્ઞાની હોય તેને સર્વાત્મભાવપણાથી આટલુ બધુ થાતુ નથી, એમ શકા થાય પરતુ જ્યાસુધી આખ નાકનુ અને મારા તરતાનુ ભાન છે ત્યાસુધી મધળુ થવાનો સભવ છે અને તેનેલીધે અતકરણને તેના ધર્મ પ્રમાણે ઉપરના વિચારો ઉઠયા છે

એટલા માટે આવિષે પૂર્ણ વિચાર કરીને ઉત્તર લખવો અને પછી હુ કયા પક્ષ હોરે વળુ છુ તે આપે જોવુ આપ મારા શિરચ્છત્ર છો, આપની આજ્ઞા મેં ઉલ્લઘન કરી નથી, માટે હુ જેમ સસારથી ઉદાસ છુ તેમ આપે મારાથી ઉદાસ ન થવુ, એટલી વિનતિ કરી રોકાયેલા આપના અમૂલ્ય ક્ષણમાટે માફ માગી પત્ર બધ કરૂ છુ ગયેલા અગે ભોગવેલી વ્યાધિ તેના અલૌકિક ગુણો અને સસારનુ સ્વરૂપ વારવાર ચિત્તને ડોળી નાખે છે ત્યા વિશેષ લખવાનુ સાભરતુ નથી વળી કાઇ સાભરશે તો ફરીને ખુલાસો માગીશ * * * વિ૦ આપનો

---

## ગ્રથાવલોકન

(સબધ પાને ૧૪૪ થી)

એક નાશીગએલા મિત્રની શોધમા બીજો મિત્ર નિકળે છે સ્વાર્થ સિદ્ધિ માટે વિદ્યાચતુર પાસે જઇ સર્વ વાત નિવેદન કરે છે કાઇ તેની મદદ, તેના મિત્રની શોધમા, જોઇએ છીએ એવુ જણાતા, આ અનુભવાભિમાની કારભારી શરમને અધીન થઇ, બનતી મદદ આપે છે, અને ત્યાથી નિકળેલો મિત્ર સુવર્ણપુર જાય છે એ સુવર્ણપુર પોહોચે, તે પેહેલાજ સર્વવાત સરસ્વતીચદ્રને જણાવે છે નહાની બેન કુસુમસુદરી પણ કુમુદસુદરીને પત્ર લખી સર્વવાત નિવેદન કરે છે સરસ્વતીચદ્રને દેશાટણ પોતાને લીધે અગીકાર કરવુ પડયુ એ વાત અનુભવતા કોમળ હૃદયની બાળા કપે છે કઇ કઇ દુ:ખદ વિચારો મનમા લાવી અનુભવે છે બિચારીને

સરસ્વતીચંદ્રને કયે નામથી બોલાવવો, એ વિચાર થઇ પડે છે. પરંતુ નિવેડો બહુ સારો આવે છે. "તમે મ્હારા વીતીગયા ભવમાં પ્રિય હતા, ઇશ્વરને હું પ્રિય કહુ છું, પિતાને પ્રિય કહું છું, તેમ સરસ્વતીચંદ્રને પ્રિય કહેવામાં શો બાધ! હવે તે મારા પતિ નથી; હવે મારૂ શરીર મ્હારા પતિનેજ સોપ્યું છે, મનમાં પણ પતિજ પતિ છે, પરંતુ હું ઇશ્વર, માતા, પિતા અને સ્નેહી વર્ગને પ્રિય કરી તેમનું રટણ કરૂં તે અયોગ્ય ન હોય તો, સરસ્વતીચંદ્ર, તમારૂ રટણ કરૂં તેમાં અયોગ્ય શું?...." અહા નિર્મળ પ્રેમ! આવાં જોડાં કોઇ પણ પ્રકારથી કોઇ પણ સંબંધે નિસ્વાર્થ જોડાય તો તેમાં લાભ લાભજ છે. પરંતુ કાંઇ પૂર્વ જન્માદિકનાં કર્મોથી કે શાથી, તેમ નથી થતું એ આપણે ઘણે પ્રસગ અનુભવીએ છીએ. એક બીજા સાથે સંબંધ જેનો નિશ્ચિત થયો છે, તેનો તેવો સંબંધ દૈવયોગે તુટતાં એક બીજાને શાં શાં કષ્ટ થાય છે, એનું ચિત્ર જો વિચારીને અનુભવીએ તો આ પત્રમાં સારી રીતે ચિત્રાણું છે. પ્રથમ પ્રદર્શિત પ્રેમને આચ્છાદિત કરવો એ મહા કઠિન કામ છે. અને તે દૃઢ મનવાળા પુરૂષથીજ થાય. નિર્બળ, અર્થાત્ જે જન, મનરૂપી ઘોડાને બરાબર કાયદામાં ન રાખી શકે એથી, એ બનવું બહુ દુર્ઘટ છે. તેમાં પણ જ્યારે પ્રતિકુળ પ્રસંગો તેને આચ્છાદિત કરવા પ્રયત્ન કરે ત્યારે તો આચ્છાદન બહુજ કઠણ છે.

Love he comes, and love he tarries,
* * * * *
Longest stays, when sorest chidden,
Laughs and flies, when pressed and bidden.

*T. Campbell.*

તેમાં પણ પ્રતિકુળ પ્રસંગોના આઘાતથી જર્જરિત થએલ અને તેથી જેમાં પ્રેમ અતિગૂઢ પાયો નાંખી રહ્યો છે, એવા જર્જર હૃદયમાં તેને આચ્છાદિત કરવો એજ બહાદરીનું કામ છે. જીર્ણ થયેલ ગૃહાદિકમાં આંતર્વસ્તુઓ ન દેખાવા તેમાં પડેલાં છીદ્રને સમા કરવા જતાં, બીજાં છિદ્રો પડે છે. અને તેમ થતાં ગમે તેવો સબળ પ્રયત્ન વ્યર્થ જઇ તેની સ્થિતિ તેવીને તેવીજ રહે છે. પરંતુ એક બહુ મજબુત ગૃહમાં પડેલા છિદ્રને સાંધતાં વાર નથી લાગતી; કારણ તેની સ્વસ્થતા તે સાંધવામાં પણ સહાયભૂત થઇ પડે છે.

Love first leaves the well built nest
The weak one is singled,
To endure what it once possest

*P B Shelly*

પ્રકરણ ૧૬ અને ૧૭ એક બીજા સાથે કાઇ અદ્ભુત સબધ રાખે છે આટલા વખત સુધી જે જે સરખામણી થઇ તે જુદા જુદા કુટુબના જુદા જુદા મનુષ્ય સાથે થઇ પણ આ છેની સરખામણી એકજ કુટુબના બે જોડા વચ્ચે થાય છે એક તરફ પિતા અને પુત્ર અને બીજી તરફ સાસુ વહુ પિતાપુત્રમા કેટલો ભેદ! દુર્ગુણથી ડરનારો, કાર્ય સાધવામા કુશલ, એક મોટા રાજતત્રને ચલાવનાર, હલાવનાર અને અસ્તવ્યસ્ત થએલાને સારી સ્થિતિમા લાવનાર, આ સર્વ કાર્ય માટે શક્તિધરાવવા ઉપરાત તેની ઉદાર વૃત્તિ મરતાને પણ મરવા ન કહેવુ, ગમે તેવા અપકાર કરનારને પણ ઉપકારથીજ મારવો, એ સર્વ સાધુ ગુણવાળા બુદ્ધિધનનો પુત્ર પ્રમાદધન તેનાથી કેવળ ઉલટો રાજખાની સાથે થએલ આકસ્મિક એક પ્રસગથી પણ પોતાને અશુદ્ધ માનતા પિતાનો પુત્ર પદ્માની સાથે આનદ માનવામા પોતાને કૃતાર્થ માને છે કેવી જગત્‌ની રચના રાજકાર્યમા થોડા સમયથી પડ્યા છતા પણ પોતાના કાર્યથી કેવલ અજ્ઞ, પરતુ એ અજ્ઞતામાજ મોટાઇ મારી, એક વિદ્વાન્ મર્મજ્ઞ સ્ત્રી આગળ હલકો પડે અતિ વિદ્વાન્ નહિ પરતુ વિદ્યાના અભાવથી પોતાના કાર્યમા દૂષણ ન આવવા દેતો, અને તેમ છતા પોતામા તેટલી ખામી છે એમ સમજતો, સમજીને વળી તે ન્યૂનતા રહિત જનોને પ્રસગમા રાખવાની ઇચ્છા કરતો પિતા ક્યા? અને વિદ્વાન્ નહિ પણ તે ન્યૂનતાથી પણ અજ્ઞ, એ અજ્ઞતામાજ શ્રેષ્ઠત્વ માનતો, વિદ્વાન્‌નો સદા સગી છતા તેના તે ગુણમાટેજ તેને અવગણતો, મૂર્ખ પતિત પુત્ર ક્યા? "દિવા પછનાડે અધારૂ" એ કહેનતનો યથાર્થ અનુભવ બુદ્ધિધન અને પ્રમાદધનમા મળે છે

સાસુ અને વહુની સરખામણી વળી જુદોજ આનદ આપે છે સ્વચ્છ નિર્મલ અતઃકરણની ધાર્મિક સાસુ અને તેવીજ વધૂ આ તેમનો સામાન્ય ગુણ હોવા છતા ભિન્નતા પોતાનુ પ્રાકટ્ય તેમનામા જોરથી આણે છે સૌભાગ્યદેવીએ, દુર્ગુણ, દુરાચાર વિગેરે નિષ્ઠ ભાવો શુ છે? તે જાણ્યુજ

હતાં. પશુઓ નવીન ઘાસ ચરીને રૂષ્ટ પુષ્ટ બની ગયેલાં હતાં. લોકોનાં ઘરોનાં જાળીયાંમાંથી ધૂપ-દીપનો સુગંધ ચાલ્યો આવતો હતો. આ સમયમાં કશળીબા સવારના પહોરમાં નિત્યકર્મ પોહોચી પોતાના વાસમાં બેઠાં ઉંડો વિચાર કરતાં હતાં. “ અહો જગન્નિયંતાએ કેવી રચના કરી છે! માણસના અંતઃકરણ ઉપર જ્યાં વિચાર કરિયે ત્યાં મન બુદ્ધિ જેમ ઈશ્વરસ્વરૂપનો વિચાર કરતાં હારી જાય તેમ હારી જાય છે. જગતમાં જપ-તપાદિક ઘણાં ઘણાં સાધનો હશે પણ કોઇ પણ સાધન બીજાનું અંતઃકરણ ઓળખવાને કામ લાગતું નથી. આમ હોવાથી ઘણી ઘણી વાર જલમાં સ્થલ અને સ્થલમાં જલની ભ્રાંતિ જેમ દુર્યોધનને થઇ હતી તેમ માણસને હિતૈષીમાં અહિતૈષી અને અહિતૈષીમાં હિતૈષીની ભ્રાંતિ થઇ જાય છે. તે થયેલી ભ્રાંતિપણ ભ્રાંતિ છે કે ખરી વાત છે એનો નિશ્ચયપણ પ્રસગને અનુસરતો સર્વ માની લેછે. અહો, મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઇ ગયાં, સંસાર દુઃખરૂપ થઇ પડયો અને સારાં કુટુંબો વનમાં રખડી રઝળી મુવાં તે અંતઃકરણની પરીક્ષા નહિ થવાથી થતી ભ્રાંતિનેલીધેજ. અંતઃકરણની પરીક્ષામાં મોટા વિદ્વાન, ઝવેરીઓ અને કળાકૌશલ્ય જાણનારા પણ થાકી જાય છે. આ ઉપરથી એવી અદ્ભુત રચનાના કર્તાની કેવી અગાધ શક્તિ છે તે પ્રત્યક્ષ જણાઇ રહે છે. જેવી વાણી અને ક્રિયા કરવામાં આવે તે ઉપર અંતઃકરણની પરીક્ષા રહી છે, કેમકે એમ કેહેવાય છે કે બીજ હોય તેવું ઝાડ થાય, અથવા હૈયે હોય તેવું હોઠે આવે. પણ આ પરીક્ષા પણ અનુમાન પ્રમાણથી કરી શકાય તેવી છે. આવો પ્રસંગ છે છતાં સમજુએ ઉદાસ થઇને બેસવાનું નથી. નહિ ઓળખાતું અંતઃકરણ પણ ઘણો કાળ જતાં અને ઉપરના આચરણથી એનીમેળે ઓળખાઇ જવુંજ જોઇએ એમ માની વ્યવહારનાં કાર્યો પ્રસંગને અનુસરીને કર્યા કરવાં જોઇએ. આપણને એમ લાગે છે કે અંતઃકરણ ઉપરનાં વાણી- ક્રિયાથી ઓળખાય છે પણ તે વાણી-ક્રિયા દંભભરેલાં હોય તો ભૂલ થાય છે; પણ આંહી એમ માનવું કે સાચો અને ખોટો સીકો જોકે રંગ વિગેરેથી સરખો લાગે છે તો પણ તે પારેખની આગળ તેના ઘણા કાળના આભ્યાસનેલીધે આ ખોટો અને આ ખરો એમ જુદો પડી રહે છે તેમજ પરીચયમાં આવેલાં અને નહિ આવેલાં અંતઃકરણની પણ પરીક્ષક પરીક્ષા કરી શકે એમ માનવાને પણ ઘણાં કારણો મળી આવે છે. કેમ કે એમ ન હોય

તો જગતમા કોઇનુ કોઇ વિશ્વાસસ્થાન થાયજ નહિ અને વિશ્વાસ સ્થાન ન થવાથી જગતમા મહા અવ્યવસ્થા થઇ જાય કેમકે સઘળા કાર્યો અને સમયો વિશ્વાસથી થાય છે અને બનાય છે અત કરણ ઓળખવામા બહુ વિવેકબુદ્ધિ રાખવી જોઇએ તેને ઓળખવાના સાધન ઉત્પન્ન થતા તે સાધન ઉત્પન્ન થવાનુ કારણ અને પ્રસગ સુધાત સર્વ જાણવાની જરૂર પડે છે માટે તેનો અનુભવ લેતા લેતા સાધનો સારા જણાય તો અત કરણ સારૂ અને નરતા જણાય તો નરતુ ઠરાવતા પેહેલા એવો નિશ્ચયપણુ રાખવો કે ઘણા સાધનોથી પવિત્ર મનાયેના અત કરણને એક મ અપવિત્ર માની દેવુ નહિ અને અપવિત્ર મનાયેલાને પવિત્ર માની દેવુ નહિ એ ઉતાવળનુ કામ છે ચમત્કાર એવોપણ વખતે થાય છે કે એકજ સાધન કારણ પરત્વે અથવા ભ્રાતિનેલીધે સારૂ હોય તોપણ તે નઠારૂ લાગે છે માટે ઉપરનુ જે સાધન છે તેનીજ પેહેલા ખરી પરીક્ષા મુન સહિત કરતા શીખવુ જોઇએ પરિચયવાળા સમુદાયમા સુખસપનો લાવ અત કરણ ઓળખવાથીજ આવે છે જ્યા અત કરણની ઓળખાણ નહિ ત્યા સુખસતોષનો આશાજ શાની? અહો ઇશ્વર! આ ચમત્કારિક અત કરણો તુ સર્વના પવિત્રજ રાખજે કે જેથી દુ ખ શોકનો સમયજ કોઇને આવે નહિ "આમ વિવિધ તરગો ઉપરા ઉપર આવતા હતા ત્યા ચોમાસામા પવળેલી ચીઠી જે અભરાઇ ઉપર રાખવામા આવી હતી તે આ વખતે અભરાઇ સાફ કરનાર બાનડીએ આવી દેખાડીને પુછ્યુ બા સાહેબ! આ કાગળ કામનો છે? કમળીમાએ કહ્યુ જોઉ બાનડીએ ચીઠી હાથમા દેતા ભાગ્યા તુટા અક્ષરો વાચીને ઉડો નિશાસો નાખી કહ્યુ જા હમણા, એ કાગળ ભલે રહ્યો માગી પાસે બાનડી ગયા પછી વખતુબાનુ મન બધી વાત સ્મરણ આવતા બહુ ઉભગાઇ ગયુ અરે! જેણે પાળી પોષી મોટા કરી આ સારી સ્થિતિએ પોચાડ્યા તેનેમાટે આ કેવો આરોપ? આ કાગળ લખનારે એમ પણ ન જાણ્યુ કે જેની ઉપર આ પત્ર છે તેને હુ લખુ છુ તે સારૂ અને ખરૂ કેમ લાગશે? પણ તે શામાટે જાણે? કેમકે ભ્રાતિ ઉત્પન્ન કરાવીને સ્વાર્થ સાધવો એ તો તેનો સિદ્ધાત છે ગમે તેવા વિશ્વાસમા પણ જરા ભ્રાતિ થાય તો પછી તે વિશ્વાસને શિથિલ કરી નાખે છે તે વાત તેના જાણવામા હોવી જોઇએ તેથીજ આમ લખ્યુ છે એ મૂર્ખ તો હજી મનુબાનુ અ ર્શનજ માને છે પણ થોડા સમયમા શો ફેરફાર થશે તે તે શુ

આંખોનાં પાણી હું બ્રાહ્મણ હોવાથી પૂજ્યતરીકે ચરણપૂજન કરતાં હોય તેમ ડશે તે વખત કેવો અવર્ણનીય થશે. એમને વખત જવા દઇ તે દિવસથી આ. જસુધીની વાત પુછતાં હું સર્વ પ્રસંગો કહેવા માંડીશ ત્યારે દિવસ-રાત ખુટી જશે તો પણ તે વાતો પૂરી નહિ થાય. અને પ્રસગોના વિચારમાં ભોજનસમય અને શયનસમય પણ ચકી જવાશે. (અપૂર્ણ.)

---

## સ્વાર્થવિષે.

સ્વાર્થ એ શબ્દનું ઉચ્ચારણ કરતાં એનો જે અર્થ જગતમાં મનાયેલો છે તે લોકોના જાણવામાં તરત આવીજ જાય છે. એ શબ્દની વ્યાકરણની રીતે વ્યાખ્યા આપવા કરતાં અથવા તેનો ખરો અર્થ સમજાવવા કરતાં લોકો જેમ સમજે છે તેમ સમજવા દેવાથી આ ઠેકાણે લખવાની વાત સમજવાને ઠીક પડેછે. પ્રાણી તો મનુષ્ય પણ કેહેવાય અને બીજાં પશુ પક્ષી પણ કેહેવાય. એ સર્વે જંગમ જાતિનાં પ્રાણીઓ પોતપોતાના સ્વાર્થમાં તત્પર હોય છે. મનુષ્ય શિવાયનાં જે પ્રાણીઓ છે તે આ આપણો સ્વાર્થ છે એમ જાણ્યાવિના પ્રયત્ન કરે છે તેમાં તેનો સ્વાર્થ સધાય છે અને મનુષ્ય પ્રાણીઓ આ આપણો સ્વાર્થ છે એમ માની પ્રયત્ન કરે છે તે પણ સ્વાર્થ સાધે છે. કોઇપણ માણસ આ જગતમાં સ્વાર્થ વગરનું નથી મનુષ્યો સમજણ પ્રાપ્ત થયા પછીથી જીવે ત્યાંસુધીના કાલમાં અનેક કાર્યો કર્યા કરે છે તે ગમે તો જગતમાં સર્વને સારાં લાગે કે ગમે તો નરતાં લાગે પણ તેના કર્તાઓ તે કાર્યો પોતાના સ્વાર્થરૂપ હોવાથી બેધડક કર્યે જાય છે. કેટલુંક પરાણે અને કેટલુંક પોતાની મેળે પણ સઘળુ વર્તન સ્વાર્થમાંજ સમાઇ જાય છે. સુવું, બેસવું, ખાવું, પીવું, મિત્રો સાથે વાતો કરવી, એઆદિ જે કાંઇ મન-વચનાદિકની ક્રિયાઓ થાય તે સ્વાર્થ શબ્દના અંગથી જુદી પડી શકે તેમ છેજ નહિ. ચોરી, મારામારી, કૂડકપટ, છલભેદ, દુરાચાર અને ઉન્મત્તતા એ સર્વ સ્વાર્થના સપાટા છે. ત્યારે શું સદાચાર, સરલતા, સુજનતા, વિનય, વિવેક, દાન, દયા, વિગેરે સર્વ કાંઇ સ્વાર્થથી જુદાં છે ? ના, એ પણ સ્વાર્થનોજ પરિણામ છે. સંપ અને કુસંપ, રાગ અને દ્વેષ, પ્રિય અને અપ્રિય, તેમજ સારૂં અને નરતું સર્વ સ્વાર્થના ચક્રપર ચડેલા લોકો ગમે તેમ ઠોકી બેસારે છે. સ્વાર્થનું પરિણામ સર્વનું એક હોય

છે તેમ છતા તેના રૂપ અનેક પ્રકારના ભાસે છે તેનુ કારણ એ છે કે કર્મ યોગથી નોખા નોખા મનુષ્યોના નોખા નોખા સ્વભાવ હોવાનેલીધે નોખે નોખે સમયે નોખા નોખા કાર્ય કરે છે સ્વાર્થનુ બીજુ કાઇ સ્વરૂપ છેજ નહિ, માત્ર કરવામા આવતી ક્રિયા ઉપરથીજ તેને ઓળખાય છે સ્વાર્થની સીમા જો જોઇએ તો પોતાના પિંડ સુધીનીજ સર્વત્ર દેખાય છે એથી દૂર એની સીમા જઇ શકતી નથી બહુ દૂર જાય તો સ્ત્રી અને પુત્ર સુધી વખતે જાય તેથી દૂર તો જઇ શકતીજ નથી સ્ત્રી પુત્રાદિક સુધી પણ તેની સીમા પોચે છે તે પણ ક્યા ખરેખરી છે? કેમ કે પોતાના પિંડની સાથે તેઓ અનુકૂલ ન હોય તો તેપણ જુદા પડી જતા સીમા પોતા સુધીજ પાછી આવી જાય છે ખરૂ જો તપાસી જોઇએ તો અંતઃકરણના જ્ઞાનની ન્યૂનતાથીજ સ્વાર્થ એક મુઠી જેટલો દેખાય છે જો એમ ન હોય તો પાળી પોષીને મોટા કરેલા છોકરાઓ બીજો વચમાથી સ્ત્રીમિત્રાદિકનો આધાર મળતા જુના પરિચયવાળાને 'તે હવે મારા નથી' એમ માની બેસે છે એ સમજણ તે કયા પ્રકારની? 'હુ અને મારી સ્ત્રી, હુ એનો અને તે મારી, તે શિવાય જગતમા કોઇ આપણુ છેજ નહિ' એમ માનીને બીજા સગા સમ્બન્ધીઓનો વિચાર મેલી એક બીજા એક બીજામા લોટ પોટ થઇ રહે છે સઘળી ચિંતાનો એકને માથે ભાર હોત તો એકલો માણસ સઘળાનુ શી રીતે કરી શકત? માટે એકેકની ચિંતા એકેકને થાય એવી સકલના જગદીશ્વરે કરી દીધેલી જણાય છે તેથી જેના જે સ્ત્રીપુત્રાદિક હોય તેની તેણે પોતાના ગણી સભાળ રાખવી અને તેઓ પોતાની રાખે એ સ્વાભાવિક છે, પરતુ અતિમૂઢતા અને અતિઅજ્ઞાનતાથી બીજુ સગુ સમ્બન્ધી કોઇ છેજ નહિ એમ માની સર્વનુ અપમાન કરનારા જાણે પરમાર્થની વાત પોતેજ એક સમજી બેઠા હોય એમ જાણે છે, પણ એઓ કશુ સમજતા નથી અને એમ હોવાથી તેઓ મુઝવણને પ્રસગે છાનામાના ખુણે બેસીને રડવાનાજ અધિકારી રહે છે એઓનુ અંતઃકરણ અતિ સંકોચિત હોવાથી ઉદારતા તેમા સમાતી નથી સ્વાર્થનો ગભીર અર્થ તેઓને સોણે પણ આવતો નથી અર્થ તે શુ, તે કેમ સાધવો અને તેની સીમા કેટલે સુધી છે એમ જેઓ વિચારે છે તેઓ 'મારૂ કોઇ નથી' એમ જાણતાજ નથી પણ આવા વિચારના લોકો થોડા હોય છે આજ તો જ્યા જોઇએ ત્યા હુ ભણીને કમાઉ અને મારા બાળબચ્ચાની રક્ષા કરૂ એટલુજ સમજવામા આવ્યુ છે મૂર્ખ હોય તે પણ ચોરી લુટીને પણ હુ

પેટ ભરીને મારાં બાલબચ્ચાંને પણ પોષણ કરૂં એટલી સમજણ હોય છે. આ કેવી અદ્ભુત ઈંદ્રિજાળ કે સહુ પોતપોતાનુંજ કરી બેસી કુશળતા માને છે; અને પોતે લીધેલો માર્ગ સારો છે કે વિપરીત છે તેનો વિચારજ કરવામાં આવતો નથી. કોણ જાણે કેવી ઇશ્વરની માયા છે કે સર્વ પાપપુણ્યવાળા અને સદાચાર દુરાચારવાળા લોકો જે કાંઇ આચરણ કરે છે તે સર્વ પોતપોતાના મનમાં યોગ્ય માની બેસે છે અને તેથી અક્કલ અધારે વેચાણાનું કેહેવત બહુ બંધબેસતું આવી જાય છે. તેમાં પણ કાંઇક ભાષાજ્ઞાનને પ્રાપ્ત થઇ જુના વિચારના લોકોથી અવળી રીતે આગળ પડવાનું શીખેલો તો જાણે પોતે જે જાણે કરે છે તેજ સર્વમાન્ય હોય એમ સમજે છે અને એ એમ માનીલીધેલા સંતોષને લેવા જતાં બીજા ઘણાઓના અસંતોષનું પાત્ર થઇ પડે છે. સ્વાર્થનું રૂપ કોઇના જોવામાં નથી આવતું પણ તેને વાસ્તે કોઇએ જંગલમાં જઇ પોતાના અમૂલ્ય શરીરનો નાશ કર્યો છે. કોઇએ શસ્ત્રના પ્રહાર સામે પગલે સહન કરી પોતાના પ્રાણ ખોઇ પોતાનાં શરીરને ગીધ પક્ષીઓપાસે ઢોલાવ્યાં છે. કોઇ વસ્તીનો સંગ છોડી એકાંતવાસને સેવે છે. કોઇ જનસમુદાયમાં વસી તેને અનુકૂલ વર્તે છે. કોઇ મોટા મોટા પરદેશોમાં વિદ્યા અને ધન મેળવવા કાજે આયુષ્યનો અરધો ભાગ કાઢી નાંખી હસ્તે મોઢે કે રોતે મોઢે ઘેર આવે છે કોઇ માર્ગનાં વિકટ વિઘ્નોથી દરિયામાં કે વિકટ વનોમાં અચાનક મરણ પામી કાગડા કુતરાના ભોગ થયા છે. કોઇએ પોતાનાં સ્ત્રીપુત્રો કે જેને શરીરની પેઠે પોતાનાં ગણેલાં તેનો પણ ઘણા કાળ સુધી વિયોગ સહન કર્યો છે. કોઇ મરતાં સુધી ન છોડાય એવાં ઘરબાર અને ધનસંપત્તિને છોડી દઇને ભૂંડે હાલે ભટક્યા કરે છે. કોઇ ઉચ્ચ વર્ગના છતાં નીચ અને મૂઢ લોકોની સેવામાં યત્ન કરે છે. કોઇ અક્કલ વગરના મૂર્ખ ધનિકને કે ભણેલા અવિચારીને પ્રસન્ન રાખવા મીઠું મીઠું બોલે છે. કોઇ પોતાને પોતાથી બલવાન તરફથી થયેલા અપરાધો કે સ્ત્રીધનાદિકનું હરણ થયું હોય તો તે સહન કરે છે. કોઇ સમર્થ છતાં પણ બીજાઓના અપરાધોને સહન કરે છે. કોઇ સ્ત્રીઓનો વેશ પેહેરી નટડા થઇ નાટકશાળામાં નાચે છે. કોઇ કથા વાંચે છે, કોઇ વેપાર કરે છે, કોઇ વૈદું કરે છે, કોઇ ખેડ કરે છે, કોઇ ટાઢ તડકો સહન કરી તપ કરે છે, કોઇ વાત વરસાદ સહન કરી ધણીની નોકરી બજાવે છે, કોઇ પુત્રોના રમકડાં જેવા થઇ રહે છે, કોઇ મિત્રોના માનીતા થઇ તેઓમાં મૂંઝાઇ રહે છે, કોઇ શિષ્ય બને છે, કોઇ આચાર્ય બને છે કોઇ ગૃહસ્થ બને છે, કોઇ સન્યાસી

બને છે, જેમકે કોઇ દુષ્ટ બને છે અને કોઇ સારા બને છે, એ સર્વ શાને માટે અને શાથી? એ સર્વ જાણે અજાણે પણ સ્વાર્થથી અને સ્વાર્થનેમાટેજ બુદ્ધિની બક્ષીસ અને શરીરસંપત્તિ તો સર્વને ઘણું કરી સરખી હોય છે પરંતુ તેના વર્તનમાં કોણ જાણે કેમેય ફેર પડી જાય છે આખા જગતના લોકોનું વર્તન જ્યાં જોઇએ છિયે ત્યાં સ્વાર્થની સત્તનાવીજ ચાલતું જોવામાં આવે છે કોઇપણ વ્યવહાર એવો નહિ હોય કે જે સ્વાર્થ વગરનો હોય

આવા બહુરૂપી સ્વાર્થ શબ્દને માટે મોટો વિદ્વાનવર્ગ તેના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ ભેદ કલ્પે છે અને તે પ્રમાણે વર્તતા લોકોને તેના તેવા સ્વાર્થવાળા માનવામાં આવે છે ધન, માલ, સ્ત્રી, પુત્ર ઘરબાર અને બીજા કશાની દરકાર નહિ રાખીને બીજાઓને સુખ કરવામાં દેશનો ઉદય કરવામાં, અને અન્યના દુઃખ કાપવામાં તન મન ધન વાપરે અથવા બીજા કઠણ કાર્યો કરી લોકમાં અનાયાસે કીર્તિ વધારે તેવી મન વાણી અને શરીરની ચેષ્ટા થાય તે ઉત્તમ સ્વાર્થ કહેવાય સત્વગુણપ્રાધાન્ય હોય તેવા માણસમાં આ ઉત્તમ સ્વાર્થ નિવાસ કરે છે પોતાના ધન માન વિગેરેના યોગક્ષેમમાટે બીજાઓનો તન મન ધનથી આદર રાખવો તથા પોતાનું કરાવવામાટે પહેલાથી કોકનું કામ કરવું, અથવા કોઇ પોતાનું કરતું હોય માટે પોતે કોકનું કરવું વિગેરે મન લોકનો વ્યવહાર લેવું દેવું, વેપાર રોજગાર, જમવું જમાડવું, તેડવું તેડાવવું વિગેરે પોતાને કોઇપણ નુકશાન નહિ થવા દઇને કરવામાં આવે તે મધ્યમ સ્વાર્થ કહેવાય છે એ મધ્યમ સ્વાર્થ રજોગુણપ્રાધાન્યવાળા માણસમાં નિવાસ કરે છે લુચ્ચાઇ, દોગાઇ, ચાડી, ચોરી વિગેરે નઠારા કાર્યોથી અને વાણી ક્રિયાથી બીજાને સંતાપ ઉપજવી, બીજાઓનું ભુંડુ થતું હોય તોપણ તેવી દરકાર નહિ કરી અપકીર્તિ થાય તેવા આચરણ કરીને પોતાનું પેટ ભરવું અને પોતાનું મન રાજી રાખવું, તેમજ પોતાના મનાયા હોય તો સ્ત્રીબાળકનું પણ તેજ રીતે ભરણ કરવું એવા મન વાણી અને ક્રિયાની હિંસામાં મચેલા લોકો જે આચરણ કરે તે અધમ સ્વાર્થ કહેવાય તમોગુણપ્રાધાન્ય માણસમાં આ અધમ સ્વાર્થ નિવાસ કરે છે જેઓ બીજું તો શું પણ સર્વ સુખના સાધનરૂપ ઘરબાર સ્ત્રી ધન કે પોતાના શરીર સુધાની પણ દરકાર ન રાખી પરોપકારાર્થ કાર્ય કરી કીર્તિ સંપાદન કરનાર હોય છે તેઓ મનુષ્ય છતા દેવની બરાબર ગણવા યોગ્ય છે (અપૂર્ણ)

---

## ગ્રંથાવલોકન.

### સરસ્વતીચંદ્ર.

( સંબંધ પાને ૨૩૨ થી. )

પ્રકરણ ૧૮, સ્વદેશી રાજ્યોમાં નવાસવા પ્રવેશ કર્તા અને ન્યાયથ-ચાલવા વિચાર રાખતા વિદ્યાર્થિઓને, એક ઉત્કૃષ્ટ અધ્યયન પાઠ છે. કેવલ શાળાની કેળવણી લઇને પોતાને કૃતકૃત્ય માનતા જ્ઞાનલવદુર્વિદગ્ધ વિદ્વાનોએ આ પ્રકરણ વાંચતાં ઉંડા ઉતરી નવીનચંદ્રની આ સમયની સ્થિતિનો અનુભવ કરવો. પ્રજાપાલન એ સર્વ રાજ્યપદ્ધતિનો મુળ ઉદ્દેશ હોવો જોઇએ, એ વિચાર સુવર્ણપૂરની નવીન રાજ્યપદ્ધતિમાં કેટલે અંશે સિદ્ધ છે, એ બહુ વિચારવા જેવું છે. નવીનચંદ્ર જેવો એમ્. એ; એલ. એલ. બી; બેરીસ્ટર એટ લૉ; પણ આમાં મુંઝાઇ જાય તો આપણે આશ્ચર્ય પામવા જેવુ નથી. મોટાં મોટાં રાજતંત્ર ચલાવનારા વીરપુરૂષો શાળાની કેળવણીથીજ આવા પરાક્રમી થયા, એમ માનવું અયોગ્ય ગણાય. કેટલા-એક દેશોમાં કાળા અક્ષરને કૂટી મારનારા જનોએ પણ રાજતંત્રના ભાર માથે ઉપાડયા છે. તેઓ લક્ષણ સિદ્ધાંતાદિને સમજ્યા ન હતા; પરંતુ તેમનો ઉદ્દેશ સત્ય હોવાથી, તે ઉદ્દેશની સત્યતાજ તેમને યોગ્ય માર્ગે ખેંચી જતી હતી. રાજતંત્રનું શાળામાં અધ્યયન કર્તા વિદ્વાનો, ન્યાયાદિક શાસ્ત્રથી તે ઉદ્દેશિત પદાર્થોનાં લક્ષણો, અને પ્રમાણાદિકથી તેમાંથી નિકળતાં બીજાં સિદ્ધાંતો, સિદ્ધ કરવા જતાં, મુળ ઉદ્દેશનેજ ભુલી જાય છે, અને તેમ થયા પછી પાછલનાં સિદ્ધાંતોને ભ્રમથી ઉદ્દેશ સમજી, તે આધારે ચાલતાં અનર્થરૂપ પરિણામ લાવી મુકે છે.

અન્યના અનુભવને સાંભળી મેળવેલાં જ્ઞાન કરતાં સ્વાનુભૂત વિષયનું જ્ઞાન પ્રબળ અને સદા સતેજ રહે છે. અન્યના અનુભવ સાથે સ્વાનુભવનું મિશ્રણ થાય, તો વિશેષ લાભ છે, એ વાત તો નિઃસંશય છે. ' અલૌકીક શક્તિ ધરનાર ' એવું ઉપનામ ધરનાર મહાત્માઓમાં, સાંસારિક વિષયોનું રટણ કરતાં, આ અનુભવદ્વયના પરિણામ શિવાય અન્ય કાંઇ દેખાતું નથી. ગ્રન્થકર્તાએ આ સ્થાનકે વિદ્યાવિલાસે-અન્ય–અનુભવ–શિક્ષિત તથા સ્વાનુભવ–શિક્ષિત, એ બે પુરૂષોનું યથા-

સ્થિત ચિત્ર આપી, એક બીજાની અન્ય પરત્વે ન્યૂનતા અને આધિક્ય દર્શાવવામા સફલ પ્રયત્ન કર્યો છે

કુમુદસુંદરી એક કુલીન કુટુમ્બની પુત્રી, વિવેકી, નમ્ર, સહનશીલ અને વિદ્વાન્ પ્રૌઢ યુવતી છે એની વિદ્વત્તા અગાધ કલ્પાઇ છે અગ્રેજી ભાષા જ્ઞાનજ નહીં, પરતુ તે સાથે અત્યુત્તમ અને ગૂઢ કાવ્યોને સમજનારી, સમજીને તેમા વર્ણવેલા વિષયોનુ મનન કરી અનનુભવે અનુભવ કરનારી સ્ત્રી, તેમજ ગીર્વાણ જ્ઞાનમા કાવ્યનાટકાદિકનોજ નહીં, પરતુ ન્યાય, વેદાંત, મિમાંસાના ગ્રન્થોનો અભ્યાસ કરી, તેમા ઉંડી ઉતરી, તેના મર્મ સમજનારી પડિતા તથાપિ વિચારવતી, શીલવતી, સદ્ગુણવતી એવી એક કુલવધૂનુ ચિત્ર પાડવાનો પ્રયત્ન થયો છે તે પ્રયત્ન કેટલે અશે સિદ્ધ થયો છે તે જોવાનુ છે કથારભમા કુમુદસુંદરી વાચકના મનમા બહુ ઉચ્ચ ભાવ ઉત્પન્ન કરે છે અને જો તે સ્ત્રી ઉપર ચિતકજન ચિતવન કરે તો કુમારી અવસ્થામાથી યુવાવસ્થામા આવતી કુમુદમા, તે, કાઇ અમાનુષ શીલ, સદ્ગુણ અને મહત્ત્વ જોવાની આશા રાખે ગમે તેવી ઉચ્ચસ્થિતિમા ગએલો પણ મનુષ્ય અનાયાસે એક સમયે નીચ વર્તન કરે, તે કેટલાકોને સ્વાભાવિક લાગતુ હશે, અને લાગેજ તેમા આશ્ચર્ય નથી પરતુ એવા પ્રસગમા એવી ઉચ્ચ સ્થિતિને પહોચનાર મન અથવા બુદ્ધિને દોષિત ઠરાવવા, તે કરતા તે સમયના એકીભૂત પ્રસગોને દોષિત ગણવા એ સારો પક્ષ છે આ સ્થાનમા પણ આપણે કુમુદસુંદરીના ચિત્તભ્રમમા પ્રસગને દોષ દઇ શકિયે પરતુ વિમાર્ગે લઇ જનાર પ્રસગો પણ, જેની ઉપર પોતાને અમર કરવી છે, તે મન અથવા બુદ્ધિને તુલ્ય અથવા અધિક પ્રબલ હોવા જોઇએ ઘૃતને દ્રવીભૂત કરવા એક સામાન્ય દીપની ઉષ્ણતા પણ પરિપૂર્ણ છે, પરતુ લોહને જરા લેશમાત્ર પણ ગાળવાને એક મોટી ભઠ્ઠીની જરૂર છે કુમુદસુંદરીનુ અતિ કઠિન મન —વિશેષે શાસ્ત્રાદિકના અધ્યયને થએલ વજ્રમય મન—તેને ચલાવવાને પ્રસગ પણ તેવો મહત્ત્વવાન જોઇએ કેવળ સરસ્વતીચદ્ર અતિથિરૂપે ઘેર આવ્યો, પતિના દુર્ગુણનો એકાદ પ્રસગ નજરે પડયો, સખી વર્ગમાની એકાદની નીચ વૃત્તિ જાણી એક પતિવ્રતા સખીના સુખનુ ચિતવન થયુ, આવા આવા તુચ્છ પ્રસગોથી કુમુદસુંદરીનુ મહા સમર્થ મન ચલિત થાય, એ ખરેખર અયોગ્ય ને અસભવિત કહેવાય

---

૧ સામાન્ય રીતે ગ્રથારભમા કુમુદસુંદરી ગમતી ન હતી એમ તેના વર્ણન ઉપરથી સૂચવાઇ જાય છે

સામાન્યજનને એ સંભવિત લાગે,પરંતુ કુમુદસુંદરીના મનમાં ઉંડા પેશેલ, તેના મનને જાણનાર, તે મનની વૃત્તિઓનું અવલોકન કરનાર, વિશેષ શુ! તે મનને ઘડનારને તો તેમ નજ લાગવું જોઇએ. કેટલો વિરોધ! અધઃપાત સમયે પણ કુમુદની વિચાર શ્રેણી તેનું મહત્વ દેખાડે છે. એક નાના દીપવાળા ખંડમાં અંધારામાં પણ તેની વિદ્યા પ્રકાશ પામી રહે છે. પ્રતિકુળ પ્રસંગો ઉત્પન્ન થયા હોય તો,તેનો નાશ કરવાને યોગ્ય પ્રસગે પતિવ્રતા **વનલીલા**ની પતિ સેવા, તે સમયે કુમુદના ખંડમાં સદ્ગુણરસ છાઇ દે છે. અપવિત્ર–પણ પવિત્ર મને અપવિત્ર ન લેખેલા–પતિ પ્રમાદધનની છબી આ ચલિત થતી કુમુદની દૃષ્ટિ આગળ પડેલી છે. આટલા આટલા દુર્ગુણના પ્રતિકુળ અને સદ્ગુણના અનુકુળ પ્રસગો છતાં. કેવળ એકાંત અને પૂર્વસ્થિતિનો સ્નેહ, નિર્મળ સ્નેહ, પવિત્ર સ્નેહ, અકલકિત સ્નેહ, શું કુમુદને દુષ્ટ માર્ગે લઇ જાય? નહિ, નહિ. કદિ નહિ.

અમારા વિચાર પ્રમાણે તાણી તોડીને ઘટાવેલ આ પ્રસગમાંથી પવિત્ર હૃદયને મુક્ત કરવા, બીજો પ્રસંગ બહુ સારી રીતે અણાયો છે. શુદ્ધમતિ,સદ્ગુણ અને શીલને ધરનારી કુમુદની માતાનું સ્મરણ તેને તે માર્ગથી પાછી વાળે છે. પાછો પ્રેમ, નિષ્કલક–કલકિત થવા જતાં અટકી નિષ્કલંક રહેતો, નિર્મળ–મલિન થવા જતાં અટકી નિર્મળજ રહેતો; શુદ્ધ–અશુદ્ધ થવા જતાં ઠોકર ખાઇ શુદ્ધજ રહેતો, નિઃશ્વાર્થ–સ્વાર્થી થવા જતાં પાછો પડી નિઃશ્વાર્થજ રહેતો; પુનઃ પૂર્વ રૂપેજ પ્રાદુર્ભૂત થાય છે. કલાક અથવા અર્ધા કલાકનું સ્વપ્ન, અયોગ્ય પણ કર્તાએ યોગ્ય રૂપેજ ઘટાવેલી નિર્મળ મન પરની મલિનતા, એક ક્ષણમાં નાશ પામે છે.

ગમે તે રીતે, શુદ્ધિથી અથવા અશુદ્ધિથી,તે સ્રીપુરૂષનો ભેટો તો કરાવવોજ; વિચારવચ્ચે આવતી આચરણ-જવનિકાનું ચ્છેદન થવુજ જોઇએ, એમ કર્તાનો વિચાર જણાય છે. અને શુદ્ધિથી થયું એ વિશેષ સારૂં થયું. હવે સદ્ગુણનો અભેદ્ય દુર્ગ પોતાની આસપાસ બાંધી, દૃઢતાને સાથે રાખી, મલિનતાનો નાશ કરી,એક સ્રી નિર્વિકાર મનથી,પોતાના પતિ નહિ એવા પુરૂષના ખંડમાં, નિઃશંકપણે ચાલી જાય છે. સાથે એક ઉપદેશાત્મક પત્ર લેતી જાય છે. કુમુદસુંદરીનો પત્ર પણ તેની વિદ્વતાને પૂર્ણરૂપમાં પ્રકાશે છે.

"અવનિપરથી નભચઢ્યુ નારિ પડે જ પાછુ ત્યા ને ત્યા
ટૂકુ કર્મ ટૂકુ રહેવાને સરજેલુ આ ધરતીમા ૧
* * * * *

પણ ઉચા નભના સચારી પક્ષિરાજ, તુ આવ્યો આ,
વરતીપર ત્યાથી ઉડચ પાછો, પક્ષ હીનનો દેશ જ આ ૨
* * * * *

સુવર્ણ પક્ષની જગે ભભક ભળી, તે સમય તુજ કીર્તને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજી શુ—ઉરમર્મથી અનુમોદીને ૩
નહીં ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાન ગતિ જોઇ,
ગચવુ એટલુ રહ્યુ ભાગ્ય તે ગણ્યુ! નિકર રહોતુ રોઇ" ૪

આટલા નાના પત્રમા પણ કુમુદસુદરીએ પોતાના સ્નેહીની ગક્તિનુ ઘણુ સરસ ચિત્ર આપ્યુ છે વિશેષ આશ્ચર્યકારક એ છે કે,જે વિચાર નવીન ચદ્ર અથવા સરસ્વતીચદ્ર પોતે એક થોડા સમય આગાઉ, કેટલાક પ્રસગોનો અનુભવ કરી પોતાના મનમા સિદ્ધ કરવા જતો હતો, તેજ વિચારને અનુમોદક મત તેના પ્રમાણ પ્રસગોનો અનુભવ કર્યા વિના કુમુદસુદરી ઉચ્ચારે છે જેમ આ પત્ર કુમુદની શક્તિ બતાવે છે, તેમ તેજ સમયે સરસ્વતીચદ્રથી લખાએલો પત્ર સરસ્વતીચદ્રના મનના તરગ બતાવે છે સરસ્વતીચદ્રે આ સ્થાન પોતાને યોગ્ય નથી એમ નક્કિ કર્યુ હતુ, પણ કુમુદ પોતાને યોગ્ય છે એમ એને લાગતુ નહોતુ તેમ, તેને, પોતે જેને પ્રિય ગણેલી તેવાને તેની શક્તિની પરિક્ષા કરવામા અસમર્થ જનમડળમા પડેલી જોઇ, ખેદ થતો હતો તેના વિચારથી પણ કુમુદસુદરી

" ઉચા નભનો સચારી પક્ષિરાજ * * "

હતો ભિન્નતા માત્ર એટલીજ હતી કે તે તેને

" * * તુ આવ્યો આ "

વરતીપર, ત્યાથી ઉડચ પાછો

" * * * એમ કહી શકતો ન હતો તેને તો"

"પ્રિયની વિમાન ગતિ જોઇ ગચવુ એટલુ * * ભાગ્ય "

નહતુ એને તો સ ા કુમુદની સ્થિતિ જોઇ,પતિવ્રતા કુમુદ પોતાની સ્થિતિમા ગમે તેટલી આનદમગ્ન રહે તો પણ રોઇ રહેવાનુજ હતુ અને તેનો લખેલ પત્ર તે પણ રુદનજ છે કુમુદ બેયમા વિશેષ ભાગ્યશાળી છે કે, તે

**નવીનચંદ્ર**ને કાંઇપણ ઉપદેશાત્મક વચનો કહી, તેની આગલી સ્થિતિ તેને સંભારી આપી, તેને કોઇ પણ માર્ગ દેખાડી આપે છે. **સરસ્વતીચંદ્ર** તે પણ કરી શકતો નથી. **કુમુદ** તેના કરતાં કાંઇ જુદાજ પ્રકારની સ્થિતિમાં છે. વિશેષમાં બહુ ઉંડા ઉતરી જોઇએ તો કુમુદની હાલની સ્થિતિની પરીક્ષા કરવામાં **સરસ્વતીચંદ્ર** કાંઇક ઠગાયો હોય તેમ તેના પત્ર ઉપરથી જણાય છે **કુમુદ**, તેના વિચારથી, પોતાની સ્થિતિમાં અસતુષ્ટ છે. કુમુદ પોતે, પોતાને ઇશ્વરનિર્મિત સ્થિતિમાં સતુષ્ટ માનવાનો પ્રયત્ન કરે છે. આ સ્થિતિમાં કયો માર્ગ લેવો તે વિચાર કરતાં, **સરસ્વતીચદ્ર** પોતે ધારેલો માર્ગ કુમુદને પણ અભિનદનીય જણાશે એમ ધારવામાં ઠગાય છે. પોતાને દુઃખી ન માનવાને પ્રયત્ન કરતી પણ દુઃખી, ઉદાર વૃત્તિવાળી **કુમુદ** **સરસ્વતીચદ્ર**ને દુઃખી કરવા ઇચ્છતી નથી. તે ધર્મભ્રષ્ટ થાય એવું જોવા ચહાતી નથી. તે પોતાના કર્તવ્યનો ત્યાગ કરે એ કુમુદને ગમતુ નથી. ગમે તેવાં પણ ગુરૂજનની શુશ્રૂષા કરવીજ જોઇએ, એવો મર્મ કુમુદનો જણાય છે. વિદ્વત્તાને અધારામાં રાખી તેનો ઉપયોગ કેવળ અરણ્યરૂદનમાં કરવો એ એના મનથી મહા પાપ છે. એતો એમજ ધારે છે જેઃ—

**नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा**
**मूर्ध्नि स्थितिर्न चरणैरवताडितानि ॥**

આ સર્વ વિષયમાં **સરસ્વતિચંદ્ર** તેનાથી જુદોજ પડે છે. **ચંદ્ર**ને કુમુદ વગરનું જગ શૂન્ય ભાસે છે. વનવાસ, સન્યાસ, પ્રચ્છન્નસ્થિતિ એ એના મનથી વિશેષ સુખદાયક જણાય છે. ગુરૂજનની શુશ્રૂષા ત્યાગ કરવામાં, તે ગુરૂજનને પોતે સુખી કર્યાં એમ ધારે છે. જગતને પ્રકાશ કરવાની તેની ઇચ્છા છે, પરંતુ **કુમુદ** વગરના જગતને પોતાના કિરણોથી ઉજવલિત કરવાની તેની ઇચ્છા નથી. બહુ બહુ વિચાર કરી આ નિર્મળ પ્રેમમાં લીન થએલા, મહાસમર્થ વિદ્વાને તાત્પર્ય એજ કહાડયું કે —

"જહાંગિરી—**ફકીરી** એ ! લલાટે છે લખાવીમ્હે ".

સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા કરે પણ સંન્યાસ ગ્રહણ થતો નથી; કારણ જગતના સન્યાસની સાથે કુમુદનો સન્યાસ કરી શકતો નથી. માટેઃ—

"હવે સ્વચ્છંદચારી હું ! યદૃચ્છાવેશધારી હું !
પતગો ઉડતી જેવી—હવે મારી ગતિ તેવી ! "

એમજ ધારી, એમજ નિશ્ચય થાય છે. **સરસ્વતીચંદ્ર**નો પત્ર વાંચ્યા પછીની કુમુદની સ્થિતિ સ્વાભાવિક છે.

# मणिरत्नमाला

(सबंध पान गया वर्षने २६४ थी)

अपरोक्षानुभूतिमां श्रीशंकर भगवान् कहे छे के—

ब्रह्मादिस्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्टायां वैराग्यं तद्धि निर्मलम् ॥

ब्रह्मलोकथी मांडीने खडना तुखडा सुधी जे विषयो होय तेनेविषे जेवो कागडानी विष्टामां वैराग्य थाय तेवो थाय तेनुं नाम निर्मळ वैराग्य केहेवाय

आवो निर्मळ वैराग्य थाय तेने कोईपण विषयमां आसक्ति थती नथी अने जगतमां देखाता अनेक विषयो तेने बाध पण करता नथी, केम के सघळा पदार्थो उपर तेने समान रीते निस्पृहपणुं थयुं होय छे निरंतर तत्त्व शोधवामांज तेनी वृत्ति रहे छे ब्रह्मलोक सुधीना वैभवोने ते तुच्छ गणे छे तो पछी संसारना विषयनी तो वातज शी करवी ?

शिवगीता अध्याय तेरमामां लख्युं छे के—

विरज्य सर्वभूतेभ्य आविरंचिपदादपि ।
घृणां वितत्य सर्वत्र पुत्रमित्रादिकेष्वपि ॥

ब्रह्माना लोकथी मांडीने सर्व भूतप्राणीमात्रथी विराग पामी अने पुत्रमित्रादिकमां विराग पामीने सर्वत्र दयानो विस्तार करी ( रेहेवुं )

आम सर्व लोक, पदार्थ अने संबंधमां पण आसक्ति वगरना थईने मात्र सर्व प्राणी उपर दयाभाव राखी निर्मळ वैरागी उदासीन थई फरे छे संसारसंबंधी कोईपण आधि उपाधि नहि पडता, संसार उपर अने तेमांना भोग्य विषयो उपर एनीमेळे राग उडी जई तेने ग्रहण करवानी इच्छाज रेहेती नथी अने सर्व अनुपयोगीज अथवा दुःखरूप के उपाधिरूपज लागे छे आवा निर्मल वैरागविना परम पदनी प्राप्ति थती नथी कोई माणस अमदावादथी सुरत जवासारु नीकळे तेने सुरतनी वात कोई करे तो तेथी सुरत न आवे ने मार्गमां गाम आवे तेमां रहे तो पण सुरत न आवे जे जे गाम मार्गमां आवे ते मूकी दई चाल्यो जाय तो ते सुरत आवे तेमज आ वैराग्यमां पण वचमां अटकी जाय तो परम पदनी प्राप्ति न थाय, पण निर्मळ वैराग्य सुधी पोचे तो परम पदनी प्राप्ति थाय स्त्री आदिना के बीजा क्लेशथी जेने मंद वैराग्य थयो होय तेने कदरुं सुख मळे

छे एटले तेनो वैराग टळी जई जेम कोय काशीए जवा नीकळे ने वे कोस जई अटकी जाय तेम अटकी जाय छे; साधारण वैरागी पण इंद्रादिकनां सुख सांभळवाथी आ संसार उपर अभाव आवतां वैराग्य पाम्यो होय ते पण जेम कोई काशीए जवा नीकळीने पांच कोस जई अटके तेम तेटलेज अटकी जाय छे; उन्मुनी वैरागी मंद अने साधारण वैरागी करतां आगळ जाय छे. अने तेमने विनाकारणे संसारमांथी मन पाछु वळी वैराग्य थयो होयछे तेथी ते आ लोकमां आवतो नथी.

तीव्र वैरागी मंद साधारण अने उन्मुनी करतां आगळ वधीने वैकुंठ लोक, सत्य लोक अने कैलास सुधीमां अटके छे, केमके तेमने द्वैतभाव सहित वैराग थयो होयछे एटले जे देव उपर निष्ठा होय ते देवना लोकमां जाय छे, निर्मळ वैरागी मंद, साधारण, उन्मुनी अने तीव्र वैरागीथी आगळ वधीने सत्यलोक वैकुंठलोक कैलासने मेलीने जाय छे ते एवे ठेकाणे जाय छे के ज्यांथी ते कोई दिवस पाछो आवतो नथी. माटे एवी रीते जे पांचेय वैराग्य साधीने परम पदने पोचवानुं पात्र थयो होय ते वैरागी केहेवाय. ए पद एवु छे के जेमां गया पछी जगतमां जन्म लेवो पडतो नथी. श्रीभगवान् पण कहे छे के—

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्त्तते तद्धाम परमं मम ॥

जे धामने सूर्य चंद्र के अग्नि देखाडी शकतो नथी अने ज्यां जईने पाछु पडातुं नथी ते मारूं परम धाम छे.

पांचेय वैराग्यने प्राप्त थई आवा धामने पामवाने जे पात्र थयो होय ते वीतरागी (सर्ववैरागी) केहेवाय.

जे नामरूपवाळु छे तेनो नाश छे अने जेने नामरूप नथी तेनो नाश तो शानेज होय ? आम जेने स्वरूपनो निश्चय थई गयो होय ते अपास्तमोह (मोह मटाडेलो) केहेवाय. खरूं होय तेने खोटुं जाणवु ते मोह अने खराने खरू जाणवु ते मोहनी निवृत्ति.

जेने वाणी पोचती नथी, जे श्वेतादि वर्ण रहित छे, जे शब्दादि विषय रहित छे जे सत्वादिक गुण रहित छे, जे कामादिक षड्वर्ग रहित छे; जे आकाश आदि पंचमहाभूत रहित छे, जे मन आदि अगियार इंद्रियो रहित

छे, जे स्थूल सूक्ष्मादि लिंग रहित छे, जे क्षर अक्षरथी[1] अळगो छे, जे अव्यक्त[2] थकी उत्तर छे, अने जे छत्रीश[3] तत्त्वथी अळगो छे छता जे जुदो जणातो नथी ते परमात्मा शिवतत्त्व केहेवाय

शिव, ब्रह्म, परमात्मा ए सर्व एज तत्त्वने सूचवनारा नाम छे ए तत्त्व कोईथी प्रकाशित नथी, पण सर्वने ते प्रकाश करनारू छे, चंद्रसूर्यादिने प्रकाश अने गति आपनार एज छे एनीज सत्ताथी जगत देखाय छे अने एमांज लय थाय छे ए सर्वमां रहेलु छता तेने कोई अडी शकतु नथी ते निर्विकार निरूप अने कोई पण तेने पराभव करी शकतु नथी परमात्मानु स्वरूप वर्णवता श्रीभगवाने अर्जुनने कह्यु छे के —

।अच्छेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव च।
नित्य सर्वगत स्थाणुरचलोय सनातन ॥

शस्त्रोथी छेदी न शकाय, अग्निथी बाळी न शकाय, पाणीथी सोडवी न शकाय, वायुथी सुकवी न शकाय एवो परमात्मा नित्य छे, सर्व व्यापक छे, स्थाणु छे, अचल छे, अने अनादि छे

आवा सर्वव्यापक सनातन परम कल्याणरूप आत्मस्वरूप तेज शिव तत्त्वमा प्रीति राखवी ते सत्यस्वरूप जाणी तेनी साथे लक्ष्यार्थथी आत्मानी एकता करी तेमांज वृत्ति जोडी देवी तेनु नाम निष्ठा केहेवाय जेने परमात्मतत्त्व साथे एकता थइ होय तेने भेद सर्व टळी जाय छे तथापि आवाहन पूजन विगेरे लोकसंग्रहमाटेज होय छे जेने परब्रह्ममा एकनिष्ठा थई तेनु सत्य स्वरूप समजायु होय अने सर्व प्रकारनो मोह जेनो टळी गयो होय तेज संत केहेवाय मोह मटी जवाथी सुखदु ख रागद्वेष हर्षशोक जेने नथी आवता एवो आत्मवेत्ता सत्पुरुष पोते कल्याणरूप थइने अन्यनी ससारसबधी आधि व्याधि उपाधिरूप रोगोने मटाडी तेने पण कल्याणरूप करे छे शास्त्रो आवा पुरुषनोज सग करवानु कहे छे

---

१ क्षर एटले मनना करेला पचास अक्षरो अने अक्षर एटले प्रणव (ॐकार) २ व्यक्त एटले चौद लोक अने अव्यक्त एटले ईश्वर ३ पाचभूत पाच तन्मात्रा, दश इद्रिय दश वायु चार अंत करण एक प्रकृति अने एक पुरुष एम छत्रीश थया अने साडत्रीशमा शिव एम पण कोई लखे छे एक मते सत्तावीस तत्त्व पण गणाय छे

नह्यंमयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।
ते पुनंत्युरुकालेन दर्शनादेव साधवः ॥

पाणीवाळां तीर्थो पवित्र नथी करतां तेम नथी, माटी अने शिलामय देवताओ पवित्र नथी करता एम नथी, तेओ घणे काळे पवित्र करे छे अने साधु पुरुषो तो दर्शनमात्रमां पवित्र करे छे.

आवी रीते सत्पुरुषनुं महात्म्य छे. कांइ वेश बदलो करवाथी, राख चोळवाथी, के टीलां टवकां करवाथी संत थवातुं नथी. सत थवुं एतो तरवारनी धारपर चालवा करतां पण कठण छे अने ते उपर कह्युं ते प्रमाणे सर्वमां विराग, मोहरहितपणुं अने आत्मरूपमां निष्ठा विगेरे महान प्रबल साधनोथी थवाय छे. एवी रीते जे संत थया होय तेज संत केहेवाय.

---

को वा ज्वरः प्राणभृतां हि चिंता
मूर्खोस्ति को यस्तु विवेकहीनः ।
कार्या मया का शिवविष्णुभक्तिः
किं जीवनं दोषविवर्जितं यत् ॥१०॥

अर्थ.

शिष्य—प्राणीमात्रने ज्वर शु केहेवाय?
गुरु—खरेखर चिंता छे तेज प्राणिमात्रनो ज्वर छे.
शिष्य—मूर्ख कोण केहेवाय?
गुरु.—जे विवेकहीन होय ते मूर्ख केहेवाय.
शिष्य—मारे शुं करवुं?
गुरु—तारे शिवनी अने विष्णुनी भक्ति करवी.
शिष्य—जीववू कयुं केहेवाय?
गुरु—जे दोष वगरनुं जीवाय ते जीववू केहेवाय.

टीका.

चिंता छे ते सर्व प्राणीमात्रने एटले मनुष्योने ज्वररूप छे. सुखनो नाश अने दुःखनी प्राप्ति ते ज्वर केहेवाय. अज्ञान एटले दुःख अने ज्ञान

एटले सुख एम समजवु जे कई चिंता अथवा दुःख थाय छे ते अज्ञान थीज थाय छे ज्ञानने आवरण थवाथी अज्ञान थाय छे अने अज्ञान थयु एटले सुख जाय, रूप जाय अने विद्या पण जाय कोईए कह्यु छे के —

चिंता चितासमाप्युक्ता चिंता च बिंदुनाधिका ।
चिता दहति निर्जीवं चिंता सा तु सजीवकं ॥

चिता अने चिंता बेय सरखा छे, मात्र चिंतामा एक मींडु वधारे छे ए मींडाना अधिकपणाथी एटलो बधो एमा फेर थई जाय छे के चिता तो मात्र जीव वगरनानेज बाळे छे पण चिंता तो जीवता माणसने पण बाळी नाखे छे

अष्टावक्रमा पण चिंताविषे लख्यु छे के —

चिंतया जायते दुःखं नान्यथेहेति निश्चयः ।
तया हीनः सुखी शांतः सर्वत्र गलितस्पृहः ॥

चिंतावडेज दुःख पेदा थाय छे, बीजा कशाथी अही दुःख नथी थतु ए निश्चय छे जेने चिंता नथी ते सुखी छे, शात छे अने तेने कोई वातना तृष्णा अथवा इच्छा रेहेती नथी

चिंता उपजे छे तेनी साथे अनेक दुःख साथे थाय छे चिंता मटया पछी पण ए दुःख तरत मटी जता नथी जेम कोईए उबाडियु (सळगतु लाकडु) शरीर उपर नाख्यु होय तो तरत बळतरा थाय छे ते उबाडीयु उपाडी लीधा पछी पण तरत शामी जती नथी पण केटलेक दिवसे ओसड वेसड करवाथी टळे छे तेम चिंता छे ते लागे छे के तरत बळतरा थाय छे ने मेली दीधा पछी पण पाछु चित्त वारवार त्या जाय छे एटले पीडा थया करे छे पण ज्यारे शास्त्रना बोधरूप ओसडनु सेवन थाय अने गुरूरूप ज्यारे वद मळ त्यारे ते पीडा टळे छे आवी रीते चिंता महा दुःख

---

1 भाषामा पण कोईए कह्यु छे के

चिंताए चातुर्य घटे, घटे रूप गुण ज्ञान,
लाज काज विद्या घटे, चिंता चिता समान

दायक छे. मारे केम द्रव्य नथी, मारे केम दारा नथी, मारे केम घर नथी, मारे केम गरास नथी, मारे केम पुत्र नथी, मारे केम मान नथी, मारे केम मोटाई नथी अने मारे केम काम नथी ? इत्यादि अनेक वलतरा करवी ने इच्छा करवी तेज चिंता केहेवाय. माटे तेवी दुःखद चिंताने तजी देवी जोईए. हायवोय करी अनेक प्रकारे इच्छा करवी ए मुर्खाईनुं काम छे, केमके तेम करवाथी कंईपण मळतुं नथी. मळवुं न मळवुं ते कोईना हाथमां नथी. मात्र ते ईश्वरना हाथमां छे एम विचारीने सदैव निश्चिंत रहेवुं.

जेनामां विवेक न होय ते मूर्ख केहेवाय. ए विवेकविषे आगळ विस्तारथी लखाई गयु छे ते अही स्मरणमां लाववाथी सत्य समजाशे. सारांश एज के साचुं खोटुं ओळखवुं एज विवेक छे ने ते न ओळखे ते मूर्खज छे.

शिवनी अने विष्णुनी भक्ति करवी ए कर्त्तव्य छे. कोईने एम शंका थाय के शिव ने विष्णुनी भक्ति करवानुं तो ठीक पण परमेश्वर शु बे छे? तो तेनुं समाधान एज छे के परमेश्वर कांई बे नथी. ते तो सदैव एकज छे. पछी इच्छामां आवेतो शिव कहो के इच्छामां आवे तो विष्णु कहो. श्रुतिमां, पुराणमां अने सर्वेना अनुभवमां ईश्वर एकज छे. जेओ ईश्वर एक नथी मानता ने नोखां नोखां नाम उपर मतभेद ताणीने मरे छे ते निंदा पामे छे ने छेवट तेनु कल्याण थतु नथी. शिवनी भक्ति करतो होय ने विष्णुने निंदे तो शिवनीज निंदा थाय छे, केमके ईश्वर एक छे अने विष्णुनी भक्ति करे ने शिवने निंदे तो विष्णुनी निंदा थाय छे, केमके ईश्वर एक छे. जे मूर्ख होय छे ते एवा खोटा वादमां ममत्व बांधीने गुचवाई मरे छे. समजु माणसे तेवो ईश्वरमां भेदभाव राखवो जोईए नहि. कोई एम शंका करे के तमे देवने एक कहोछो परंतु शिवरहस्यमां तो—

विभूतिर्यस्य नो भाले नांगे रुद्राक्षधारणं ।
नहि शंभुमयी वाणी तं त्यजेदंत्यजं यथा ॥

जेना कपाळमां विभूति न होय, जेणे अंगे रुद्राक्ष धारण न करी होय अने जेनी वाणीमां शंकरनु नाम न होय ते माणसने (ब्राह्मणने) नीचनी पेठे एटले चांडाळनी पेठे त्याग करवो.

आवी रीते लख्यु छे तेविषे शु समजवु? वळी विष्णुपुराणमा एम लख्यु छे के 'जे ब्राह्मण उर्द्धपुड्र (उभु टीलु) न करे ते अधम छे' वळी शिवरहस्यमां एम लख्यु छे के 'पोते तो विष्णुनु नाम लेव नहि ने साभळे पण नहि पण वीजो कोई जो ले तो तेनी जीभ कापी नांखे तेज खरो शिवभक्त केहेवाय' आम घणे ठेकाणे लख्यु छे साक्षात् शकर पार्वतीप्रसे एवा वचन कहेलां छ तेवीज रीते विष्णुना मतमा पण तेवाज विरुद्धताना वचनो आवे छे तेनु शु करवु? आनु समाधान ए छे के इश्वरना एक स्वरूपमां ए वात सभवतीज नथी अने ते नीचे दृष्टांतरूप वातथी समजाशे

कोईएक राजा हतो तेणे पोताना भाई साथे लडाई माडी सभा वेठी होय तेमां सारी पेठ वखाण करे अने मनगमता वचन वोले पण मनमां एम जाणे के मारे तेने मारवो छे गमे तो छेतरीन मारवो के झेर दईने मारवो आम रोज राजा तो मोढेथी तेना वखाण करतो हतो ते कोईए साभळीने राजाना भाईने कही दीधा तेथी ते मनमा वहुज हरखायो राजाए पोताना वखाण कर्या तेथी पोते हरखभर्यो राजापासे गयो ने राजाने भेठ आपी राजाए तो महाशुरवी छे, महाराष्ट्र छे, मने घणो वहालो छ, माटे तेने शीरपाव आपवो मारे पेहेरवानो अमुल्य वाघो छ ते कोईने न अपाय पण आ मारा वहाला भाइने आपो एम कही प्रधानने सीरपाव आपवा कह्यु राजानो भाई तो शिरपाव जाण्यो तेथी ते पेहेरीने प्रमन्न तो थयो पण भाइला दगानी खवर नहि हती तेथी घेर आवतांवेंत मरण थशे ते वार्तथी जाणतो न हतो

अहीं शिवने अने विष्णुने राजा ठेकाणे समजवा, द्रोही भक्त होय ते राजाना शूरवीर भाईने ठेकाणे समजवा अने प्रधानने ठेकाणे पार्वती समजवा शिवे ए द्रोही भक्त छे एम जाणी पार्वतीनी साथे छानी वात करी ते कोईना जाणवामां न आवी ने उपरथी खोटा खोटा वखाण करीन अने आम करे ते मारो भक्त एवी दगावाजी राखीने विष्णुनो द्रोही छे माटे भक्ति ताणी लेवी एम विचार कर्यो आवा उपरथी कहेला वचनने खरा मानीने प्राकृत जीव समज्याविना एमने एम लइ भागा, पण काई विवेकथी विचार कर्यो नहि एथी जेम राजाना भाइनो झेरी वाघाथी नाश थवानो सभव छे तेम आवी भक्तिथी पण नाश थवानो (नरकमा

पडवानो) संभव छे. द्रोही भक्तोनुं कल्याण थतुं नथी. देह छूटतां वेंत ते पापनु फळ तेने भोगववुं पडे छे. शिवरहस्यमां कह्युं छे ते देखीतु विरुद्ध लागतुं होय तो एम समजवुं के ते आगळ द्रोही भक्त थशे एम धारीने तेने शिक्षा थवा माटे आ वचन शंकरे कह्यां छे. जेओ मुर्ख छे ते एवी द्रोही भक्ति करे छे ने तेवां वाक्योथी प्रसन्न थाय छे. ते पोताना मूढ हृदयमां कशो विचार करता नथी. पेहेला राजाना भाईए एटलु न विचार्युं के मारे ने तेने कजीयो छे तेम छतां मारां वखाण केम करे छे ने मने शीरपाव शामाटे आपे छे? तेम द्रोही भक्तोपण एटलुं नथी विचारता के शिवने अने विष्णुने एवडो शो वांधो छे ने एक बीजाए परस्पर शुं भूडुं कर्युं छे, के ते शिव विष्णुनी निंदा करे. मात्र वगर विचारेज आंख्यो मिची दीधे जाय छे. शिव विष्णुनी भक्ति करनाराओए सदाय समजवु जोईए के, त्रिगुणात्मक स्वरूप तो एकज छे. तेम छतां विवेक वगर जे एकने भजे छे ने बीजाने निंदे छ ते नरकमां पडे छे. शिवसंबंधी शास्त्रमां एम लख्युं छे के विष्णु शिवना भक्त छे अने विष्णुसंबंधी शास्त्रमां एम लख्यु छे के शिव विष्णना भक्त छे, पण एक वात सांभळीने एक वातने पडी मेले छे ते एटलु पण नथी विचारता के पोताना गुरूनो जे भक्त होय ते गुरुभाई थाय माटे पण तेनो द्वेष न करवो जोईए. जे संप्रदायमां पोते होय तेमां बीजो कोई होय तो ते संप्रदायी भाई गणाय, तो तेमपण शिवनी के विष्णुनी निंदा करवी घटतीज नथी. एक संप्रदायमां रहीने बीजानी निंदा करनारा द्रोहि प्राकृत जीवने एवी भक्ति तेना कर्मनुं फळ आपवाने माटेज परमेश्वरे तेने आपी छे एम समजवुं जेम एक गुरुनो कोई शिष्य होय ते घणां वरसथी सेवा करतां होय तेमां कोई बीजो नवो शिष्य थाय तो, ने ते जो प्रथमना साथे वेर बांधे तो गुरूने गमतु नथी तो ईश्वरने एवो द्रोह केम गमे? केमके ते तो बेय एकजरूप छे. निराकार शिव विष्णु एकज अने सर्वव्यापक छे. विष्णु पंजरमां लख्युं छे के—

जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके ।
ज्वालमालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत्॥

जळमां विष्णु छे, स्थळमां विष्णु छे, पर्वतनी टोचउपर विष्णु छे, अग्निनी ज्वाळामां विष्णु छे. एम सर्व जगत् विष्णुमय छे. (अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મુ    માર્ગશીર્ષ, સવત્ ૧૯૮૦.    અંક ૭ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥



## प्रभुप्रार्थना

### राग आशा ताल दीपचंदी

માધવ ધાર્યુ ધરે કર મારો, ઓથ અહર્નિશ એક તમારો,—મા૦
દાન દયા કે ધ્યાન ન જાણુ, પૂજન અર્ચન મેં ન કરાણુ,—મા૦
માન મમત્વ અને મદમાહી, માનન નાથ થયુ નહિ કાંહી,—મા૦
ભૂધર ભૂપર હુ જ અભાગી, રોજ રહ્યો વિષયોપર લાગી,—મા૦
આ ભવસાગરમા અથડાયો, પામર કેવળ પાપ કમાયો,—મા૦
સાર અસાર વિચાર ન સૂઝે, કેમ થશે એમ અતર ધ્રૂજે,—મા૦
માફ કરો ચૂક મારી મુરારિ, આપની આપ વડાઇ વિચારી,—મા૦
શરણ કરૂ છુ ચરણ તમારૂ, કેશવ હરિ નહિ ક્યાય વિસારૂ,—મા૦

## स्वार्थविषे

(સબધપાને ૧૧ થી)

પોતાનુ ક્ષેમકુશળ જાળવવામા લોભનેલીધે બીજાનુ કરનાર અને કીર્તિમાટે સદાચરણ વિગેરે આચરનાર મનુષ્ય તે મનુષ્યપણામા ગણવા યોગ્ય છે અને બીજાનુ બગાડી માત્ર પોતાના પાશેરના પેટનેસારૂ અધર્મ કરીને કુટુબનુ પોષણ કરનાર કે જેની ઘણુ કરી અપકીર્તિજ થાય છે તેવા મનુષ્યો તે મનુષ્ય છતા પણ પુછડા વગરના પશુ જેવા ગણવા યોગ્ય છે જે દેવજેવા હોય તે અહી અથવા પરલોકમા દેવજેવા થાય, મનુષ્યજેવા હોય તે અહીં અથવા પરલોકમા મનુષ્યજેવા થાય અને જે પશુજેવા છે તે આહી અને બીજા જન્મમા પશુજેવાજ થાય 'આમ

જુદી જુદી સ્થિતિને આપનાર સ્વાર્થનું જો બીજું કાંઇરૂપ જોવા ઇચ્છે તો દેખાતું નથી. માત્ર જેવાં જેવાં આચરણ મનુષ્યવર્ગ કરે તેવાં તેવાં આચરણ ઉપરથી તે કયા વર્ગના સ્વાર્થવાળો છે એમ વર્તાય છે. રોગાદિકની પરીક્ષા જેમ તેના ચિન્હઉપરથી સાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય એમ કરવામાં આવે છે; ગુણની પરીક્ષા જેમ સ્વભાવ અને વર્તનથી કરવામાં આવે છે, ભણતરની પરીક્ષા જેમ જવાબઉપરથી કરવામાં આવે છે; દોષ કયો કોપ્યો છે તેની પરીક્ષા જેમ વિકારઉપરથી કરવામાં આવે છે; તેમ સ્વાર્થની પરીક્ષા પણ મન વાણી અને ક્રિયાના વર્તન ઉપરથી કરવામાં આવે છે. આમ હોવાથી વખતે વખતે થોડા વર્તન ઉપરથી નિશ્ચય બાંધી બેસવામાં કાંઇક ભૂલ પણ થઇ જાય છે અને કોઇવાર ખરેખરૂં પણ હોય છે. સઘળા વ્યવહારો, કાર્યો અને સંબંધો સ્વાર્થમાં સમાઇ જાય છે એ સાવ ઉઘાડુંજ છે; પણ આવી રીતે સ્વાર્થનું રૂપ સમજીને વર્તનાર મનુષ્યપ્રાણી હજારમાં એકાદ હોવો કઠણ છે. જો એમ ન હોય તો પછી અધમ સ્વાર્થી કોઇ થવોજ સંભવે નહિ અથવા ગુણની સત્તાથી સભવે તો તેનું સ્વરૂપ કાંઇક જુદુંજ હોય. ઉત્તમ અને મધ્યમ સ્વાર્થી પણ જો પોતાનું સ્વરૂપ સમજીને વર્તન રાખે તો તેથી તે વધારે લાભ પામી શકે છે, પણ તે વાત સમજાવી બહુ કઠણ છે. સ્ત્રીપુરૂષ વિગેરેના પ્રેમ કે મમત્વને પરમાર્થ માની બેસનારા પણ મધ્યમ સ્વાર્થમાંજ સમાઇ જાય છે અને દેશદાઝનેમાટે કે પરોપકારનાં બીજાનાં ભલાના કાર્યો કરનારા પણ ઉત્તમ સ્વાર્થમાં સમાઇ જાય છે. ઉત્તમ મધ્યમ અને અધમ એ અનુક્રમે ઉતરતાં જતાં એક બીજા કરતાં હલકો છે અને છેવટથી ઉપર ચડતાં જતાં અનુક્રમે વખાણવા યોગ્ય છે. જગતમાં જેમ ઉત્તમ અને મધ્યમ સ્વાર્થી વધારે હોય તેમ સુખશાંતિ વધારે જળવાય છે. અધમ સ્વાર્થીઓથી જગતનાં સઘળાં પ્રાણીઓને ઘણી પીડા થાય છે, અને બીજા ઉત્તમ-મધ્યમ સ્વાર્થીઓને પણ તેઓ વિઘ્નરૂપે નડી પડે છે. સ્વાર્થ શબ્દનું જ્યાંસુધી રૂપ નથી ઓળખતા ત્યાંસુધી વિચાર વગરના લોકો પોતાની મેળે પોતાની હાનિ કરનારા થાય છે એ ઘણા દાખલા ઉપરથી આપણે જાણિયે છિયે. પોતાના સ્વાર્થથી બંધાયેલા પ્રેમ-પરિચયવાળું એક માણસ મરી જાય કે તેનો વિયોગ થાય અથવા ધનાદિકનો નાશ થાય તો બીજું માણસ પોતાના દેહત્યાગસુધાંતની ક્રિયા પણ સુખરૂપ માની કરવાને આગળ દોડે છે.

કેટલાક કાર્યો અવિચારીને આગળથી સારા લાગે છે પણ પરિણામે સારા હોતા નથી, પણ તે સમજાવું કઠણ હોય છે, કેમકે જેવા ગુણની પ્રબલતા તેવા વર્તનમા સુખ મનાઈ ગયુ હોય છે જે કાર્ય કે જે વિચારમા જેણે સુખ માન્યુ તે કાર્ય અને તે વિચાર ગમે તેવો દુ સાધ્ય અને દુ ખરૂપ હોય તો પણ તેને સાધવાને સર્વ એકાગ્રખી રીતે પ્રયત્ન કરે છે, પછી તે સત્વના વધારાવાળો હોય તો તે પ્રમાણે, રજના વધારાવાળો હોય તો તે પ્રમાણે અને તમના વધારાવાળો હોય તો તે પ્રમાણે કરે છે જે આરભમા ઝેર જેવુ પણ પરિણામે અમૃત જેવુ સુખ હોય તે સાત્વિકી સ્વભાવનાને ગમે છે, જે આરભમા અમૃત જેવુ મીઠુ પણ પરિણામે ઝેર જેવુ હોય તેવુ સુખ રાજસી સ્વભાવનાને ગમે છે અને જે આરભમા નિષ્ફળ અને પરિણામે ઝેર જેવુ છતા કેવુ છે તે ખબર ન પડે એવુ હોય તેવુ સુખ તમોગુણીને ગમે છે આમ હોવાથી પોતાના સ્વભાવપ્રમાણે સુખ માની લેનારા તેને અનુસરતુ વર્તન કરે એટલે તેમા વિદ્વાનો હસે અને દુર્જનો નિંદે એવા કાર્યો કરનારા પણ નજરે દેખાય એમા શુ આશ્ચર્ય ? સ્વાર્થને અનુસરતા કાર્ય ઉપરથીજ આ ઉત્તમ, મધ્યમ, અધમ એમ વિદ્વાનો ગણના કરે છે ભર્તહરિનો એવો મત છે કે,—

> एते सत्पुरुषा परार्थघटका स्वार्थान् परित्यज्य ये
> सामान्यास्तु परार्थमुद्यमभृत स्वार्थाविरोधेन ये ।
> तेमी मानुषराक्षसा परहित स्वार्थाय निघ्नति ये
> ये निघ्नति निरर्थक परहित ते के न जानीमहे ॥

જેઓ પોતાનો સ્વાર્થ મેલી દઈને પારકાનો સ્વાર્થ સાધી આપનારા છે તેઓ સત્પુરૂષ કહેવાય છે, જેઓ પોતાના સ્વાર્થને અડચણ ન પોહોચે તેમ બીજાના સ્વાર્થમાટે ઉદ્યમ કરનારા છે તેઓ સામાન્ય પુરૂષ કહેવાય છે અને જેઓ પોતાના સ્વાર્થમાટે થઈને બીજાનુ હિત થતુ હોય તેનો નાશ કરે તેઓ માણસજાતના રાક્ષસ કહેવાય છે, પરતુ પોતાનો સ્વાર્થ નહિ છતા પણ બીજાનુ ભલુ થતુ હોય તેનો નાશ કરે તેઓને કયા પ્રકારના કહેવા તે અમે નથી જાણતા

આ ઉપરી સ્પષ્ટ જણાયુ કે પોતાના સુખનો આદર નહિ રાખી પરના સુખમાટે પ્રયત્ન કરનાર સત્પુરૂષ તે ઉત્તમ સ્વાર્થી, પોતાના સુખમા વિરોધ ન આવે તેવી રીતે બીજાને સુખ કરવાનુ પ્રયત્ન કરનાર તે મધ્યમ

સ્વાર્થી; અને પોતાના સુખમાટે થઇને બીજાના હિતમાં કે લાભમાં બાધા નાંખનાર તે અધમ સ્વાર્થી; પરંતુ પોતાને સુખ નહિ થયા છતાં પણ બીજાનું બગાડનારને કહેવો કહેવો એમાં તો આપણે પણ વિચારમાં પડવા જેવું છે. જેઓ પોતાના સુખ-દુઃખનો અનુભવ કરીને જેવું પોતાને થતું હોય તેવું બીજાને થાય એમ સમજી પોતાના સુખનું પ્રયત્ન પડતું મેલી બીજાના સુખમાટે પ્રયત્ન કરે છે અને જેઓ બાન્તનું સુખ જોઇ પોતાના સુખથી પ્રસન્ન થાય એટલા પ્રસન્ન થાય છે, તેઓને જગત પરમાર્થી કહે છે. તેને સ્વાર્થી કહેવાનો હેતુ પાડેલા ભેદપરથી સમજાય તેવો છે તોપણ જણાવિયે છિયે કે એ પ્રમાણે પ્રયત્ન કરનારને પણ ઇચ્છા વગર અને અનાયાસે પુણ્યફલની પ્રાપ્તિ થાય છે તે કોઇથી અજાણ્યું નથી અને એ પ્રમાણે વર્તીને પણ પોતે પોતાના મનમાં કૃતાર્થતા માની લઇ સંતોષ પામે છે તે તેમનો સહુથી સરસ સ્વાર્થ થયો. આટલામાટે તેને ઉત્તમ સ્વાર્થી ગણીએ તે અયુક્ત નથી. પોતાના સુખને વિરોધ ન આવે એમ પ્રયત્ન કરીને બીજાને સુખ આપનારનો પણ હેતુ પોતાના સુખને જાળવી રાખવાનો તથા બદલો પામવાનો હોય છે અથવા કાંઇ નહિ તો કીર્તિ અથવા પુણ્ય મેળવવાનો હોય છે તો એટલો તે તેનો સ્વાર્થ થયો, માટે એમ બીજાના સુખમાં સહાય કરનારને મધ્યમ સ્વાર્થી ગણવામાં બાધ નથી. બીજાનું બગાડીને પણ પોતાનું કામ સાધી લેનાર મહા અનર્થી છે તેને પણ પોતે યોગ્ય ધારેલા કાર્યાદિકથી સુખ મેળવવાની ઇચ્છા હોય છે, તેથી તેને અધમ સ્વાર્થી ગણવા યોગ્ય છે. તે શિવાયના લોકો કે જેઓ પોતાને કશો લાભ ન છતાં મન-વાણી-ક્રિયાથી પરપ્રાણીઓનું ભુંડું કરનારા છે તે તો અધમાધમ અને મહાઅનર્થી રાક્ષસજેવાજ ગણવા યોગ્ય એનીમેળે કલ્પાઇ ગયા કે જેનું નામ લેવામાં પણ વિદ્વાનો બહુ બીહે છે.

આ વિચિત્ર જગતમાં આમ ચાર ભેદના મનુષ્યોમાંથી જો અનુમાન બાંધિયે તો તેના પેહેલા બે વિભાગ પાડતાં અરધમાં ઉત્તમ મધ્યમ અને અધમ એ ત્રણ અને અરધમાં બાકીના જે રહ્યા તે આવી જાય છે. ત્રણ સ્વાર્થમાં અરધો ભાગ આવ્યો તેના અનુમાનથી ભાગ પાડીયે તો તે અરધનો અરધ અધમ સ્વાર્થીમાં સમાઇ જાય છે. બાકી જે ચતુર્થાંશ લોકો રહ્યા તે ઉત્તમ અને મધ્યમ સ્વાર્થીના ભાગમાટે રહ્યા એનો ભાગ પાડતાં એ બધા ચતુર્થાંશમાં ઉત્તમ સ્વાર્થી તો હજારમાં એકાદ માંડ નીકળે,

બાકી તો જે રહ્યા તે મધ્યમ સ્વાર્થીમાંજ સમાઇ જાય છે આ ઉપરથી જણાયુ કે જગતમા ઉત્તમ સ્વાર્થી એટલે પોતાનુ ભુડુ થતા પણ બીજાનું ભલુ કરી દેનાર અર્થાત્ પરોપકારમાટે પોતાનુ સર્વસ્વ દેહસુધાત વાપરી નાખનાર મહા દયાલુ સત્પુરૂષ તો વિરલજ તેથી ઉતરતા મધ્યમ પુરૂષ કે જે પોતાનુ હિત નહિ બગાડીને બીજાનુ ભલુ કરે અને પરસ્પર વખતે ઉપયોગમા આવે તેઓ ઉત્તમના કરતા ઘણા વધારે છે તેથી ઉતરતા અધમ કે જે બીજાનુ બગાડીને પોતાનુ સુખ સાધે એવા નિર્દય હોય છે તેઓ મધ્યમ કરતા ચોગણા વધારે, અને તેથી ઉતરતા પોતાનુ કશુ પ્રયોજન ન હોવા છતા વિનોદની પેઠેજ પારકુ અહિત કરનારા તો પછી અસખ્યજ ઉભરાય છે આવી રચનાનો જયા વિચાર કરવા બેશીયે ત્યા બુદ્ધિ બેહેર મારી જાય અને મન મુઝાઇ જાય એવુ છે જે ખરેખરા પરોપકારી હોય છે તેઓ પોતામા અને બીજામા ર હેલુ ચૈતન્ય એક સમજે છે એટલે તેઓને પરોપકાર કરતા પોતાના સુખનુ સાધન કરવામા જેટલી પ્રીતિ રહે તેટલીજ રહે છે, કેમકે એવાઓ સર્વાત્મભાવને અને સમદૃષ્ટિને પામ્યા હોય છે તેઓ પરને પોતારૂપેજ જાણે છે અને પોતાને પરરૂપ જાણે છે એટલામાટેજ તેઓ ઉત્તમ પદના અધિકારી છે પોતાનુ હિત કરનારા અને આપણુ કાંક કરે માટે પારકુ આપણે કરવુ અથવા પારકુ આપણે કરિયે તો તેઓ આપણુ કરે એવા હે તુથી સમાન વ્યવહાર રાખનારામા આ હુ અને આ બીજો એવો ભેદભાવ રહીને પછી દયાભાવ ઉપજે છે તેથી તે મધ્યમ પદના અધિકારી છે અને અધમ તો પરના અહિતરૂપ પાપકર્મથી અધમ પદના અધિકારી હોય એમા પુછવુ શુ? અને બાકીના તો અધમાધમ અને નીચમા નીચ ગણતીમા ગણવાજ રહ્યા મનુષ્યશરીર, ઉત્તમસ્થિતિ, સર્વ ઇંદ્રિયો, તેની શક્તિ વિગેરે મળ્યાની સફલતા છેવટનાએ તો કાઇ કરી નહિ, તેથી ચડિયાતા અધમે સ્વમ સમાન, તેથી ચડતા મધ્યમે સામાન્ય અનિંદિત અને તેથી ચડતા ઉત્તમે તે સર્વ રીતે કરી છે એમ જગતપ્રસિદ્ધજ છે। જેઓ મધ્યમ પદને લાયક છે તેઓને ધન્યવાદ આપવો જોઇએ કે અનર્થકારક અધમ વર્ગનો સહવાસ છતા તેઓ તેવા રહી પોતાનુ અને પરનુ કુશળ કરે છે તે કરતા પણ ઉત્તમ સ્વાર્થી પરોપકારીને સર્વોત્તમ ધન્યવાદ આપવો જોઇએ કે જે પો- તાનુ પારકુ મેલી દઇને, પોતાનુ સુખ તે પરના સુખમા સમાયેલુ સમ-

જીને પોતાનું સર્વસ્વ તેને અર્થેજ વાપરે છે. અહો એવાનો નો ઓછાશે પણ આપણા જેવાના તાપ મટાડનાર થાય છે. તેવાઓને મનુષ્ય છતાં દેવ. પણાને યોગ્ય ગણવામાં કશો બાધ નથી. અહો એની બરોબરી કરનાર બીજા પ્રાણીયોમાં ઉદ્‌ભિજ્જ પ્રાણીઓ કેવા ભાગ્યશાળી કે જેઓને પોતાનું જીવિત પરોપકાર કરવામાંજ જાય છે. ટાઢ તડકો વરસાદ અને તે શિવાય માણસો અને પશુઓએ નિર્દયતાથી દુઃખ દીધા છતાં, આશ્રય લેનારને આરામ આપે છે, ખાવાને ફલ. સુઘવાને પુષ્પ અને પાથરવાને પાદડાં આપે છે; તથા ઔષધમાટે છાલ કે પચાંગ પણ આપે છે. એટલુંજ નહિ પણ સુકાઇ ગયા પછી તેનાં કાષ્ટપણ લોકોને બાળવાના કામમાં આવી તેના પરોપકારીપણામાં વધારો કરે છે. આવો પરાધીન અને ઇંદ્રિયજ્ઞાન વગરનો મનાતો એ ઉદ્‌ભિજ્જ જાતિનો અવતાર પણ અતિ ધન્યવાદ આપવા યોગ્ય છે. પરોપકારી મહાત્માઓ પણ એમજ અન્યને સુખ આપનારા થાય છે. તેઓને કામક્રોધાદિક તથા લોકૈપણા વિગેરે વિકારો બાધક થતા નથી. એવા પરોપકારી અપમાન પણ માનરૂપ અને અપરાધ પણ સેવારૂપ લેખે છે. એમ જો ન હોય તો પરમપદનું પાત્ર કેમ થવાય? પરમપદ કાંઇ માર્ગમાં નથી પડ્યું કે ઉપાડી લઇ ગજવામાં નખાય.

સ્વાર્થમાં બે શબ્દની જોડણી છે, જેવા કે સ્વ અને અર્થ સ્વનો અર્થ પોતે અથવા પોતાનો એવો થાય છે અને અર્થનો અર્થ મતલબ અથવા કામ કાઢી લેવું એવો થાય છે. સર્વ પ્રયત્ન જગતમાં સુખનેમાટે છે માટે પોતાના સુખનેમાટે પ્રયત્ન તે સ્વાર્થ. અહી પોતે એટલે સ્થૂલ સૂક્ષ્મ અને કારણ તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાથી વ્યતિરિક્ત દ્રષ્ટા ચૈતન્ય પોતાનું સ્વરૂપ કે જે સદૈવ સુખરૂપ છે તે સમજવું. એ સુખરૂપ સ્વરૂપના ચલનરૂપ મનમાં ઉપાધિદ્વારા થતાં સાધનો સુખજનક લાગે તે. તે ઉપાધિયોથી થતો અર્થ છે. બોધવાન માણસ પોતે પોતાના સુખમાટેજ સર્વ સ્ત્રી-પુત્રાદિક ઉપસ્કર સમજીને તેઓથી સુખનો અનુભવ કરે છે અને આત્મરૂપે તેઓના ચૈતન્યને અભિન્ન માની તેમજ ઉપાધિરૂપે પોતાને સેવ્ય અને તેઓને સેવક જાણી યથાયોગ્ય રક્ષણ કરે છે. અને એમજ સર્વ સંબંધ અને પદાર્થોમાં નિરાસક્તિથી મમત્વ રાખી વિચિત્ર રીતે વ્યવહારને શોભાવે છે. અન્ય વર્ગ સ્વાર્થ શબ્દનો અર્થ એમ સમજે છે કે સ્વ એટલે

પોતે જે સ્થૂલ સૂક્ષ્મ શરીર છે તે અને તેને સુખ થાય તે તેનો અર્થ જે જે પોતાના શરીરને સુખ કરનાર પદાર્થો લાગે છે તેને સુખ કરનાર માની તેની પર મમત્વ અને તેનુ ક્ષેમકુશળ આદરે છે તેઓ સુખકર કેમ છે? તેનો વિચાર તેઓને નથી આવતો આત્મા પોતે પ્રેમાસ્પદ અને સુખરૂપ હોવાથી તેઓના ઉપરના સાનનો સુખરૂપ લાગે છે પણ તે પદાર્થો કાઇ સુખદુઃખ અપનાર નથી આત્માના ચેતનરૂપ મન જ્યારે સ્વરૂપવિસ્મરણથી કાઇ ઉપાધિનેલીધે વ્યગ્ર હોય ત્યારે જે એકવાર સુખરૂપ લાગતા હતા તે પદાર્થો દુઃખરૂપ કેમ લાગે છે? જે જે સુખરૂપ હોય તે દુઃખરૂપ થવુ જોઇએ નહિ, તેમ છતા થાય છે તેમાટે તેનુ સુખરૂપપણુ શાશ્વત નહિ હોવુ જોઇએ પોતે એક ભોક્તા અને તે શિવાયના સર્વ ચર અચર પદાર્થો સ્ત્રી, ધન, પુત્ર મબની વિગેરે પોતાના સુખનેમાટે છે પોતે તેઓના સુખમાટે નથી એ સ્વાનુભવથી જણાય તેમ છે માટે સ્વાર્થની મર્યાદા ખરા અર્થ પ્રમાણે પણ પોતામાજ રહી છે ખરો અર્થ સમજીને સ્વાર્થની મર્યાદા પોતામા સમાયેલી સમજનારને પોતાથી વ્યતિરિક્ત વસ્તુ પણ પોતારૂપજ લાગે છે એટલે તે ઉદારપણામા અવધિરૂપ સકોચજ સભવે નહિ સ્વાર્થનો ખરો અર્થ નહિ જાણનારને સ્વાર્થની મર્યાદા પોતાસુધીજ હોય છે, કેમકે પોતાશિવાય જે કોઇ હોય તેને પોતાથી જુદા દેખે છે સ્ત્રી પુત્રાદિકમા માત્ર મમત્વથી સ્વાર્થની મર્યાદા વધારે છે અને તેમા, તેમાથી સુખ મળતુ જાણી આસક્ત થઇ રહે છે તેનુ અતઃકરણ સ્વરૂપના લાભ વિના સંકોચિત રહે એટલે સર્વાત્મભાવ કરનારી ઉદારતા તેને સોણે પણ ક્યાથી આવે? જેઓ સ્વાર્થ શબ્દને ખરોખર સમજે છે તેઓજ સર્વાત્મભાવને ભજે છે અને જેઓ સ્વાર્થ શબ્દને નથી સમજતા તેઓ ભેદદૃષ્ટિથી અભિમાનની જાળમાજ ગુથાયા રહી મમતાથી મનાયેલા સ્ત્રી મિત્રાદિક વગર મારૂ કોઇ નથી એમ માની લહી સુખદુઃખના મનમાથી પ્રકટ થતા હીલોળામા અથડાયા કરે છે તેઓને જીવિત પર્યંત શાતિની શી આશા? કેમકે સ્વાર્થ એ પરાર્થ અને પરાર્થ એજ સ્વાર્થ એવી ભેદભરેલી સમજણથી તેઓ હીન રહેલા હોય છે

જ્યા જોઇએ છિયે ત્યા સર્વ સબધ સ્વાર્થથી બધાયેલો અને રૂપાતરે બીજા નામને જન્મ આપનાર જણાય છે એમા પણ બુદ્ધિમાને સ્વાર્થનો સબધ જાણી સ્વાર્થ બધાયવા સર્વનો સ્વાર્થ કેમ સરે તેનો વિચાર કરી

પોતાનો સ્વાર્થ સાધવા પેહેલાં તેનો સાધવાને પ્રયત્ન રાખવું જોઇએ. એ માર્ગેથી પોતાનો પછી એનીમેળે સધાય છે. સમજુ નહિ છતાં સમજુનું અભિમાન ધરાવનારા સ્વાર્થથી સંબંધની વાત જાણતા નથી. જાણ્યા પછી પણ પોતાનો સ્વાર્થ પેહેલાં સાધવાના પ્રયત્નમાંજ લક્ષ રાખે છે અને પોતાની સાથે સ્વાર્થથી બંધાયલાને અસંતોષ આપે છે. એમ એઓને અસંતોષ આપે તે બીજાનું શું ભલું કરે? કદિ સ્ત્રીઆદિકમાં તેઓનો અર્થ પૂરો પાડી આ પવા પોતાના સુખને દૂર કરી પ્રયત્ન કરતા હોય તો તે ગુપ્ત સ્વાર્થના બલને લીધેજ બને છે, પણ અજ્ઞાનની અંધતાથી તેઓનાં નયનો અંજાઇ જવાથી ઉપર રાખવામાં આવતી મમતા પરમાર્થરૂપ ગણી ફૂલાતા કરે છે; અને તેથીજ કલેશ વિશ્લેષ તથા કુસંપ વિગેરેના કારણરૂપ થઇ પોતે અનુભવી બીજાને અનુભવાવે છે.!! મમત્વથી માની લીધેલામાં આપણે બંધાઇ રહિએ તેમ તેઓ પણ આપણમાં બંધાઇ રહે તે એકબીજાના તરફથી થતી અથવા થવાની સુખપ્રાપ્તિ સારૂજ. એમ છે ત્યારે સર્વમાં સમાનતા નહિ રાખનારા કાંઇ જેવીતેવી ભૂલ કરતા નથી. ભૂલ કરીને પણ તેઓ પોતાને નહિ અનુકૂલ આવેલામાં ખોટા ગુણદોષ આરોપે છે. પોતાના અજ્ઞાનનું પડલ પોતે દેખી શકતા નથી. ખરો સ્વાર્થ જો વિચારવા જાઇએ તો પદાર્થોથી સુખ મેળવવું એ નથી. ક્ષણિક સુખ દુઃખોનો અને તેને નહિ દેનારા છતાં દેનારા માનેલા સ્ત્રી આદિક પદાર્થોનો ઉપયોગ અને સત્યતાનું રૂપ સમજી તેને વિસારી પોતાના સ્વરૂપભૂત અખંડ સુખનો અનુભવ કરવો એજ સ્વાર્થ છે કે જેથી અહિથી આધિ ઉપાધિ અને વ્યાધિઓથી થતા તાપ ટળી જતાં જન્મ-મ-રણની બેડીમાં ફરી પડવું પરંતુ નથી. આ વાત કોણ સમજે છે? જેઓ ઉત્તમ અધિકારીઓ હોય છે તેઓ અને થોડે અંશે મધ્યમ અધિકારીઓ સમજે છે. બીજાઓ સમજી શકતા નથી અને તેથી પ્રિયમાં પ્રિય સુખદ વસ્તુ જે પોતાનું સ્વરૂપ એ જેમ ઉત્તમ પદ પામેલાને મળે છે તેમ બીજા-ઓને મળતું નથી. માટે વિષયના રાગથી રંગાઇ ગયેલાઓને ખોટા પદાર્થમાંથી સુખ માની લેવાનું અને જેઓમાં સુખદપણું ન માન્યું હોય તેઓ ઉપર ક્રૂર દૃષ્ટિથી જોવાનું પ્રયત્ન નરમ પાડીને ખરૂં આત્મસુખ સં-પાદન કરી સ્વાર્થ સાધવાની અમે ભળામણ કરીએ છિયે કે જે સાધવાથી પછી આ સુખરૂપ કે આ દુઃખરૂપ એમ રેહેતુંજ નથી; અને જે કાંઇ મન-વાણી-ક્રિયા થાય છે તે સ્વાર્થરૂપજ થાય છે.

રૂપાંતે જુદા જુદા રૂપે દેખાતા સ્વાર્થ વગરનો સંસારમાં કયો ભાગ ખાલી છે? કોઈપણ નથી. જો કોઈને કોઈથી કશો સ્વાર્થસંબંધ ન હોય તો પછી સંસારની ધટમાન જેવા વેગમાં ચાલ્યા કરે છે તેવા વેગમાં ચાલવાનો સંભવજ નહિ. કોઈપણ સંબંધ, કોઈપણ ઉદ્યોગ, કોઈપણ શ્રમ છેવટ સ્વાર્થમાં જઇને ઉભો રહે છે. પરંતુ જેઓ ઉત્તમ મધ્યમ સ્વાર્થને અનુસરનારા છે તેઓનેજ ધન્ય છે. અધમ અને અધમાધમમાં વર્તનારાઓ તેવાજ હોવાથી ધન્યતા પામતાજ નથી. પરમદયાળુ પરમેશ્વર કે જે હજારો આંખવાળો કહેવાય છે તે આવું કેમ દેખી શકતો હશે એ વિચાર કરતા મનવૃત્તિ અટકી જાય છે અને તેથી સાચી ખોટી કલ્પના કરી લઈ મન વાળવું પડે છે.

સામાન્ય વિચાર ઉપર આવતા પણ સહુએ સમજવાનું છે કે ખાઈ પીને સ્ત્રીપુત્રાદિકનું સુખ જોઈને બેઠા એથી સ્વાર્થ સધાઇ રહેતો નથી. પોતા સુધાજ જેની મર્યાદા છે એવા સ્વાર્થનેમાટે વિવેકથી વિચાર કરતા માત્ર અંતઃકરણની ક્ષુદ્રતા એજ પોતાની ઉદારતાને દબાવનાર દેખાય છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ સુધીના પ્રયત્નો સિદ્ધ ન થાય તો પછી ગમે તેવા સુખરૂપ સ્વાર્થ સધાયો હોય તે સ્વાર્થજ નથી. જેમણે સદ્વિચાર અને સંદ્વિવેકથી સદાચરણ અને નીતિપર ચાલી આ લોક અને પરલોક અબાધિત રીતે સુધાર્યા હોય તેજ ખરો સ્વાર્થને સમજનાર સમજવો. બાકીના પેટ ભરવા કે વિષયસુખવાસ્તે યત્ન કરતા લોકો જેઓ અન્યનું અહિત થતું જોતા નથી તેઓ તો અનર્થીજ કહેવા યોગ્ય છે, કે જેઓનું જીવિત અને ધારેલું સુખ પાણીના રેલાની પેઠે વહી જતા છેવટ દુઃખ પામવાનુજ પ્રાપ્ત થાય છે.

અમે એવું ઇચ્છિયે છિયે કે સર્વે લોકો ઉદાર અંતઃકરણવાળા, કુટુંબમાં સંપ રાખનારા, સર્વમાં સ્નેહ રાખનારા, સેવ્યસેવકભાવને જાણનારા, પુણ્યમાં પ્રીતિવાળા, વ્યવહારમાં ઉત્તમ રીતે વર્તનાર, પરમાર્થને પોષવાની પ્રવીણતા મેળવનાર, વર્ણાશ્રમોના ધર્મ પાળનારા, સર્વાત્મભાવ રાખનાર થાય. અને એમ થાય તોજ સ્વાર્થ સમજ્યાપણું ખરૂં થાય છે. ઉત્તમ સ્વાર્થ આગળ કહ્યો તે પારમાર્થિક છે અને મધ્યમ કહ્યો તે વ્યાવહારિક છે. એ બે સ્વાર્થને સમજનારાજ ભાગ્યશાળી છે. આવા સ્વાર્થના અધિકારમાં આવેલા પણ કેટલાક પોતાનું સ્વરૂપ નહિ સમજીને, કુળમદ,

# શ્રીમંતપણું અને ગરીબાઈ.

અરેરે ! ગરીબાઈમાં અથવા સાધારણ સ્થિતિમાં શું સુખ છે ? રોજ રોજ ગમે તેવાં મિષ્ટાન્ન ખાવાને મળતાં નથી, ખાઈપીને ખુરશીયે બેશી ગપાટા મારવાનું મળતું નથી. હીરા મોતી માણેક તો રહ્યાં પણ સોના-રૂપાનાં નમુનદાર આભૂષણો અંગપર પેહેરવાને મળતાં નથી, મલમલ ખીનખાબ કે વિચિત્ર રંગદાર ભાતભાતનાં મખમલનાં વસ્ત્રો અંગપર નાંખવા મળતાં નથી, વાપરવા સોના-રૂપાનાં વાંસણ મળતાં નથી, કોઇની સાથે મિત્રતા થતી નથી, મોટા માણસમાં ગણાવાતું નથી, કીર્તિ કરાતી નથી, ધારેલાં કાર્યે સઘળાં ધૂળધાણી થાય છે, આશ્રય કોઈ આપતું નથી, બળિયા લોકો વિનાકારણે બાળે છે, મંદવાડમાં મરિયે તોપણ કોઈ આંગણે આવતું નથી, પોતાની આજ્ઞા કોઈ ઉપાડતું નથી, પારકી આજ્ઞાઓ અનેક પ્રકારે ઉઠાવવી પડે છે, કામ કરીને કાઇ જતાં છતાં પણ ઉપરથી અપયશજ મળ્યા કરે છે, એક સાંધવા જાઈએ ત્યાં તેર તુટયા જેવુ થાય છે, બુદ્ધિમાન છતાં ગમારમાં ગણાવાય છે અને પોતાનો લાભ વચમાંથી કોક લુટી જાય છે. આમ છતાં પણ વિવેકીઓ ગરીબાઈને વખાણે છે, અને શ્રીમતપણાને ધિ:કારે છે તેનું શું કારણ હશે ? એવો કયો દોષ શ્રીમંતપણામાં હશે કે અતિ દુ:ખથી ભરેલા ગરીબપણાના કરતાં પણ તે હલકી સ્થિતિનું ગણાય છે. શ્રીમંતપણું એ અતિ યોગ્ય સ્થિતિ અને ગરીબપણું એ અતિ અયોગ્ય સ્થિતિ છતાં ગરીબપણાને છોડી દઈ શ્રીમંતપણાને વિદ્વાનોએ શા માટે વગોવ્યું હશે ? શું ન થઈ શકે એવાં મહાભારત કામો શ્રીમંતપણા વગર થઈ શકે છે ? નથીજ થઈ શકતાં. ખાવું. ખવરાવવું, પેહેરવુ, પેહેરાવવુ, મોટાં બાંધકામો કરાવવાં, વાવ કુવા વગેરે નવાણો ખોદાવવાં એમ જે કહિયે તે શ્રીમંતથી થઈ શકે છે. ગરીબ બિચારાથી શું થાય ? જ્યાં ત્યાંથી પેટ જેટલું અન્ન મેળવી ધનવાનના ઘરને પરથારે કે પોતાના નાના સરખા ઝુપડામાં સુખની નિદ્રા લેવાય. બીજું શું થાય ? કુલ, જાત, પ્રતિષ્ઠા, મોટાઇ, સઘળું ધન ઉપર આધાર રાખે છે. મનનું સ્ફુરણ પણ ધનના જોરનેલીધે વધારે થાય છે; માટે શ્રીમંત જે કાંઈ કરે તેનાથી ગરિબ સોમે હિસ્સે પણ ન કરી શકે એ દેખીતુંજ છે. પરમેશ્વરને ઘેર શ્રીમત અને ગરીબ સરખા હો પરતુ મનુષ્યની દૃષ્ટિમાં અને માનવામાં શ્રીમંત

તે શ્રીમંતજ લાગે છે અને ગરીબ તે ગરીબજ લાગે છે પરંતુ પરતંત્રતાના સ્વભાવથીજ નિર્દય લોકો પણ શ્રીમંતથી ડરી જાય છે અને ગરીબને વિનાકારણે સતાવે છે પાંચ માણસોનું ભરણપોષણ કોઈ શ્રીમંતને ત્યાં થવાનો સંભવ છે ગરીબને બિચારાને પેટનું પણ પૂરું થતું ન હોય ત્યાં બીજાને શું આપે ? દેખવામાં આવતી સ્વાધીનતા પણ શ્રીમંતને છે ગરીબ બિચારા નિરંતર પરાધીનજ દેખાય છે શ્રીમંત દૂધ ચોખા ને સાકર જમે છે અને ગરીબ બાજરાજુવારનો રોટલો ને સાગ ખાય છે શ્રીમંત તે શ્રીમંતજ અને ગરીબ તે ગરીબજ, તેમ છતાં પણ વિવેકીએ ગરીબાઈને જ્યારે વખાણી અને શ્રીમંતપણાને હલકું જોયું ત્યારે કાંઈ પણ તેમાં ગુણ અને બીજામાં દોષ હોવો જોઈએ દોષરહિત જગતમાં કાંઈ છેજ નહિ એટલે ગમે તેવા સાર શ્રીમંતપણામાં પણ દોષ સંભવે છે કાદંબરી રચનાર મહાકવિ બાણ ભટ્ટે જગતની જીવનસત્તારૂપ લક્ષ્મીને મહા અનર્થરૂપ ગાળી કાઢીને શ્રીમંતોની અવગણના કરી છે તેમ બાળકો પણ ધનિક વર્ગને વગોવે છે તે તેના કોઈ મહાન દોષને લીધેજ ધન અને વિદ્યા વિગેરેના સંપત્તિથી સંપન્ન થયેલા વર્ગમાં થોડાક ભાગ સિવાય બાકીનો વર્ગ બહુજ ઉચ્છૃંખલ બની જાય છે અને પોતાને મળેલી શક્તિનો અનર્થકારકજ ઉપયોગ કરે છે આવા કારણને લીધેજ यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता । एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ આવા સિદ્ધાંત બાંધીને વિદ્વાનો ધનવાનના સાથે ધનનો પણ તિરસ્કાર કરે છે અને કરે તેમાં નવાઈ પણ નહિ કેમકે ધન એ કાંઈ અદ્ભુતજ શક્તિની વસ્તુ છે તેનો યોગ થતાં વેંત સાંભળતો હોય તે બહેરો થઈ જાય છે, દેખતો હોય તે આંધળો થઈ જાય છે ચાલતો હોય તે લુલો થઈ જાય છે, હસતો હોય તે બાડો થઈ જાય છે, માયાળુ હોય તે નિર્દય થઈ જાય છે, ચાકર હોય તે શેઠ બની જાય છે, પરતંત્ર હોય તે સ્વતંત્ર થઈ જાય છે અને પોતાના સુખમાં પારકું દુઃખ જોતાજ નથી આમ હોવાથીજ विद्या विवादाय धनं मदाय એમ ધનના સ્વભાવની ક્રૂરતાને લીધે વિદ્વાનોએ વદાઈ ગયું છે સાધુપુરુષો તેથી કોઈ જુદોજ ઉપયોગ એ વસ્તુનો કરે છે પરંતુ તે વર્ગ બહુ થોડો હુન્નર અને ખાણનો યોગ, અગ્નિ અને દારૂનો યોગ જેમ થતાં વેંત જુદુંજ રૂપ પકડે છે તેમ પુરુષ અને લક્ષ્મીનો યોગ થતાં તરત જુદું રૂપ પકડે છે ગમે તેવા સપીના કુટુંબમાં પણ લોકો શ્રીમંતાઈનેલીધે કુસંપી થઈ જાય છે ત્યાં શ્રીમંત

સંપ વધારે છે, કયો ધનવાન ધર્મને વધારે છે, કયો લક્ષ્મીવાન પરમાર્થ કરે છે? જો કાંઈ આવડતું હોય તો નાચ તમાસા નીરખવાનું, ગાડી ઘોડા દોડાવવાનું અને છાની છપીયા પડાવવાનુંજ કર્મ આવડે છે. તેઓ ગરીબાઇના દુઃખને જોતા નથી, પોતાની મગરૂરીમાંજ મસ્ત રહે છે, ખાઇ પીને પથારીમાં પડી ઘોઘરા ઘરડવામાં જન્મસાફલ્ય ગણી લેછે અને ધનના રક્ષણમાટે અનીતિ કરવાનું પણ અયોગ્ય લેખતા નથી. આવાં અનેક દૃઢ કારણોલીધે શ્રીમંતપણાને હલકું ગણ્યું જણાય છે. જેઓ ગરીબ હોય તેને શ્રીમંતપણામાં ઉપર ઉપરથી મોહ થશે પરંતુ તેમાં સુખ કેવુંક છે તે તેના અનુભવિયોજ જાણે છે. કેમકે **धनानामर्जने दुःखं तथैव परिपालने । नाशे दुःखं व्यये दुःख धिगर्थान्क्लेशकारिणः ।** એનો અનુભવ શ્રીમંત લોકોનેજ હોય છે. ધનિકને રાત દિવસ ધન વધારવાની, તેને રક્ષણ કરવાની અને ઓછુ થઈ જવાની ચિંતા રહ્યાજ કરે છે. આકાશને અડે એવાં ભવનો તેને ભડકા જેવાં લાગે છે, સોનાનો પલંગ કે મશરૂની તળાઈ કે મખમલનાં ગાલમશરૂયાં તેને કાંઈ સુખ કરતાં નથી, મોતીની ઝાલરવાળો સુગંધી જલ સીંચેલો પંખો તેને રૂચતો નથી, શીતોપચાર સઘળા વિરહી જનની પેઠે ઉષ્ણ લાગે છે અને સુખે ઉંઘ તેને આવતી નથી. ગરીબ બિચારો ફાટલ તુટલ પથારીમાં કે સાદરી ઉપર મંદ મંદ પવન લેતો સુખેથી ઘસઘસાટ ઉંઘે છે. કહો ત્યારે સુખ તે કઈ સ્થિતિમાં? આંખ વીંચાયા પછી તો બન્નેને અંધારૂંજ છે. ધનિકને કાંતો સ્ત્રી અનુરાગી નથી હોતી, કાંતો પુત્રનું સુખ નથી હોતું. કાંતો જ્ઞાતિ સાથે વિરોધ હોય છે, કાંતો પોતાથી બલિયાની બીક હોય છે અને કાંતો આશા તૃષ્ણાઓથી બળતો હોય છે. ગરીબ બિચારો પોતાનાં જેવાં તેવાં કુટુંબસાથે વિનોદ કરતો ઝાડ નીચે કે માટીનાં ઝુપડામાં આગળ-પાછળની ચિંતા વગરનો થઈ બાલકોના કાલા કાલા કોમલ શબ્દો સાંભળતો પરમેશ્વરનું ભજન કરે છે. કહો ત્યારે સુખી કોણ? સંપત્તિમાં જેમ સુખ વધારે તેમ તેની ઉપાધિ પણ વધારે. ગરીબાઈમાં સંપત્તિ ઓછી તો ઉપાધિ પણ ઓછી. શ્રીમંતને પ્રજા થતી નથી, થાય તો વિદ્યાભ્યાસ કરતી નથી, વિવેકી થતી નથી, આજ્ઞાનુયાયી થતી નથી, અને તેને દુઃસંગ થતાં પણ વાર લાગતી નથી. જાતે ગર્ભશ્રીમંત એટલે ગરીબાઇથી આવવા જોઇતા નમ્રતા વિગેરે ગુણો તે તેમાં જરાય આવતા નથી, તેને પોતાનું ધારેલુંજ સત્ય સમ-

જાય છે, વિદ્વાનને તે મૂર્ખ ગણે છે અને નમ કર્મ ઉપર તને આસ્થા રેતી નથી ગરીમ બિચારો પ્રજાને પરાણે ભણાવે છે, તેને વિનય શીખવે છે, આજ્ઞા પાળતા શીખવે છે, અને તેને દુ મગ થવા દેતો નથી ગરીમ સ્થિતિને લીધે કેટલાક નમ્રતા વિગેરે ગુણો તેમા સહજ આવે છે અને ઈશ્વરની આસ્થા પણ વધે છે સુખ કે સપત્તિમા પરમેશ્વર સાભરતા નથી પણ વિપત્તિ કે ગરીબાઇમા સાભરે છે મોટા મોટા વિદ્વાનો ગરીમ સ્થિતિના માણસોમાજ થઈ ગયા છે સદાચાર, ધર્મ વિગેરે ગરીમ સ્થિતિના વિદ્વાનવગથી બધાયા છે અને તેનુ રક્ષણ થયુ છે શ્રીમતોના જીવનનો આધાર ગરીમ સ્થિતિનોજ વર્ગ છે ગરીમ પરાધીન છતાએ સ્વતત્ર છે અને ધનવાન સ્વાધીન છતાએ પરાધીન છે શ્રીમત અસખ્ય ધનવાન છતાએ અધિક આશાવાન હોય છે અને ગરીમ પેટપૂરતા અન્નવીજ સતોષિત હોય છે આવા અનેક કારણોને લઇનેજ શ્રીમતપણાને વિવેકીઓએ વગોવ્યુ હોવુ જોઇએ શ્રીમતો જે કરી શકે તો ધનમાત્રથી કરી શકે તેટલુજ કરી શકે છે અને ગરીમો તો મન વચન અને ક્રિયા એમ ત્રણે પ્રકારથી સત્કર્મ અને પરોપકાર કરે છે આખા જગતનો ઉપકાર ગરીબોથીજ થાય છે શ્રીમતો પણ ગરીમનાજ ઉપકૃત છે લાખો કારખાનામા બનતા ઉપયોગી પદાર્થો, યત્રો, અનાજ અને સોનારૂપાઓ ગરીબોને હાથેજ બને છે કોઈ વસ્તુ કે કોઈ વસ્ત્રાદિકની રચના અને કોઈ શેહર વિગેરેની બાનણી એ ગરીબના હાથથીજ બને છે શ્રીમતથી શુ બને છે ? ઘોડાના કે બળદોના વાહનમા બેશી ફરવા જવાનુજ, બીજુ શુ ? શ્રીમત ધનની સપત્તિવાળા હોય છે અને ગરીમો સદ્ગુણની સપત્તિવાળા હોય છે સસારમા છેવટ જય સદ્ગુણની સપત્તિવાળાનોજ છે એટનામાટે વિવેકીઓ ગરીમાઇને વખાણે છે સદ્ગુણનો વિચાર કરતા ગરીમાઇ છે તેજ શ્રીમતપણુ છે અને શ્રીમતપણુ છે તેજ ગરીમાઇ છે એ વાત વિવેક વિચારથી ઉઘાડીજ છે સાભળવાની, ટાઢુ ઉનુ પરખવાની, જોવાની, ચાખવાની, અને સુઘવા વિગેરેના શક્તિ ગરીમ અને તવગરને સરખીજ છે તે પદાર્થોને ગ્રહણ કરવાના સાધનો અને પદાર્થો ગરીમ તવગરનેમાટે એક સરખાજ ઉપજે છે સ્વાદ અથવા સુખદપણુ એ પણ બન્નેનેમાટે સરખુજ છે, એટલે તવગર અને ગરીબ બન્ને સરખાજ છે અથવા ગરીમને કાંઈક અધિક કહેવાને પણ હરકત નથી, કેમકે જગતમા માનવામા આવતુ તવગરપણુ ગરીબની ગરીબાઇથીજ શોભે છે

ધનિકો પોતાની સંપત્તિથી મગરૂર રહે છે, ગરીબને તે હલકા જુવે છે, અને જાણે આકાશમાંથી ઉતરેલા હોય તેમ મરડાતા રહી, ગરીબોને જોતા નથી, તેને મદદ કરતા નથી અને ઉલટા આર્શ્વાનમાં આવેલાને સિક્ષા કરવાને પણ ચુકતા નથી. એના બદલામાં ગરીબો સદા નમ્રતાવાળા રહે છે, ધનિક પાસે ઓછા ઓછા થાય છે, તેને માનની નજરે જુવે છે, અને મર્યાદાથી ચાલીને તેઓને બે હાથે નમે છે, તેને મદદ કરે છે. અને પોતા ઉપર થતા પ્રહાર વિગેરેને પણ તે સહન કરી લઇ તેનું માન રાખે છે. એ ગરીબોને ! ધન્ય છે એજ એની સંપત્તિ છે કે જે પરલોકમાં પણ સાથે આવી શકે છે. ધનિકની ધનસંપત્તિ તો જીવતાં પણ ચંચલ છે તો શરીર પડી જતાં પછી તો તે કામનીજ શી ! ગરીબવર્ગે હમેશાં સંતુષ્ટ રહેવું જોઇએ કેમકે જે ગુણ ગરીબ સ્થિતિમાં છે, જે સુખ ગરીબ સ્થિતિમાં છે અને જે જન્મનું સાફલ્ય ગરીબ સ્થિતિમાં કરી શકાય છે તે તેથી વિપરીત સ્થિતિમાં સંભવિતજ નથી. ગરીબ સ્થિતિ તો ઠીક પણ તેવી સ્થિતિમાં પણ સમજુ લોકો વધારે સંકટો માગે છે તેનું કારણ શું ! શું તેને સુખના દિવસો નહિ ગમતા હોય ? ન ગમે કેમ ? પરંતુ તેઓ સંસારના ક્ષણિક સુખમાં લલચાતા નથી પણ કોઇ અપૂર્વસુખમાટેજ સંસારના સુખનો અનાદર કરે છે. કુંતાએ શ્રીકૃષ્ણ પાસે નિરંતર વિપત્તિજ માગી એ શામાટે ? પરમેશ્વરનું નિરંતર સ્મરણ દર્શન થાય અને સત્કર્મમાં અને સદ્ભાવમાં મતિ રહે તેમાટેજ. આટલામાટે ઇચ્છવી તો ગરીબાઇનેજ ઇચ્છવી. તવંગર લોકો પણ કાયર થઇ જાય છે તે વખતે તે સ્થિતિનેજ માનભરેલી જુવે છે, ત્યારે જેને ઈશ્વરેચ્છાથી તે સદ્ગુણની સંપત્તિના અધિકારવાળી ગરીબાઇ મળી હોય તેણે સદૈવ આનંદિતજ રહેવુ. લાજ, મર્યાદા, આચાર, વિગેરે કે જે શ્રીમંતપણાથી શરમાય છે તેજ સઘળાં ગરીબાઇને પગે પડવા આવે છે માટે અમે પણ વિવેકીઓના મતને મળી ગરીબાઈનેજ વખાણિયે છિયે ગરીબ અને તવંગર એ ભેદ કાંઈ ઐશ્વરી નથી. એ માણસના કરેલા ભેદ છે. માટે એમાં કશું માનાપમાન ધારી બેસવુંજ વૃથા છે. તવંગરનું અભિમાન અને ગરીબની દીનતા મિથ્યાજ છે. કોઇના કરવાથી કે કેવળ પોતાના પ્રયત્નથી તવંગરપણું આવી જાય છે એમ પણ નથી. એનો કાંઇ ક્રમ છેજ નહી. કોઇ તવંગર થઇ જાય, કોઇ ગરીબ થઇ જાય એમ પાણીમાં તણાતાં લાકડાંઓના જેવીજ મનુષ્યોની ગતિ છે. તે કાલક્રમ

બધાનેમાટે સરખો છે આવી પ્રારબ્ધ ક્રિયમાણની વિરૂદ્ધ અમારૂ જવુ નથી એ બન્ને કર્મ સ્થિતિને બનાવનારા છે તોપણ તે સ્થિતિ બનાયા પછીજ ઓળખાય એવા છે અને એથી પણ ઉદાસ થવાનુ કશુ કારણજ નથી કેમકે જગતમા ગરીબ કોઇ છેજ નહિ સર્વ પોતપોતાના મનમા તવગર અને પોતપોતાના ઘરના ધણી છે સર્વનેમાટે સતોષનુ રાજ્ય સ્થાનીનમા છે અને સહુએ કાળકર્મના યંત્ર ઉપર લાકડાની પૂતળીની પેઠે નાચનારા છે તેની આગળ તો અધિરાજ કે મહારાજા પણ પરતંત્ર અને દીન છે તો બાપડા ધનવાળાની તો વાતજ શી કરવી ? ગમે તો ગરીબાઇ હોય કે ગમે તો શ્રીમતાઇ હોય પરતુ જે સ્થિતિમા વિનય, વિવેક, સરળતા, સત્ય, દીર્ઘદૃષ્ટિ, દયા, દાક્ષિણ્ય, ઉદારતા, ગભીરતા નમ્રતા, પરોપકારિતા, વિગરે ગુણો સહજ પ્રાપ્ત થતા હોય તેજ સ્થિતિ ઉત્તમ છે અને તેજ સુખ કરનારી છે માટે તવગરપણુ કે ગરીબાઇ એ ધનના સબધથી બોલાતા શબ્દો ઉપર કાઇ આધારજ રાખવો અયોગ્ય છે ગુણનો આધાર રાખવો એજ મનુષ્યની મનુષ્યતાને ઉજાળનાર છે

---

## लोकनु उभराई जवु

---

કોણ જાણે કાળયોગથી કે કોણ જાણે દેખાદેખીથી કે કોણ જાણે સ્વતંત્રતાથી કે કોણ જાણે સાધનોની અનુકૂળતાથી પણ કાઇ લખીને પ્રકટ કરવાની હોંશ લોકોમા બહુ વધી પડેલી જણાય છે નિશાળના ૪ થા ધોરણમાથી નીકળીને પેઠેલા એજ વાત યાદ આવે છે કે હવે કાઈ ચોપાનિયુ કે ચોપડી બહાર પાડીને નામાંકિત થઇએ તો ઠીક લખવાનો વિષય શો છે, લખવાની શક્તિ કેવી છે, અને તેથી પોતાને અને પરને શો લાભ છે તે વિચાર તો સ્વપ્નમા પણ નથી આવતો જેમ જેને કાઈ નહિ આવડે એવા ભાગ્યુ તુટ્યુ ભણેલા કેટલાક ઉટવૈદુ પકડી લે છે તેમ હમણા લેખકવર્ગ પણ એ પ્રકારનો વધારે થયો છે સારા લખનારા હવે આપણે શુ લખીયે એમ ધારી શરમાય છે પણ હમણાના લેખકવર્ગને શરમાવાનુ કાઇ છેજ નહિ નામ અને પૈસાની આશા પરિપૂર્ણ હોવાથી અને અકલ અવારે વેચાણેની હોવાથી સૌને થોડુ ઝાઝુ જે કરે તે પોતાના મનમા સારૂજ લાગે છે વળી લોક વિચિત્ર પ્રકૃતિનો તથા જુદા જુદા અધિકારવાળો હો

વાથી જેવું જે બહાર પડે તેવું તેના ગ્રાહકો તેને ખરીદે છે. આથી કરીને વિદ્વાનવર્ગના લેખની અને વિદ્વાનોની પોતાની પરીક્ષા નાશ પામતી જાય છે. લખવાનો વિષય કેવો પસંદ કરવો, તેમાં રચના કેવી લાવવી, જનસ્વભાવો પણ સઘળા કેવા ઉપયોગી છે, વેહેમ કે રીતભાત જે ટળવામાટે કેહેવામાં આવે તે સંભવિત છે કે અસંભવિત, વિગેરે વિચાર કેટલાક લેખકો કરતાજ નથી. કરે ક્યાંથી ! કુવામાં હોય તેટલુંજ અવેડામાં આવે. આ પ્રકારની પોતાની અલ્પ શક્તિને લીધે ખબર જેને નથી એવા મેહેરબાનો "અમે કાંઇક છિયે" એવું અભિમાન ધરી લેછે. જગત પ્રથમથીજ પ્રપંચરૂપ છે એટલે તેમાં સઘળા પ્રપંચો સમાઈ શકેછે. કોય, કવિ કોઇ સભાનો મંત્રી કોઈ મંડળીનો વ્યવસ્થાપક, કોઇ એડીટર અને કોઇ કુંપનીરૂપ થઇ બેસે, એમ ગમે તે રૂપે થઈ બેસી લોકોને ભુલાવે તેને કોણ પૂછે કે તમે શું કરો છો? આમ કરવાથી પોતાના લાભ શીવાય જગતને કશો લાભ થવાનો સંભવ નથી, પરંતુ વખતે હાનિ થવાનો તો સંભવ છેજ. પણ જગત સ્વતંત્ર થયું એટલે કોઇ કોઇને કહી શકે તેવું નથી. આનેમાટે મોટા વિદ્વાનવર્ગે પરીક્ષક થઇને તેમજ ગ્રંથકર્તા થઇને દેશના હિતમાટે બહાર પડવું જોઇએ તથા પતંગીયાની પેઠે પ્રકટ થતાં પુસ્તકના રૂપના કાગળીયાનો અને હજારગણી જુઠાઈવાળાં હેડબીલોનો જેમ ઘટાડો થાય તેમ પ્રયત્ન કરવું જોઇએ. પણ, વિદ્વાનો શું કરે? એપણ બિચારા જંજાળમાં પડેલા હોવાથી અને પ્રતિસ્પર્ધા વધી જવાથી ચુપચૂપ થઇ ગયા છે; તેમ તેને ઉત્તેજન આપનારા કોઈ હોતા નથી. નિરંતર અતિ વિદ્વાનવર્ગ આળસુ અને પોતાની વિદ્યામાં મગ્ન રહે છે. તે લોકોપકારમાટે કાંઇ કરે તોપણ તે મેં કર્યું છે એમ માનતા નથી અને એમાં કાંઇ અધિક કર્યું સમજતા નથી. તેઓ રખેને પ્રજાને આપણું પ્રયત્ન નિરુપયોગી થાય એમ જાણે છે પણ સાધારણ વર્ગ એમ જાણતાજ નથી. એ તો એમજ જાણે છે કે જે દોડીને આગળ ગયો તે ગયો. પાછળ રહ્યો તે પાછળજ સમજવો. એમાં વિદ્યા શું કરવાની હતી ? પરંતુ વિદ્વાન, અવિદ્વાન વિગેરેની પરીક્ષા ક્યાં પ્રથમ થઈ શકે છે? તેમ સાધારણ અસાધારણની કે સારા માઠા જ્ઞાનની પણ ક્યાં પરીક્ષા થઈ શકે છે? કેમકે એ તો નીવડે ત્યારે જણાય છે અને તે જણાવું એ પણ વળી પરીક્ષક વર્ગ ઉપર જાય છે. એટલે આખર તો ક્યાં ગયા હતા કે ક્યાંઇ નહિ એવું છે. વાઃ ! કેવી અદ્ભુત રચના.

ઠીક છે ત્યારે થાના ત્રો જે થાય તે આને જોયા કો પ । એટનુ તો ઈશ્વર પાસે સૌએ ઇચ્છવુ જોઇએ કે ધર્મ, નીતિ, આયુષ્ય અને ઉદ્યમને હાનિ । પહોચે તેવી ગીત કરવાની સદ્બુદ્ધિ બહાર પડનારાઓને આને એટલે ગસ વિદ્વત્તાની પરીક્ષા નથી અને અભિમાનનો અંકુર અતિ દૃઢ જામેલો હોય તેથી પોતપોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરી શકતા ના પણ પોતાનુ ાય સર્વોત્કૃષ્ટ માને છે આમ / નિશ્ચયવાળા એનેએ રસ્તે લાગી રેહેનારીમાના રણ વર્ગના કે વિશેષ વર્ગના વખાણના પાત્ર કોઈનાર થઇ જાય છે એ એક નિશ્ચિન્તતા છે બહુ વિચારવાન કે જુના વિચારના વિવેકીઓ ભલે ચિંતા કર્યા કરે પણ જગતનો અનાવિત પ્રવાહ જે વહ્યા કરે છે તે મનુષ્યપ્રયત્નથી તો ગ ન પડનાનોજ નથી કાનયોગથી કોઈ પક્ષની પ્રબળતા કે નિર્બળતા થાય તો ભલે, પરંતુ વિદ્યા અવિદ્યા, તેમ દભ અને સત્યતા એમ સઘળુ સાથે ને સાથે ચાલ્‍ન કરવાનુ આમ ઈશ્વરની સૃષ્ટિમાજ આપ ને વિચિત્રતા લાગે છે તો આગળ શુ વાત કરવી ? ધર્મનેમાટે ગળ્યો નાખતા લોકોએ ચુપચુપ બેસી રેહેવાનુ છે, કેમકે ધર્મ એ તો હવે સ્વેર આચારરૂપે સર્વને ભાસે છે કુળજાતિ વિગેરેના ગતભાતનેમાટે મથન કરનારાએ નિશ્વાસ નાખતા બેસી રેહેવા જોઇએ, કેમકે પોતે પોતાની ઇચ્છાવાળા નારની કુળજાતની ગીતભાતજ સત્ય સમજવામા આવી છે મન વચન કર્મની હિંસા ન થવાનેમાટે દાયતોબા કરનારાએ હવે આસુ લાવીનેજ બેસી રેહેવુ જોઇએ, કેમકે મનુષ્યશરીર વગરના પ્રાણીમાત્ર હવે સર્વત્ર મનુષ્યને ઉપયોગીજ ગણવામા આવ્યા છે હવે તો કાનનીજ વાટ જોવી રહી કેમકે એ કાઇ કોઇના તાબામા નથી તે કાળ જેવો દેખાવ આપે તેવો સર્વને જોવો પડે છે અને જે કાળે જેવો ગ નાવ બને છે તે કાળે તેવા તેવા સ્વભાવના લોકોને તે બહુ પ્રિય લાગે છે વિવેક એટલે શુ એ તો હવે વિસ્મરણ થતુ ગયુ છે ખાવુ પીવુ, સુવું અને કમાવું એમા પછી ગમે તેમ કરવુ એટલુજ માત્ર સામાન્ય રીતે સમજાયુ છે ભેદભાવ માત્ર અણબનાવ એટનોજ રહ્યો છે બીજો ભેદભાવ જોવામા આવતો નથી તથા કેટલાક તો કળિયુગને સત્યુગનુ નામ આપી કૃતાર્થ થાય છે પણ સત્ એ નામને અનુસરતા મનુષ્યપ્રાણીમાં સદ્ગુણો છે કે નહિ તે તો ભોળાશયબુદ્ધિમા વિચાર કરેજ શાનો ? જ્યારથી સૃષ્ટિ થઈ હશે ત્યારથીજ લોકનુ ઉભરાવુ થવા માડ્યુ હશે પણ હજી તેનો અંત આવ્યો નથી અને હવેપછી ક્યારે આવશે તે નિશ્ચય નથી એટના

માટે પરમેશ્વર પાસેજ હવે માગવાનું રહ્યું કે સર્વનાં અંતઃકરણ નિર્મળ કરીને સર્વને યોગ્ય ઉદ્યમપર ચડાવે અને વિદ્યા વિવેકઆદિની વૃદ્ધિ કરે.

---

## प्रारब्धनी विचित्रता उपर एक वात.

( સંબંધ પાને ૬૬ થી )

માવતરને પોતાના બાલકોને જોવાનું વારંવાર મન થાય છે એ સ્વાભાવિક છે. માટે મારે હવે રોજ બે વખત દર્શન લેવા જવું જોઇએ. રણાનુબંધથી હુંજ આટાણે એનું સર્વસ્વ અને એના સુખનું સાધન છું. પણ અરે, હું હવે કેમ પડ્યો છું? મહારાજાએ મને આજે વેહેલું આવવાને ફરમાવ્યું હતું તે તો હું ભૂલીજ ગયો. આમ વિચારી મનુભા ઉઠયા. એટલામાં એક અનુચરે આવીને ખબર કહ્યા કે રાવજી મળવાને આવેછે તેથી મનુભા સ્વસ્થ થયા અને રાવજી અંદર આવ્યા. મનુભાએ રાવજીની નીચે ઘણા દિવસ નોકરી કર્યા છતાં રાવજી તેને યુવરાજ જેટલું માન આપતા હતા અને મનુભા પણ તેને હિતૈષી વડિલ તરીકે સમજતા હતા. પરસ્પર યોગ્ય સન્માન પૂર્વક ગાદીપર બેઠા પછી વાતનો પ્રસંગ ચાલતાં રાવજીએ જણાવ્યુ કે મહારાજાની વૃત્તિ હમણાં વિક્ષેપમાં આવી પડી છે. તમને હું જણાવી ચૂકો છું કે સ્વાર્થી લોકોએ તમારી ઉપર અપ્રીતિ લાવવા મહારાજા પાસે ઘણાંએ પ્રયત્ન કર્યા છતાં તેઓ પોતાના પ્રયત્નમાં ફાવ્યા નથી, તેથી હું તમારાં સારાં ભાગ્ય સમજું છું. સઘળો કામકાજનો ભાર તમારી ઉપર મહારાજાએ નાખી દીધો છે. એ પણ કાંઈ થોડા સંતોષની વાત નથી. રાજ્યની સંભાળ સંબંધી ચિંતા મહારાજાને હવે કશી રહી નથી. માત્ર કુમારી ચંચલાનેમાટે ઠેકાણું શોધ્યું નથી એટલીજ ચિંતા બાકી છે. સ્વાર્થી લોકોએ લાગ જોઇનેજ એક ઓઠું ઉભુ કરી રાખ્યું છે અને મહારાજાની પ્રથમ તેમાં અનુમતિ હતી, પણ તમારા ગુણ જાણ્યા પછી મહારાજાને તે અપ્રિય થઈ પડેલ છે. સ્વાર્થી લોકોનો વિચાર જેમ તેમ કરીને ચંચલા કુમારીનો સંબંધ કોઈ સાથે કરાવી રાજ્યસુખ માણવાનો છે, પણ તેમાં તે નિષ્ફળ થવાનાજ. તોપણ તમારે મહારાજાથી જરાપણ જુદું પડવું નહિ. એકાંતવાસમાં અથવા બગીચામાં પડ્યા રેહેવાનું હવે છોડી દેવું એમાં વધારે લાભ છે. મનુભાએ કહ્યું

કે તમે મારા હિતૈષી છો, અકારણ સ્નેહી છો પરન્તુ આપ જે ભય ગણા વો છો તેવો ભય મને કાંઈ છે / નહિ અનુભવે મને જપે પોંચાડ્યો, જેણે તમ સરખા સ્નેહીઓને મેળવી—આપ્યા અને જે મહારાજાની છાયા તળે સુખ આપ્યુ તેને શુ મારી ચિતા નથી? સ્વાર્થી લોકો ગમે તે ખટપટ કરે તેની સાથે કાંઇ આપણે લેવા દેવા નથી મહારાજાને સંતોષ ઉપજાવવો એટલુજ મારુ કામ છે એવા પ્રીતિથીજ હુ બંધાયો છુ માતાપિતાની સેવાનુ સુખ નથી અનુભવાયુ તે અહીં અનુભવવા આ વ્યો છુ બાકી કાઇપણ પ્રકારની મારે આશા નથી અહી મારુ શુ છે અને બીજા લોકો શુ લઇ જવાના છે? રાવજીએ કહ્યુ કે તમારુ નિસ્પૃહ પણુ હુ જાણુ છુ તકરાર કરવાનો આ વિષય નથી પણ જ્યારે મને ખ રો હિતૈષી લેખ્યો હોય ત્યારે મારી વાત ઉપર થોડુક ધ્યાન તો આપવુ જોઇએ કે નહિ? મનુભાએ કહ્યુ કે થોડુ કેમ? પૂરુ ધ્યાન આપવુ જોઇએ રાવજીએ કહ્યુ, ત્યારે હુ કહુ છુ કે બચના કુમારના બંધનુ નક્કી થઇ જાય ત્યાસુધી તમારે મહારાજાની પાસેજ રહેવુ એ કુમારીનુ કલ્યાણ કરવામા તમે પણ બંધાયેલાજ છો મનુભાએ કહ્યુ કે એ વાત ખરી છે હુ ઘણા વર્ષના સહવાસથી કહી શકુ છુ કે તમારો ઉદ્વેગ રહે એવુ કાઇપણ નહિ થાય સ્વાર્થનો ભેદ પોતાના પ્રયત્નમા મારે તેમ છે / નહિ તોપણ હુ તમારી વાત ઉપર ધ્યાન આપીશ રાવજીએ કહ્યુ કે મારે એટલુજ કહેવાનુ હતુ એમ કહી તરત રાવજી ઉઠયા મનુભાએ પુછ્યુ, કેમ? રાવજીએ કહ્યુ, મહારાજ સાથે મારે બહાર જવુ છે મનુભાએ કહ્યુ ત્યારે આપણે ભેગા સાથે જઇએ છિયે એટલામા ચોપદાર બોલાવા આવ્યો તેમાંરે મનુભા અને રાવજી સાથે બહાર નીકળ્યા

શ્રીનગરની શોભા રળીયામણી હતી ગામને ફરતો કિલ્લો હતો મોટા દરવાજા ચાર હતા કિલ્લાને ફરતી ખાઇ હતી અને ચારે બાજુ નાના મોટા બગીચાઓથી શોભા જામી રહી હતી રામરાજ્યની પેઠે સર્વ રીતે સુખ ભોગવનારી પ્રજા અત્યંત આનંદમા નિર્ભયરીતે જીવિતનુ સા ફલ્ય કરતી હતી ઉગમણી કોરને દરવાજે ભૂતનાથ મહાદેવની એક જ ગ્યા હતી તેમા એક કોરે વડની છાયા નીચે ખાખીઓની જમાત ઉતરી હતી સાંજ સવાર દર્શન કરવા આવતા લોકોમાના લોકો કેટલાક ખાખી બાવાને દૂરથી નમન કરી જતા હતા અને કેટલાક ખાખી બાવાની આગળ

ધખતી મોટી ધૂણી પાસે આવી ગાંજો ફુકતા હતા. વીરસેન મહારાજાને સાધુ સન્યાસી વિગેરેપર ઘણો ભાવ હતો તેથી તેનો તપાસ રખાવી પ્રસગે તેઓની પાસે જતા એટલે આ સ્થળમાં આ અતીતો પાસે મહારાજાનું આવવુ થાય એ સ્વાભાવિક હતું. રાવજી અને મનુભા સાથે મહારાજાની સવારી આવી. ગાડી અને સવારો બહાર રાખી મહારાજા મહાદેવનાં દર્શન કરી જમાત પાસે ગયા. ગલીચા નખાયા અને કચેરી બેઠી. ક્યાંથી આવો છો? ક્યાં જવાનું છે? કેટલી મૂરત છે, સિધાપાણીનું કેમ ચાલે છે? વિગેરે વાતો ચાલી. સૌથી મોટો ખાખો તો મનુભા સામુ ટગટગ જોયા કરતો હતો પણ તે કાંઇ બોલ્યો નહિ. ખાખી બાવાનો બંદોબસ્ત કરી થોડીવારે મહારાજ ઉઠયા અને ચોપદાર પોકાર્યો. ગાડીમાં બેસી સવારી ચાલવા માંડી અને મશાલો પ્રગટાઇ એટલામાં પોલીસના સીપાઇએ આવી ખબર દીધા કે ઉત્તર તરફના દરવાજા આગળની ધર્મશાળામાં કોઈ બૂઢા સન્યાસી આવેલા છે. અને કોઈ હરામખોર તેને હમણાં મારીને જતો રહ્યો. સંન્યાસી કોણ? તેને શામાટે કોઈ મારે? મારનાર કોણ હશે? વિગેરે થોડીવાર વિચારો થયા મહારાજાની સવારી દરબારમાં પધારી અને રાવજી તથા મનુભા તેની તપાસ માટે ગયા. મસાલો સળગાવી હાજર રાખી. ગામ બહાર જે જે નવાં માણસો અને સાધુ સન્યાસીઓ આવ્યા હોય તેને જવા ન દેવાને તથા શક પડતા માણસોને પકડવાને હુકમ કરીને રાવજી તો માણસોની ભીડ દૂર કરી સન્યાસી પાસે ગયા. તેની સાથેના બે ચાર જણા સન્યાસીને મૂર્છાવસ્થામાં ઝાલી બેઠા હતા. થોડીવાર રાવજી ટગટગ જોઈ રહ્યા એટલામાં સન્યાસીને શુદ્ધિ આવી પોતાની સામે ઉભેલા રાવજી અને મનુભાને જોઇ તેણે હાથને સનકારે પાસે બોલાવ્યા. તે પાસે આવ્યા તેની સામુ એકનજરે જોઈ ફરીને સન્યાસીએ આંખ મીચી. તેમાંથી પાણી ચાલ્યાં રાવજી અને મનુભાને આશ્ચર્ય થયું. સન્યાસી મહારાજ અશક્તિ અને અપરિચયનેલીધે કાંઈ બોલ્યા નહિ. મનુભાને તેને દેખી કાંઈ કાંઈ પ્રેમભાવ આવવા માંડ્યો પણ તે પોતે સમજી શક્યા નહિ. થોડીવાર આ સર્વ પ્રસંગ જોઈ માણસની જુબાની લઇ તેને અન્ન ઔષધની ગોઠવણ કરાવી દઇ ને રાવજી તથા મનુભા નગરમાં ગયા. કોઇ સન્યાસીને કોઇ મારીને નાસી ગયાના ખબર અતીતની જમાતમાં પોચ્યા તેથી તેમાંનો મુખી અને બેચાર બીજા જણ દોડતા ગયા. તે ગયા તે વખતે સંન્યાસી બાવા શુદ્ધિમાં આવ્યા. ખાખી બાવાએ પગે

લાગી પુછ્યુ કેમ મહારાજ! શી આજ્ઞા છે? સન્યાસીએ ખેખારો મારી સામુ જોયુ કાઇક આકૃતિ અને સ્વરથી ઓળખી વધારે નિશ્ચય થવા ઉત્તર આપ્યો કે તમારા દર્શન થયા એટલે મન મારે શાંતિ વળી મારી માયેના માણસો વિગેરે ને મહારાજ્ને ખાખી બાવાએ પણ સ્વર કાઇક ઓળખ્યો અને વધારે ઓળખવા તેને સાગ્રહ આપી કહ્યુ કાઇ ચિંતા નહિ આપ અમારી જમાતમા પધારો તો ઠીક સન્યાસી બાવાએ કહ્યુ કે એમ ઠીક નહિ પડે અહીં ઉપચાર ઠીક ચાલે છે ખાખી બાવા, પાસે કોઈ નવુ નહિ દેખવાથી બોલ્યા કે મને ઓળખ્યો? સન્યાસી બાવાએ કહ્યુ, હા ખાખી બાવા બોલ્યા કે ત્યારે હવે શુ કહો છો? સન્યાસી બોલ્યા કે જીવીશ તો ઘણુએ કહીશ તરતમા એટલુજ કે અહીં આવેલા બે જણને મેં અનુમાને નથી ઓળખ્યા છે રાજકુમાર જેવો હતો તેજ આપના અન્નદાતા કે નહિ? ખાખી બાવો બોલ્યા હા એજ પણ બીજુ કોણ છે? સન્યાસી બોલ્યા કે એ પણ મારી ધારણા ખરી પડે તો સંતોષકારક નીવડશે ખાખીએ પુછ્યુ કે એવુ એ કોણ છે? સન્યાસીએ કહ્યુ કે એ મારો બાળમિત્ર ક્ષત્રિયપુત્ર લાગે છે પણ ફરી જોવો જોઇએ ખાખીબાવા ખુશી થતા અને ખે કરતા બોલ્યા કે આપની તબીયત વિષે આપને ભરોસો ન હોય તો તેને બોલાવિયે સન્યાસી વિચારમા પડી ગયા ઉતાવળ કરવાથી કાઇકનુ કાઇક થઈ જાય તો ઠીક નહિ આપણુ ધારેલુ ખરુજ ઉતરે એની કેમ ખબર પડે મને નથી લાગતુ કે મારુ શરીર પડી જાશે માટે સાવચેતીથી કામ લેવુ તે સારુ આ ખાખી બાવાજ કદી ગોડજી ન હોય તો પછી એક કરતા બીજુ થઈ પડે માટે વાત ઉડાવી દેવી તે સારી એમ વિચારી સન્યાસી બોલ્યા કે બાવાજી! હુ વેદનામા શુ બોલુ છુ તે સ્મરણ નથી રહેતુ માટે મને સુખ થવા દ્યો અને હમણા ઘણીવારથી આપ આવ્યા છો માટે સુખેથી પધારો કામ પડશે તો બોલાવીશ ખાખી બાવા ઉઠયા પણ તેના મનમા શકા પેઠી તેથી વિચાર કરવા લાગ્યા કે એને શકા કેમ આવી હશે? શુ મને તેણે નહિ ઓળખ્યો હોય? શુ એ હરિદત્ત નહિ હોય? ના એમ તો બનેજ નહિ આકૃતિ અને બોલી ઉપરથી તો તે ખરેખરા તેજ લાગે છે પણ સન્યાસી કેમ થયા હશે? કોઈ લોકો તેને મારી ગયા તે ઉપરથી સન્યાસનુ કારણ પણ જણાઈ રહે છે જેમ હુ ખાખી તેમ તે સન્યાસી પણ મારી જનારા કોણ હશે? એમા શકા

શી કરવી ? એ તો ભીમભાનાંજ માણસો હોવાં જોઇએ પણ રખેને હું ભુલ કરતો હોઉં. કોઈને બદલે કોઈ હોય તો શું ખબર પડે? પીડા માત્ર એટલી છે કે જો હરિદત્ત હશે ને જીવશે નહિ તો આજસુધીની સઘળી મેહેનત માથે પડશે. હશે. જે હશે તે ધીરેધીરે જણાઈ રેશે. આથમ્યા પછી અસુર શું અને લુટાણા પછી ભય શું ? આમ વિચાર કરતા ખાખી બાવા ભૂતનાથમાં ગયા. સન્યાસી બાવાને પણ એવોજ વિચાર આવ્યો કે મારી પાસે આવેલો ખાખી રખે ને કોઈ ભીમભાનો માણસ હોય. નાના એ તો ન હોય. આકૃતિ અને સાદ તો ગોડજી જેવોજ લાગે છે. પણ ત્યારે તે ખાખા કેમ હોય? અહીં તેને શી બીક હતી ? પણ નહિ, મને જેવી બીક તેવીજ તેને હોવી જોઇએ. આવે વેશેજ કુમારને સહાય કરી શકાશે. આવા વિચારો કરતાં કરતાં ઉંઘી ગયા.

રાવજી તો સન્યાસી બાવાને મેલીને મારનારાઓની તપાસમાં પડ્યા હતા. અતીતોના સ્મશાનની પડી ગયેલી દેરીયોમાં ગોડગજાણીયા ઉતર્યા હતા. તેઓ પોતાનો ઉચાળો લઇ ત્યાંથી નીકળી જવાની ઉતાવળમાં દોડ દોડ કરતા હતા એટલામાં પોલીસના સોપાઇઓએ આવી તેને રોકયા. અને એટલામાં સગડ પણ તે જગા ઉપર આવી અટકયો. આજીજી કરતાં અને સમજાવતાંએ છુટકો ન થયો એટલામાં રાવજી આવ્યા અને તેમાંના મુખ્ય મુખ્ય ૪ માણસને પકડી પેગમાં મોકલી દઈ ઘેર ગયા. રાવજીને આ બનાવ આશ્ચર્ય ભરેલો લાગ્યો. ગોડબજાણીયાઓ સન્યાસીને શામાટે મારે? સંસારથી વિરક્ત થયેલાને કોની સાથે વેર હોય કે આમ મારી જાય. વાત કાંઈક શક પડતી તો ખરી. એણે મારી સામી નજર કરી પણ તે બોલી ન શક્યા. પણ કોઇ ઘણા કાળની પરિચિત હોય તેવી તેની આકૃતિ જણાઇ. પણ એ કોઇ પરદેશી અને સન્યાસી છતાં કોઇ પરિચિત માણસ નીકળે એમ કેમ ખાત્રી થાય? પણ હવે આમાંથી કાંઇક તો વાત ધીરે ધીરે બહાર પડશે ખરી. આમ વિચાર કરતા રાવજી ભોજન કરવા ગયા. મનુભા પણ જુદા પડી ઘેર ગયા ત્યારથી તેજ વિચારમાં પડ્યા હતા. ઘડીમાં બારીએ ઉભતાં,ઘડીમાં ખુરશીએ બેસતાં, ઘડીમાં આંટા દેતાં, ઘડીમાં ડાઢીયે હાથ ફેરવતાં, તેનું ચિત્ત વારંવાર ઘોડા ઘડ્યા કરતું હતું. એ તે કેમ સંભવે? સન્યાસીને તે વેર કોની સાથે હોય? કદી ધનની લાલચે કોઈ મારી ગયું હોય તો હોય, પણ તેની પાસે ધન પણ હોય નહિ. એની આકૃતિ અને

બોલવા ઉપરથી જાણે કોઈ પૂર્વે જોયેલો માણસ હોય એમ લાગે છે પણ શુ જાણીયે કે આશ્રમ ઉપરની આસ્થાથીજ એમ જણાતુ હોય તો કેમ ખબર પડે? એણે પાસે બોલાવીને ફરી આખ વીચી અને આખમાથી પાણી પાડયુ પણ તેથી માગની વેદના શિવાય બીજી કલ્પના કેમ થઈ શકે? કાઇક ભેદ તો હોવો જોઇએ ઘણાએ ગુપ્ત વેશે ફરે છે એમ આ પણ કોઈ હોય તો કોણ ના પાડે? પેનો બાખી તો મારા સામુજ જોઈ રહ્યો હતો એની આખ પણ જાણે કેમ મને ઓળખની હોય તેમ હસતી હતી પણ એવો માણસ કોણ હોય? આ સ્થિતિમા મને મળવા આહીં આવે? હશે કાલે જે હશે તે જણાઇ જેશે એમ કહે છે ત્યા માણેક આવીને માજી બોલાવે છે તેના ખબર આપ્યા પોતાને ત્યા જવુજ હતુ તેથી તે ત્યાર થઇને રાણી પાસે ગયા 'આવો ભા' કહી રાણીએ આસન અપાવ્યુ તે ઉપર મનુભા રાણીને નમન કરી ઘણુ જીવો આશીર્વાદ લઇ બેઠા રાણીએ પુછ્યુ ભાઇ, કેમ વાર લાગી? કુમારે કહ્યુ માજી! આજે મહારાજા સાથે ફરવા ગયો હતો ત્યાથી એક સન્યાસીને કોઈ મારી ગયુ તે જોવાને રાવજી સાથે ગયો હતો તેથી વાર લાગી હવે આજ્ઞા હોય તે ફરમાવો રાણી બોલ્યા, કાઇ નહિ પણ એટલુજ કે સાજ સવાર બે વખત પધારતા જાઓ તો ઠીક કુમારે કહ્યુ, મને પણ એજ વિચાર આજે આવ્યો હતો આપના દર્શ નથી મન આનદમા રહે છે અને શીખામણો મળે છે તે જાદી રાણી બોલ્યા કે તમે હવે મોટા થયા રાજનો ભાર બધો તમારેજ માથે છે પુત્રસુખનો સતોષ પણ તમેજ કરાવ્યો છે હવે માત્ર તમારો વિવાહ કરવાનો છે તેની ગોઠવણ મહારાજાના મનમાજ છે તમે મોઢે નથી કહેતા પણ મનમા કદી વિચાર આવતો હોય એમ જાણી મહારાજાની આજ્ઞાથી ત અને આ વાત સભળાવુ છુ મનુભા નીચુ જોઇ સાભળી રહ્યા ઉત્તર આપવાનુ કાઇ સુજ્યુ નહીં રાણી સમજી ને બોલ્યા કે એવિષે વિચાર કરવા જેવુ કશુ છેજ નહિ તોપણ નિરાતે વિચારી જો જો અને કાઇ ઉત્તર દેવાનો હોય તો સુખેથી દેજો મનુભા બોલ્યા કે એમા વિચાર કશો કરવાનો છેજ નહિ પરતુ ઉતાવળ કરવા જેવો પ્રસગ નથી, અને મારા મનમા એ વાતનો અકુરજ નથી હુ માત્ર માતાપિતાની સેવાનો અનુભવ લેવાજ આપની છાયામા વસુ છુ રાણીએ કહ્યુ કે એટલામાટે મહારાજાને તમારે માટે સર્વ ચિતા છે હવે પછી શુ બને છે તે જોવાનુ છે આટલુ કહે છે'

ત્યાં કુમારી ચંચલાને વિંછી કરડ્યાના ખબર બાનડી લઈ આવવાથી માજી ઉઠ્યાં અને મનુભાએ પણ ઉપાયો લાવી આપવા રજા લીધી. રાણી ચંચલા કુમારી પાસે જઇ ઘડીમાં હાથ ફુંકવા, ઘડીમાં માથે ઉનું પાણી રેડવા, ઘણીમાં વાયુ ઢોળવા, ઘડીમાં અફીણ ચોપડવા, ઘડીમાં સાકરનું પાણીપાવા, ઘડીમાં ગંધકનો ધુમાડે દેવા, ઘડીમાં ખમા બાપુ હમણાં ઉતરી જશે એમ કેહેવા અને માનતા માનવા લાગી ગયાં. ક્યાંઇથી દોરા ધાગા આવવા લાગ્યા. ક્યાંઇથી વિભૂતિઓ આવવા માંડી, અને ક્યાંઈથી મંત્રેલાં પાણી આવવા માંડ્યા તેમાંથી વિશ્વાસ લાયક સાધનને ઉપયોગમાં લઇ ઘણાએ શ્રમ કર્યો પણ તે નિષ્ફળજ. કોમળ પુષ્પ અગ્નિના તાપથી કરમાય તેમ સુકુમાર ચંચલા કરમાયાં અને વેદનામાં ને વેદનામાં અને ઔષધના નિષામાં કાંઇક બેભાન જેવી અવસ્થા થવા લાગી. દાસીયો પવન કરવા લાગી, બેચાર તેને ચાંપવા લાગી, ખમા બા હમણા મટી ગયું એમ કેટલીક કેહેવા લાગી. અને રાણી તો બાષ્પકંઠથી કાંઇપણ નહિ બોલતાં માત્ર પોતાના પવિત્ર અંકમાં તેને ધારણ કરી શોકસાગરમાં બુડી ગયાં. એ ગડબડમાં એક મુદ્રિકા માણેકે આવીને ચચલાની પાસે મેલી દઈ પછી મોટેથી રાણીને કહ્યું કે માજી! જુવોને આ બાનો મુદ્રિકા નીકળી ગઈ છે તે તેને પેહેરાવો. રાણીએ આંગળીમાં નાખતાં ઢીલી પડવાથી કહ્યું. ભલે નીકળી ગઇ. રાખ હમણાં. પછી વાત. જરા સુખતો વળવાદે. અરે કોણ જાણે ક્યારે સુખ વળશે? આમ બોલે છે એટલામાં રાવજીનાં સ્રી રૂકિમણી ચંચલાને જોવા આવ્યાં. પોતે વીંછી ઉતારવાનો પ્રયોગ જાણતાં હતાં તેથી વિભૂતિ લઈને હાથ ચોળવા તથા માર્જન કરવા લાગ્યાં. આથી કરીને ચંચલાને સુખ જણાયું અને બીજા ઉપચારોની અસર પણ સાથે થઈ. રૂકિમણીએ ઘણીવાર ચંચલાને જોયાં હતાં અને આ વખતે પણ જોયાં તેમાં બહુ ફેર પડ્યો. સઘળી વખત કરતાં આ વખત તેનું હૃદય ભરાઈ આવ્યું. તેને એમજ થયું કે સમુદ્રમાં વાણ ભાગતાં ખોવાયેલી મારી પુત્રી જો જીવતી હોય તો આજ હોય. એની આકૃતિ, મુખપરની નિશાની, કેટલાંક ચિન્હો અને અંતરનો ઉભરો મને સાક્ષી આપે છે કે આ તો એજ. પણ તે વાત હૃદયમાંજ રાખવાની છે. જે મારી છે તે કાંઈ મટી નહિ જાય.

( અપૂર્ણ. )

---

# पुनरुद्वाहविषे विचारना पत्रनो प्रत्युत्तर

તમારો વિસ્તારવાળો પત્ર આવ્યો તે વાચીને અમને સંતોષ થયો છે તમારી સર્વ હકીગત ઉપર અમે વિચાર કરી જોતા તેના જવાબની જરૂર જણાઇ તેથી આ પ્રત્યુત્તર સર્વસમતિથી લખ્યો છે માટે તે લક્ષપૂર્વક વાચીને તમારા વિચારોને નરમ પાડવા એવી અમારા તરફની માગણી છે જેમ તમારૂ લખવુ તમને યથાયોગ્ય ભાસ્યુ છે તેમજ અમારૂ આ લખવુ અમને યથાર્થ ભાસે છે માટે બેમની યથાર્થતા મનન કરી યોગ્ય માર્ગ લેવો એ તમારી યોગ્યતા ઉપર રહેલ છે સકંલ્પાત્મક મનમા જે જે કલ્પનાઓને અવકાશ આપિયે તે તે કલ્પનાઓ એનીમેળે વધીને વિસ્તાર પામે છે, માટે બુદ્ધિમાને નિગ્રહે રહી તટસ્થ થઇને સાર શોધતા શીખવુ જોઇએ અમુકજ સ્થિતિમા કલ્યાણ થાય છે એવો પ્રતિબંધ શામાટે નાખવો જોઇએ ? કેમકે બીજી સ્થિતિવાળાનુ અકલ્યાણજ થાય છે એવુ કાઇ પ્રમાણ નથી કોઇપણ રીતે કલ્યાણને માર્ગ ચાલવુ જોઇએ પછી તે પ્રવૃત્તિવાળો હો કે નિવૃત્તિવાળો હો नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ( કલ્યાણ કરનારો દુર્ગતિ પામતો નથી ) એમ ભગવાને પણ અર્જુનને બોધ આપતા પ્રસગે કહેલુ છે

તમોએ, સર્વ તરફથી કહેવામા આવતા અમો સમજાવવા તથા તમારા મનનો ઉભરાતો ઉભરો બહાર કાહાડવા પત્ર લખ્યો એ બહુ યોગ્ય વિચાર કર્યો, કેમકે એમ થયુ તો હવે અમને આશા રહે છે કે તેનુ પરિણામ સતોષકારક આવશે રોગનુ ઓસડ પાન મળ્યા પછી થઇ શકે છે પણ તે પેહેલા અમારે લખ્યાવિના નથી રહેવાતુ કે આજકાલ વિદ્યા સંપાદન કરીને વિદ્વાન બનેલા તથા અવસ્થાને પહોચેલા પણ વાનરની પેઠે વિહ્વલતાથી બિલાડાના જેવી આખો કરતા ગૃહસ્થાશ્રમી થવાને હડકાયા કુતરાની પેઠે ભટકતા ફરે છે, તેના શોચનીય સમયમા તમારા આ ઉચા વિચારો વાચી અને કેટલીક હકીગત સાભળી અમે બહુ સતોષિત થયા છિયે અને बहुरत्ना वसुधरा એ પદ અમને મનમા સાભરી આવ્યુ છે પણ તમને તે ને તે વિચાર ઉપર નહિ રેહેવા આપવાની અમારા મનની અધિરતાએ અમને ,ચિંતિત પણ કર્યા છે માટે તમારા વાક્યોનો જે પ્રત્યુત્તર

લખાય તે વિચારીને તેનો બરાબર સાર સમજવા પ્રયત્ન રાખજો; જેથી અમારો શ્રમ નિષ્ફળ ન જાય.

ગૃહસ્થાશ્રમ ગયા પછી અમુક અમુક થાય એવું જે સર્વનું કેહેવું છે, તે વાત ઉપરથી મંડાણ કરીને ગૃહસ્થાશ્રમ જવા પછી શરીર અમંગળ કેહેનારાને તમે અવિવેકી ગણો છો. આ ગણવું તમારૂં યોગ્ય નથી. કેહેનારા કદિ અવિવેકી હોય એમ કેહેવું સંભવે પરંતુ તેનો અર્થ કાંઈ અવિવેકવાળો થતો નથી. જગતમાં જે જે પદાર્થો અધૂરા અથવા ખંડિત હોય તો તે તે અમંગળ અને અપવિત્ર ગણાય છે તેમ તેવા થયેલા તે પદાર્થો જગતના ઉપયોગના પણ રેહેતા નથી. અથવા કાંઈ નહિ તો પણ એટલું તો તમારે માન્યા વગર નહિ ચાલે કે ખંડિત અથવા અધૂરો પદાર્થ આખાના જેટલું કામ કરી શકતોજ નથી. ઝાઝું શું કહિયે? નિંદાસ્તુતિ નહિ કરનારા દેવતાની મૂર્તિ પણ ખંડિત કે જોઈતા અંગથી અધૂરી અમંગળજ ગણાય છે પછી બીજી વસ્તુની શી વાત! સઘળા પદાર્થો જેમ એક તત્વના નહિ પણ પાંચ તત્વના મિશ્રણથી બનેલા છે, તેમજ ગૃહસ્થાશ્રમ એક નહિ પણ બે દેખાતાં સ્ત્રી-પુરૂષથી બનેલો છે. એમાંનું એક અંગ ન હોય એટલે તે અશક્ત, અધૂરો અને છેવટ અમંગળ તો ગણેજ. કોઈ વિધવા સારે કામે જતાં સામી મળે તો તમે શામાટે પાછા વળો છો? કદી કાર્યની સફળતાની આગમચેતી ગણીને પાછા ન વળતા હો તો પણ વિવાહાદિકનાં કેટલાંક ઉત્તમ ગણાતાં કે મંગળ ગણાતાં કાર્યમાં તેને કેમ વેગળી રાખવામાં આવે છે? અમંગળ થઈ તેથીજ. તેજ રીતે સ્ત્રી જેમ સ્ત્રીના પ્રમાણમાં તેમજ પુરૂષ પુરૂષના પ્રમાણમાં અમંગળ તો ખરોજ છે. પણ એટલી ઈશ્વરની કૃપા પુરૂષપરત્વે વિશેષ છે તે અમંગળપણું અમુક હદસુધી મટાડવાને તેને સાધનો છે. તો તે સાધનો નીતિ વ્યવહાર અને શાસ્ત્રરીતિને અનુસરતાં હોવાથી તમારે માનવા યોગ્ય છે. એકાએક ફરી જઈને લોકો જે આ શરીર અમંગળ ગણે તો ભલે ગણે, એવા અભિપ્રાયને દર્શાવનારૂં "પેહેલાએ આ શરીર ક્યાં મંગળરૂપ છે" એ વાક્ય કહી વાત માંડી વાળવાનું કરો છો તો પેહેલાં તો એ વાત સર્વ વ્યવહારને લાગુ પડે તેવી નથી. શરીર હાડકાં-ચામડાંથી મઢેલું માટે અપવિત્ર માનશો ત્યારે તેજ શરીરને તમે દેવસેવાને યોગ્ય પવિત્ર શામાટે ગણો છો? અથવા કોઈ પ્રસંગે તમારી કોઈ પૂજા કરે ત્યારે તેને અપવિત્ર પદાર્થની પૂજા કરતાં ગ-

શ્ચય છે કે લોકના અપમાનથી ડરવાનો જરૂર નથી ત્યારેપછી અમે કહિયે છિયે તે ગૃહસ્થ થવાનો માર્ગજ ગ્રહણ કરવો યોગ્ય છે. અમને તો ખાત્રી થઈ જાય છે કે તમે લોકના અપમાનની દરકાર નહિ રાખવાનું જણાવો છો તોપણ તમે લોકમાં સારૂં કેહેવાવા માટેજ આ માર્ગ લીધો છે. અને તે તમારા પોતાનાજ પત્રમાં અમે આગળ ઉપર દેખાડી આપશું. અમારૂં મત એવું છે કે તમે જે હમણાં ધારો છો તે માર્ગ પણ અનિંદ્ય છે તેમ અમે ગૃહસ્થ થવાનો જે માર્ગ કહિયે છિયે તેપણ સર્વમાન્ય અબાધિત અને યોગ્ય છે. માટે એકેયમાં તમને અપમાન થવા જેવું છેજ નહિ. અનાદિથી ચાલ્યો આવતો જુનો માર્ગ છોડી દેવામાં અપમાન છે કે તેજ માર્ગે વિવેકથી ચાલ્યા જવામાં અપમાન છે, તે તમે પણ વિચારી શકશો. આટલો બધો સૂક્ષ્મ વિચાર તમે કરી શકો છો અને નહિ જેવા અપમાનને ગણકારતા નથી ત્યારે તો અમે કહિયે છિયે તેમ કરવામાં પણ કદિ કોઈ મૂર્ખ મશકરીથી અપમાન કરે તો તેથી તમને કાંઇ દુઃખ થાય નહિ. અને એમજ છે ત્યારે તો અમે કહિયે છિયે તેમ કરવામાં કાંઇ પણ હરકત નથી. અને કદી અપમાનથી ડરતા હો તો પણ અમે કહિયે છિયે તેમ કરવામાં કાંઈ અપમાન છેજ નહિ, પણ વ્યવહારમાં ઘણે પ્રકારે તમારૂ માન વિગેરે વધવાનોજ સંભવ છે. અમારો તો વિચાર ત્યાંસુધીપણ ખરો કો વ્યવહારમાં રેહેનારે લોકના બોલવા ઉપર સારી પેઠે ધ્યાન રાખવું જોઇએ કે મઠ લોકમાં જે માન પામે તેજ પરમ ગતિનો અધિકારી ગણાય છે તમારે જો તોલ કરવો હોય તો અમે ખરૂં કહિયે છિયે કે હમણાં જે પ્રસંગ ચાલે છે, અને તમારી યોગ્યતા તથા પ્રામપ્રસંગ છે તે પ્રમાણે તમે ગૃહસ્થ થશો તેમાં તમારી કીર્તિ થવાની છે અને નહિ થાઓ તો મૂર્ખના ગણાવાની છે અને તેની ખરી ખાતરી તો અનુભવ કર્યા વિના મળી શકે નહિ. આમાં અમારો વિચાર એમ છે કે મૂર્ખના ગણાવાની પરીક્ષા કરવા કરતાં કીર્તિની પરીક્ષા કરવી તે વધારે સારૂં છે घृताधार पात्रं वा पात्राधार घृतं એવી પરીક્ષા કરનાર જગતના હાસ્યનુંજ પાત્ર થાય છે એ શું તમે નથી જાણતા ?

પ્રસંગમાં અમારે કહ્યા વગર નથી ચાલતું કે સર્વ આશ્રમોમાં ગૃહસ્થ આશ્રમ બીજે નંબર છતાં તેમાં રહી સુગમતાથી કરવામાં આવતા સાધનોથી કલ્યાણનો માર્ગ લેવાય છે તે તેને પેહેલા નંબરનો ગણાવી શકે છે.

ગૃહસ્થાશ્રમ ગઢ છે અને બીજા આશ્રમ મેદાન છે એક ગઢમા રહેનારો માણસ જોર આવિથી જેવુ પોતાનુ રક્ષણ કરી શકે તેવુ મેદાનમા કદી કરી શકેજ નહિ કામક્રોધાદિક મહા બળવાન જોર છે તેઓ બીજા આશ્રમને જેટલો પરાભવ કરે તેટલો વિવેકી ગૃહસ્થને પરાભવ કરી શકતા નથી શત્રુઓને જીતવામા રાજાને ગઢ છે તે ઉત્તમ સાધન છે તેમ કામાદિકને જીતવામાં ગૃહસ્થાશ્રમ છે તે સારૂ સાધન છે બીજા બધા આશ્રમો એ આશ્રમ ન હોય તો નિરાધાર થઇ જાય છે શક્તિપ્રમાણે કોઇને કાઇ આપવુ, ધર્મ દાન કરવા, અને લોકના કલ્યાણમાટે કોઈ ઉપાય કરવા તે આ આશ્રમ માજ થઇ શકે છે પરતન્ત્રતાવાળો આ આશ્રમ સ્વતન્તતા રખાવે છે પણ બીજા સ્વતન્તતાવાળા આશ્રમ તો ઉલટી પરતન્ત્રતા રખાવે છે, એટલે એમા કાઇપણ બનવાનુ નહિ આમા તમે પરાધીનપણુ માનો છો તો જન્મ વર્યો ત્યારથીજ પરાધીનપણુ સમજનાર તમારા જેવાને આમા વિશેષ પરાધીનપણુ માનવુ એ યોગ્ય નથી કોઇ કાળયોગથી દુ ખ આવી પડે ત્યારે એમ થઇ જાય એમા તમારો દોષ નથી, પણ તમે ધારો છો તેટલુ પરાધીનપણુ આ આશ્રમમા છેજ નહિ અને છે એમ કહો તો પછી બીજા બધા આશ્રમમા શરીર છે ત્યાસુધી પરાધીનપણુ તો રહેશેજ અથવા આ ને આ સ્થિતિમા રહેશો તોપણ પરાધીનપણુ તો રહેશેજ ગૃહસ્થાશ્રમનુ પરાધીનપણુ એ સ્વાધીનતાનુ દ્વાર છે અને તમે માનો છો તેવી સ્થિતિનુ સ્વાધીનપણુ એ પરાધીનતાનુ દ્વાર છે ભાવનામા હોય તે માટી એ કેહેવત તમને યાદ હશે ગૃહસ્થાશ્રમની પરાધીનતા સ્વીકારીને પછી તમે તમારૂ સ્વતન્ત્ર સ્વરૂપ વિચારો એમાજ બહાદુરી છે તે શિવાય તો જેમ જેમ પરાધીનતાને તમે દૂર કરશો તેમ તેમ વધારે વધારે પાસે આવતી જશે કે ઈના જેવુ તમને જે દુ ખ લાગે છે તે તમારી વાતને અમે ઉડાવી નથી નાખતા દુ ખ છે ખરૂ પણ જેમ બીજી સ્થિતિમા છે તેવુજ આમા છે બીજી સ્થિતિમા જો કાઇ સુખ માનતા હો તો આમા પણ કોઇ પ્રકારનુ પણ સુખ છે સુખ દુ ખનો મર્મ એવો છે કે જે જે પ્રસગે જે જે સ્થિતિમા તમે માનો તેને સ્થિતિમા તમને ભાસશે જ્યારે પોતાનીજ ભાવના ઉપરથી સુખ દુ ખ જણાય છે ત્યારે સમય પ્રાપ્ત થયા પેહેલાંજ ચાલતી રૂઢીને શામાટે દુ ખરૂપ ગણવી ? એમા શો લાભ ? તમે વિચારવાન છો માટે જેને હમણા દુ ખરૂપ દેખો છો તેનેજ સુખરૂપ માનો

તો સહજમાં મનાય તેમ છે. અમને તો આશ્ચર્ય થાય છે કે તમારા જેવા વિવેકીને આવીરીતે સુખ-દુઃખની કલ્પના થવીજ કેમ સભવે! શોદરીમાં સાપની ભ્રાંતિ અને ઠુઠામા ભૂતની ભ્રાંતિ અણુક્રનેજ હોય. તમારા મનને તમે સમજાવો તો સર્વ સ્થિતિમાં તમે સુખજ દેખશો. અને મનને નહિ સમજાવો તો ગમે તે સ્થિતિમાં પણ તમે સુખ દેખશો નહિ. ખરૂં કેદખાનુ તો જન્મમણર છે. ખરી પરાધીનતા તે પણ જન્મમરણ છે. તો એને ટાળવામાટે વિનયવિવેકથી અને ધર્માચરણથી વર્તો અને સ્વરૂપને ઓળખો તો સહજમાં દૂર થશે. બાકી અમુક સ્થિતિને તમે કેદખાનું ગણી બેસશો તેથી કાંઇ તમારૂં ખરૂં કેદખાનું મટશે નહિ. અમે કહિયે છિયે તે સ્થિતિ માત્ર વિચાર કરતાંવેતજ તે કેદખાનારૂપે ભાસે છે તે મટી જઇને સુખના સાધનરૂપ ભાસશે એવો તેમાં ચમત્કાર છે. ત્યારે અમારો મત છે કે જે બંધન વિચારથી છુટી શકે તેમ હોય તેને શામાટે છોડવું નહિ? એતો શું, પણ જન્મમરણનુ જબરૂ બધન પણ વિચારથી છુટી જાય છે તો પછી આ નાનાં સરખાં બધનનો શો ભાર છે! કાંઇ પરાધીનતાએ નથી અને કેદખાનુંએ નથી. માત્ર તમારી ભ્રાંતિ છે તેજ તમને તેરૂપે લાગે છે. આજ દિવસ સુધી વ્યવહારમાં જેને સુખ માનવામાં આવે છે તે સુખમાં તમને તમારૂં અર્ધાંગ પીડિત હોવાથી ન્યૂનતા રહી છે અથવા તો તમારા જેવા અનુકૂલ નાયક તેમ ન માને તો પણ બાજી ઉપાધિયોથી જે બંધન માનવામાં આવ્યું છે તે વાજબી છે; પણ અમારી કહેલી સ્થિતિ ઉપર તમે આવશો તો તે બંધન કે દુઃખ કશું રેહેવાનું નથી. ને સ્થિતિ ઉપર આવીને પણ પછી અંતરની અનાસક્તિમાટે બંધન અને દુઃખરૂપ માની સદ્વિચાર કરશો તો તેમાં કાંઈ પ્રતિબધ થશે નહિ. સુખદુઃખ અને સારૂં નરતું સાત મટી જાય એજ અમે તો ઉત્તમ ગણીયે છિયે, પણ કદી તે ન મટે તો સંસારમાં જે અનાદિથી યોગ્ય ગણાતી આવેલી સ્થિતિ છે તેને અંગીકાર કરીને તો તમે વધારે ભાગ્યશાળી થશો, કેમકે તેના સાંન્નિધ્યથી તમોને હમેશાં ઉપાધિ અને બંધન લાગ્યા કરશે એટલે સંસારથી તમે વિરક્ત રેશો અને તેથી આત્મવિચાર અથવા ઈશ્વરસ્મરણ કરવાનું બનશે. અને આવી ને આવી સ્થિતિમાં રેશો તો પછી અખંડિત વિરાગ્ય રેહેવાનું અસંભવિત થશે. પદાર્થમાત્રની સન્નિધિથીજ તેમાં ગુણ-દોષ આરોપાય. ત્યારે જે સ્થિતિ તમે અંગીકાર નહિ કરો તે સ્થિતિ પછી તમને વૈરાગ્ય આપ-

નારી નહિ બને અને આમ વૈરાગ્ય અવિચ્છિન્ન ન રહે ત્યારે પછી આગળ વધારે ઉત્તમ સ્થિતિને પોચવાની ખરી ખુટી ગઈ એમ સમજવુ ત મારી સસાર ઉપર દોષદૃષ્ટિ બહુ ગુણકારક છે પણ અમે ના એટલેસુધી કહી શકિયે છિયે કે એ પણ તમારી એક જાતની અજાનતા છે અને તે આમ એકવા રેહેવાથી નટી જાય છે તેમ નથી વ્યવહારપતિત કાય કરતા જતા તેનો ઉપાય કરશો તો થઈ શકશે, પણ અટકી જવાથી થઈ શકે, તેમ નથી એમ ખાત્રી સમજવી અમે તમારા કાઈ દુશમન નથી તમારા લાભમા અમને સતોષ છે માટે કાઈ નહિ તો એટલો વિશ્વાસ રાખીને પણ પાણિગ્રહણ કરવામા અટકવુ ન જોઈએ બીજાના માનની ખાતર મા ણસ ગમે તેટલુ નુકશાન સહન કરે છે માટે અમારા કહ્યા છતા પણ તમારી બનતદૃષ્ટિ ટળતી ન હોય તો પણ અમારી ખાતર એટલુ વચન તમે સ્વીકારો તમારા જેવા આજ્ઞા પાળનાર અને પારકાના સુખમાટે પરાધીન રહેનારને એમ કરવુ એ યશને અને સતોષને વધારના છે પછી શુ કહો છો?

અમુક કાર્યમા ઈશ્વરની અનુકૂળતા છે કે નહિ તે તેના પૂર્વરૂપથી અનુમાનમા આવે છે, તો તેનુ પણ અમે અનુમાન કરી લીધુ છે અમે સર્વેએ એકમત થઇ નિશ્ચય કરી રાખ્યો છે યોગ્ય વસ્તુ સહજ પ્રાપ્ત જેવી-જ છે તોપણ તમને સતોષ આપવામાટે ઉપરનો વ્યવહાર કરવાનુ અમુક મુદતસુધી અટકાવી રાખ્યુ છે તેટલા વખતમા અમે આશા રાખીએ છિયે કે કાલને યોગે અને અમારા ગાઢા ઘેના વચન પાળવાના અભિમાનને યોગે તમે જરૂર અમારૂ માન રાખશો એમ નહિ થાય તો તમને તો કાઇ નહિ પણ અમને જીવતા સુધીનો શોક રેહેશે તમારા જેવા વિવેકીપાત્ર જેમ બને તેમ અમારી સાથે સકળાયેના રહે તેજ વધારે સારૂ અને તેમ કરવા સારૂ અમે દૃઢ આગ્રહ લઈ બેઠા છિયે જન્મ વીને પેહેના પોતાનેમાટે, પછી સગાંઓનેમાટે અને ત્યારપછી બીજાનેમાટે આ શરીર કામ ન લાગ્યુ તો પછી તેનો શો ઉપયોગ છે? અમે બીજુ કાઈ તમારી પાસેથી માગતા નથી માટે આજ્ઞાકિત એવો શબ્દ તમે વારવાર પત્રમા લખો છો તે શબ્દને તમે આ વખતે સાચો કરો અને તેમ નહિ તો તે શબ્દ લખીને આજસુધી તમે અમારી મશકરીજ કરી છે એમ અમને થવાથી કાઈ થોડો ખેદ નહિ થાય તમને ખબર છે કે સુજનો અસત્ય બોલતાજ નથી

પરોપકારને તો તમે પણ માન્ય કરો છો તો આ પ્રસંગ એવો આવ્યો છે કે અમે કહિયે છિયે તે સ્થિતિ તમે અંગીકાર કરવાથી પરોપકાર થાય છે એમજ સમજવાનો આ પ્રસગ તમારે માનવો. અને એમ પરોપકાર કરતાં ઘણા વિવેકીઓએ દુઃખ વેઠયાં છે તો તમે પણ એટલું પરાધીનતારૂપ દુઃખ વેઠશો એમ અમને ખાતરી છે. કોઈ પણ જાતના શ્રમ વગર કોઈનું અંતઃકરણ પ્રસન્ન થતું હોય તો તમારા જેવો કોણ સમજુ માણસ તે તક જવા દે! જો પ્રસંગ ન હોત તો તો પછી તમારૂં અભિષ્ટજ સિદ્ધ થાય તેમ એનીમેળે હતું, ત્યાં અમારે કાંઈ વક્તવ્ય હતુંજ નહિ. માટે પરાધીનતાની વાત પડતી મુકી સંસારમાં સ્વાધીનતા આપનારી ગ્રહસ્થ-સ્થિતિને અંગીકાર કરવી એજ હમણા વિવેકદૃષ્ટિનું પરિણામ છે. કેમકે પરાધીનતા અને સ્વાધીનતા સર્વ તમે કારણપરત્વે માની લીધી છે, તે કાંઈ ખરી નથી. ખરી હોય તો સર્વને કાં નથી થતી? આટલામાટે વિવેકથી એ વિચાર દૂર કરવો. જ્યાંસુધી એ વિચાર દૂર નહિ થાય ત્યાં-સુધી જેમ લોકો કહે છે તેમ તમે સદાયનેમાટે પરાધીનજ છો; કેમકે શરીરની પરિચર્યા કર્યા વગર તમારે ચાલવાનું નથી. તેમ એવી સિદ્ધ દશાને હજી પોચ્યા નથી કે તમને કોઈ પ્રસગે કાંઈ ઉપાધિ નડેજ નહિ. જ્યારે સ્થિતિને આપણે માનિયે તેવી માની લઈ સુખ ઉત્પન્ન કરી શકાય તેમ છે ત્યારે ચાલતા વ્યવહારને અટકાવવામાં અને આવેલા શુભ પ્રસંગનો અનાદર કરવામાં વિવેકબુદ્ધિ ઉલટી અવિવેકની ગરજ સારે છે, તો તમ જેવાએ તેનો વિચાર કરવો જોઇએ. એક ચક્રથી ગાડું ચાલે નહિ તેમજ ગ્રહસ્થાશ્રમનું સમજી લેવું. તમે જગતમાં જોયું હશે કે પક્ષાઘાતવાળા રોગીનું શરીર સંપૂર્ણ છતાં પણ કશા વ્યવહારને ઉપયોગી નથી તેમ એકલા પડેલા પુરૂષનું શરીર સંસારવ્યવહારમાં તેવુજ સમજવું. કહો ત્યારે પરાધીનતા શેમાં વધારે? ખરૂં જોતાં તો પરાધીનતા અને અપરાધીનતા તમારા મનમાંજ છે, માટે હમણાં જેને પરાધીનતા માનો છો તે સ્થિતિનેજ સ્વાધીનતાવાળી માનશે. તો તમને કશી હાનિ નથી અને અમને સંતોષનો લાભ થાય છે. આવું કાર્ય કયો બુદ્ધિમાન છોડી દે? (અપૂર્ણ.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મુ    ફાલ્ગુન સંવત ૧૯૬૯    અંક ૫ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥



### वसन्तवर्णन

काफी

વધાવો વ્હાલા વનને, આ સુખરૂપ વસંત,
નીરખતાં નયને અંતરમાં, આનંદ થાય અનંત, વધાવો૦ ટેક
નવપલ્લવના તરુવર શોભે, બોલે વિવિધ વિહંગ,
મંદ સુગંધ પવન લઈ પ્રસરે, ઊડે અતિશય ભ્રંગ વધાવો૦
બાલ સાલ કુંદ બોલસરી, જાતી જૂઈ લવિંગ,
કુસુમ કમળના કુંજ અનેકિક, દેખતાં થઈએ દંગ, વધાવો૦
શીતળ જળ સંપૂર્ણ સરોવર, તેમાં મંદ તરંગ,
કોકિલ કુહુકુહુ શબ્દ સુણાવે, દોડે દીન કુરંગ, વધાવો૦
સ્ત્રીજન મગન ગાય નિરંતર, ઘેર ઘેર થાય ઉમંગ,
અત્તર અબિલ ગુલાલ અરગજા, ઊડે વિધ વિધ રંગ, વધાવો૦
શુભ આભૂષણ પટકુળ પેરી, સર્વ સમારે અંગ,
ખાયપિયે સુખસંપત માણે, પ્રાણસખાને સંગ, વધાવો૦
છૂટે છે ચોમેર છૂવારા, વાગે તાલ મૃદંગ,
ધૂપ દીપ પૂજન અર્ચનનો, ઠોર ન જાણે ઢંગ વધાવો૦
સમય સકળ કરવાને કોડે, તાણી ભીડો તંગ,
નહિ ખોવું અજ્ઞાનપણામાં, આ માનવતન નંગ વધાવો૦
કેશવ હરિનું રૂપ સકલ આ, કહિયે કેમ અનંગ,
આ સમજૂ સોનાને મેની, બનમાં ચોરે ભંગ, વધાવો૦
ક્ષણભંગુર તન આ પણ સહુએ, સુખની રાખે ખંત,
પણ કેશવ હરિની માયામાં, નહિ આશાનો અંત વધાવો

# કુસંપ અને ક્લેશના કારણરૂપ ત્રિપુટી.

કોયપણ કાર્યનું કાંઈપણ કારણ હોવુંજ જોઈએ; કેમકે કારણ વગર કાર્યનો સંભવજ નથી. આવી રચનાનેલીધે જેમ સર્વનું કારણ કાંઇ કાંઇ હોય છે તેમ કુસંપ અને ક્લેશનું કારણ પણ એક ત્રિપુટી છે. સમુદાયથી થયેલું કાર્ય બહુ દૃઢ હોય છે તેમ ત્રિપુટીથી થયેલું પણ તેવુંજ હોય છે. જેમ ત્રણ દોષ કોપવાથી થયેલો રોગ બહુ દૃઢ હોય છે તેમ ત્રિપુટીથી થયેલો કુસંપ અને કલેશ બહુ દૃઢ થઈ જાય છે. જગતમાં ઘણી ત્રિપુટીઓ હશે. તેમાંથી કયી સારી અને કયી નઠારી એ સૌસૌનાં કાર્ય ઉપરથી કલ્પવામાં આવે છે. કુસંપ અને ક્લેશને આપણે નઠારા ગણિયે છિયે માટે તેનું કારણપણ તેવુંજ કલ્પી શકાય. કુસંપ અને ક્લેશના કારણરૂપ ત્રિપુટી ક્યાં ક્યાં અંગ મળીને થઈ છે તે જગત્પ્રસિદ્ધજ છે. પેહેલું અંગ ધન, બીજું સ્ત્રી, અને ત્રીજું ધરતી છે. તેને કોઈ ધન દારા ને ધરણી કહે છે, કોઈ દામ દારા ને મેદિની કહે છે અને કોઈ જર જોરૂ અને જમીન કહે છે. આ ત્રણ પદાર્થો એવા તો બલવાન છે કે ત્રણ તો શું પણ એમાંનો એકેકો પદાર્થજ કુસંપક્લેશને ઉપજાવવામાં પૂર્ણ છે તો ત્રણ સાથે હોય તેની તો વાતજ શું કરવી?

પેલું અંગ ધન છે. એ ધન અસંખ્ય વિકારો કરાવે છે. જગતમાં સદ્ગુણ-દુર્ગુણ આવવાનાં ઘણાં કારણો છે એટલે કોઈ એકાદ કારણસર સદ્ગુણદુર્ગુણ આવતા નથી. તોપણ જ્યાંસુધી ધનપ્રાપ્તિ હોય નહિ ત્યાંસુધી માણસમાં દુર્ગુણો કે કુસંપક્લેશનો સંભવ થોડો અને ધન મળ્યું એટલે કુસંપક્લેશ વધારે. મળ્યા છતાં પણ સદ્ગુણી રેહેવાય કે કુસંપક્લેશ ન થાય એનેમાટે અપવાદરૂપ દાખલાઓ હોય છે પણ સામાન્ય નિયમ તો તેથી ઉલટોજ છે. અમુકજ અવસ્થામાં કે અમુક સ્થિતિમાં ધન થાય એમ કાંઈ નિશ્ચય નથી. વરસાદનું પાણી જેમ ગમે ત્યાં પડે છે તેમ ધન પણ ગમે તે સારાં નરતાં પાત્રમાં પડે છે. સર્વ રીતે વિચાર કરતાં એમ નિશ્ચય થાય છે, કે જેવી મનુષ્યની યોગ્યતા તેવું તે ધનને યોગે થઈ જાય છે. જો વિવેકી હોય તો ધનનો સદુપયોગ કરી સુખ ભોગવે છે અને અવિવેકી હોય તો ધનનો દુરૂપયોગ થાય છે અને દુઃખ ભોગવે છે. પરંતુ જ્યારે યોગ્ય સદ્ગુણી પાત્રો પણ ધનને યોગે વિપરીત સ્વ-

ભાવના થઈ જાય છે ત્યારે તનજ અનર્થ કરનારૂ તથા સારીનરતી પાત્રતા આપનારૂ કલ્પાય છે જગત્મા ઘણાએ પ્રાપુમમાન પદાર્થો છે પરતુ ધનની પ્રા ામમાનતા તો ઘણે ઠેકાણે પ્રત્યક્ષ દેખાય છે સુકેના તળાવમા કરો ગડમડાટ હોતો ાથી તેમ ધન વગરના માણસમા જેટલે અશે ધન ઓછુ તેટલે અશે દુર્ગુણો ઓછા હોય છે । ધનથી થનારા દોષો વિચારિયે તો તેનો પાર આવતો નથી ધનને યોગે છતી આખે આનળા બને છે, છતે કાને બેરા બને છે, છતે હાથપગે લુનાપાગળા બને છે, સ્વસ્થ છતા માદા બને છે, વિવેકી છતા અવિવેકી બને છે તથા વિદ્વાન છતા મૂખ બને છે આમ છતા પણ તે ધન વસ્તુ એવી છે કે નાનાથી તે મોટા સુધી રાગી વિરાગી સર્વેને તેની જરૂર છે, કેમકે વ્યવહારમા ધનમૂલમિદ જગત્ એ પદ પ્રમાણે તેના વગર કાઈ પણ ચાલતુ નથી જગતનુ મૂળ ધનજ એટલે ચાલે કેમ ? કેમકે ધનથી કુલ વગરના કુલવાન ગણાય છે, ધનથી આપત્તિઓ મટાડી શકાય છે, અને ધન હોય તો સબધી ન હોય તેના પણ ઘણા લોકો સબધી સ્નેહી થાયછે રૂપ, રગ, આકૃતિ, પ્રતિભા એ સર્વ ધનથી વધે છે જગતના સુખ આપનારા સમસ્ત કે પદાર્થો એ ધનને યોગેજ સુખદ થાય છે અને ધન ન હોય તો ઘણીવાર દુ ખદ થઇ પડે છે ઉપર ઉપરથી આમ દેખાય છે એટલે તેને મેળવતા, રક્ષાકરતા અને તેની હાનિ થતા ગમે તેટલુ દુ ખ હોય તોપણ તે મને ગુજર કરવામા આવેછે જેતેમ નહોત તો દુનિયામા ધનવાન કોઇ દેખાતજ નહિ આમ છતાએ અતિ વિવેકીઓ ધનિકસ્થિતિનો અનાદરજ કરતા આવ્યા છે તે તે ા અવગુણને લીધેજ ધનવાન સાત માળને માથે ચડીને સૂતો હોય તોપણ તેના અતરમા તાપ હોય છે અને નિર્ધન વગડામા જઇને સુતો હોય તોપણ તે શાત હોય છે ધન જાતે ચચળ છે, તે જાતે ખાવાના કામમા લાગતુ નથી તેમ છતા તેનો એનીમેળે નાશ થાય તો ભલે બાકી ખોળીયામા જીવ હોય ત્યાસુધી તેની મમતા મેલાતી નથી બાપ હોય, દીકરો હોય, ભાઇ હોય કે સ્ત્રી હોય તોપણ ધનની બાબતમા કોઈના સગા હોતા નથી માતાપિતાની છાયામા નિર્દોષ સ્થિતિમા રહેતા બાળકો અવસ્થા થતા જ્યારે ધનના સબધમા આવે છે ત્યારે જે ભાઇનેમાટે જીવ આપી દેનાતો તે ભાઇથી મન ચોરવા માડે છે, જેને પોતાની વહાલી વસ્તુ આપી દેવામા આવતી તેની પાસેથી સર્વ લઇ લેવાની ઇચ્છા થાય છે અને જેને ખરેખર પ્રેમપાત્ર ગણવામા આવતુ

તેને સહજ વૈરી ગણવામાં આવે છે. આ ધન મારૂં છે, એ ભાઇઓને બદલે મને રહેતો ઠીક, એનાથી છાનું રાખુ તો ઠીક, મારે મારાં સ્ત્રીપુત્રનું રક્ષણ કરી સુખ ભોગવવું છે, એ એનું કરે અને હુ મારૂં કરૂ, સસારમાં કોઇકોઈનું નથી, વિગેરે એનીમેળે વિચારો ફરવા માંડે છે. અને પોતાપાસે આવેલું અને પોતે મેળવેલું છાનું છપનું પોતાપાસેજ પોતાના બાલબચ્ચાંસારૂ રાખે છે. એ તો સાધરણની વાત છે પણ રાજ્યાદિક પ્રસંગોમાં તો મા, બાપ, કાકા, મામા, કે ભાઈઓ વિગેરે અંગનાં માણસો દુશમન કરતાં પણ દુશમન થઈ જાય છે. નિરપરાધી માણસો અપરાધી બને છે, લાબા આયુષ્યવાળાં માણસો ટુકા આયુષ્યનાં થઇ જાય છે અને છેવટ જે ધનને પોતાનું માની બીજાઓનો દ્વેષ કરવામાં આવે છે તે ધનજ પાપયોગનેલીધે બીજાનું થાય છે એવો વિચિત્ર ખેલ છે. નિર્ધન સ્થિતિમાં નમ્રતા રહે છે, ભાઈ ભાડુઓ પરસ્પર ઓછાં ઓછાં થઇ રહી સંપથી રહે છે અને જે મળે તેમાંથી સર્વે વેચીને ખાય છે. પણ ધનવાન સ્થિતિમાં એવું ભાગ્યેજ જોવામાં આવે છે. અવિવેકથી આવનારા દુર્ગુણો ધનથી આવે છે, અથવા અવિવેકરૂપ વૃક્ષને વધારવાના પાણીરૂપ ધનજ છે. ગમે તેવી સ્થિતિમાં સુખદુઃખમાં સરખા ભાગવાળા ભાઇઓ એકબીજાનું એકબીજાને આપી દેતા હોય તે ધનિક અવસ્થા થયે એકબીજાનું લઇ લેતાં પણ સંતોષ નહિ માનતાં સ્ત્રીઓના ક્રીડામૃગ જેવા થઇને નિર્દોષમાં પણ દોષ આરોપણ કરી સંબંધને વિસારી મેલે છે એ કેવું સાહસ? જગતના મૂલરૂપ છતાં પણ કુસંગ અને કલેશને વધારનાર ધનને ધિઃકાર છે. અમે તો એને ધનજ કેહેતા નથી. જેથી સપ. સગાઈ, અને સુખની વૃદ્ધિ થાય તેજ ધન કેહવાય. તેથી વિપરીત ફળ આપનારને અમે ધન નામથી બોલાવી શકતા નથી. ધણાએ વિવેકીઓએ વિદ્યા મુખ્ય ધનરૂપ ગણેલ છે તેનું કારણ એ કે પેહેલાં ધનથી જે અનર્થો થાય છે તે અનર્થો વિદ્યારૂપ ધનથી મટે છે. સંસારરૂપ ઇંદ્રજાળના દેખાવો જોઇને અને વિદ્યાથી વિવેક પામીને જાણીતા થયેલા વિવેકીઓએ ધનની ચચલતા અને તેના દોષોને જાણી લઇને સ્નેહ સપનો વૃદ્ધિ કરવી જોઇએ. ખરૂં સુખ એજ છે. તે શિવાયનાં સુખ છે તે બધાં દુઃખરૂપજ છે. ગમે એટલાં ધન કે કીર્તિ હોય પણ કુટુંબમાં ઉદાસી, સહોદરમાં ભ્રાંતિ અને સગામાં કલેશ રેતો હોય તો ધન અને કીર્તિ મિથ્યાજ છે. (અપૂર્ણ)

---

# पुनरुद्वाहविषे विचारना पत्रनो प्रत्युत्तर

(અબધપા ૮૬ થી)

કાળની અવિત ગતિથી સાજમા કોય કામ ન લાગે પણ ગળે વળગે એ કલ્પનાને અમે આ ર નવા આપતા પણ તમારે વિચારવુ જોઈએ કે શુ જગતમા એવાજ લખેલા ગના બનતા હશે? જો એમજ હોય તો આ જકાન જે સ્વરૂપ આપણે જગતનુ જોઈએ છિયે તે કયાથી દેખાત? મહા શાસ્ત્રિયો જે પણ એવી વાત વ્યવહારમા વર્તમા ક્યા લીધી છે? જે જે કાર્ય નિરંતર કરવામા આવે છે તેમા વાયુ ઉતરતુ પ્રાચીન છે તોપણ પેહેના બીજ તેમાથી અનિષ્ટ થવાનો સભવ વારી એમનો એ વિચાર તો જગતને દા ખલ છે ગમે તો અનુકૂળતા થઈ જાય કે ગમે પ્રતિકૂળતા થઈ જાય જેવી લેણાદેના હોય તેમ બને થાય, પણ તેથી આગળથીજ ડરીને તમે પોતેજ જુને દેખીને વસ્ત્ર નાખી દેવાનો દાખલો પોતાના ઉપરજ શાને લાગુ પાડો છે? હારી જવુ એ અસ્થિર વૃત્તિનુ લક્ષણ છે વિચાર વાને આમા આગ્રહજ ન રાખવો જોઈએ રાજસુની જેમ વેશ ભજવ્યો તેમ હવે પણ ભજવવો અને જે દશા આવે તે અનુભવવી અમારા અત કરણો એમ સાક્ષી પૂરે છે કે તમે અતિઆગ્રહ છોડી દઈ અમારા મતને અનુસરશો તો પરિણામ બહુ સતોષકારક આવશે તમારા જેવા સદ્ગુણ શીલની પ્રજા તેવીજ થઈ વશવિસ્તાર થાય એ પણ નહિ જગતને અતિ લાભ, કેમકે એવા સુગુણી વશના બાળકોનો બીજાને સગ થાય તો તેપણ સદ્ગુણી થવા ઇચ્છા રાખે અને તમારા સુવિચારોની પરપરા કાઈ નહિ તો કાઈપણ અશે વિસ્તાર પામે વિચાર કરો કે હવે કયો માર્ગ લાભકારક છે? જો એકવાર અત કરણ આની કોર નમાવીને વિચાર કરશો તો જેમ દોષ દેખાય છે તેમજ ગુણપણ જોવામા આવે નથી આવતા તેનુ કારણ તમારા અત કરણથી ઘણા કારણોનેલીધે વાટો થઈ ગયેલી અપ્રીતિ છે માટે હવે એમ સમજો કે વિપત્તિનુ વાદળ ખસી ગયુ છે, અને એટલામાટે કશાપણ ભીતિ રાખ્યાવિના સમાનદષ્ટિ થાઓ એમ અમારી માગણી છે

પાછળથી વૃત્તિ બગડે એ વાત વિશ્વાસ લાવવા જેવી નથી એ ગ કહી કાઢી નાખવી યોગ્ય નથી જો તેને ભવિષ્યની વાત લેખીને તેમજ

થાય એમ માનતા હો તો તે ઉપરની વાત પણ ભવિષ્યની ગણીને કાઢી નાંખવી જોઇએ અને એમ થયું એટલે એવો સાર નીકળે કે વૃત્તિ બગડવાનો સંભવ ખરો, કેમકે આવા દાખલાઓ હજારો અને લાખો મળી આવશે. આ ઉપરથી તમને અમે અપમાન કરિયે છિયે એમ ન સમજવું પરંતુ માત્ર વિરૂદ્ધ દાખલામાટે લખિયે છિયે. અમારો તો મત એમ છે કે બગડે ન બગડે એવી પરીક્ષા જોવાનો સમય ન આવે એવી સ્થિતિજ પેહેલાંથી અંગીકાર કરી લેવી એટલે પછી એ ભવિષ્યની વાત એનીમેળે ભૂસાઇ જશે. ઠાલાં ફોતરાં શામાટે ખાંડવાં? એમાં શોસાર છે? તમે પોતેજ આગળ ગમે તે કારણથી પણ **बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति** એ વાક્ય લખીને બલવાન ઇંદ્રિયનો સમુદાય વિદ્વાનને પણ ખેંચે છે એમ દેખાડી આપ્યું છે અને છે પણ તેમજ. પણ હવે તેની પરીક્ષા કરવાની શી જરૂર છે? વૃકાસુરે પોતાને માથે હાથ મેલીને હું બળું છું કે નહિ એમ પરીક્ષા કરી તેમાં શું ફળ થયું? બળી મુવો. જૈમિનિયે **मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो वसेत्.** એ વાક્યનો અનુભવ કરવાથી શું ફળ મેળવ્યું? એ વાત ખરી છે એજ. માટે ભવિષ્યની વાતમાં પોતે ધારિયે એમજ થાય છે એમ ધારી પોતાને અનુકૂલ વાત લઈ બીજી ઉડાવી દેવી એ અયુક્ત છે. જગતમાં તો દાખલા લેવા જશો તો ગમે તે પ્રકારના મળી આવશે. પણ તેમાં શું વળ્યું? અમારૂં કેહેવું એમ નથી કે તમારી વૃત્તિ ફરેજ. અમે ખાત્રીથી એકવાર કહિયે છિયે કે નજ ફરે એવી વૃત્તિના તમે છો અને તેથીજ અમે વધારે આગ્રહ રાખિયે છિયે કે તમારા જેવા વૈરાગનો અને ધર્મવિચારનો એ પ્રસંગે વિસ્તાર વધે. આગળથી ડરિયે તો કોઈ કામ થઈ શકેજ નહિ એ તમારૂં લખવું ખરૂંજ છે અને એટલામાટે અમે પણ કહિયે છિયે કે અમારા વિચાર પ્રમાણે કરવામાં પણ તમારે આગળથી કલ્પના કરો કરીને ડરવું નહિ. મનને વાળી શકાય ન વાળી શકાય એ બધુએ, અમે સમજીએ છિયે. તમે ટાંકેલા વાક્યમાં ચંચલ અને અસ્થિર મન જ્યાં જ્યાં જાય ત્યાંથી પાછું વાળી પોતાને વશ રાખવું એવો અભિપ્રાય છે તે ખરો છે. અભ્યાસે એમ થાય પણ ખરૂં; પરંતુ એમાં આવેલાં ચંચલ અને અસ્થિર એ બે વિશેષણ શું સુચવે છે? તે તમેજ વિચારી જુવો. મન એ કાંઈ નેતરનો સોટો નથી અને કણેરની કાંબ કે કાથાની શી દરી નથી કે ગમે

તેમ વાળશો એ તો ખાડાની ધાર ઉપર ચાલવાની વાત છે નીચા ણમા જતી નદીનો પ્રવાહ કોઈએ અટકાવ્યો હોય તોજ મનના વેગનો પ્રવાહ અટકે પણ આમ કહી અમે ભગવદ્વચનને આડા નથી જતા અમે પણ કહિયે છિયે કે જ્યા જ્યા મન જાય ત્યાથી પાછુ ખેચીને આત્મામા જોડવુ અને આમ કરવુ એમા પણ અમે કહિયે છિયે તે સ્થિતિને ક્યા વિરોધ આવે છે? એ સ્થિતિ તો ઉલટી કેટલીક રીતે મન સ્થિર કરવાના અભ્યાસમા ઉપયોગી છે કદી તે વાત તમને ગળે ન ઉતરે તો એટલુ તો નિચારો કે મન વશ કરવાની બાબતમા ગૃહસ્થ ન રહેવુ અથવા ફરી પાણિગ્રહણ ન કરવુ એ વાત ક્યા આવી? વ્યવહારપતિત કાર્ય કર્યે જતા ચચલ મનને વશ કરોને, તમને કોણ ના કહે છે? સુખેથી તમારૂ મન સ્વતન્ત્ર કરીને તમે આત્મસુખ લેવાને સ્વતન્ત્ર છો જે સ્થિતિ અગીકાર કરવાને તમે અનાદર કરો છો તે સ્થિતિ કાઈ મનને વાળવામા ઉપાધિ કરનાર નથી, પણ વખતે સહાય કરનાર થઇ પડે તેવી છે ત્યારે જે કામ સહજમા લોકરીતિને અનુસરતા અને સર્વને સતોષ ઉપજતા થતુ હોય તે કામ તેથી વિપરીત વિચારથી ઉલટુ કરવામા કાઇ કુશળતા કેહેવાય નહિ

સબન્ધીઓને પણ ઓછુ કેમ ન આવે? વિનાપ્રયત્ને જે ફેરફાર થાય તેમા લોકોને થોડુ લાગે છે પણ જાણી જોઇને ફેરફાર થતો લોકો દેખે તેમા તેને ઘણુ ઓછુ આવે છે તમને અમે આજ્ઞાનુયાયી, સમજુ, કુટુબમા સતોષ આપનાર અને અમારી આશાઓને શાત રાખનાર સમજીએ છિયે તેવાને પણ સસારરીતિથી જોતા ન વટે તેવી અર્ધાંગના નાશરૂપ વિપત્તિ આવી પડી અને એમ થયા પછી પણ હવે ફરીથી બીજુ અર્ધાંગ નહિ કરવાનો આગ્રહ લઇ બેઠા છો તો એથી કરીને સર્વ મનોરથો અમારા નિષ્ફળ થાય છે કાળયોગને તો કાઇ કહિ શકાય નહિ પણ તમને કહી ન કાય તેવુ છે એટલે તમે અમારા કેહેવા ઉપર લક્ષ ન રાખો તો કેટલુ બધુ ઓછુ આવે? નિ સીમજ તમારામા કાઇ પણ જાતિનો સ્વાર્થ રહ્યો હોય તે સ્વાર્થ અર્ધાંગ અગીકાર કરીને સાગ થાઓ ત્યારેજ સિદ્ધ થાય તેવિના તો પછી ક્રમે ક્રમે તમારૂ મન સર્વેથી દૂર દૂર નાસવા માડે અર્ધાંગ એ સર્વે વ્યવહારમા પ્રવૃત્તિ રખાવનાર અને સર્વ સબન્ધોમા આધારરૂપ છે તે ન હોય તો પછી એ બધીઓને તમે શી રીતે ઉપયોગી થઇ પડો? હાથ પગ વગરનુ શરીર જેવુ નકામુ તેવુજ અર્ધાંગ વગરનુ અગ પણ છતે હાથપગે પણ પછી તો નકામા

જેવુંજ થઇ રેહે છે. હવેપછી અમે કહિયે છિયે તેમ વર્તવાથી સારૂંજ થશે એવી ખાતરી ન રાખી શકાય તે વાત જો તમે અંગીકાર કરશો તો પછી નઠારૂ થશે એવી ખાતરી ન રાખી શકાય એ વાત પણ અંગીકાર કરવીજ પડશે. માટે જે વાતનો ભાવિઉપર આધાર છે તે વાતમાં આમજ થશે એમ ધારી બેસી અથવા ઈશ્વરે કર્યુ તે સારાસારૂ એમ કરી તમે અમારી વાતને ઉડાડીયો તો પછી ઓછું કેમ ન આવે? તમારાથી જે બનશે તે સેવા બજાવશો એ વાતનો તો અમને સદાયનેમાટે સંતોષ છે પણ આવો બધો તમારો ભાવ એકલા શરીરથી સફળ નહિ થઈ શકવાનેલીધે બેય પક્ષને સદાયમાટે અસંતોષ થઈ પડશે. જે સ્થિતિમાં રહીને તમે બનતું કરી શકવા બંધાઓછો તે સ્થિતિ અમે કહિયે છિયે તેમ કરવાથીજ સુખદાયક થાય તેમ છે. માટે તે માર્ગ ઉપર વળીને પછી ઈશ્વરે કર્યું તે ઠીક એમ શામાટે માની ન શકાય? જોકે ઈશ્વર તો બિચારો કાંઇ કરતોજ નથી. કાલયોગથી કર્માધીનપણે સર્વ બન્યા કરે છે; તોપણ તેમજ માનવું એ સમય વીતાડવાને બહુ યોગ્ય છે. પરતુ તે અમને પસંદ પડે છે તે રીતિ ગ્રહણ કરીને માનવા મનાવવામાં આવે તો એમાં કશો અન્યાય કે અપવાદ નથી આ સર્વ વિવાદ અને ડોલણ એક હા એમ કેહેવાથી તરત શમી જઈ ધીને ધડે ધી થઈ રેહે તેમ છે. તમે નિશ્ચય રાખો કે અમે તમને તમારા હેતુ થઈને અવળો માર્ગ નજ બતાવિયે. જે સંબંધમાં તમને જોડશું તે પણ તમારા યોગ્ય જોઇનેજ જોડશું. ત્યારપછી જે તમારે માનવું અથવા ભોગવવું એ તમારા મન ઉપર અને કર્મયોગ ઉપર છે; તો તેને આ પ્રસંગે જરા નહિ સંભારી સંબંધી સ્નેહીયોને સંતોષ આપવો એ બહુ યોગ્ય છે. જેને સમવિષમ ન હોય તેવો સમજુ સહજમાં કોઇને ઉપજતો સંતોષ શામાટે ન ઉપજવાદે? તમારા જેવા નીતિન્યાય સમજનારે ગુચવણીના વખતમાં વ્યવસ્થા કરવાનું ભુલવું નજ જોઇએ.

દુર્જનોની નિંદાસ્તુતિથી પાપ ઓછાં થાય છે માટે તેનાથી આપણને કાંઇ થવાનું નથી એ વાત અમે પણ ક્યાં નથી માનતા? તેઓનો એવો સ્વભાવ હોય છે એટલે તે ગમે તેમ બોલે તો ભલે બોલે. પણ એટલો તમારે વિચાર કરવો જોઇએ કે દુર્જનોની નિંદાસ્તુતિને દરગુજર કરી શકાય છે પણ અમારી વિનંતિ દરગુજર કરી નથી શકાતી એ શું કેહેવાય? (અપૂર્ણ)

# પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત

(અનુસંધાન પાને ૮૮ થી)

આટનો વિચાર કરતા ગદ્ગદ કંઠે પૂછ્યુ બેન હવે કેમ છે? જાણે કેમ પરિચિત સાદથી દુઃખ મટી ગયુ હોય, જાણે કેન તે સ્વર્ગથીજ આગમ થયો હોય તેમ ચચના હવે તો સારી પેઠે સુખ જણાય છે એમ બોલતા બોલતા સાવધ થયા સર્વેએ રૂકૂમિણીના વખાણ કરવા માડ્યા અને રાતના બે ત્રણ વાગે અનેક પ્રકારની વાતો કરતા સૌ સૌને ઘેર ગયા અને નિદ્રાને વશ થયા વિરૂદ્ધ પક્ષમા મળેલી માણેકને ઉંઘ નોતી આવી તેણે વિચાર્યું કે માતાજીએ વીટી જોઈ નહિ અને શંકા પણ કરી નહિ માટે સ્નેને બધા જાણ્યા થઈને મનુભા ઉપર અભાવ થાય તેની ગોઠવણ કરવી આ વિચાર પ્રમાણે તેણે કાને કાને મનુભા અને ચચલાવિષે રાજ રાણીને ખોટી અસર થાય તેવી વાત ઉડાડી અને તે તેનાજ રૂપમા કેનાવા લાગી માણેક રાણીજી આગળ પ્રસગ આનતા પેની વીટી તપાસવાનુ યાદ આપતા તેમ કર્યું ત્યા મનુભાના નામની મુદ્રિકા ઠરી મનુભાનુ તેજ, તેની ચચનતા અને આઠ મારી વિગેરે પરાક્રમથી ચચનાનો મન તેની સાથે કરવાની લાગણી દૃઢ થઈ ગઈ હતી તોપણ આ આચરીતિને વિરૂદ્ધ વાત જ્યારે રાણીને કાને પડી ત્યારે તેને બહુ ક્રોધ ચડી આવ્યો, કે જે વિરૂદ્ધ પક્ષના લોકોનુ લક્ષ્યજ હત પોતે પોતાનો ક્રોધ ગાત્રીને આખો દિવસ કાઢી નાખી રાતે ચચનાને તપાસવા પ્રયત્ન કર્યું માણેકે પેટીમા રાખેલી વીટી કાઢીને માતાએ પુછ્યુ? બેન! આ વીટી તમે ક્યારે ઘડાવી? ચચલા કાઈ ભેદ મા સમજ્યા નહિ પણ માણેક ધમકી આપેલ કે તમારી છાની વાત મારે કાને આવી છે તે હુ માતાજીને કહી દઈશ આ ધમકીનેલીધે તે ચોવનાતા બોલ્યા કે માજી! મને ખબર નથી ને એ વીટી મેં દીઠીએ નથી માતાએ પૂછ્યુ ત્યારે પથારીમાથી કેમ નીકળી? ચચલાએ કહ્યુ, તેપણ હુ નથી જાણતી રાણીએ કહ્યુ બેન! તુ ગભરાઈશ નહી તને આ વીટી ગમતી હોય તો સુખેથી પહેર પરંતુ તે તારી હોય અથવા તને કોઈએ આપી હોય તો તે જાણવાની મને જરૂર છે વિગેરે ઘણી રીતે પૂછ્યુ તોપણ દુઃખ મનની ચચનાએ પોતાની શુદ્ધતા પ્રમાણેજ સર્વે ઉત્તર આપ્યો વાત ચોળાણી અને વેરેમનુ રૂપ ઉભુ

થયું તેની રાવજીને ખબર પડી. મોટા મોટાને ભૂલાવનારા મનોભવે રખેને મનુભાને કાંઈ ભોળવ્યા હોય માટે જોઉતો ખરો. વધારે નહિ બોલતાં પણ અંદરના વિકારો દેખાયા વગર નહિ રહે. એમ વિચારી સેજ-સાજ પ્રસંગે મનુભાની ભેટ લીધી. વાતનો પ્રસંગ ચાલતાં મનુભાને મુદ્રિકાવિષે પૂછ્યું. મનુભાએ જવાબમાં જણાવ્યું કે સોનીને ત્યાં મેં એક માસથી ઘડવા નાંખેલ છે ખરી પરતુ તેણે હજી તૈયાર કરી નથી. રાવજીએ કહ્યું. કદી તૈયાર થઈ હોય તો? મનુભા બોલ્યા. તો મારે તે તમ-ને આપી દેવી. આમ કાંઈક બોલવું થયુ પણ મનુભા શુદ્ધ હતા. તેને કશો ભય ન હતો એટલે વાત સીધેસીધી થતી હતી. રાવજીએ કહ્યું. વીટી મળે ત્યારે મને જોવા મોકલજો. હમણાં હું જાઉ છું. તમારે જે પ્રમાણે હમેશ વર્તો છો તેમ વર્તવું. આટલી વાતચિત થયા પછી રાવજી પોતાને ઘેર ગયા. રૂક્મિણીની આગળ પણ રાવજીને આ પ્રસંગ ચાલ્યો અને મનુભાની અમર્યાદવિષે સાંભળેલું કેટલુંક કહ્યું. એ વાત થઇ રહ્યા પછી રૂક્મિણીએ ચંચલાવિષે હકીકત કેહેતાં જણાવ્યું કે મુદ્રિકાસંબંધી વાત ગમે તો સાચી હોય કે ખોટી હોય પરંતુ આગળ જતાં મનુભા અને ચ-ચલાનો સબંધ થાય તે વધારે યોગ્ય મને લાગે છે. એ કુમાર સર્વ વાતે યોગ્ય છે, અને જ્યારે મહારાજાની સર્વ વાતે તેની ઉપર કૃપાદૃષ્ટિ છે ત્યારે કુમારી ચંચલા તેનેજ વરવાં જોઇએ. જ્યારથી મેં તેને નિર્દોષ અ-વસ્થામાં જોયાં છે ત્યાંરથી તેવિષે મને નકી થયું છે કે તે આપણાં પુત્રીજ છે કે જેને આપણે સમુદ્રમાં ગુમાવ્યાં હતાં. એની આકૃતિ, વચન અને નિશાની સર્વે મળતાં આવે છે અને અંતઃકરણ પણ મારૂ ઉભરાઈ જાય છે તેથી આ વાતનો નિશ્ચય થાય છે. રાવજી હર્ષથી ગદ્‌ગદ્ કઠ થઇ જતાં બોલ્યા. શું આ વાત ખરી કહો છો? રૂક્મિણી બોલ્યાં. હા પ્રાણનાથ, ઈશ્વરકૃપાથી મને એમ ભાસે છે અને તેથી મહારા-જાની ઇચ્છા ન હોય તોપણ તે બેયનો સંબધ કરાવવો અને આ રાજ્ય-પાટની અધિકારિણી તેને થવા દેવી એમ મારો વિચાર છે. રાવ-જીએ કહ્યું કે હું પણ તેમજ કરવાનું પ્રયત્ન રાખું છું અને હવે વળી વધારે રાખીશ. હું એને જોતો ત્યારે મને કાંઇક અપૂર્વ લા-ગણી થતી પણ તે હુ જાણી શક્યો નહિ. આજ ઈશ્વરે અનુગ્રહ કર્યો. હું મહારાજા પાસે તે વાત ઉચાગીશ અને તમે મહારાણીને પ્રસગે સમજા-

વળી આટલી અને આની નાતો ગવજીને ત્યાં થઈ કુમારી ચંદના યોગ્ય થતાં જતાં હતાં તેવિષેની ચિંતા આ પ્રમાણે નવી રચના માંડતાં રાજા રાણી તેના વિચારમાંજ પડ્યા હતા એક દિવસ બપોરના બાર વ-જ્યાને વખતે મહારાજા જમીને હીંડોળે આરામ લેતા હતા અને રાણી આની નમન કરી પાસેના આસનપર બેઠાં હતાં તેને ચંદના માટેની ચિંતા બહુ રહેતી હતી મનુભાસાથે મન ન જોડવામાં મહારાજા કરતાં પણ તેની વિશેષ પ્રીતિ હતી અને પોતાના હાથથી જેની વીંટીનો ચંદનાને સ્પર્શ ક-રાવ્યો તેજ વીંટીની વાત તેને ભવિષ્યરૂપ ભાસતી હતી સેવસાજ વિ-ચાર ચાલતા આગલા દિવસની વાત સંભારી મહારાજાએ પૂછ્યું કેમ ત્યારે તમારો શો વિચાર છે? રાણીએ કહ્યું આપનો વિચાર તેજ મારો વિચાર આપનું મન તેના ગુણ અને પરિચયથી તેના ઉપર તણાય છે તો મને પણ તે યોગ્યજ લાગે છે ઘણા પ્રસંગે મેં તેને જોયા છે પુત્ર કરતાં પણ તે અધિક આજ્ઞા ઉઠાવે છે વાડ માંગીમાં જોયેલી તેની ચપલતા મને હજી પણ વીસરતા નથી હું તો જાણું છું કે એની સાથે ચંદનાનો સમ્બન્ધ કરવામાં કાંઈ પણ અઘટિત નથી (અપૂર્ણ)

---

## માતાવિષે બે બોલ

જગતમાં માતાની માયાળુતાવિષે બહુ વખાણ થયાં છે, થાય છે અને હજીપણ થતાં જશે મનગી માયાળુતાની અવધી માતાના માયાળુપણા આગળ આવી રહે છે માતા તે માતાજ એના જેવું હિતૈષી આ જગતમાં કોઈપણ બનવી નથી સ્વાર્થથી થતો સ્વાનો પ્રેમ પણ માતાની માયાળુતા આગળ પાણી ભરે છે એમ કહેવું અઘટિત નથી નવ માસ સુધી ગર્ભને ધારણ કરતાં અનેક પ્રકારની ખાવા પીવાની અને સુવા બેસવાની નબળાઈથી તેનું અમર્યાદિત રીતે પોષણ થાય તેમ દુઃખ વેઠવું એમ કરીને બાળકનો જન્મ આપવો જન્મ આપ્યા પછી, તેને નવરાવવું, ભીનામાંથી સુકામાં સુવારવું, માંદુ પડે તો તેનેમ તે પોતાને કડવા ઓસડ પીવાં તો ઘડિયે ઘડિયે રખેને તે રડતું હશે, રખેને તે ભુખ્યું થયું હશે, રખેને તેનું મોઢું સુકાતું હશે એવા ગભરાટથી કામકાજ કરતાં, ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં અવિચ્છિન્ન એનુંજ સ્મરણ, એનુંજ કીર્તન અને એનુંજ

ધ્યાન કર્યા કરવું. ગમે તે હાનિ થઇ જતી હોય તોપણ બાલકની સંભાળ ક્ષણમાત્ર વિસરવી નહિ. બાળક રાજી તો પોતે રાજી. બાળક રડતું તો પોતે રડતી. આમ માતા ખરેખર પોતાના બાળકની આગળ તો બાળક કરતાં પણ બાળક બની જઇને બાળકનું હિત કરે છે. ઉપદેશોમાં પુત્રવત્ પતિની પરિચર્યા સ્ત્રીઓનેમાટે લખી છે તેનું કારણ એ કે પુત્ર ઉપરનો માતાનો સ્નેહ અપૂર્વ છે અને તેની સ્મરણચિંતનાદિકથી પરિચર્યા પણ નિઃસીમ છે. રખેને તેને વાગી જાય, રખેને તેને કાંઈ થઈ જાય, વિગેરે ચિંતાથી પોતે કયું કામકાજ કરે છે તે પણ ભૂલી જાય. તેને નવરાવવું, ખવરાવવું, સુવાડવું, રમાડવું, વિગેરે અનેક પ્રકારની યુક્તિયોથી કરતાં ઘણો શ્રમ પડે તોપણ તેને કંટાળો આવે નહિ. ન કરવાનો કજિયો કરે અને ન જોઈતી વસ્તુ માગે તેનેમાટે અનેક યુક્તિયોથી સમજાવીને, સોગન ખાઇને, અને નિર્માલ્ય વસ્તુને બદલે મુલ્યવાન પદાર્થ આપીને તેને માર્ગે ચડાવે. મારા બાળકનું આ પ્રમાણે મેં કર્યું એ તો સ્વપ્નમાં પણ ન હોય. પોતાના અંગનું પોતે કાંઈ કરિયે તેમાં આટલું કર્યું એમ વિચાર આવેજ કેમ ? વળી તેને સદ્ગુણી કરવા માટે ડાહી ડાહી વાતો કહેવી, થોડું થોડું ભણતાં શીખવવું, અને છેવટ યોગ્ય અવસ્થાએ કુળવાન સ્ત્રી પરણાવી દેવી એ સર્વ માયાળુપણાથી તે કર્યાજ કરે છે. તેનું માથું દુખે કે કાંઇ બીજું થાય તો અનેક માનતાઓ માને અને બાધા રાખે તેમાં પોતાના શરીરની કશી દરકાર રાખે નહિ. જેટલી પોતાના દેહપર પ્રીતિ તે કરતાં પણ સો ગણી કરતાં વધારે બાલકપર પ્રીતિ હોય છે. પોતાના દેહનો અને સુખનો ભોગ આપી ઉછેરેલું બાલક કમૂત જાગે અને અપમાન કરે કે ચાકરી ન કરે તો પણ તેવિષે મનમાં ન લાવતાં સર્વ સહન કરીને બાળકનું કલ્યાણજ કર્યા કરે છે ધન્ય છે માતાના માતાપણાને. તે બાળકની મોર મરવું પસંદ કરે છે પણ તેને દુઃખમાં જોઇ શકતી નથી. જગત્માં ઘણાં સંબંધીઓ બીજાં મળે પણ માતા તો એકજ હોય તે વાત સત્ય છે. બાળકનાં સર્વસુખ માતા ઉપરજ છે સુકેલા પાનડાના ઝુંપડામાં ભોંયપર લોટતું બાળક મોટું થતાં થતાં માતાની છાયામાં દિવસો ગાળે તે તેને રાજ્યમહેલમાં ગાળ્યા જેવા સુખરૂપ લાગે છે અને માતા વગરનું બાળક સોનાના પલંગમાં લોટતું મોટું થતાં થતાં જે દિવસો ગાળે તે તેને એક ગરીબના ઝુંપડામાં ગાળ્યા કરતાં પણ વધારે દુઃખદાયક થઇ પડે

છે અહો કેવી માતાની યોગ્યતા! મહા મહા પ્રતાપી પુરુષો, બાલ્યપણના અતિ કષ્ટ અને અતિ પરાધીનતા વેઠતા પણ માતાનીજ માવજતરૂપ સહાયથી તેવી યોગ્યતાના પાત્ર થયા છે બાળકોમા આવે તો તે દોષ પોતાપર ઓઢી લઇને તેને નિર્દોષ કરવુ, તેના દોષ હોય તોપણ ગુણરૂપ ગણવા, એ માતા શિવાય જગતમા કોનાથી બને છે? સ્ત્રી, મિત્ર, ભાઇ, ભોજાઇ કે બીજા સગા ઘણાએ વહાલા હોય છે પણ માતાના વાત્સલ્ય આગળ તે કાઇ હિસાબમા નથી બીજાઓના ગમે તેવા લાડથી પણ બાળક સોસાઇ જાય છે અને માતાના હાથમા થોડી માવજતથી પણ બાળક રૂષ્ટપુષ્ટ બને છે એ શાથી? માતાના અંતઃકરણના અપૂર્વ પ્રેમનીજ ખમા મારા ભાઇને કહિને જે વખતે જનેતા બાલકને માથે હાથ ફેરવે તે વખતે બાળકને શેર લોહી ચડી જાય છે "વાકમા આવ્યુ હોય ને કદિક આખ તાણે તોપણ તેથી બાળકપર તેને અંતરમા પૂરુ પ્રેમ હોય એટલે જાણે કેમ તેનો ઈશ્વર સાક્ષી હોય તેમ બાળકને હાડે દુઃખ લાગતુ નથી ઘણો અપરાધ બાળકથી થઈ જાય તો ક્ષણભર રોગપર ઓસડની પેઠે આખ ચડાવીને કે હાકલ મારી રખેને તે હેબતાઇ જશે એમ જાણી પાછી હસી પડે કે છાતી સાસુ ચાપી લીયે તે એક માતાજ તેમ પોતાના સર્વસ્વરૂપ માની સર્વ લક્ષ્મીનો અનાદર કરે તે એક માતાજ બાળકને બાળપણનુ જીવન, તેનુ રક્ષણ, તેનુ પાલન પોષણ, અને તેનુ કેળવાણુ માતા ઉપરજ છે અને માતા તરફથી વધેલુ વધારે અમર કરે છે એટલામાટેજ જગતમા માતાઓ સુધારવાની જરૂર છે જ્યાસુધી માતાઓ સુધરે નહિ ત્યાસુધી બાળકની દુર્દશાજ સમજવી માતાનો મહિમા જાણ્યા છતા પણ અમને અફસોસ થાય છે કે અપવાદરૂપે ઘણી માતાઓ સ્ત્રીપણાની મૂર્ખાઇનેલીધે, પિયર સાસરામા નહિ મળેલી કેળવણીનેલીધે, પોતાનુ માતાપણુ શોભાવી શક્તી નથી પેહેલા તો ઈશ્વરેચ્છાથી રહેલા ગર્ભનુજ ભૂત જેવી પોષણ કરી શકતી નથી કાચુ કોરૂ, ખાટુ ખારૂ, ટાઢુ શીળુ, વખત બે વખતે ખાય છે જ્યા ત્યા નિશ્વાસનથી પડી રહે છે એમ કરતા દૈવેચ્છાથી પોષાયેલો ગર્ભ બાલકરૂપે જન્મ આપે તો તે પછીએ તેનુ પોષણ કેમ કરવુ તે જાણતી નથી ભીનામા બાળક ટુંગાઇ જાય તોપણ કોરૂ કરવાનુ સાભરતુ નથી ભૂખથી ગળુ સુકાઇ જાય તોપણ ધવરાવવુ સાભરતુ નથી પેટમા દુઃખતુ હોય તો ધવરાવવા બેસી જાય છે ભુખ લાગી હોય તો ઓસડ પાવા લાગી જાય છે ધવરાવતા કે ઓસડપાતા બાળ

કની શક્તિના પ્રમાણનું વજન પણ જાણતી નથી. ગલોફામાં આંગળી ઘાલીને જે હોય તેનો ગરેડો કરવામાંજ ડાપણ સમજે છે. ઘણાં બાલકો આવી મુર્ખાઇનેલીધે મરી જાય છે. મનુષ્ય છતાં અણુસમજણનેલીધે પશુ કરતાં પણ ઓછી અકલની કેટલીક માતાઓ પડખામાં સુતેલુ બાળક પોતાના ભારથી દબાઇ જાય તોપણ ધ્યાન રાખતી નથી. કોઇ કોઇતો પોતાની ઊંઘ વિખાઇ ન જાય તેનેમાટે બાલકને અફીણ કે બાલાગોળી આપી રાતના ઊંઘાડી રાખે છે. આટલુંજ નહિ પણ પોતે પોતાના નીચ સ્વાર્થમાં કે ઉંઘમાં તલ્લીન હોવાનેલીધે તેને ધવરાવવાનું પણ ભુલી જાય છે. કોઇ કોઈ ધરાયેલા બાળકને જાડું થાય એમ જાણી દુધના ગરેડા કરે છે પણ પૂર્વાપર વિચાર કરતી નથી. કોઇ કોઇ પોતાના માઠા સ્વભાવથી ચડેલી રીસ પોતાના ફૂલ જેવા બાળક પર ઉતારે છે. ખાટાં ખારાં ખાય તેથી થતા તેના વિકારો બાળકોને સહન કરવા પડે છે. બાળકનું ગમે તે થાય પણ ખાવા-પીવાનો હરામ ચસરકો ભુલતી નથી. તેથી વખતે પોતાનો અને બાળકનો પ્રાણ જવાનો સમય આવી જાય છે. બાળક ક્યાં પડ્યું આખડ્યુ કે શું થયું તેની સંભાળે નવરી હોય તોપણ રાખી શકતી નથી. આ તો પીટયો આવો છે કરીને જેનેતેને મોઢે વગોણાં કરવા લાગી જાય છે. નાનું બાળક અણસમજણથી કજીઓ કરે તો તેને ફોસલાવી છાનું રાખવાને બદલે, મારે છે, બાંધે છે, તર છોડે છે અને જાણે પૂર્વજન્મનું કાંઈ વેર લેતી હોય તેવી કાલકાસ્વરૂપે દેખાય છે. બાળક બિચારૂં શું કરે. જેમ જેમ વધારે ભય દેખાડે ને મારે તેમ તેમ વધારે રડતુ જાય અને તેથી મૂર્ખ માતા વધારે ધાક રખાવવા ડારા દેતી જાય. મુતરી રહે, ઝાડે ફરી રહે કે હાથેપગે કાપા પડી જાય તોપણ પાંણા જેવા હૃદયની કોઈ કોઈ માતાને બાળકપર દયા આવતી નથી. કદી આવતી હોય તો ભલે પણ જોનારા વર્ગને તો દયા નથી આવતી એમજ કલ્પના આવે છે. મૂર્ખ પશુ જેવી માતાઓ પોતે બાળકપણું કેવી રીતે કહાડ્યું છે, આપણે પણ કોઈ દિવસ આવાં નાનાં અથવા કજિયાળાં હશું એમ વિચારજ કરતી નથી. અમે તો કહિ શકિયે છિયે કે અંતરમાં ચાહે તેટલો પ્રેમ હોય તોપણ આવી રીતે બાળકને બિવરાવનારી માતા તે માતાજ નથી પણ શત્રુજ છે. શું માતાથી બાળક સામી આંખ તણાય ? શું તેની સામો હાથ ઉપડે ? નાના, એમ તો સંભવેજ નહિ. ધારો કે કદિ કારણસર તેમ

થાય તોપણ તે આંખના મટકારા જેટલુજ હોવુ જોઇએ પણ કુવ ઉપર ધણના ધાની પેઠે બે ચાર પહોર ચાલ્યા કરે નહિ ઘણા ઘણા છોકરાઓ બહુ કજીયાળા થાય છે અને કેટલાક તો મોટા થતા સુધી પણ તેવાજ રહે છે તોપણ માયાળુ માતાની યોગ્યતા તો તે સહન કરવામાંજ સમાયેલી છે બાલપણના તોફાનો અને બાળકોની અણસમજપણની સ્વતંત્રતાથી થયેલા કજિયાઓ સહન કરવાથીજ માતા ધરતી જેવી વારણાવાળી કહે વાય છે કોઇ કોઇ મુર્ખ માતાઓ આ વાત સમજતી નથી અને જેઓ સમજતી નથી તેઓ સંયોગમા માતા અને બાળક વચ્ચે ઉપજતા સુખસ તોષનો ખરેખરો લાભ લઇ શકતી નથી એ વાત પ્રત્યક્ષજ છે આવી માતાઓની મૂર્ખાઇથી છોકરાઓના ગળા પડે છે, ઝાડા થાય છે, દુબળા થઇ જાય છે, આચકી થાય છે, તાવ આવે છે, ઉધરસ થાય છે અને મગજ પણ જાય છે આમ કરતાએ બાળકોને કાંઇ થાય નહિ અને પોષણ પામી જીવ્યા કરે તો તે માતાની માવજતથી નહિ પણ ઇશ્વરકૃપાથી અને મા તાના અંત:કરણમા રહેલા માતૃભાવના ભેની બાળકને કાંઇક ઇશ્વરે ર ક્ષાથી પડેલી ખાત્રીથીજ જીવ્યા કરે છે એમ માની શકાય આમ થતુ હોય તે માતાની માયાળુતાની ખામીથી નહિ પણ તેને ઉછેરવાની માવ જતની અણખબરથી થતુ હશે એમ કેટલાકનુ માનવુ છે તો ભલે તેમ હોય પરંતુ બાળક ઉછેરવાનુ અથવા માતાપણામા માવજત રાખવાનુ કામ કેવડુ બધુ મોટુ અને જોખમવાળુ છે તે જાણવાની જરૂર હોવા છતા નહિ જાણનારી માતાઓ માતા છતા પણ માતાપણાને હાનિ પોચાડે છે માટે માતાઓને સુધરવામાટે પ્રયત્ન રાખવાની જરૂર છે આ સુધારો ભૂગોળ ઇતિહાસ કે ગણીત શીખવવાથી અથવા ગાયન કે ચિત્રકળા શીખવવાથી નથી થતો પણ સદ્ગુણ શીખવવાથી અને વિવેક શીખવવાથી થાય છે છોકરૂ જેમ જેમ મોટુ થતુ જાય તેમ તેમ સ્વાભાવિક જ્ઞાન તેમા આવતુ જાય છે અને વિશેષ જ્ઞાન માતાએ આપવુ જોઇએ, તેથી આગળ વહુ થ ઇને સાસરે જાય ત્યારે સાસુ વિગેરેએ જ્ઞાન આપવુ જોઇએ અને તેથીપણ પૂર્ણતા ન હોય તો પતિએ તેને તેસબધી શીખવવુ જોઇએ જો તેમા મનુ ષ્યત્વ હશે તો તો પોતાના અને પારકાના અનુભવથી સઘળુ સમજી ઇને તોપણ ગ્રહણ કરશે અને મનુષ્યપણુ નહિ હોય તો પછી પથર ઉપર પાણીની પેઠે જેટલુ શીખવવુ તેટલું નકામુજ છે એની બુદ્ધિનાને પછી

મનુષ્ય છતાંએ દ્વિપદ પશુ સમજવામાં કશો અન્યાય નથી. ત્યારે હવે તે વિષે વાર માત્ર સદ્બોધ અને સારો સંગ બાળકોને રહે એટલીજ છે. તેને માટે વિવેકી વિદ્વાનવર્ગે ખંત રાખવી. પછી જેવાં ઉત્પન્ન થનારનાં પ્રારબ્ધ હશે તેવી માતાઓ તેમને મળશે. સ્વભાવની વિચિત્રતા એવી વિચિત્ર છે કે તેવિષે વિચાર કરતાં બુદ્ધિ મુઝાઈ જાય છે તો પણ મનુષ્યપ્રયત્નથી ઘણો સારો ફેરફાર જોવાની આશા બાંધી શકાય છે.

## वेदधर्मसभाने बक्षीस.

વડોદરાના રહીશ રા રા. જેહરરાય કપીલરાય, વડનગરા નાગર ગૃહસ્થ, ડીરેક્ટર ઓફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શને પોતાના ભાઈ શ્રીહરરાય કપીલરાયનો સ્વર્ગવાસ થતાં તેની પાછળ પુણ્યદાન દાખલ રૂ. ૫૦ પંચાસ આ સભાના ધર્માણ ફંડને બક્ષીસ કર્યા છે તે મોટા ઉપકાર સાથે કાર્યભાર મંડળીએ માન્ય રાખ્યા છે. તેના વ્યાજનો સદુપયોગ થશે.

## सौ० मणिकुवरनो स्वर्गवास.

લખવાને દિલગીરી થાય છે કે અત્રેના જાણીતા પ્રશ્નોરા નાગર ગૃહસ્થ વૈદરાજ જટાશંકર વિઠલજીનાં સ્ત્રી સૌ૦ મણિકુવર માઘ શુદી આઠમ મંગળવારને રોજ સવારના સાત બજે કૈલાસવાસી થયાં છે.

તેઓ સ્વભાવે માયળુ હતાં, સાધારણ રીતે તેઓ ઘરકામ જેટલું વાંચી લખી જાણતાં, ઘરનાં સઘળાં કામકાજનો આધાર તેમના ઉપર હતો. જેઓની સાથે તેને પરિચય હતો તેઓ અત્યંત વખાણ કરે છે એવાં તે મળતાવડાં હતાં. ઘર તરફની ચિંતા તેમના પતિને બીલકુલ રેહેવા દેતાં નહિ. નાતજાતમાં તેનો મોભો પડતો. થોડા માસથી તેને ઝાડાનું દરદ લાગુ પડતાં છેવટ ૩૮ વર્ષની નાની અવસ્થામાં પોતાના પતિના હાથમાં નવ વર્ષના એક પુત્રને સોપી સંસાર છોડી ગયાં છે. દૈવના ઘર આગળ કોઇનું જોર નથી અને કાળની ગતિની કોઇને ખબર નથી માટે તેમનાં કુટુંબીઓને હવે ધારણા રાખવાની ભલામણ કરિ છિયે.

कथयंत्युन्मुनीभावं स्वयं नानुभवंति हि ।
हाहाऽज्ञानरताः केचिदुपदेशादिवर्जिताः ॥

खेदनी वात छे के उपदेश वगेरेथी रहित अने अज्ञानमां बुडेला केटलाक उन्मुनीभावने वर्णवे छे पण पोते तेनो अनुभव करता नथी.

आम उपदेश पाम्या वगर अने अनुभव थया वगरना बोधक लोको पोते कशु जाणता नथी तो तेओ बीजाने शु बोध आपी शके अने एथी अन्यनु शुं भलु थाय? केमके.—

इदं ज्ञातमिदं ज्ञेयाश्चीति चिंतासमाकुलाः ।
परं तत्वं न जानंति दर्वी पाकरसं यथा ॥

आटलु जाण्युं अने आटलु जाणवानुं छे एवी चितामां आकुल रेहेनाराओ कडछी जेम अन्नना रसने (तेमां बुडेली छतां) जाणे नहि तेम तेओ (तेमां बुडेला छतां) परम तत्वने जाणता नथी.

श्री भागवतना एकादश स्कंधमां कह्युंछे के कोई पुरुष सर्व शास्त्र भणी पंडित थईने वादविवादमां सर्वने जीते अने मोटी कीर्ति मेळवे, परतु जो परमार्थने न जाणे तो तेनु सघळुं जाण्युं वेठ कर्या जेवु छे.

श्वेतकेतु ऋषि सघळी विद्या भणीने पंडितोने जीत्या पछी काशीमां पोताना पिता रेहेता हता तेनां दर्शन करवा गया. काशीमां गया पछी एम थयुं के एमनेएम घेर जवुं ते ठीक नहि तेथी काशीना पंडितोने पोते वाद करीने जीती लीधा. तेना पिताए आ वात सांभळी सारे पुत्र कुपुत्र थयो एम विचारी शोक करवा लाग्या. एटलामां श्वेतकेतुए पोताना पिता पासे आवीने प्रणाम कर्या. पिता तेने जोईने बोल्या के हे अविद्याना पात्र! भले आव्यो. आवां वचन सांभळी श्वेतकेतुए पिताने पुछ्युं के हु सर्व विद्या जाणतुं छतां आप एम केम कहोछो? सारे पिताए उत्तर आप्या के जे तुं विद्या जाणे छे ते विद्या नथी. विद्या तो बीजी छे. अर्थात् ब्रह्मविद्याविना बीजी सघळी विद्या अविद्यारूप छे.

छांदोग्य उपनिषद्मां पण गौतम ऋषिना पुत्रने श्वेतकेतु राजाए एवीज रीते कहेलु छे

आ उपरथी एम समजवु के जेथी ब्रह्मनी प्राप्ति थाय तेज विद्या केहेवाय. ते विना जेटली विद्या भण्या होईए ते अविद्या केहेवाय. गर्भ तेवुं

सारु भण्या हाईए तो पण ब्रह्मनी प्राप्ति न थाय तो ते भणतर सारू केहवाय नहि वेदांतशास्त्रमां घणा प्रविण थाय तो पण तेना खरो हारद जाणी शकतो नथी एटले ते विद्या जाणी तोपण न जाण्या बरोबर छे माटे अनुभवी गुरु पासेथीज ते विद्यानो बोध लेवो, केमके गुरुविना ज्ञान थतु नथी

जेवा चित्त भ्रांतिथी भर्यो होय छे तेवा भले वेद शास्त्रो, पुराणो मंत्रतंत्रादि विद्याओ, धर्मशास्त्रो मतभेदना प्रबंधो भणीगया होय पण ते माज गोथा खाधा करे छे तेमज यज्ञ व्रत तप दान जप अने तीर्थ विगेरेमां पण गोथा खाधा करे छे तओने अनुभवि उपदेशक वगर खरो मार्ग मळतो नथी तेम उपरना वेदशास्त्रो विगेरे अनेक विद्याओ पण जो ते ब्रह्मबोध के स्वरूपानुसंधान करनारी न होय तो ते केवळ श्रममात्रज छे बकरीना गळाना आंचळो जोवामात्रज छे तेम ब्रह्मविद्या वगरनी सघळी विद्या जोवामात्रज छे अथवा बीजो सर्व विद्या तेरूपज छे केमके तेनाथी कांई बंधननी मुक्ति थती नथी पितानी आज्ञा पाळे ते पुत्र, पतिना मन वचन-कर्म प्रमाणे अनुसरी वर्ते ते स्त्री, अने खरे वसते सहाय करे तेज बंधु, तेम ब्रह्मविद्यानो बोध आपे तेज विद्या केहवाय, माटे एवीज विद्यानो अभ्यास राखवो ए सुखकारक छे

जे मुक्तिनो हेतु छे एटले जे मुक्ति आपे छे तेनु नामज ज्ञान केहेवाय जे शीखामणथी प्राप्त थाय ते शीखामणनु नाम बोध कहेवाय केमके जन्म मरणना अनेक दुःखो छे के जेनो लगता पण पार आवे तेम नथी तेवा दुःखो जो न टळे तो ते शीखामणने बोध एवं नाम अपायज नहि जे पुरुषो जन्ममरणने टाळनारी शीखामण आपता होय तेज सांभळवा योग्य छे कोई विद्वान कहे छे के —

युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि ।
अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं पद्मयोनिना ॥

युक्तिवाळु वचन एटले जेथी संशय टळी जाय एवुं वचन बाळकनु अथवा मूर्ख माणसनु कहेलुं होय तोपण ते ग्रहण करवं पण जो तेथी उलटु वचन होय ने ते कदी ब्रह्माए कहेलु होय तोपण तेनो त्याग करवो

जे शीखामणथी लक्ष चोराशीना फेरामां पडी अनेक दुःख भोगववां पडे तेवी शीखामण कोईनी जरा पण सांभळवी नहि. जो पिता होय ने तेवी लक्ष चोराशीमां पडवानी शीमाण आपे तो ते पिता न समजवो. जो माता होय ने लक्ष चोराशीमां पडवानी शीखामण आपे तो ते माता न समजवी; स्त्री होय ने जो लक्ष चोराशीमां पडवानी शीखमण आपे तो ते स्त्री नहि समजवी, जो पुत्र होय ने लक्ष चोराशीमां पडवानी शीखामण आपे तो ते पुत्र न समजवो अने गुरु होय ने लक्ष चोराशीमां पडवानी शीखामण आपे तो ते गुरु न समजवो. गमे तेवां सगां संबधी के हेतु होय पण जो ते मोक्ष न मळे एवो बोध करे तो ते वधां खरेखरां शत्रुरूपज समजवां. भले सगो संबंधी के स्नेही न होय परंतु जो कोई मोक्ष मळे तेवी सारी शीखामण आपे तो तेने माता, पिता, भाई, गुरु अने परमेश्वर छे एम जाणवो. एनी आपेली मुक्तिने आपनारी शीखामणनुं नामज बोध केहेवाय.

कदि एम शंका थाय के मोक्षविना माता पिताना आदिनी शीखामण न सांभळवाने अभिप्राय अहीं आप्यो छे परंतु—

माता गंगासमं तीर्थं पिता पुष्करमेवच ।
गुरुः केदारतीर्थं च सेवेदेतान्निरंतरम् ॥

माता ए गंगा जेवुं तीर्थ छे, पिता पुष्कर तीर्थ छे अने गुरु केदार तीर्थ छे, माटे एओनी निरंतर सेवा करवी.

आवां आप्त वचनो अने वृद्धोना उपदेशो एमनी सेवा करवानुं तथा आज्ञा पाळवानुं लखे छे तो ते शुं अप्रमाण छे? ना ते अप्रमाण नथी. ते खरेखर तीर्थरूप अने परमेश्वरसमान छ माटे तेनी मन-वचन कर्मथी सेवा निरंतर करवी जोईए. परंतुः—

आनुं समाधान एज छ के विचार करवाथी ते विरोध टळी जाय छे. जे मोक्षने आपनारो बोध करे तेज माता, पिता ने गुरु छे. अने तेथी उलटो जे बोध करे ते माता, पिता के गुरु होय तो पण शा कामनां? एवी उलटी शीखामण आपनारा होय तेवां माता पिता आदिनुं कांई अपमान न करवुं, केमके ते सर्व रीते मान्य अने पूज्य छे, पण तेनां वचन जो संसारनां जन्म-मरणनां दुःख आपे एवां ने अनेक नरकनी यातनाओ भोगवावे तेवां

होय तो ते वचन उल्लंघन करवा जोइए केमके तेम न करवाथी आ अमूल्य देह वृथा थाय छे जेमने प्रह्लादजीए जो पोताना पितानु वचन अकल्याण करनारु हतु तो ते पाळ्यु न होतु जे वचनथी अकल्याण थाय तेम होय तेवु वचन जो न पळाय तो तेथी काइ दोष लागतो नथी वेहेवारमा पण पोताना स्वार्थमाटे अकल्याणनु वचन कहेतो लोपवामा कंई दोष नथी तो पछी परमार्थमा अकल्याण करे एवु वचन लोपवामा दोप केम लागे? एक विद्वान कहेछे —

शत्रोरपि गुणो वाच्यो दोपो वाच्यो गुरोरपि ।
पुरुष प्रतिबोधाय तत्र दोषो न विद्यते ॥

माणसने बोध आपवा शत्रुना पण गुण होय तो तेने केहेवो, गुरुनो पण दोष होय तो तेने केहेवो जोईए तमा कई दोष नथी

साराश ए समजवानो छे के जे मोक्ष थाय तेवो बोध करे तेज सगो सबधी अने मित्र केहेवाय आम केहेवामा कोईनु अपमान थाय छे एम समजवु नहि

आत्माने जाणवो एविना बीजो काई लाभ नथी, केमके बीजा जे लाभ छे ते आखीने पाछा नाश थई जनारा छे ने आत्माने ओळखवो ए रूप लाभ अविचळ रहे छे माटे तेज खरो लाभ छे ए आत्मलाभ मेळववा-माटे घणा बुद्धिमान् पुरुषोए धरा धन अने धाम आदिने छोडी दीधा छे जेओने राजा प्रियव्रते पोतानु राजपाट आत्मलाभनेमाटे मेली दीधु ते जो बीजा लाभ करता आत्मलाभ विशेष न होय तो केम मेल्याय? वळी जेओ आत्मलाभ वगरना बीजा मिथ्यालाभमा ललचाई रह्या ते अते महा दुःख ने पाम्या छे जेओने सगर राजाए पुत्रलाभने खरो लाभ मान्यो हतो तो ते पण तरत टळी गया रावणे परिवारनो लाभ खरा लाभरूप मान्यो हतो तेपण तरत टळीगयो राजा नित्रप [ नहुषे ] इंद्रासनना लाभने खरो लाभ मान्यो हतो तो ते अजगर थइने पड्यो एम कहाय छे माटे आत्मलाभ वगर बीजा लाभमा लोभावु ते खोटु छे केमके बीजा मिथ्या लाभमा लोभावाथी आत्मा वेगळो थाय छे जेम कोई पुरुषने पूर्वदिशा तरफना गाम जवु होय तेनो विचार करी राते सुई रहे अने सवारे उतावळो उठवाथी दशमोवाढ थाय एटले उलटो पश्चिम दिशा भणी चोवथी चालवा माटे

मनमां तो एम जाणे के जेटलुं चालीश तेटलो पंथ ओछो थशे पण उलटो जे गाम जवानुं होय तेनाथी तो छेटुं पडतुं जाय छे, कारणके दशमो वाडथी ते उंधो चाल्यो जाय छे तेम आत्मलाभविना के आत्मज्ञानविना जे जे लाभ माटे प्रयत्न करवुं ते आत्माने दूर करावनार होवाथी मोटी हानि करनारुं छे. ए हानि जेवी बीजी एके हानि नथी. आत्मज्ञाननी हानि एज खरेखरी मोटी खोट अने आत्मज्ञाननो लाभ एज खरेखरो मोटो लाभ छे अन एटला हेतुथीज आत्माने जाणवो एज लाभ छे एम कह्युं छे.

जेणे पोतानुं मन जीत्युं होय ते जगतने जीते छे. स्वर्ग आदिक जे चौद लोक छे ते जगत् केहेवाय छे जे कांई संकल्प विकल्प आपणने करावे छे ते मन छे एनुं स्वरूप आगळ केहेवाई गयु छे. ए मनने प्रणवनो अभ्यास करी जीतवुं जोईए. मन जीतायुं त्यारे समजवुं के ज्यारे तेमां कांई संकल्प उत्पन्न थाय नहि. जेने उन्मुनी अवस्था व्यापी गई होय तेणे चौद लोकने जीत्या समजवा परंतु चौद लोक जीत्या छतां मन न जीताणु होय तो कांइक संकल्प उठी चिंता उपजावे, अने मनज जो बरोबर जीतायु तो पछी चौद लोकनो भासज थाय नहीं; केमके ए लोक मनना कल्पेला छे. आटलामाटे जेणे मन जीत्युं तेणेज सर्व जीत्यु छे एम समजवुं. मन जीत्याविना बीजुं सर्व मिथ्या छे श्रीभागवतमां लख्यु छे के ज्यारे हिरण्यकशिपुए पोताना पुत्र प्रल्हादजिने 'में चौद लोक जीत्या छे माटे हुं बळियो छु' एम कह्यु त्यारे प्रल्हादजिए कह्युं के जो तमारूं एक मनज तमे जीता तो खरा बळिया अने मन न जीताय तो महा कायर अने सहुए हरावेला छो केम के मन जीत्युं होय तो सर्व घेर बेठां बेठां जीताय छे. आटलासारु कहेलु छे के जेणे मन जीत्यु छे तेणेज जगत्ने जीत्यु समजवु

---

शूरान्महाशूरतमोऽस्ति को वा
मनोजबाणैर्व्यथितो न यस्तु ।
प्राज्ञोऽतिधीरश्च समस्ति को वा
प्राप्तो न मोहं ललनाकटाक्षैः ॥ १२ ॥

## अर्थ,

शिष्य—शरवीर करतां मोटा शरवीर कोण?
गुरु—जे कामना बाणथी बींधायो नहि ते
शिष्य—प्राज्ञ अतिधीर ने समर्थ कोण कहेवाय?
गुरु—जे ललनाना कटाक्षोथी मोह न पाम्यो ते

## टीका

ज्यारे पुरुष कामातुर थाय छे त्यारे अति विह्वळ थई जाय छे* अने नीच माणसनी पासे दीननी पेठे करगरे छे कदापि पुरुष महा बळियो होय, मोटी मोटी लडाईओमां जीत्यो होय, चतुर तरवार ने बाणनो वरसाद वरसतां होय तेमां सामे पगले चालनारो होय अने शरीरमां अनेक घा वाग्या होय तो पण तेनी वरनाम नहि गणीने शूरातनथी शत्रु साथे लड्या होय तोपण ते शूरवीर पुरुष ज्यारे युद्धमांथी घेर आव्यो होय त्यारे ते कामना बाणथी भराइने स्त्रीने आधीन थइ जाय छे आ वखते तेनुं शूरातन कोण जाणे क्यांइ उडी जाय छे ने टाढो बोळ थई जाय छे आवी रीते मोटा मोटा शरवीरोने कामना बाण विह्वळ करी नाखे छे गमे तेवुं शूरातन होय तोपण तेनी आगळ गळी जाय छे माटे खरो शूरवीर तो तेज कहेवाय के जे कामना बाणथी पण विह्वळ थाय नहीं गमे तेवो शूरवीर होय तोपण जो कामना बाणथी वींधाई जाय तो ते शरवीर न केहेवाय अने गमे तेवो शरवीर न होय तोपण जे कामना बाणथी वींधातो नथी ते खरो शूरवीर छे अने एटलाजमाटे कामना बाणथी न वींधाय ते शूरवीर छे एम कह्युं छे

जे पुरुष ललना केहेतां स्त्रीना कटाक्ष कहेतां नयनरूप बाणोने देखी मोह नथी पामता ते पुरुष प्राज्ञ, तेज पुरुष धीर अने तेज पुरुष समस्त वैराग्य अने सद्गुण संपन्न समजवा श्री भर्तृहरि कहे छे के—

तावदेव कृतिनामपि स्फुरत्येष निर्मलविवेकदीपकः ।
यावदेव न कुरंगचक्षुषा ताड्यते चटुललोचनैश्चलः ॥

---

*काम ए शरीर मांहेनो अदृश्य शत्रु छे ते सर्व प्राणीओना शरीरमां व्यापी रह्यो छे बीजा बहारना शत्रु तो [illegible] जीताय छे पण आ शरीर मांहेना शत्रुने जीतवो बहु कठण छे ए जीतवाना साधनरूप आ मनुष्य देह छे तेमां बीजां साधनो जे जोइए ते [illegible] [illegible] कहेवाय छे एवा कामने वश न थइने जे तेनां बाणथी पराभव न पाम्यो तेज खरो शूरवीर केहेवाय ने तेणेज सघळुं जीत्युं कहेवाय ने तेम न थयुं तो गमे तेटला जीत मेळवनार थाय पण जीत्युं नथी

वैरागी, योगी, अने तपस्वी आदि पुरुषोनो निर्मल विवेकरूपी दिवो त्यांसुधी रहे छे के ज्यांसुधी हरण जेवां नेत्रवाळी स्त्रीए नेत्रथी झपाटो मार्यो न होय.

धीरनी, धीरता, वीरनी वीरता, गंभीरनी गंभीरता, ने विद्वाननी विद्वत्ता कामनीओना कटाक्षनी आगळ विवेक सहित कोण जाणे क्यांई उडी जाय छे मोटा मोटा प्रतापी पुरुषोनां पवित्र चरित्रने ए कटाक्षे कलंकवाळां कर्यां छे. ए झपाटामांथी बची जवाने संग तजवा शिवाय बीजो कशो उपाय नथी. जो संग रहे तो मोह लाग्या वगर रहेतोज नथी. गमे तेटलुं वांचे ने गमे तेटलुं सांभळे तथा गमे तेम बोले पण ज्यांसुधी संग नथी तजायो त्यांसुधी ते एके साव साचुं मनाय नहीं. संगनो त्याग करवो ए सत्पुरुषनो मार्ग छे. केटलाक दगलबाज पुरुषो बीजाओने संग न करवाविषे तथा स्त्रीना दोषविषे समजावे छे पण पोते संग मेलता नथी. कोई स्त्रीनो समागम होय तो ते भक्तिवाळी छे तेथी सेवा करवाने आवे छे एम कहीने उडावी दे छे. जो सेवा करवानेज स्त्रियो आवती होय तो भाववाळा पुरुषो क्यां थोडा छे के स्त्रीओ सेवा करे ? आवा उपरथी आछा पण याहोली कोर जेने खरो बोध नथी लाग्यो एवा पुरुषो संसारमां बुड्या पड्या छे एम समजवु. एवानी पासे कोई दिवस क्षणमात्रपण जावु न जोईए. लक्ष्मीथी के विद्याथी जे मोटा मनाता होय ते स्त्रीना संगी होय तो तेनी मोटाईमां मोह पामवो नहि तेम तेनी निंदापण करवी नहीं. एनुं कृत्य ए जाणे. एमां आपणे शामाटे नजर राखवी? सत्पुरुषनो मारग के ग्रंथ तथा शास्त्रनी परनालिका लखाय नहि. पोते पोतानी बुद्धिथी वधुं सारूं नरतुं समजी लेवु ने कोईना गुणदोष जोवा नहि. पाधरे मारगे चालवाथी ठेकाणे पोचाय छे. जेओ स्त्रीना संगी थईजाय छे ते बिचारा शु करे? इंद्रियो महाबळवान छे तेने दमन कर्या विना ते वश रेती नथी. इंद्रियोनुं दमन न थतु होय तेमां वळी महांतपणांनेलीधे मिष्टान्न खावा मळे अने स्त्रियोपण महांतपणापर मोह पामी सेवा करवाने तथा उपदेश लेवाने आवे. सेवा करवा अने उपदेश लेवा आवनारी स्त्रियोने उपदेश देतां परिचय वधे एटले पछी एकांत रेहेवा मांडे. स्त्री एकांते रही एटले महा बळीयो काम देव तरतज मनने विव्हळ करी नांखे छे अने मन विव्हळ थयुं एटले पछी अधर्म थया वगर रहेज नहि. (अपूर्ण.)

જેટલુંએ સાથે તો આવવાનુંજ નથી. ધન વસ્તુ કાં તો અપાય, કાં તો ભોગવાય અને કાંતો લુટાઈ જાય એવી છે. પોતાના ભાઇ ભાંડુથી છાનું રાખેલું કે પોતે મેળવી બીજાને નહિ આપતાં એકઠું કરેલું ધન છેવટ તો પારકુંજ છે ત્યારે પેલાંથીજ તેને પારકુ કરીને કુટુંબમાં સપ અને સુખની વૃદ્ધિ કરવી જોઇએ. આ સ્ત્રી મારો, આ ભાઈ મારો નહિ, આ મારી પુત્રી મને અનુકૂળ છે, આ ભાઇની સ્ત્રી મારાથી વિરૂદ્ધ છે, વિગેરે ધનથી થયેલા અવિવેકથી થનારા વિકારો ઓળખીને છોડી દેવા જોઈએ. આપણે માબાપનું માન ભૂલિયે છિયે, પરોણાની પૂજ્યતા ભૂલિયે છિયે, સારાસારનો વિચાર ભૂલિયે છિયે, દુઃખીનું દુઃખ વિસરિયે છિયે, ધર્મ ઉપર ઢાકણ વાળિયે છિયે, મર્યાદાને મારી નાંખિયે છિયે, સંબધનો બધ વાળિયે છિયે, અનાચારને અંગીકાર કરિયે છિયે, દુરાચારમાં દોષ દેખતા નથી, સદુપદેશો સાંભળતા નથી. સુજનોને મળતા નથી, પાંશરે માર્ગે વળતા નથી, હરિભજનમાં હળતા નથી, ગુણ જોઈને ગળતા નથી, સેવાનુરૂપ ફળતા નથી, ઘર છોડીને નીકળતા નથી, પવિત્ર વચનમાં પળતા નથી, ભાઇ ભાંડુમાં ભળતા નથી, રાગ દ્વેષ શિવાય બીજું કશું રળતા નથી, એ સર્વે અવિવેકથી થયેલી ધનાંધતાનેલીધેજ. આવા ધનથી કુસંપ અને કલેશ થાય એમાં નવાઇ શી? ધને ઘણાયને ધૂળ ભેળા કર્યા છે, ઘણાયને ધૂડ જેવા કર્યા છે, ઘણાયને કૂડ ભેળા કર્યા છે, ઘણાયનાં સૂડ કાઢી નાંખ્યાં છે, ઘણાયને ઝુડ વળગાડેલાં છે, એ ધનથી કુસપ અને કલેશ થાય એમાં નવાઇ શી? ન આવવાના વેહેમ આવે છે, ન કરવાના વિચાર કરાય છે, અને ન થવાનાં કામો થાય છે તે ધનથીજ. ધન એટલે અમુક સખ્યાનું નાણું એમ કાંઇ નથી. એક કોડીથી માંડીને અસંખ્ય સોનામોહોરો અને તેને અંગે થયેલા વૈભવો તે સર્વ ધનજ છે. ચકમકમાંથી પડેલો તણખો પણ અગ્નિજ છે, અને કુંભારનો નિભાડો કે ચૂનાની ભઠી એ પણ અગ્નિજ છે. પણ એટલુ છે કે સખ્યાના પ્રમાણમાં તેનું જોર જણાય છે ઘણાં રાજ્યો પાયમાલ થઈ ગયાં, ઘણાં કુટુંબો કુટાઈ મુવાં, ઘણા વિદ્વાનો દબાઇ ગયા, ઘણા દેશો લુટાઇ ગયા, અને ઘણાએ લોકો ધવાઇ ગયા એ સર્વ ધનને-માટેજ આવા ધનથી ગમે તેવા સંબંધમાં, કુટુંબમાં, જ્ઞાતિમાં, દેશમાં અનુ-ક્રમે કલેશ થાય એમાં નવાઈ નથી. ન થાય તોજ નવાઈ છે. આવી નવા-ઇનો અનુભવ કરનારા મનુષ્યોનેજ ધન્ય છે. અને તેઓજ મનુષ્યગણ-

કરી દે છે. શાસ્ત્રોમાં એમ લખ્યું છે કે નદી જેમ સહવાસથી સમુદ્ર જેવી થઈ જાય છે તેમ સ્ત્રી સહવાસથી જેવો પુરૂષ હોય તેવા સ્વભાવની થઇ જાય છે. આમ છતાં એ એવી તો પ્રબલ છે કે પુરૂષને પોતાના જેવા સ્વભાવનો કરી નાંખે છે. એ સ્ત્રીરૂપ ભૂતને આધીન થયેલો માણસ, માબાપને ભાઈ ભોજાઇને કે ગમે તે ગુરૂજનને દેખતો નથી. બુદ્ધિનો બારદાન બની ગયેલો મૂઢ પુરૂષ, દેવાર્ચન ભૂલી જાય છે, ધર્મ કર્મ વિસરી જાય છે, અને રાતદિવસ એનાજ શ્રવણ-કીર્તનમાં આસક્ત બની રહે છે. આજ સસરાએ રાડ નાંખી, આજ કાકાજીએ કાણુ કીધી, આજ જેઠે હોઠ ફફડાવ્યા, આજ દેરે દુઃખ દીધું, આજ સાસુએ સુવા ન દીધી, આજ નણંદે નાક તાણ્યું, આજ જેઠાણીએ મેણું માર્યું, આજ ભાભીજીએ ભુખી રાખી, એમ મિશ કાઢીને કાંઈ થયુ હોય ન થયું હોય તોપણ અને વાજબી થવા જેટલું થયું હોય તોપણ તે મોહની પૂતળી સઘળું પ્રસંગ મળે ત્યારે કે સુવા વખતે ધણીના કાનમાં ભરે છે. શ્રમથી થાકેલાને વિવેકવચનથી શાંત કરવો કે તેની આજ્ઞાને અનુસરી આરામ લેવા દેવો તેતો સર્વ વિસરી જઈને આવી કુથળા કરવામાં અધરાત સુધી જગાડે છે. આવી વાતો સાંભળીને સોણામાં સુતેલો માણસ જેમ જીવતો છતાં હુ મરી ગયો એમ ઉંઘથી માની લે છે તેમ મમત્વ અને અજ્ઞાનથી પોતાનું કાંઈ વિપરીત થઈ ગયેલું માની લઈ ભૂતભરાએલાની પેઠે જેમતેમ બોલવા મંડી જાય છે. માતાની મર્યાદા રાખતો નથી, પિતાનો પ્રતાપ વિચારતો નથી, ભાઇનો ભાવ જોતો નથી, અને અવિવેકનો આગાર બની નિરતર ધમસાણ મચાવે છે. અને એમ થાય એમાં નવાઈ પણ શી છે? સ્ત્રીનેયોગે, આંખ હોય તોપણ અંધ થાય છે, કાન હોય તો પણ બેરો બને છે, ચતુર હોય તોપણ મૂર્ખ બને છે, વિદ્વાન હોય તોપણ વિકલ બને છે, મર્યાદાવાળો હોય તોપણ અમર્યાદ બને છે અને અસત્ય, સાહસ, માયા, મૂર્ખતા અને લોભાદિક સ્ત્રીઓના સ્વાભાવિક દોષો પણ પ્રેમનેલીધે જાણે કેમ પોતેજ તેના ચિન્હરૂપે ચડણુ કર્યો હોય તેમ દેખાડી આપે છે. અહો! લોહચુંબકની પેઠે ચોટી રહેનારી તે પૂતળી હજારો વખત કરેલી ચાકરી ક્ષણમાં ધૂળ ભેળી કરી નાંખે છે, પોતાના સ્વાર્થમાટે હિતાહિત વિચારતી નથી, ધણીને ઢીગલા જેવો કરી મેલે છે, અને મીઠા મીઠા શબ્દોથી મન હરણ કરી લઇ ફોસલાવે છે તથા મહા દુઃખ આવી પડ્યું હોય તેમ ઘરની આડી અવળી

વાતો સમજાવી ધણીને રાગ ઘેર જેવો કરી મેલે છે એના અગાડી શી પ્રબળતા !! બાપ દીકરા સાથે અને દીકરો બાપ સાથે, સસરો જમાઈ સાથે અને જમાઈ સસરા સાથે, મોટો ભાઈ નાના ભાઇ સાથે અને નાનો ભાઇ મોટા ભાઇ સાથે, ઉદાસ રહે છે, કઠોર વચનો કહે છે, અને ધનને ધૂળ કરી નાખે છે રાજાઓના રાજ્ય ગયા, કીર્તિ વાળાની અપકીર્તિ થઇ, દેશની દુર્દશા થઈ, અને ધનવાન લોકો રણ વગડામાં રઝળી મુવા એ સઘળું એનાજ પ્રતાપે એના વચનમાં લોભાય નહિ, એના પ્રપંચમાં ફસાય નહિ, એના અંતરમાં સમાય નહિ, એના આદરથી લજાય નહિ અને પ્રેમ દેખાડવા હરખપદુડો થઇ પથરાય નહિ એવો વીર જગતમાં કોઇ માએ જણ્યો હશે? એનું સ્મરણ, એનું કીર્તન અને એનું દર્શન સર્વ વિવેકવિચારને ભુલાવે છે તો પછી સહવાસની વાતજ શી કરવી નાની અવસ્થાએ જે માબાપની પ્રીતિપૂર્વક સેવા કરતા હોઇએ તેની આડું પણ ઉતરવું ગમે નહિ, જે ભાઇઓની સાથે રાત દિવસ રમતા જમતા આનંદ કરતા હોઇએ તેનું મોઢું પણ જોવું ન ગમે, જેના ઉપર આપણો દેહ અર્પણ કરી દેવા તૈયાર થતા હોઇએ તેને કાઇ પણ આપવાનું મન ન થાય, જેને પોતાના માન્યા હોય તેને બીજાના ગણાય અને જેનેમાટે પોતાનું જન્મવું હોય તેને ભુલી જઇ બીજાનેમાટે ગણાય, એ સર્વ સ્ત્રીના સહવાસથીજ જાણતા હોઇએ કે તે અવિવેકી છે, રહુ મૂર્ખ છે, ખોટું કહે છે, લોભી છે અને આપણું હિત કરવા જતા બમણું બગાડે છે તોપણ તેનું કહેલું કરી આપવાને કુટુંબમાં ગમે તેવો કલેશ થાય તોપણ પગલું ભર્યા વગર નથી ચાલતું, ત્યારે જાણતા ન હોઇએ તેનું તો પછી કહેવુંજ શું? એને કેમ અમુક વસ્ત્ર નથી, એને કેમ આભૂષણ નથી, એ શોકીન કામ કરે, બીજી કેમ બેસી રહે, એને કેમ કાઇથી કાંઇ કહેવાય, મારા માણસનું કેમ નામ લેવાય, એવા વિચારો કરી નાળક રતિનો પુરાવો પણ ન હોય ત્યાં કલેશનું ઝાડ ઉભું કરી પોતે દુઃખ વેઠે છે અને બીજાને દુઃખ આપે છે આમેય બાળક અવસ્થા કે યુવાવસ્થા એ અવિવેકનું સ્થાન છે તેમાં વળી સ્ત્રીનો સહવાસ થાય એટલે વઢકણી વૈરાગે દીકરો જણ્યો એ કેહેવત જેવું થાય, પછી તે જમીન આસમાન દેખેજ કેમ? પાણિગ્રહણના સંબંધ વગરના બીજા સ્ત્રીજનો પણ જે જે સગાંવહાલાં પોતાના વચન ઉપર વિશ્વાસ

પરાધ કરવાથી કુસંપ થાય તો તેમાં ખેદનું કારણ કાંઈ નથી. સ્ત્રીને સંયોગે કુસપ ક્લેશ થાય એમ કાંઇ છેજ નહિ. એનું પણ ધનની પેઠેજ થાય છે. જ્યાંસુધી સ્ત્રી હોય નહિ ત્યાંસુધી તેને મેળવવામાટે અનેક ક્લેશો સહન કરવા પડે છે! મેળવ્યા પછી તેની સંભાળમાટે અનેક પીડા સહન કરવી પડે છે અને આવીને ગયા પછી પણ અનેક આધિ વ્યાધિ તથા ઉપાધિ ઉપજાવે છે. એ આદિથી અંતસુધી વિચાર કરવાથી પ્રત્યક્ષ જણાઈ રહે તેવું છે. આમ ત્રણેય સ્થિતિમાં ક્લેશ કરાવનાર સ્ત્રીવસ્તુ ધનની પેઠે ધિક્કાર કરવા યોગ્ય છે તોપણ કોઈ ઇશ્વરની અદ્ભુત માયાનેલીધે ધનની પેઠેજ તેને જાણે કેમ ક્લેશના પ્રમાણમાં કાંઇ વધારે તેની પાસેથી બદલો મળતો હોય તેમ ગ્રહણ કરીએ છિએ. અને વખત આવ્યે મરિયે પણ છિએ. અહો! કેવી અનિર્વચનીય ગુચવણી? દેખતાં ભુલાય, દીવો લઈને કુવામાં ઉતરાય અને ઝેર સમજ્યા છતાં અમૃતની પેઠે લેવાય એ ભૂલવણીમાં દેવદાનવો પણ પતંગની પેઠે ભુલાઇ ગયા પણ ફેરફાર ન થયો તો આપણે શું કરવાના હતા? નાના, એમ તો નહિ. પેલું અંગ ધન અને બીજું અંગ સ્ત્રી ગમે તેવા ક્લેશનું મૂળ છે તોપણ અભ્યાસથી વિવેકબલને લીધે તેનો સદુપયોગ અને તેની સહાયથી સુખ મેળવાય તો ખરૂં. એના પણ દાખલા કોઇ કોઇ મળશે ખરા. પણ એટલું તો નકી છે કે તેને અંગે આધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ તાપ દેશકાલ અને પાત્ર પ્રમાણે થવા સંભવિત છે તે તો ટળવાનાજ નથી. અપૂર્ણ.

---

## वेदधर्मसभाने बक्षीस.



પ્રશ્નોરા નાગર ગૃહસ્થ રા. રા. વૈદરાજ જટાશંકર વિઠ્ઠલજીએ પોતાનાં પત્ની સૌ. મણિકુવરના મરણ પછવાડે પુણ્યાર્થે રૂ. ૧૦ દસ આ સભાના ધર્માઉ ફંડ ખાતે બક્ષીસ કર્યા છે. તે કાર્યભાર મંડળીએ માન્ય રાખ્યા છે.

એજ ગૃહસ્થે વેદધર્મસભાની સસ્કૃત પાઠશાળામાં ભણતા વિદ્યાર્થિઓની શીઘ્ર કવિવર શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરપાસે પરીક્ષા લેવરાવી પુસ્તકનું ઇનામ વિદ્યાર્થિઓને આપ્યું છે.

છે. એના અંતરનો પ્રેમજ તેનું પોષણ કરે છે; પણ તે માતાનો વિયોગ પડતાં તેને જો ઉપમાતા મળે તો તેપણ તેનીજ ગરજ સારે છે. અને વળી તમારા જેવા પાત્રના સંબંધમાં આવેલું માણસ પ્રથમના અંધાંગ જેવુંજ થઈ તે પ્રજામાં પોતાની મમતા બાંધે તો શું પૂર્ણ સંતોષ ન થાય ! પૂર્ણ તો શું પણ વધારે પૂર્ણ સંતોષ થાય. તમે હજી કોઈ પણ જાતિની તેવી સ્થિતિ નથી ભોગવી તેથી સ્વાનુભવ નહિ હોય, પણ જગતના દાખલા ઉપરથી તો સર્વ સમજાવું જોઈએ કે બાલકને માતાની બહુ જરૂર છે; માટે સમય હોય તો તે સંપાદન કરવામાં કશો બાધ નથી. તમે તો ગમે તેમ ફર્યા કરો કે પરદેશ વેઠો પણ મા વગરનાં બાલક દીન મુખે જ્યારે આંસુ પાડે ત્યારે તેનું કોણ સાંભળે ! સાંભળે તોપણ અંતરનો ભાવ કેમ આવે અને તે પણ આવે તોપણ બાલકને એમ કેમ થાય કે અમે માતાનું સુખજ અનુભવિયે છિયે. બાલકોને બેસવા ઉઠવા રમવાનું સ્થળ માતાજ છે. તેમાંપણ પુત્રિપ્રજાને માટે તો માતાની ઘણીજ જરૂર છે. માટે તમારા સુખમાટે નહિ તો તમારી સ્વાભાવિક બાલક ઉપર દયાની ખાતર પણ ગરીબ અને નમાયાં પુત્રિમાટે માતાની જરૂર છે તે કાંઈ તમારા એકલાથી પાર પડશે નહીં. જનેતા તે જનેતાજ છે તે વાત ખોટી નથી તોપણ આપણા જેવા સુવિચારી વર્ગમાં જનકના સ્વભાવને અનુસરનારી નવી માતા પણ માતાનીજ ગરજ સારવાને યોગ્ય થાય છે અને તે સર્વ અમે પ્રત્યક્ષ જેવું જાણિયે છિયે. પેહેલાંથી દુઃખની કલ્પના કોઈપણ બાંધે નહિ. પેહેલાંથી તો સુખનીજ કલ્પના હોય. તેમ ન હોય તો કોઈ પણ સ્થિતિને માણસ અંગીકારજ કરે નહિ. તમે પણ જે સ્થિતિમાં રેહેવા માગો છો તેમાં આગળ શું થશે તે ખબર નથી તોપણ સુખની કલ્પના કરીનેજ તે સ્થિતિને અંગીકાર કરો છો. તો તેજ રીતે અમે કહિયે છિયે તે સ્થિતિને અંગીકાર કરવામાં સર્વને સુખ છે એવીજ કલ્પના કરવી એ આનંદનું સ્થાન છે.

પાશેર અન્ન ખાઇને જ્યાં જગા મળે ત્યાં આગળ-પાછળની ચિંતા રહિત થઇને સુઇ રેહેવામાં કે કોઇના ઉપયોગી નહિ રહીને જીવન ગાળી નાખવામાં અમે આ લોક સુધર્યો એમ માનતા નથી. અને આ લોક જ્યારે ન સુધર્યો ત્યારે પરલોક તો પછી શેનો સુધરે ! કર્મ અને સંચિત બિચારાં શું કરે ! એ સર્વ તમારે સ્વાધીન છે તેમ છતાં તમે તેને આધીન થઇ જાઓ એ તો હસવા જેવી વાત છે. જગતમાં જો કાંઇ કામના, કાંઇ ઉપ-

યોગી, કાઇ ધર્મકર્મ કરનાર અને કાઇ કીર્તિમાન થયુ હોય તો તે સપૂર્ણ ગૃહસ્થની સ્થિતિમાજ થવાય છે સુગમ રીતે ધર્મકર્મ પળાઇને છેવટ જે કાઇ થાય છે તે આ સ્થિતિથીજ થાય છે છોકરા ક્યાઇ રખડે, સબધી યો ક્યાઇ રખડે, પોતે ક્યાઇ રખડિયે, મમત્વથી ચિતા થાય પણ પોચી ન શકાય, સુરખ્ખીઓની સેવા ન બને, તેને સતોષ ન ઉપજાવાય, અને લોકોમા મનાતા સુખમા સર્વની બરોબરી ન કરાય એ તે શુ આ લોક સુધર્યો કહેવાય? શુ માણસ જાતિમા એમ એકના રખડી રઝળી મરવામાટેજ જન્મ આવ્યો હશે? જરા વિચાર કરો તો સર્વ દીવા જેવુ જણાશે આ લોક સુધરવો એ સત્કર્મ અને પુરૂષાર્થથી સુધરે છે અને તે સત્કર્મ અને પુરૂષાર્થ ગૃહસ્થસ્થિતિમાજ વધારે થઇ શકે છે કેટલીક વાત કાઢી નાખવા જેવી નથી એમ તો તમે પણ માનો છો પછી હવે વાધો શુ રહે છે? અવસર નથી એ તમારો ભ્રમ છે, કેમકે અવસર જેવો જોઇએ એવો છે, માટે ખોટુ મન વાળવામા આખર ખાટી જાઓ તેમ નથી આવો પ્રસગ આવ્યો છે માટે ઈશ્વરની ઇચ્છાજ આમ થવામા અનુકૂલ છે એમ અમને લાગે છે અને તે તક જો તમે જવા દયો તો તમે હાસ્યાસ્પદ થવાનાજ કાલગતિ અને ઈશ્વરગતિ બેય જાણતા હોય તેઓ ન હસે એમ ન સમજવુ, કેમકે કાલગતિ સબળી હોય તોપણ તમે તો અબળી માની બેસો છો તમે આ સ્થિતિને પામ્યા એ ખેદની વાત છે એમ તો અમે જાણિયે પણ હવે પછી તેનીતે સ્થિતિમા અત્યાગ્રહથી રેવા ઇચ્છા રાખો તો એ વળી વધારે ખેદની વાત થાય, કે જેનેમાટે હમણા ડોળાયેલા મનમા વિચાર આવવો કઠણ છે જે સ્થિતિ લઇ બેનવા ધારો છો તે કાઇ ઉભય લોકને સુધારવાનુ મુખ્ય સાધન નથી એમ તો તમારા લેખથીજ સિદ્ધ થઇ જાય છે તો પછી નિષ્ફળ સ્થિતિનેમાટે આગ્રહ છોડી દઇને બીજી સ્થિતિ પણ હતી તેનીજ અનાયાસે બને બધાય તે બનાવવા દેવો અને તેને અનુસરી આ લોક સુધારવો એટલે પરલોકપણ સુધરે સર્વ વિચાર કરતા એ પ્રમાણેજ તમારો અધિકાર છે એમ અમને નકી થયુ છે રત્નની પરીક્ષા રત્નથીજ થાય નહિ પણ ઝવેરીથી થાય તેમ તમારી પરીક્ષા તમારાથી થાય નહિ અમારાથી થાય માટે એ પરીક્ષાથી તમે પાણિગ્રહણ કરવાને યોગ્ય લાગ્યા છો જે વિવેકી હોય તેણે પાછળ પશ્ચાત્તાપ ન આવો પડે માટે કોઇપણ કામ કરતા પહેલા તેનુ ફળ શુ થશે તે વિચારવાની જ

ણિક સુખ આવતુ હોય તો ભલે આવે તેમા તમે આસક્તિ નહિ રાખો તો ક્ષણિક સુખ લેતા અનેક આપત્તિથી આવી પડતા દુ ખો પણ ક્ષણિકજ લાગશે તમે જો સુખ દુ ખનો વિચાર છોડી દેશો તો ત્યથી અખડ સુખનો અનુભવ લેવાનો એ માર્ગેથી પણ તમને સમય આવશે તમે ક્યા નથી જાણતા કે પોતાના ક્ષણિક સુખ કે અખડ સુખમાટે વિચાર કરવો, એતો અનાદિકાળની રીતિજ છે પોતાના સુખમાટે સૃષ્ટિના આરભથી આજ સુધીમા કોઈ પણ પ્રાણી પ્રયત્ન નથી કરતુ એમ છેજ નહિ, પછી તે માથી ફલ ગમે તે થાય તે કાઇ કહી શકાય નહિ અને તે ફલ સુખ દાયક મનાય કે દુ ખદાયક તેપણ કહિ શકાય નહિ જો આ માર્ગ અન્યાય ભરેલો હોતતો જે મહાન પુરૂષોના ચરિત્ર ઉપર અને તેના વાક્યો ઉપર આધાર રાખી આપણે ચાલિયે છિયે તેજ તે માર્ગને તેવો કેમ ન ગણત ? તમે તો પ્રયત્ન કરતા નથી ને પ્રાપ્ત થાય છે પરતુ અમે તો એમ કહિયે છિયે કે પ્રયત્ન કરીને પણ યોગ્ય સ્વાર્થ સાધવામા કાઈ અન્યાય તો કહેવાયજ નહિ એ માર્ગે વળવાથી પરસ્પરનો પ્રેમ, પરિચય અને સદ્ગુણનુ અજાણપણુ તમને લાગુ નથી પડતુ, કેમકે એ તો તમારા આજ દિવસ સુધીના વિચારો અને વર્તણુકથી અબાધિત રીતે જાણવામા આવ્યુ છે અને તે કાઈ વ્યવહાર માત્ર સાચવના અને આર્યોને પ્રસન્ન રાખવા ભરવામા આવતા પગલાથી લોપ થાય તેમ નથી બાકી ખરુ કહો તો એ પ્રેમ, પરિચય સર્વ તમારા સુખનેમાટેજ તમે માનેલ છે, બાકી તેમા કશી સત્યતા છેજ નહિ અને વધુ પૂછતા હો તો જે લાગણી તમને થાય છે તે તમારા સ્વાર્થને અનુસરતી અને અજ્ઞાનતાનેલીધેજ થાય છે તમે ગમે તેટલુ કરશો તોપણ તે પ્રેમ પરિચય સર્વ આજ નહિ તો કાળે કરીને પણ તમે ભુલશોજ, અને જ્યારે ભુલશો ત્યારે તેને તમે સત્ય માની બેસી વ્યવહારમા શામાટે વિઘ્ન પાડો છો ? પ્રેમ પરિચય કાઈ નહિજ પણ આપણુ સ્વાર્થપણુજ સિદ્ધ થઈ જાય તો તેમા તમને શી હરકત છે ? કેમકે સૂક્ષ્મ નજરથી જોતા સસારચક્ર આખુ સ્વાર્થની સાકળથીજ સકળાયુ છે અને તેથી કરી સ્વાર્થપર લક્ષ રહેનારપ અયોગ્યતા તો યોગ્યતારૂપ થઈ જાય છે મરનારને એથી સતોષ થાય કે ન થાય એ અદૃશ્ય વાત છે પણ હયાતાની સ્વાભાવિક રીતભાતથી થાય એવુ અનુમાન બાધવાને કારણ મળે છે, તો કાર્યપ્રસગે અનુકુળ હોવાથી ગ્રહણ કરવામા કાઈ બાધ

નથી. જો તમે તમારી ધારેલી સ્થિતિયે રેહેવા ચાહો તો તે પણ તમારો સ્વાર્થજ છે, કેમકે એમ રહીને દુઃખ વેઠવામાં પણ તમે કોઈ પણ પ્રકારનું સુખ માન્યું હોવું જોઇએ. અમારૂં તો કેહેવું છે કે સુખ પણ વિચારથી કાંઈ નથી અને દુઃખ પણ કાંઈ નથી. ત્યારે તેને કલ્પનાથી શામાટે કલ્પીને દુઃખી થવું. સ્વપ્નમાં પ્રાપ્ત થતો વ્યવહાર જેમ નથી છોડતા તેમ જાગ્રતનો પણ નહિ છોડતાં સંકળાયેલા રહીને અખંડ આત્મસુખ સંપાદન કરવું. બાકી પ્રેમ, પરિચય, સુખ, દુઃખ કાંઈ નથી. જેનેમાટે પ્રેમ પરિચયનો તમે વિચાર કરી બેઠા છો તે વસ્તુ પણ પોતાના સ્વાર્થથીજ તમારામાં અનુરક્ત હતી અને તમે પણ તેથીજ તેમાં અનુરક્ત હતા. માટે એવી બાબત ઉપર લાંબાલાંબા વિચાર કરી ધુમાડાના બાચકા ભર્યા જેવું કરવું એ તો માત્ર વિકલતા દર્શાવનારૂંજ થઈ પડે તેમ છે. કેમકે એ વિષયના સ્વપ્ન જેવા સ્મરણ શિવાય બીજું તમારી પાસે શું છે ! એમ કરતાં પણ તમને તે વિષે ધોખો રેહેતો હોય તો અમે કહિયે છિયે કે જે લાગણી આજ સુધી તમે રાખી છે તે તમારા અને તેમના પરિચયનેમાટે બહુ છે. હવે પછી પણ વ્યવહારમાં તેનું સ્મરણ પ્રસંગે કર્યા કરો એ કાંઈ થોડું નથી. એથી વિશેષ કરવું એ યોગ્યતા તો, ગયેલા પાત્રની સાથેજ ગઈ સમજવી. તમારો તે અધિકાર નથી. માટે નિરૂપાયવિષયમાં અને નકામા વિચારમાં કાલક્ષેપ ન કરવો એજ બુદ્ધિનું સાફલ્ય છે.

સ્ત્રીવર્ગ તેથી વિપરીત રીતે સ્થિરવૃત્તિથી રહી સ્વધર્મને પાળે છે અને પુરૂષવર્ગનેમાટે તેથી વિરૂદ્ધ ચાલતું ધોરણ તમને મોટા અન્યાયરૂપ લાગે છે તેનું કારણ તમારી અજ્ઞાનતાજ છે. આ ધોરણ કાંઇ આજનું નવું નથી પણ આદિથી ચાલતું આવે છે. આ ઠીક અને આ અઠીક એમ વિચારવાને આજ તમે એ ધોરણથીજ તૈયાર થયા છો. આવું ધોરણ જો હોત નહિ તો ધર્મ કર્મ તથા જગતનો કોઇ વ્યવહાર સચવાત નહિ, તેમજ તમે જે આજે અમુકની પાત્રતામાટે ફોકટ જન્મ ગુમાવવા તૈયાર થઇ ગયા છો, તેપણ થાત નહિ. સંસારમાં મુખ્ય થડ પુરૂષ છે અને સ્ત્રી-પુત્ર વિગેરે ડાળીયો છે. થડ એકજ હોય. ડાળીયો હયાત હોય તો તેજ, ન હોય તો નવી થાય છે. મુખ્યવસ્તુ પુરૂષ છે. સ્ત્રીપુત્રાદિક પ્રકૃતિ છે તે તેને આધીન છે અને મુખ્યના સુખના સાધનરૂપ છે. તેઓ સાધનભૂત થઇને પોતે પણ સજીવ હોવાથી સુખ સંપાદન કરી લેછે. પણ તેથી તેનું સાધનત્વ

જતુ નથી એવો નિયમ આદિથી ચાલ્યોજ આવે છે એઓને સર્વોત્તમ સુખ આપવુ અથવા ગમે તેટલી સમાનતા આપવી એ સર્વ વાતે યોગ્ય છે, પણ સાધનોને મુખ્ય ગણી પોતે સાધનરૂપ થઈ મુખ્ય મટી જવુ એ તો જગતના ક્રમની ઉપર પગ દેવા જેવુ છે, અને પારધી મારવા આવે તે વખતે સસલુ આખ આડા કાન કરી જાય છે તેના જેવુ છે જેને તમે અન્યાય માનોછો તેણેજ તમને આવો ન્યાય દેખાડ્યો છે ત્યારે આવો સદ્વિચાર આપનારને તમે અનાદર કેમ કરશો ? જગતનુ મડાણ જોશો તો પ્રથમ પુરૂષ અને પછી પ્રકૃતિ છે પુરૂષ અનાદિ એકનો એક, માયાનો આવિર્ભાવ અને તિરોભાવ આ ક્રમથી જગતમા પણ વ્યવહાર ચાલ્યો છે કોલકરાર સ્ત્રીના અને પુરૂષના બન્નેના પળાય છે પુરૂષ સેવ્ય અને સ્ત્રી સેવક છે તદનુસારજ સ્ત્રીને પતિની હયાતિમા તેને અનુસરી મન વચન કર્મ તેને અર્પણ કરી તેને વશ વર્તી, તેનુ સુખ વધારી પોતાનુ સુખ સપાદન કરવુ અને હયાત ન હોય તો પણ તેનુજ સ્મરણ, તેનુજ કીતન, તેનીજ ભક્તિથી શમ દમ પાળી જીવન વીતાડવુ, અને પાછળ મેલેલી પ્રજાનુ પોષણ કરવુ પુરૂષે યાવજ્જિવિત તેનેવિષે અનુરક્ત રહેવુ, પોતાની યોગ્યતા પ્રમાણે તેનુ લાલન પાલન અને પ્રસગે સ્મરણાદિક પણ તેનુજ કરતા તેને સુખમા રાખી પોતાનુ સુખ સપાદન કરી,તેનુ જોડાઇને એકરૂપ થયા છતા પણ કાળ યોગથી તેનો વિયોગ થાય તો તેના ગુણનુ સ્મરણ અને વિયોગથી ખેદ કરતા તેથી થયેલી પ્રજાના રક્ષણમાટે તથા સસારના ધમકૃત્ય કરવા અને સૃષ્ટિનો ક્રમ સાચવવા બીજા પાત્રનુ અનાસક્તિથી ગ્રહણ અધિકાર હોય તો કરી શકવામા કોલકરાર તુટતાજ નથી, તેમ છતા તુટેલા માનવા એજ ઘણુ કરી અન્યાય ગણાશે જેની ઉપરથી ન્યાય અન્યાયના નામ આપણે જાણી શક્યા તે ધર્મશાસ્ત્રોજ જ્યારે આ બાબતમા વિરૂદ્ધ નથી ત્યારે પછી અફસોસથી ઉદાસ શામાટે થવુ ? અને એમ થવાથી ગયેલી વસ્તુ પાછી આવીને તમારા આ વિચારમાટે જો ઉપકાર માને તો તો હજીએ ઠીક, પણ-તેમ તો બનતુજ નથી આમ સ્ત્રૈણની પેઠે અથવા અશાસ્ત્રજ્ઞની પેઠે અથવા, અજ્ઞાનની પેઠે રોદણા રોવા જેવી વાત લઇ બેઠા છો તેથી શુ તમને શરમ નથી આવતી ? સ્ત્રીએ ગ્રહણ કરવાનો માર્ગ જ્યારે પુરૂષ લેશે ત્યારે પછી સ્ત્રીઓની અધિકતામાટે કયો માર્ગ રાખવો ? તમે જે દૃઢ વિચાર રાખ્યો છે તેની આજસુધીની અવધી વ્યવહારના ધર્મને સુધાર

જો એનીમેળે સુખદુઃખ આવે એમ ધારતા હો તો પણ અમારી વાત સિદ્ધ થાય છે અને જે તમે આગ્રહ રાખોછો તે નિરર્થક થાય છે તમારે એમજ માનવુ જોઇએ કે દુઃખ કે સુખ કાંઈ છેજ નહિ અને એકયનેમાટે હુ પ્રયત્ન કરતોજ નથી એનામેળે જ સ્થિતિ આવે તે ખરી જગતનો અને તેના વિષયોનો પ્રવાહ કાંઈ સ્થિર થયો કે ચાલ્યો ન જાય એ વિષયો છે, તેને આપણે ગ્રહણ કર્યા, ગ્રહણ કર્યા, પછી એનામેળે ચાલ્યા ગયા એમ કલ્પનાજ શામાટે બાધવી? કલ્પના બાધી હોય તોજ ભર્તૃહરિના કહેવા પ્રમાણે જ્યારે આપણી આસક્તિ છતા પણ વિષયો આપણને છોડી ગયા એમ થાય એટલે અનનધિ શોક અને એનામેળે પ્રાપ્ત થાય તો અનવધિ હર્ષ થાય છે પોતાની મેળે જો છોડી દઈએ તો અત્યત સુખ થાય છે એ વાત તમારી ખરી છે પણ પોતાની મેળે છોડવુ અને ગ્રહણ કરવુ એ ક્યા સ્વતત્ર છે? સ્વતત્ર હોય તો તે પણ ભાન માનવાપણુજ છે ત્યારે વિષયો પોતે આપણને છોડી દે તોએ ભલે, પ્રાપ્ત થાય તોએ ભલે એમ ગણવુ અને પ્રાપ્ત થયા પછી પણ તેમા આસક્તિ નહિ હોયનો રહેશે તોપણ સુખરૂપ છે અને જશે તોપણ સુખરૂપ છે એથી પણ કાઈ ગયુ પણ નથી અને આવ્યુ પણ નથી સર્વ આપણા સકલ્પનોજ પ્રભાવ છે એમ ધારવામા વળી વધારે ગભીરતા રહીછે ભોગવ્યા ન હોય ત્યાસુધીજ વિષયો પ્રિય લાગે છે એ વાત તમારી સત્ય છે પણ એ સમજણથી એમ અર્થ લેવાનો છે કે પરિણામે દુઃખરૂપ વિષયોમા લપટ થવુ નહિ વિષયો એનીમેળે છોડી દે તેવા છે માટે આપણેજ તેને આપણી મેળે છોડી દેવા એમ બનવુજ કઠણ છે જ્યાસુધી શરીર જીવતુ હોય ત્યાસુધી તેને વિષયોવગર ચાલતુજ નથી ખાવુ, સુવુ, સાભળવુ, જોવુ, સુઘવુ એનો ત્યાગ થાય તો પછી શરીરજ રહે નહિ અને એ સર્વ એનીમેળે ચાલવા માડે ત્યારે તેને રોકાય પણ નહિ સાર તો એ સમજવાનો છે કે બહુ લોલુપતાથી આ મેં મેળવ્યુ અને આ જતુ રહ્યુ એવી કલ્પના છોડી દેવી એજ તમારા પત્રનો હેતુ છે જે જે અબાધિત વસ્તુઓ વિષયરૂપે છે તે ગ્રહણ કરી અનાસક્ત રહી શરીરનો નિર્વાહ કરવો અને તેમા કાંઈ ન્યૂનાધિક થાય તો તેના તે તે સ્વભાવ સમજી દુઃખિત ન થવુ તથા વ્યવહારને અગે જેમ યોગ્ય ગણાતુ હોય તેમ વર્તી મનને નિર્વિષય કરી પરમાત્મવિચારમા જોડી દેવુ એનીમેળે જનારા વિષયોને છોડી દેવાથી સુખ થતુ હોય તો પણ મનથીજ કરવાનુ છે માટે

મનનેજ નિર્વિષય રાખવું. શરીરને નિર્વિષય કરવામાં દૃઢ આગ્રહી થવું નહિ. અમારૂં કેહેવું એમ છેજ નહિ કે તમે વિષયાસક્ત થાઓ. અમે તો એમજ ભલામણ કરિયે છિયે કે તમે વિષયોથી મુક્ત થઇ નિર્વિષયજ રહો. પરંતુ વ્યવહારના ધર્મમાંથી વિમુખ થવા કે શરીરને અબાધિત પ્રસંગ જેટલા વિષયોથી આગ્રહપૂર્વક દૂર રાખવા જે હઠ છે તેતો ઉલટો તમને વિષયાસક્ત બનાવેછે. જાતે જનારાને મેલી દઈએ તો દુઃખ ન થાય એ વાત સર્વ મનનેમાટેજ સમજવાની છે. હમણાં જે તમે આ વાત ઉપર આવ્યા છો એ પણ મનમાંથી વિષયનું રૂપ છોડયું નથી તોજ આવ્યાછો. માટે એને પ્રાપ્ત હોય, અપ્રાપ્ત હોય, આવતા હોય કે જતા હોય તે સર્વને આપણે છોડેલાજ સમજવા પછી શું દુઃખ રહ્યું? દુઃખ થાયછે આપણી ભૂલથી અને વિષયોને માથે ઓઢાડી દઇએ એ કેમ ચાલે? ઝાડના ઠુંઠાને ભૂત કલ્પીએ કે ચોર કલ્પીએ અને શીંદરીને સાપ કલ્પીયે અને તેથકી ભય થાય એમાં એ પદાર્થો અપરાધી નથી. તેમ વિષયોમાં બંધાયેલી ભાવના મનનાજ અવિચારીપણાથી દુઃખ દેનાર થાય તો તેમાં વિષયો શું કરે? એને આવે તોપણ સુખરૂપ માની લેવા અને જાય તોપણ સુખરૂપ માની લેવાથી સર્વ શોક દૂર થાયછે. અથવા આવે તોપણ દુઃખરૂપ અને જાય તો પણ દુઃખરૂપ માની લઇ અનાસક્ત રેહેવું તો શોક દૂર થાયછે. અથવા આવે તોપણ દુઃખસુખરૂપ નથી અને જાય તોપણ દુઃખસુખરૂપ નથી એમ માની સમય પ્રમાણે વર્તી અખંડ સુખના સાધનમાં લક્ષ રાખવું તો શોક દૂર થાયછે. અથવા સર્વ જે જેમ છે તેમ ભરેલું છે. કોઈ આવતું પણ નથી, જતું પણ નથી. સર્વ આભાસમાત્ર અને સ્વપ્નવત છે એમ માનવું તેથી શોક દૂર થાય છે. આ વિષય છે, તેણે મને છોડ્યો, હવે હું તેવા વિષયને ગ્રહણ નહિ કરૂં, એ મને છેવટ છોડવાનો છે માટે હુજ તેને છોડી દઊં છું. એ કલ્પના સમજણભરેલી છે તોપણ પૂર્ણ નથી. પૂર્ણ સમજણમાં ભેદદૃષ્ટિજ ભુલી જવાય છે. તોપણ જ્યાંસુધી એ અધિકાર પ્રાપ્ત ન થયો હોય ત્યાંસુધી વિષયોને કલ્પવા, તેને દુઃખરૂપ માનવા અને એ છોડે તે પેહેલા આપણે તેને છોડી દેવા એ વાત યોગ્ય છે. તે કાર્ય નીતિ ધર્મ વ્યવહાર વિગેરે વિચારીને યોગ્યાયોગ્ય સમજીને મનથી કરવાનું છે. અને તેમાં ઘણી દીર્ઘદૃષ્ટિની જરૂર છે. દીર્ઘદૃષ્ટિથી કરેલું કાર્ય અતિ લાભકારક થાય છે. અને એમ થાય તો જે દુઃખ દેનારા અને બંધન કર-

નાગ વિષયો છે તે એથી વિપરીત મન આપનાર થાય તપ સ્વાધ્યાય આદિ કાંઇ પણ વિષયથી બહાર જતુ નથી તમારો આગ્રહ પણ વિષયરૂપજ થાય છે છેવટ જનારા વિષયોનો પેતાથીજ ત્યાગ કરવા નો ક્રમ તમારા આગ્રહરૂપ વિષયને પણ લાગુ પાડવાની જરૂર છે, કેમકે તમે જો તમારી મેળે તે આગ્રહ નહિ છોડો અને પછી પરાણે કોઇ પણ કારણસર છોડવો પડશે તો દુ ખરૂપ થશે પ્રાણીઓના શરીરની ઉત્પત્તિ સાથેજ વિષયોની ઉત્પત્તિ થઇ છે તે બેયને બહુજ પાસે પાસેનો સમ્બધ છે તેમ છતા શરીરને ઉપયોગી ગણી, વિષયોને નિરૂપયોગી ધારી બેમવુ એ તો પરમેશ્વરની પણ ભૂલ કાઢવા જેવુ કર્યું કેહેવાય (અપૂર્ણ)

## સભાના મન્ત્રીની નેમણૂક

આજસુધી વેદધર્મસભાના મન્ત્રીપણાનુ કામ સજ્જન ગૃહસ્થ શેઠ વિસનજી ખીમજી ચલાવતા હતા તેમણે તે બાબત રાજીનામુ આપવાથી તેની જગ્યાએ શેઠ દ્વારકાદાસ ધરમશીને નીમવામા આવ્યા છે અને તે મણે આ ધર્મસભાનુ કામ ખુશીથી સ્વીકાર્યું છે ૧૯૪૬ ચૈત્ર

વેદધર્મ સભાની કાર્યભારમડળી

## વેદધર્મસભાને વક્ષીસ

ડીરેક્ટર ઓફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શનના ક્લાર્ક, વડોદરાના રહીશ રા રા જેહરરાય કપીલરાય નાગરગૃહસ્થે, પોતાના ભાઇ શ્રીહરરાય કપીલરાયનો સ્વર્ગવાસ થતા તેની પાછળ પુણ્યદાન નિમિત્તે ગયા માસમા રૂપીયા પચાસ આપ્યા હતા તેની પોચ અપાઇ ગઇ છે ફરીને બીજીવાર રૂા પચાસ અકે ૫૦) તેજ નિમિત્તે આ સભાના ધર્માદાફડને બક્ષીસ કર્યા છે તે કારભાર મડળીયે માન્ય રાખ્યા છે અને તેના વ્યાજનો સદુપયોગ થયા કરશે

ગયા વખતની પોચમા ડીરેક્ટરના ક્લાર્ક લખવુ જોઇએ તેને બદલે ડીરેક્ટર લખાઇ ગયા છે તે ભૂલ સુધારી વાચવા અમે ભળામણ કરીયે છીયે

---

શેઠજી પીતામ્બર વાલજીએ પોતાના સ્ત્રી બાઇ રાજકુવર સ૦ ૧૯૪૫

ના ચૈત્ર વદી ૩ ગુરૂવારે સ્વર્ગવાસી થયાં હતાં. તેની પાચળ પુણ્યદાન દાખલ રૂા૦ ૨૫ અંકે પચીશ, વેદધર્મસભાના ધર્માઊ ફંડમાં બક્ષાસ આપ્યા છે તે માન્ય રાખ્યા છે. તેનો સદુપયોગ થશે ૧૯૪૬ ચૈત્ર વ. ૩

## શેઠ ઠ૦ ખીમજી જીવાનો સ્વર્ગવાસ.

લખવાને ખેદ ઉપજે છે કે શેઠ ખીમજી જીવા ફાગણ શુદી ૯ શુક્રવારને રોજ સ્વર્ગવાસી થયાછે.

સંવત ૧૮૯૪ ના કારતક શુદ ૮ ને રોજ તેઓ જન્મ્યા હતા. પોતાના પિતાની દેખરેખમાં દેશમાં ઉછરી દસ વર્ષના થયા ત્યારે પોતાના પિતા જીવાશેઠ સાથે પેહેલવેલા મુંબઇ આવ્યા. મુંબઇ આવીને તેમણે સાધારણ વ્યાવહારિક ભાષાનું જ્ઞાન મેળવ્યું અને ઉમર લાયક થતાં પોતાના બાપદાદાનો લોખંડનો ધંધો જે પોતાના ભાઇ ચલાવતા હતા તે પોતે ચલાવવા લાગ્યા. સં. ૧૯૧૧ ની શાલમાં તેમનાં લગ્ન થયાં. ત્યારપછી તે પોતાના ધંધામાં વધવા લાગ્યા. સ૦ ૧૯૨૪ ની શાલમાં પોતે પોતાના ભાઇથી જુદા પડયા અને સુરતના શેઠ વોરા હેદર અલ્લી કાસમના ભાગીયા થઇ પછી મોટા પાયા ઉપર વેપાર કરવા માંડ્યો. અને અનુક્રમે તેમાં આજસુધી સારો લાભ મેળવતા ગયા છે. ૩૬ ની શાલમાં વાલકટ બ્રધર્સની મુકાદમી કરવા માંડી તેમાં સારી ચાલાકીથી આજસુધી કામ કર્યું છે. તેમની ધર્મ ઉપર સારી આસ્તા હતી. આઠ વખત વિઠલનાથજીની, બે વખત નાથદ્વારાની અને એક વખત ગોકલમથુરાની અને પાંચ છ વખત ડાકોરજીની યાત્રા કરી આવ્યા હતા. જબુલપુરમાં શેઠ ચત્રભુજ મુરારજીની સાથે એક ધર્મશાળા બંધાવી છે. કચ્છમાં જખૌબંદરમાં તથા દક્ષિણમાં નાશકત્ર્યંબકમાં સદાવ્રત બાંધેલ છે. તેઓ સ્વભાવે સારા હતા. સરકાર તરફથી જસ્ટીસ ઓફ ધી પીસની પદવી મેળવી હતી તે પોતાની પાછળ પોતાનાં વિધવા સ્ત્રીને મેલી ગયા છે, તે સ્વભાવનાં સારાં છે. પોતાને પ્રજા નહિ હોવાથી પોતાના ભાણેજ ભાઇ હરિદાસ જેરામના પુત્ર ભાઇ મૂલજીને દત્તક લીધા છે. આ વખતે કાલગતિનો વિચાર કરી સર્વ કુટુંબીઓ અને સ્નેહીઓએ ધારણા રાખવી એજ કર્તવ્ય છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મુ | જ્યેષ્ઠ, સંવત્ ૧૯૪૬ | અંક ૮ મો


## ॥ यतो धर्मस्ततो जय ॥



### अशक्तनो काल केम जाय?

उपजाति

અમૂલ્ય આવું તન ખોઈ નાખે, ધોળે દિવસે ઊંઘ ભરાય આંખે,
મોઢે બગાસાં બરકી ખવાય, અશક્તનો એમજ કાલ જાય ૧
હિતોપદેશે નહિ હેત રાખે, ચાતુર્યતાના રસને ન ચાખે,
ભમેરતા ભ્રાંતિવડે ભરાય, અશક્તનો એમજ કાલ જાય ૨
વિવેકવિધાણવથી વિહીન, તને મને રોજ રહે મલીન,
ઓછે બળે રીસ કરી તણાય, અશક્તનો એમજ કાલ જાય ૩
વિદ્યા કળા કામ ગમે ન લેશ, વતે વળેછે સુખની વિશેષ,
ગુણો સદા આળસનાજ ગાય, અશક્તનો એમજ કાલ જાય ૪
હળી મળી ક્યાંઇ શકે ન હેતે, સાંખી શકે વેણ ન હોય કે તે,
મોહે અને મત્સરથી તણાય, અશક્તનો એમજ કાલ જાય ૫
લજાય જો જાય જરા બહાર, વાલો ગણે છે વશમો વિહાર,
પરાન્નથી પેટ ભરી ધરાય, અશક્તનો એમજ કાલ જાય ૬
ધુંચી રહે છે ઘરમાં ધનાઈ, પીડા ન જાણે પણ તે પરાઇ,
ઉપાધિના દુઃખવડે ડરાય, અશક્તનો એમજ કાલ જાય ૭
રહે નહીં ઇંદ્રિય વર્ગ વશ્ય, ઘેરાય છે વ્યાધિવડે અવશ્ય,
ન પુણ્યમાં પાણુ કદી અપાય, અશક્તનો એમજ કાલ જાય ૮
વિદ્વાનનું યોગ્યપણું ન જાણે, સંતોષ માને મનમાં પરાણે,
સમ્બંધ તે બંધનરૂપ થાય, અશક્તનો એમજ કાલ જાય ૯
બીહે બધે બીકણ કાંઈ થાતા, રોઈ કરે કાયર નેત્ર રાતા,
નદી તળાવે જઇ રોજ નાય, અશક્તનો એમજ કાલ જાય ૧૦
ડુબ્યો અરે દેશ ડગે ઉપાય, આ આપણું સર્વે તણાઈ જાય,

પડ્યાં પડ્યાં એમ સુખે વદાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૧
ચલાય બે ચાર ઘડી ન તેથી, જવાય થાકી શ્રમ થાય એથી;
ન પેટપૂર પણ તે કમાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૨
કરે નહીં પોષણ કાયનું તે, સુખીપણું નિત્ય ગણાય સૂતે;
વિચાર મોટા મનમાં સમાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૩
જ્યાં ત્યાં થકી તે અપમાન પામે, ધને જને કોય દિને ન જામે;
રહે પરાધીનપણે સદાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૪
દુર્ભાગ્યથી લોક બધા ડરાવે, વિપત્તિમાં કોય ન પાસ આવે;
વિનાપરાધે પણ માર ખાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૫
વ્યાપી રહેલા હરિને ન શોધે, બંધાય છે તે બમણો અબોધે;
નહીં સદાચાર વિષે ચલાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૬
સ્વાધ્યાય પૂજા જપ પાઠ માળા, સૂઝે નહીં માર્ગ સુધર્મવાળા;
પરાર્થ સોંણે પણ શું સધાય, અશક્તનો એમજ કાલ જાય. ૧૭

**दोहरो.**

એ રીતે આ લોકમાં, કાઢે કાલ અશક્ત;
સહજ સફળ તે થાય જો, કેશવ હરિ અનુરક્ત.

## उदयने अवरोध करनारी एक त्रिपुटी.

ત્રણ અક્ષરનો ઉદય શબ્દ એવો ગંભીર છે કે તેમાં અનેક સુખરૂપ ઉત્તમ સ્થિતિઓના અર્થનો સમાવેશ થઈ જાય છે. તેનું શબ્દથી વર્ણન કરવું અત્યંત કઠણ છે પરતુ તેનો ઉચ્ચાર થતાં વિચારવાન વર્ગને તેનું સ્વરૂપ અંતઃકરણમાં અનુભવાઇ જાય છે. ઈશ્વર કૃપા અને પ્રારબ્ધની પ્રબળતાથી સારા કુલને વિષે ગર્ભ શ્રીમંતપણામાં જન્મ, અખંડ શરીર અને સુખરૂપ સહાય મળ્યા પછી અવસ્થાના ક્રમે વિદ્વાન થઈ ધર્મ અર્થ અને કામ પુરૂષાર્થની સિદ્ધિ પૂર્વક સુખ અને કીર્તિ સંપાદન કરવામાં અને એ સર્વ સહાયથી મોક્ષ પુરૂષાર્થરૂપ પરમ પદના અધિકારી થવામાં ઉદય શબ્દનો ટુંકો અર્થ સમાઈ જાય છે. રાજા અને રંક, અથવા મોટા અને સાધારણ વર્ગના સર્વ લોકોને પોતપોતાની સ્થિતિ અને અવસ્થાને અંગે ઉદય પ્રાપ્તજ છે અને તેથીજ નિરંતર સર્વે લોકો તેની ઇચ્છા રાખ્યા કરે છે. વ્યવહાર, અને

પરમાર્થ એવા બે ભેદ અનાદિથી ચાલ્યા આવે છે તે પ્રમાણે આ ઉદયના વ્યાવહારિક અને પારમાર્થિક એવા નામના બે ભેદ કલ્પી શકાય છે મનુષ્યોની ચપળતા અને પુરુષાર્થને લઇને તેના ત્રણ પ્રકાર છે જેમકે સામાન્ય ઉદય, કાંઇક વધારે ઉદય અને અત્યંત ઉદય ઠીક ઠીક સ્થિતિમા જન્મ લઇ ક્રમે કરી બાલ્ય કિશોર પૌગંડ વગેરે અવસ્થાને આનંદથી પામતા જતા મન ઇંદ્રિય અને અંગમા અખંડિત રહી, કુળજાત અને વયને અનુસરતુ કમાઇ ખાઇ પી ખુશી રહી પ્રજાની સેવા પામતા પૂર્ણ અવસ્થાને પોંચાય તેને સામાન્ય ઉદય કહી શકાય કે જેમા ચાલતી યોગ્ય સ્થિતિમા કોઈપણ સુખના અંગનો અસ્ત કે પુરુષાર્થની હાનિ હોય નહિ કાંઇક વધારે ઉદય એ કે સાધારણ સ્થિતિમા જન્મ લઇ ક્રમે કરી બાલ્યાદિક અવસ્થા પામતા જતા મન ઇંદ્રિય અને અંગમા અખંડિત રહી કુળ જાત અને વયને અનુસરતા ધાર્યા કરતા અધિક ધન અને માન મેળવતા જતા ખાઇ પી ખુશી રહી, પોતાના, ગુણ આચરણને અનુકૂળ પ્રજાની સેવા પામતા, પૂર્ણ અવસ્થાને પોંચાય અત્યંત ઉદય એ કે ગરીબ કે સાધારણ સ્થિતિમા જન્મ લઇ ક્રમે કરી બાલ્યાદિક અવસ્થા પામતા જતા જોઇએ તે કરતા અધિક ચપળતા રૂપ, સ્મરણશક્તિ સહિત મન, ઇંદ્રિય અને અંગમા અખંડિત રહિ કુળજાત અને વયને અનુસરતા અધિક અધિક અનુકૂળતા મેળવતા જતા થોડા શ્રમે ઘણી વિદ્યા ઘણું ધન અને ઘણું માન પામતા જતા અથવા ગરીબમાથી રાજા બની જતા અથવા સાધારણમાથી મોટા અધિકારી કે મોટા ધર્મગુરુ થતા ખાઇ પી ખુશી રહી પોતાના ગુણ કર્મને અનુસરતી રૂડી પ્રજા પામી યોગ્ય અવસ્થાએ પ્રજા તરફની સેવા પામી સુખ ભનો ધમા સ્વામી થવાય રાજા હોય તેની કુળ પરંપરામા રાજાજ થાય, ધનિક હોય તેની પરંપરામા ધનિકજ થાય એટલે જો કે તે ગરીબના કરતા સુખી અને સ્વતંત્ર છે તોપણ ગરીબ હોઇને એટલે પોચનારના જેટલો તેનો ઉદય ગણાય નહીં કેમકે ગર્ભ શ્રીમંતપણામા જન્મવું એ ઉદય આ જન્મના શ્રમથી પ્રાપ્ત થયેલો નથી જાત મેહેનતથી થયેલો ઉદય તે લોકની દૃષ્ટિમા વધારે આવે છે બાકી ઉદયમાંજ જન્મેલા ઉદયવાળા છે તેઓના ઉદય જોઈ સર્વ રાજી રહે છે પણ તેમા આશ્ચર્ય પામતા નથી તેઓ અન્યથા આશ્ચર્ય પામે છે અને ગરીબના ઉદયથી આશ્ચર્ય પામે છે એ ક્રમને લઇનેજ ઉદયના ત્રણ પ્રકાર કહ્યા છે અસ્ત સ્થિતિ હોય તે મટી જાય તોજ

ઉદય શબ્દ ત્યાં લાગુ પડતો જાય છે. અને ઉદય સ્થિતિ હોય તે મટતી જાય ત્યાં અસ્ત શબ્દ લાગુ પડે છે. ઉદય હોય ત્યાં ઉદય અને અસ્ત હોય ત્યાં અસ્ત ઝીણી નજરથી કોઇ જોતું નથી અને તેનેમાટે અચંબો પણ થોડો પામે છે. ઉદયને અવરોધ કરનારાં નાનાં મોટાં ઘણાં કારણો હોય. બાળપણથી કોઇ પાલન પોષણ કરનાર ન હોય, બાળપણથી કુસંગ લાગી જાય, બાળપણથી સંસારમાં પડી જવાય, કોઇ અભણ અને અનુદ્યમી લોકના સહવાસમાં રેહેવાય, આળસ આવ્યા કરે, ઉંઘ આવ્યા કરે, આહાર વધી જાય શરીરે રોગ થાય, મરણની બીક રહે, સ્નેહના બંધનથી ઘર કે ગામ ન છોડાય, જે મળે તેમાં સંતોષ રહે અને સુખ ભોગવવાની રૂચિ થાય એ સર્વ ઉદયનાં અવરોધીજ છે. અને એ શિવાય પણ આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક ઘણાં કારણો છે. આ સઘળાં કારણોનો એકત્ર સમાવેશ થઈ જાય એવી એક ત્રિપુટી કલ્પી શકાયછે જેના અશક્તિ અજ્ઞાન અને અનારોગ્યતા એ મોટાં ત્રણ અંગ છે કે જે વ્યાવહારિક ઉદયને તેમજ પરમાર્થિક ઉદયને પણ અવરોધ કરવામાં સમાનતા ધરાવે છે.

અશક્તિ એ શક્તિની પ્રતિરોધી છે એટલે શક્તિથી થવાનાં સઘળાં કામો તે થવા દેતી નથી. પેહેલવેલાં તો તે ઊંઘને અને આળસને વધારે છે. ઊંઘ અને આળસ એ તમોગુણનો પ્રતાપ છે તો પણ અશક્ત માણસને તે વધારે પરાભવ કરે છે માટે તેને અશક્તિના અંગમાં લેવાં જોઇએ. જેને ઊંઘ અને આળસ વધેલાં હોય છે, તે વેલા ઉઠી શકતા નથી. દિવસે પણ ખાઈ પીને અજગરની પેઠે ઊંઘ્યા કરે છે અને રાતના પણ સામી સાજમાં સુઈ જાય છે. કોઇ કામ કરવાનું હોય, કોઇ પાઠ કરવાનો હોય, કોઇને મળવાનું હોય, કાંઇ શોધવાનું હોય, તો બગાસાં ખાતા અને લાંબા હાથ કરી આળસ મરડતા ઘોર્યું. હવે તો કાલ વાત. હાય વોય કર્યે શું વળવાનું છે? એમ વિચારી આડે પડખે પડે છે, સમવયી લોકોમાં નકામી વાતોના ગપાટા મારવા મંડી જાયછે, ક્યાંઇ મોજ શોખમાં ચડી જાય છે, ક્યાંઇ ખાવા પીવામાં પડી જાય છે, ક્યાંઇ ફરવા નીકળી જાય છે કે પછી આડે પડખે પડ્યા પડ્યા ઘોરવા મંડી જાય છે. ઊંઘણશી અને આળસુને ભણવું ગમે નહિ, ગોખવું ગમે નહી, પાનાં પુસ્તક રૂચે નહી, મોજશોખની ઇચ્છા થયા કરે, સુખની ઇચ્છા થાય પણ તે મેળવવાના રસ્તાઓ તરફ અનાદર રહે, અને કોઇને હળવા મળવાનું ગમેજ નહિ. ક્યાં દિવસના દ-

કાળ છે? એમ કરી પળે પળે ચાલ્યો જતો અમુલ્ય કાલ ફોકટજ જવા દે અશક્તિને લીધે, ઇદ્રિયો શિથિલ રહ્યા કરે છે શ્રમ કરવાથી થાક લાગી જાય છે, થઇ શકે એવા કામમા પણ હિમત હારી જવાય છે, બુદ્ધિ જડ થઇ જાય છે, તમોગુણ વધી જાય છે તેથી કાર્યાકાર્યની સમજણ રેતી નથી આમ થવાથી ભણવામા કે ભણીને કમાવામા કે જગતને ઉપયોગી થવામા પ્રીતિ થતીજ નથી અને કદિ પ્રીતિ માત્ર થાય તોપણ ક્રિયા વગરની ઇચ્છા શા કામની? આવી રીતે આળસને આધીન થયેલો બાપ દાદાના પ્રતાપથી ચાલી આવતી સાધારણ કે ઉત્તમ સ્થિતિને જાળવી રાખવાને જરાપણ સમર્થ થતો નથી તો પછી તેથી વધારે ઉદયની તો આશાજ શી કરવી વેપાર વઠી જાય, દેશ દુર્બળ અને નિર્ધન થઈ જાય વિદ્યાનો વિનાશ થાય, કળા કટાઇ જાય, અને ઉદ્યમ માત્ર ઉધાવળી જાય એ અશક્તિથી થ નારા આળસથીજ દંભ, અસત્ય, કપટ, અનાચાર, એ અશક્તિને લીધેજ મનુષ્યમા આવી ભરાય છે અને છેવટ અજ્ઞાન તથા અનારોગ્યતા જે બીજા બે અગ છે તેનુ પણ અશક્તિ કારણ થઈ પડે છે વ્યાવહારિક ઉદયને વધારનારી શક્તિજ પારમાર્થિક ઉદયમા સહાય કરે છે અને વ્યાવહારિક ઉદયનો અશક્તિથી અસ્ત થયો તો પછી પારમાર્થિક ઉદયનો ઉદય તો સદેહવાળોજ રહે છે આટના માટે શરીરની સાથે યોગ્ય શક્તિની જરૂર છે અશક્તિ વિરુદ્ધ આહાર વિહાર અને અયોગ્ય આચરણથી, થાય છે માટે તેમ ન થવા દેતા યોગ્ય રીતે વર્તીને અશક્તિને દૂર કરી શક્તિમાન થવુ જોઇએ કે જેથી કોઈપણ જાતિનો ઉદ્યમ કરવામા અને પુરૂષાર્થ પામવામા પાછળ પડી રેહેવાયજ નહિ જેઓ જેઓ આ ધારણ સ્થિતિના હોઇને જગતમા પોતાની કીર્તિથી સૂર્ય ચદ્રની પેઠે પ્રકાશે છે તેઓ પોતની અતુલશક્તિના બળને લીધેજ એટના માટે પોતાની શક્તિની ભક્તિ અવશ્ય રાખવાની જરૂર છે શક્તિ વગરનો દેવપણ પામર પ્રાણીને આધીન થઇ રહે છે તો શક્તિ વગરનુ માણસ તેવુ થઇ રહે તેમા આશ્ચર્ય શુ? માટે શક્તિથી સમર્થ થઇને ઉદયના અધિકારી થવુ એ મનુષ્ય જાતિનો ધર્મ છે ઉદયની પરપરાથી જેઓના અમર નામ રહ્યા છે તે તેઓની અપ્રતિહત અને અમોઘ શક્તિને લીધેજ રહ્યા છે

અજ્ઞાન એ આ ત્રિપુટીનુ બીજુ અગ છે અજ્ઞાન ઘણા પ્રકારનુ થાય છે વિદ્યા કળા અને કુશળતાના અજ્ઞાનમા સઘળા અજ્ઞાન સમાઇ

જાય છે. અજ્ઞાન પણ ઘણું કરીને અશક્તિથી થાય છે તોપણ કદી અશક્તિ ન છતાં અજ્ઞાન હોય છે તો શક્તિને અવળે માર્ગે ચલાવે છે એટલે ઉદય અસ્ત થાય છે. હું કોણ છું મને શું યોગ્ય છે, મારી કેવી લાજછે, કયે માર્ગે જવાથી મારૂં કલ્યાણ થશે તે અજ્ઞાનથી જાણવામાં આવતુ નથી. વિદ્યાથી વિનય આવે, વિનયથી યોગ્યતા આવે, યોગ્યતાથી ધનાદિકની પ્રાપ્તિ અને ધનાદિકથી સુખની પ્રાપ્તિ થાય છે પણ મૂળમાં વિદ્યાનુંજ અજ્ઞાન હોય, તોપછી એ અનુક્રમથી સુખ ક્યાંથી મળે? સારા કુળના બાળકો અવિવેકી થઇ જાય છે, અનાચારી થઇ જાય છે, સ્વચ્છંદી થઇ જાયછે, બાપ દાદાનો ધંધો ચલાવી શકતા નથી અને પેટ ભરવું એ અવશ્ય પ્રાપ્ત હોવાથી પછી કોઇ તમાકુ વાટવા જાય છે, કોઇ ખેતરમાં સાથી રહેવા જાય છે, કોઇ વાસણ માંજવા રહે છે, કોઇ રાંધવા રહે છે, કોઇ કાશીદી કરવા રહેછે, કોઇ ગાડાં હાંકવા શીખે છે, કોઇ શાક વેચવા શીખેછે, અને કાંઇ ન સુજે તો જુગટુ રમવા, ચોરી કરવા કે ટોળીવાળો થઇ મારામારી કરવા શીખેછે તે પાટલા ઉપર ધૂળ નાંખીને કાંઇ વિદ્યાભ્યાસ આરંભ્યો નહી તેથીજ. કદી કાલયોગથી કે દેખાદેખીથી બે અક્ષરનો અભ્યાસ થયો હોય તોપણ કોઇપણ જાતની કળાનું જ્ઞાન તે સાથે જોઇએ એકલી વિદ્યાથી ઉદય નથી થતો. કાંઇ નહિ તો શીખેલી વિદ્યાને કોઇ કામપર લાગુ કરી દેવાની કળાનો આવડવોજ જોઇએ. એ ન આવડે તો ભણ્યા છતાં પણ ન ભણ્યા જેવું થાયછે. વિદ્યા કળાને સહાય કરે છે, અને કળા વિદ્યાને સહાય કરેછે, એટલામાટે વિદ્વાનને કળાનું અને કળાવાનને વિદ્યાનું જ્ઞાન હોવુંજ જોઇએ. કલાવાનના કુલમાં જન્મેલો વિદ્યા ભણીને કળા ભુલી જાય તેના કરતાં વિદ્યાની સહાયતાથી કળાનો અભ્યાસ રાખે તો વધારે ઉદય થાય છે. આજે અન્ય દેશનો અપ્રતિમ ઉદય કળાના પૂર્ણ જ્ઞાનથીજ થએલો છે. વિદ્યા અને કળાની સાથે કુશળતાનું પણ જ્ઞાન જોઇએ, નિકર ભણ્યા પણ ગણ્યા નહિ એ કેહેવતની પેઠે થાય. એક માણસે પાણીના પ્રવાહનો હિસાબ કર્યો તે વાત કોઈથી અજાણી નહિ હોય. તો પણ હસવા માટે લખી બતાવિયે છિયે. કોઈ લોકો થોડાં એક ગાડાં જોડી જાન લઇ જતા હશે. માર્ગમાં એક નદી આવી તેમાં સામાન પલળી ન જાય માટે પાણીનું માપ કરવામાટે બેજણ નીચે ઉતર્યા. કાંઠા આગળ કાંડાં સામુ વચમાં છાતી સામું અને સામે કાંઠે કાંડાં સામુ પાણી માપીને

કાગળના કટકાપર સીસાપેનથી આકડા માડી લીવા પછી પાછા આની વેકરમા બેસી સરાસરાનો હીસાબ કાઢ્યો તો ગોઠણ સમાણુ પાણી આવ્યુ પછી તે દોઢ ડાહ્યાના હીસાબને આધારે સઘળા ગાડા પાણીમા હકાર્યા વચમા જતા જતા ગાડાના પોટકા પાણીમા તરવા માડ્યા અને છેવટ કોઇનો સામાન ગયો, કોઇનો પલળ્યો અને પાણીમા ચાલતા બાળકો બે ચાર તણાઇ જતા બાકીના ગાડાના ઠાઠાને વળગી રહેનાથી બહાર નીકળ્યા કાઠે આવતા સામાન સભાળવાની, કે કોણ ગયુ ને કોણ રહ્યુ તે વાત નહિ વિચારતા પેલા બે હિસાબ શાસ્ત્રી તો હિસાબ કરતા કાઇક ભૂલ થઇ હશે એમ સમજી ને તો કાગળને સીસાપેન લઇ વળી આકડા માડવાની માથાકુટમાજ પડ્યા પણ હિસાબ કયા ખોટા હતો કે ફેર આવે? હિસાબની સત્યતાથી તેઓ અભીમાનથી કાંઈ બડબડ કરવા મડ્યા તેવામા તે સઘમાના કોઇ કદાવર બુઢે માણસે આવીને એવી તો બે ચાર ઠપાટ અઠાવી દીની કે પેલા બે જણતો દગજ બની ગયા અને મર્યાદાથી કાઇ બોલીજ શક્યા નહિ પેલા બુઢાએ આખ ચડાવીને કહ્યુ કે અકલના બારદાન પાણીના હીસાબ આમ થતા હશે? ભણ્યા તો હરોપણ ગણ્યા નથી તેથી અભણના કરતા એ તમે તો મૂર્ખ છો આમ વાતચિત થઇને પછી સઘળો સઘ હિસાબશાસ્ત્રીની બુદ્ધિનો વિચાર કરતો ધારેલે મુકામે પોગ્યો આ વાતનો સાર એ કે તે બે હિસાબશાસ્ત્રી ભણ્યા હશે પરતુ કુશળતાનુ તેનામા અજ્ઞાન હતુ તેથી પોતાને અને બીજાને હાનિકારક થઇ પડ્યા એટલા માટે વિદ્યા કળા અને કુશળતાનુ જ્ઞાન સપાદન કરવાની જરૂર છે તેવિના સઘળા વ્યવહારોમા આગળ પડાતુ નથી જેમ અજ્ઞાન વધારે તેમ ઉદ્યમ ઓછો અને જેમ અજ્ઞાન ઓછુ તેમ ઉદ્યમ વધારે થાય છે જ્યા જ્યા વિદ્યા કળા અને કુશળતા ઓછા હોય, અથવા હોય તોપણ જોઇએ તેવુ ફળ ન આપતા હોય તો તે પેહેલુ અગ જે અશક્તિ કહી છે તેનો અને તેથી થનારા ઊઘ આળસનો દોષ સમજવો વ્યાવહારિક ઉદ્યમા શરીરસપત્તિ, ધનસપત્તિ, અને જનસપત્તિઓની સર્વ વાતે અનુકૂળતા જોઇએ તેમા પણ શરીર અને ધનસપત્તિ મુખ્ય અને તે બેમા પણ ધનસપત્તિ શ્રેષ્ઠ છે ધનવસ્તુમા એવી શક્તિ રહી છે કે તે શરીરસપત્તિ અને જનસપત્તિને મારી રાખે છે સઘળી વાત

દૈવેચ્છા કે પ્રારબ્ધ યોગ ઉપર નાંખીયે તો તો એક સંપત્તિ મેળવવાને આપણે સ્વતંત્ર નથી રેહેતા. તોપણ શરીરસંપત્તિ સારી રાખવામાં અને ધન મેળવવામાં તો છેક પરતંત્રતા રાખવા યોગ્ય નથી. જે કાંઈ બને છે તે પુરૂષોથીજ બને છે માટે અશક્તિ અને અજ્ઞાન દૂર જાય તો શામાટે ધન ન મળે અને ધન મળે તો શામાટે શરીરસંપત્તિ ન સુધરે ? ધન વિનાએ વિદ્યાથી પ્રાપ્ત થયેલા વિવેકને લીધે સંતોષ સુખવાળાને શરીરસંપત્તિ અલભ્ય નથી. ધન હોય તોજ શરીરસંપત્તિ સારી હોય એમ નથી પણ ધન છે તે શરીરસંપત્તિને ઘણીવાર સહાય કરનાર થઇ પડે છે તો જનસંપત્તિ પણ સહાય કારક થાય એ ઉઘાડુંજ છે. ઉદયનું મોટું ચિહ્ન ધન છે, પછી જેનો જેવો ઉદ્યમ અને જેની જેવી વિદ્યા. એ વધે એટલે કાંઈ કાંઈ મન પ્રસન્ન થવાથી શરીરમાં લોહી વધે અને કાંતિ વધેછે. સગાં સંબંધી પણ પાંટી વળે છે. સ્ત્રી ન હોય તો સ્ત્રી થાય અને સંતતિ પણ સાંપડે છે. એમાં જેટલી ન્યૂનતા તેટલી ઉદયની ન્યૂનતા તો ખરીજ. આમ ધનથી, શરીરથી અને માણસોથી થતાં સુખભોગનો અનુભવ લહી અન્ય જનોને સુખ દુઃખમાં સહાય રેહેવું. અને લોકમાં સુવાસ વધારવી એ ઉદય દશાનું લક્ષણ છે. આમ કરતાં કરતાં લોકોત્તર કીર્તિ જગતમાં ગવાઇ જાય તે ઉદયની પરાકાષ્ઠાનું લક્ષણ છે. આવો ઉદય અજ્ઞાન ન હોય તોજ થાય છે. અજ્ઞાનવાળા આ ઉદયના અધિકારી થતાજ નથી. એઓ બીચારા જેમ તેમ પોતાનું પેટ ભરી દુઃખમાં દિવસો ગાળેછે અને અપકીર્તિ તથા અપવાદથી માથું પણ ઉચું કરી શકતા નથી.

આ ત્રિપુટીનું ત્રિજું અંગ અનારોગ્યતા છે શરીર આરોગ્ય ન રહે તે અનારોગ્યતા કેહેવાય. શરીર આરોગ્ય ન રેહેવાનાં ઘણાં કારણો હોય છે. જ્યાંસુધી શરીર પરાધીન બાલ્યાઅવસ્થામાં હોય છે ત્યાંસુધી ઉત્પન્ન કરનાર અને પોષણ કરનારના દોષથી તથા અસંભાળથી શરીર બગડેછે અને સમજણ આવ્યા પછી આહાર વિહારની સંભાળ નહિ રાખ્યાથી શરીર બગડેછે. દેશ, કાલ, સ્વભાવ. અને શક્તિના પ્રમાણમાં સર્વ આહાર વિહાર અને વ્યવહારનાં કામ થવાં જોઈએ. તેમાં વિરોધ પડવાથી કે વ્યવસ્થા નહિ રેહેવાથી શરીર બગડે છે. ( અપૂર્ણ. )

---

# प्रारब्धनी विचित्रता उपर एक वात

(અનુ૦ પા૦ ૧૬૨ થી )

એક રૂપાના બાજોઠપર સોનાના થાળમા ભાતભાતની રસોઇ પીરશી હતી અને એક સોનાના સીંહાસનપર બેશી મનુભા જમતા હતા, પણ તેનુ મન ઘણા કર્તવ્યોના વિચારમા પડ્યુ હતુ તેથી તેને કોઇ રસે ગુણી પદાર્થ ઉપર પ્રીતિ થતી નહતી ભોજન કરી ઉઠયા ત્યા ચોપદારે સલામ કરી બાપુ વિચાર ભવનમા આપને યાદ કરેછે કહી સલામ કરી ઉભો રહ્યો પાન બીડી ખાતા અને આરામ લેતા કુમારે પુછયુ કોણ કોણ છે? ચોપદારે કહ્યુ મહારાજા પોતે, અને સેનાધિપતિ સિવાય કોઇ નથી આ જવાબ ઉપરથી રખેને કાંઈ માણેક કેહેતી હતી તે વાત વિષે ભ્રાંતિ થઇ હોય અને ઠપકો દેવાના હોય આમ વિચારી સ્તબ્ધ બની જઈ કહ્યુ કે જાઓ, હમણા આવુછુ એવા ખબર આપો ચોપદારે આ ખબર જઇ મહારાજાને આપ્યો

કુમારી ચચળા કાંઇ અણસમજુ નહતા જેમ જેમ અવસ્થા થતી જાય તેમ તેમ અવસ્થાને યોગ્ય સમજણ જનસમુદાયના પરિચયથી અને સ્વાભાવિક રીતિથી આવતી જાયછે તેઓ વિચાર કરવા લાગ્યા હતા કે હવે તે બાપ માતા મને ક્યારે વરાવશે? વીંટી વીંટી એવી વાત બાપુકે રાજવી બેની એ શુ થયુ ને શુ વદે તે હુ નથી જાણતી વાત જેને મેં ખરી વાત કહી છે તેવિષે તેમણે જ માન્યુ હોય તે ખરૂ માતાજી મારે વિવાહ કરવાનુ કેહેતા હતા પણ કોણ જાણે તે ક્યારે કરવાના હશે આજ તો મા — —નીચુ મોઢુ કરી પુછી જોઇશ જોઇએ શુ કહેછે એટલામા પોતાની સખી સરલા માજીપાસેથી આવ્યા અને કહ્યુ ચચળબા ઉઠો, માજી બોલાવે છે ચચળા બોલ્યા હજી હમણા આવી એટલીવારમા કેમ બોલાવે છે? સરલાએ કહ્યુ પોતે બહાર પધારવાના હોય એમ લાગેછે તેથી બીજી સારી ઓઢણી ઓઢી આપને પધારવા કહ્યુ છે લ્યો ત્યારે હુ કાઢી આપુ સરલાએ કબાટમાથી સુંદર સોનેરીનય ઓઢણી કાઢી આપી તે ઓઢીને અને હીરાનો હાર તથા મોતીના કંકણ પેહેરીને સરલાનીસાથે ચચળા માતુશ્રીપાસે આવી બોલ્યા, કેમ માજી ક્યા પધારો છો? રાણી બોલ્યા, બેન! આપના બાપુજી વિચાર ભવનમા પધાર્યા છે ત્યા હુ જવાની છુ તમે

આવશે ? ચચલાએ હા પાડી તેથી તને અને સરલાને સાથે લઈ રૂક્મિણી સહિત રાણી વિચારભવનમાં પધાર્યાં. વિચાર ભવનમાં એક મોટો પચરંગી ગલીચો પાથરી તેની ઉપર સોનાનાં સિંહાસનો ગોઠવ્યાં હતાં. ભીત ઉપર તક્તા અને વાલસર ટાંગ્યાં હતાં. ઉપર સફેત ઉલેચ અને પચરંગી ઝાલર શોભતી હતી. રંગબેરંગી ચિત્રો અને સોનેરી નકસીથી થાંભલીઓ અને સ્થભો શોભતા હતા બારીયોમાં ક્યાંઈ ફૂલની અને ક્યાંઈ વાળાની ચટીઓ બાંધી હતી. મધ્યભાગમાં એક રૂપાના બાજોઠ ઉપર ફૂલના હાર, અત્તર, ગુલાબજળ પડ્યાં હતાં મહારાજા વીરસિંહજી અને સેનાધિપતિ રાવજી કુમાર મનુભાના સ્વભાવ, શક્તિ, ગુણ અને કુલવિષે વાતો કરતા હતા. કુમારે પોતાની છુપાવેલી જાત ઉપરથી તેની દૃઢતા, અને છુપાવ્યા છતાં જણાઇ આવતું તેનું રાજબીજપણું પારખી લઇને આનંદ પામતા અને હવે પછી તે જાણી લેવાની યુક્તિઓ વિચારતા બેયજણ કાંઈક વાટ જોતાં આનંદમાં મગ્ન બેઠા હતા.

દિવસના દશ બજવાનો સુમાર હતો. અને દરબારગઢની દોઢીમાં વાગતી નોબતના અવાજ સભળાતા હતા. અને પખાઓના મંદમંદ પવન આવતા હતા પડખેના બીજા ખડમાં જનાનખાનાની બેઠક ગોઠવી ચક બાંધી લીધા હતા રાણી ચચલાકુમારી સહિત આવીને ત્યાં બેઠાં. આટલા વખતમાં મનુભા પોતાના સાદા પોષાકમાં પધાર્યા મહારાજાને નમી, રાવજીની સલામ લઈ તેમણે હાથને સનકારે બતાવેલાં સિંહાસનપર બેઠા. આજ કાંઈક નવી જાતનો ડોળ દેખી તેનાથી નકી ન થયું કે આ સમયે મહારાજનું શું કર્તવ્ય છે એટલામાં રાણીપાસે આવેલી મનુભાની વીંટી રાણીએ ચચલાના હાથમાં આપી મહારાજને આપવા મોકલી. બાપુ ! લ્યો આ વીંટી મારાં માજીએ આપી છે એટલું કહી સ્વભાવથી શરમાતી ચચલા રમઝમ દોડતી માજીપાસે જતી રહી. મનુભાને રખેને કાંઈ વીંટીની વાત હોય એમ વળી શકા થતી હતી અને તેનું સમાધાન પણ એની મેળેજ થતું હતું કેમકે રોજ તો મનુભા ઉપર પુત્ર ભાવની દૃષ્ટિથી મહારાજા જોતા હતા પણ આજે તો તેમાં જામાતૃભાવ પણ ઉભરાતો હતો. થોડીવારે રાજ્યગુરૂ આવ્યા તેને મહારાજે હુકમ કરવાથી તે બોલ્યા કે સેનાધિપતિ મહારાજાના પરમ મિત્ર રાવજી ! આ ભાગ્યશાળી કુમાર મનુભા પેહેલવેલા આપની પાસે રહ્યા હતા, તમારા ઓથથી તે વધેલા છે

બહુ સંતોષ પામ્યાં, કેમકે સર્વવાતે અનુકૂલ, સંતોષ આપનાર અને સદ્‍ગુણી મનુભા જેવો બીજો કોઈ મળે તેમ હતુંજ નહિ. કુમારી ચંચલા પણ પોતાનો સંબંધ એક સદ્‍ગુણી રાજકુમાર કે જેના ગુણ વિગેરેથી તે સાવ અજાણી ન હતી તેની સાથે થયો તેથી તેના મનમાં પણ એક જાતનો હર્ષ ઉત્પન્ન થયો હતો. આ દિવસ આવી રીતે અનેક આનંદના વિચારોમાં નીકળ્યો અને સહુએ રાતના મિષ્ટાન્ન જમી સુશય્યામાં પોઢી ગયાં. ઉંઘ જો ન આવી હોય તો તેના વિરૂદ્ધ પક્ષનાં માણસનેજ ન આવી હોય. આજ રાતે દરવાજા સર્વ બંધ થઇ ગયા હતા અને સર્વ મનુષ્યો નિદ્રાવશ થયાં હતાં.

માણસોને તરત ફળ આપે એવી સિદ્ધિયોમાં બહુ લાલચ હોય છે. અજ્ઞાનવર્ગમાં તથા રજવાડાઓમાં એ કારણને લીધેજ સાધુ સન્યાસીઓ માન પામી જાયછે. આ નગર પાસે આવેલા ખાખીઓની જમાત પણ એજ રીતપ્રમાણે સર્વ લોકોને ગમતી થઈ પડી હતી. ગાંજા, તમાકુ, ફૂંકનારા આળસુ અનુદ્યમી લોકો ધૂણીપાસે આવીને બહુ બેસતા, અને રાજ્યનાં માણસો પણ આવતાં જતાં થયાં હતાં. આ ખાખી બાવા કાંઈ જેવા તેવા નહતા. જે તે વિષયમાં પાસે આવે તેને પ્રસન્ન કરી દેતા હતા. લોકો વિવિધ સામગ્રી લાવે તેનો તે તિરસ્કાર કરતા અને જો આવી રીતે લોકો બહુ આદર રાખે તો પોતે ત્યાંથી નાશી જવાની બીક પણ દેખાડતા હતા. આવી રીતે ચાલતાં ચાલતાં વિરૂદ્ધવર્ગને ખાખો બાવા સાથે બહુ પરિચય થયો અને જે જે હકીગત બને તે સઘળી ખાખી બાવા આગળ આવવા માંડી. જાણે અનાસક્ત હોય તેમ દેખાડી અંતરથી વાતમાં ધ્યાન આપતા કુમાર મનુભા પણ ધીરે ધીરે કાંઈક નવીનતા, અને કાંઈક વિચિત્રતા અને સારાની આશાએ અથવા ઉદાસીનપણાથી ખાખીબાવાપાસે જતા આવતા થયા. કોઈ ગર્ભિત કારણથી પરિચય થોડા દિવસમાં વધી ગયો અને વિરૂદ્ધપક્ષ પાસેથી મળેલી વાતો અને તેની ઉમેદો ખાખીબાવાએ મનુભાને કેહેવા માંડી. મનુભાને એ સાંભળવાથી કાંઈ આનંદ નહોતો થતો પણ પોતાને કંઈ યુક્તિથી નિર્દોષ રહી કોઈને દુઃખ ન થાય તેમ પોતાનો ઉદય કરવો તે યુક્તિ ગોતવાનું ઠીક પડતું હતું. અને તેમણે આપેલાં વચનોથી તે આપત્તિમાં આશ્રયરૂપ થઇ પડે એવો વિશ્વાસ રહેતો હતો. (અપૂર્ણ.)

---

# पुनरुद्वाह विषेना विचारना पत्रना प्रत्युत्तर

( અબધ પાને ૬૬૭થી )

વિચાર કરશો તો તમને જણાશે કે વિષય ખોટા હો કે સાચા હો પણ તે દુ ખરૂપ જણાય છે અથવા થાય છે તે પોતાની ભૂલવીજ થાયછે એને જો આપણે દુ ખરૂપ મટાડીયે તો મટી શકે તેમ છે, પણ તેવો ઉપાય નહિ જાણનારને તે દુ ખરૂપજ રહેછે અન્ન અમૃત છે અને આયુષ્યને વધાર નાર છે પરતુ તેની વ્યવસ્થા ન હોય તો ઝેરરૂપ થઈ મરણ નિપજાવે છે એમા અન્નનો શો અપરાધ? અપરાધ વ્યવસ્થા કરનારનો તેમજ શરીરને માટે મરજાયેના વિષયો ભલે સુખરૂપ હોય તોપણ તેની વ્યવસ્થા ન હોય તો તે દુખ રૂપ થાયછે અને દુ ખરૂપ હોય તોપણ જો તેની વ્યવસ્થા હોય તો તે સુખરૂપ થાય, विषमप्यमृतायते એ વાક્ય તો તમને યાદ હશે ઝેર પણ અમૃત થઈ જાયછે એ તેની યોગ્ય વ્યવસ્થાથીજ માટે દુ ખ રૂપ, સુખરૂપ અથવા કાઇ નહિ કે જે ગણો તે આપણી વ્યવસ્થા અને આપણુ માનવુજ છે ત્યારે અમે એમ આશા રાખીયે છિયે કે પોતાનો દોષ કોઈના ઉપર નાખવાનુ પ્રયત્ન છોડી દઇ એક પક્ષનો વિચાર વિસ રી જઇ જેને તમે એની મેળે જનારા હોવાથી દુ ખરૂપ અને છેવટ અ સત્ય માન્યા છે તેની ઉપરથી તેનુ કલક ઉતારી તેઓને નિર્મળ કરો હજારો વર્ષ સુખ ભોગવીને પણ પાછળથી થોડુક દુ ખ અનુભવાય તો પે હેલુ સુખ ભૂલાઈ જવાય છે અને હજારો વર્ષ દુ ખ ભોગવીને પાછળથી થો ડુક સુખ અનુભવાય તો પાછળનુ દુ ખ ભૂલી જવાય છે આવો કાળ ગતિ છે ખરી, પણ તેથી તો દુ ખનેમાટે જેમ કોઈ પ્રયત્ન ન કરે તેમ સુખને માટે પણ ન કરવુ જોઇએ, કેમકે ખોટામાટે પ્રયત્ન કરવુ એજ ખોટુ છે પણ આટલામાટે વિષયોની વ્યવસ્થા કરવાનુ ભૂલી જવુ એ તો કેવળ અજ્ઞાતપણુ કેહેવાય અમારુ કેહેવુ વિષયો અનર્થરૂપ કલ્પના અને કલ્પીને તેમા આસક્ત થવુ એમ નથી અમારૂ કેહેવુ એમ છે કે તેને કોઈ રીતે કલ્પવાજ નહિ અને તેમા આસક્ત પણ થવુ નહિ દાન, દયા, ધર્મ, પરોપકાર, વિદ્યાકળા એ સર્વ વિષયોજ છે તેને પણ તમે તો બધન કા ક ગા ના ધારો તો તમે તેમજ દેખો પણ આખુ જગત તેમ વા તો શી વ્યવસ્થા થાય? આટલામાટે આની ગડમડમા પડીને પોતાની

મેળે પોતે પોતાનાજ વિચારથી બંધાઈ જાવું એથી બીજી એકે મોટી ભૂલ નથી. માટે અમે યાદ કરિ આપીયે છીયે વાસ્તે તમારે તમારી ભૂલ સુધારવી અને વિષયો ઉપરથી આરોપ ઉતારી નાંખવો. સુખ દુઃખ એની મેળે આવનારાં માટે ઈશ્વરદત્ત દુઃખ મટાડવાનું પ્રયત્ન મિથ્યાં ગણતા હો તો હવે પછી જે સુખ આવવાનું થયું છે તે પણ એની મેળે આવવાનું, અને ઈશ્વરદત્ત જાણી તેને જાણી જોઇને છોડી દેવું એ ખોટું કેહેવાય આટલામાટે સુખ દુઃખ કે વિષયસબંધી પોતાના મનમાં ઉઠેલા વિચારોને વિપરીત પોષણ આપવાનો ઉદ્યમ હવે દૂર કરો એટલે સર્વ ઉપાધિ શાંત થાય.

વિષય ભોગની શાંતિ થયાવિના મન વિરક્ત ન થાય એ શંકાના ખુલાસામાં વિષય ભોગની તૃષ્ણા જેમ જેમ વિષયો ભોગવાતા જાય તેમ તેમ વધતી જાય એ વાત **न जातु कामः कामानां** એ પદ્યપૂર્વક સિદ્ધ કરોછો તે અધિકારીપરત્વે યથાર્થ છે. પરંતુ સઘળા અધિકારીયો તેવા સ્વભાવના હોતાજ નથી. વિષયોને વિષયરૂપે માની આસક્તિથી તેમાંજ રમનારાઓને તેમ થતું હશે પણ આગળ કહ્યાપ્રમાણે અનાસક્ત રહી વ્યવસ્થાથી વરતનારાને જેમ જેમ તે ભોગવાતા જાય તેમ તેમ અતિ પરિચયથી અવજ્ઞા એ કેહેવતની પેઠે વિરાગ અને અરૂચિજ ઉત્પન્ન થતી જાય છે એટલે ભોગવાતા વિષયો તો ઉલટા સાધનભૂત થઇ પડેછે. જેઓએ પુરેપુરૂં સ્વરૂપ જાણ્યું નથી તેઓને પોતાનાજ અવિવેકથી દિવસે દિવસે ભોગલાલસા વધતી જાય છે પણ પૂર્ણ સ્વરૂપ જાણનારને તો કાંઇ વધતું પણ નથી અને ઘટતું પણ નથી. જેમ જેમ પેટમાં અનાજ નાંખતા જઇએ તેમ તેમ ભૂખ વધતી જતી નથી પણ ઘટતીજ જાયછે. વળી ભોગવાતા જાય તેમ વિષયોની લાલસા વધતી જાય એવા પ્રકારના અધિકારીને વિષયોને છોડી દેતાં છતાં પણ કશું ફલ નહિ, કેમકે તે પૂર્ણતાથી છોડાતા નથી. નભોગવાતા વિષયોમાંથી મન નિવૃત્તિ પામે એ કાંઇ બહાદૂરી નથી પણ ભોગવાતા વિષયોમાંથીજ નિવૃત્તિ પામે એજ બહાદૂરી છે માટે કામ કરવું એ તો એવું કઠણ હોય તેજ કરવું એ યોગ્ય કેહેવાય. તોપણ મૂર્ખાઇથી આસક્ત રેહેનારાને તમારૂં વાક્ય અતિ ઉપયોગી છે. સ્પષ્ટ જણાય છે કે મન ઇંદ્રિયને વશ થયેલાને તાવવાળાને જેમ ખોટી ભૂખ ઉઘડે છે તેમ તેને ઇચ્છા વધતી જતી હશે કેમકે તેણે તેમાં સુખબુદ્ધિ અને સત્યંબુદ્ધિ કરી હોયછે, જેનાં મન ઇંદ્રીય વશ હોયછે તેઓને વિષયો ભોગવાતા જાય તેમ

ઇંદ્રિયો અને વિષયોનો સંગ ન થવામાટે ગીતાજીનું વાક્ય ટાંકી સંગથી કામ કામથી ક્રોધ વિગેરે થતાં થતાં છેવટ વિનાશ થાયછે તે વાત ખરી પરંતુ ત્યાં પણ મનની આસક્તિ હોય તો તેમ થાયછે. મનમાંથી વિષયો ગયા ન હોય તો વગર સંગે પણ સંગ મટતો નથી. તમે ટાંકેલાં વાક્યનું પૂર્વાર્ધ **विषयान्ध्यायतः पुंसः संगस्तेषूपजायते** (વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તેઓમાં સંગ થાયછે) આ પ્રમાણે છે તે વાંચવાથી જણાશે કે મન જો વિષયચિંતનાદિકમાં આસક્ત થાય તો સંગ થાયછે અને તેથી અનુક્રમેજ તમે લખ્યા સસ્કાર થાય છે. પણ મન ચિંતનાદિકથી વિમુખજ હોય તો ભલે વિષયો પ્રાપ્ત હોય કે સન્નિહિત હોય તો પણ અસંગના બરાબરજ થાય છે તોપછી કામ ક્રોધનો સંભવજ ક્યાં રહ્યો? ગમે તે રીતે તમે છોડી દેવા ધારો તોપણ જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી તેનાથી અસંગ શી રીતે રેવાશે અને મન શી રીતે મનન વગરનું થશે? અને જો મનન વગરનું થતુંજ હોય તો પછી છાનામાના અમે કહિયે છિયે તે માર્ગ ગ્રહણ કરી લાંબીલાંબી વાતોને વેગળી કરો. ઋષભદેવજી જેવાએ સંગથી દૂર રેહેવાનું કરી દેખાડ્યું છે તે તેવાનેજ પરવડે અને તેવાથીજ થઈ શકે તેમ છે. તમને ભરતનો દાખલો પણ યાદ હશે વિષયોનો સંગ છોડી દઇને વનમાં જઈ બેઠેલા ભરતને હરિણ બાલકનો સંગ થયો. અને તેથી ત્રણ જન્મ સુધી તેને ભટકવું પડ્યું. આટલામાટે કેહેવાનું એ કે તજી દેવાની બુદ્ધિથી તેનો અનાદર કરીયે તોપણ વિષયો આપણને ક્યાં તજેછે. ટાણું આવે ત્યારે આસક્તિ કરાવે છે. પણ એ વાંક તમારે વિષયોનો ન લેખવો, આગળ કહ્યાપ્રમાણે મનનોજ તે વાંક છે એટલામાટે વિષય ઈંદ્રિયોનો સંયોગ ન દેવા પહેલાં મનનેજ નિ[illegible] કરવાની વાત અંગીકાર કરો. પણ એ વાતજ પ્રથમ કઠણ છે. અને તે તમે ટાંકેલાં **चंचलं हि मनः कृष्ण** એ ગીતાના વચનથી તમેજ સિદ્ધ કરી આપોછો. ત્યાર પછી ઉપરનો સંગ ન થવા દેવાનો તમારો આગ્રહ તો ધૂળપર લીપણું કર્યા બરાબર છે. લોકવ્યવહારથી તમારો મત ઉલટો છે અને તે મતને વિરૂદ્ધ ઘણા છે. અને તેને લિધે તેઓના શબ્દવિષયોનો તમારાં કર્ણ ઈંદ્રિયને યોગ થાય તો મનને ક્ષોભ થવાનો સંભવ છે, આમ તમે પોતેજ કબુલ કરી તથા બલવાન ઈંદ્રિયોનો સમૂહ વિદ્વાનને પણ ખેંચે છે. (અપૂર્ણ.)

---

# मणिरत्नमाला

( सबधपान १४४ था )

जेटला जगम प्राणियो छे तेने स्त्री छे ते बेडीरूप छे बीजी गमे तेटली बेडियो हश पण आ स्त्रीरूप बेडीना जेवी बीजी एक बेडी दु ख दायक नथी ए बेडीथी घणा प्राणियाना जीवनो जोखम थाय छे हाथीने पकडवामाटे कागळनी हाथणी करीने एक ठेकाण राखी फरती खाड खोदी राखेछे हाथी हाथणीने देखीने पासे आववा जायछे के तरत खाडमा पडीने बधायछे, कबुतर उचु उडतु होय तने तेनी मादे देखाडेछे एटले तरत आवीने तेनी पासे बेसेछे एक कपोत पोतानी स्त्रीने जोइने पोते पण पाराधीनी जाळमा पड्यो हतो ते वात आगळ आवी गईछे, आ प्रमाण कुतरा बिलाडा, शियाळ, गर्दभ, बळद, उट, हाथी आदि सर्व पशु पक्षी स्त्रीने आधीन थई जायछे ए बधन जेवु दृढबधन कोई नथी माणसोने पण तेजप्रमाणे स्त्री बेडीरूप छ गमे तेटले रोजगारनेमाटे परदेश जाय तोपण पुरुषनु मन स्त्रीमा बधाइ रहेछे सुता, बेसता, खाता, पिता अने मित्रो पासे वातो करता परदेश बेठा पण पोतानु घर अने स्त्री साभर्या करेछे स्त्रीरूप बेडीनु एवु तो जबरू आकर्षण छे के पुरुष गमे त्या गयो होय तोपण तेने समय थयो के पोतानी तरफ खची आणेछे पुरुष पण गमे तेटलु दु ख होय तो पण स्त्रीनी पासे पडयु रेहेवाने बहु इच्छेछे लोढानी बेडियो पेहेरी होय ने खावाने अनाज न मळतु होय तोपण जो स्त्री पासे होय तो ते बेडीनु के भूखनु दु ख बहु नथी लागतु, एवी ए स्त्रीरूप बेडीमा मोहक शक्ति छे घणीवार जीवने जोखममा नाखनारा ससारमा अपयश करावनार, सगा सबधीमा क्लेश करावनार अने चोराशी लाख जन्म मरणना कारणरूप एज स्त्रीरूप बेडी छे आखु जगत् ए बेडीमा मजबूत बधाई गयु छे लोढानी बेडीमा पडेलु माणस छुटेछ पण स्त्रीरूप बेडीमा बधायेलु माणस कोई दिवस पण छुटतु नथी

शिवपार्वतीना सवादमां लख्यु छे के–

लोहदारुमयै पाशैर्दृढबद्धो विमुच्यते ।
स्त्रीधनादीषु ससक्तो मुच्यते न कदाचन ॥

लोढानी बेडीथी लाकडानी, हेडथी के पाजरामा मजबूत बाध्यो होय तोपण ते माणस छुटेछे पण जे माणस स्त्री अने धन आदिमा बधायो होय ते कोई दिवस छुटतोज नथी

स्त्रीरूप वेडीनुं एटलुं बधुं बळ छे. ए एक वेडीनुं बंधन होयछे तेनी पाछळ वळी बीजां जीवतां कोई दिवस न टळे एवां धन वैभव अने प्रजानी वेडीनु बंधन पण वळगेछे. ए स्त्रीरूप वेडी विषे दत्तगीतामां पण लखेछे के—

कुटिलं दंभसंयुक्तं सत्यशौचविवर्जितम् ।
केनापि निर्मितं नारीबंधनं सर्वदेहिनाम् ॥

कुटिल एटले खळपणांथी भरेलुं, दंभ एटले मिथ्या धर्मवाळुं अने जेमां पवित्रपणुं के साचाई सुदल नथी एवुं नारीरूप बंधन सर्व प्राणीओने-माटे कोणे निर्माण कर्युं हशे?

अज्ञानदशामां ए बंधनने बंधनरूपे अभागी लोको देखता नथी. बीजां बंधन तो थोडु दुःख करेछे पण आ तो देह रहे त्यांसुधी दुःखी करेछे ने त्यारपछी पण तेनो प्रताप एवो जोरावर छे के तेने लीधे अनेक जन्मनां अनेक दुःखो ने नरकनी यातनाओनां दुःखो खमवां पडेछे. आटलामाटेज नारी छे तेज प्राणीमात्रने वेडीरूप कही छे विषयभोगने आधीन थयेलुं मन जेनुं होय तेज आ वेडीमां बंधाय छे. पशुओने तो पोतानामां हिताहित विचारवानी शक्ति नथी होती पण मनुष्योने तो तेवि शक्ति छतां पण पशुनी पेठे ए बंधनमां खुशीथी बंधाई रहेछे. कोई छोडवानी इच्छा करे तो पण तेमांथी [illegible]वानु मन थतु नथी जेम कोई कमळ होय तेमां भ्रमर बेठो होय. ते कमळ [illegible] बिडाई जतुं होय ने तेथी भ्रमरनु मोत थाय तेम होय तोपण तेने कोई खस[illegible]वे तोपण खसतो नथी ने कमळ बिडाई जवाथी तेमां मरी रहेछे. कमळमां [illegible]पूरावानु दुःख न गणकारवानुं कारण जेम तेनी सुगंध छे. ए सुगंध दुःखनुं [illegible] विस्मरण करावी देछे. तेम स्त्रीबंधनथी थतां दुःखने न गणकारवानुं कारण वि[illegible]षयभोगादिकनी इच्छा छे, ते इच्छा दुःखनुं विस्मरण करावी देछे.

आ [illegible] विषयभोगनी इच्छा मनथी थायछे माटे ए मनने वश करवाथी [illegible]वी इच्छ[illegible] न थाय. अने भोगनी इच्छा टळे एटले स्त्रीरूप बंधनथी बंधावुं भागे पण पडे नहीं. [illegible] मन वश करवा विषे आगळ लखी गया छिये माटे अहीं नथी लख्युं. तोप[illegible] अहीं एटलु तो याद राखवानुं छे के संसारमां बीजां बंधन कही गतीम[illegible] नथी, बंधनमां खरूं बंधन छे ते स्त्रीज छे. माटे ए बंधनथी मोकळो [illegible] तेज मोकळो समजवो.

જેમાં દીનપણુ નથી તે પ્રતનુ નામ દિવ્ય વ્રત કેહેવાય અર્થાત્ સ્ત્રીને આધીન ન થઈ જવુ એ દિવ્ય વ્રત છે કેમ કે સ્ત્રીને આધીન જે થયો તેનુ જ્ઞાન, કીર્તિ, વિદ્યા અને તેજ નાશ પામેછે, અને સહુની ગરજ ભોગવવી પડ એવી રીતે સ્ત્રીને આધીન થયો હોય તેને બોધ પણ થાય નહી જ સ્ત્રીને આધીન નથી થયો તેનુ જ્ઞાન, કીર્તિ, વિદ્યા અને તેજ વધેછે અને તેને સદ્ગુરુપના ઉપદેશથી સારો બોધ પણ થાયછે માટે જેમા દીનપણુ નથી એવો સદાચાર અને બ્રહ્મચર્ય પાળવુ એ દિવ્ય વ્રત છે, અને તેથી આત્મજ્ઞાન થતા મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે

---

ज्ञातुं न शक्यं हि किमस्ति सर्वै-
र्योषिन्मनो यच्चरितं तदीयम् ।
का दुस्त्यजा सर्वजनैर्दुराशा
विद्याविहीन पशुरस्ति को वा ॥ १८ ॥

અર્થ

શિષ્ય—કોઈએ પણ જાણી ન શકાય એવુ શુ છે?

ગુરુ—સ્ત્રીનુ મન અને તેના ચરિત્ર એ કોઈથી જણાય નહી.

શિષ્ય—કોઈથી ન ત્યાગ થઈ શકે એવુ શુ છે?

ગુરુ—ભુંડી આશા

શિષ્ય—પશુ કોણ કેહેવાય?

ગુરુ—જે વિદ્યા વગરનો હોય તે

કોઈ બુદ્ધિમાન્ કોઈ મૂર્ખ, કોઈ વિદ્વાન્ અને કોઈ વિચારવાન્ એવા ઘણા પુરુષો આ જગતમા છે પણ કોઈમાથી સ્ત્રીના મનની અને તના ચરિત્રની ખબર પડતી નથી દેવ અને દાનવો પણ સ્ત્રીના મનને ને સ્ત્રી ચરિત્રને નથી જાણતા તો માણસ તો ક્યાથી જાણી શકે? જ્ઞાની પુરુષ હોય છે તે પણ માયાને ત્રણ ગુણને અને ચૌદ લોકને જાણેછે પણ સ્ત્રીના ચરિત્રને જાણતા નથી કે જે અનર્થના મૂળરૂપ હોયછે સ્ત્રીનુ મન અને તેના ચરિત્ર નથી જણાતા તેથી ભલા ભલા તેમા ભુલાવો ખાઈ ગયા છે એના અવગુણ વિષે ભાગવતમા કહ્યુ છે કે—

न हि कश्चित्प्रियः स्त्रीणामंजसा स सुखात्मकः ।
पितरं भ्रातरं पुत्रं घ्नंत्यर्थे वा पतिं त्यजेत् ॥

स्त्रियोने कोई वहालुं नथी. पोताना स्वार्थमाटे पिताने, पुत्रने, भाईने अथवा पतिने तजी देछे अथवा तेने मारी नांखेछे.

आवा दाखला पण संसारमां अनेक बनेछे ए प्रत्यक्ष प्रमाण छे. पोतामां रहेला स्वाभाविक दोषो स्त्रियोने आवी दशामां डुबावनारा छे. जेनाविषे शिवपुराणमां कह्युं छे के—

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः ॥

खोटुं बोलवुं अथवा ढोंग करवो, विचार्याविना कांई करी नांखवुं, खोटी माया बांधवी, मूर्खपणुं, अतिलोभ, अपवित्रपणु अने निर्दयपणुं एटला स्त्रियोमां स्वभावथीज दोष रहेला होयछे.

ए उपरना दोष कोईना शीखववाथी आवता नथी पण एनी मेळेज आवेछे. अने एथी ते स्त्री अनर्थनां पात्ररूप छे. ने तेनां चरित्र जणातां नथी. अने एटलामाटेज तेनां चरित्रने कोई न जाणे एम कह्युं छे. सारां चरित्रथी कुदरत मेळवनारी स्त्रियो जगत्मां हशे पण ते थोडी छे अने तेनी पण खबर तो पडतीज नथी. विद्वानो पण ए वातमां अभिमान राखताज नथी.

जगतमां जेटला नामरूपवाळा पदार्थो छे ते सर्वे त्यागी शकायछे, पण एक दुराशा न त्यागी शकाती नथी. जे खोटी मिथ्या आशा बांधवी ते दुराशा केहेवाय. एनुं स्वरूप आगळ आवी गयुं छे माटे अहीं विस्तार नथी कर्यो. मनमां जे जे खोटा मनोरथ करवा ते दुराशा केहेवाय. इंद्रियो अने मन वश न थयुं होय तेने ते दुराशा थाय छे. ए दुराशानो त्याग करवो कठण छे.

श्री शंकराचार्य कहेछे के—

अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चिबुकसमर्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः ॥

आगळ अग्नि तो होय, पछवाडेथी सूर्यनो ताप लागतो होय रात्रे गोठणीमा दाढीने सुतो होय, हाथमा भीक्षा करतो होय ने झाडने तळे सुतो होय एवो तपस्वी पण आशा छोडतो नथी

माटे एके आशा एवी बळवान छे के त्याग करीने चाली निकळनारथी पण छोडाइ शकाती नथी अने एटलामाटे ए आशा तजवी घणी कठण छे ए दुस्त्यज आशाने जे तजेछ ते पोताना स्वरूपने जाणनारा छे बीजा पशुओ तो जगतमा घणा छे पण जे विद्या वगरनो पुरुष छे ते खरो पशु छे ते भले घास नथी खातो अने भले तेने शीगडा अने पुछडु नथी तो पण ते पशु समानज छे विद्या जगतमा अनेक प्रकारनी छे ए बधी विद्यामा ब्रह्मविद्या उत्तम छे जो ब्रह्मविद्यानो बोध न होय तो बीजी जेटली विद्यानु ज्ञान होय ते निष्फळ थायछे खरी विद्या ते ब्रह्मविद्या समजवी बधी विद्या भण्यो होय पण ब्रह्मविद्या न भण्यो होय तो ते पशु समान छे आकृतिवडे मनुष्यनु शरीर होवाथी पशुना जेवा देखाय नहीं पण मनुष्य समान देखाय, परंतु जे ब्रह्मविद्याने जाणनारा छे तेमा अने जे नथी जाणता तेमा घणो फेर छे जुवो ने एक साकरनो कटको अने बीजो फटकडीनो कटको ए बेय देखवामा सरखा छे पण स्वादमा घणोज फेर छे उदरनी लींडी अने लींडीपीपर ए बेय देखावमा कंईक सरखा छे पण स्वादमा अने गुणमा घणो तफावत छे हीरो अने काच सरखा देखाय पण मूल्यमा बहु फेर छे, ताम्र ने सोमन सरखो देखाय पण तेना कार्यमा फेर छे आवी रीते विद्वानमा अने अविद्वानमा फेर छे ज्यारे ते बेयनी वाणी सभळाय त्यारे तेना खरा रूपनी खबर पडी जायछे ते वगर एकदम नथी पडती गमे तेटली विद्या भणेलो होय पण जे ब्रह्मविद्या न जाणतो होय तेने पोताना रूपनी खबर पडती नथी ने तेने समविषम दृष्टि मटती नथी ने जे ब्रह्मविद्यानो अनुभवी छे ते पोतानुरूप जाणेछे ने तेने समदृष्टि थई जायछे ब्रह्मविद्यामा लीन रहेनाराने पोताना अमूल्य रूपना आनंदनो अनुभव नथी थतो ने समातु नथी माटे तेने अकल विनाना ढोरनु रूपक आप्यु छे जुवोने ढोर खीले बांध्यु होय तेनी आगळ जईने हजारो रूपानी किंमतनो हीरो धरिये तो तेने कंई थातु नथी अने तेनी किंमतने अने तेना गुणने जाणतु नथी पण जो नीरण नीरी होयतो तेमाथी एक डाळ उपाडयु ढोर तो नग्न

फुंफाडो नांखी धींक मारवा दोडेछे. आनुं कारण एज के ढोरने खरूं खोटुं समजवानुं ज्ञान होतुं नथी, तेमज विद्यावगरना माणसने पण खरूं खोटुं समजवानुं ज्ञान होतुं नथी ने तेने पोतानां हीरानी किंमतने पण हटावे तेवां रूपनो बोध थई शकतो नथी. अने एटलामाटेज जे विद्याविनानो होय ते मोटो पशु छे.

---

वासो न संगः सह कैर्विधेयो
मुर्खैश्च पापैश्च खलैश्च नीचैः ।
मुमुक्षुणा किं चरितं विधेयं
सत्संगतिर्निर्ममतेशभक्तिः ॥ १७॥

अर्थ.

शिष्य—वास अने संग कोनी साथे न करवो ?

गुरु—मूर्ख, पापी, खळ अने नीच साथे.

शिष्य—मुमुक्षुओए आचरवानुं ने करवानुं शुं छे ?

गुरु—सत्पुरुषनी संगति अने ममता वगरनी ईश्वरनी भक्ति.

ज्यां मूर्ख, पापी, खळ अने नीच पुरुषो रेहेता होय अने ज्यां सत्पुरुषोनो वास न होय ते ठेकाणे कोइ दिवस रेहेवुं नहीं. वसिष्ठ सारमां कह्युं छे के—

यस्मिन्देशे हि तत्त्वज्ञो नास्ति सज्जनपादपः ।
सफलः शीतलच्छायो न तत्र दिवसं वसेत् ॥

जे देशमां तत्त्वनो जाणनारो फळथी भरेलो अने शीतळ छायावाळो सज्जनरूप वृक्ष न होय त्यां कोई दिवस रेहेवुं नही,

जे देशमां हजारो फळने आपनारा वृक्ष होय जे देशमां हजारो शीतळ छायावाळा वृक्ष होय ते देशमां जो सज्जनरूप वृक्ष न होय तो ते बीजां वृक्षो अने वृक्षोवाळो देश कांई उपयोगी नथी., तेवा देशोमां रेहेवाथी कांइपण पोतानां कल्याणनुं साधन थतुं नथी. पण ज्यां सत्पुरुषो रेहेता होय तेवा धन्य देशमां रेहेवाथी सुखशांति मळेछे. माटे तेवे ठेकाणे रेहेवुं. कह्युं छे के—

सदा सतोऽभिगतव्या यद्यप्युपदिशंति न।
या हि स्वैरकथास्तेषामुपदेशा भवंति ता ॥

जे सत्पुरुषो निरंतर आपणने बोध आपेछे तेवा सत्पुरुषोपासे जावु केम के तेओ जो आपणने उद्देशीने उपदेश न करे तो पण जे अमथी वातो करता होय ते उपदेशरूप थायछे

सत्पुरुषोनी साधारण वातो पण बोध आपनारी होयछे, केम के आवा पुरुष काइ राजानी, कोईनी नात जातनी के कमावा जावानी वात करता न होय ए तो सदाय कल्याण थाय तेवीज वातो करता होय माटे मूर्ख, पापी, खळ अने नीचनी सोबतथी दूर रही ज्या सत्पुरुषो वसता होय त्या जई वेसवु जे पुरुष शास्त्रनो अर्थ बराबर जाणता होय पण तेमा लख्या प्रमाणे साधन करतो न होय ते मूर्ख केहेवाय जेने सर्व शास्त्रनु ज्ञान होय, गुरुनी पदवी लईने बेठो होय, अने शिष्यने एवो बोध करे के आटलु खोटु जाणो अने पछी करता हो ते करो, मिथ्या जाणी लेवु एटलुज काम छे, अने ते उपर दृष्टांतना श्लोक भणीने जे उधे मार्गे शिष्यने चडावे ते पापी समजवो, केम के साधन, धर्मबुद्धि अने श्रेष्ठ आचरण विना ज्ञान होय नहीं अने ज्ञान विना मोक्ष होय नहीं तथा सारा कर्म विना सारी गति होय नहि तेम छता शिष्यने तेवे सारे मार्गेथी खसवी नाखेछे अने तेनी वासनानो विराम थवा देता नथी ए काई थोडु पाप नथी अने एटलाजमाटे ते पापी केहेवाय, जे महातपणु धारीने बेठो होय पण अंतरमा द्रव्य मेळववानी वृत्ति होय तेथी तेओनु अकल्याण थाय तो भले थाय पण आपणो तो निर्वाह चालेछे एम विचारी गृहस्थोने गमे तेवाज उपदेशो आपेछे अने एम करी धन एकठु कर्या करेछे ते खळ केहेवाय केम के जे खळ होय ते मनमा काई होय ने मोढे काई बोले जे पुरुष सघळी विद्याथी संपूर्ण छता जराक जो तेमा काम होय तो ते नीच केहेवाय केम के जराक जो काम होय तो तेमाथी मेरु जेटलो मोटो थइ पडे अने पछी ए काम वधवाथी शरीना कृश शरीर करछे माटे अपणे शु एवो नीच विचार आवे अने तेथी नीच काम थया वगर रहे नहीं एटलामाटे ते नीच कहेवाय श्री भगवाने पण त्रण प्रकारनां नरकना द्वारमा कामने प्रथम गण्यो छे जेम के—

કુટુંબમાં કે વનમાં રમે છે, જપે તપે ઇંદ્રિયને દમે છે;
આનંદમાં આખર આંખ ઢાળે, મહાજનો જીવન એમ ગાળે.
કલ્યાણ સર્વે જન જેમ પામે, જે રીતિથી દુઃખથકી વિરામે;
તેવે પ્રકારે વચને વળાવે, મહાજનો જીવન એમ ગાળે.
શોધે નિરાંતે હરિને સુખેથી, ન લાભ લેખે પર કાંઇ એથી;
નોખા રહે કેશવ ઇંદ્રિજાળે, મહાજનો જીવન એમ ગાળે.

## ऐकमत्य अथवा संपविषे बे बोल.

( સબંધ ૧૬ મા પુસ્તકના અંક નવમાને પાને ૨૩૧ થી )

હવે આપણે સંપ-કુસંપના વિવાદની ખરી રણભૂમિ ઉપર આવિયે. જોકે સંપ શબ્દની વ્યાખ્યા આપણે કરીછે તે પ્રમાણે તો પ્રત્યેક સંબંધમાં સંપ અને કુસંપ શબ્દ લાગુ પડે છે; પરંતુ વર્તમાન કાલમાં સંપ શબ્દને માત્ર ભાઈઓના સંબંધમાંજ જોડેછે, અને તેથી સંપવિરૂદ્ધ ચર્ચા ચલાવનાર અમારા મિત્ર પણ ભાઈઓના સંપવિષેજ કટાક્ષ કરી લખતા હશે એમ જાણાયછે તો તેવિષે વિચાર કરવો જોઈએ.

આશ્ચર્ય છે કે સંપવિરૂદ્ધ ચર્ચા ચલાવનાર મિત્ર આવડી મોટી ભીંત ભૂલી જાય છે એ ભાઈ ઉત્તમ વિદ્વાન છતાં ‘સંપ એ કાંઈ વસ્તુજ નથી’ એમ ઉતાવળે લખી નાંખતાં કાંઈ અચકાતા નથી. અથવા એ વિષયમાં એ ભાઈ નિર્દોષ છે. હમેશાં ખોટા પક્ષને લઇ બેસનાર માણસની સ્મરણશક્તિ કુંઠિત થઈ જાયછે માટે દોષ લેખીયે તો તે ખોટા પક્ષનોજ છે હું મારા મિત્રને સ્મરણ આપુછું કે તેમણે વાલ્મીકિરામાયણના નાયક શ્રીરામચંદ્રજી, શ્રીભરતજી, શ્રીલક્ષ્મણજી અને શ્રી શત્રુઘ્નના ચરિત્ર ઉપર દૃષ્ટિ કરવી. શ્રીરામચંદ્રજી વનમાં પધાર્યા પછી અને રાજા દશરથનું શ્રીરામવિયોગથી મરણ થયા પછી ભરતજી અયોધ્યામા આવ્યા ત્યારે પોતાનાં માતા સાથે પ્રશ્નોત્તર થતાં શ્રીરામવિયોગનેલીધે તેને કેવું થયુછે તે આ પદ્ય ઉપરથી જણાશે.—

मातस्तातः क्व यातः सुरपतिभुवनं हा कथं पुत्रशोकात्
कोसौ पुत्रश्चतुर्णां त्वमवरजनया यस्य यातः किमस्य ।
प्राप्तोसौ काननांतं किमिति नृपगिरा किं तथासौ बभाषे
मद्वाग्बद्धः फलं ते किमिति तव धराधीशता हा हतोस्मि ॥

આવાં અનેક વાક્યો તે સ્થલમાં છે. તે શિવાય નોખાં નોખાં નાટકોમાં પણ એવાં અનેક વાક્યો આવે છે કે જેમાં રામચંદ્રજી ઉપર ભરતની કેટલી બધી ભક્તિ છે તે પ્રત્યક્ષ જણાઇ રહે છે. તુલસીદાસજી પણ એ સ્થલમાં શું કહે છે તે જુવો.

## गजल.

विना सियारामके देखे, नही दिलकुं करारी हे;
उठी रघुवंशमें अग्नि, अवध सारी प्रजारी हे.—विना.
हुवा रघुवंशमें पापी, दुखी सारी अवधवासी;
जेसे जलविन मिन प्यासी, सोही गत आज हमारी हे.—वि०
हमारी मातकी करणी, सकल दुनियासे न्यारी हे;
नही में राजका भूखा, नहीं जननी वि प्यारी हे;—वि०
भरत लोटे अहो धरणी, नयनमें नीर झारी हे;
सुना जब तातका मरना, जिगर बरछी सों मारी हे.—वि०
रामलक्ष्मण चले वनकुं, सिया वानुमें प्यारी हे;
गहु कब रामके चरनां, एही तुलसी विचारी हे;—वि०

(રામચંદ્રજી વનવાસે જતાં ભરતની ઉદાસીનાં બીજા પદો પણ ઘણાં છે, પરતુ વિસ્તાર થાય માટે લીધાં નથી.)

આવાં ભક્તજનોનાં વાક્યો શું રામચંદ્રપ્રત્યે ભરતનો ઓછો સંપ દેખાડે છે? કદિ સંપવિરૂદ્ધ ચર્ચા લખનાર મિત્ર એમ શકા કરે કે કદી ભરતજીનો રામચંદ્રપ્રત્યે પૂર્ણ પ્રેમથી સંપ હશે, પણ લક્ષ્મણજીનો ભરત પ્રત્યે સંપ હશે નહિ. તેનો દાખલો રામ વનવાસ પધાર્યા પછી ભરતજી તેની પછવાડે આવતા હતા તેને જોઈ રામચંદ્રને નીચેનાં વચનો લક્ષ્મણજીએ કહ્યાં તે પ્રત્યક્ષ છે. જેમ કે—

હે વીર! આપણો શત્રુ ભરત આવે છે માટે તે મારવા યોગ્યજ છે. ભરતને મારવામાં હું કાંઈ દોષ દેખતો નથી. પૂર્વે જેણે અપકાર કર્યો હોય તેને મારવાથી કાંઈ અધર્મ થતો નથી, તો ભરતે આપનો પૂર્વે અપકાર કરેલ છે માટે તેને મારવોજ જોઇએ. ભરતને માર્યા પછી બધી પૃથ્વીનું રાજ્ય તમે ભોગવજો. રાજ્યની ઇચ્છા રાખનારી કૈકેયી હાથિએ ભાંગેલાં ઝાડની માફક મારા મારેલા ભરતને દેખીને દુઃખથી પીડાશે. અને તે કૈકેયીને પણ તેના પરિવાર સહિત હું મારીશ (ઇત્યાદિ)

આ વચનો ભરતમાટે લક્ષ્મણે કહેલ છે ખરાં, પણ અહીં થોડીક વિવેકદૃષ્ટિ રાખવાની છે. લક્ષ્મણને રામચંદ્ર ઉપર અત્યંત ભક્તિ હતી અને ભરત સૈન્ય લઈને લડાઈ કરવા આવતા હશે એવી ભ્રાંતિ થઈ તેથી તેને અભક્તિમાન જાણી તેની ઉપર ક્રોધ કર્યો. અહીં ક્ષાત્રધર્મનું પણ આ વાક્યો નિદર્શન કરે છે. તેમ રામ તે રામજ; એના જેવો વિવેક લક્ષ્મણમાં ન હોય એમ પણ આ વાક્યો સૂચવે છે. અને રામચંદ્ર તથા ભરતની કુશળતા જણાવનાર પણ આ વાક્ય છે. આમ છતાં પણ ભ્રાંતિથી થયેલો આ ક્રોધ જન્મથી માંડીને જીવિતપર્યંત આ એકજ વાર અને તેપણ ક્ષણમાત્રજ હતો. અને એટલામાટે તે વાક્યો કહેનારમાંજ સમજવા પણ સત્ય નહિ, એમ આ નીચેના લક્ષ્મણપ્રત્યે રામચંદ્રે તે પ્રસંગે કહેલા વિવેકવચનથી સ્પષ્ટ જણાઈ રહે છે. લક્ષ્મણજીના ઉપરના વચનો તો રામચંદ્રની ઉદારતા, વિવેક અને ભ્રાતૃભાવને જણાવનારાં વચનો કઢાવવાના કારણરૂપ થયાં છે.

सुसंरब्धं तु भरतं लक्ष्मणं क्रोधमूर्छितम् । रामस्तु परिसान्त्व्याथ वचनं चेदमब्रवीत् ॥ किमत्र धनुषा कार्यमसिना वा सचर्मणा । महाबले महोत्साहे भरते स्वयमागते ॥ पितुः सत्यं प्रतिश्रुत्य हत्वा भरतमाहवे । किं करिष्यामि राज्येन सापवादेन लक्ष्मण ॥ यद्द्रव्यं बान्धवानां वा मित्राणां वा क्षये भवेत् । नाहं तत्प्रतिगृह्णीयां भक्ष्यान्विषकृतानिव ॥ धर्ममर्थं च कामं च पृथिवीं चापि लक्ष्मण । इच्छामि भवतामर्थे एतत्प्रतिशृणोमि ते ॥ भ्रातॄणां संग्रहार्थं च सुखार्थं चापि लक्ष्मण । राज्यमप्यहमिच्छामि सत्येनायुधमालभे ॥ नेयं मम मही सौम्य दुर्लभा सागराम्बरा । नहीच्छेयमधर्मेण शक्रत्वमपि लक्ष्मण ॥ यद्विना भरतं त्वां च शत्रुघ्नं चापि मानद । भवेन्मम सुखं किंचित् भस्म तत्कुरुतां शिखी ॥ मन्येहमागतोयोध्यां भरतो भ्रातृवत्सलः । मम प्राणैः प्रियतरः कुलधर्ममनुस्मरन् ॥ श्रुत्वा प्रव्राजितं मां हि जटावल्कलधारिणम् । जानक्या सहितं वीर त्वया च पुरुषोत्तम ॥ स्नेहेनाक्रान्तहृदयः शोकेनाकुलितेन्द्रियः । द्रष्टुमभ्यागतो ह्येष भरतो नान्यथागतः ॥ अम्बां च कैकयीं रुष्य भरतश्चाप्रियं वदन् । प्रसाद्य पितरं श्रीमान् राज्यं मे दातुमागतः ॥ प्राप्तकालं यदेषोस्मान् भरतो द्रष्टुमर्हति । अस्मासु मनसाप्येष नाहितं किंचिदाचरेत् । विप्रियं कृतपूर्वं ते भरतेन कदा नु किम् । ईदृशं वा भयं तेद्य भरतं यद्विशङ्कसे । नहि ते निष्ठुरं वाच्यो भरतो नाप्रियं वचः । अहं ह्यप्रियमुक्तः स्यां भरतस्याप्रिये कृते ॥

कथं नु पुत्राः पितरं हन्युः कस्यांचिदापदि ।भ्राता वा भ्रातरं हन्यात्सौमित्रे प्राणमात्मनः ॥ यदि राज्यस्य हेतोस्त्वमिमां वाचं प्रभाषसे। वक्ष्यामि भरतं दृष्ट्वा राज्यमस्मै प्रदीयताम् ॥ उच्यमानो हि भरतो मया लक्ष्मण तद्वचः । राज्यमस्मै प्रयच्छेति बाढमित्यवसंस्यते ॥ तथोक्तो धर्मशीलेन भ्रात्रा तस्य हिते रतः। लक्ष्मणः प्रविवेशेव स्वानि गात्राणि लज्जया ॥

ભરતજી ઉપર ઉપર પ્રમાણે ક્રોધ પામેલા લક્ષ્મણને સાંત્વના કરીને તેને કહ્યુ કે હે લક્ષ્મણ! આંહી ધનુષનું શું કામ છે, તરવારનું શુ કામ છે, અને ઢાલનું પણ શું કામ છે? મહાબલવાન ભરતજી ઉત્સાહથી આપણી પાસે આવે છે તેમાં ઉપરનાં હથિયારોની જરૂરજ નથી પિતાજી પાસે મે પ્રતિજ્ઞા કરેલ છે કે મારે ચૌદ વર્ષ વનમાં રેહેવું છે. હવે સગ્રામમાં ભરતને મારીને અપવાદવાળાં રાજ્યનું મારે શું પ્રયોજન છે? જેમ ઝેરવાળા ખાવાના પદાર્થોને કોઇ ગ્રહણ કરે નહીં તેમ બાંધવના કે મિત્રોના નાશથી જે દ્રવ્ય મળતું હોય તે દ્રવ્યને હું ગ્રહણ નથી કરતો. હે લક્ષ્મણ! હું પ્રતિજ્ઞા કરીને આયુધના સમ ખાઇને કહું છું કે ધર્મની અર્થની અને કામની તથા પૃથ્વીની ઇચ્છા પણ તમે સર્વ ભાઈઓનેમાટેજ કરૂં છું. ભાઈઓના સંગ્રહને અર્થે અને ભાઇઓના સુખને અર્થેજ હું રાજ્યની ઈચ્છા કરૂં છું. સમુદ્રપર્યંત પૃથ્વી મને દુર્લભ નથી પરંતુ અધર્મથી ઈંદ્રપદ લેવાને પણ હું ઇચ્છા કરતો નથી. હે લક્ષ્મણ! ભરતવિના, તમારાવિના અને શત્રુઘ્નવિના મને જે સુખ હોય તો તે સુખને અગ્નિ બાળીને ભસ્મ કરી નાંખો. મારા પ્રાણતુલ્ય ભરત કે જેને ભાઇઓજ વહાલા છે તે અયોધ્યામાં આવી મુને, તમને અને સીતાને વનમાં મોકલવાની વાત સાંભળી સ્નેહથી હૃદય ખેંચવાનેલીધે શોકાકુલ થઇને આપણને મળવા આવે છે, બીજા કોઈ પ્રકારથી આવતા નથી. માતા કૈકેયી ઉપર રોષ કરીને તથા તેને ઘણાં અપ્રિય વચન કહીને મને પ્રસન્ન કરવા તથા રાજ્ય આપવા આવે છે એમ હું માનુંછું. ભરત મનથી પણ આપણું અહિત કરે નહિ. તમને ભરતથી ભયની શંકા થાય છે તે ભરતે તમારૂં કોઇ દિવસ અહિત કરેલ છે? ભરતને તમારે કાંઇપણ કઠણ કે અપ્રિય વચન કેહેવું નહિ. ભરતને અપ્રિય કહેશો તે મનેજ કહ્યું એમ સમજવું હે લક્ષ્મણ! ગમે તેવી આપત્તિઓ આવે તોપણ બાપ દીકરાને અને ભાઇ ભાઇને કેમજ મારે? કે જે પોતાના પ્રાણરૂપ છે. હે લક્ષ્મણ! જો રાજ્યમાટે તમે આવાં

ખાતું ન હોય તેને વધારે સાધને ઉદયનાં દર્શન થાય છે. ઉદય મટીને અસ્ત થવાનો હોય તો ઘણે ઠેકાણે દેખાતાં ચિન્હો તે તેનુંરૂપ દેખાડી આપે છે. ગમે તો શ્રીમંત હોય કે ગરીબ હોય પરતુ ખાવાપીવાના સ્વાદમાં નિરંતર વૃત્તિ રહ્યા કરે, ભારે ભારે ભોગવિલાસમાં મન રહ્યા કરે, કુલનો ધર્મ ધ્યાનમાં ન રહે, સ્વધર્મ વીસરી જવાય, ખાધાપિધામાં પોતાનો કે પરનો ભેદ રાખવામાં આવે, કામ કરવુ ગમે નહિ, ઉંઘ આવ્યા કરે, થાક ચડી જાય, અવળા ધંધાપર મન દોડ્યા કરે, ઉપજ કરતાં ખરચ વધતું જાય, ગરીબને કે માગણને કરડી નજર કરી બટકાં ભરાય, બાપ-દીકરાને અસંતોષ રહે, ભાઇ-ભાઇમાં ધોખો થયા કરે, ધણી-ધણીયાણીમાં ધુધવ્યા કરે, કોઇ સાથે સ્નેહસંબંધ બંધાય નહિ, સ્નેહસંબંધ હોય તે મગરૂરીમાં સચવાય નહિ, જેની તેની સાથે ક્લેશ કકાસ થયા કરે, ભ્રાંતિથી ભ્રકુટી ચડી રહે, બાપ દીકરા ઉપર પ્રસન્ન ન રહે, દીકરો બાપની આજ્ઞામાં ન રહે, ભાઇઓ પરસ્પર નિર્મળ મનથી ભ્રાતૃભાવ ભજવે નહિ, સ્ત્રી પતિની આજ્ઞાને અનુસરે નહિ, પતિ સ્ત્રીને યથાયોગ્ય સન્માન આપે નહિ, કારણવિના પણ ક્લેશ રહ્યા કરે, કારણવિનાપણ મન મુઝાયા કરે, કારણવિનાપણ, કુસંપ થયા કરે, ક્રોધમાં અંધ થઇ જવાય, કામમાં મરાઇ જવાય, લોભમાં ભમાઇ જવાય, મોહમાં હણાઇ જવાય અને મદમત્સરમાં મરડાઇ જવાય, વિનય વિવેક વિચાર વિસરી જવાય, વિદ્યામાં નિષ્ફળ થવાય ઉદ્યમમાં નિરાશ થવાય, ધંધામાં લાભ ન થાય, સ્નેહિયોનો વિયોગ થાય, પરદેશ વેઠવો પડે, સ્ત્રીનું મુખ જોઇને બેશી રેહેવું ગમે, કામ કરતાં થાકી રેહેવાય, ભાર ઉપડે નહિ, શરીરમાં રોગ થાય, સવળું કરતાં બધું ઉંધું પડતું જાય, પ્રજાજ થાય નહિ, થાય તો અપંગ કે કદરૂપી થાય, અભ્યાસ કરે નહી, વિના મોતે મરી જાય, ઘરમાં માણસ ઘટવા માંડે, સ્ત્રી મરી જાય. ધન ચોરાઇ જાય, ન કેહેવાનું કેહેવાઈ જાય, ન કરવાનું થઇ જાય, અને ચોતરફ સંતાપ, ઉપાધિ અને દુઃખ જોવામાં આવે અથવા એક પેટ ભરાય એટલું મળ્યું એટલે બીજો કોઇ વિચારજ ન સુજે એવી ઉછ્રંખલ બુદ્ધિ થઈ જાય ત્યારે ઉદયની નિવૃત્તિનાં અને અસ્તનાં વાજાં વાગે છે એમ સમજવું.

ગમે તો શ્રીમંત હોય કે ગરીબ હોય પરંતુ કુછરતાંજ શરીર નિરોગી રહે, સ્મરણશકિત પ્રબલ રહે, વિચારશકિત ખુલતી રહે, વિદ્યાભ્યાસમાં વૃત્તિ લાગી રહે, ભણેલુ બહુ ભુલાય નહિ, ભોગવિલાસમાં મન ભમે નહિ, પરિણામે સુખની આશા રહે, આળસ આવે નહિ, ઉંઘ આવે નહિ, અનીતિપર અપ્રીતિ રહે. નીતિપર પ્રીતિ રહે, પરદ્રવ્યાદિકની સામુ પણ ન જુવે, સર્વને સમાન લેખે, સર્વને રાજી રાખે, સંબંધને સાચવે, ઉપજ પ્રમાણે ખર્ચ કરે કોઈપર ક્રોધ ચડે નહિ, અપરાધીપર રીસ ચડે નહિ, મા-

ખપતી સેવા થાય, ભાઇઓમા સ્નેહ રહે, વળી ધણીયાણીમા ધોખો ન રહે સર્વની સાથે પરિચય થાય મગરૂરી થાય નહિ, વિનય વધતો જાય, ભ્રકુટી ચડે નહિ, મુખ હસતુ રહે, કારણ છતા પણ કલેશ થાય નહિ, લોભમા લાલચ ન થાય, જે કરે તે પાશરૂ ઉતરે સ્નેહીયોનો વિયોગ ન થાય, ઘરમા ઘનાઇ રેહેવુ ગમે નહિ, શરીર શક્તિવાળુ રહે, માણસો સવ સરખા સ્વભાવના થાય, સદ્ગુણી પ્રજા થાય, માણસની હાનિ ન થાય, ધનની હાનિ થાય નહિ, ગયેલીવસ્તુઓ પાછી મળવા માડે, સત્યમા સુખ થાય, દયાથી હૃદય ભર્યુ રહે મોટા મોટા વિચારો થાય, ખાવા ખવરાવવામા અને વાપરવામા વૃત્તિ ઉદાર રહે, મર્યાદા ગમે, સાદાઈ ગમે, કીર્તિ પુણ્ય અને પવિત્રતાનો લોભ રહે, સારો સગ થાય અને સારા શાસ્ત્રો ગમે આમ થવા માડે કે થતુ હોય ત્યા અસ્તની નિવૃત્તિના અને ઉદયની પ્રાપ્તિના વાજા વાગે છે એમ સમજવુ સારા આચરણ, સારો સ્વભાવ ઉદાર વૃત્તિ, સારી સમજણ, કુટુબમા આનદ અને કોઇપણ અડચણ ન આવવી એ ચાવતા ઉદયને સ્થિર રેહેવાની નિશાની છે એમા જેટલી ખામી તેટલી ઉદય રેહેવાની ખામી કેહેવાય પાડવોનો ઉદય અને કૌરવોનો અસ્ત થવાનો હતો તો એકબીજાને કેવા સારા નરતા વિચારો સુજ્યા એ જગતપ્રસિદ્ધ વાત છે રાવણાદિકનો અસ્ત થવાનો હતો તો તેને રામચદ્રનો અપરાધ કરવાનુ સુઝ્યુ હિરણ્યકશીપુનો અસ્ત થવાનો હતો તો પોતાના ભગવદ્દી પુત્રની સાથે તેણે વેર બાધ્યુ કસનો અસ્ત થવાનો હતો તો શ્રીકૃષ્ણની સાથે અને સતની સાથે તેણે દ્રોહ કરવા માડ્યો આવી રીતે અસ્ત થવાનો હોય ત્યારે તેવા અને ઉદય થવાનો હોય ત્યારે તેવા સાધનો હૈયે ચડી આવે છે એ કાઇ પૂર્વના કર્મનો કે દૈવી માયાનો ચમત્કાર છે પરતુ આથી ઉદય કરવાનો ઉદ્યમ છોડી દેવો એમ સિદ્ધ થતુજ નથી

ઉદયના પ્રથમ બે ભેદ કહ્યા છે પેહેલો વ્યાવહારિક અને બીજો પરમાર્થિક વ્યાવહારિક સિદ્ધ થઇ પારમાર્થિકને પોચાય ત્યારે ઉદયનુ અગ પુરૂ થાય છે આ ઉદયને પણ દુરાચાર, દુ સગ, અનભ્યાસ, અનીતિ, અધર્મ અને અનાસ્થા વિગેરે ઘણા કારણો હોયછે તે સઘળાનો સમાવેશ આ ત્રિપુટીમા થઇ શકે છે પેહેલા આ ઉદયને પણ અવરોધ કરનાર પેહેલુ અગ અશક્તિજ છે અશક્તિથી આળસ આવે, ઊંઘ આવે, નિત્યાભ્યાસ થાય નહિ અને જપ, તપ, ઈશ્વરપૂજન, વિગેરેમા પ્રીતિ થાય નહિ વ્યાવહારિક ઉદય પૂરો ન થાય તો પારમાર્થિકની તો વાતજ શી કરવી ? અશક્તિ હોય એટલે અજ્ઞાન આવ્યાવિના રહેજ નહિ અશક્તિથી વ્યાવહારિક ઉદયની આશા નહિ તે પરમાર્થવિષે તો પુછવુજ શુ ? પારમાર્થિક ઉદયથી તો મહા શક્તિવાળા સમર્થ પુરૂષો પણ પાછા વળે છે અને એમ થાય ત્યારે

ગમે તેવી શરીરની શક્તિ પણ અશક્તિજ છે. પારમાર્થિક ઉદય પણ સાધારણ, કાંઇક વધારે અને અત્યંત એમ કરવી શકાય છે. પોતાના ધર્મ કર્મ કુલ નીતિ પ્રમાણે ચાલ્યું જતાં અને યથાશક્તિ દયા દાન આદિથી સહુનો સત્કાર કરતાં અને ઈશ્વરની પ્રતિમાદિકમાં આસ્તા રાખી પાઠ પૂજન યજ્ઞ યાગથી સ્વર્ગાદિકના સુખની ઇચ્છા તે સાધારણ ઉદય. પોતાનાં ઉત્તમ કુલજાતિને અનુસરી ધર્મ કર્મ દયા દાન અને સર્વવ્યાપક ઈશ્વરને ઓળખી તેનું આરાધન વધારે કરતાં, સર્વ વ્યવહારનું તેજ કારણ સમજાઇ ઈશ્વરપ્રીત્યર્થ પરોપકારાદિક કરતાં, અનુક્રમે આશ્રમધર્મ પાળતાં સત્સંગ અને શાસ્ત્રવિચારપૂર્વક પરમાર્થ વિષયમાંજ પ્રીતિ રહે, અને બ્રહ્મલોક વિગેરેનાં સુખની ઇચ્છા થાય તે વધારે ઉદય. પોતાનાં ઉત્તમ કુલજાત પ્રમાણે ધર્મ કર્મ કરતાં અનર્થને કરનારા યૌવનાદિકને સારે માર્ગે જોડતાં અત્યંત દયાદાનથી અને વિનય-વિવેક-વિચારથી મન-ઇંદ્રિયનો નિગ્રહ કરી સંતોષપૂર્વક સમાનદૃષ્ટિ રાખી, સર્વાત્મભાવથી સર્વાત્મક પ્રભુનું પૂજન અને સ્વરૂપનું અનુસંધાન કરતાં વર્ણાશ્રમના ધર્મને ઉજાળી વ્યાવહારિક ઉદયને તુચ્છ ગણી અનાસક્તિથી સ્વર્ગાદિક લોકના સુખની પણ આસક્તિ નહિ રાખી, ફરી જન્મમરણ ન આવે એવાં પરમ પદમાં જવાને માટે ચિત્તની એકાગ્રતા તે અત્યંત ઉદય કહેવાય. આ ત્રણમાંનો એકે ઉદય ન મેળવી શકાય તો મૂલમાં અશક્તિજ તેનું પેહેલું કારણ સમજવું. આ ઉદય મેળવવામાં જોઇતી શક્તિ વ્યાવહારિક ઉદયના જેવી બલ વિગેરેનીજ તો ખરી પણ કાંઇક જુદી જાતની પણ ખરી, કેમકે બલ તો રાવણમાં, બાણમાં અને બીજા બળીઆઓમાં ક્યાં નહતું? માટે પારમાર્થિક વિવેકબુદ્ધિપૂર્વક શારિરિક શક્તિજ આ ઉદયમાં ઉપયોગી છે. માટે અધિકાર પ્રમાણે વ્યાવહારિક ઉદયને સિદ્ધ કરી પારમાર્થિક પરમ ઉદ્યમ કરવાને શરીર સાવધાન છે ત્યાંસુધી સહુએ તત્પર થવુંજ જોઇએ.

આ ઉદયને અટકાવવામાં પણ બીજું અંગ અજ્ઞાન કારણ છે. એ અજ્ઞાનમાં અને વ્યાવહારિક અજ્ઞાનમાં ફેર છે. વ્યવહારમાં જે ઉત્તમોત્તમ વિદ્યાકળાનું જ્ઞાન છે તે પરમાર્થવિષયમાં અજ્ઞાનજ છે. વૈરાગ્યઆદિ સાધનોથી અંતઃકરણ શુદ્ધ થઈ રાગદ્વેષ મટી જાય અને બીજા પણ દંદ્વધર્મ છુટી જાય તો અજ્ઞાન મટે છે. પરંતુ એમ ન થતાં વિદ્યાથી વિવાદ કરે, ધનથી અભીમાન ધરાવે, અને પોતાની સર્વ શક્તિ રાગદ્વેષ કરી બીજાને બાળવામાં વાપરે, અને મારૂં તારૂં કરીને હાડકાં ચામડાના દેહમાં મમત્વ બાંધી બંધાઇ રેહે અને પોતાનું સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ દેહથી વ્યતિરિક્ત સ્વરૂપ નહિ ઓળખીને હાડકાચામડાના પુતળાને હું છું એમ માની લહે તથા તેવાજ પદાર્થોને પોતાના માની લઈ તેના હાનિ-લાભમાં રાતદિવસ

રચ્યા કરે તે વ્યાવહારિક સઘળા જ્ઞાનવાળો છતાં પણ અજ્ઞાનીજ છે એનું એ અજ્ઞાન મટીને મુમુક્ષુતા પ્રાપ્ત થાય ત્યારેજ પરમ સુખની પ્રાપ્તિરૂપ ઉદય થાય છે એમાં પણ જેને જે પ્રમાણે જ્ઞાન થાય તે પ્રમાણે ઉદય થાય છે બધાયે કાંઇ પરમ ઉદયને સંપૂર્ણ પોચતા નથી કોઈ સદાચરણી થાય છે, કોઈ આસ્તિક થાય છે, કોઈ વૈરાગ્યવાળી વૃત્તિવાળા થાય છે અને કોઈ સર્વ સાધનોથી સંપન્ન થઈ જેને કશી ખબર નથી પડતી એવી પરમ સ્થિતિને પામે છે લૌકિકની પ્રાપ્તિ પણ તેજ પ્રમાણે જ્યાંસુધી વ્યવહારમાં કુશળ છતાં પણ રાગદ્વેષ અને હું મારૂં નથી ગયું, અને મન ઇંદ્રિયના સાક્ષીરૂપ પોતાનું સ્વરૂપ નહિ ઓળખાતાં સર્વાત્મભાવ નથી થયો ત્યાં સુધી અજ્ઞાન ભરેલુંજ છે એટલે પારમાર્થિક ઉદય પણ દૂર જતો રહે છે માટે વિવેકવિચારથી અને સત્સંગથી અજ્ઞાન મટાડીને બોધવાન થવું એ ઉદયને ઈચ્છનારનો ધર્મ છે અને તેમ થવામાટે વિદ્યાભ્યાસ કરી વ્યાવહારિક અજ્ઞાન પણ પહેલાંથી મટાડવું જોઈએ

આ ત્રીપુટીનું ત્રીજું અંગ અનારોગ્યતા એ તો પારમાર્થિક ઉદયને અત્યંત અવરોધી છે જે કાંઇ પુરૂષાર્થ કરવો તે શરીરથી થાય છે અને એટલાજ માટે તેને ચારે પુરૂષાર્થનું સાધન ગણવામાં આવે છે આ શરીર જન્મે ત્યારથીજ આરોગ્ય રહેતું આવે તો સઘળાં કામ કરવામાં ઉત્સાહ રહે છે અને તેમ ન થયું તો વ્યવહારમાં પણ અડચણ આવે છે તો પરમાર્થની તો વાતજ શી કરવી? જરાક માથું દુખતું હોય તો સઘળા વિચારો ઝાડમાંથી પક્ષીની પેઠે મનમાંથી જતા રહે છે ત્યારે મોટા રોગમાં ઘેરાયેલા શરીરમાં તો વિચાર આવેજ શાનો? શરીર દુઃખી એટલે મન તે સાથેજ દુઃખવાળું થાય છે એ દુઃખમાં મંડાઇ ગયેલું મન બીજા ઉદયના વિષયમાં લાગતુંજ નથી શરીર કદિ સ્વસ્થ હોય અને કાંઇ પ્રિય અપ્રિય થઇ જતાં મન અસ્વસ્થ હોય તોપણ ઉદયના સાધનો સુઝે નહિ કેમકે મન અસ્વસ્થ થયું એટલે તેને આધીન રહેનારૂં શરીર મનનેજ અનુસરે છે એટલામાટે સમજણની સ્થિતિ આવ્યા પછી પથ્યાપથ્યનો વિવેક રાખી શરીરમાં રોગ થવા ન દેવો અને વિનયવિવેક રાખી મનમાં રોગ ન થવા દેવો તાવ, ઉધરસ, અપસ્માર, ક્ષય, ગ્રહણી, ઉરુસ્તંભ ઇત્યાદિ અનંત જેમ શરીરના રોગો છે તેમ કામ, ક્રોધ, લોભ, મોહ દુઃખ શોક, ભય, દીનતા વિગેરે અસંખ્ય મનના રોગ છે તે સર્વનો તનમનને પરાભવ ન થવા દેવો એ સમજણ આવ્યા પછીનું આપણુંજ કામ છે સમજણ પહેલાના તો દૈવેચ્છા, કર્મયોગ કે કાળગતિના હાથમાં વાત છે, એટલે તેમાં આપણે ગણિત રહેતા નથી પણ અહો! આખા જગતને આ ત્રિપુટીનાં ત્રણ અંગ કેવું અવનતિમાં ખુવારી મેલ્યું છે કે તે બીચારૂં વ્યાવહારિક કે પારમાર્થિક સામાન્ય ઉદયને

# मणिरत्नमाला

( सपघपान १९२ था )

जेओ सत्पुरुषो होय तेओ तेवाज होय तथापि अहीं आम बोलवानु कारण एज छे के जगत्मां बुद्धिना बळिया पुरुषो घणीं विद्या ने वेद शास्त्र भणेछे अने ए भणीने माणसोने संसारमा बोळेछे एवाने कोइ काई केहेवा जाय तो घणा श्लोको बोली जाय ने दृष्टांत उपरा उपर लई आवी पंडिताई देखाडी गाळी दे ने आश्चर्यो विचीने अहं ब्रह्मास्मि बोले, परंतु माहीली कोर तो हजारो प्रपंच भर्या होय तेथी कोईनुं कयुं करे नहीं ने केहेनाराने मूर्खमां गणी काढीने पोते जेम करता होय तेम कर्या करे अने अज्ञानी करतां पण वेहेवारना प्रपंच वधारे डोळे आवा ढोंगीयोना उपरना देखा वथी मोह पामीने भूल न खवाय एटलामाटे सत्पुरुषने ओळखाववा ने तेना संगने ओळखाववा केहेवु पडे छे कदी कोईने शंका थाय के एवा खोटा ज्ञानियो हमणांथी थया छे के आगळथी चाल्या आवेछे तो तेनो उत्तर ए के एवा मिथ्याज्ञानियो पण जगत् थयु छे त्यारथी चाल्याज आवे छे जेम शरीर उत्पन्न थाय छे त्यारे तेमा मुखआदि सारा द्वार तेनीसाथे उत्पन्न थाय छे अने मळोत्सर्ग करवानु नठारू पण साथेज उत्पन्न थाय छे, तेम ज्ञानियो जगत्मा थाय छे तेसाथे मिथ्याज्ञानियो पण थाय छे माटे एवा मिथ्याज्ञानियो जेओ साधनविना खोटी खोटी वातो करे छे तेनो संग तजी देवो एनो संग कल्याण करतो नथी अपरोक्षामा कह्यु छे के—

कुशला ब्रह्मवार्त्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥

ब्रह्मनी वातो करवामा तो महा होशीयार होय परंतु सदाचार अने वर्णाश्रमना शुभ धर्म पाळता न होय तथा स्त्रीपुत्रादिकमा प्रीतिवाळा होय ते पण खरेखर अज्ञानपणाथी जन्म्या करे ने मर्या करे छे

आवा उपरथी ब्रह्मनी वातो करनारा अने अंतरमा विषयोथी भरेला अज्ञानी पुरुषो संग करवा योग्य नथी

सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोस्मीति वादिनं ।
ब्रह्मकर्मोभयभ्रष्टं तं त्यजेदन्त्यजं यथा ॥

संसारमाना स्त्रीपुत्रादिकना सुखमा आसक्त रेहेनारो अने हुं ब्रह्म छुं एम मोढेथी बोलनारो छतां ब्रह्मथी अने वर्णाश्रमना कर्मथी भ्रष्ट थयेलो होय तेने अंत्यज केहेतां चांडाळनी पेठे तजी देवो

आवा संसारमांना सुखमां आसक्ति राखनारा अने ब्रह्मज्ञानथी तथा कर्मथी भ्रष्ट थयेला पुरुषो बीजा संग करनाराओनुं शुं कल्याण करे? केमके तेओ पोतानुं कशुं कल्याण जाणता नथी अने तेथी ते अंते दुःखने भोगवे छे. कह्यूं छे केः—

यस्याभिमानं मोक्षेपि देहेपि ममता तथा ।
न वा ज्ञानी न वा योगी केवलं दुःखभागसौ ॥

जे पुरुषने हुं मुक्त थयो छु एवुं अभिमान पण होय अने देहनेविषे पण ममता होय ते पुरुष ज्ञानी पण नहि अने योगी पण नहि, ए केवळ दुःख भोगवनारज समजवो.

देहमांनी ममता जेनी न टळी होय एवा अने हुं मुक्त थयो छुं एवा अभिमानवाळा पोतानी ममतानो अने अभिमाननो नाश न करी शक्या होय त्यां बीजाने सारो बोध शुं करी शके? पोते दुःखमां पड्या होय त्यां बीजाने शुं छोडावी शके? माटे एवा पुरुषोनीपासे पण जवुं नहि. मिथ्या ज्ञानीनो डोळ घालनारा अने मोढेथी मात्र बोलनारा जगत्मां घणा छे अने खरा ज्ञानीओ कोकज वखते मळी शके छे. केमके—

बुभुक्षुरपि संसारे मुमुक्षुरिव लक्ष्यते।
भोगमोक्षनिराकांक्षी विरलोहि महाशयः ॥

जेने संसारना भोग भोगववानी आशा रहि न होय एवा पुरुषो पण मुमुक्षु जेवा लागे छे परंतु जेने भोग अने मोक्ष ए बेयमां इच्छा न होय एवा मोटा मनवाळा पुरुषो जगत्मां थोडा छे.

भोग भोगववानी तृष्णा अतरमां घणी होय परंतु ते मळता न होय ने मेळवी शकाय तेवी शक्ति न होय एवा कंगाळ पुरुषो पण मुमुक्षुना जेवा थईने फरे छे पण ते मुमुक्षु न समजवा. जे खरा मुमुक्षु होय छे तेनी संख्या घणी थोडी छे, अने तेथी सत्संग थवो पण घणो कठण छे. केमके श्रीगीतामां भगवान कहे छे के—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः ॥

हजारो मनुष्यमा कोकज माणस सिद्धिनेमाटे यत्न करे छे अने एवा सिद्धिनेमाटे यत्न करनारा सिद्ध पुरुषोमा पण मने तत्वथी जाणनार कोकज छे

सिद्धिनेमाटे यत्न करनारा थोडा होय छे ने तेमा पण ईश्वरनु स्वरूप जाणनारो तो कोकज होय छे आवा पुरुषो वीतानी पेठे चारे कोरे रखडता नथी, माटे बरोबर ओळखीने पछी सत्सग करवो जेथी पोतानु कल्याण थाय आप्रमाणे एक सत्सग करवो ने बीजी ममत्व वगरनी भक्ति करवी जे देवनी भक्ति करता होईए ते देवप्रमाणेज बीजा देवने पण जाणवा पण एक भारे ने एक हलको एम न जाणवु ने खोटा वादविवाद न करवा केमके नामरूप तो बधा कल्पेला छे परतु तेमा जे चैतन्य रहेलु छे ते अखड अने सरखु छे माटे उपरना नामरूप उपरथी ताणाताण राखवी नहि जेने जे नामरूपउपर आस्था बेठी होय तेणे तेनी भक्ति करवी परतु हरि अने हरविना बीजा कोई देवनी भक्ति करवी ते विधिपूर्वक भक्ति केहेवाती नथी गीतामा कह्यू छे के —

येप्यन्यदेवताभक्ता यजते श्रद्धयान्विता ।

तेपि मामेव कौंतेय यजत्यविधिपूर्वकम् ॥

जे बीजा देवताओने श्रद्धासहित सेवेछे ते भक्तो पण हे अर्जुन विधिवगर मनेज सेवेछे

आवी रीते हरिहर वगर जे भक्ति करवी ते विधिवगरनी छे माटे विधिपूर्वक करनाराए हरिहरनीज भक्ति ममता वगरनी करवी शिवगीतामा पण उपरनो श्लोक रामचद्रजीने कहेलो छे त्या पण बीजा देवतानी भक्ति विधिवगरनी छे एमज कह्यु छे कदी हरि अने हर वगर बीजाज देवनी भक्ति करवानी इच्छा होय तो तेमा काई हरकत नथी परतु तेमापण ममता राखीने भक्ति करवी नहि ममताथी करेली भक्ति उलटी दुःख करे छे अने एटलामाटेज मुमुक्षुए सत्पुरुषनो सग करे तेसाथे ममता वगरनी भक्ति करवी एम कह्यु छे आजकाल एवी भक्ति करनारा थोडा देखवामा आवे छे

लघुत्वमूलं च किमर्थितैव
गुरुत्वबीजं *पदयाचनं किं ।
जातोऽस्ति को यस्य पुनर्न जन्म
को वा मृतो यस्य पुनर्न मृत्युः ॥१८॥

अर्थ.

शिष्य—हलकाईनुं मूळ शुं?
गुरु—अर्थिपणुं एटले मागणपणुं ए हलकाईनुं मूळ छे.
शिष्य—मोटाईनुं मूळ शुं?
गुरु—पोतानुं पद मागवूं ते.
शिष्य—उत्पन्न थयो कोण केहवाय?
गुरु—जेनो फरीने जन्म न थाय ते.
शिष्य—मुवो कोण केहवाय?
गुरु—जेनुं फरीने मृत्यु न होय ते.

टीका.

अर्थीपणुं एटले मागवुं ए हलकाईनुं मूळ छे. गमे तेवुं तेज अने गमे तेवी मोटाई होय पण कोइ पासे कंई मागवाथी ते ओछां थई जाय छे. गमे तो तुच्छ जेवो हलको पदार्थ होय के गमे तो कांई भारे पदार्थ होय पण तेने मागवाथी हलकाई थाय छे. जेने मागवानी इच्छा थई होय तेने पछी सारूं नरतुं ठेकाणुं जाणवानी पण स्मृति रेहेती नथी. कोई सारो भणेलो ब्राह्मण होय परंतु तेने द्रव्यादिक मागवानी इच्छा थाय तो सारू नरतुं नहि विचारतां नीचमां नीच होय त्यां जईने पण याचना करे ने तेने स्तुति करी रीझवे. जो विचारीये तो सिद्ध थाय छे के ब्राह्मणना देहने मागवामाटे नीचनी स्तुति करवी ए शुं थोडी हलकाइ छे? माटे कोई पासे कंई मागवुं एमां कशी मोटाई छेज नहि. कदी कोई ब्राह्मण न होय ने तेथी उतरतो कोई वर्ण होय अथवा छेक शूद्र होय तो तेपण मागवाथी हलको थाय छे. वळी मागवुं ते कांई विषयनेमाटे मागवुं पडे छे अने एम विचारतां पण विषयाधीनपणुं होवाथी हलकाई प्राप्त थाय छे माटे मागवुं के मागवानी इच्छा ए बेय हलकाई आपनारां छे. कोई विद्वाने कह्युं छे के—

---

* यदयाचनं (मागवु नहि ते) एवो पण पाठ छे.

देहीति वचनद्वारा देहस्थाः पंच देवता ।
तत्क्षणादेव नश्यंति धीश्रीर्ह्रीशांतिकांतयः ॥

आपो ए रीते वचन बोलता तेनीसाथे तरतज देहमा रहेला बुद्धि, शोभा, लाज, शांति अने कांति ए पांच देवता नाश पामे छे

माटे सर्व प्रकारे मागवु ए हलकाईनु कारण छे जेओ ईश्वरावतार केहेवाई गया छे तेने पण मागवाथी हलकाई आवी छे त्यारे माणस नी शी वात करवी ? चौद लोकना धणी श्रीभगवानने पण बलीराजाने घेर मागवा जावू हतु तेथी वामनरूप धारण करी हलकु थवु पडयु हतु आ प्रमाणे मागवु ए हलकामा हलकु छे अने एटलापाटेज तेने हलकाइनु मूळ कह्यु छे भीखने माथे भठ ए केहेवत पण एवुज सूचवे छे

आवी रीते कईपण मागवु ते हलकाईनु कारण छे तोपण गुरुपासे जईने स्वपदनी याचना करवी ए हलकाईनु कारण नथी पोतानु स्वरूप ओळखवामाटे जे याचना करवी पडे ते तो उलटु मोटाइनु कारण छे संसारना विषयभोगने मेलीने सत्गुरुपोपासे सद्गुण सदाचार अने आत्मस्वरूपने संपादन करवानी याचना सुखेथी करवी जोईए कोई धनवान माणसपासे घणु धन दाटेलु होय ते धन पोताने मरवाने वखते छोकरो बाळक होवाथी ते मोटो थाय त्यारे तेने ते धन देखाडजो एम कहीने पोताना सद्गुणी मायाबाळा पाडोशीने पुत्रने पासे राखी सोंपी जाय अने पछी ते धन छोकरो मोटो थइने पोताना प्रेमी पाडोशीपासे मागे तो शु ते माग्यु केहेवाय ? न केहेवाय तेवीज रीते गुरुपासे पोतानु स्वरूप ओळखाववा याचना करी स्वरूपने मागवु ते मागवु न कहेवाय अने तेथीज ते मोटाईनु मूळ छे स्वपदने जाणवाथी उत्तम मोक्षपद मळे एथी बीजी मोटाई कोई छेज नहि अने छे ते मात्र झांझवाना पाणी जेवी नाममात्र छे

पाठ फेरमा न मागवु ए मोटाईनु कारण कह्यु छे ते सत्य छे, केमके मागवाथी सर्व प्रकारनु मान घटेछे अने मान घटे एटले हलकाई एनीमेळे प्राप्त थाय छे जेओ दीन थई गया होय, अने लाचार थई गया होय तेज मागेछे मोटा पुरुषो कोई पासे मागता नथी तेओ दुर्बळ स्थितिमा आवी जाय तोपण मानमाज रहे छे भुख्यो सिंह जेम खड खाय नहि तेम मोटाईवाळो पुरुष कोईपासे मागे नहि जे मागेछे ते नथी जाणता पण नथी

मागता तेज मागवूं ए केटली हलकाई छे. ते जाणे छे. जेने परमेश्वरे मागवुं न पडे एवी धनिक स्थिति आपी छे, अथवा धनिक स्थिति होय के गरीब स्थिति होय पण जेने कोई पण विषयनी इच्छा न रहे अने तेनेलीधे ते मागवा न पडे तेवी संतोषवाळी वृत्ति आपी छे तेज संसारमां मोटो भाग्य शाळी छे. जेओ विषयनी इच्छा न थाय के मागवा न पडे तेवा संतोषी के वैरागी नथी तेओ धनथी मोटा होय तोपण ते मोटा नथी. संतोषथी अने वैरागथी अंतर्वृत्ति राखनाराज जगतमां मोटा छे अने तेज लोको बीजाने मोटाई शीखवे छे. अने मोटाई शीखवीने पण पोते मोटा बने छे तेनेज धन्य छे.

जेने फरीने जन्म न लेवो पडे ते खरो जन्मेलो केहेवाय. ज्ञानवगर पुनर्जन्म मटतो नथी माटे ज्ञानियोनुं जन्मवुं खरूं छे के जेओ निचेना जन्मादि विकार देहने छे एम निश्चे जाणे छे.

जायते अस्ति वर्द्धते विपरिणमते अपक्षीयते विनश्यति ।

जन्मे छे, छे, वृद्धिने पामे छे, जुवान थाय छे, वृद्ध थाय छे अने नाश पामे छे.

आ छए विकार शरीरमां छे. पोताना शुद्ध स्वरूप साथे तेने कशुं लागतुं वळगतुं नथी, एम अनुभव करी सुखदुःखना द्रष्टा थईने ज्ञानियो वर्त्ते छे. एवा ज्ञानियोने फरी जन्म लेवो पडतो नथी माटे तेनुज जन्मवुं खरूं छे. जेओ एक फेरे जन्मीने वारंवार जन्म लेवा पडे तेवां साधनो करे छे तेनुं जन्मवुं साव निष्फळ छे अने जेओ एक फेरे जन्मीने फरी फरी जन्म लेवानुं टाळी दे छे तेनुं जन्मवुं सफळ छे. जन्मवुं एटले माताना पेटमांथी निकळवुं ते नहि परंतु मायामांथी निकळवु ते खरूं जन्मवुं केहेवाय. ज्ञानियो मायाना पेटमांथी निकळी जाग छे अने ते शिवाय बीजा मायाना पेटमां पड्या रहेछे. जे मायामांथी नथी छुट्यो ते जन्म्यो. माना पेटमांथी जन्म्या होय तोपण नथी जन्म्यो एम समजवुं. जेम कोई पक्षीने ईंडुं अवतरे ने ईंडु जन्म पाम्युं खरूं पण ज्यांसुधी ए ईंडुं फुटीने मांहीथी बच्चुं बहार न आव्युं होय त्यांसुधी ते जन्म्युं होय तोपण न जन्म्या जेवुंज छे. ईंडामांथी नीकळे त्यारे ते खरूं जन्म्युं केहेवाय. आ प्रमाणे माताना पेटमांथी जन्म्यो होय ते जन्म्यो न केहेवाय पण जेथी अनेक जन्म लेवा पडे छे तेवी माया-

माथी जे नीकळे ते जन्म्यो केहेवाय, केमके तेने फरीने माताने पेटे बीजो अवतार लेवो पडतो नथी अने तेथी तेनु जनमवु निष्फळ नथी

जेने फरीने मृत्यु थतु नथी तेज खरो मुवेलो जाणवो एक फेरे जन्मीने मुवा पछी फरीने जन्मवु पडे तो वळी फरीने मरवु पण पडे माटे एम वारवार जेने मरवु पडे छे तेनु मरवु पण निष्फळ छे खरो मुवेलो तो ज्ञानी समजवो केमके ते विदेह थई जवाथी तेने फरीने जन्मवु पडतु नथी अने तेथी तेने मरवु पण होय नहि बाकीना जेटला मरे छे तेटला बधाय देखवामा मरे छे, तेने पछवाडे रडापीट थाय छे पण ते बधा पाछा जन्म लेवा माटेज मरे छे ने प्रारब्धप्रमाणे फरीने वळी मरवामाटे देह धरे छे प्राकृतमा पण घणा माणसो कोई मरी जाय त्यारे फलाणो पाछो थयो एम बोले छे विचार करता आ वात खरी छे, केमके मरे छे ते पाछो जन्म्या वगर रेहेतो नथी

महावाक्यनो वाच्यार्थ अने लक्ष्यार्थ लक्षणथी सारी रीते जाणीने जे जीवन्मुक्त थाय छे ते छते देह देह वगरनो समजवो, केमके तेनो देह देखाय छे पण देहनु कृत्य काई थतु नथी बळेल लुगडानी राख जेम लुगडा जेवीज देखाय पण ते वापरवामा काम न लागे तेम ज्ञानीनो देह पण देखावामात्र छे, ते कांई कृत्य करतो नथी माटे खरू मरवु तो ज्ञानीनुज केहेवाय के जेने देह पड्या पछी फरीने देह धरवो पडतो नथी

---

मूकोऽस्ति को वा बधिरश्च को वा
युक्त न वक्तु समये समर्थ ।
तथ्य सुपथ्य न शृणोति वाक्य
विश्वासपात्र न किमस्ति नारी ॥१९॥

अर्थ

शिष्य—मुगो कोण केहेवाय ?
गुरु—समयप्रमाणे जे घटे तेवु न बोली शके ते
शिष्य—बेहेरो कोण केहेवाय ?
गुरु—जे वाक्य खरू अने हितरूप होय ते वाक्यने न साभळे ते

शिष्य–विश्वासने पात्र कोण नथी?

गुरु—स्त्री.

## टीका.

जगतमां जेने मुदल वाणी न होय एवा मूंगा घणा होय छे परतु खरो मूगो ते तेज के जेने वखत प्रमाणे शास्त्रनां प्रमाणो सहित बोलतां आवडतुं न होय. गमे तेवी शुद्ध भाषा जाणतो होय अने गमे तेवी वाणीमां चतुराई होय पण जेना मोढामांथी समयने अनुकूळ, विवेकथी भरेलुं अने सारो मार्ग देखाडनारूं वचन न नीकळे ते माणस बोलतां आवडतुं होय तोपण मूगोज छे, केम के तेनी वाणी मूगानी वाणीनी पेठे न कामी छे. एटला माटे तेवानेज मूगा कह्या छे.

जे माणस साचा अने हितकारक गुरुआदिनां वचनो सांभळतो नथी ते बेहेरो समजवो जगतमां शब्द न सांभळी शके तेवा बेहेरा घणा छे पण खरो बेहेरो तो तेज के पोताना हितनुं वचन सांभळी शकतो नथी. गमे तेटलां पुस्तको के गमे तेवी वातो सांभळवामां वखत जतो होय परंतु जेणे पोताना हितनी वातो के शास्त्रो न सांभळ्यां अने हितनां वचनो न सांभळ्यां ते छते काने पण बेहेरो समजवो. काने बेहेरा थयेला लोको विचारा हितनां वचन नथी सांभळी शकता तेम अहितनां वचनो पण ते सांभळी शकता नथी, परंतु जेओ बेरा नथी तेओ हितनां वचन नहि सांभळतां मात्र अहितनांज वचनो सांभळे छे, माटे आवा सांभळता करतां बेहेरा लोको वधारे सारा ने भाग्यशाळी गणाय. केटलाक कांई हितनां वचनो कानथी सांभळे छे तोपण तेने कानमांथी तरत काढीनांखे छे. जेम बेरापासे जेटलुं बोलिये तेटलुं तेना कानमां रेहेतुं नथी तेम केटलाकने हितनां वचनो बेहेरानी पेठे कानमां रेहेतां नथी तेम तेवां हितनां वचनो तेमने गमतां पण नथी. शिवगीतामां कह्युं छे के.—

> न गृह्णाति वचः पथ्यं कामक्रोधादिपीडितः ।
> हितं न रोचते तस्य मुमुर्षोरिव भेषजम् ॥

कामक्रोधादिक महादोषथी पीडाएलो जीव पथ्य वचनने ग्रहण करतो नथी केमके जेम मरवा पडेलाने हितकारक ओसड गमतुं नथी तेम तेओने हितकारक वचन गमतुंज नथी. (अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મું.　　શ્રાવણ, સંવત્ ૧૯૪૬.　　અંક ૧૦ મો.


॥ यतो धर्मस्ततो जयः ॥



## अधवच गाडु गुच्याविषे पद

[ઢાળ ધીરાના પદ જેવો]

જાવું છે દૂર ઝાઝું રે, ગાડું અહીં ગૂંચિગયું,
પરમેશ્વર પાર ઉતારો રે, અધવચ આ શું થયું ?—જાવું૦
હાંકનાર હરજૂડ બન્યો ને, બેન રહ્યા નહિ હાથ,
ચૂક્યા દિશ જાવાની ચમકી, રઝળ્યો સઘળો સાથ,
કોણ કહો અટકાવે રે, આખર આવી રહ્યું,—જાવું૦
હાય ભયાનક જંગલ મોટું, ભારે પંક ભરેલ,
વાઘ વરૂ ને વાનર ઝાઝા, એમાં કૈંક મરેલ,
ચોગમ ચોર કરે છે રે, કાંઇ નહિ જાય કહ્યું,—જાવું૦
રાત રહી અંધારી ભારે, કટક ભાગે પાય,
વરસે મેઘ વીજળી ચમકે, થર થર કંપે કાય,
ભૂતાવળને ભડકે રે, હડબડ થાય હયું,—જાવું૦
ગારામાં ગુચ્યા બે પૈડા, તુટ્યા જોતર રાશ,
બેવ કડેડી બેઠા હેઠા, કોટિ કરાવે કાશ,
આમાથી ઉગરવા રે, કરવું કામ ક્યું ?—જાવું૦
ગાડું ગુચે હું ગુચાયો, કોય સહાય ન પાસ,
વિશ્વેશ્વર વગડા વીણીને, નટવર થાઉં નિરાશ,
કેશવ હરિ શું સૂતા રે, પ્રભુપદ જાય વહ્યું,—જાવું૦

## सहवासीओसाथे सभ्यता राखवाविषे

અહો! માણસ એ કેવી મોંઘી વસ્તુ છે કરોડો સોનામોહોર ખરચતા પણ તે વસ્તુ મળતી નથી મોટા મોટા યત્રો બનાવનાર અને શોધ કરનાર પણ એની કારીગીરી જોઇ મોહ પામી જાય છે કોઇ દૈવયોગથી એ મનુષ્યોને સસારના સ્વાર્થમય સબધનેલીધે પરસ્પર સયોગ થાય છે એ સયોગ શુ સહજમા થાય છે? નાના, એ પણ અનેક રૂણાનુબધનેલીધે ૧ એકબીજાનુ માગણુ લેવાદેવાને થતો હોવો જોઇએ આમ હોય તોપણ દુર્લભ અને પાણીમા તણાતા ઓવાળની પેઠે થઇ જતો હોય તોપણ દુર્લભ તો ખરેજ જેને ભાઇ ન હોય તે ભાઇ મળવા માટે મથે છે, જેને સ્ત્રી ન હોય તે સ્ત્રી મળવા માટે મથે છે, જેને પુત્ર ન હોય તે પુત્ર મળવા માટે મથે છે, જેને મિત્ર ન હોય તે મિત્ર મળવા માટે મથે છે, જેને ચાકર ન હોય તે ચાકર મળવા માટે મથેછે, અને જેને જે ન હોવ તેને માટે તે મથે છે આમ કર્યા છતા પણ તે મથન કરનારાને ઈચ્છાનુકૂલ કોઇવાર મળે છે અને નથી પણ મળતુ આવી સ્થિતિની આગળ જેને જોઇએ તેવા સગાં સબધી અને સ્નેહીઓ આવી મળે તે બહુ ભાગ્યશાળી ગણાય વાણમા બેઠેલા ઉતારૂઓની પેઠે, ધર્મશાળામા ઉતરેલા વટેમાર્ગુઓની પેઠે અને ઝાડમા રાતને સમયે ભેળા થયેલા પક્ષીઓની પેઠે આ સયોગ જેમ અનિર્વચનીય રીતે થયો છે તેમજ મટી જવાનો છે માટે એ સયોગ જ્યાસુધી બલવાન કાલ બગાડી નાખે નહિ ત્યાસુધીમા એકબીજાએ હળીમળી રહી એકબીજાને યોગ્યતા અને સબધ પ્રમાણે સતોષ ઉપજાવવો જોઇએ કાલની ખબર પડતી નથી અને મમત્વાદિકથી મરડાઇ બેસતા કાઇ હાથમા આવતુ નથી સયોગ હોય ત્યાસુધી બે રકાર રહી મટી જાય ત્યારે રોવા બેસનાથી કાઇ વળતુ નથી વળિ આપણો કે બીજાનો સયોગ કેવી રીતે ક્યારે મટી જશે તે ખબર નથી માટે બીજા કોઇ કારણથી નહિ તો કાળના ભયથીજ સબધની યોગ્યતા પ્રમાણે હળીમળી રેહેવુ જોઇએ સાથે મળેના પશુઓ કે પખીઓ પણ હળીમળી ખાયપીયે છે અને સુખ ભોગવે છે ત્યારે આપણને તો પરમેશ્વરે તેના કરતા ઉચી પક્તિના કર્યા છે તેમ છતા તે વાત ન સમજીએ તો કેવો અન્યાય થાય એ અન્યાયનુ ફલ આજ જન્મમા અથવા બીજા જન્મમા ભોગવ્યા વગર ચાલતુજ નથી ઈશ્વરદત્ત સ

પેહેલો બોલ્યો—ભલા આપણી વાતની મનુભાને ખબર પડતી હશે કે નહિ.

બીજો બોલ્યો—એને શું ખબર પડે ? એ તો પલંગમાં પડ્યા પડ્યા ઊંઘતા હશે. એ સમજણ તો મહારાજાની સાથેજ ગઈ.

પેલો બોલ્યો—ધીરે બોલો. નહિ તો કોઈ ગુપ્ત ચાર ફરતો હશે તો ભોગ લાગશે. થોડો ખડખડાટ મારે કાને પડેછે.

મનુભાને આ વાક્યથી આતુરતા વધી અને ખબર પડી ગયાની શંકા થઈ એટલે તરત પાછા ફરીને નદીના કાઠા ઉપર આવેલી ધર્મશાળા ઉપર વળ્યા. અધારામાં સર્વ શાંત હતુ. ધીરે ધીરે વહી જતી નદીનો પાણામાં પછડાતો પાણીનો ખળખળાટ શરૂના ઝાડમાં પવનના સુસવાટાના જેવો સંભળાતો હતો. આકાશમાં હીરાની પેઠે ચળકતા તારાઓ કાળી સાડીમાં સોનેરી ચાંડલા જેવા શોભતા હતા. સ્વર્ગમાં જવાના માર્ગ જેવા બે ધોળા કસ જેવા વાદળાંના લીટા આકાશમાં ઉભા થઈ રહ્યા હતા કે જેને લોકો આકાશગંગાના નામથી બોલાવે છે. કાંઈ કારણથી પક્ષીઓએ તડફડાવેલી પાંખોથી હલતાં પાંદડાંનો ખડખડાટ પણ સંભળાઇ રેતો હતો. ઘોર અંધારાથી માર્ગ પણ માંડ માંડ દેખાતો હતો. કુતરૂ ઢોર કે ઝાડના ઠુઠા પરથી અજ્ઞાનીને ભૂતની શંકા થાય એવો દેખાવ દેખાતો હતો. ધર્મશાલામાં વસેલાં માણસો એક કોરે પડ્યાં પડ્યાં ઊંઘતાં હતાં. બીજી કોરે એક દૂરની ઓરડીમાં બે જણા કાંઈક વાતો કરતા હતા. આ સમયે ધર્મશાળાના વંડાનાં ફાનસો ઝાખાં પડી ગયાં હતાં. એક પડખેનાં ફૂટી ગયેલાં ફાનસનો દીવો ઠરી જવાથી તેની કોર અધારૂં પડતું હતું તે અંધારામાં થઇને મનુભા પેલી ઓરડીની પછવાડે એક કાળી ગાય બેઠી હતી તેની પાછળ એકચિત્ત થઇ ઉભીને માંહિ શું બોલાય છે તે સાંભળવા લાગ્યા. ભીતના ઊંચા જાળિયામાંથી નીકળતો શબ્દ કાને તો આવતો હતો ખરો પણ ધીરે બોલાતા અક્ષરો બરાબર સમજાતા ન હતા, અને તેમાં ઊંઘતી ગાયના નસકોરાંનો શ્વાસોચ્છ્વાસ વિઘ્નરૂપ થતો હતો. આમ છતાં કોઇ કોઇ વેણ સંભળાતું હતું તેથી વધારે સાંભળવાની અધિરતા થાય એ તો સ્વાભાવિક છે. અહીં પછવાડેના ભાગમાં પાંચ સાત ઘડેલાં બેલાં પડેલાં હતાં. તેમાંથી ધીરે ધીરે બે ચાર એકઠાં કરી ઉપરા ઉપર ગોઠવી તે ઉપર ચડ્યા એટલે કાંઈક વધારે સંભળાય તેમ થયું તેથી આ પ્રમાણે પ્રશ્નોત્તર તેણે સાંભળ્યા.

પેહેલો—મારૂ ધાર્યું બરાબર ક્યા ઉતરે છે? ભગવો વેશ કરી આટલે સુધી આવતા પણ પછવાડે પડેલા લોકોએ હાથ કર્યો કાઇક ધાર્યું થતુ હશે તેથી જીવતા રહ્યા નિકર ક્યા હતા અને શુ થયુ તે કોઇ જાણત પણ નહિ

બીજો—હવે ધાર્યું થવામા મને વાર નથી લાગતી કુમારની આસ્થા મારી ઉપર બેશી ગઇ છે આકૃતિ અને વાતચિત્ત ઉપરથી મને હવે વધારે સદેહ કરવા જેવુ જણાતુ નથી વળી વિરૂદ્ધ પક્ષમા થતા વાત જે મારે કાને આવે છે તે તેને હુ યુક્તિથી સમજાવુ છુ પેહેના તેની સ્થિતિ આટલી બની ચડી ગયેલી ન હતી તેથી બધાયે ખાખી થઇને રહીને તેને સહાય કરવાનો વિચાર થયો પણ એ તો હવે તેના સારા ભાગ્યે યુવરાજ પદે પોગ્યા છે મહારાજ વીરસેનના પુત્ર કહો તોપણ તે અને જે કહો તે આ ટાણે તો તે છે પછી તો જે થાય તે ખરૂ

પેહેલો—અહી આવીને આવા સુખમા અને અધિકારમા તે ઉછર્યા એ વાત સાભળીનેજ હુ જીવતો રહ્યો છુ પછવાડે જે થતુ હશે તેની હવે જે ખબર પડે તે ખરી રોજદારનો સીપાઇ વળી એવુ કહી ગયો છે કે દરબારની રજા શિવાય તમારે આ જગ્યામાથી જાવુ નહિ

બીજો—એમા કાઇ અડચણ નથી હવે સવ દુ ખનો અત આવવાનો થયો છે એમ હુ સમજુ છુ

પેલો—હવે હકીકત વધ વધીને જુ થવાની છે અને થાય તો પણ ક્યા ડરિયે તેમ છિયે? પણ જુબાનીમા સાચુ બોલવા જતા કાઇક બીજુ વિઘ્ન નડી પડે તો સુધરવા આવેલુ કામ વળી કથળી પડે

બીજો— ઘણા વર્ષથી રાજ્યરગમા ઉછરેલા આપને મારે એવિષે શુ કેહેવુ હોય? તમે જે વેશમા છો તે વેશમા તમારે ફરીયાદી કરવાનો ધર્મ નથી અને ફરીયાદી નહિ કરો એટલે કઇ બોલવાનુ ક્યા રહ્યુ? એમ કરતા ખુલાસો માગે તો ડોળાય નહી તેવો દઇ દેવામા તમે ક્યા અજાણ્યા છો? કામ ચાલતા જો મારે સાક્ષીમા આવવુ પડશે તો સમયને અનુસરીને જે ઘટશે તે બોલીશ આપણે ક્યા હમણા કોઇપર વેરવાળવા બેઠા છિયે?

પેલો—ના એમતો કાઇ નથી ડેડકા ડાભવાથી કાઇ ફાયદો નહિ નિશાન ઉપર નજર રાખવાની છે અને તેથીજ વિચારમા પડી ગયો છુ કે પ્રસિદ્ધ થઈ જાવુ કે હજી કાલની વાટ જોવી?

બીજો—પ્રસંગ આવે ને પ્રસિદ્ધ થવાઇ જાય તોપણ હવે શો ભય?

પેલો—ભય કાંઈ નહિ પણ કુમારનાં કુલજાત વિગેરે બીજાના જાણવામાં આવતાં તેનેજ કાંઈ તેના ઉદયમાં વિઘ્ન આવી પડે તો એવી મને શંકા થાય છે. કદી હું મારી જાતમાટે પ્રસિદ્ધિમાં આવું તોપણ તમારે તો આજ વેશમાં તેને સહાયતા આપ્યા કરવી એવ મારો વિચાર છે. કેમકે અહીં વિરૂદ્ધ પક્ષનું જોર વધતું જાય છે. વાતચિત્તમાં કુમાર એકલા મને જાણી જાશે તો તે તો ભલે જાણે.

બીજો—કુમારને હમણાંજ પ્રસિદ્ધ થઈ લઈ જઇએ અને ત્યાં રાજ્યપદ આપી દઈ જાન લઈને પરણાવવા આવિયે તો કેમ?

પેલો—એમ કરવાથી અહિના તેના લાભમાં હાનિ થાય એવો સંભવ છે. વિવાહ થઈ જાય અને કુમાર પોતેજ તૈયાર થાય ત્યારેજ તેને ત્યાં લઇ જવા ઠીક પડે. વિશેષ વાતનો સુજકો કજિયાનો ચુકાદો થઇ ગયા પછી સુજે તેમ છે.

બીજો—આપણે દુઃખ તો બહુ જોયાં પણ પ્રભુકૃપાથી હમણાં ઠીક પોચ્યા છિયે. હવે પછી ઘાટ સરખો ઉતરતો આવે તો આજસુધી પડેલાં દુઃખ બધાં ભુલાઇ જવાય.

પેલો—સુંદર શય્યામાં નિશ્ચિંત થઇને ઉંઘતા કુમાર શું જાણતા હશે કે આપણી પાછળ ભેખ લઈ નીકળેલા કોઈ નિમકહલાલો સર્વ સુખ છોડીને મને શોધવા ને સહાય કરવા આવ્યા છે.

બીજો—એ તો ક્યાંથી જાણે પણ જાણવાનો સમય કાંઈ હવે દૂર નથી.

પેલો—જણાવીને શું કરવું છે? સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પવન અને પરમાત્મા એ સર્વે મનુષ્યના કર્મના સાક્ષી છે. આપણે આપણા ધર્મ પ્રમાણે વર્તવું તેમાં જાણે તોપણ શું અને ન જાણે તો પણ શું? (અપૂર્ણ).

---

## वेदधर्मसभाने बक्षीस

રા. ગાંધી પરમાણંદ રતનજીએ પોતાના પુત્ર નૃસિંહપ્રસાદ એકાએક સ્વર્ગવાસી થતાં તેની પાછળ ખેરીયાતને નિમિત્તે રૂપીયા ૧૦ અંકે દસ વેદધર્મસભાને મોકલાવ્યા છે તે પોચ્યા છે. તે સભાના ધર્માઉ ફંડખાતે જમે રહી તેના વ્યાજનો સદુપયોગ થશે. ૧૯૪૬ અ. વ. ૬

# मणिरत्नमाला

[ संबंध पाने २१९ थी ]

जेआनु मृत्यु आव्यु होय तेओने गमे तेटलां ओसड कोई आपे तो ते गमतां नथी ने गुण पण करतां नथी तेवी रीते जेओ संसारना दु:ख खमवाना पात्र थवाना होय तेओने हित वचन गमतांज नथी अने कोई पराणे कहे तो तेने ते गुण करतां नथी एटलामाटे जेओ साचा अने हितना वचन के जेथी पोताना असंख्य दु:ख टळी जाय तेने नथी सांभळता तेज खरा बेहेरा छे

स्त्री विश्वास करवा योग्य नथी माटे पुरुषे तेनो विश्वास करवो न जोईए एना दुष्टपणानी के एना अंत:करणनी वात जाणवामां आवती नथी उपरथी कांई देखातु होय ने मनमां कांई होय माटे सघळी स्त्रियो विश्वासलायक नथी एविषे एक दृष्टांत नीचे आपिये छिये

गुजरात देशमां वेत्रवतीने काठे एक शेहेर हतु तेमां धनशा नामे वाणीयानी एक बेन रेहेती हती धनशा दक्षिण देशमां वेपार करवा गयो हतो ते त्यांथी केटलुक धन कमाईने वळतां पोतानी बेनने गाम आव्यो घेर आवीने पोतानी पासे नाणांनु पोटलु हशे ते बेनने सांचववा आप्यु नाणु छे ए घणा अनर्थने करनारू छे आ नाणु जोईने बेनना मनमां भाईने मारी नांखीने नाणु लई लेवानो अनर्थ उपज्या दिवसे रसोई पाणी करी पोताना भाईने ने छोकराने जमाड्या अने राते ओशरीमां वेयने खाटला नाखी आप्या धनशा बचारो सवारमां उठीने बेननी रजा लई घेर जावानो विचार करतो हतो, पण तेनी बेन तो जो ते ऊंघी जाय तो तेने मारी नांखवानो बिचार करती घरमां तेने दाटवामाटे खाड खोदती हती हवे धनशा खाटले सुतो छे ने पडखे भाणेज सुतो छे खाटलामा माकड घणा तेथी धनशाने ऊंघ न आववाथी सळवळवा माड्यो भाणेजे ते जोई मामाने कह्यु के मामा तमने माकड करडता हशे तेथी ए खाटले ऊंघ नहि आवती होय माटे आ मारे नवो खाटलो छे ते उपर सुवो विचारो अजाण्यो भाणेज मामाना सारामाटे मामाने खाटले पाते सुतो अने मामो ऊंघ आववा-माटे भाणेजना खाटले सुतो आ वातनी खबर धनशानी बेन खाडो खोदवामां रोकाणेली तेथी समजी शकी नहि ए खाडो खोदी रही त्यां मामो भाणेज ऊंधी गया आ लाग जोईने बारणे आवीने जे खाटला उपर पो-

तानो भाई धनशाह सुवाड्यो हतो ते खाटले जईने पोतानो पुत्र छे तेने ध-नशाह समजीने मारवानो विचार कर्यो. मनमां तो ते धनशाने मारवो छे एम धारी रही छे ने ते ठेकाणे सुतो छे पुत्र तेनी तेने खबर नथी. पेहेलां धनशा मोतनी पथारीये हतो ने हवे तेनो भाणेज थयो पण दैवनी गति विपरीत छे. खोदे ते पडे ए वात पण कांई खोटी नथी पडती. जेवी ते धनशानी चंडाल बेन धनशा जाणीने पोताना पुत्रने मारवा जायछे तेवीज कोई मणिधर काळा नागे फटकावी तेथी नीचे पडी मरण पामी.

विचार करो के जो तेने सर्प करड्यो न होत तो ते पोताने हाथे धनने माटे अजाणतां पुत्रने मारत अने कदि पुत्रनो खाटलो बदली न गयो होत तो भाईनुं तो जरूर मोतज हतुं. आप्रमाणे स्त्रियोनां छानां कृत्यो होय छे के जेनो पार नथी पमातो अने जाणवामां आवतां नथी. एविषे आगळ घणुं कह्युं छे माटे अहीं टुंकामां समजी लेवुं. संबंधियोमां क्लेश करावबो, भाईओने बढाढी मारवा, पोताथी मोटेरां के नानेरां पासे काम करावी पोताने बेशी रेहेवुं, पारकी चोवट करवी, पोतानुं पारकूं एवो भेद राखवो, कोईनां कळेजां बळे तेवां वेण बोलवां, झाझुं खावुं, झाझुं ऊंघवुं, लुगडां के घरेणां सारूं धणीनुं लोही पीवुं, सम खावा, गाळो देवी, रातदिवस रोवुं, मर्यादा मेलीने हसवुं, लाजवगरनी वातो करवी, अंगे उघाडां फरवु, नाने मोटे लोड व-ढाई नहि, साचुं बोलवुं नहि, कुसंप करावबो, अने बीजां अनेक दुराचरण तो घणी खरी स्त्रियोमां भरेलां छे जेनो विस्तार करतां पार आवे तेवुं नथी. आवी स्त्रियोनो समजु पुरुषो विश्वास करता नथी; केमके विश्वास-पात्र थयेली स्त्रियोथी सारूं कृत्य भाग्येज बनी शकेछे अने एटला मा-टेज स्त्रीने विश्वासपात्र कही नथी. कोईने शंका थाय के ज्यारे जगत्मां सघळी एवी स्त्रियो हशे त्यारे कोई सारी तो हशेज नहि? जेम जगत्मां सत्पु-रुषो थायछे तेम स्त्रियो पण पवित्र केम न होय? शुं त्यारे जगत्मां कोई स्त्री विश्वास करवानुं ठाम नहि होय? एम होय तो जगत चालेज केम? आ शंकानुं समाधान ए छे के अहिं समष्टि स्त्रियोनेमाटे केहेवामां आव्युं छे. एक स्त्रीना कांई गुणदोष कह्या नथी. सघळी स्त्रियो उपर कह्याप्रमाणे अवि-श्वासनुं पात्र होयछे; परंतु तेमांपण कोई सारी सुपात्र नीकळी आवेछे. एक जण होय तेमां अनेक जाति होय छे. जेम एक समष्टि वचन मोहोर एम बोलिये तेमां रुपैयो, पैसा ने कोडी ए बधां हलकां भारे आवी जाय छे.

तेम स्त्री एम समष्टि वचन कह्यु तेमां सारी ने नरती बधी आवी जायछे माटे तेनु तारण करी ओळखी लेवी जोईए केटलीक स्त्रियो सीताना अवतार जेवी होय छे, केटलीक स्त्रियो पार्वतीना अवतार जेवी होय छे, केटलीक स्त्रियो द्रौपदीना अवतार जेवी होय छे, केटलीक सद्गुणनु पात्र होय छे, केटलीक मर्यादानी मूर्ति होय छे, केटलीक महा पराक्रमी होय छे अने केटलीक जे बाकी रही ते उपर लखेली स्त्रियो जेवी होय छे—जे स्त्रीनो धणी परमेश्वरनी भक्ति करतो होय अने पोते पोताना धणीनी आज्ञा लोपे नहि, सदाचरणथी चाले, कुटुंबमा सप राखे, पतिने ईश्वरसमान माने, तेना हितनेमाटे सदाय विचारे, सर्व वाते तेनी सेवा करे अने गुरुजननु मान राखे, पतिना सुखमां सुख माने, पतिना दुःखमां दुःख माने, पोताना पतिने उदास न थवा दे इत्यादि गुणवाळी स्त्री सीताना अवतार जेवी केहेवाय जे स्त्रीने कामभोगनी इच्छा न थाय, मन सदाय परमेश्वरमां रहे, स्वामीने पण विषयसुखनी वासना मेळावी देई ईश्वरना भजनमां वळगाडे, पतिनी इच्छाप्रमाणे प्रजा उत्पन्न करवामाटे संभोग करे, भाईओमां सप रखावे, सौने जमाडीने जमे, स्वामीनी परमेश्वरप्रमाणे सेवा करे, जेवु होय तेवु पेहेरे, जेवु होय तेवु खाय अने स्वामीने सर्व वाते दिलासो आपे, इत्यादि गुणवाळी स्त्री द्रौपदीना अवतार जेवी कहेवाय जे स्त्री सदाय स्वामीनी पासे रहे, तेनी सेवा करे, सद्गुणनी ने सदाचारनी वातो करे, पारकानु सारु इच्छे, क्लेश करे नहि, गमे तेवो कुरुपडो रोगवाळो के अपंग पति होय तो तेने ईश्वरसमान मानी कल्याण काजे सेवा करे, जेवु मळे तेवु खाय, मळे तेवु पेहेरे, विषयनी वासना न राखे, स्वामीनी इच्छाप्रमाणे वर्ते, साचु बोले सर्व वाते संतोष राखे, इत्यादि अनेक सद्गुणवाळी स्त्री पार्वती जेवी केहेवाय ए वगरनी जे बाकी रही ते उपर कहेली दुर्गुणवाळी ने नरकमा पडनारी निंदाने पात्र समजवी जेओना मनमा अनेक कामनाओ भरेली होय छे तेवी नठारी स्त्रियोथी कशु सारु थतुज नथी जुवो ने प्रधाननी स्त्रिये पुत्रीने मारी नाखी, केमके ते मदनातुर हती वाणीयाणीए पोताना भाई धनशाने मारी नाखवो ठराव्यो ने पोते मुई केमके तेने धनमां लोभ लागो दितिए पुत्रनी कामना थई तो कुवखते कश्यप साथे संयोग कर्या माटे एवी कामनावाळी, दुष्ट स्वभावनी, इंद्रियोने वश रेहेनारी, कलियुगना कारणरूप, दुराचारना द्वाररूप अने महा नीच आचरणवाळी स्त्रियो तो सदाय

घडिये घडिये निंदा करवा योग्य छे अने ते विश्वासनुं पात्र नथी एटलुंज नहि पण ते पापणीशोनुं मोढुं पण जोवाथी पाप लागे तेवी छे. कहो भाई एतो विश्वास तो केम थाय?

---

तत्वं किमेकं शिवमद्वितीयं
किमुत्तमं सच्चरितं यदस्ति ।
किं कर्म कृत्वा न च शोचनीयः
कामारि कंसारि समर्चनाख्यम् ॥ २० ॥

अर्थ.

शिष्य—एक तत्व कयुं केहेवाय?

गुरु—अद्वितीय शिव.

शिष्य—उत्तम शुं केहेवाय?

गुरु—सारुं चरित्र जे होय ते.

शिष्य—कयुं काम करवाथी पुरुष शोक करवा योग्य नथी थतो?

गुरु—शिवविष्णुनी पूजा करवी ए नामनुं काम करवाथी.

टीका.

जीव शिवनो भेद टाळी नाखीने अभेद एकरूप जाणवुं तेनुं नाम एक तत्व केहेवाय. त्रिपुटीमां मोटा मोटा पुरुषो मोह पामी गया छे. ए त्रिपुटी अद्वैत शिव जाणवाथी टळी जायछे. जेणे एकतत्वना बोधथी त्रिपुटी टाळी नांखी छे तेने जप, तप, दान, अध्ययन, यज्ञ, अने ज्ञान ए सघळां परिपूर्ण थयां छे. पछी कांइपण साधन करवानुं रेहेतुं नथी. कह्युं छे के—

किं तस्य दानैः किं ज्ञानैः किं तपोभिः किमध्वरैः ।
यो नित्यं ध्यायते देवं नारायणमनन्यधीः ॥

जे पुरुष निरंतर अनन्यबुद्धिथी नारायण देवनु ध्यान करे छे तेने पछी दान, ज्ञान, यज्ञ अने तपवडे शुं प्रयोजन छे?

एक नारायण देव एटले अद्वितीय शिवतत्वने जेणे जाण्युं होय एटले जेने अद्वैतनो बोध थयो होय तेने पछी बीजां साधनो जे दान आदि

छे तेनी जरुर रेहेती नथी केमके जे साधनवडे मेळववानु छे ते तो मळी चुकु छे जे साधनवडे शिवतत्वनी प्राप्ति थाय तेज खरा साधन केहेवाय ए तत्व काई क्रिया करवाथी प्राप्त थतु नथी पण सत्पुरुषनी कृपाथी ने तेना बोधथी मळेछे कह्यु छ के—

अद्वैत हि शिव प्रोक्त क्रियसर्वविवर्जित ।
गुरुवक्त्रेण लभते नाधीतागमकोटिभि ॥

, अद्वैत एवु शिवतत्व ब्रह्म कह्यु छे ते सर्व क्रिया वर्जित छे तेथी ते गुरुना मोढाथीज ओळखी शकाय छे अनेक शास्त्रो भणवाथी ओळखी शकातु नथी

अद्वैत ब्रह्म कोई क्रिया करवाथी ओळखातु नथी ए ब्रह्मज्ञानी गुरु अध्यारोप, अपवाद, अने न्याने करीने ओळखावे त्यारे ते ओळखाय छे ए तत्व जाणीने अनुभव थया पछी बीजु काई जाणवातु रेहेतु नथी अने कशी आशा पण रेहेती नथी केमके—

तत्वात्मबोध एवैक सर्वाशातृणपावक ।

तत्वनो बोध एज एकलो सर्वे आशारूप घासनो अग्नि छे

सारांश एके तत्वनो बोध थया पछी आशाना अकुरो बधा बळीज जाय छे अने तत्वना आनदमा निमग्न रेहेवाय छे ए अद्वैत शिव शिवाय बीजु कशु तत्व नथी

सारू आचरण करवु ते उत्तम छे काम क्रोधादिकने जीती इद्रियो अने मनने वश करीने अद्वैत शिव जाणवानी इच्छा करवी ते सारा आचरण केहेवाय ए सारा आचरणसहित अध्यात्मविचारपर प्रीति करवी, साधुनो समागम करवो, सद्गुरुनी सेवा करवी, निरतर सत्शास्त्र साभळवा, इत्यादि साधनोथी अध्यात्मविचारनो उदय थाय छे अने तेनो उदय थतांज जे ज्ञेय वस्तु छे एनी प्राप्ति थाय छे केमके दुधमा जेम मीठाश रही छे तेम प्राप्त थवानी वस्तु विचारमांज रही छे कह्यु छे के—

विचारोध्यात्मविद्याना ज्ञान तत्वविदो विदु ।
ज्ञेय तस्यातरे चास्ति माधुर्य पयसो यथा॥

अध्यात्मविद्यानो जे विचार करवो तेनुं नाम ज्ञान एम तत्वने जाणनाराओ कहे छे. जेम दुधमां मीठाश रही छे तेम विचारमां ज्ञेय वस्तु रही छे.

दुध खातां जेम मीठाश मळे छे तेम विचार करतां ज्ञेय वस्तुनी प्राप्ति थाय छे. अने ए प्राप्ति थतां स्वभावे आनंदनो उदय थाय छे. ए आनंदनी अवधी नथी. ब्रह्मा, विष्णु अने शिवआदि मोटा देवताओनी उपर पण ए आनंद दया करावे छे. वासिष्ठसारमां कह्युं छे के—

विचारेण परिज्ञातस्वभावस्योदितात्मनः ।
अनुकंप्या भवंतीह ब्रह्मविष्णुशिवादयः ॥

आत्मविचारथी जेणे पोतानुं स्वरूप जाण्युं छे अने अनुभवरूप जेनो आत्मा छे एवा तत्ववेत्ताने ब्रह्मादि देवताओ पण अनुग्रह करवा योग्य जणाय छे.

जाणवानी वस्तु जेणे जाणी छे ते आत्मज्ञानीने देवताओ पण ते आनंद नहि पामता होय माटे पामे तो ठीक एम अंतरमां थाय छे. माटे एवा अद्वैत शिवना बोधमाटे जे साधनो करवां तेनु नाम सच्चरित्र केहेवाय अने तेज सच्चरित्र उत्तम केहेवाय.

विष्णु अने शिवनी सेवा करवारूप कर्म करवाथी सारुं थाय छे माटे ते सेवा करनार शोच करवा योग्य थतो नथी विष्णु अने शिवनी सेवामां विषम भाव न राखवो पण समभाव राखवो. ए समभाव विषे आगळ कह्युं छे माटे अहीं विस्तार नथी कर्यो. व्यवहारनां जेटलां कर्म छे तेटलां वधां दुःखदायक छे अने ए कर्मथी महाबंधन प्राप्त थाय छे तेथी ते कर्मनो करनार शोच करवा योग्य छे, परंतु काम क्रोधादिकने जीती मन तथा इंद्रियोने वश राखी वर्णाश्रमना धर्मने अनुसरी शिवविष्णुनी एकभावे सेवा करे ते पुरुष शोचकरवा योग्य नथी, केमके ते कर्मथी कशुं बंधन नथी थतुं; परंतु अंतःकरण निर्मळ थईने उत्तम बोध थायछे. माटे आ प्रमाणे शिवविष्णुनी अर्चना करवाथी पुरुष शोचने योग्य थातो नथी.

शत्रोर्महाशत्रुतरोऽस्ति को वा
काम सकोपानृतलोभतृष्ण ।
न पूर्यते को विषयै स एव
किं दु खमूल ममताभिधानम् ॥ २१ ॥

अर्थ

शिष्य—शत्रुथकी पण मोटो शत्रु कोण छे ?
गुरु—क्रोध, अनृत, लोभ अने तृष्णसहित काम छे ते
शिष्य—विषयोवडे शु पुरातु नथी ?
गुरु—उपर कहेला कामादिक विकारो छे ते
शिष्य—दु खनु मूळ शु छे ?
गुरु—हु अने मारु एवु ममत्व छे ते

टीका

क्रोध, अनृत लोभ अने तृष्णासहित जे काम छे ते शत्रु करतां पण मोटो शत्रु छे मनमां जे काई विषयादिकनी कामना उत्पन्न थाय छे तेनु नाम काम केहेवाय आगळ ए कामविष लखाई गयु छे माटे विशेष केहेवानी जरूर नथी ए काम जितायो एटले मोटामां मोटो शत्रु वश थयो एम समजवु गीतामां कह्यु छे के—

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्ट स्थितप्रज्ञस्तदोच्यते ॥

हे अर्जुन ! ज्यारे मनमां उत्पन्न थनारी सर्व कामनानो त्याग करे छे त्यारे पोते पोतानेविषे सतुष्ट थयेलो पुरुष स्थितप्रज्ञ केहेवाय छे

सारांश के मनमां उत्पन्न थनारी कामनाओ जो तजाय नहि तो ते मोटामां मोटा शत्रु जेवी छे तेमज नाम, रूप अने इंद्रियनो भोगनी वस्तु, ए मिथ्यानेविषे आसक्ति धरवी ते राग केहेवाय अने कांई भोगनी इच्छामा प्रतिबध थतां रोष उत्पन्न थाय ते क्रोध केहेवाय छे ए क्रोध पण मोटामां मोटो शत्रु छे—जे कांइ नाम, रूप, देह अने इंद्रिया दिक छे ते बधा अनात्म केहेवाय छे ए सघळां अनात्मनेविषे आत्म

मान बांधवो ते अनृत केहेवाय. ए अनृत पण मोटामां मोटो शत्रु छे.—तेमज जे आवे ने जाय एवुं जूठुं द्रव्य छे तेनो संचय करवो ने आसक्ति धरवी ते लोभ केहेवाय छे ए लोभ पण मोटामां मोटो शत्रु छे.—तेमज कोई नामरूपवाळा मिथ्या पदार्थमां वारंवार मन दोडे अने पाछुं वाळतां पण ते पदार्थमांथी पाछुं न वळतां लपटाई रहे तेनुं नाम तृष्णा केहेवाय. ए तृष्णापण मोटामां मोटो शत्रु छे. आप्रमाणे प्राणीमात्रने पोतानी उपर पांच मोटा शत्रु छे. जेम लोढुं ए महा कठण धातु छे पण तेमांथीज थयेलो काट ते लोढाने नाश करे छे तेम ए कामादिक पांच शत्रुओ पण पोतामांथी उत्पन्न थईने पोतानोज नाश करे छे. जेम सेवाळ जळमांथी थाय छे पण तेज सेवाळ जळने बगाडी नांखे छे तेम पोतामांथी कामक्रोधादिक छ विकार उत्पन्न थाय छे ने पोतानेज नाश करे छे. माटे ए आपणमांथी उत्पन्न थईने पाछा आपणनोज नाश करनारा दुष्ट शत्रुओ जेवो बीजो कोईपण मोटो शत्रु नथी. अने एटलामाटे तेने शमावी देवा जोईए. ज्यांसुधी ते शत्रु शमे नहि त्यांसुधी महादुःख थाय छे ने पोतानुं स्वरूप भुली जई संसाररूप आंधळा कुवामां उतरवा जेवो कर्म थाय छे. माटे सुखनी ईच्छा राखनाराए ए कामक्रोधादिकने शमावी देवा.

ए उपर कहेला शत्रुओ गमे एटला विषयो भोगवाव्या होय तोपण तृप्त थता नथी. शब्द, स्पर्श रूप, रस अने गंध ए पांच विषयो छे. ए विषे आगळ विस्तारथी लख्युं छे. कामादिक शत्रुओ ए विषयो जेम जेम भोगवे छे तेम तेम उलटा वधे छे पण घटता नथी. विद्वानो कहे छे के अग्नि ठारवाने माटे घी रेडचुं होय तो तेथी जेम अग्नि उलटो वधे छे तेम कामादिकने शांत करवा विषयो भोगवाव्या होय तो तेथी उलटा ते वधे छे पण घटता नथी. एटलामाटे विषयोथी पूराय नहि एवा पण ए कामादिक * शत्रुओज छे. अग्नि ठारवामाटे जेम तेमांथी काष्ठ काढी लईए ने पछी मांही कांई नाखीए नहि तो एनीमेळे शमी जाय छे तेम जो कामादिकने पण विषयोथी तृप्त नाहि करतां तेथी उलटा साधनोथी क्रमे करी शमाव्या होय तो ते शमी जाय छे. अने ए कामादिक शमी गया एटले त्रिविध ताप टळीने शांति थाय छे. गीतामां कह्युं छे के—

(अपूर्ण)

---

* काम, क्रोध, लोभ, मोह, मद अने मत्सर एम गणिये तो छ थाय छे. ने मूळ श्लोकना लख्याप्रमाणे गणिये तो पांच थाय छे.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મુ. પ્રથમ તથા દ્વિતીય ભાદ્રપદ, સંવત્ ૧૯૬૬ અંક ૧૧ મો.

## ॥ यतो धर्मस्ततो जय ॥



### विवेकिनु जीवन केम वीते?

उपजाति

સંસારનો સાર લહે વિચારી, રહે સદા ચંચલ ચિત્ત મારી,
ન થાય તે કાયર કોઇ રીતે, વિવેકિનુ જીવન એમ વીતે ૧
કામાદિથી ક્લેશ કદી ન પામે, વિનાશના સર્વ વિચાર વામે,
કુછંદમાં ક્યાંય કદી ન છીતે, વિવેકિનુ જીવન એમ વીતે ૨
ન રાગ કે દ્વેષવડે મુંઝાય, ન હર્ષ શોકાદિકમાં ભરાય,
સૌજન્યથી આખર જંગ જીતે, વિવેકિનુ જીવન એમ વીતે ૩
વાણી ક્રિયા ને મન એક રાખે, કાનાદિના ધર્મ સમગ્ર સાખે,
ન ભૂટકે દુ:ખ બ્રાંતિભીતે, વિવેકિનુ જીવન એમ વીતે ૪
સ્વધર્મકર્માચરણે ચકોર, બધેય વારે સરખા બપોર,
વૈરાગ્યમાં પ્રીતિ કરે નકી તે, વિવેકિનુ જીવન એમ વીતે ૫
પરાર્થને સ્વાર્થ સમાન માને, બને નહીં બાધક કોય બાને,
ભર્યા રહે આત્મવિચારવિત્તે, વિવેકિનુ જીવન એમ વીતે ૬
આનંદમાં મંગળ રોજ થાય, ભાવો બધા અંતરમાં સમાય,
રહે હરાડા હરિનામગીતે, વિવેકિનુ જીવન એમ વીતે ૭
સદા દયા પૂજન ધર્મ દાન, કર્યા કરે સર્વવિષે સમાન,
ધારી રહે કેશવ કૃષ્ણ ચિત્તે, વિવેકિનુ જીવન એમ વીતે, ૮

---

सोरठा

લાખ કરોડ કમાય, ખાય પિયે ખરચે ઘણુ,
પણ પૈસો ન અપાય, તો સંપત્ શા કામની?
ન કરે અર્થીકાજ, પાંચ આગળા એકઠા,
લાખ દામની લાજ, રાખ બરાબર લેખવી
કરમા પેઠે કડા, પણ કોડી કાઢે નહી,

માનવ નહિ તે મડાં, કામ ન આવે કોયને;
ક્લેશ કરે નિર્મૂલ, વિનયવિચારે વેગળાં;
તેવાં કુલપર ધૂળ, અતૂલ્ય આપે આપદા.
ઊપરથી વૈરાગ્ય, અંતરમાં આશા ઘણી;
ત્યાગ નહીં તે રાગ, કરનારા રખડ્યા કરે.
ઉદ્યમ કરો અપાર, કર્મ કઠણ જો હોય તો;
ન મળે લાભ લગાર, અનુભવ અંતે આવશે.
ઉત્તમ લઈ અવતાર, ન ભજ્યો જે ભગવાનને,
હારી ગયો ગમાર, જીતી બાજી જોરમાં.

---

## मोटाई विषे.

અશાઢ માસનાં વાદળાંથી ઘાટા થઈ રહેલા એક દિવસે ભવિષ્યમાં ઉદય પામવાને પાત્ર થવાનો કોઈ વિચારવાન માણસ 'મોટાઇ તે શું કહેવાય?' તેનો વિચાર કરતો એક ઝાડની ડાળ સામું જોઈ રહ્યો હતો. જગતમાં માનવામાં આવતી મોટાઇઓ તે વિચારવા લાગ્યો કે કેવું આચરણ કરવું તે મોટાઇ કહેવાય? જગતની અદ્ભુત રીતિપ્રમાણે અને સ્વભાવની વિચિત્રતા પ્રમાણે જુદી જુદી રીતભાત લોકોમાં હોય છે તેમાં કયી રીતભાત મોટાઇમાં મળતી હશે? ફૂલચંદભાઈ મોટા મોટા નાતવરા અને નાચતમાસામાં અઢળક ધન વાવરી ફૂલાતા ફરે છે, જયંતીલાલ મોટી મોટી મિટીંગોમાં સુધારાનાં અને સ્વતંત્રતાનાં ભાષણો કરી જય મેળવવાને જોર કરે છે, ઉડાઉશકર જે હાથમાં આવ્યું તે ઉડાવી દઇને ખાઇ પી મોઢે હાથ ફેરવી બગાસા ખાતા બેઠા રહી બાપનું નામ બોળે છે, ચતુરાંપ્રસાદ સ્રીસુધારણા કે સ્રીકેળવણીના કામપર મોટી મોટી કલ્પનાઓ કરી લોકોનાં મન ડોળી મારે છે, દંભીલાલ કેળવણીનો અને સદ્ગુણનો ડોળ દેખાડી બહાર ઉજળા થઇને ફરે છે, ચંદુભાઇ ચારોટમાં બેસી ચોપાટીપર હવા ખાવા જાય છે, લાલજીભાઇ લાકડી લઈ બુટ મોજા પેહેરી રોજ મોજ મારવા જાય છે, ચંદુલાલ નવાં નવાં ચસમાં ચડાવી ઉચું જોતા જોતા અને મરડાતા મરડાતા હાથમાં નહિ આવે તેવડા મુછના વાળને વળ દેતા ચૌટામાં ચાલ્યા જાય છે, સંપત્તિલાલ અંગપર સોનારૂપાનાં ઘરેણ

ધાવી નગીરને શોભાવે છે, શોભાનાથ ભાતભાતના વસ્ત્રનો ભભકો મારે છે, ઇન્દિરાનાથ ઈનજી ઢપના કોટ પાટલુનમા પ્રીતિ વરાવે છે, અબારાકર અર્વાંગને આગળીયે વળગાડી ફરવા તેડી જાય છે, સુન્જરામ બારે ભભન્નાર દીવાબત્તીઓ બાળી અજવાળુ કરે છે, રાગશર્મા આખા મા થામા વાળ વનારી હાથમા દાતીયો લઇને માથુ ઓળ્યા કરે છે, અવિ ચારીદાસ આડે પડખે અગ બ્બજવાળના ઉધાડા ઢાક્યાની ખબર વિના અન્યની નિંદા અને પોતાની મોટાઈ ગાયા કરે છે, નર્મદા નન્દ ન્યાયાધીન થઈ બેઠા છે, ફુલશંકર ફોજનાર થઇ બેઠા છે, કામેશ્વર કારભારૂ કરે છે, મોતાલાલ મેહેતાજી થઇ બેઠા છે, ઉત્તમરામજી ઉપદે નક થઈ બેઠા છે, અવબેનાજી આચાર્ય થઈ બેઠા છે, રાજમિહજી મોટુ રાજ્ય ભોગવે છે, માનસિહજી ગાનમાજ મરડાયા રહે છે, ઉ રશંકર મોટા વૈદ્યરાજ બની ગયા છે, બિહાગીલાલ બી એ થયા છે, દડશંકર ડાક્તર થયા છે, વાપુીશંકર વકીલ બની ગયા છે, મોરેશ્વર મુનસફ બની ગયા છે, ઉજમલાલ વિલાયત જઇ આવ્યા છે, વિદ્યાશંકર મહા વિદ્વાન વદે છે, ઉન્મત્ત ાાલ બોલવામા એક્કા ગણાય છે, અને ારસિહલાલ પ્રજામા હોડ વગાડે છે કોય કુલમદમા મુછો મરડે છે, કોય ધન મદમાં ધનપતિનુ અભિમાન વરાવી ધમકાવી નાખે છે, કોય યૌવન મદમા યુવરાજ જેવા થઈ બેસે છે, કોય વિદ્યામદમા, મોરછાપ મળેની સમજી અવિદ્યામા અથડાય છે, કોય અધિકારના મ મા ઈશ્વર જેવા બની જેનેતેને દડી નાખે છે કે જેનેતેને અધિકાર આપી દેછે, અને કોય પોતાના વિચારમા આખા દેશને વાળી લેછે આમા મોટાઈ કોનામા લેખવી? જગતના વિચિત્ર સ્વભાવના લોકો જેને જે અનુકૂળ પડતુ આવે અને ઉપરથી દીઠામા સારૂ આવે તેનામા મોટાઈનુ આરોપણ કરે છે જગતની રીતે જોઇએ તો જેની પાસે ધન છે તેનેવિષે મોટાપણાનો આરોપ લોકો કરે છે, પછી તે ભણેલો હોય, મૂર્ખ હોય, કુલવાન હોય, અકુલીન હોય, વિવેકી હોય કે અતિ અવિવેકી હોય જેને લોકો મોટા ગણે છે તેવાઓતરફ જો જોવા જઈએ તો કોય ખાટ કે ખાટનાપર બેઠા બેઠા મોટી મોટી વાતોજ કર્યા કરે છે, કોયને પાણીનો ભાર કે ભણવા વાચવાની ચોપડી ઉપાડવાને પણ ચાકર જોઈએ છિયે, કોયની કામ કરવા ાા કડજ વળી શકતી નથી, કોય જમતા જમતા

માંખી છીકી જાય તો ઉઠી નીકળે છે, કોય પાગડાજ મોટા મોટા બાંધે છે, કોય કાબુલી છોગાવાળી કે બીજી જાતની ટોપીઓજ પેરે છે, કોય કોટપાટલુનજ પેરે છે, કોય ઢસડાતાં ધોતીયાંજ પેરે છે, કોય વાત કરીયે તો કાને સાંભળતા નથી, કોયને શાક લેતાં પણ આવડતું નથી, કોય તો બહાર જતાં પણ બીયે છે, કોય વાતવાતમાં બીજાને પાછા પાડવામાંજ મંડ્યા રહે છે, કોય સહેજ કારણમાં પણ ક્રોધાયમાન થઈ જાય છે, કોય પરજાતિને પોતાનો કરીને પ્રાણ પાથરે છે, કોય ટીલાંટપકાંજ તાણ્યા કરે છે, કોય અત્તરની ડાબલીયો કપડામાં રાખ્યા કરે છે, કોય કુલાનવોટર છાંટી બહાર નીકળે છે, કોય અપશબ્દવાળી વાણીથીજ હાસ્યવિનોદ કરે છે, કોય હાથી ઘોડા પર બેસેછે, કોય ઘોડાગાડીઓ હાંકે છે, કોય અંગની રક્ષામાંજ પૂર્ણતા માની બેસે છે, કોય ભારેભારે ભોગ ભોગવે છે, કોય ધાર્યા પ્રમાણે જોઇએ તે મેળવે છે, કોય ટેબલ ખુરશીઓ માંડી રાખે છે, કોય કારીગરીવાળાં કબાટ શણગારે છે, કોય ગાદીતકીયા બિછાવી રાખે છે, કોય રંગમાં પલંગ ઢાળી રાખે છે, કોઈ નિરંતર ચાપાણી પીયે છે, કોય હાંડી ઝુમ્મર કે અરીસા લટકાવે છે, કોયને ઘરના ઘાટની પણ ખબર નથી , જગ-કોયને સંપત્તિ સાચવવાની ખબર નથી હોતી, કોયને ભાતખાઉ નું આ-ચેલા ભાઇ ભાઈ કહે છે, કોય બધાથી બેદરકારજ રહે છે, કોય પંગને સ-પણ પરીક્ષા લહે છે, કોય બાપદાદાને પણ ઓછી અકલના ગણે છે તેમાં પીતાંબર પેરી ફુલની માળા નાંખી પંગતમાં ફરે છે, કોય નાવા ા નાતવગ કલાક કાઢી નાંખે છે, કોય સાત આનાવાળી ગોટીવાળો ઊ લાલ મોટી સાંજ સવાર ચોળ્યા કરે છે, કોયને હુવાલ ચાંબડી વગરજ જગ મેળા-કોય સોનેરી કે હીરની કોરની પછેડીઓ ખભાપર નાંખી ઘાલચ ખાઇ ગી કોય સોનાના ધુમસવાળા છેડાવાળી ઘડીયાળો ખુણીમાં ઘાલી ચતુરાંપ્રસાદ ચાંબડાના પાકીટોમાં પૈસા ભરી રાખે છે, કોય છીપનાં રૂપાનાં , કરી સો-ભાતભાતનાં બટનો બદનમાં વાપરે છે, કોય સાચા કે ખોટા હી ટાળ કે-ટીયો પેહેરે છે, કોય એવા હોય છે કે જેનો પાસે જતાં હદય પાટીગર કોય એવા હોય છે કે જેની પાસે આખો દિવસ બેશી રેહેવું ગમે ; રોજ ગરીબ મુરબીઓનું કે અજાણ સબંધીનું નામ લેતાં લાજે છે, કોય જે જેના સાથે બેસાડી નાટકો નિરખે છે, કોય મદુચરિતોને માગે લઇ જઇ જ્યકતા છપાવે છે, કોય પોતે તેવા ધંધા લઇ બેશી કાળ કાઢી નાંખે છે, કોઇ

અગે રૂષ્ટ પુષ્ટ છતા પાણી પીવાને પણ ઉઠી શકતા નથી, કોયને લુગડા ખીટીપરથી લઇ પેરનામાટે પણ ચાકરનો ખપ પડે છે, કોયને બુટમોજા પેહેરાવવાને ઘાટી જોઈએ છીયે, કોય તો બોલાવના જાઇએ તોપણ બોલતા નથી, કોય પદાર્થની કે વસ્તુની યોગ્યતા નથી જાણતા તેથી અવળી યોજનાઓ કરે છે, કોય સમયની યોગ્યતા નથી જાણતા, કોય અભિમાનથી માબાપની ભક્તિ મેલી દેછે, કોય મુરબીઓમા દોષ આરોપણ કરે છે, કોઈ સર્વ કરતા પોતાનુ વધારે માન રાખવાને મરડાય છે, કોય તાબેના માણસોને જેતે વાતમા ધમકાવે છે, કોય બહાર ઉદારતા દેખાડે અને ઘરમા પેટમાં પુરૂ ખાય નહિ, કોય ઘરમા મિષ્ટાન્ન ચડાવે અને બીજાને ચપટી દાણાપણ દે નહિ, કોય સગુવાલુ કે પરોણો આવ્યો હોય તેને પડ્યા મેલી પેટપુરણુ સારૂ સારૂ ખાઇ લઇ ફરતા ફરે, કોયની માટી ઘરમા હોય તેટલી વાર ચડીજ રહે, કોય પોતાના એકલામાટે ઘર ડાકાવે, કોય પોતાના અગપરથી લુગડુ કયા મેલ્યુ તે ખબર ન પડે તેવા ગયાકાર અથવા ગાલાવેના હોય, કોય મળવા આવે તો પણ ઉભા થઇ વદે હે, કોયને મુરબીઓને આડુ ઉતરવુ ગમે નહિ, કોય સવ કુટુબથી પ્રજામાથઇને એકલા રેહેવામાજ પ્રીતિવાન રહે, કોયને કોઈ સબધી ઉપર મદમાં શ્વાસજ બેસે નહિ, કોયને ઈતરજાતિસાથેજ મિત્રતાનો વ્યવહાર રહે, ગદમા દૂના સાત વાગે ઉઘતા ઉઠે, કોય નાટક તમાસા જોવામાં કાળ કાઢી સમજી આ કરે, કોય ગાનતાન શીખવા લાગી જાય, કોય કુતરાં પાળવા બની જેતે કોય મેનાપોપટ પઢાવવા લાગી જાય, કોય બગના રગવા અને પોતાના વિરવા નડી જાય, કોયને ઢોર સઘરવાનો શોખ વધતો જાય, જગતના । ધનમાલ દગાવી બેસે, કોય જ્ઞાતિસબધી પટેલાઇ ડોળી ઉપરથી દ કરે, અધિકારી થયો હોય તો કોય પોતાની પૂર્વસ્થિતિ સ જગતની યોડા વાકનાળાને પણ મહા અપરાધીના જેટલી શીક્ષા આપ, અને કોય ખુમારીમાને ખુમારીમા જાણે ઉચેથી ઉતરેલ હોય તેમ અકુલીનગવી સ્નેહી કે બાવત્રાદિકને તુચ્છમાત્ર ગણી હુજ સમજુ છુ, ગણે જગતનો સાર જાણ્યો છે અને હુજ નાના મોટા વગેરેનો મર્તબો સાબેઠા, એમ માની બેસી કોય ટાણે ઉન્મત્તાઈમા અને કોય ટાણે દીનતામા ભણા ગાળે આમાથી કોને મોટા કેહેવો અને કેના આચરણને મોટાઈનુ નામ આપવુ ' તાડના ઝાડ જેમ ઉચા વધે તેમ અગે વધેલા હોય કે

અધિકારે ચઢ્યા હોય તે શું મોટાઇવાળા હશે ? પાડાની પેઠે ડીલે રુષ્ટ પુષ્ટ થઇ એકલા ખાઇ પી પડ્યા રેહેતા હોય તે શું મોટાઇવાળા હશે? આકાશને અડે એવાં ભુવનોમાં વાસ કરવાથી શું મોટાઇવાળા કેહેવાતા હશે? રાજ્ય દરબારમાં કે સરકારમાં વગવાળા હોય તે શું મોટાઇવાળા કેહેવાતા હશે! મૂર્ખ લોકોમાં પૂજાતા હોય તે શું મોટાઇવાળા કેહેવાતા હશે ? ક્રૂરતાથી ઘરને કે દેશને બીવરાવતા હોય તે શું મોટાઇવાળા કેહેવાય? શાસ્ત્ર પુરાણો કે કાયદાની ચોપડીયો મોઢે બોલી જતા હોય તે શું મોટાઇવાળા કેહેવાય! મોટી મોટી ડીગરીઓ અને ઇલકાબો મેળવી આશ્ચર્ય આપતા હોય તે શું મોટાઇવાળા કેહેવાય! મોટાના કુલમાં કે ધનવાનના કુલમાં જન્મેલા હોય તે શું મોટાઇવાળા કેહેવાય! એનો વિચાર કરતાં મન મુઝાઇ જાય છે ત્યાં ખરૂં ખોટું શી રીતે જણાય? જગતની એવી રીતિ છે કે જેનીપાસે પૈસો હોય કે સત્તા હોય તેનેજ મોટાઇવાળો કહેછે. તે બહુ બોલકો હોય તો વકૃત્વશક્તિવાળો કેહેવાય, તેને બોલતાં ન આવડતું હોય તો પીઢાઇ રાખે છે એમ કેહેવાય, તે જો કાંઇ ભુલી જતો હોય કે વધુ ઘટુ બોલવાની ખબર ન પડે તેવો હોય તો ભોળો કેહેવાય, તે જો થોડું ખાય તો પૂર્વે ખાધેલું માટે તે વાસનામાત્રજ ભુખ્યો હોય એમ કેહેવાય, તે ઘણું ખાતો હોય તો તે ન ખાય ત્યારે ભીખારી શું ખાય એમ કેહેવાય, તે જો અવળાં કામ કરતો હોય તો લોકો તેમાં કાંઇક ગંભીરતા માને, તે જો પેરતો ઓઢતો હોય તો તે સ્થિતિને યોગ્ય માને અને પેરતાં ઓઢતાં ન આવડતુ હોય તો ભાઇ સાદા રહે છે એમ કેહેવાય. શું આનું નામજ મોટાઇ? શું આવી મોટાઇથી પુણ્યશ્લોકોનાં નામ અમર રહ્યા હશે? શું આવી મોટાઇથી પ્રજાને સુખ થતું હશે!

આ વિચાર કરતાં કરતાં સાંજ પડી ગઇ એટલે તે ઉદયેચ્છુ લુગડાં પેહેરી ફરવા નીકળ્યો. ગામ બહાર નદીના કાંઠા ઉપર મહાદેવના મંદિરમાં કોઇ સન્યાસી ચાતુર્માસ્ય કરવા રહેલા હતા તેની પાસે તે ગયો. ત્યાં જઇને તેણે દંડવત્ પ્રણામ કર્યા. તેનું વિચારવાળું મોહું જોઈ સન્યાસીએ પુછ્યું. કે શા વિચારમાં છો ? ઉદયેચ્છુએ હાથ જોડી પ્રાર્થના કરી કે મહારાજ ! હું મોટાઇ શેનું નામ કેહેવાય એવિષેના વિચારમાં પડ્યો છુ. ઘેર ઘેર બારણે મોટાઈનું અભિમાન ધરનારા આબાલવૃદ્ધ ઘણા છે પણ તેમાં મોટાઇ કોને કેહેવી એ મોટો સંદેહ રહેછે. એ સંદેહની નિવૃત્તિ કરવા હું આપનાં દર્શન કરવા આવ્યો છું.

આ પ્રશ્ન પુછનાર ખરો અધિકારી છે એમ સમજી સન્યાસીએ કહ્યુ કે ભાઈ! જગત તો ધનિકને અને રાજ્યસત્તાવાળાને મોટાઇવાળા ગણે છે પણ એ મોટાઇ તે મોટાઇ નથી પણ કગાળપણુ છે મોટાઇને ધનનો કે સત્તાનો સબધ નથી, કેમકે તે હોય ત્યા મોટાઈ ભાગ્યેજ રહે છે, પરતુ મોટાઈનેલીધેજ પ્રાપ્ત થયેલા ધન અને સત્તા હોય તો મોટાઇથી તેનો સદુપયોગ થાય છે

ભાઈ! જેનામા મોટાઇ આવે છે, તે સ્વભાવે શાત રહે છે, મોટાઈ છતા લઘુતા રાખી રહે છે, પરધનાદિકપર તેની દૃષ્ટિજ જતી નથી, રાગ દ્વેષ તેને દુ ખ દેતા નથી, સર્વ ઉપર તેની સમાનતા રહે છે, કોય અપરાધ કરે તો તે સહન કરી ઉલટો ઉપકાર કરે છે, ઘરમા ન હોય તોપણ તે બીજાને આપે છે, તેનુ અત કરણ દયાથી ભીજાએલુ રહે છે, પોતાથી થાય તેટલુ બીજા પાસે કરાવતા નથી, બીજાને સુખીયા જોઈને સુખી થાય છે, અને દુ ખી થયા જોઇને દુખાય છે, તેનુ અગુષ્ટમાત્ર હૃદય આખુ બ્રહ્માડ જાણે સમાઇ જાય એવુ વિશાળ હોય છે, ક્લેશ કકાસ કુસપ અને દભ વિગેરે તેથી દૂરજ રહે છે, કોઇપણ પ્રાણીનુ હિત કરવામાજ તેની પ્રવૃત્તિ હોય છે અને ધર્મકર્મ પ્રમાણે ચાલી ઈશ્વરના પદને ઓળખે છે જો ઉચાઇથી મોટાઇ ગણવામા આવતી હોત તો તાડના ઝાડ ઘણાય ઉચા છે, જો સ્થૂલપણાથી મોટાઈ મનાતી હોત તો ઘણા પશુઓ સ્થૂલ હોય છે, જો રૂપરગથી મોટાઇ ગણાતી હોત તો ઘણા ચિત્રમા રૂપરગ હોય છે, જો ઘણા પ્રાણીઓ આવી આશ્રય કરવાથી મોટાઇ ગણાતી હોત તો પર્વતોમા ઘણા પ્રાણીઓ આશ્રય લે છે જો ખીલવાથી મોટાઇ મનાતી હોત તો ચણુતગના ચાડીઆઓ પણ રાતના ખીલરાવે છે, જો જગતમા કોઈ પણ જાતિની પ્રસિદ્ધિથી મોટાઇ મનાતી હોત તો દુરાચારીઓ ઘણાય પ્રસિદ્ધ છે, મોટે સાદે હાકલ મારવાથી મોટાઇ મનાતી હોત તો ગર્દભાદિક ઘણાય સવારના ભૂક્યા કરે છે, જો ઉપરના સ્નાનથી મોટાઇ મનાતી હોત તો મત્સ્યાદિક નિરતર નાયાજ કરે છે, જો ટાઢ તડકાજમાત્ર સેવવાથી મોટાઇ મનાતી હોત તો ઝાડ પહાડ સદૈવ ટાઢ તડકા એવ્યા કરે છે, જો મારાનરતાનુ ભાન ન રાખીને ખાઈપી ખુશી રહેવામાજ મોટાઇ હોત તો તે પ્રમાણે પશુઓ પણ વર્તે છે, જો ધનિકપણાથી મોટાઇ મનાતી હોત તો, તે તો નીચમા નીચ પાસે પણ હોય છે,

જો ઘુરકાવવાથી મોટાઇ મનાતી હોત તો કુતરાઓ પણ પોતાની જાતીને કે પશુને ઘુરકાવે છે, જો પ્રજાના વિસ્તારથી મોટાઈ મનાતી હોત તો ભુંડને અને ભીખારીને ઘણોય વિસ્તાર વધેલો હોય છે, જો રાજ્યમાં સન્માન મેળવી મોટાઇ મનાતી હોત તો વાનરાં કુતરાં વગેરે પશુઓ રાજાના પલંગમાં લોટે છે, જો ખાવાપીવાની ચિંતા ન રેહેવાથી મોટાઇ મનાતી હોત તો પાંજરામાં પડેલા પોપટને તે કશી ચિંતા હોતી નથી, વાણીની ચતુરાઇમાં મોટાઇ મનાતી હોત તો તેતર અને હાજરજવાબી જેવાં ઘણાં પક્ષીઓ હજારો પ્રકારની બોલી બોલીજાણે છે, જો લોકોમાં પૂજાવાથી મોટાઇ મનાતી હોત તો પથરાઓ ઘણાય પૂજાય છે, જો ભારે ભારે દેશાટનો કરવાથી મોટાઇ મનાતી હોત તો ઘણા ખલાસીઓ જીવતાં સુધી મુસાફરીઓજ કર્યા કરે છે; જો શાલદુશાલાઓ ઓઢવાથી મોટાઈ મનાતી હોત તો ઘણાંય રાજદ્વારનાં વાહનોપર શાલદુશાલા નંખાય છે, જો આભૂષણો પેહેરવાથી મોટાઇ મનાતી હોત તો સોનીનો ડાબલો ઘણાંય આભૂષણનો ભાર ઉપાડે છે. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે મોટાઇ એ કોઇ અંતરનો અદ્ભુત અને સ્વાભાવિક ગુણ છે. તેને બહારના આડંબર સાથે કશો સંબંધ નથી. કસ્તુરીને ઓળખવામાટે કાંઇ સમ ખાવા પડતા નથી. સૂર્ય ઉગો કે નહિ તેનેમાટે મશાલ કરીને જોવાની જરૂર પડતી નથી. ચંદ્રમાની શીતલતામાટે પરીક્ષા કરવી પડતી નથી. એ સર્વ એનીમેળે યથાર્થ રીતે પ્રસિદ્ધ દેખાઈ રહે છે, તેમ મોટાઇ પણ એનીમેળે જણાઇ રહે છે. અંગારો અંધારે પડ્યો પણ એનીમેળે ઝગકે છે. હીરો પણ અંધારામાં એનીમેળે ચમકે છે, તેમ મોટાઈ પણ એનીમેળે દેખાઇ રહે છે. એક જીવતા શરીરમાં ચૈતન્ય છે કે નહિ તે જેમ આપોઆપ જણાય છે તેમ મોટાઇવાળા મનુષ્યની મોટાઇ આપોઆપ જણાઇ રહે છે. આ અસાર સંસારમાં જે જે મહાત્માઓ મોટાઇથી અમર નામ રાખી ગયા છે તેનેમાટે કોણે શું પ્રયત્ન કર્યું હતું? એ મોટાઇમાંજ સ્વાભાવિક એવો ગુણ છે કે તે એનીમેળે જણાયા કરે છે. બાલક જેવા કે ઉન્મત્ત જેવા લોકો તે મોટાઇનું સ્વરૂપ ન ઓળખે તો તેથી મોટાઇને હાનિ છેજ નહિ. એ મોટાઇનો દુકો શબ્દ ઉદારતા છે. ઉદારતાવાળાનું હૃદય સંકોચિત હોતુંજ નથી. ગમે તો ઈંદ્રિયોને દમન કરતો હોય, ગમે તો ઊંધે માથે લટકતો હોય, ગમે તો પંચાગ્નિ તાપતો હોય, ગમે તો ફલાહાર કરી રેહેતો હોય, ગમે તો પ્રતિ-

મા પૂજનમા અને ભજનમા ભક્તિવાળો હોય કે ગમે તો પરમહસ કહેવાતો હોય તોપણ તે ઉદારતાથી રહિત હોય તો તેને લોકો મોટા માને તોપણ તે નાનોજ છે માણસ ઉપરના આચરણથી મોટાઇ પામતુ નથી પરતુ અદરના ગુણથી મોટાઈ પામે છે, માટે તમારે જો ઇચ્છા હોય તો ગુણને ઓળખીને ગ્રહણ કરવાનો અભ્યાસ રાખવો સપત્તિ વાળો સત્તાવાન થઈ મોટા થયેલો વિનયાદિગુણથી નાનો બને છે તોજ તે મોટો કહેવાય છે હજારો લોકોમા મનાતો હોય, મોટા શત્રુઓને જીતેલો હોય, જેના પૂતળાઓ અગ્રહસ્થાનોમા મેલાયા હોય, અને મુવા પછવાડે હજારો લોકોએ જેની પછવાડે સ્વાર્થથી આસુ ખેયા હોય તેવો માણસ પણ જો સદ્ગુણની સપત્તિ નહિ મળવાથી સકોચિત અત કરણનો હોય તો તે મોટો નહિ પણ નાનોજ સમજવો જેના જન્મની પણ કોઇને ખબર ન હોય, જેને કોઈ ઓળખતુ ન હોય, જે જગતમા રખડતો રઝળતો હોય, જે ફક્ત દુખ ખાતો હોય અને મુવા પછી પણ જેને પરિચય વગરના લોકો સભારે તેમ ન હોય તો પણ જો તેને સદ્ગુણની સપત્તિ મળી હોય અને ઉદાર થયો હોય તો તે ઈશ્વરને ઓળખવાને અત્યત અધિકારી મોટો છે અને તેમાજ મોટાઇ છે આમ ખાતરી રાખવી કે ખરેખરી મોટાઇવાળો ભલે વનમા રખડતો રઝળતો હોય તોપણ તે જગતમા પૂજ્ય તેનો થાય છે, જગતનુ ભલુ કરે છે અને જગતમા પોતાની ઉદારતાનો બાકી રહી ગયેલો લાભ પરમેશ્વર પાસેથી મેળવે છે વ્યાસજી પણ તેવો બોધ આપે છે કે **મહાંતસ્તે સમચિત્તા· પ્રશાન્તા** । મહા । તેજ કે જેનુ ચિત્ત સમાન હોય અને અત્યત શાત હોય આ ટુકા વાક્યમા સઘળા સદ્ગુણો સમાઈ જાય છે અને તે ઉપરથી સમજાય છે કે સકોચિત હૃદયવાળા ક્ષુદ્ર પ્રાણીઓ ગમે તેવી સત્તાવાળા હોય પણ તે નીચાજ છે અને નીચાઇના જ પૂર્ણપાત્ર છે

આવા વચન સાભળી ઉદયોગ્છુઓ મોટાઇ પામવામાટે સદ્ગુણની સપત્તિ સપાદન કરવા માડી સસારમા સુખ કીર્તિ અને મોટાઇ મેળવવાની ઇચ્છાવાળાએ એવી રીતે સાર શોધક થઇને અત કરણ ઉદાર થવા સદ્ગુણનો અભ્યાસ રાખી મોટા થવુ એજ મનુષ્યજન્મનુ સાફલ્ય છે તે સિવાયની મોટાઇ તાડના ઝાડ જેવી કે ચબુતરા ઉપર ચાડિયા જેવી છે એ વાત મા ધ્યાનમા આવે તો ભલે ન આવે તો પરિણામે પ્રત્યક્ષ જણાઇ રહેશે, ( શુભ ભવતુ )

---

# पुनरुद्धारविषे विचारना एक पत्रनो प्रत्युत्तर.

(સંબંધ પાને ૨૨૮ થી)

આજસુધી પ્રજા ન થઇ અથવા થયા પછી મરી ગઇ ત્યારે હવે પછી થશે એની જેમ તમને ખાતરી નથી થતી તેમ નહિ થાય એની પણ ખાતરી શી? માટે એ તમારી કલ્પના ખોટી છે. અને એજ પ્રમાણે આપણી ધારણા પાર પડે એવી ન થાય અને એને મેલીને ન મરાય એ પણ શંકા તમારી ખોટી છે. એ સર્વ ભવિષ્યની વાત છે ખરી પણ તેથી તેને પોતાપર નિશ્ચયથી લગાવી દેવી એ મોટી ભૂલ છે. અને તેની ઈશ્વર કૃપાથી તમે ખાતરી કરશો ત્યારે જાણશો કે તમારી શંકાઓ સર્વ ખોટીજ હતી. પાછળ પડ્યા અને આગળ પડ્યા એ પણ સર્વ તમારા મનનીજ કલ્પના છે. બાકી કાલચક્રમાં કોઇ આગળ પણ નથી ને પાછળ પણ નથી. તમે કહો તેટલા દાખલા દઇએ કે જેને આપણે આગળ ગયેલો જાણતા હોઇએ તે પાછળ રહી જાયછે અને જેને પાછળ ગયેલો જાણતા હોઇએ તે આગળ થઇ જાય છે. કાળની ગતિ વિપરીત છે અને ઈશ્વરગતિ જાણવામાં નથી આવતી આટલામાટેજ વિપરીત થવાની શંકા મેલી દેવાની જરૂર છે. ભવિષ્ય સર્વનાં આવી મળે તો વિપરીત પણ થાય અને અનુકૂલ પણ થાય. પણ યોગ્ય પ્રસંગ હોય તો સારાનોજ સંકલ્પ કરવો જોઇએ. પ્રજા હોય તોપણ શું અને ન હોય તોપણ શું એમ કેમ થાય? સર્વ જગતનું મંડાણ પ્રજાથીજ છે. શાસ્ત્ર પણ પ્રજાનેમાટે સંમતિ આપેછે. માણસને ભવિષ્યના સુખનો આધાર અને વૃદ્ધ અવસ્થાનો વિશ્રામ પ્રજાજ છે. જ્યાંસુધી શરીર શક્ત હોય ને સર્વ ભાઇ બાપા કરતું હોય ત્યાંસુધી ખબર ન પડે, પણ શરીર અશક્ત થાય અને સ્વાર્થી લોકો જ્યારે અનાદર કરે ત્યારે પ્રજાનો કેટલો ઉપયોગ છે તે ખબર પડે તેમ છે અને તે જગતમાંના દાખલા ઉપરથી જ ગુણ જેશો. સુખમાં આનંદ વધારનાર અને દુ:ખમાં દિલાસો દેનાર પ્રજાજ છે. નિર્ધન અવસ્થામાં ધનરૂપ અને શ્રીમંત અવસ્થાની શોભારૂપ પ્રજાજ છે. પ્રજા ન હોય તો પુષ્કલ સંપત્તિ અને મોટાં મોટાં રાજભવનો પણ સ્મશાન બરાબર છે. જે ઘરમાં બાલકોના કોમલ શબ્દો સંભળાતા નથી તે ઘર ઉજ્જડ જંગલ જેવાં જણાય છે. એક ઘાસની બનાવેલી ઝુંપડી પણ પ્રજાવાળી હોય તો તે રાજમેહેલ કરતાં અધિક સુખ આપેછે. અહીં જે સ્વર્ગ કરતાં અધિક સુખ આપેછે તે સ્વર્ગના સાધનભૂત થાય એમાં આશ્ચર્ય નથી. પ્રજાના મતા-

પથી ઘણાએ પરમ ગતિ પામ્યા છે કપિલના શાપથી બળી ગયેલા સાઠ હજાર સગરના પુત્રો પણ પોતાની પ્રજાનીજ પરમ ગતિને પામ્યા છે તે પ્રસિદ્ધ છે જ્યાસુધી પ્રજા હોય નહિ ત્યાસુધી પિતૃઓ નિશ્વાસ નાખી આપણે આપેલુ જલ ઉષ્ણ કરી નાખી ગ્રહણ કરે છે   જન્મ થયો કે તરત આપણે માથે દેવ મનુષ્ય અને પિતૃનુ ઋણ વળગે છે   તેમા પિતૃનુ ઋણ પ્રજા થયા પછીજ ઉતરે છે કેમકે પ્રજા શ્રાદ્ધાદિકથી પિતૃને સતોષ આપનાર થાય છે લોકમા પણ જેઓ સ્ત્રી પુત્રવાળા હોય તેનો જેટલો વ્યવહાર સચવાય અને માન મરતબો રહેછે તેવો બીજાનો રેહેતો નથી   એમ નિશ્ચય છે કે આબાથી આબોજ પાકવો જોઇએ, તે પ્રમાણે જેઓ સદ્ગુણી બાપનો હોયછે તેની પ્રજા ઘણુ કરીને તેવાજ ગુણસ્વભાવવાળી નીવડે છે એટલે, સારી ન નીવડે, સેવા ન કરે, કે કગાળ સ્થિતિમા રહે એવી શકાજ અયોગ્ય છે એમ કરતા કાઇક ન્યૂનતા રહી કે ધારણા બરાબર ન ઉતરી તો તમારા જેવાને વિશેષ વૈરાગ્યનુ કારણ થઇ પડે તો તેથી પણ ગુણ ગ્રહણ કરવો જોઇએ   ચિત્રકેતુ અને અગરાજા પ્રજા થયા પછી પણ દુખિત થયાછે તેઓના જેવુ અને કશુ કારણ નથી છેવટ તો તેથી પણ તેમને વિરાગપ્રાપ્તિ થઈછે એ પણ કાઇ થોડો લાભ નહિ ગમે તેમ હોય તોપણ જ્યાસુધી પ્રજા થવાના સાધનો હોય અને તે યોગ્ય થવાનો સભવ હોય ત્યાસુધી તેમા ઉદાસી રાખવી એ હાથે કરીને પ્રજાનો નાશ કર્યા જેવુ છે માટે તમારા જેવા નિરાગ્રહીએ તે કાર્ય થવા દેવુ જોઇએ   એમા કાઇ નાટકના વેશ જેવુ નથી અને હોય તોપણ શુ ? આ જગતરૂપ રગભૂમિમા નાટકનો વેશ ભજવનારજ આવ્યા છિયે ત્યારે પછી હવે શરમ શેની ? બાપનો વશ રેહેતો હોય તો બીજાએ અપ્રજ રહેવુ એવી ક્યાઇ આજ્ઞા નથી જેમ જેમ પ્રજાની વૃદ્ધિ તેમ તેમ સુખનો વધારો અને પિતૃને વધારે સતોષ થવાનો સભવ છે   જગતમા કેહેવાય છે કે એકથી બે ભલા   ગૃહસ્થાશ્રમ થયા પછી પણ પ્રજા ન થાય તો પછી દૈવાધીન વાત ગઇ કેહેવાય   પણ તેટલામાટે તેના સભવને મૂલમાથી ઉખેડી નાખવો   એમા કોઇ જાતનુ કલ્યાણ નથી   હમણા જો ભૂલ કરશો તો પછીથી પિતૃ તો પછી પણ તમનેજ નિશ્વાસ નાખવા પડશે   માટે તેવો વખત ન આવવાનેમાટે   જગતની અને શાસ્ત્રની રીતિનેમાટે પ્રજાની જરૂર છે અને તે યોગ્યતાવાળીજ નીવડશે એમ નિશ્ચય રાખવો   નિશ્ચય સારો હોય તો પરિણામ પણ સારૂ આવે છે

સ્ત્રી અને ધન છે તે કુસંપનુ કારણ છે તે વાત ખરી છે   એ બે પદાર્થ અતિ મોહક છે   સહોદરોના સકળાયેલા મન જુદા પાડવામા તે પથરની

વસ્તુ જાય તેથી પ્રેમનો ભંગ થયો કેહેવાય નહિ. પ્રેમ વસ્તુ ગમે તે હોય પણ તે જીવતાં સુધીજ હયાત છે અને એક પાત્રનો અભાવ થતાં બીજા પાત્ર ઉપર લાગેછે એવીજ માયાની વિચિત્રતા છે. ઘડો ફુટવાથી તેમાંના જલમાં પડેલું પ્રતિબિંબ જેમ ફુટી ગયું ભાસે છે અને લુગડું ફાટવાથી તે ઉપરનું ચિત્ર જેમ ફાટી ગયું લાગેછે તેમ પ્રેમનું પાત્ર અદૃશ્ય થવાથી પ્રેમ ભંગ થયો જણાય છે, પણ ખરૂં જોતાં તેમ કાંઇ નથી. કેમકે ગયેલાં પાત્રના સ્મરણરૂપે તમને જે કાંઇ થાયછે તે તેની હયાતી સૂચવે છે, અને તેને અભાવે બીજા પાત્ર ઉપર બંધાશે એ વળી બીજો દાખલો છે. દૃઢ પ્રેમના ભંગવિષે જે શ્લોક ટાંક્યો છે તે આવાં પાત્રને લાગુ પાડવાનો નથી.* બાકી તેમાં લખેલી બાબત ઘણે અંશે મળતી આવેછે તમે પ્રેમને સ્વાર્થરૂપ ગણો કે ગમે તે ગણો તે તમારા અનુભવની વાત છે. તેથી બધનજ થાય છે એમ જણાવવા **बंधनानि खलु सांति** એ શ્લોક લખ્યો તેનો સાર એમ સમજવાનો છે કે ભ્રમર જેમ કમળમાં અતિ આસક્તિ પામી જઈ નિષ્ક્રિય થઇ જાય છે તેમ પ્રેમ થવાના પાત્રમાં અતિ આસક્ત થઇ જવું નહિ. અમને એમ ખાતરી છે કે ભ્રમર તો એક સાધારણ કીટ પ્રાણી છે એટલે તેને પોતાના હાનિ લાભની ખબર નથી. આપણે તો મહા ચતુર મનુષ્ય જાતિ તે કેમ એવી ભૂલ કરિયે? તમે જાણોછો કે પદાર્થો અથવા ગુણો બંધન કરનાર છે નહિ. માત્ર પોતાનો અવિવેક બંધન કરનારો છે. વિવેક હોય તો જે વસ્તુ હજારો બંધનથી બધાતી નથી તેને કોણ બાંધનાર છે? **नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः।** (એને શસ્ત્ર છેદતાં નથી અને પાવક બાળતો નથી) એવા ભગવદ્‌વચન પ્રમાણે આત્માને કશું બધન નથી; તેને તમે દેહાધ્યાસથી બંધનવાન માનોછો. વ્યવહારદૃષ્ટિમાં તો એમજ દેખાશે કે પવિત્ર પ્રેમના બંધનથી જે નથી બંધાયો તેજ બંધાયેલો છે અને જે બંધાયેલો છે તેજ બંધાયેલો નથી. વ્યવહારને અંગે આ બંધન અનુપયોગી હોય તો વ્યાવહારિક સઘળા ધર્મો પાતળા પડી જાય. માટે પરમાર્થની વાત વચમાં નાંખીને ડોળણ કરવામાં ડોળણજ છે. એ બંધનપણું જો વિચાર વગર કરવામાં આવે તો તે બંધનરૂપ થઇ જાય છે. જે ક્રિયામાં ઘણા ગુણ હોય તેમાં થોડા દોષ હોય તો તે ઉપર સમયપરત્વે નજર કરવી નહિ અને ઘણા દોષ હોય ને થોડા ગુણ હોય

---

* એકજ પાત્ર પ્રેમપાત્ર થઇને અપ્રેમપાત્ર થાય તો પાછું પ્રેમપાત્ર થવામાટે આ વાક્ય લાગુ પાડવાનું છે તો તેવો કાંઇ આહી પ્રસગ નથી.

તો તે ઉપર કારણપરત્વે નજર કરવી જોઇએ તમે બુદ્ધિમાન અને વિચારવાન છો એટલે જ્ઞાનવાનના જેની વાતો કરોછો જેને તમે બંધનરૂપ વૃથા કલ્પેછો તે પ્રેમ બીજા કેટલાક બંધનને કાપનાર થઇ પડે છે ત્યારે તેટલે અંશે તેનો ગુણ પણ ગ્રહણ કરવો જોઇએ

અમને ખેદ એ થાય છે કે 'શોક શાનો કરૂ ' જન્મ્યુ તે જવાનુજ છે, સુખ દુ ખ આપણા હાથમા નથી ' એમ લખોછો તોપણ જાણે તે ઉપરથી લખતા હો તેમજ જણાય છે, નિકર તમને વ્યવહાર વિચિત્ર લાગી ખેદ કેમ થાય ' આપણે પણ એ ' વર્મનાળા હોવાથી જે ખેદ કરવો તે સાવ વૃથા છે ખેદ કરવાથી ધુમાડાના બાચકાનીપેઠે કશુ હાથમા આવવાનુ નથી અને સમજણ સર્વ મિથ્યા થાય છે શરીર ધારણ કર્યું તેને તેસબધી સુખ દુ ખ હર્ષ શોક સર્વ મમત્વથી આવ્યા કરેછે તેમા આસક્ત ન રહેવુ એજ તેનુ ઓસડ છે વ્યવહારમાત્ર સ્વાર્થપર છે માટે કયાઇ તે વિચિત્ર પણ લાગે અને કયાઇ તે બરાબર પણ લાગ પણ તેટલામાટે સ્વાર્થભગ કરવો એ તો કાઇ જેવી તેવી ભૂલ ગણાય નહિ વ્યવહારને જાણનારા તો સ્વાર્થમા તત્પરતા-વાળાનેજ શ્રેષ્ઠ ગણેછે તમે નજર આગળ હજારો સબધીઓને દુ ખમા દેખી દુ ખી થઇ તેની લાગણીથી તમારૂ સંસારમા કેહેવાતુ સુખ છોડી દેશો તેથી શુ ફળ થશે ? તેથી કાઇ તમને થતો ખેદ શાત થશે નહિ તેમ જે સબધીઓને દુ ખ છે તે પણ મટશે નહિ એમા ઉલટુ માંકડું કાઢતા ઉટીયુ પેઠા જેવુ પરિણામ બનશે તે એ કે જેઓનેમાટે તમે ખેદ કરો છો એવા તમારા સગધીઓ તમને સુખમા જોઇને કાઇક સતોષ પામવાના હશે તે તમને દુ ખમા જોઇ પોતાના નિત્યના દુ ખમા વધારો કરશે કેમકે તમે જે ભાગ લેવાના છો તે તેઓની દૃષ્ટિમા દુ ખરૂપજ લાગે છે અવગત બાળક બનવા જેવુ છે ખરૂ પણ તેમ બ નીને પણ તમે તેઓને સતોષ આપનાર થશો એ થોડે પ્રયત્ને ઘણુ સારૂ ફળ છે એક દુ ખી હોય તેને પછવાડે બીજાએ દુ ખી રેહેવાથી પેલાનુ દુ ખ કાઇ ઓછુ થઇ જતુ નથી ત્યારે પછી એ દુ ખિત સ્થિતિમા બીજે શો ગુણ છે કે તેને અગીકાર કરવી ? ઘડિકમા સાંસારિક સ્થિતિને દુ ખરૂપ ગણો છો, ઘડીમા તેને સુખરૂપ કહી લખો છો, માટે જો દુ ખિત ગણતા હોય તો બીજા દુ ખિત છે અને તમે સુખમા પડો છો એ વાત ઉડી જવાથી ખેદ કરવાનુ કશુ કારણ નથી, અને સુખરૂપ ગણતા હો તો બીજાના સતોષ માટે ગ્ર

प्रकारनुं छे. हुं छ शास्त्र भण्यो छुं, हुं बधाने हरावुं तेवो छुं, मारा जेवो कोई विद्वान नथी, मारा जेवो कोई समजु नथी, मारा जेवो कोइ हार्द जाणनार नथी, हुं गुरु छुं, हुं आचार्य छुं, हुं नाटकचेटक जाणुं छु, हुं महंत छुं, हुं मानवा योग्य छुं, हु वकील छुं, हु सोलिसीटर छु, हुं सिविलसरविस छुं, हुं मेडिकल कोलेजमां पास थयेलो डाक्तर छु, हुं जरीफ छुं, हु खगोळवेत्ता छुं, हुं भूगोळवेत्ता छुं, हुं प्रिन्सीपाल छुं, हुं एडिटर छुं, के हुं जडज छुं एम अहंकार आणवो ते अविद्याभिमान केहेवाय. उपर जे अभिमान शब्द कह्यो छे तेनो अर्थ पण ममताज थाय छे. आवी रीते आ ममता अने अभिमान सर्व दुःखनुं मूळ छे, माटे तेने टाळी नांखवां जोइये. कदि कोइने शंका थाय के ए ममता टळवी तो घणी कठण छे ते केम टळे? तो तेनुं समाधान ए छे के उपाय करवाथी ते पण टळी शके छे. जेम एक खाळनो नळ होय तेमां कांइ पदार्थ के जीवजंतु भराई रहेल होय ते एनीमेळे तो केमेय नीकळे नहि पण जो तेने खूब जोर लागे ने पाणीथी के लाकडीथी ठेलाय तो नीकळे तेम आ ममतारूप कार्याभिमान टाळवामाटे कारण अभिमान ग्रहण करे तो ते टळी जाय. हुं ब्रह्म छुं, मारे वर्ण के आश्रम नथी, अने इंद्रियादिकनो संग नथी तो अभिमान केम घटे? एम जे जाणवुं ते कारण अभिमान केहेवाय. कह्युं छे के—

न त्वं विप्रादिको वर्णो नाश्रमी नाक्षगोचरः ।
असंगोसि निराकारो विश्वसाक्षी सुखी भव ॥

ब्राह्मण आदि वर्ण तुं नथी, ब्रह्मचार्यादि आश्रम तुं नथी, तुं इंद्रियोथी जणातो नथी, तुं असंग छे, तुं निराकार छे, अने सर्वनो साक्षी छे माटे सुखी था.

सारांश के उपर प्रमाणे पोतानुं स्वरूप ओळखी कार्याभिमान पण उपायो करवाथी टाळी शकाय छे. सर्व विद्या भणवी, कविता करवी, चातुरी देखाडवी, ए मारो धर्म नथी पण बुद्धिनो धर्म छे एम जाणवाथी विद्यानुं अभिमान टळेछे. विद्यावडे धन आदिक मळे तो प्रारब्धप्रमाणे मळे छे एम विचार करवाथी ते वैभवनुं अभिमान टळे छे. शिष्य लोको गुरु मानेछे ते शरीरने मानेछे, तेने बोध पण शरीरवडे थाय छे, ते सेवा पण शरीरनी करेछे, एमां मारे कशो संबंध छे नहि एम विचारवाथी गुरुपणा-

आदिनु अभिमान टाळी शकाय छे एम ने एम जे कांई अभिमान करवानो गुण के पदार्थ होय तेनो पोतामा आरोप न करवो ए ते अभिमान मटवानो हेतु छे

खाळना नळामा खजुरा भराणो होय ते काढवानेमाटे साणशीथी तेने ताणीने खेंचीये तो तुटी जायछ पण नीकळतो नथी, पण जो दीवो के अगारो तेनी पासे धर्यो होय तो तेना तापथी एनीमेळे तरत नीकळी जाय तेनी रीते सघळा अभिमान आ खाळरूप देहमा खजुरारूपे भराई बेठा छे तेने जोर करीने ताणीये तो नीकळे नहि पण जो कारण अभिमानरूप दीवो ग्रहण कर्यो होय तो बीजा अभिमान तरत टळी जायछे कार्य अभिमान नीकळी गया पछी कारण अभिमानने पण मेली देवु, केमके तेने कार्य अभिमान काढवा माटेज ग्रहण करवामां आवेछे जेम घरमाथी कचरो का ढवासारु सावरणी लेवी पडे पण कचरो नीकळी गयो एटले पछी सावरणी ने पण मेली देवी जोइए केमके ते कचरो काढवामाटेज लेवी पडेछे तेम कारण अभिमान कार्याभिमान काढवाने लेवु ने पछी ते नीकळे एटले मेली देवु आप्रमाणे जे कार्याभिमानने टाळता नथी तेमज जे विद्यानां अभिमानने टाळता नथी ते महा दु ख भोगवे छे अने एटलाजमाटे कह्यु छे के ममता छे तेज सव दु खनु मूळ छे

---

कि मंडनं साक्षरता मुखस्य
सत्य च कि भूतहित तदेव ।
त्यक्त्वा सुख कि स्त्रियमेव सम्यक्
देय पर कि त्वभय सदैव ॥ २२ ॥

अर्थ

शिष्य–मुखनु घरेणु शु केहेवाय ?
गुरु–साक्षरता
शिष्य–सत्य शु केहेवाय ?
गुरु–जे सर्वना हितरूप होय तेज
शिष्य–शु त्याग करवाथी सुख छे ?
गुरु–सारी रीते स्त्रीनो त्याग करवाथी

शिष्य–उत्तम दान कयुं केहेवाय ?

गुरु–जे निरंतर अभय छे ते.

टीका.

साक्षरता ए मुखनुं घरेणुं छे. अनेक प्रकारनी विद्या भणीने हुशियार थवूं एनुं नाम साक्षरता केहेवाय छे. बोलवाटाणे ते साक्षरता जणाई रहे तेथी ते मोढाने शोभा आपे छे. ए साक्षरता करतां पण ब्रह्मविचारमां कुशळ थवुं ए उत्तम साक्षरता छे. ब्रह्मना नामसहित मुखेथी अहंब्रह्मास्मि एम दृढअनुभवपूर्वक उच्चार करवो ते मोढानी शोभा छे. बाकी बीजा वाणीना विलासमां मोढानी कांई शोभा नथी. ब्रह्मविचारना उच्चार अने ते विद्याविना बीजुं जे कांई उचरवुं ते मिथ्या छे. अने एटलाजमाटे साक्षरताने मुखनुं घरेणुं कह्युं. बाकी कोई सोनारूपाना घरेणां होय तो ते शोभा नहि पण केवळ भार समजवो.

भूतप्राणीनुं जेथी हित थाय ते सत्य केहेवाय. साचुं बोलवुं ए संसारमां सत्य केहेवाय छे परंतु एथी पण उत्तम एज के जेथी प्राणीओनुं हित थाय. संसारमां कोई विषयभोग मळे के अन्नादिक मळे ते हित केहेवाय छे पण खरुं जोतां तो ते अहितरूप छे. खरुं हित तो संसारथी जेवडे मुक्त थवाय तेवा उपायनुं नाम केहेवाय. माटे संसारनां दुःखथी छुटवामाटे पोतानुं रूप ओळखी उत्तम ज्ञान संपादन करी जीवन्मुक्त थवुं एज सत्य छे. बाकी वाणीथी बोलवुं ए सत्य मिथ्या छे, केमके विचारिये तो वाणी पोते मिथ्या छे. एटलामाटे कोईने साचो बोल केहेवो होय तो मुक्ति मळे तेवो उपदेश करवो.

आगळ स्त्रीनुं रूप केहेवामां आव्युं छे. एवी स्त्रीने सारी रीते तजी देवाथी सुख थायछे. पोताने परणेली होय ने आगळ लख्याप्रमाणे दुष्ट स्त्री होय तो तजी देवी त्यारे परस्त्री तजवी एमां ते संदेह शानो ? पोतानी स्त्री सर्वगुणसंपन्न होय तोपण विषयोमां नजर राखी अति आसक्ति बांधवाथी दुःख थायछे. बाकी विषयनी वांच्छाविना गृहस्थ होय तेमणे कल्याणना मार्गमां विरोध न आवे तेम पोतानी गृहणीमां अनुरक्त रेहेवुं ग्रहस्थाश्रममां घटेछे. पण जेणे संसार त्याग कर्यो होय तेने तो स्त्रीनी आकृतिनुं दर्शन पण वरजेटलुं छे. एमने तो पोतानी होय ते पण पारकी बरोबर छे. शरीरथी त्याग कर्यो होय ते त्याग न केहेवाय, पण मनथी कर्यो होय ते खरो

त्याग केहेवाय माटे सुखनी इच्छा राखनाराए मनथीज खरो त्याग करवो जोइए मनना त्यागपछी उपरनो त्याग सफळ थाय छे

निरतर जे अभय आपवू एज उत्तम दान छे कोईपण प्राणिनो प्राण जवानो वखत होय अथवा तेने माथे कोई मोटी आपत्ति आवी पडे तेम होय तो तेमाथी तेने उगारवो अने फरीने तवी स्थितिमां न आवे तेवु करवु ए अभयदान केहेवाय छे अनेक प्रकारनी विद्या छे ते विद्या बी जाने शीखवत्री जेथी जीवे त्यासुधी ते ते विद्यावडे कमाइ खाय ए प्रमाणे विद्यानु दान देवू ए पण अभयदान केहेवायछे परतु ए करता पण वधारे आनद दायक दान मुक्तिनु केहेवाय छे, केमके मुक्ति पाम्या पछी कोई वातनो भय रेहेतोज नथी ने ससारना जन्ममरण टळी जायछे माटे जेओ अभयदान आपवानी इच्छा राखता होय तेमणे कोयथी न चोरी शकाय ने कोय दिवस न खूटे एवी मुक्तिनु दान आपवु बीजु जे काई आपवु तेने माथे भय छे पण मुक्तिने माथे भय नथी ए सदाय निर्भयज केहेवाय छे जेने अभयदान लेवु होय तेणे पण योग्य सत्पुरुष पासेथी मुक्ति थाय तेवुज लेवु ते शिवाय बीजा दानमां सदाय भयज भरेलो छे

---

कस्यास्ति नाशे मनसो हि मोक्ष
क सर्वथा नास्ति भय विमुक्तौ ।
शल्य पर कि निजमुर्खतैव
के के उपास्या गुरवश्च वृद्धा ॥२३॥

अर्थ

शिष्य–कोनो नाश थवाथी मोक्ष थाय?
गुरु–मननो नाश थवाथी
शिष्य–कोईपण दिवस क्या भय नथी?
गुरु–मुक्तिनेविषे
शिष्य–अति शल्य शु केहेवाय?
गुरु–पोतानु मूर्खपणु
शिष्य–उपासना कोनी करवी?
गुरु–गुरुनी अने वृद्धजनोनी

## टीका.

मननो नाश थवाथी मोक्ष थाय छे केमके न होय ने न इच्छेलुं होय तेवुं पण मनज उत्पन्न करेछे. हर्ष, शोक, पाप, पुण्य, स्वर्ग, नरक, बंध, मोक्ष ए आदि अनंत विकारो मनना छे ए मन टळे एटले पछी मोक्ष कोने जोईए; केम के आत्मा तो पोते नित्यमुक्तज छे. ए नित्यमुक्त आत्माने मन पोताने बंधने बंधन माने छे बाकी आत्माने कशुं बंधन नथी. जेम कोई माणसने ज्वर आव्यो होय तेमा साकर खावा आपी होय तो ते साकर मीठी छतां पण तावना जोरथी कडवी लागेछे, पण ताव न होयतो साकर तो स्वभावे मीठीज छे. तेम मननेलीधे आत्माने बंधन जणायछे पण मन टळ्युं एटले आत्मा स्वभावे मुक्तज छे. माटे ए मनने टाळवुं जोईए. पेहेलां मनना धर्म संकल्पविकल्पने टाळवा पछी संयमन करवाथी मन वश थायछे. बार मात्रिकाए पूरक, बार मात्रिकाए कुंभक अने बारमात्रिकाए रेचक एप्रमाणे प्राणायामथी प्रणव साधवो ते संयम केहेवाय छे. एप्रमाणे संयम करवाथी एनीमेळे मन नाश पामेछे. जेम कोय सर्प होय तेना दरमां तेल उकाळीने रेडयुं होय तो ते तरत मरी जायछे तेम बार बार मात्रिकाथी पुरक, कुंभक अने रेचक प्राणायामथी प्रणव साधतां मन नाश पामेछे. पण आ वात पोतानी मेळे समजावी कठण छे तेथी कोई मनने मारी जाणनार सत्पुरुष पासेथी ते शीखवुं जोईए. संकल्प विकल्प गया एटले मन मरेलु छे. गुरुकृपाथी मनने मार्युं के पछी मोक्षज छे, अने एटलामाटे मनना नाशथी मोक्ष छे एम कह्युं छे.

मुक्तिनेविषे कांई भय नथी. ते शिवायना जेटला पदार्थ के जेटलां ठेकाणां छे तेमां भय छे. केमके जेनेविषे पामवापणुं छे तेमां भय रह्यो छे अने ए भय मुक्तिनो सिद्धांत थयेथी नाश पामेछे. जन्ममरणनो भय पण पछी रेहेतो नथी ए मुक्ति थवाने उत्तम ज्ञान संपादन थवुं जोईए. ए ज्ञान पोतानी मेळे प्राप्त थतुं नथी, माटे गुरूपासेथी तेनो बोध लेवो जोईए, केमके ए कांई क्रियाथी प्राप्त नथी थतुं. श्री भगवाने गीतामां कह्युं छे के 'यतो वाचो निवर्तंते तद्धाम परमं मम ।' जेथी वाणी विराम पामे छे ते मारूं परम धाम छे. आ प्रमाणे मन अने वाणी जेने न पोचे ए स्वरूपने पोतानी मेळे ओळखीने ज्ञान मेळवातु नथी माटे गुरुना बोध द्वारा मेळवीने पछी जेमां कशो भय नथी एवी मुक्ति संपादन करवी.

पोतानी मूर्खता ए मोटु शल्य* छे अनेक प्रकारना संसारमा शल्य छे तेना करतां मूर्खता ए मोटामां मोटु शल्य छे केमके बीजां शल्यथी तो थोडु दु ख थाय छे पण आ मूर्खतारूप शल्यथी तो अनेक जातिना दु ख थयां करे छे महा डाह्यो पुरुष सारा शास्त्र भण्यो होय इतिहास जाणतो होय, महा चतुर केहेवातो होय, रसायन जाणतो होय के विद्वान केहेवातो होय पण ज्यासुधि ब्रह्मविद्या न जाणी होय त्यासुधी ते मूर्ख केहेवाय छे ब्रह्मविद्याना ज्ञानविना पोतानु स्वरूप ओळखातु नथी तेथी अनेक दु ख अने उपाधि भोगववी पडे छे अने गमे तेवु डहापण के बीजी विद्याओ शिखवामां आवी होय पण ते तेवखते अळगी थई रहे छे माटे बीजी विद्या के चतुराईथी संसारमा डाह्यो केहेवातो पुरुष ब्रह्मविद्या भणीने पोतानु स्वरूप न ओळख्यो होय तो ते मूर्ख छे अने एवा मूर्खने पोतानी मूर्खनाथी सघळे ठेकाणे दु खज जोवामा आवे छे कह्यु छे के—

अज्ञस्य दु खौघमय ज्ञस्यानदमय जगत् ।

जे अज्ञानी छे तने आ जगत् दु खना ढगलारूप छ अने जे ज्ञानी छे तेने आ जगत् आनदमय छे

आ प्रमाणे जेने ज्ञान नथी ते मूर्खताथी दु ख भोगवेछे अने ए दु खनो आरो आवतो नथी तेथी ते मोटा शल्य करता पण मोटु शल्य छे जो ज्ञान थयु होय तो ए शल्यनो नाश थई जवाथी सुख मळे छे माटे ए मूर्खता मटाडीने ज्ञान संपादन करवु जोईए पोतानी चतुराईनो के बीजी —हारनी भाषा भण्याना के बुद्धिनी चचळतानो उपयोग एज छे के जे जाणवानु छ तेने जाणी एवा तरफ पोतानी दृष्टि वाळवी जो मनुष्य—ग छता, अनेक साधनो छता अने बीजी विद्यानी तथा बुद्धिनी सहायता छतां ज्ञान तरफ लक्ष न लाग्यु तो ते सघळा निष्फळ गया बरोबर छे केमके फरी फरीने तेवो योग नहि थाय के अविद्यारूप शल्यनो नाश करी शकाय

गुरु† अने वृद्धजनोनी उपासना करवी जोईए गुरु अनेक प्रकारना केहेवाय छ पोताने उत्पन्न करनार पिता गुरु केहेवाय, वेद अने विद्यानु अध्ययन करावनार गुरु केहेवाय अने संसारना बधनथी छूटी जवाय तेवु ज्ञान आपनार गुरु केहेवाय व्यवहारनी रीतिमा अने परमार्थनी रीतिमा ए सघळानी उपासना एटले सहुसहुनी योग्य सेवाचाकरी करवी जोईए

* पाणनु फळ के गाळा के लाकडानी फास वाग अने ते नाकळे तेवू न होय ते शल्य केहेवाय

† केटलाक ससराने पण गुरुपदमा गणछे

तेमज जे पोताथी विद्यामां अधिक होय, द्रव्यमां अधिक होय, गुणमां अधिक होय, कुळमां अधिक होय, अधिकारमां अधिक होय अने वयमां अधिक होय ते सघळा वृद्ध केहेवाय. तेमने यथायोग्य स्नेह अने व्यवहारना संबंध प्रमाणे चाकरी, बरदास करवी जोइए. गुणथी, वयथी, विद्याथी, कुळथी, अनुभवथी, धनथी अने बीजा अनेक प्रकारथी एक माणस वृद्ध होय तो ते पेहेलाना करतां वधारे मानने योग्य छे. एवा अनुभवि पुरुषोना विचारो, तेनी वातो अने तेना देखावो बोध लेवालायक होयछे. अने एटला माटे गुरुओनी अने वृद्धोनी सेवा करवानुं कह्युं छे.

के के ह्युपास्या गुरवश्च वृद्धाः। आ वाक्यनो उपरप्रमाणे अर्थ विस्तारी बीजी रीते नीचे प्रमाणे लखीए छीए.

वृद्ध एवा गुरुनुं सेवन करवुं. गुरु वृद्ध कह्या तेथी एम न समजवुं के बीजा जुवान गुरु पण हशे पण तेनुं समाधान आप्रमाणे छे. एक पिता, बीजो कुळगोर, त्रीजो विद्यागुरु, चोथो मंत्रगुरु अने पांचमो, ब्रह्मगुरु [ज्ञानगुरु] एम पांच प्रकारना गुरु केहेवाय छे जेम गुरु पांच छे तेम शरीरनी अवस्था पांच छे. ते दरेक अवस्थानो पिता गुरु, पौगंड अवस्थानो कुळगोर गुरु, किशोर अवस्थानो विद्या आपनार गुरु, युवावस्थानो मंत्र आपनार अने वृद्धावस्थानो ब्रह्मने ओळखावनार गुरु. आप्रमाणे पांच गुरु केहेवाय छे. पिताए सर्व साधन करी शकाय एवो देह आप्यो अने जन्म्यापछी पण तेने पाळी पोशी मोटो कर्यो माटे ते गुरु केहेवाय छे. पण ते गुरुए देह आपीने संसारना दुःखमां नांखेछे. कुळगुरु ए अनेक कर्मना अधिकारी करी वर्णप्रमाणे कर्म करावी तेना बंधनमां नांखेछे, विद्यागुरु ए विद्या भणावी पण अज्ञान टळे एवी न भणावी तेथी अज्ञानना बंधनमां नांखेछे. मंत्रगुरु ए कान फुकीने पोताना मतमां लावीने बीजा देवमां द्वेषबुद्धि करावी आडे मार्गे अथडावेछे. एप्रमाणे ए चार गुरु तो उलटा अविद्यामां नांखेछे तेथी ते कल्याण थवा दे नहि. परंतु पांचमा गुरु जे ब्रह्मगुरु (ज्ञानगुरु) छे ते तो उत्तम ज्ञान आपी संसारनुं बंधन कापी निजस्वरूप ओळखावी मुक्त करेछे. माटे आवा गुरु तेज वृद्ध गुरु केहेवाय. माटे ते ब्रह्म जाणनार वृद्ध गुरुनी शुद्धमनथी सेवना करवी. पेहेला चार गुरुओ छे खरा पण तेनाथी संसारना बंधनथी छोडावी शकाय नहि. बंधनथी तो ब्रह्मगुरु मळे त्यारेज छोडावेछे.

(अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મું. આશ્વિન, સંવત્ ૧૯૬૯. અંક ૧૨ મો.

## ॥ यतो धर्मस्ततो जयः ॥

### क्लेश-निःक्लेश केम थाय?



मंदाक्रांता

સારા સારા કુળ સકળ તે નાશ પામી ગયા છે,
ભારે ભારે ભુવન સઘળા ધૂળધાણી થયા છે,
પૂરે પાપે પરમ સુખના સાધનો સંકડાય
આ સંસારે અણસમજણે ક્લેશવિશ્લેષ થાય,
વિદ્યા વઠે વિનય વિસરે બોલવામાં રોધ આવે
આધિવ્યાધિ પ્રતિદિન વધે અન્ન ભાવે ન ભાવે,
શ્રીમંતાઈ સુખ કુશળતા થાય જોતાં વિદાય,
આ સંસારે અણસમજણે ક્લેશવિશ્લેષ થાય
કામક્રોધે કપટ કરતાં લોભમોહે લઢાય,
શાણા રાણા સુભગ નરની હાય તૂટે સહાય,
કાયામાંથી કનકનરૂપી કાંતિ ને શાંતિ જાય,
આ સંસારે અણસમજણે ક્લેશવિશ્લેષ થાય
સંભારોને યદુકુળ અને કૌરવો પાંડવોને,
એની સત્તા ધન જન વિષે હોય સંદેહ કોને?
નાના મોટા કુશળ નર જો ભ્રાંતિ ભૂતે ભરાય,
આ સંસારે અણસમજણે ક્લેશવિશ્લેષ થાય
ઝાંખા છે આ ધન જન ધરા સ્વપ્નના ખેલ જેવા,
વાડી ગાડી સરસ ભુવનો સર્વ સંબંધિ તેવા,
હું મારૂં એ પરમ મમતામાંહિ મિથ્યા મરાય,
આ સંસારે સમજણવડે ક્લેશ નિઃશેષ થાય

सोरठा

પૂજાવે નિજ કાય, પણ પૂજ્ય જાણે નહિ,
નીચી ડોક ન થાય, તે પથ્થરના પૂતળા

ખટરસ ખાંતે ખાય, ખવરાવી જાણે નહિ;
દીઠે સિંહ ધરાય, તે અંતકને કામના.
પેરે પોતે હીર, દોરો દઇ શકતા નથી;
કરશે કોણ અમીર, તે ટેડા તાબૂતને.
ઊપરથી શણગાર, અધિક કરે છે ઓપતા;
દારાના દરબાર, ડોલા જેવા જાણવા.
પોતે પેરે ચીર, લીર ન આપે અન્યને,
શોભે ભલે શરીર, ઓડાંના અવતારનાં.
ઊચાં રાખે અંગ, જોબન-ધનના જોરથી;
સાધે નહિ સત્સંગ, સારાં તે કરતાં શરૂ;
આગળ વધવા ધાય, ધન જોબન અધિકારમાં;
કેવળ સ્વાર્થ સધાય, ઝાડ ગણો તે તાડનાં.
જુવે સાંભળે તોય, નહિ બોલે ચાલે કશું;
તે માનવ નહિ હોય, ચબૂતરાના ચાડિયા.
ભાવે ન ભજે રામ, માનવતન મળવા છતાં;
તેજ મૂર્ખના જામ, જન્મે મરવા કારણે.
કેશવ હરિની હાય, જે સેવા કરતા નથી;
સુખિયા ક્યાંથી થાય, આંહિ અને પરલોકમાં.

---

## बे रसमां न बुड्यो ते तर्यो.

જગતમાં આપણો ઉદય થાય એવી ઈચ્છા કરનારા લોકો અસંખ્ય છે પરંતુ ઉદયને વિરોધ કરનારા શત્રુને તાબે થઇ જાય છે તેની કોઇને ખબર પડતી નથી એ આ ઐશ્વરી ઇંદ્રજાળનો કોઈ જેવો તેવો ચમત્કાર નથી. રસ શબ્દની પ્રવૃત્તિ ઘણે ઠેકાણે થાય છે. ખાવાના પદાર્થોમાંથી અનુભવાતા મધુરાદિ છ રસો, જોવા સાંભળવા વિગેરેથી અનુભવાતા શૃંગારાદિ નવ રસો, અને પ્રવાહરૂપ પદાર્થોરૂપે વપરાતા રસો શિવાય પણ રસ શબ્દની પ્રવૃત્તિ ઘણા વિષયોમાં થાય છે. એ સર્વને છોડી દઇને બે વિષયનેજ માત્ર અહીં રસ શબ્દવાચક લીધા છે કે જેની અંતરગત સઘળા રસોનો સમાવેશ કરી શકાય છે. એક જીભ્હાનો રસ અને બીજો વિષયનો રસ. એ બે

રસોથી ભીંજાઈ ગયેલા ઉદયદશાના રસથી પાછા રહે છે જીહ્વાનો રસ નાનાપ્રકારના ખાટા ખારા પદાર્થો ખાવામા મનુષ્યના મનને દોરે છે જેને તેનો હરામ ચમરકો લાગ્યો હોય તેને તેમાજ નિરતર ચિત્ત ફર્યા કરે છે લાડુ, ઘેબર, દુધપાક, પુરી, સાટા, શ્રીખડ, જલેબી, અડદીયા પેડા, બડફી વિગેરે મિઠાઇ ઉપર અને ખારી દાળ, ગાઠીયા, કચી, પાપડ, વઘારેલા શાક, લચકો દાળ, કઢી ઓસાણ, ભજીયા વિગેરે ખારા પદાર્થોમાજ મન લાગી રહેછે જ્યાસુધી પરબારૂ મળે ત્યાસુધી તો ઠીક છે, પણ પરબારૂ ન મળે ત્યારે પછી ઘરમાથી તે ખાવાનુ મન થાય છે ખાધે રાજાના ભડાર પણ ખુટી જાય છે એ કહેવત કાઈ ખોટી નથી કેરી, ચીભડા, દાળીયા, તડબુચ, ખજુર, ટોપરૂ, ધ્રાખ, દાડમ, પેર, સીતાફળ, જાબુ, અનનાસ, પપનસ, લીબુ, કેળા, અજીર, બોર, સફરજન, આલુ, બદામ, પસ્તા, સાકર અને ભાતભાતના મુરબામાનો જે જે પદાર્થ નજરે દેખવામા આવે તે પદાર્થ હવે તે ક્યારે ખવાય એવો વિચાર આવી જતા મોઢામા પાણી છુટે છે ઘણા છોકરાઓને બાળકપણથી એવુ ખાધાનો છદ લાગે છે અને તે મોટપણે પણ છુટી શકતો નથી આથી કરીને તે અનુદ્યમી, આળસુ, રીસાળ, અને રોગી બની જાય છે અને એમ થયુ એટલે પછી પોતાની કુટેવને પરાધીન થઇને ચોરી કરવા શીખે છે ઘરમાથી જો કાઈ હાથમા આવે તો ઘરમાથીજ ધમોડી જાય છે અને ત્યાથી હાથમા ન આવે તો બીજે કોઈ ઠેકાણેથી પૈસો રૂપૈયો કે કોઈ પદાર્થ ઉપાડી જાય છે બજારમાથી તેનુ ખાવાનુ લઈ છાનુ માનુ ઓગાળી જાય છે જેટલા પૈસા આપ્યા તેના પ્રમાણમા મળ્યુ કે ન મળ્યુ તેનુ પણ ભાન રેહેતુ નથી કેટલાક તો કોઇનેમાટે વસ્તુ લેવા ગયા હોય તો તેમાથી ડોઢીયુ અરધી કાઢી લઈ ખાઈ જાય છે જીભનો રસ આવી રીતે બાળકોને બગાડે છે અને મોટાને પણ બગાડે છે ખાનામાજ જેનુ મન ફરે છે એવા લોકો કદી બાળપણની ટેવ ટળી ગઈ હોય તો પણ કોઈના વિવાહની કે દાડાની વાટ જોતા દિવસો ગણે છે પારકે ઘેરથી નોત્રુ આવે કે જાણે ગોળનુ ગાડુ મળ્યુ પેટને અને પગને પસારીને ફાટે મોએ જેટલુ ખવાય તેટલુ ખાય છે અને એમાથી વખતે કોલેરા વિગેરે થાય તો જમનેદ્વારે પણ જાય છે

જેટલા જેટલા અવગુણો છે તે બધા ખાવાના રસમાથી પેદા થાય છે, ખાવાના સઘળા રસોમા મધુર રસ મુખ્ય છે અને એ રસનો કુછદજ

વધારે હાનિ કરનાર થઈ પડે છે. જે વખતે જે રસવાળો પદાર્થ મળે તે પ્રાણપોષણમાટે ખાઈ લેનારા અથવા ઈશ્વરેઈચ્છાથી મળેલા મધુર વિગેરે રસોને ઉપયોગમાં લેનારા જીભને વશ રહેલાની પેઠે દુઃખ પામતા નથી. જે જીભને વશ થયેલા છે, જેમ જીભ ન ચાવે તેમ નાચે છે, તેનું નામજ ખાવાનો રસ છે. જુવોને મત્સ્ય નામનો જલજંતુ બડીશ ઉપર રહેલા લોટને ખાવાના રસથી લેવા જતાં બડિશનો કાંટો તાળવામાં પેશી જતાં ક્ષણવારમાં મરણ પામે છે. મત્સ્યમાં અને અવિવેકી માણસમાં કાંઈ વધારે ફેર નથી હોતો એટલે તેની પણ અત્યંત આસક્તિથી મત્સ્યના જેવી ગતિ થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. મધુર આદિ છએ રસો અન્નાદિકમાં હોય છે અને તેનો પ્રતિદિવસ આહાર થવાથી બીજે ભોગવવાની શક્તિ અને ઈચ્છા થાય છે, કેમકે શરીરને શક્તિ આપનાર અન્ન છે; અને શરીર શક્તિવાળું થયું એટલે ઇન્દ્રિયો તે સાથેજ શક્તિવાળી થાય છે. ઇન્દ્રિયોના જેટલા વિષયો છે તે સર્વ અનર્થકારક છે તે વાત લિખિતપઠિત થઈ ગયેલી છે. તેમાં સ્પર્શ વિષય તો અનર્થ કરવામાં સર્વોપરિ છે. એ વિષયની આસક્તિનેજ અહીં અમે બીજા રસરૂપ લેખેલ છે. જો કે સ્પર્શ વિષયોમાં ઘણા પદાર્થો આવી જાય છે પરંતુ મહા અજ્ઞાનિયો કેવળ સ્ત્રીઆદિકના સંગનેજ તે વિષયરૂપ ગણે છે અને સર્વ સુખભોગની અવધિ અથવા મર્યાદા ત્યાંજ આવી રહી એમ સમજે છે. એમ સમજનારા વાનરોને વધારે વિકલ્પ કરવાને વળો તેવીજ વૃત્તિના ભણેલાઓએ રસઅલંકારાદિક લખીને એવા ચાળે ચડાવી દીધા કે દૈવનું ચક્ર અટકે તોજ તે અનર્થની પરંપરાના ચક્રમાં ફરતા અટકે છે. આ રસેજ સર્વ જગતને જાળથી બાંધી લીધું છે તેમાં પણ અધિક આસક્તિવાળાને તો ઉંડી ખાડામાં નાખી દીધા છે. જેમ મધુર રસ ગ્રહણ કરતાં જીહ્વાને સ્પર્શ રહે તેટલી વારજ આદિમાં માત્ર સુખરૂપ લાગે છે તેમ આ રસનું પણ તેમજ છે. એટલે તે તમોગુણી સુખદુઃખના ઝાડના અંકુરરૂપ થઈ પડે છે. ઝેરી ઝાડનો અંકુર દેખીતો તો સુંદર લાગે છે પણ તેનો સ્પર્શ પ્રાણ હરનાર થઈ પડે છે. એ વાતવિના બીજું કાંઈ દેખાયજ નહિ અને સુઝેજ નહિ એજ હરામ ચસરકો છે. દેવદાનવાદિક પણ મરાઇ કપાઇ ગયા, મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઇ ગયાં, જ્યાં નોબત નગારાં વાગતાં ત્યાં કાગડા ઉડવા લાગ્યા એ બધો એનોજ પ્રતાપ છે. એની આસક્તિથીજ ચોરાશી લાખ અવતારો

અને નરકની યાતનાઓ વારવાર ભોગવવા પડે છે સારા કુળના કોમળ બાળકો પણ એનો છદ લાગનાથી વઠી જાય છે જુગટુ, ચોરી, અનાચાર, અશક્તિ, અવિવેક, વિગેરે એને અગે રહેના છે અને એ અગો બરાબર બેઠા કે અનેક રોગોના આગાર બનેલા કામીઓ મનના અને શરીરના રોગોના આગાર બની જઇ વિનામોતે મરે છે, અધ નરકમા પડે છે અને વારવાર ભવાટવીમા ભટકતા ફરે છે પણ અહો! એ વાતનો વિચારજ એ અવિવેકીઓ ક્યા કરે છે? સઘળા અનર્થો અને સઘળી નરકની યાતનાઓને આકાશપુષ્પજેવા સુખનેમાટે તે કબુનજ ક્યા કરે છે? એના ઓને પછી તરવાની આશાજ શી? નાના પ્રકારના ઉદ્યમો કરી ધન સહિત કીર્તિ સપાદન કરી સામાન્ય રીતે વ્યવહારનુ સુખ ભોગવી વર્ધમાન કરીને નિરોગી રહી પૂર્ણ આયુષ્ય ભોગવી મરવુ એ જેમ જીહ્વાના રસવાળાને અસભવિત છે તેથી વધારે આ બીજા રસવાળાને અસભવિત છે, ત્યા પછી 'જન્મમરણ ન આવે એવી દશાને પોચવાની તો વાતજ શી કરવી? યથેચ્છ વિહાર કરનારા માકડા જેમ વગડામા તાઢતડકો વિગેરે સહન કરતા મરવામાટેજ જીવે છે તેમ આ રસમા અત્યત લપટાઇ રહેના વાનરની પેઠે આમતેમ ભટકતા જીવે છે તે મરવાનેમાટેજ આ અનાદિ જગતમા કોઈ મહા બનવાન થઇ ગયા છે, કોઇ કીર્તિમાન થઇ ગયા છે, કોઇ આયુષ્યમાન થઇ ગયા છે, કોઇ સપત્તિવાન થઇ ગયા છે, કોઇ રૂપવાન થઇ ગયા છે, કોઇ પૂર્ણ આયુષ ભોગવી મુવા છે, કોઇએ બીજાના હાથમા જતો દેશ પોતાને સ્વાધીન રાખ્યો છે, કોઇએ તરવારની મારના જોરથી મોટા રાજ્યો ભોગવ્યા છે, કોઇ ઘણા લોકોના આશ્રયરૂપ થઇ પડ્યા છે, કોઇને વિદ્વાનોએ વખાણ્યા છે, અને કોઇ નિષ્કલક ગયા છે અને આજ પણ એવા હશે તેઓ જીહ્વાના રસમા કે ઇન્દ્રિયોના રસમા મોહ પામ્યા નથી એમ સમજવુ નદીનો પ્રવાહ જેમ વળ્યો તેમ વળ્યો તેમજ મન પણ જો એ બે રસો તરફ વળી ગયુ અને યોગ્ય અવસ્થાએ પણ પાછુ ન વળ્યુ તો પછી વળતુજ નથી પછી વિનય, વિવેક, વિચાર, ઉદારતા, પવિત્રતા, મહત્તા, વિદ્વત્તા વિગેરે ક્યાથી આવે, અને એ ન આવે એટલે સાચા સુખની કે તરવાની આશાજ શી રાખવી? સઘળા સારા ઉદ્યમોનો આધાર બલ અને અનારોગ્યના ઉપર છે અને બલ તથા અનારોગ્યતા એ બે રસોની અનાસક્તિથીજ રહી શકે છે

એ રસમાં નહિ લાગેલું મન પછી બીજા સુખકર વિચારો ઉપર વળે છે અને પછી તે ધાર્યા પ્રમાણે ઉદ્યને મેળવે છે. તપસ્વી લોકો ઘણા વર્ષો જીવે છે, બલવાન અને રૂપવાન રહે છે, જેવું બોલે તેવું થાયછે, ભવિષ્યને જાણી શકે છે એનું કારણ એ બે રસનું જીતાવુંજ છે. ખરેખર જીતનારને તો જેમ કુતરાંની વિષ્ટા ઉપર પ્રીતિ ન થાય તેમ તે રસો ઉપર પ્રીતિજ થતી નથી શાસ્ત્રોમાં શમ અને દમ એ બે પાળવાના લખ્યા છે એમાં મનનો અને ઇન્દ્રિયોનો નિગ્રહ આવી જાય છે. સર્વનો નિગ્રહ થયો એટલે રસ પણ એની મેળે જીતાઈ જાય છે. આટલામાટે જેને એ મહા બલવાન બે રસને જીતવાની મરજી હોય તેણે મન અને ઇન્દ્રિયોને વશ રાખવાં અર્થાત્ તેને અવળે માર્ગે નહિ જવા દેતાં સારા માર્ગમાં વાળવાં. આમ કરીને જો બેય રસ જીતાય તો પછી બીજું કાંઇ જીતવું રેહેતું નથી. जीतं सर्वं रसे जीते આ વાક્ય પણ એમ કહેછે કે રસ જીતાયો એટલે સર્વ જીતાયું. આ વાક્યમાં રસ શબ્દથી જીહ્વાના રસને ગણ્યો છે તે યોગ્ય છે, કેમકે એમાંથી બીજા રસોની ઉત્પત્તિ થાય છે. એટલા માટે એક જીભ અથવા જીભનો રસ જીતાઓ એટલે સર્વ જીતાઇ જાયછે. સારી નરતી વાણી કે વિવેકવિનય પણ જીહ્વાથી જણાય છે માટે જીહ્વારસ અતિ પ્રબળ મનાય છે, તેમ છતાં પણ બેય રસથી બીતા રેહેવાને અમે ભળામણ કરીયે છિયે કેમકે એમાં ખુચ્યા પછી તરવાની આશા રાખવી તે ઝાઝવાના પાણીથી તરશ મટાડવા બરાબર છે. જો કોઇ સદાકાળ સુખસંપત્તિને વધારનારો રસ જોતો હોય તો ભક્તિરસ કે શાંતરસનું રોજ સેવન કરો. જેવી પ્રીતિ અથવા લોલુપતા તમને જીહ્વાદિકના રસમાં લાગે છે તેવી આ રસમાં રાખો, પછી જુવો ચમત્કાર કે તમે કેવા સુખી અને પરાક્રમી થાઓ છે આજે જો કોઇનાં અજર અમર નામ સાંભળવામાં આવતાં હોય તો તે મન ઈંદ્રિયથી શાંત રહેનારા ઇશ્વરભક્તોનાંજ સમજવાં. જે જે જગતમાંના રસોમાં રસત્વ લાગે છે તેના મૂલ કારણરૂપ એક એવો રસ છે કે જેને ઓળખીને માણસ પરમપદનું પાત્ર બને છે. એ રસ એવો છે કે તેને ઈંદ્રિયો કે મન માપી શકતાં નથી. એ રસ તે જેને આપણે પરમાનંદ સ્વરૂપ પરમાત્મા કહિયે છીયે તેજ સમજવો. એ સર્વ રસોને રસ્તા આપનાર સમર્થ રસ છે. એ પરમાત્મા પરમેશ્વરને વશ્ય કરવા તે જ્યાંસુધી ગ્રામ્ય રસોમાં મન

પરોવાયેલુ રેહે ત્યાસુધી કરાતા નથી માટે કાચબો જેમ પોતાના અગો પોતાની અદર સંકોચી લેછે તેમ નાના પ્રકારના વિષયોતરફ દોડતા મનને પોતાની અદર સંકોચી લઇ પોતાના અતર્યામીરૂપ ઈશ્વરમા જોડી દેવુ એમ કરીને ઈશ્વરસ્વરૂપને વશ્ય કરી તેનો આનદ અનુભવવો એ આનદ સ્વાધીન થયો એટલે આખુ જગત જીતાયેલુ થયુ એમ સમજવુ જેણે ઈશ્વરમાં મન રાખ્યુ છે અને બહારના વિષયો પરથી ઉતાર્યું છે તેણેજ જગતમા જય મેળવ્યો છે આમ હોવાથી પણ એક રસ જીતાઓ એટલે સર્વ જીતાયુ એ વાત બધ બેસે છે પણ આ વાર્ત બહુ ઉડી છે ઝાડમા મળી ગયેલુ બીજ જેમ દેખાતુ નથી તેમ જગતના રસોમા ઢકાઇ ગયેલો પરમાનદરૂપ પરમેશ્વર સ્થૂલ દૃષ્ટિથી દેખાતો નથી માટે જાડી સમજણથીજ સમજવા ઉપર કહ્યુ તે તરત સમજવામા આવે તેવુ છે તે એજ કે ભાત ભાતના મિષ્ટાન્નો અને તીખા તમતમતા રસો ઉપર આસક્તિ રાખવી નહિ એમ જે આસક્તિ નથી રાખતો તેજ વિદ્યાભ્યાસમા અને અર્થ મેળવવામા આગળ પડે છે અમારૂ કેહેવુ એમ નથી કે જગતમા પદાર્થો થાય છે તે ખાવા નહિ ખાવા ખરા કેમકે અન્નાદિક વિના પ્રાણ રેતા નથી પણ પ્રાણપોષણમાટેજ ખાવાની રીતે ખાવુ પરતુ મારે અમુકજ વસ્તુ જોઇએ, તેવીના ચાલેજ નહિ, આટલુજ જોઇએ એવી આસક્તિ ન રાખવી અને એનેમાટે થઇને અમૂલ્ય વખત ગાળી નખાય તેમ ન થવુ જોઇએ જે ઇશ્વરેચ્છાથી આવી મળ્યુ તે ખાતેથી ખાઇ લેવુ અને પછી પ્રવૃત્તિ કે નિવૃત્તિનો જે ઉદ્યમ કરવો હોય તેમા ચિત્ત જોડી દેવુ આમ કરનાથી ઉત્તમ લાભ થાય છે લોલુપતા માત્ર અજ્ઞાન અને મૂર્ખતાનીજ છે કેમકે વિચારી જુવો તો કડવો લીબડો પીધો હોય કે સાકરનો રસ પીધો હોય તો જીભને અડે એટલી વારજ કડવા મીઠા લાગે છે પેટમા ગયા પછી બન્ને સરખુ કામ કરે છે માટે ખોટી લોલુપતાને ઉદય ઇચ્છનારાએ તજી દેવી એવીજ રીતે બીજા રસોમા પણ લોલુપતા રાખની નહિ કેમકે જો કોઇ જાતની ખોટી ટેવ પડી તો તે ઉદય પામનારને વિઘ્નરૂપ થઇ પડે છે અનુભવમાટે આ આખુ જગત છે તે જોઇ લેવુ અને તે ઉપરથી સદ્બોધ લઇ રસો આપણને જીતે તે પેહેલાં રસોને આપણે જીતી લેવા આમ થયુ એટલે આખુ જગત જીતાયુ એ કાઇ બહુ કઠણ નથી જેઓ જીહ્વા આદિ રસને જીતનારા છે તેઓનેજ ધન્ય છે, અને તેઓજ જગના ગુરૂરૂપ છે

---

## स्वार्थि लोकोने शी खबर छे ?

આખા જગતનાં પ્રાણીઓનો સર્વ કર્મના આરંભનો હેતુ તે એક સ્વાર્થજ હોય છે. સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ટ મનુષ્ય પણ સ્વાર્થનેમાટેજ સર્વ પ્રયત્ન કરે છે પછી તે સ્વાર્થ ગમે તે પ્રકારનો હોય અને તેમાંથી ગમે તે ફળ થાય. ગમે તે કામ કરીને માણસને સુખ મેળવવાની આશા હોય છે. એ સુખ મેળવતાં બીજા કોઇને દુઃખ કે અસંતોષ થતો હોય તો સ્વાર્થ સાધનારને તેની ખબર પડતી નથી અને કદી ખબર પડે તોપણ પોતાને તેનો અનુભવ નહિ થયેલો હોવાથી તે ઉપર દરકાર રેહેતી નથી. ભણ્યો હોય, ચતુર હોય, પ્રખ્યાત હોય પણ સ્વાર્થ સાધી લેવા વખતે તે તેવી યોગ્યતાનો કોઇ જુદોજ ઉપયોગ કરે છે. તેમાં વિચિત્રતા તો એ છે કે સ્વભાવના ફેરફાર પ્રમાણે નોખી નોખી રીતથી સર્વને સુખની ઇચ્છા રહે છે. અમે આગળ સ્વાર્થના ત્રણ ભેદ પાડેલા છે તે ત્રણેય સ્વાર્થવાળાને કશી ખબર રેહેતી નથી પરંતુ તેમાં ઉત્તમ સ્વાર્થવાળાને જે ખબર નથી રેહેતી તે તો અત્યંત પુણ્યરૂપ ફળને આપનારી છે માટે એ ઉત્તમ સ્વાર્થવાળને આ વિષયમાં વચમાં લેવોજ નહિ. સ્વાર્થ એટલે શું એમ જો વિચાર કરિયે તો એજ દેખવામાં આવે છે કે પોતાને અનુકૂળ પડતું આચરણ કરવું અને પોતાના સુખમાટે પ્રયત્ન કરવું એ પ્રયત્નમાં અને આચરણમાં પછી બીજાને અર્થની હાનિ થતી હોય, બીજાનું અંતઃકરણ કચવાતું હોય, ધર્મની હાનિ થતી હોય, પોતાના કે પરના યશમાં કલંક લાગતું હોય તોપણ ઉલટમાં આવી ગયેલુ મન તે જોતુંજ નથી. ઘોડાગાડી ભાડે કરીને બેસનાર માણસ અમુક સ્થળે સુખેથી પોચવાના સ્વાર્થમાં ઘોડો થાકેલો છે કે નહિ, તેને તડકો લાગતો હશે કે નહિ, તેનાથી ભાર ઉપડતો હશે કે નહિ, તેનો વિચાર કરતોજ નથી અને મુકામ આવે એટલે પૈસા આપી ઉતરી ચાલ્યો જાય છે. ઘોડાગાડીવાળો પણ પૈસા પેદા કરવારૂપ પોતાના સ્વાર્થથી આંધળો બની રાતે ઘાસ કે ચંદી પૂરૂં ખાવા આપ્યું ન હોય અને સવારમાં તેને ગાડીએ જોડી રાતના બારબજા સુધી હાકાહાક કરે છે અને ચાબુકના માર મારે છે. તે એમ નથી જાણતો કે ઘોડો ભુખ્યો થયો હશે, થાકી રહ્યો હશે, સામાન ખુચતો હશે, પીઠ તપી ગઈ હશે અને પડશે તો પ્રાણ નીકળી જાશે. એજ પ્રમાણે બધા વ્યવહારોમાં સ્વાર્થિઓ કાંઈ દેખતા નથી. स्वार्थी दोषं न पश्यति ।

એ કહેવતમા સ્વાર્થી દોષ જોતા નથી એમ કહ્યુ છે તે બરાબર છે જોતા નથી એપણ ખરૂ અને દેખતા નથી એ પણ ખરૂ એક ધનિક કામકાજ કરનારો ચાકર રાખે તે દિવસ ઊગે ત્યારથી તે રાતના ૧૧ વાગાસુધી ધણી ના બેનનાપેઠે કામ કર્યાજ કરતો હોય તોપણ શુ તે થાકી રહ્યો હશે, કે તેને વિશ્રામ દેવો જોઇએ તેનો વિચાર કયા કરેછે? કામ કરતા કાંઈ સેજસાજ ચૂક આવી કે કહેલી જણસ ભૂલથી વેની મોડી હાજર કરી, કે શરીરમા આજારી થતા કાઇ કામ અધુરૂ રહ્યુ કે તેનાથી કાઇ ઉતાવળુ બોલાઇ ગયુ તો તેને ધમકાવી નાખેછે, પગારનો દડ કરેછે, અથવા તો કાઢી પણ મેલેછે એ વખતે તેની પ્રાણ પાથરીને કરવામા આવતી નોકરીપર જરાપણ વિચાર કયા કરવામા આવેછે? તેમા એટલો પણ બુદ્ધિમાન શેઠને વિચાર નથી આવતો કે થોડી પણ ચૂક ન આવે એવી જો અકલ તેનામા હોત તો તેજ શેઠ બનીને તમને ચાકર શામાટે ન રાખત? જેવી જેવી સ્થિતિ હોય તેવા તેવા પ્રકારના સ્વાર્થના રૂપ બધાય છે તેમ જેનો જેવો સબધ તેવા પ્રકારના પણ સ્વાર્થના રૂપ બધાય છે શેઠને ચાકર વચ્ચે, સ્ત્રી ને પુરૂષ વચ્ચે, બાપ ને દીકરા વચ્ચે મિત્ર ને મિત્ર વચ્ચે, ભાઈ ને ભાઇ વચ્ચે, અને બાકી સઘળા કામકાજના પ્રસગમા જેની સાથે જે કામ હોય તેને ને પોતા વચ્ચે જુદા જુદા પ્રકારના સ્વાર્થ હોયછે તેમા સબધપરત્વે જે સ્વાર્થ છે તે ઘણું ખરો સ્તુત્ય હોય છે સબધ વગરનો જે કાઇ કામ કરી લેનારનો કે બીજો સ્વાર્થ હોય છે તેમા સ્વાર્થી કાઇ જોતા નથી કેટલાક તો સબધી સાથેના સ્વાર્થમા પણ આખ્યો મીચી રાખે છે કાકી મામી કોઇ રાધવા પેઠી હોય તેને પીરસતા વાર લાગે કે કાઇ કાચુ પાકુ થાય કે દાળમા વઘાર દેવો રહી જાય તો તરત રીસ ચડી જાય અને અકારા વચન બોલવા પડે, પણ રધાય કેમ અને પીરસાય કેમ? તેમા કેટલી કઠિનતા છે તેની તેને કાઇ ખબરજ પડતી નથી એ તો 'બસ આમ થવુજ જોઇએ' એટલુજ સમજે છે ઘરના માણસમાટે આમ હોય ત્યારે પગારદાર રાખ્યો હોય તેના શા હાલ સ્વાર્થીઓ કરે એ પ્રત્યક્ષ છે પોતાને આરામ જોઈએ, પોતાને સારૂ સારૂ ખાવાનુ જોઇએ, પોતાને વખતસર જોઇએ, પણ જેની પાસેથી પોતાને તે મેળવવાનુ હોય કે જેની પાસેથી કશુ કામ લેવાનુ હોય તેને તેમ જોઇએ કે નહિ તેનો વિચાર સ્વાર્થીઓને થતોજ નથી ગરીબ અવસ્થામા હજી પણ સુજે પણ તવગર અવસ્થામા તે કોકનેજ સુજતુ હશે એટલુ તો આપણે

કબુલ કરવું જોઈએ કે વ્યવસ્થાનેમાટે કેટલુંક રાખ્યાવિના નથી ચાલતું તો તેટલું ભલે હોય પરંતુ ગરજુ લોકોને પછી તેનો વિવેક રેહેતો નથી. આખા જગતમાંથી અહિંસાધર્મ નાશ પામ્યો તેનું કારણ પણ એજ છે. આપણે આપણી ભુખ તરશ મટાડતાં, આપણું સુખ સપાદન કરતાં, આપણું કામ કરાવતાં તે સબંધમાં આવેલાંને શું સંકટ પડેછે તે વિચાર અહિંસાધર્મનો નાશ થતાં નીકળીજ ગયો પછી સ્વાર્થી લોકો શું દેખે ? બીજાનું અપમાન થાય, બીજાને દુઃખ થાય, બીજાઓ મરાઈ જાય, કે બીજાઓને નુકશાન થાય તેની સ્વાર્થીને ખબરજ રેહેતી નથી. તે તો માત્ર પોતાનેમાટે કે બહુ. તો સ્ત્રીપુત્રનેમાટે કાળજી રાખી જોઇએ તે કામ કરાવી લે છે, અને સુખ મેળવી લે છે. તેમાં જે ન્યૂનતા રહી તેનેમાટે ન કરવાનું પણ કરેછે અને ન બોલવાનું પણ બોલેછે. મધ્યમ સ્વાર્થવાળાને જો અવિવેક હોય તો તે અધમ સ્વાર્થી જેવીજ રીતનો થઈ જાયછે. અધમ સ્વાર્થીની તો વાતજ શી કરવી. જેઓ જેની પાસેથી પોતાને સુખ લેવાનું હોય તેને તેની સ્થિતિ પ્રમાણે સુખી રાખતા શીખ્યા નથી તે મધ્યમ સ્વાર્થી હોય તોપણ અધમ સ્વાર્થી જેવાજ છે. સ્વાર્થી ગરીબ સ્થિતિનો હોય તો તેને નિરભિમાની થઈ પોતાનું દીનતાથી કામ કાઢી લેવાનું હોય, પણ સ્વાર્થી ધનિક હોય તો પોતાનાથી ઓછા ધનવાળા પાસેથી કે પોતાથી દબાતા માણસ પાસેથી કે પશુ પાસેથી ઉદ્ધતાઇથી કામ કાઢી લે છે. સ્વાર્થ સાધી આપનાર સ્વાર્થીને કેટલું દુઃખ છે તે નથી જાણતો અને સ્વાર્થી સ્વાર્થ સાધી આપનારને કેટલુ દુઃખ છે તે નથી જાણતો, એમ ઘણીવાર વ્યવહારમાં બનેછે ખરૂં પણ જો પાત્રો ઉલટ પાલટ થઈ જાય તો તેનો અનુભવ થાયછે. અહંકાર, અભિમાન અને આશા એ ત્રણ દુર્ગુણો સ્વાર્થીને દુઃખ આપેછે માટે ગમે તે કામના પ્રસંગમાં અહંકાર વિગેરે ત્રણે દોષનો ત્યાગ કરવો. જેવો જેનો સ્વાર્થ તેવી તે સ્વાર્થીની સ્થિતિ થાયછે અને તેવું તેને કામ કરવું પડેછે એ પણ સ્વાર્થની બલહારી છે. એથી એમ જણાય છે કે વિવેક વગરના માણસને અહંકાર, અભિમાન અને આશાએ ઉંચા ચડાવીનેજ લોકોને અધમતાના પાત્ર કર્યા છે. નહિ તો સારાં સારાં પાત્ર પલવારમાં કેમ વિપરિત ભાવ પામી જાય ? કૌરવોએ સ્વાર્થ સાધવામાટે છેવટ પોતાનો ઘાણ વળી ગયો એવાજ ઉપાયો કર્યા. જરાસંધને જીતવામાટે ભગવાન જેવાને પણ ભિક્ષુકનો વેશ ધરવો પડ્યો. દેવકીજીને બચાવવામાટે તેના બાલકોને

કસ પાસે વસુદેવે લઇ જવા પડ્યા એમ સ્વાર્થમાટે દેખતા છતા આધ ળુ થવુ પડેછે અને કયાક થઈ પણ જવાય છે કોઈ વાત, કોઈ વિચાર, કોઇ કામ, કોઈ પ્રસગ, કોઇ વખત, સ્વાર્થ વગરના છેજ નહિ પણ તેમા સ્વાર્થિએ આગળ પાછળ ધ્યાન પોચાડવાની જરૂર છે કે જે ઘણા સ્વાર્થિ- ઓના હોતુ નથી સ્વાર્થ સાધતા પણ જો વિવેકદૃષ્ટિથી જોવામા આવે તો એમાથી પરિણામે સુખ થાયછે અને તેમ ન હોય તો વ્યવહારમા ઘણી વાર દુ ખ આવી પડછે અને ધારો કે કદી ગમે તેમ કરીને અહીં ધાર્યા પ્રમાણે સુખ મેળવતા દુ ખ ન થયુ તો પરમેશ્વર પાસે તો તેનો જવાબ આપવો પડે એમ માનવુ કાઇ અયોગ્ય નથી મધ્યમ સ્વાર્થ તો બહુ સારો કેમકે જેમા કાઈક અદલો બદલો હોય છે અને કાઇ બીજાની ગરજ રે છે પણ અધમ સ્વાર્થ તો બહુજ ભુડો છે ચોરી કરનાર ચોર જેનુ ધન જાય તેને કેટલુ દુ ખ છે તે શુ જાણે ? હિસા કરનાર લોક જેના પ્રાણ જાય તેને કેટલી પીડા થાય તે શુ જાણે ? બીજાનુ ખોદી કાઢી પોતે એમ લ ાર કે શેઠ બને તેને જેનુ ખોદી કાઢ્યુ હોય તેને શુ દુ ખછે તે તેને શી ખબર પડે ? આમ ને આમ મધ્યમ સ્વાર્થમા પણ કેટલાક સામાન્ય વ્યવહારમા તેમ બનતુ જોવામા આવેછે એ ઉપરથીજ એમ કહેવાય છે કે સ્વાર્થીને કાઇ ખબર નથી ખબર પડે એટલે તો તે પરમા ર્થીજ થાયછે પણ અહો સ્વાર્થની નિશ્ચિંતતા એવી છે કે ગધેડુ જેમ પોતા ઉપર ભરેલા ચદનને ભારરૂપજ સમજે છે તેમ સ્વાર્થથી મૂર્ખ બનેલાને પણ વિદ્યાભ્યાસ અને વિનયવિવેક ભારરૂપજ થાયછે એ ઉપરથી સ્વાર્થી મા ણસ જેવો જેવો સ્વાર્થ તેવા તેવા રૂપનો બનેછે કોઇપણ જાતિની પોતાની કામના તે સ્વાર્થ છે તે સિદ્ધ થાય એટલે સ્વાર્થ સર્યો કહેવાય છે ગુણ, સ્વભાવ અવસ્થા અને સ્વાભાવિક ધર્મપ્રમાણે અનેક પ્રકારની કામનાઓ થાયછે એ કામનાઓજ અવિવેકને શીખવે છે અને સ્વાર્થી પોતાનુ રૂપ ભૂલી જાય છે સ્વાર્થીનો સ્વાર્થ સિદ્ધ થવો એ દૈવાધીન હોય તો છેવટ નિરાશ થતા દીન બની જાય છે મોટા ચક્રવર્તી હોય તોપણ તે પામર પ્રાણી જેવો બનેછે જો કોઈ પણ મનુષ્યને સ્નેહી સબધી કે ચાકર પાસે થી સ્વાર્થ સિદ્ધ થવાનો હોય ને તેમા ન્યૂનતા રહે કે સિદ્ધ ન થાય તો ક્રોધ આવેછે કામનો અને ક્રોધનો વાસ થયો એટલે લોભ પણ સાથેજ આવે છે પછી મોહ કે મદમત્સરની વાતજ શી કરવી ? જગતમા જો કોઇ વિ

ચાર કરતું હોય તો ખબર પડે કે આ તે શું સ્વાર્થ કેવાય? નામમાત્ર સ્વાર્થ છે, બાકી તેનું રૂપ અને પરિણામ તો અનર્થરૂપજ છે. માટે જેથી અનર્થ થાય તેવી કામનાઓ અને તેવાં કાર્યો તજી દેવાં જોઇએ. એમ કરે તેજ પોતાનો સ્વાર્થ સાધે છે અને તેજ કદિ આંધળા હોય તોપણ દેખતા છે:

---

## पुनरुद्वाहविषे विचारना एक पत्रनो प्रत्युत्तर.

[ સબંધ પાને ૨૫૬ થી ]

એ બધું આપણે આપણી મેળે કરિયે છિયે અને આપણી મેળે માનિયે છિયે. જો સમજણ હોય તો ગૃહસ્થ થયા પછી પણ ઈશ્વર ભજાય એમ છે અને વખત પણ છે. જેને સમજણ ન હોય તે પેહેલી અવસ્થામાં ગૃહસ્થ થયા પછી પણ ઈશ્વરને ભજી શકતા નથી. ઈશ્વરભજન કાંઇ સાંસારિક સ્થિતિની સાથે સંબધ નથી રાખતું. પોતાના મનનીસાથે સંબંધ રાખેછે. ઈશ્વરને ભજવાની રોજની બે ઘડી ઘણી છે. બાકીના વખતમાં નીતિથી અને પવિત્રતાથી ચાલતાં પણ ઈશ્વરભજનજ થાયછે એમ માનવું. પેટ ભરવાની પંચાત પ્રારબ્ધી હોય તેને કાંઈ પડતી નથી. અને પ્રારબ્ધી ન હોય તો એક પોતાના પેટ માટે પણ હજાર પેટ ભરવાના જેટલો શ્રમ કરે ત્યારે ભરાયછે તે તો તમે પણ નજરે જુવોછો. તમે જાણો કે માણસ આવેછે તે પોતાના પ્રારબ્ધને પણ સાથે લેતું આવેછે. માટે સંબંધમાં આવેલાનું રક્ષણ કરવું જોઇએ, પરતુ તેનેમાટે ચિંતા કે હાયવોય કરવી તે અવિચારનું કામ છે. આમ રાખીને નિશ્ચિંત થઈ 'દેવ જોડાનો' દાખલો ખુશીથી રદ કરી શકાયછે. અને જો સમજણ ન હોય તો પોતાનો એક દેહ નભાવતાં પણ તેનેમાટે કરવાનાં પ્રયત્નો પણ ઈશ્વરભજનમાં દેવજોડાના દાખલાને ભુલાવતાં નથી. સંગથી દૂર રેહનારને એકલી સ્થિતિમાં તેમ નથી બનતુ એ વાત વાંધાભરેલી છે અને જો તેમ સત્ય માનતા હો તો ગૃહસ્થથી પણ સંગથી દૂર રહી તેવી સ્થિતિનો અનુભવ કરી શકાય છે. તમે પોતેજ કબુલ કરોછો કે વિષયમુક્ત મન હોય તો બધન નથી આપતું તો તેનેજ અમે અસંગપણું કહિયે છિયે ત્યારે પછી ઉપરના દેખાવમાં તમને શો વાંધો આવેછે? આપણી પણ સમજણની ન્યૂનતા અને અભ્યાસનું ઓછાપણું આપણને નડવાનો સંભવ છે અને તે

તમને તો હમણાજ નડવા લાગ્યુ છે ત્યારે પછી કેમ નહિ નડે ? ભાવિની ખાતરી નથી માટેજ જે સ્થિતિમા કોઈ દિવસ કોઈ કહેણ ન આવે એવી સ્થિતિનેમાટે અમે આગ્રહ કરિયે છિયે દશા છે તેજ નિદાનુ પાન છે તે ખરૂ છે પરતુ તેનેમાટે કાળજી ન રાખવી એમ કાઇ સિદ્ધ થતુ નથી કેમકે દશાની નિદા છે તેજ પુરૂષની નિદા છે સારા માઠાની અસર દશાને નથી થતી પણ માણસના મનને થાયછે આ બાબતમા કાઇ અટકવાનુ પણ નથી અને ન અટકવાનુ પણ નથી તોપણ તમે તેમ માનોછો માટે અમારે કહેવુ જોઇએ કે તમે જે સ્થિતિ અગીકાર કરવાના છો તે સ્થિતિજ 'અટકવુ' છે કેમકે તમે અટકી બેઠા છો અમે કહિયે છિયે તેજ સ્થિતિ 'અટકવુ' નથી એમા જે કરવુ હોય તે સુખસાધન થઈ શકેછે

વિષયો અને કલિકાળની પ્રબળતા દેખાડી તમે અમારી સૂચનાનો અનાદર કરોછો પણ તે ઉપરથી તમારેજ સમજવુ જોઇએ કે જ્યારે એટલી બધી તેની પ્રબળતા છે અથવા તમે માની છે ત્યારે તે એકલી સ્થિતિમા તમને સુખે રેહેવા દેશે એમ શી ખાતરી ? સમજુને બેય માગ સરખા છે અને અણસમજુને બેય માગ દુખરૂપ છે સસારના વિષયો પાણી જેવા નહિ કલ્પતા ગારા જેવા કલ્પોછો તે વાજબી છે ગારામા કમળનુ પાન પડે તો ગારોજ થઈ જાય તેપણ ખરૂ પણ તે દ્રષ્ટાત પ્રમાણે કાઈ આપણે પરતત્ર નથી વિષયોને ગારારૂપ નથવા દેવા અને આપણે પાદડારૂપ નથવુ એટલે એ સદેહ એનીમેળે નિવૃત્ત થાય વિષયને ગારારૂપ મટાડવા હોય તોપણ તે આગ્રહ રાખવાથી નથી મટતા, નિરાગ્રહ રેહેવાથી મટેછે અને તેમા માત્ર વૃત્તિના ફેરફારનીજ જરૂર છે જે કામ ડુગર ખોદવા જેવુ તમને થઈ પડયુ છે તે કામ વૃત્તિની સહાયતાથી સેહેલુ થઈ પડે તેમ છે માટે હુ વ્યવહારમા હતો, હવે નથી, હવે વળી વ્યવહારમા પડુછુ, એ સવ કલ્પના મેલી દઇ પરમપદનોજ વિચાર કરવો એટલે ગમે તે સ્થિતિ તમને બાધ નહિ કરે તમે જો વ્યવહારમા નથી તો કાઈપણ સ્થિતિમા નથી અને જો છો તો ગમે તે સ્થિતિમા હશો તોપણ વ્યવહારમાંજ છો વ્યવહારમા રહી વ્યવહાર વગરનુ રેહેવામા જગત ન માને માટે વ્યવહાર તજી દેવો એ તો તમારો સાવ ઉલટો વિચાર છે, કેમકે લોકો વ્યવહારમા લેખે કે તેથી બહાર લેખે તે બેય વાતમા કશી હાનિ નથી માટે તે પ્રમાણે રહીને બેય સ્થિતિનો અનુભવ કરશો તો થઈ શકશે જે કાઈ કરવુ

છે તે પોતાના લાભમાટે કરવું છે, કાંઇ બીજાનેમાટે કરવું નથી. તોપણ લોકોના પવિત્ર વ્યવહારને અનુસરીને પોતાનું હિત જળવાતું હોય ત્યાં-સુધી તેથી વિરૂદ્ધ થવાની જરૂર નથી. જ્યારે જડના જેવી દશા થઈ જાય ત્યારેજ આ કાળજી એનીમેળે જતી રહે તો ભલે. પણ તમે તો વ્યવહારમાં રહ્યાછો માટે તમારે સર્વ વિચાર કરવાની જરૂર છે. અને તેથી જોકે જન-કાદિક જેવા તો જનકાદિક હતા તોપણ તે દાખલા ગ્રહણ કરવા એ તમારે ઉપયોગના છે, કેમકે તેથી વિપરીત ચાલીને પણ તમે તેવી નિર્મળ સ્થિતિને પોચી શકો એનેમાટે અમને મોટો સંદેહ છે. અને તે તમારા આદ્યંત લેખ ઉપરથી જણાય તેમ છે.

લોકો તો અનાદિકાળના અભ્યાસથી અનેક ઉપાધિ અને દુઃખ છતાં વ્યવહારમાં આસક્ત થાય, કેમકે પ્રમાદરૂપ મદિરાથી તે ગાડાં બનેલા છે. આ વાતનો અમે અનાદર નથી કરતા, પણ તમને જે કેહેવામાં આવેછે તે સંસારમાં આસક્ત થવાનું કેહેવામાં આવતુ નથી, માત્ર ચાલતો વ્યવહાર ચાલવા દેવાનું કેહેવામાં આવે છે. વ્યવહારમાં દુઃખો હોય તોપણ ભલે અને ન હોય-તો પણ ભલે. દુઃખો હશે તો તેને ભોગવનાર હશે તે ભોગવશે. તમને સુખ પણ ક્યાં છે અને દુઃખ પણ કયાં છે ? તમે સમજુ છતાં વ્યવહાર ઉપાધિરૂપ અને દુઃખરૂપ માની તેમાંથી તેવુંજ અનુભવવા માંડયું, તેના કરતાં તો અજ્ઞાન લોક સારા કે અણસમજુ છતાં પણ મોહરૂપ મદિરાથી ભ્રમિત થવાનેલીધે કશા ત્રાસને સમજતાજ નથી. ગમે તો અનાદિનો અ-ભ્યાસ હો કે ન હો પરંતુ આખા જગતની પ્રવૃત્તિ સંસારતરફ વળેછે એ તો તમે પણ જાણોછો. આખું જગત્ મોહને વશ છે તો તેમાં આપણે આવી જાઈએ એ તો સ્વાભાવિકજ પ્રાપ્ત છે. કેમકે નહિ તો ભર્તૃહરિનું વાક્ય પરિ-પૂર્ણ લાગુ પડે નહિ. ભાઈ! મોહ થવો મટવો એ સમજણ ઉપર છે. ક્રિયા કરવી કે મેલી દેવી તેમાં કાંઇ મોહ થતો કે મટતો નથી. ખરૂ જોશો તો વ્ય-વહારના ચક્રમાંના વેગમાં આવી જઈ ત્રાસ ન ઉપજે એવી સ્થિતિ હોય તેજ સારી કેહેવાય. એક સાવ મૂર્ખ હોય તેને ત્રાસ ન થાય અને એક સાવ સમજુ હોય તો ત્રાસ ન થાય, માટે સઘળું સમજીને ત્રાસ માત્ર દૂર કરવો એ તો વધારે સારૂં છે. તમે જાણોછો કે સમજુ ને કશું ત્રાસ પામવા જેવું નથી. વ્યવહાર અસત્ય છે, તેથી થતો ત્રાસ પણ અસત્ય છે અને જેને ત્રાસ થાય તેપણ અસ-ત્ય છે, તો એ અસત્યનેમાટે વિવાદ કરવો એપણ અસત્યજ કેહેવાય. આ વાત

પરમાર્થની છે અને પરમાર્થની સમજણ માટેજ સમજવાની તમારે જરૂર છે કે જેથી સીંદરીમા સર્પની ભ્રાંતિનીપેઠે તમને થતો જુનાનો જે ભય આપે છે તે નિવૃત્ત થાય ભર્તૃહરિનુ બીજુ વાક્ય વૈરાગ્યશતક લખ્યુ તે ખરેખર તેવુજ છે ત્યા પણ મોહની પ્રબળતાજ દેખાડી છે અમારૂ કહેવુ એ છે કે જ્યારે મોહની એટલી પ્રબળતા છે ત્યારે તે વિષયે ખાય ભીડવાથી શુ વળવાનુ? જુઓ વિચાર કરો કેમકે વિચારરૂપ શસ્ત્રથીજ આ ગુચવણ ભરેલા ગ્રંથિ કપાય તેમ છે શારિરિક બનનુ કાઇ આહિ કામ નથી પતંગ દીવા વામા રૂપવિષયની આસક્તિથી પડેછે ખરેખર તેને તે વિષયથી આસક્તિ થીજ બળી મરવુ પડેછે, પરંતુ તે જીવોને આ અગ્નિ છે એવી ખબર હોતી નથી પાસે જવાથી તાપ દૂર થાય કે દૂર જવાથી દૂર થાય તેની તેને ખબર નથી અજવાળાથી અંજાઇને આકર્ષણ થવાનેલીધે તે તેમા પડેછે તેમજ મત્સ્ય પણ આ પદાર્થ ખાવાનો છે, એમા લોઢાનો કાંટો છે વિગેરે નહિ જાણ વાથી લોટ લેવા જતા બડીશ વાગતા પ્રાણરહિત થાયછે આ સ્થિતિ અતિ અજ્ઞાનપણાનેલીધે થાયછે જો તેઓ સામાન્યરૂપ અને રસનિશ્ચયમા લાગ્યા હોત તો તેમ મરણ નિપજત નહિ, પરંતુ સ્વભાવને નહિ જાણેલાને આ તે સામાન્ય કે આ તે વિશેષ એવી ખબર ન પડે તેથી તેઓથી તેની દશા થાયજ તેઓ નથી જાણતા તેથી તેમ થાયછે અને આપણે જાણિયે છિયે તોપણ એકને બદલે પાંચપાંચ વિષયોને ગ્રહણ કરિયે છિયે અને હાથે કરિને વિપત્તિ વોરિયે છિયે એ મોહનો મહિમા છે તે ખરૂ છે અમને તો આશ્ચર્ય લાગે છે કે અનેક જન્મની વિષયતરફ વળવાની પ્રવૃત્તિ સર્વ પ્રાણીઓની છે તેમા તમે પણ હોવા છતા તમે સર્વથી કરતા વિરૂદ્ધ વિચારના શી રીતે થયા!! હશે પણ અમે એ તમારૂ વર્તન કાઇક સારૂ ફળ દેખાડ નાર સમજીએ છિયે આ ઠેકાણે હવે કહેવાનુ એટલુજ છે કે તમારી વૃત્તિ અનાસક્તિવાળી છે તો તેમને તેમ રેહેવા દઇ તેનો તિરસ્કાર કરવાનુ છોડી દ્યો એટલે પછી કાઇ કરવાનુ નથી અને હોય તો દયા, મૈત્રી, પરોપકાર, દાન, ઈશ્વરારાધન, વિગેરે છે તેમા પ્રવૃત્તિ રાખવી અને તે સાધનપૂર્વક સ્વરૂપના સમજણ મેળવવી તમને ખબર છે કે શરીર ધારણ કર્યું છે તેજ વિપત્તિનુ સ્વરૂપ છે તેને તમે કેમ નથી છોડતા? જો શરીર છોડાતુ નથી તોજ તો ચાર પુરૂષાર્થનુ સાધન માની બેશી ખેદ નથી કરતા તેમજ શરીરને અંગે વિષયો પછવાડે લાગ્યાજ છે

અને તે છોડાતાજ નથી ત્યારે તેને છોડવાનો વિચાર મેલી દઈને પુરૂષાર્થના સંબંધમાં ઉપયોગી લેખી તેનો વિચારજ છોડી દેવો એ કોઇ રીતે અયોગ્ય નથી. એટલું છે ખરૂં કે અતિ પરિચય બંધનરૂપ છે. જો તે વાત તમારે અંગીકાર ન કરવી હોય અને વિષયોને નહિ છતાં પણ વિપત્તિની જાળરૂપ માની બેસવું હોય તો સર્વ ખાવું પીવું આદિ વ્યવહાર છોડી દ્યો એટલે પછી અમારે કાંઇ કેહેવાનુંજ નથી. અપૂર્ણ

## શેઠ करशनदास हल्लुनो स्वर्गवास.

લખવાને ખેદ ઉત્પન્ન થાય છે કે શેઠ કરશનદાસ ગયા પ્રથમ ભાદ્રપદ શુદી ૧૧ સોમવારને રોજ ૭૦ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયા છે

તે ગૃહસ્થ ૧૮૭૯ ની શાલમાં જામનગરમાં જન્મ્યા હતા. સાત વર્ષની ઉમ્મરે તેનું મુંબઈ આવવું થયું. અહીં આવીને તેમણે સાધારણ કેળવણી લેવા માંડી તે સાથે વેપારમા પોતાના પિતાનીસાથે ધ્યાન રાખવા માંડ્યુ. જામનગરમા સુંદરજી શેઠ મોટા પ્રસિદ્ધ થઈ ગયા હતા તે શેઠ કરશનદાસના દાદા થાય. હલ્લુ શેઠ સાધારણ સ્થિતિ થવાનેલીધે મુંબઇ આવ્યા. પોતાના બે પુત્રો તેમને વેપારમા મદદગાર થઈ પડ્યા. શેઠ કરશનદાસ મોટા હતા તેની ઉમ્મર ૧૪–૧૫ વર્ષની થતા કાપડના વેપારમા તેનુ સારૂ ધ્યાન લાગ્યુ. અને તેવારમા તેમના લગ્ન પણ થયા. પોતાની ૪૦ વર્ષની ઉમ્મર થતા તેમના પિતા હલ્લુ શેઠ ગુજરી ગયા. પિતા ગયા પછી બન્ને ભાઇએ સાથે માથે કામ ઉપાડી લીધું. અને સારો લાભ મેળવવા લાગ્યા ત્યારપછી આશરે ૧૯૨૫ની શાલમા તે બન્ને ભાઇએ જુદો વેપાર પાડી દીધો અને તેથી પોતે સ્વતંત્ર વેપાર કરવા લાગ્યા તેમા પ્રતિદિવસ લાભ થતો ગયો અને તેમા તેમને પોતાનાપુત્ર ગોર્ધનદાસ પણ સહાયકારક થઇ પડ્યા શેઠ કરશનદાસ પોતે ભલા હતા, એક માર્ગી હતા. નાથદ્વારા, દ્વારકા અને વ્રજની યાત્રા કરિ આવ્યા હતા તે પોતાની ચોથી પેઢી જોઇ પૂર્ણ અવસ્થાએ સંતોષ લઈ સ્વર્ગવાસી થયા એટલા ભાગ્યશાળી કેહેવાય. તે પોતે મરણ સમયે ધર્મશાળા વિગેરે ધર્મના ખર્ચ માટે(રૂા.૨૦૦૦૦) કાઢી ગયા છે, ૪૧૬૦ રૂપીયા પોતાના કુટુંબમા લીગેસના કાઢી ગયા છે. અને ૬૮૦૦ રૂપીયા મરણ સંબંધી ખર્ચ માટે કાઢી ગયા છે. ધર્મ ઉપર તેને પ્રીતિ હતી. તેમના સ્ત્રી પોતાની પેહેલાજ ૬ વર્ષ પેહેલા ચાલી ગયા હતા તે પોતાનો વહિવટ પોતાના પુખ્ત ઉમ્મરના પુત્ર શેઠ ગોર્ધનદાસને સોંપી ગયા છે. તે શાંત અને ભલા છે. ઇશ્વરગતિ અકલિત છે એમ ધારી સ્નેહી સંબંધીઓએ સદ્વિચારમા મન જોડવુ તે શીવાય બીજો માણસનો કોઇ ઉપાય નથી.

## वेदधर्मसभाने बक्षीस.

શેઠ ગોર્ધનદાસ કરશનદાસે, પોતાના પિતાજી શેઠ કરશનદાસ હલ્લુ પ્રથમ ભાદ્રપદ શુદી ૧૧ સોમવારે સ્વર્ગવાસી થયા તેની પાછળ દાનધર્મના નિમિત્તથી રૂા ૨૫ અંકે પર આપ્યા તે પહોંચ્યા છે તે અનામત ખાતે જમે કર્યા છે તેના વ્યાજનો સદુપયોગ થશે સં. ૧૯૪૯ બીજા ભાદ્રપદ વદી ૧.

# મણિરત્નમાલા



જેમ અધારી રાત ચાર પહોરની હોય, તે રાતનુ અધારુ સૂર્ય ઉગે ત્યારજ મટે છે, તેમ ઉપર જે ચાર ગુરુ કહ્યા તે અધારી રાતના ચાર પહોર જેવા સમજવા અને પાચમા જે ગુરુ કહ્યા તે સૂર્ય જેવા સમજવા એ ગુરુ મળે એટલે અજ્ઞાન પછી એનીમળે નાશી જાય છે અને ત શિવાય બીજા કોઈ અજ્ઞાનને મટાડી શકતા નથી * જેમ સૂર્ય ઉગે ને અધારુ જાય ને પછી કમળ ઉઘડે તેમ બ્રહ્મગુરુ મળે તો તેના બોધથી અજ્ઞાન જાય ને પછી જ્ઞાન રૂપ કમળ ઉદય થાય શ્રીગુરુગીતામા કહ્યુ છે કે—

सर्वश्रुतिशिरोरत्ननीराजितपदाम्बुज ।
वेदाताम्बुजसूर्याय तस्मै श्रीगुरवे नम ॥

સર્વ મોટી મોટી શ્રુતિયો જેને ચરણે છે અને વેદાતરૂપી કમળને ઉઘાડવામા સૂર્ય જેવા છે તે ગુરુને હૂ નમસ્કાર કરુછુ

સારાશ એ કે એવા અજ્ઞાનને મટાડી જ્ઞાનને આપનારા વેદાત જાણનાર ગુરુની કલ્યાણમાટે ઉપાસના કરવી સિંદૂર પ્રકરણમા કહ્યુ છે કે—

निदलयति कुबोध बोधयत्यागमार्थं
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।
अवगमयति कृत्याकृत्यभेद गुरुर्यो
भवजलनिधिपोतस्तद्विना नास्ति किंचित् ॥

આપણના મનમા જે નઠારા બોધ પેશી ગયા હોય તેને ટાળી નાખે, શાસ્ત્રનો અર્થ સમજાવે સારી ગતિ (મોક્ષ) અને નરતી ગતિ (બધ) એ બે યનો માર્ગ જુદો પાડી સમજાવે, પાપ અને પુણ્ય એ બેયને જુદા જુદા કરી સમજાવે તથા કરવાનુ અને ન કરવાનુ તેનો ભેદ જણાવી દે એવો જે ગુરુ છે તેનાવિના સસારરૂપ સમુદ્રને તરવાનુ વહાણ કોઈ નથી

સમજવાનુ એ કે જે નઠારા બોધને ટાળે નહિ, શાસ્ત્રનો અર્થ જે સત્ય હોય તે સમજાવે નહિ, સારિ ગતિ એટલે મોક્ષ અને નરતિ ગતિ એટલે બધનો માર્ગ જુદો પાડી દેખાડે નહિ, પાપ અને પુણ્યને સમજાવે નહિ અને આ કરવાનુ છે અને આ કરવાનુ નથી એમ જે સમજાવે નહિ તેવા ગુરુ હોય તો

* એ ચાર ગુરુમાનો કોઈ અવશ્ય ચારય અજ્ઞાનને ટાળનાર હોય તો પાચમાની અપેક્ષા રેતી નથી

पण ते कशा कामना नहि. केमके ते कांई संसारसमुद्रमांथी तारी शकता नथी. जेओ तेवा नथी पण उपरना श्लोकमां लख्या छे तेवा होय तो ते संसारमांथी तारी शके छे माटे तेवा ज्ञानवान गुरुनी सेवा करवी. तेवा गुरुनी सेवाथी जे बोधवान थयेला होय तेने कशुं बाकी रेहेतुं नथी. सिंदूर प्रकरणमां कह्युं छे के—

स्वर्गस्तस्य गृहांगणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यंजसा
यः श्रद्धाभरभाजनं निजपतेः पूजां विधत्ते जनः ॥

उपर कह्या तेवा पोताना गुरुनी जे श्रद्धाथी सेवा करे छे ते माणसने स्वर्ग घरनां आगणां जेवुं छे, सारी चक्रवर्त्ति राज्यनी लक्ष्मी दासी जेवी छे, सौभाग्यादि गुणनी पंक्ति पोतानी मेळे देहरूप घरमां आवी रहेछे, संसार तरवो सेहेल छे अने मोक्ष वगरमेहेनते हाथमां लोटे छे.

समजवानुं ए छे के उपर कह्या प्रमाणे संसाररूप समुद्रमांथी तारनार ब्रह्मवेत्ता खरा होय तेज गुरुपदने योग्य छे. अने तेवानी सेवाथी सारी गति मळे माटे तेनी सेवा करवी एम कह्युं छे. एटलुं आ स्थळे याद राखवानुं छे के पिता आदि गुरुए जोके ज्ञान कदि न आप्युं होय तोपण ज्यांसुधी शरीर होय त्यांसुधी गृहस्थे ते तिरस्कार करवा योग्य नथी. जे तेनो तलभार पण तिरस्कार करे के सेवा न करे ते महा पापी थाय छे माटे शास्त्रोनी आज्ञा प्रमाणे अने श्रेष्ठ लोकोनी परंपरा प्रमाणे ते गुरुओ सर्व प्रकारे मान आपवा योग्य अने सेववा योग्य छे. तेओ कदि बोधवाळा न होय ने तेना विचारो सारी गतिने अनुकूळ न होय तो ते तेने दुःख न लागे तेम सांभळी लइने पेटमां शमावी देवा पण तेनुं अपमान न करवुं अने बोधना विचारो जे सर्व साधनवाळा ब्रह्मवेत्ता गुरु होय तेपासेथी लेवा. एम सर्व रीते करीने पोतानुं कल्याण थाय तेम करवुं.

---

उपस्थिते प्राणहरे कृतांते
किमाशुकार्यं सुधिया प्रयत्नात् ।

वाक्कायचित्तैः सुखदं यमघ्नम्
मुरारिपादाम्बुजमेव चिंत्यम् ॥ २४ ॥

अर्थ

शिष्य–प्राणने हरनारो काळ आवे त्यारे रुडी बुद्धिवाळाए तरत शु प्रयत्न करवु ?

गुरु–सुखने आपनारां अने यमने नाश करनारा परमेश्वरना चरणारविंदनु वाणी शरीर अने चित्तवडे चिंतवन करवु

टीका

प्राणने हरनारो काळ कोईने मेलतो नथी जे जे नामरूप उत्पन्न थाय छे तेनो अवश्य नाश थाय छ मोटा मोटा महीपतिओ अने क्षुद्र प्राणीओने मोत एकसरखी रीते असर करेछे ज्यारथी शरीरनु बीज वधायु त्यारथी तेने माथे मोतनो निश्चय थई चूके छे जन्मवाळा पदार्थ ज्यांसुधी न मरे त्यांसुधीज आश्चय मानवा जेवु छे बाकी मरे तेमां आश्चर्य पामवा जेवु नथी केमके मोत तो जन्मनी साथेज जन्मेलु छे भागवत दशमस्कंधमां वसुदेवजीए कंसने कह्यु छे के—

मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते ।
अद्य वाब्दशतान्ते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥

हे वीर ! जन्मलेनारां प्राणीओने मृत्यु देहनी साथेज उत्पन्न थाय छे आज अथवा सो वरसपछी पण प्राणिओनु मृत्यु खरेखर छेज

आ वात प्रत्यक्ष छे आपणी नजरे पशु पक्षी झाड अने मनुष्योना मृत्युनो आपणने अनुभव थायछे कोई तावथी के कोई उधरसथी मुवो एम केहेवाय छे पण तेतो मात्र निमित्तरूप छे, बाकी खरु जोता प्रारब्ध प्रमाणे काळज सहुनो नाश करे छे आ काळ ज्यारे ओचीतो आवे त्यारे बुद्धिमान माणसे वाणी मन अने शरीरथी ईश्वरनु चिंतवन करवु केम के मोतना भयथी मुकावनार अने सुखने आपनार एज साधन छे शरीर वाणी अने मनने एक करीने परमेश्वरनु जे रटण कर्यु होय ते उत्तम सुख आप्याविगर रेहतु नथी अंतकाळ आवे त्यारे बंधन तथा उपाधि आपनारा व्यावहारिक स्त्रीपुत्रमित्रादि पदार्थो

अने भारे भारे वैभवो के उद्यमोने अंतःकरणमांथी काढी नांखीने मोढेथी ईश्वरनां नाम जपवां, मन ईश्वरमांज लगाडवु अने शरीरनी क्रिया पण मन-वाणीने अनुकूळज राखवी. अर्थात् सघळां इंद्रियोने मन सहित ईश्वरमां जोडी देवां. ए मरवा वखतनुं बुद्धिमाननुं तरत करनानुं काम छे, जेथी उत्तम सुख थायछे. आवी रीते जे ईश्वरनी भक्ति नथी करता अने हाय फलाणुं रही गयुं, हाय हवे बधुं पड्युं रेशे एम मोढेथी ने मनमांथी हाय वोय करेछे ने मरतां सुधी ममत्वनी शिळाने गळे बांधी राखेछे तेने मोत कांई छोडतुं नथी. आवा अमूल्य शरीरने ईश्वरनी भक्ति कर्या वगर स्त्री, प्रजा अने धननी हाय वोय करतां छोडी देनारा गमे तेवा बुद्धिमान होय पण ते बुद्धिमान न केहेवाय अने तेने ईश्वरभजन विना सुख के सारी गति पण न थाय. माटे अंतकाळे जे कांई सारो बोध सांभळ्यो होय तेनुं मनन करवुं, पोताना रूपनो अनुभव करवो, मोढेथी ने मनमांथी ईश्वरनां तल्लीनपणेथी नाम लेवां अने तेज रटण राखवुं एज कर्त्तव्य छे

आ शिवाय अनेक प्रकारनां दान आपवां अने प्राणियोने संतोष उपजाववो, इत्यादि कर्त्तव्य छे ते स्वस्थ शरीर होय त्यांसुधी करी लेवानां छे.

---

के दस्यवः संति कुवासनाख्याः
कः शोभते यः सदसि प्रविद्यः ।
शांतेव का या सुखदा सुविद्या
किमेधते दानवशात् सुविद्या ॥ २५ ॥

अर्थ.

शिष्य—चोर कोण केहेवाय ?
गुरु—नठारी वासना.
शिष्य—सभामां कोण शोभे ?
गुरु—अति विद्यावाळो होय ते.
शिष्य—शांतिना जेवु सुख आपनार कोण छे?
गुरु—सुविद्या.

शिष्य–दान आपवाथी शु थये छे ?

गुरु–सुविद्य।

## टीका

सघळी उपाधि तजी बेठेला पुरुषने कुवासना ए फासी दईने मारी नाखनारा चोरना जेवी छे महाज्ञानी पुरुषने कोई पदार्थमा देखवाथी के सांभळवाथी वृत्ति चोटी जाय तो, होय ते देह छूटया पछी ज्यां वृत्ति गई होय सा अवतार आवे आवी रीते ज्ञानीने पण अवतार लेवरावे तेनी वृत्तिनु नाम वासना केहेवाय ए वासना मोक्ष थवो तो रह्यो परतु वचमा लटकावी राखेछे बोधवानने एम थायछे त्यारे हजारो वासनामांज खुची रहेलानी तो वात पण शी करवी अहीं एक योगीनु दृष्टांत लखिये छिये —

एक कोई मोटो योगीश्वर हतो तणे पोतानो मृत्युकाळ आव्यो जाणीने शिष्यने आसन पवित्र करवानु कह्यु शिष्ये आसन पवित्र करी आप्यु ते उपर समाधि वाधवा बेठो सा सामे एक आवाना वृक्षमा शाख वळगेली हती सा दृष्टि पडवाथी सा वासना लइ गइ आवी रीते शाखमा वासना जवाथी ते महायोगीने देह छुटता तेमा कीडानो अवतार लेवो पड्यो

आ प्रमाणे, चोरलोको जेम घणु धन कमाईने देश लई जता होईए ने मारगमा लुटी जाय छे ने वाटमा रखडता करी मेले छे तेम दुष्ट वासना पण घणी मेहेनते प्राप्त थयेला ज्ञानने निष्फळ करी परमानंद नहि पामवा दइने वचमा अवतार लेवरावी रखडावेछे माटे एना जेवो कोई दुष्ट शत्रु नथी महापुरुषने केरी जोवामां आटलु बधन थयु तो पछी बीजा कृत्योने ते केम करेज ? कोई एम केहे के देहनां कृत्य देह करे छे एमा आत्माने काई बाध नथी तो तेवी रीते बोलनारानी साथे वात पण करवीं नहि केमके एम जे बोले छे ते खरेखरा ज्ञानी नहि पण अज्ञानी समजवा देहना कृत्य देह करे छे एवु बोलीने नरकमां पडवा जेवा ने जन्ममरणना दु ख भोगववा जेवां कर्म करनारनो मोक्षनी इच्छा वाळाए सगज करवो नहि ने एवानी वातो पण साभळवी नहि पोतपोतानी मळे समजीने वासनामात्रनो साग करवो कदी वासना पराणे खेंची जाय तोपण तेने रोकी राखवी जो ते रोकाय नहि तो पछी मोक्षनेमाटे बीजो उपाय नथी केमके गमे तेटला उपायो सा

थ्या होय पण जो कुवासना थाय तो सघळा नकामा थाय छे. साथे वाद-करवामां, कोईने वादे हरावी देवामां के मोटी मोटी कथाओ हेवाथी मुक्ति नथी थती पण मुक्ति तो संशय वासना अने अज्ञान टळे त्यारे एनीमेळे थाय छे एटलामाटे ते टाळीने अहंग्रंथि, कर्मग्रंथि तथा संशयग्रंथिथी छुटायुं एटले पछी मोक्षज छे. कह्युं छे के--

मोक्षस्य नहि वासोस्ति न ग्रामांतरमेव वा ।
अज्ञानहृदयग्रंथिनाशो मोक्ष इति स्मृतः ॥

मोक्षनो क्यांई वास नथी के कोई गाम पण नथी. अर्थात् मोक्ष एटले कोई रेहेवानी जग्या के गाम नथी परंतु अज्ञानरूप हृदयनी गांठ गळी जवी तेनुं नाम मोक्ष केहेवाय छे.

समजवानुं एज के हृदयमांनी अज्ञानरूप गांठ गळे एटले मोक्षज छे. माटे अहंग्रंथि कर्मग्रंथि अने संशयग्रथी टाळीने तथा वासनारूप चोरने अळगा राखीने सुखेथी मुक्त थवुं. अंतःकरणनो संशय ज्यांसुधी न मटे त्यांसुधी मुक्त थयुं केहेवाय नहि. कह्युं छे के–

न मोक्षो नभसः पृष्ठे पाताले चान्यभूतले ।
संशयस्य क्षये चित्तक्षयो मोक्ष इति स्मृतः ॥

आकाशमां, पाताळमां, अथवा पृथ्वीना पड उपर मोक्ष नथी. परंतु संशय टळी जाय अने चित्त चिद्रूमां लय पामे ते मोक्ष केहेवाय.

समजवानु ए के संशय टळे अने मन स्थिर थाय एटले सहज मोक्ष छे. वासना थवानुं कारण पण चित्तनुं अस्थिरपणुं छे माटे वासना न उठे एम चित्तने चिद्रूमां लय करी देवु. कोईने शंका थाय के नठारी वासना ज्यारे कही त्यारे सारी वासना पण हशे तो ते वात सत्य छे. निर्मळ ज्ञान प्राप्त थई पोताना स्वरूपनो यथार्थ अनुभव थई अहंब्रह्मास्मि एवी अखंडाकार वृत्ति रेहे तेनुं नाम सुवासना. ए शिवाय जे कांई होय ते सघळी कुवासना समजवी. अहंब्रह्मास्मि एवी अखंडाकार वृत्ति थया पछी शरीरना धर्म रहे खरा पण ते देखवामात्र छे. जेमके लोढानुं तीखा दांतानु दातरडुं होय ते नित्य घास कापे छे, पण ज्यारे तेने पारसमणि अड्यो त्यारे ते लोढानुं मटी सोनानुं थई जवाथी ते घास कापवा आदि क्रिया करतुं नथी. मात्र आकृति दात-

रडा जेवी देखाय छे, तेम ब्रह्माकार वृत्ति थई एटले पछी तेवा पुरुषने इंद्रियो देह होय त्यासुधी देखवामात्र छे बीजा अज्ञानिना इंद्रियोनी पेठे आवा पुरुषना इंद्रियो क्रिया नथी करता केमके एवा पुरुषो तो बधु ब्रह्ममय देखे छे तेमने बीजी भावना कशी रेहेती नथी, केमके जेने साक्षात्कार थयो तेमने वेदेवारनु कार्य काई स्फुरतुज नथी जे मुमुक्षु साधक होय तेमणे तो प्रमाणमात्र प्रवृत्तिथी साधनाकारवृत्ति राखवी जोइए अने तेज प्रमाणे वाणी राखवी जोईए साधनाकारवृत्तिविना परम लक्ष्यने पोचातु नथी जेम कोई पुरुषने सेतुबंधरामेश्वर जावु होय तो ते पोताना गाममा वेठो वेठो, मजल, गाम, ठाम, ठेकाणा, तळाव, नदी, डुगर आदि बधा कागळमा लख्या होय ते वाची जाय ने सभारी राखे तेथी शु दर्शननु फळ थाय? जो गाममाथी चालीने तेमप्रमाणे मजल करी करी ते बधा पाछळ मूकतो जाय तो दर्शननु फळ थाय तेम शास्त्र भण्यो होय, शब्द सा या होय, सभा जीती होय एथी ज्ञाननु फळ न थाय ज्ञाननु फळ तो ए बधा साधनोमा अवळी रीते गुथाय नहि तो थाय साराश समजवानो ए के पुरुषे ज्ञान थवामाटे सारा साधन करवा अने ज्ञान थयु एटले प्रवृत्ति एनीमेळे टळछे कदी कोई प्रमाणमात्र प्रवृत्ति रहे तो तेपण टळी जवाने मनमा विचारवु अने मनन करवु के आटला आटला साधन करिये छिये माटे आ जरा प्रवृत्ति छे ते क्यारे टळशे? आम करता पण एटली प्रवृत्ति न टळे तो बीजो मनुष्य देह पामी तेमा तेटली प्रवृत्तिनो नाश करी मुक्त थवु जेओए अनेक साधना कर्या होय तेमने काइक न्यूनता रही होय तो ते पाछो सारां मनुष्यन सा अवतरे छे श्री गीतामा कह्यु छे के—

शुचीना श्रीमता गेहे योगभ्रष्टोभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥

योगभ्रष्ट थयेलो पुरुष पवित्र श्रीमतोने घेर अथवा बुद्धिमान योगीओना कुळमां अवतरेछे

समजवानु ए के ब्रह्माकार वृत्तिमां कांइक न्यूनता रही होय तो मुक्त नहि थता अवतार लेवो पडे छे माटे तवी वृत्ति थई जवा प्रयत्न राखवु पूर्ण ब्रह्माकारवृत्ति न थई होय ने हु ज्ञानी छु एम कहे तेने पूर्ण

ज्ञानी समजवा नहि. एवाओने ज्ञान थतुं नथी ने अनेक अवतार धरे अपरोक्षामां कह्युं छे के—

कुशला ब्रह्मवार्त्तायां वृत्तिहीनाः सुरागिणः।
तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥

ब्रह्मनी वात करवामां हुशियार होय परंतु ब्रह्माकार वृत्ति न थई होय अने संसारमां प्रीतिवाळा होय तेपण आजे अज्ञानपणावडे वारंवार जन्मे छे ने मरे छे ( ए आगळ पण केहवाई गयु छे.)

समजवानुं ए छे के ब्रह्माकारवृत्ति थया पछी कुवासना रेहेवी जोईए नहि. खावुं, पीवु, वस्त्र, आभूषण, प्रजा, नात, जात आदि अनेक पदार्थो कुवासनाना छे तेनेविषे जो मृत्युकाले वृत्ति रहे तो ते कुवासना केहवाय. ए कुवासना न थाय तेनेमाटे पूर्ण ध्यान राखवुं जोईए. शास्त्रमां कह्युं छे के मरणे या मतिः सा गतिः (मरण समये जेवी मति थाय ते मति प्रमाणे गति थाय छे) आ वात घणी सूक्ष्मबुद्धिथी समजवानी छे भणवाथी ने शीखवाथी कदी निरंतर सारी वृत्ति रेहेती होय तोपण बहु हरखाई जावूं नहि. ज्यांसुधी वासना पूर्ण रीते शमी न होय त्यांसुधी तेने शमाववानां सघळां साधन कर्या करवां, केमके ए साधनवडे जो वासना वीराम पामी होय तो देह पड्या पछी जन्ममरणनुं दुःख रहे नहि. फकत उपर उपरना बोधथी ने वातो सांभळीने हुं ज्ञानी छुं एम कहे तो तेने पछी ज्ञान थतुं नथी. योगवासिष्ठमां लख्युं छे के वासना शम्याविना जे पोताने ज्ञान थयुं छे एम माने छे ते कुतरां जेवो समजवो. केमके ज्ञानी थयो एम मानी बेसे पछी ज्ञान थवानां साधन करे नाहि अने साधन न करे पछी वासना केम टळे? ए वासना एवी तो झीणी छे के तेने टाळतां घणी मेहेनत लागे छे. ते जो रही जाय छे तो सारी होय तो सारुं फळ आपे ने नरती होय तो नरसुं आपेछे. मंडनमिश्रनी स्त्रीने शंकरस्वामीए कह्यु छे के :

वासना यदि भवेत्फलदात्री किं करिष्यति पुरी मम काशी।
व्यापको भवतिचेत्परमात्मा तारकः किमपि नोपदिशेन्नः ॥

जो वासना फळने आपनारी छे तो काशी पुरी मने शुं करशे? अने परमात्मा जो व्यापक छे तो संसारने तारवाना मत्रनो अमने उपदेश नहि करे ? (अपूर्ण.)

# देशी वैद्यविद्यानी उन्नतीमाटे एक खानगी सभा.

---

તા૦ ૨૮ સપ્ટેંબર ૧૮૯૦, સં૦ ૧૯૪૬ બીજા ભાદરવા શુદી ૧૫ને રોજ વૈદ્ય પ્રભુરામ જીવનરામના ઔષધાલયમા દેશી ડાક્તરો અને વૈદ્યોની એક ખાનગી સભા સાંજના ૪॥ વાગતા મળી હતી તેમા ડા. આત્મારામ પાંડુરંગ એમ. ડી, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, ડા. ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, વૈદ્યરાજ જટાશંકર વિઠલજી, ડા ખેર, વૈદ્યરાજ વાસુદેવ શાસ્ત્રી, વૈદ્યરાજ ગણપતરામ ઈચ્છાપોરિઆ, વૈદ્યરાજ કાનજી કેવળરામ, વૈદ્યરાજ મૂળશંકર પુરૂષોતમ વિગેરે કેટલાક વિદ્વાન્ ડાક્તરો તથા વૈદ્યો આવ્યા હતા સભાનુ કામ શરૂ થતા વૈદ્ય પ્રભુરામ જીવણરામે જણાવ્યુ કે આપ સર્વને જે કારણમાટે આજે અહીં ભેળા કર્યા છે તે કાંઈ નવુ કારણ નથી હુ મુંબઈમા આવ્યો છુ તે વખતથીજ તે હુ સાંભળ્યા કરૂછુ અને કેટલીકવાર વર્તમાનમા વાંચ્યા કરૂ છુ અને તે એ કે " કેટલાક દેશી વૈદ્યો કશુ જાણતા નથી અને લોકોને ઉઘાડા હેરાન કરેછે " આટલુ બોલાય છે એટલુજ નહિ પણ કોઈ ગૃહસ્થને ઘેર વૈદ્ય જતો હોય ત્યા ડાક્તરનુ આવવુ થાય તો જાણે તેને ધમકાવી નાખશે કે શુએ કરો એવો તિરસ્કાર ભરેલો દેખાવ કેટલાક કરેછે એ ડાક્તરોને આ મૂર્ખ છે કે વિદ્વાન છે એમ ખબર હોતી નથી તેથી તે સઘળાને મૂર્ખજ લેખી પાડે છે પણ એમ થાય એમા કાંઈ નવાઈ નથી, કારણ કે વૈદ્યકખાતુ એવુ નમાલુ પણ થઇ ગયુ છે પરચુરણ ગાંધીયાણુ કરનારા ગાંધી લોકો પણ પોતાની દુકાનોમા ઓસડો ગાડી વૈદ્ય તરીકે પાટીયા મારેછે અને બીજાઓ પણ એ પ્રમાણે નેભાગુપણે લોકોને પડીકા આપવા લાગી જાય છે આમ થવાથી સારા માઠા સર્વ એકપંક્તિમા લેખાઇ જાયછે આટલામાટે હવે આપણે સર્વેએ એમ કરવુ જોઈએ કે આ વિદ્વાન છે અને આ મૂર્ખ છે તે લોકોના જાણવામા આવે અને દેશી વૈદ્યવિદ્યાને માનપૂર્વક કેટલાક જોતા નથી તેના પણ જાણવામા આવે આપણે જેમ આજે ભળ્યા છિયે તેમ મળીને સભાઓ ભરી તે ઉપર ભાષણો આપવા જોઇએ વિવેચનો આપવા જોઈએ અને એમ કરીને આર્યવૈદ્યવિદ્યાને ઉત્તેજન આપવુ જોઇએ જેથી થોડુ જાણનારાઓ વધારે જાણતા શીખે આમ કરતા આર્યવૈદ્યવિદ્યાનો પ્રતાપ બહાર દેખાશે ઇંગ્રેજી પુસ્તકોમા જે વિદ્યા ડાક્તરો શીખેછે તે આપણામા મુદલથી એમ કેટલાક આપણા વૈદ્યો જાણતા હોય તો તેમ કઇ છે નહિ આર્યવૈદ્યકમા પણ તેવિષે કેટલુક સારૂ લખ્યુ છે એમ હુ મારા અનુભવથી જાણુ છુ હુ જ્યારે મુંબઇમા આવ્યો ત્યારે મારા નાતાદાર એક ગૃહસ્થની સ્ત્રી જલોદર થયુ હતુ એ જલોદર ફોડીને પાણી

કાઢી નાખવામાટે એક ગોરા ડાક્તરને બોલાવ્યો. અને એ ગૃહસ્થનો હુ વિશ્વાસપાત્ર હો-વાથી મને તેની પાસે રાખ્યો. ડાક્તર સાહેબ શસ્ત્રક્રિયા કરવા બેઠા તે વખતે હુ મનો-દરનું પ્રકરણ કાઢી બેઠો હતો અને જે ક્રિયા તે કરશે તેમા અને આમાં મળતાપણું છે કે ફેર છે વિગેરે તપાસતો હતો. તે ઉપરથી મારા જાણવામાં આવ્યું કે સુશ્રુતમા લખ્યું છે તે સઘળું તેને મળતુંજ છે.

ઘણા ડાક્તરો દેશી વૈદ્યવિદ્યાની વિરૂદ્ધમાંજ છે તેમ છતા આજે આંહી પધારેલા દેશી ડાક્તરો અને વૈદ્યો વૈદ્યવિદ્યાનેમાટે કાંઇ કરવાનુ કહેછે અને તેનું ઉત્તેજન ઈચ્છેછે માટે આપણે જો પ્રયત્ન ન કરીયે તો આપણી ભૂલ કહેવાય. જે વિષય અંગ્રેજીમાં છે તે આપણામા નથી એમ નથી. આપણામાં પણ કેટલુક છે પણ તેનો અનુભવ મેળવવો જોઇએ. ભુલના સબધમા કહેતા હો તો તે સામાન્યરીતે બધાને થાયછે. વૈદ્યને થાયછે ને બીજાને ન થાય એમ કાઈ નથી. તેના ઘણા દાખલા છે તે અહીં કહેવાની જરૂર નથી. માટે આપણે સર્વેએ ભેળા થઈને ભાષણો આ-પવાં જોઇએ અને એ વિદ્યાનો વિચાર કરવો જોઈએ. તેમાં પણ જેમ ભાષા ભણવામાટે પાઠ-શાળા વિગેરે હોય છે તેવું કાંઇક થાય તો વૈદ્યવિદ્યાને વધારે ઉત્તેજન મળે. આવી બાબતમાં દ્રવ્ય જોઇએ તો હું ધારૂંછું કે કોઇ ગૃહસ્થોને સમજાવવાથી તે પણ આપણે મેળવી શકશું. આમ જો વિદ્યાના ઉત્તેજનમાટે નહિ થાય અને તમારા જેવા દેશી ડાક્તરો અને દેશી વૈદ્યો કાંઇ નહિ કરે તો પ્રાચીન વૈદ્યવિદ્યાનો અસ્તજ થવાનો છે. બીજે ઘણા વિદ્વાન વૈદ્યો હશે પરતુ અ-મારા કાઠિયાવાડમાં તો એક વિઠ્ઠલભટજી કે જે આહી બેઠેલા રા. જટાશંકરભાઇ અને રા. ઝંડુ-ભટજીના પિતા હતા તે જો ન થયા હોત તો વૈદ્યવિદ્યા હોતજ નહિ. કેમકે તેમના પુત્ર રા. ઝંડુ-ભટજી, રા. બાવાભાઈ, વૈદ્ય રગનાથજી ઇદ્રજી અને હુ પોતે વિગેરે શિષ્યો જે કાંઇ જાણીયે છિયે તે એની પ્રસાદી છે. પણ હવે વિશેષ વિદ્યાવૃદ્ધિનેમાટે આગળ વધવાની જરૂર છે. જો કશું પ્રયત્ન નહિ કરીએ તો રાજકીય ભાષાના જોરથી આ વિદ્યા નાશ પામી જશે. માટે પ્રાચીન ખજાનો આ વિદ્યારૂપી સાચવીને તેનો જેમ વધારો થાય તેમ કરવામા આપ દેશી ડાક્તરો અને દેશી વૈદ્યોના તનમનપૂર્વક આશ્રયની જરૂર છે.

રા. ડા. ભાલચંદ્રજીએ જણાવ્યું કે પ્રભુરામભાઈએ જે વૈદ્યવિદ્યાના ઉત્તેજનમાટે કહ્યુ અને તેનો અસ્ત થવાનુ કારણ કહ્યુ તે સર્વે આપણે સાંભળ્યું છે, માટે વધારે બોલવાની જરૂર નથી. હવે આ કામ કરવાને માટે પ્રથમ આ સભામા કોઇ પણ પ્રમુખ નીમાવો જોઈએ. અને એટલામાટે ડાક્તર અન્ના મોરેશ્વર કુતેએ અધ્યક્ષસ્થાન લેવાની અને સભા તર-ફથી આપવાની વિનંતિ કરૂંછું-આ દરખાસ્તને વૈદ્ય ગણપતરામે ટેકો આપ્યો હતો.

ડા. અન્ના મોરેશ્વરે અધ્યક્ષપણુ સર્વેની સમતિથી સ્વીકારતાં જણાવ્યું કે—રા. પ્રભુ-રામભાઈ મને ઘણા દિવસોથી આર્યવૈદ્યવિદ્યાવિશે કાંઇક વિચાર કરવાનું કહ્યા કરેછે. મારૂં કહેવુ એમ થતું હતું કે એકલાથી કાંઇ કામ થતું નથી પણ સર્વે મળીને કરે તો થઇ શકે. આ ઉપ-રથી સૌએ એક દિવસ એકઠું મળવાનો વિચાર જણાવેલ તે પ્રમાણે તેમની સૂચનાથી આપણે સર્વે એકઠા થયા છીયે. પરંતુ હવે શુ કરવુ એ વિષે કાંઇ સુઝે તેમ નથી. પૂર્વની વાતો જે જે કરિયે તે તે સર્વ ખરી છે. આગળના વિદ્વાનો એવા ઉત્તમ હતા પણ હાલ આપણે જ્યાં

પરાધીન શામાટે થવા છિયે ત્યા સુધીની વાતો કરવી તે તો વૃથા છે વળી વૈદ્યવિદ્યામા બે ભાગ પડેલા છે જેમા એક વૈદ્યનો અને બીજો ડાક્તરોનો રોગપરીક્ષા બેયની સરખી છે ડાક્તરો જે માર્ગે ચાલેછે તે આગગાડીના માર્ગ જેવો છે અને વૈદ્યો જે માર્ગે ચાલેછે તે આડમાર્ગ (ખાડા ખડીઆવાળો પગરસ્તો) છે આડમાર્ગ થવાના બે કારણ છે તેમા એક તો એ કે જે જે ઔષધો (દવા) જોઇએ તે તે ઔષધો (દવા) તૈયાર મળી શકતા નથી ડાક્તરોને તેમ નથી થાતુ કેમકે તેને જોઇએ તેવુ કે મોઘુ ઔષધ (દવા) પણ બસો પાઉંડ જોતુ હોય તો હમણા મળી શકે બીજુ કારણ એ કે ઔષધ મળવાથીજ કાઇ કાર્ય સિદ્ધ થતુ નથી કેમકે તે સર્વ શાસ્ત્રમા લખ્યા પ્રમાણે ઓળખી શકાતા નથી તેથી પ્રયોગો સિદ્ધ નથી થતા वृक्षास्तुवरका नाम એ શ્લોક વાગ્ભટ્ટનો દેખાડી કહ્યુ કે આમા તુવરક એટલે શુ એ તમોએજ પુછ્યુ ગામોમા મેં શ્રમ કર્યા છે પણ કાઇ થયુ નથી આમ સિદ્ધ કરવાના પ્રયોગોમા ગોટાળો ચાલેછે વળી નોખા નોખા પુસ્તકોમા એકના એક પ્રયોગની જુદી જુદી રીત હોય છે તેનો સમન્વય થતો નથી એક હિંગાષ્ટક વાગ્ભટ્ટનું જુદુ, યોગરત્નાકરનુ જુદુ ભાવપ્રકાશનુ જુદુ શારંગધરનુ જુદુ, એમ હોય છે ત્યારે હવે આપણે તેમાનુ કયુ વાપરવુ? વૈદ્ય કયા ગ્રંથનો અનુયાયી છે તેપણ તેમાથી જણાતુ નથી કેટલાક વૈદ્ય એક પ્રયોગ એક ગ્રંથનો લે છે અને બીજો બીજા ગ્રંથથી પસંદ કરેછે આવી રીતે આયુર્વૈદ્યવિદ્યા આડમાર્ગે જેવી મેહીની થઈ ગઈ છે તેને તેથી મટાડવાનેમાટે વૈ. રા. પ્રભુરામભાઇનુ કહેવુ છે પણ તે શી રીતે થઇ શકે એમ શંકા થાય તો તેનો ઉપાય એ છે કે આપણે ભેગા થઇને એક ગ્રંથ લઇને તે છાપવો નોખા નોખા પ્રયોગોનો સમન્વય કરી તે પત્રદ્વારા બહાર પાડવા પરંતુ આમ પણ કેટલા દિવસ ચાલી શકે? કેમકે આપણે પરતંત્ર પડ્યા અને તેમા વળી મૂર્ખ પડ્યા ત્યાં શો ઉપાય? આ વિષે આપ સર્વને યોગ્ય લાગે તે તે બોલો અને વિચાર કરો મારા બોલવાથી કોઇને અયોગ્ય લાગ્યુ હોય તો તેનેમાટે ક્ષમા માગુ છુ

ગ. વૈદ્ય ગણપતરામ ઇચ્છાપોગીયાએ જણાવ્યુ કે આપણી જુની વિદ્યા મૃતપ્રાય થઇ છે તેને સજીવન કરવાની આ બળમા જરૂર છે પણ તે નાના સુના પ્રયત્નથી સજીવન થાય તેમ નથી

રા. વૈદ્ય જટાશંકરે કહ્યુ કે આ મળવામા હમણાનો વખત ઠીક સારો છે સાત વરસપર જે દ્રવ્ય કોઇ લેતુ જાણતુ તે દ્રવ્ય હવે જેટલુ જોઇએ તેટલુ મળેછે પણ ખેદ માત્ર એટલો છે કે અભ્યાસ કોઇ કરતુ નથી અને ઉદ્યમમા કોઇને પ્રીતિ નથી જો કોઈ ઉદ્યમ કરે તો સઘળુ થઇ શકે એમ છે

ગ. વૈદ્ય પ્રભુરામે જણાવ્યુ કે મૃતપ્રાય થએલી વિદ્યા પ્રયત્ન કરશુ તો ઉદ્ધરશે પણ ઉપેક્ષા કરશુ તો ઉદ્ધારને બદલે નાશ પામશે માટે મોટા નાના સહુએ પ્રયત્ન કરવુ એકલા મોટા પ્રયત્ન કરે તો થાય એમ કાઇ નથી कणशः क्षणशश्चैव એ શ્લોકપ્રમાણે થોડુ થોડુ પણ કાર્ય કરશુ તો તેથી કાઇક સારુ ફળ થશે ટીટોડી એ નાનુ પક્ષી છે તેણે પોતાના ઉદ્યમથી સમુદ્રને બુરી દીધો હતો એ દાખલો કહ્યો આપુછુ રોજના પ્રયત્નની અને કાળ

જતાં જતાં જુવો અગ્રેજો કેવા હતા અને હવે આખા ભરતખડના રાજા થઇ બેઠા છે. તેમ આપણે પણ વિદ્યામાટે થોડુ થોડુ પ્રયત્ન કરશું અને આપ સર્વ જો સહાયભૂત થશો તો જરૂર તેનો ઉદય થશે અને તેમ કરવાનો આ સમય પણ છે.

રા. ડા. ભાલચંદ્રે જણાવ્યું કે— હમણા અધ્યક્ષ સાહેબે જે સૂચના કરી તે અતિ ઉત્તમ છે અને તેમણે જે અગવડ દેખાડી છે તે પણ ખરી છે. પૂર્વની યોગ્યતાની પ્રશંસા કરવી એ આપણો વખત ખોવા જેવુ છે. રાજ્યસત્તાનેલીધે ઇંગ્રેજી વિદ્યામા તેજ છે તે સર્વના જાણવામાં છે. પણ હુ ધારૂછું કે ઉત્તમ માર્ગ લેવાથી આર્યવિદ્યામાં પણ તેજ આવી શકે તેમ છે. આપણે પરસ્વાધીન અને મૂર્ખ પણા છીયે એ વાત પણ ખરીજ છે, તે શીવાય સર્વ પુસ્તકોના નોખા નોખા મતો છે તે પણ પ્રત્યક્ષજ છે. આ સર્વમાથી પરાધીનતા જે છે તે તો કાઇ ટળી શકે તેમ નથી બાકી નોખા નોખા મતભેદો છે તેની તો એકવાક્યતા થઇ શકે તેમ છે. અને દ્રવ્યાદિક સહાય પણ આ સમયમા કાઇક મળી શકે તેમ છે તે વાત પ્રથમ થઇ ગઈ છે. માટે વૈદ્યો અને ડાક્તરોની સભા મેળવીને વિચાર ચલાવવાથી તેમાથી સારો માર્ગ જડશે. અને વધારે ખાતરી તેની એ છે કે, રા. ડા. અન્નાએ આ સભાનુ અધ્યક્ષપણું કબુલ કર્યું છે તો હવે એકે અડચણ રેહેવાની નથી. સર્વેએ ભેગા થઇ આ વાતપર લક્ષ દેવુ જોઇએ કેમકે સભાવિષે નકી થઈ ચુકુ છે એટલે હવે આગળ જે થશે તે આપણે જોશું, હું આશા રાખુ છું કે અધ્યક્ષ સાહેબ આ વાત ઉપાડી લેશે.

રા. વૈદ્ય મૂલશંકરે જણાવ્યું કે આપણી વૈદ્યવિદ્યા રાજ્યમદદ નહિ હોવાથી નિર્મૂલ થઇ છે એમ મને લાગેછે. માટે હવે આના સારા ધનવાનની મદદની જરૂર છે ધનની મદદ મળી એટલે સભા તરફથી એક વિદ્યાલય કરી શકાશે તેમા બે ચાર પરીક્ષકો અને દેખરેખ રાખનારા કેળવણીખાતાનીપેઠે નીમવા જેથી વ્યવસ્થા બરાબર ચાલે. જે વિદ્યાલય સ્થપાય તેમા પેહેલાં પ્રકરણગ્રંથોનો ક્રમથી અભ્યાસ કરાવવો અને તે થઇ રહ્યા પછી મોટા આકર ગ્રંથોનો અભ્યાસ કરાવવો. તે સાથે સેંદ્રિય નિરેંદ્રિય ભેદવાળી વનસ્પતિ અથવા ઔષધીઓનું જ્ઞાન પણ તેને કરાવવુ આવા કોઇ ક્રમથી જો અભ્યાસ કરાવાશે તો આર્યવૈદ્યવિદ્યાનુ ઉત્તેજન થશે. પણ આ સઘળું એક ધનની મદદ ઉપર આધાર રાખેછે.

રા. વૈદ્ય ગણપતરામ ઈચ્છાપોરીયાએ જણાવ્યુ કે—આજકાલ આ વિદ્યાનો વિ સર્વ કહેછે તેમ મૃતપ્રાય થઇ ગઇ છે એટલે આપણે લડથડીયાં લઇએ છિયે. જે નહિ દેખતા હોય તે દેખતાને કાંધે હાથ મેલીને ચાલેછે અને તે દેખતો તેને દોરે છે તે પ્રમાણે સેલા માર્ગપર ચાલનારા આપણે આડે માર્ગે ગોથા ખાઇએ છિયે તેને તે આડમાર્ગને સુધારી ચાલીયે તેવા દેખતા કરશે તો આપણો હેતુ પાર પડશે પ્રયત્નથી જે કરવુ હોય તે થઈ શકે છે. આમાં પ્રથમ સભાનુ કામ બરાબર ચાલવુ જોઈએ અને પછી તેમા જે વિચારો થાય તે પત્રદ્વારા બહાર પાડી સર્વને તેનો લાભ આપવો જોઈએ.

ડાકતર ખેરે જણાવ્યુ કે—અહી પડેલા અભિપ્રાયો ઉપરથી આર્યવિદ્યાનુ પુનરુજ્જીવન કરવું આવશ્ય છે એમ નકી થાય છે. તેમા સભા સ્થાપન કરવાનો અને શાલા

અમને ડાક્તરી કે દેશી વૈદ્યવિદ્યાનું અભીમાન નથી. આપણામાંનો કોઈ વૈદ્ય મને બે મને કે ઠેરવેલે વખતે આર્યવિદ્યાના પુસ્તકમાંથી પોતાનો અનુભવ સમજાવે અને આપણે શીખશું. ડાક્તરોને તો સેહેલો રસ્તો છે પણ દેશી વૈદ્યોને તેમ નથી કેમકે પાઠાંતરો તેમાં ઘણા છે. માટે એકેક પ્રકરણ કાઢી અમને સમજાવવા જોઇએ જેથી વિચારની એકતા કરવાનું બની આવે. ચિકિત્સાસ્થાન અને જ્વરનિદાનમા કેટલાક ફેર આવે છે તે તમેજ અમને પુસ્તક અને અનુભવથી સરખું કરી બતાવો. એ તમારૂં જ કામ છે. જુવો લંઘનવિષે ઘણે ઠેકાણે લખ્યું છે પણ તેમા સ્થળે સ્થળે ફેરફાર દેખાય છે ત્યારે તેનો અર્થ આપણે શો સમજવો? મને તો એમ લાગે છે કે કોઈને કોઇ માણસ જમતી વેળા સૈંધવ લાવવાનુ કહેતો તે વખતે ઘોડો લઇ આવી આપે. આ વખતે સૈંધવ શબ્દ સીંધાલુણ સમજવુ તેને બદલે તે માણસ ઘોડો સમજ્યો. અર્થ તો તેપણ સાચો પણ કાર્ય પ્રમાણે અર્થની યોજના કરવી એ બુદ્ધિમાનનુ કામ છે. આપણને પણ લંઘન વિગેરે વિષયમાં એમજ થતું હોવુ જોઇએ. માટે વિચારીને યોજના કરવી જોઇએ. રીતિ પ્રમાણે ગુરૂમુખથી શીખી વૈદ્ય થયેલા મુંબઇમા થોડા છે. પુરાણી લોકો પુરાણ વાચવા લાગી જાય છે અને તે ધંધો મોળો પડે કે લાગલા પડીકા બાંધવા લાગી જાય છે આવા વૈદો જ્યાં ત્યા લંઘન શબ્દને એકસરખો ઠોકી બેસારે એમા આશ્ચર્ય નથી. મદીરાપાનથી ટાઢ ચડતાં જો તાવ આવ્યો હોય તો તેને લંઘન માત્ર કરાવવાથી શું થાય? તરત મરણ પામે. આમ છે માટે લંઘન એટલે શું તે કેટલા પ્રકારના છે વિગેરે જાણવું જોઈએ. તેમ જ્વરાદિકના પણ ભેદ જાણવા જોઈએ. માટે આ વિષય તમો અમને શીખવશો તો અમો ઉપકાર માનશું. કેમકે અમે તો આર્યવિદ્યા વિના ભ્રષ્ટ થયા છિયે, વિમુખ થયા છીયે, પરામુખ થયા છિયે, માટે તેવાઓને શીખવી સમજાવવા હવે તમારા હાથમાં છે. આટલામાટે રા. પ્રભુરામભાઇ તે કામ માથે લેશે અને આપણે તેમાટે ઉત્કંઠા દેખાડવી.

**રા. વૈદ્ય પ્રભુરામે** જણાવ્યુ કે રા. ડા. ભાલચંદ્રે સભા વિષે જે વિચાર જણાવ્યા તેનેવિષે આજ હું વધારે નથી બોલતો કેમકે વખત ઘણો થયો છે. આપણાં બધાને અમુક દિવસે ભેળું થવુ એમ નિશ્ચય થઇ જાય તો પછી હું તેવિષે વધારે તજવીજ કરીશ. કારણ કે નિયમ વગરનુ કામ ચાલે નહિ.

**રા. અન્ના મોરેશ્વરે** જણાવ્યું કે અમે સર્વ ઉત્કંઠાથી આવશું અને સૌએ પોતપોતાના વારા પ્રમાણે અમારા વિચાર જણાવશું. હું ધારૂં છું આપણને એકેક મને આ પ્રમાણે મળવું થશે.

**રા. પ્રભુરામભાઈએ** જણાવ્યું કે હું ધારૂંછું આવા નિશ્ચયથી સર્વ પ્રસન્ન થયા હશે. દોરડું જેમ ઘણા તાતણાનુ થવાથી મજબુત કામ કરે છે તેમ આપણે ઘણા જણનુ એકમત થવાથી કાંઈક કરી શકશું.

ત્યાર પછી ડા. ભાલચંદ્રની દરખાસ્તથી વૈદ્ય પ્રભુરામને તથા તેમની સાથે ડા બેરને સભાના મંત્રી નીમવામા આવ્યા તથા દર મહિને સભા ભરવાનો નિશ્ચય થયો. આ પછી પ્રમુખનો ઉપકાર માની ૬ાા વાગે સભા બરખાસ્ત થઇ.

---

ओम् तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA.

पुस्तक १८ मुं          संवत् १९४६

उपेंद्रवज्रा

नृदेहमाद्य सुलभ सुदुर्लभ, प्लव सुकल्प
गुरुकर्णधारम् । मयानुकूलेन नभस्वतेरित
पुमान्भवाब्धि न तरेत्स आत्महा ॥

उत्तम औषधनी पेठे परिणामे गुण करनार

नीति धर्म तथा व्यवहारसंबंधी बोध आपनार



છપાવી પ્રકટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमंडळी

Bombay

SUBODHA PRAKASH PRESS

સન ૧૮૯૦ ઈસવી

मूल्य १॥ रुपियो

## શાર્દૂલવિક્રીડિત.

જાતે જીવનરૂપ આ જગતમાં જે ભાવરૂપે ભર્યા,
જેને પ્રાપ્ત થઈ જરા-મરણથી યોગીજનો ઊગર્યા;
પાણીમાંહિ તરંગ તેમ સઘળે જે વ્યાપ્ત દેખાય છે,
સાચા આત્મવિચારવાન નરને પ્રત્યક્ષ તે થાય છે.

કેશવલાલ હરિરામ,
આર્યધર્મપ્રકાશ તંત્રી.

---

# વર્ણાનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૧ અશક્તનો કાલ કેમ જાય? ( ઉપજાતિ ) | ૧૬૯ |
| ૨ અધવચ ગાડુ ગુંચ્યા વિષે ( પ૦ ) | ૨૧૭ |
| ૩ ઉદયારતનો ગડબડગોટા | ૫૬ |
| ૪ ઉ ધો અવરોધ કરનારી એક નિપુગી | ૧૭૦-૨૦૧ |
| ૫ એકયગત્ય અથવા સપવિષે બે બોલ ( અપૂર્ણ ) | ૧૯૪ |
| ૬ કુમપ અને કનેશના કારણરૂપ નિપુગી | ૮૮-૧૨૧-૧૪૮ |
| ૭ કનેશનિસ્સેરા કેમ થાય? ( મન્દાક્રાન્તા ) | ૨૬૫ |
| ૮ શેઠ ખીમજી જીવાનો સ્વર્ગવાસ | ૧૬૮ |
| ૯ ગ્રંથાવલોકન | ૧૨-૩૮-૬૬ |
| ૧૦ પરમેશ્વરને પ્રણામ ( વસંતતિલકા ) | ૧ |
| ૧૧ પુનરૂદ્ધારવિષે વિચારના પત્રનો પ્રત્યુત્તર | ૮૫-૧૦૧-૧૨૯-૧૬૨-૧૮૧-૨૦૫-૨૫૦-૨૭૬ |
| ૧૨ પ્રભુપ્રાર્થના ( કવિતા ) | ૨૫ |
| ૧૩ પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત (અપૂર્ણ) | ૩-૩૪-૬૧-૮૨-૧૦૫-૧૫૮-૧૭૭-૨૨૯ |
| ૧૪ પ્રણિપાત ( કવિતા ) | ૨૧૮ |
| ૧૫ પ્રેમશબ્દ વિરૂદ્ધ ચર્ચા | ૧૫૪ |
| ૧૬ બે રસમાં ન ખુંચો તે તર્યો | ૨૬૬ |
| ૧૭ મણિરત્નમાલા ( અપૂર્ણ ) | ૧૭-૪૧-૧૩૭-૧૮૫-૨૦૯-૨૩૩-૨૫૭-૨૮૧ |
| ૧૮ મનને સુબોધ | ૪૮ |
| ૧૯ સૌ મણિકુવરનો સ્વર્ગવાસ | ૧૧૨ |
| ૨૦ મતિને મનાવવા વિષે ( પદ ) | ૧૨૧ |
| ૨૧ મહાજનો જીવન કેમ ગાળે ( ઉપજાતિ ) | ૧૯૩ |
| ૨૨ માતાવિષે બે બોલ | ૧૦૭ |
| ૨૩ માયા ત્યજવાવિષે મનને શીખામણ ( હોરી ) | ૧૪૫ |
| ૨૪ મોટાઇ વિષે | ૨૪૨ |
| ૨૫ લોકનું ઉભરાઇ જવુ | ૭૯ |
| ૨૬ વગેસગે કામ થવાવિષે ( ઉપજાતિ ) | ૭૩ |
| ૨૭ વસંતવર્ણન ( કાફી ) | ૯૭ |
| ૨૮ વિવેકિનું જીવન કેમ વીતે ( ઉપજાતિ ) | ૨૪૧ |
| ૨૯ વે ધર્મ સભા | ૪૯ |

| વિષય, | પૃષ્ટ. |
|---|---|
| ૩૦ વેદધર્મ સભાને બક્ષીસ ... ... ... | ૧૧૨-૧૨૮-૧૬૭-૨૦૮-૨૩૨-૨૫૬-૨૮૦ |
| ૩૧ સહજ સૂચના ... ... ... ... ... ... ... ... ... ... | ૨ |
| ૩૨ સભાના મંત્રીની નેમણૂક... ... ... ... ... ... ... ... ... | ૧૬૭ |
| ૩૩ સહવાસિયો સાથે સભ્યતા રાખવા વિષે ... ... ... ... ... ... | ૨૧૯ |
| ૩૪ સુભાષિત અનુષ્ટુપ્ ... ... ... ... ... ... ... ... ... | ૨૧૮ |
| ૩૫ સંગ અથવા આસક્તિ વિષે ... ... ... ... ... ... ... ... | ૧૪૬ |
| ૩૬ સ્વાર્થવિષે ... .. ... ... ... ... ... ... ... ... | ૮-૨૫ |
| ૩૭ સ્વાર્થિ લોકોને શી ખબર છે? ... ... ... ... ... ... ... ... | ૨૭૨ |
| ૩૮ શ્રીમંતપણું અને ગરીબાઇ ... ... ... ... ... ... ... ... | ૭૪ |
| ૩૯ સૌ. બાઈ હરિકુવર... ... ... ... ... ... ... ... ... ... | ૨૦૮ |

ओम् तत्सत् ।

# आर्यधर्मप्रकाश.

# ARYA-DHARMA-PRAKASHA.

## पुस्तक १९ मुं — संवत् १९४७.

उत्तम औषधनी पेठे परिणामे गुण करनार

नीति धर्म तथा व्यवहारसंबंधी बोध आपनार

---

रथोद्धता

श्रेयसेऽत्र च परत्र सौख्यदं
राजचोररिपुभीतिवर्जितम् ।
संचयार्हमपि सद्विरागिणा
मार्यधर्मधनमर्ज्यतां जनाः ॥

---

છપાવી પ્રકટ કરનાર

वेदधर्मसभानी कार्यभारमंडळी

[ तंत्री केशवलाल हरिराम भट्ट ]

---

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું
સને ૧૮૯૧ મુંબઈ

---

મૂલ્ય १॥ रुपीयो

[ જુના મુંબઈ આતશખાના સામે ]

મૃત્યુ.
સૌ. નવલકુંવર. .. .. .. ... ... ... ૧૧૪
રા. પ્રતાપરાય કવિ ... ... ... ... ... ... ૧૧૫
શેઠ મેઘજી ગોકળદાસ ... .. ... ... ... ... ૧૪૯
બાઇ કડવીબાઇ. ... ... ... ... ... ૨૧૨
મોહ વિસારવા વિષે બુદ્ધિને બોધ (૫દ) ... ... ... ... ... ૭૩
રાગ અને દ્વેષ. . ... . ... ... ... ૬૨-૭૪
વનવાસી અને ઘરબારી .. ... ... ... ... ... ... ૧૧
વાદવિચાર. ... ... .. . .. ... .. ... ૯૯
વેદધર્મસભાને બક્ષીસ . ... ... ૧૭-૪૦-૧૨૪-૧૪૩-૧૬૮-૨૬૪
વેદધર્મસભા. .. .. .. ... ... ... ૫૦
વ્યવસ્થાપત્ર ... ... ... ... ... ... ૧૫૩
વ્યવસ્થાવિના કામ એકે ન થાય ... ... ... ... ... ૨૨૫
શાંતવચન (કવિતા) .. ... ... ... ... ... ... ૧૯૩
સદુપદેશ સોરઠા . ... ... ... ... ... ૭૩-૯૭-૧૨૧
સુબોધક કવિત ... ... .. .. ... ... .. ૧૪૫
સુજનની રીતિ વિષે (કવિત) ... ... ... ... ... .. ૧૬૯
સુખી કોણ ?... ... ... ... ... ... .. ... ૧૮૧
સંપ અને સુખ વધારનાર ત્રિપુટી... . ... . ... ... ૨૭
શસ્ત્રવિદ્યા વિષે ભાષણ. ... .. ... ... ... ... ૧૯૧-૨૧૩
હાનિ શું કેહેવાય ? ... ... ... ... ... ૨૬૧-૨૬૬

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૫ મું. કાર્તિક, સંવત ૧૯૮૭ અંક ૧ લો.

## ॥ यतो धर्मस्ततो जय ॥

### परमेश्वरस्मरण

वसंततिलका

આધાર જે જગતનો સુખરૂપ એક
જેના વડે જગતમાં પ્રસરે વિવેક,
જે સર્વ શક્તિ વરનાર પવિત્ર ધામ,
તે પૂર્ણકામ પરમેશ્વરને પ્રણામ
જે આપનાર સહુને બળબુદ્ધિ આદિ,
જે નિત્ય નિર્ગુણ સ્વરૂપ અને અનાદિ,
જાતે ચરાચરતણો સુખ સૂત્રધાર,
તે નાથને નમન નિત્ય હજાર વાર
પોતે થયો ભુવનઆગરરૂપ એક,
જે ચૌદ લોકમય માળ બન્યો અનેક,
જે સૂર્ય ચંદ્ર ચળદીપકરૂપ પોતે,
રાખો સદા કુશળ ગોકળ તણિયો તે
પોતે અનેક ગુણ કર્મ પદાર્થરૂપ,
પોતે ચરાચર બન્યો પણ જે અરૂપ,
જાણી શકે ન જરીએ મનબુદ્ધિ જેને,
પ્રેમે પ્રણામ કરિયે પ્રિયમિત્ર તેને
જે દૃશ્ય સૌ થકી અળગો અનંત,
જેનો જણાય નહિ રૂપ જણાય અંત,
ચૈતન્યરૂપ સુખસાગર પૂર્ણકામ,
તે પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ

# નવું વર્ષ.

નાનાપ્રકારના વિષયભોગ અને અનેક પ્રકારની અર્થ મેળવવાની ઉપાધિમાં લાગેલા લોકોને વર્તમાનકાલમાં ન્યાય નીતિ કે ધર્મ કર્મ દેખાડનારા વિષયો ઉપર સામાન્યરીતે અરૂચિજ થાયછે. બાળક જેમ ભૂત-પ્રેતથી ડરે તેમ તેવી તેવી વાતોથી આબાલવૃદ્ધ લોકો ડરેછે; અથવા તો તેને નિરસ ગણેછે. તેવા કલિકાલના પ્રસંગમાં પણ વેદધર્મસભા તરફથી નીકળતુ આ આર્યધર્મપ્રકાશ ૧૯મા વર્ષને આંપડી ગયું છે. સાધુ જેમ નવી અવસ્થામાં પણ શાંતરૂપે રહેછે તેમ આ પત્ર પણ પોતાની યુવાવસ્થા ચાલેછે તોપણ શાંતપણેજ પોતાનું કાર્ય કર્યે જાયછે. અને તેમાં વેદધર્મસભાને વાર્ષિક લવાજમથી, બક્ષીસ રકમથી અને ચોપાનિયાના ગ્રાહક થઇને જેઓએ આશ્રય આપ્યો છે તેઓને તે સબંધી સૌ સૌની યોગ્યતાપ્રમાણે સદૈવ ધન્યવાદ ઘટે છે. બહુરત્નાવસુંધરા એ કેહેવત પ્રમાણે આ પત્રમાં સમાતા વિષયોના અધિકારીઓ પણ નીકળી આવ્યા છે અને હજી નીકળતા આવશે એ થોડા હર્ષની વાત નથી.

ગયા વર્ષમાં લગભગ ૩૯ વિષયો સમાયેલા છે. તેમાં પુનરૂદ્વાહવિષે વિચારના પત્રનો પ્રત્યુત્તર, પ્રારબ્ધની વિચિત્રતા ઉપર એક વાત, મણિરત્નમાલા, એ મોટા વિષયો હજી અધુરા છે તે આ વર્ષમાં બનતાંસુધી પૂર્ણ કરાશે. ઐક્યમત્ય અથવા સંપનો વિષય પણ અધુરો છે તે હવે પૂર્ણ કરવામાં આવશે; અને ભ્રાંતિનો વિષય પણ બે વર્ષથી અધુરો છે તે આમાં પૂર્ણ કરવાને ધાર્યું છે. તે શિવાય પણ પ્રસગપ્રમાણે નવા વિષયો દાખલ કરવામાં આવશે. વિશેષ શું કેહેવું? જે કાંઈ થશે તે વાચકવર્ગના જાણવામાં આવશે.

ગયા વર્ષમાં ભાગવતની બીજી આવૃત્તિ બહાર પડી છે અને મોહમુદ્દગર પણ તૈયાર થઈ રેહેવા આવેલ છે. બાકીનાં એક બે કામ ચાલેછે તે બહાર પડવાથી સર્વના જાણવામાં આવશે.

સારાં સારાં પુસ્તકો કાઢવાનો હેતુ આ છે કે આપણા લોકો તેનો સાર સમજે અને ખર્ચ કાઢતાં સીલક વધેતો સારાં પુસ્તકો બહાર પાડવાના ઉપયોગમાં તથા આર્યબાલકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયો લેવાના ઉપયોગમાં વપરાય. કાર્ય મોહું છે, જોઇએ તેવી હજી ગોઠવણ થવાને વિલંબ લાગેછે તોપણ આશા રહેછે કે તે કામ હવે દિવસે દિવસે ઉદયમાં આવતુ જશે.

## માનવામાત્ર સુખસંપના સાધનરૂપ મનાતી ત્રિપુટી.

જે ત્રિપુટી કુસંપ અને ક્લેશ આપનારી આગળ આપણે વર્ણવી ગયા છિએ તે ત્રિપુટીમાં એવો ઉપયોગ રહ્યો છે, કે ઈશ્વરકૃપા, ભાગ્યયોગ અને વિવેકવિચારથી તે કેટલીક વાતે સંપ અને સુખના સાધનરૂપ થઇ પડેછે. સ્ત્રી, ધન અને ધરતી એજ ત્રણ તેનાં અંગો આગળ કહ્યા પ્રમાણેછે. યોગ્યતા અને અનુકૂલતાપ્રમાણે તે અંગો પ્રાપ્ત થયાં હોય અને પ્રાપ્ત થયા પછી તેનો સદુપયોગ કરતાં આવડ્યો હોય તો તે અંગો આલોક અને પરલોકને સુધારનાર થઈ પડેછે; પરંતુ આનેમાટે ઈશ્વરકૃપા, પૂર્વપુણ્ય, શાસ્ત્રનો અભ્યાસ, સારોસંગ, અને નિરંતર વિવેકવિચારની જરૂર છે. આ ત્રણે અંગો જે કુસંપ અને ક્લેશ કરનારાં ગણાઇ ગયાં તેનું કારણ એજ કે તેમાં ઈશ્વરકૃપા વિગેરે સહાયની ન્યૂનતા. અથવા એક વિવેક હોય તો તે સર્વ સહાયરૂપ થઇને તે અંગને સંપ અને સુખ આપનારાં કરેછે, અને એક વિવેક નહિ હોય તો સંપ અને સુખ આપનારાં છતાં પણ કુસંપ અને ક્લેશ આપનારાં થાયછે અને આમ જગતમાં દેખાય છે ત્યારે તે અંગોથી સંપ અને સુખ સંપાદન કરવામાં પાછળ રેહેવુ ન જોઈએ.

પેહેલુ અંગ ધન છે. ધન શબ્દ ઘણા પદાર્થોને કેહેનારો છે; તોપણ મુખ્ય જે ધાતુ વિગેરેને લોકો ધન કહીને બોલાવે છે તેનેજ ધનરૂપ અહી માનેલછે. તેથી ધન એટલે નાણુ એવો અર્થ સિદ્ધ થયો. ધન સુખ આપેછે એનું કારણ એ કે સઘળા વ્યવહારો ધનવડેજ સિદ્ધ થાયછે. ભાતભાતના ખાવાના પદાર્થો, પેહેરવાનાં વસ્ત્રો, અને રેહેવાનાં ભુવનો ધનવડેજ થાયછે. સોનાં રૂપાનાં વાસણો, હીરામોતીના અલકારો અને હીરાગલ જરિયાનો ધનવડે બનેછે. જગતમાં માનવામાં આવતુ સુખ રજોગુણમાંજ રહેલું છે અને તે રજોગુણ ધનવડેજ સિદ્ધ થાયછે.

કોઇટાણે લાડુ, બરફી, ભજીઆં, સેવ. દુધપાક, કે કોઇ નવિન વસ્તુ ખાવાનું મન થાય તો તૈયાર થાયછે, સુવામાટે રૂપાની ડાંડીના છત્રપલંગો અને હીચકવામાટે રૂપાની કુડ્ડીયોવાળી હીડોળાખાટો મનમાં આવે તો બનાવાય છે, બબે ત્રણત્રણ માળનાં છોબન ઘર કરાવી તેમાં ભાતભાતનાં ચિત્રો ચિત્રાવી હાંડી, તકતા, ઝુંમર, ટંગાય છે; અને દાંતની કારીગરીવાળાં ટેબલ તથા કબાટો નાનાપ્રકારનાં રમકડાં ભરી ભીંતભર ગોઠવાયછે; મેદીની કે બીજા કોઇ વેલાની કમાનો વાળેલા, અને સુગંધી રોપા-

એવી ભગ્યના બાગ બનાવી તેમા મનોહર ફુવારાઓ ચોતરફ મેલાય છે, એ સર્વ વનિતાના ખાતુ થી જમવાના અને મીઠા પદાર્થોમાથી જોઇટાપે ફુરમા પૂરી કે કોઇટાપે ગમેતેટલી કી જ્યારે ઇચ્છા થાય ત્યારે તૈયાર કરાવી ખવાય છે, પીવાના અને મીઠાપદાર્થોમાથી કોઇટાપે કઢેલા દુધ કે ચા વિગેરે જ્યારે ઇચ્છા થાય ત્યારે તૈયાર કરાવી પીવાય છે, ખાવાના અનેક પદાર્થોમાથી પેંડા બરફી કે અડદિયા વિગેરે જ્યારે ઇચ્છા થાય ત્યારે તૈયાર કરાવી ખવાયછે, સુઘવાના અનેક પદાર્થો ગુલાબ કે મોગરા વિગેરે જુદા જુદા પુષ્પો જ્યારે સુઘવાની ઇચ્છા થાય ત્યારે મગાવી સુઘાયછે, ચોળ-વાના સુગધી પદાર્થોમા અમેલી વિગેરે તેલો અને પાસે રાખવાના કે લગાડવાના સુગધી પદાર્થોમા ગુલાબનો અત્તર કે અગરબત્તીઓ અગે ચોળાય છે ને પાસે રખાય છે, શરીરે ધારણ કરવાના પદાર્થોમા ફુલની માળાઓ, સોનાના ગડાઓ, હીરામોતીના હારો, અથવા તો ભાતભાતના વસ્ત્રો જ્યારે જેવા જોઇએ તેવા તૈયાર કરાવી ધારણ કરાય છે, જોવાના આનદદાયક પદાર્થો કે જેમાથી કોઇ કૃત્રિમ રમકડાઓ કે વિવિધ પ્રકારના તેજ કે ઘરને શોભાવનારી વસ્તુઓ જ્યારે ઇચ્છા થાય ત્યારે જોવાય છે, સાભળવાના સુખદ પદાર્થો શબ્દો કે સગીત જ્યારે ઇચ્છા થાય ત્યારે સભળાય છે, એ સર્વ વસ્તુ હોયતોજ બને ઘડી ઘડીમા મનગમતા ફેરફારો, રહેવાના ઘરમા, પેહેરવાના પદાર્થોમા ખાવાની વસ્તુઓમા થાયછે તે ધન વિના કેમ બને? આટાણે બાગીઓમા ફુલની તટીઓ કે વાળાની તટીઓ જોઇએ, આટાણે ચાપાણી હાજર જોઇએ, આટાણે ફરવા જવાને ગાડી હાજર જોઇએ, આટાણે ગુલસનો અત્તર જોઇએ, આટાણે બદામ પિસ્તા કે કાજુ વિગેરે સુકો મેવો જોઇએ, આટાણે આબા, જાભફળ કે જાબુ વિગેરે લીલો મેવો જોઇએ, એ બધા ધારા ચાળા છે કુવામા હોય તો અવેડામા આવે એ કહેવતપ્રમાણે ધનવાળા પાસેથી કાઇ કાઇ પરિચય અને લાભપ્રમાણે મળવાને મળ્યા કરે તેથી સહુ કોઇ તેના વડે જમેછે તેથી સર્વ તો સુખ ની સાથે જ આવી ગયો કોઇ ભાઇને ખમા ખમા કરે, કોઇ કપડા પેરાવે, કોઇ પવન નાખે, કોઇ જોડા સાફ કરી દે, કોઇ ભાઇના પરાક્રમ ગાયા કરે, કોઇ ભાઇની વિદ્યાના વખાણ કર્યા કરે, કોઇ ભાઇના રૂપના વખાણ કર્યા કરે, કોઇ ભાઇના ગુણના વખાણ કર્યા કરે, કોઇ ભાઇના ઘરવાળાના વખાણ કર્યા કરે

કોઇ ભાઇની ભુશીવાળો એવી પ્રજાનાં વખાણ કર્યા કરે, તે સર્વ ધનનોજ પ્રતાપ છે. ધનવાનના ન સગા હોય તે સગા થાય, ન હેતુ હોય તે હેતુ થાય અને નપ્રેમી હોય તે પ્રેમી થાય; અને પોતાની ઇચ્છામાં આવે તો ગમે તેવાં નજીકનાં અંગને માની લીધેલા સુખની ખાતર મેલી પણ દેવાય. દેવતાઓ પણ ધનવાનને અનુકૂલ અને આધીન રહેછે. વિદ્વાનો પણ ધનવાન લોકોથી દબાયા રહેછે ત્યારે સાધારણ માણસો તેને સ્વાધીન રહે તેમાં શું આશ્ચર્ય. સારાંશ એ કે જેટલાં જેટલાં સુખનાં સાંધનો છે તે સર્વ ધનવાનની આગળ હાથ જોડી ઉભાં રહે છે. ભોગજોગે કોઇ રોગ થવાથી ખાટલે પડે તોપણ તેની વારફેર કરવાનાં માણસો અને સુવા બેસવાનાં સાંધનો બધાં તૈયારજ હોયછે. ઉપર ઉપરથી લેવાનાં સઘળાં વિષયજન્ય સુખો ધનવાનનેજ હાજરાહજુર રહે છે. અને કોઇપર હાથ રાખવો હોય કે લોકોપયોગી કામ કરવું હોય તોપણ તે ધનના પ્રતાપથીજ થઇ શકેછે. કોઈ સગાઇ કરવા ધારે, કોઇ ઓળખાણ કરવા ધારે, કોઇ વેપાર કરવા ધારે, કે કોઇ મિત્ર કરવા ધારે તો તે ધનવાનનેજ શોધે છે. ગમે તેવું દુઃખ, ગમે તે વિ હાનિ, ગમે તેવી ચિંતા, ગમે તેવો શોક થતો હોય પણ તે વખતે કોઇ આવીને પાંચ પચાશ મળ્યાના ખબર આપે તો દુઃખ શોક વિગેરે બધું વિસરી જવાય છે અને કાંઇક અદ્ભુત સુખ થાયછે.

ધન એ સુખ અને સંપના કારણરૂપ પેલું અંગ છે તે સાથે બીજું અંગ સ્ત્રી પણ જોઇએ .સંસારમાં પ્રીતિવાળો માણસ સ્ત્રી વગરનો હોય તો, હજારો સગાંવાલાંમાં બેઠો હોય અને હજારો સાધનો તેને સુખનાં તૈયાર હોય તોપણ વૈરાગીની પેઠે તેને કશામાં આનંદ કે આસક્તિ થતાં નથી. જે જે સાધનો સુખનાં મળ્યાં હોય અને જે જે સંબંધી સ્નેહીઓ મળ્યાં હોય તે સ્ત્રીને સંયોગેજ સઘળાં સુખ આપનારાં લાગે છે. સંસારવ્યવહારનાં કહેવાતાં સઘળાં સુખો સ્ત્રીને આધીનજ છે. ગમે તો ધન હોય કે ગમે તો ન હોય પરંતુ જે સુખ સ્ત્રીને સયોગે રહેલો એક ગરીબ નાની ઝુપડીમાં કે જંગલમાં ઝાડનાં થડ નીચે માની લહેછે તે સુખ ઈંદ્રના ભુવનમાં બેઠો હોય તોપણ સ્ત્રી વગરનો માણસ માની શકે નહિ એવીજ કાંઇ મહા માયાની ચમત્કૃતિ છે. ધન કે વિદ્યા સંપાદન કરીને પણ પોતાના સુખનેમાટે અને પ્રજાનેમાટે સ્ત્રી ગ્રહણ કરવીજ પડેછે.

તેવિના તે સઘળી સુખની પ્રાપ્તિ થતી નથી સ્ત્રી વગરના માણસ સાથે લોકો વ્યવહાર રાખે નહિ સ્ત્રીઓ કે છોકરાઓ ભને તે નજીક નો સબવી હોય તોપણ તેને ઘેર જાય નહિ, કોઇ કુટુંબના મેળાવડામા તેનાથી પૂર્ણ ભાગ લેવાય નહિ, પોતાની સારી ચાલમા પણ લોકો શંકા કરે, અને ઘરકામની સઘળી ચિંતાઓ માથે ઉપાડીને ફરવુ પડે વળી સંપત્તિનો ઉપભોગ પૂરો થાય નહિ, ધર્મ કર્મ પણ થાય નહિ અને પ્રજા પણ થાય નહિ એટલે આ લોક તથા પરલોક બેય બગડ્યાજેવુ થાયછે તેને સુધાનાર એક સ્ત્રીજ છે જે જે સત્કર્મો ધનવી થાનછે તે સ્ત્રી હોયતોજ થાયછે દેવઋણ પિતૃઋણ અને મનુષ્યઋણ સ્ત્રીની સહાયતાથી ઉતરીને સુખી થવાય છે ગમે તેવી સ્થિતિમા, ગમે તેવી ધનની કે મનુષ્યની હાનિમા, કે પ્રકૃતિની અસ્વસ્થતામા સ્ત્રી છે તેજ શાંતિ આપનારી, સુખ આપનારી અને, વિસરાવનારી છે એની સાથે વાત કરવાની અને એની સામુ જોવાથી જે સંતોષ ઉપજે છે તે સંતોષ જગતના એક પદાર્થમા દેખાતોજ નથી અનેક ઉદ્યમ અને શ્રમમા પડતી વિટંબનાઓ પણ સુખરૂપ લાગેછે તે પેલી સ્ત્રીના પ્રતાપથીજ ગમે તેવા રંગમોહોલ પણ સ્ત્રીવગરના હોય તો તે જંગલજ છે એની અધીશ્વરી સ્ત્રીજ છે અને સ્ત્રીને યોગે તે સઘળા શોભી નીકળીને સુખ આપનારા થાયછે પેરવુ ઓઢવુ વિગરે સ્ત્રીવાળાનેજ યોગ્ય ગણાય છે, સ્ત્રી વગરનો જે કાઇ કરેછે તે દુનિયાની નજરમા ઝાડના ઠુંઠા જેવોજ જણાય છે પોતાના જેવાજ સાત સ્નભાનની હોય કે સગુણી હોય તો પુરૂષની વૃત્તિને સ્થિર રાખેછે, કુટુંબમા ક્લેશ થાય તેવી વાતો કરતી નથી, સબંધીઓનુ માન રાખેછે, ઘરના નરમ ગરમ માણસોને સમજાવા સરખા ચલાવે છે, અને જ્ઞાતિનો વ્યવહાર સાચવે છે કુલમર્યાદા, કુલનમ અને રીતભાત સ્ત્રીનાજ વડેમાજ સચવાય છે બાલેકરીને પ્રજા ઉત્પન્ન થાયછે એ પ્રજાના કાલા બોબડા શબ્દો સાંભળીને, તેને ટચલીયો વગાડી ગાડાના જેવા ચાળા કરાવી રમાડીને અને તેનો સ્પર્શ કરીને જે સુખ થાયછે તેનુ મૂળ એક સ્ત્રીજ છે રાજાને રાજાનો મોહોલ અને ગરીબને પોતાનુ ઝુંપડુ પ્રજાની પ્રાપ્તિથીજ સુખરૂપ થાયછે સ્ત્રીથી થતી ઔરસ પ્રજાવિના જે બીજા પ્રકારથી પ્રજા માનવામા આવે તે કોઈપણ રીતે પૂર્ણ સંતોષ આપનારી મનાતી નથી પ્રજા પોતાના દેખરેખ નાચે ઉછરતા યોગ્ય અવસ્થા થયે ઉત્તમ વિદ્યા સંપાદન કરી, શાસ્ત્રી, વૈદ, વકીલ, ડાક્તર, બારીસ્ટર, જડજ, કારભારી, કે

ફોજદાર થઇને ખુબ ધન કમાય, અને કીર્તિ વધારે તેથી જે સંતોષ થાય તેનું મૂલ પાણિગ્રહણ કરેલી પત્નીજ છે. સ્ત્રીવાળો માણસ કોઈનો પણ ઉપયોગી રહેછે અને સર્વ સંસારમાં જો ક્યાઈ સુખ હોય તો તે એક એ માયાની પૂતળીમાંજ દેખેછે. તેવિનાનો માણસ સુખ લેવાને તનમનથી ભટકતો ફરી અસંતોષથીજ જીવન ગાળી નાંખેછે અને તે કોઇ સગાં સંબંધી કે બાંધવોના કામનો રેતો નથી. અમુકને મળું, અમુક સાથે સ્નેહ રાખું, અમુક ધંધો કરૂં, અને અમુક રીતે વરતુ એવો વિચાર સ્ત્રીવાળા વિવેકીનેજ પ્રાપ્ત થાયછે. સ્ત્રીમિશ્રિત સંસારનાં મનુષ્યોસાથે સ્ત્રીવાળાનેજ સહવાસ કે સંપ રહેછે. સંપમાં શું સુખ છે તે સંપી રહેલાં સ્ત્રી પુરૂષના અનુભવમાં આવે તેવું એકલા પુરૂષના અનુભવમાં આવતું નથી. છેવટ ક્યાંઇ નહિ તો પોતાની સ્ત્રી અને છોકરાં સાથેનો સંપ તો રહેવાનોજ. ઇંદ્રિયો અને અંતઃકરણની વૃત્તિઓ એકલા માણસની બહારજ ફરેછે અને ગ્રહસ્થને ગમે ત્યાં બહાર ગયો હોય ત્યાંથી ઘર તરફજ ફરેછે. આમ ઇંદ્રિયમાં પણ સંપ જંપ અને સુખ થાયછે. છેવટ કાંઇ નહિ તો મનાઇ ગયેલું અનિર્વચનીય સુખ તો પછી ભલેને શરીર જેવું અશાશ્વત હોય પરંતુ શરીર હોય ત્યાંસુધી તો તે મળેછે. સેવા કરવામાં ચાકરનીપેઠે વર્તનાર, વિચાર આપવામાં મંત્રીપેઠે વર્તનાર, વ્યવહારના કામમાં કારભારીનીપેઠે વર્તનાર, દયાલુતામાં અને મમત્વમાં માતાનીપેઠે વર્તનાર, સહાય કરવામાં સગાભાઈનીપેઠે વર્તનાર, સદુપદેશ દેવામાં મિત્રનીપેઠે વર્તનાર, અને અર્ધા અંગરૂપ થઈ રહેનાર સુલક્ષણી સ્ત્રી છે તેજ સુખસાધનરૂપ કેમ નહોય? ગમે તેવા ઉદાસ મનને રાજી કરવામાં, અને ગમે તેવા ક્રોધને શાંત કરવામાં તે રામબાણ જેવી નીવડે, તેનું પરિણામ સુખવિના બીજું શું હોય? રૂવાડે રૂવાડે થતી વેદના પણ સ્ત્રીના હસ્તસ્પર્શથી, તેનાં દર્શનથી અને તેની વાર્તાથી ક્ષણવાર મટેછે. અને આટલામાટેજ આખો સંસાર સ્ત્રી કરેછે. સ્ત્રીવગરના સંસારીઓ, જેમતેમ રખડી રઝળી અધવચમાં મરી જાયછે કારણકે તેને સુખ નહિ મળવાથી તેનું આયુષ્ય ટુંકું થઈ જાયછે. એમ કેટલાક માનેછે.

આ ત્રિપુટીનું ત્રીજુ અંગ ધરતી છે. આ ધરતી શબ્દમાં ઘર, ખેતર, વાડી, અને તેઓ જેમાં હોય એવી પૃથ્વીનો મોટો ભાગ સમાય છે. જેટલે અંશે જેવા પ્રકારની ધરતી જેની પાસે હોય તેટલે અંશે તેને સુખ મળેછે. સ્ત્રી ધનાદિકનું સુખ ધરતીથીજ પેદા થાયછે. ધરતીમાં અન્ન અને ફલફુલ પાકે, એ અન્નાદિક ખાઇને માણસ જીવેછે. વધારે અન્નાદિ વેચીને તેમાંથી

ધન મેળવાય છે ધરતીમા અન્નાદિ પાક શીવાય બીજા હીરામાણેક આદિ ઝવાહીર અને સોનુ રૂપુ વગેરે ધાતુઓ પેદા થાયછે તે વસ્તુઓ એક પાસેથી બીજા પાસે, બીજા પાસેથી ત્રીજા પાસે એમ ફરતી ફરતી વ્યવહારમા સુખ આપેછે જેના આધીનમા આખો દેશ હોય તે સર્વ પૃથ્વીની પેદાશનો ભાગ લઈ ભોગવે છે માટે ખરો ધરતીનો ધણી તો રાજા કે મહારાજાજ ગણાયછે ખાવાને અન્નાદિક રસ પેરવાને સુન્દર વસ્ત્રો, અને રેહેવાને સુદર ગ્રહો રાકને રાકના પ્રમાણમા, સાધારણને સાધારણના પ્રમાણમા અને શ્રીમતને શ્રીમતના પ્રમાણમા હોય છે તે સર્વ પ્રતાપ ધરતીનો છે ગીજાઓની ગરદાશ કરવી એ ધરતીવાળાને બહુ અનુકૂળ પડે છે ખાઇએ છિયે, પીયે છિયે અને આનદમા ફરીએ છિયે તે ધરતીનીજ બલિહારિ છે એ ધરતીને વિવેકથી કેળવીને તેમાથી અર્થનીપ્રાપ્તિ થાયછે હીરા મોતી માણેક જડેલા આભૂષણો, સુખમા પોઢવાને સુંદર મશરૂ મખમલના બીછાનાવાલી શય્યાઓ, આકાશની સાથે વાતો કરનારા ભુવનો, એ ભુવનોને શણગારનારા સુંદર અરીસા ઉલેચ વગેરે પદાર્થો, સોનારૂપાના વાસણો વગેરે પદાર્થો અને હોજ કુવારા વાડીયો ગાડીયો તથા માન મોટાઇ પૃથ્વી ન હોય તો હોયજ ક્યાથી? ધર્મના કે પરોપકારના કામોમા પણ ધરતીજ કારણરૂપ છે કોઇ વાવ કુવા ખોદાવે, કોઇ અન્નાશ્રમ બનાવે, કોઇ સદાવ્રત આપે, કોઇ દેવમદિર બધાવે, કોઈ બ્રહ્મભોજન કરાવે, કોઇ યજ્ઞયાગાદિ કરાવે, કોઈ અર્થીની ઇચ્છાપ્રમાણે વસ્ત્રાદિકના દાન આપે, તે સર્વ ધરતીની કૃપાથી થાયછે એમ સમજવુ ધરતી ન હોય તો અન્ન થાય નહિ અને અન્ન ન હોય તો જીવાય નહિ જે જે આનદ છે તે અન્નથી ધરાયેલો હોય તેનેજ મળે છે જેની પાસે ધરતી નથી તેઓપણ ધરતીને આધારે જીવેછે અને ધરતીવાળા પણ ધરતીને આધારે જીવેછે ધરતીના ધણીને સહુ કોઇ આધીન થઇ રહેછે, મૂલ્યવિના તેનુ સહુ કામ કરેછે, તેના અવગુણ પણ ગુણમા ગણાઇ જાયછે, તેનુ માથુ દુખતુ હોય તોપણ હજારો માણસો જોવા આવેછે અને તેઓ જોઇએ તેમ સ્વતત્ર રીતે વરતી શકેછે આજકાલ અમ્મર નામ ધરતીવાળાનાજ રહેછે પાણી માગે ત્યા દૂધ મળે તે ધરતીવાળાનેજ મળે અને સ્ત્રી તથા ધન જે સસારસુખનુ પરમ સાધન છે તે ધરતીમાથીજ થાયછે જ્યાસુધી બીજા બળવાનની નજર પડી ન હોય, જ્યાસુધી સ્પર્ધા કરનાર કોઇ જાગ્યો નહોય ત્યાંસુધી કોઇપણ જાતનુ

દુઃખ આવતું નથી. કોઇ ભાઇ કહે, કોઇ કાકા કહે, કોઇ કન્યા આપવા આવે, કોઇ ભેઠ મેલવા આવે, કોઇ વાતો કરવા આવે, કોઇ સભાના મેંબર બનાવે, કોઇ ઘેર પધરાવે, કોઈ કવિતામાં સ્તુતિ કરે એ ધરતી ન હોય તો બનેજ નહિ. સ્ત્રી અને ધન કરતાં ધરતી વધારે કાલ રહી શકેછે. ધરતી મળ્યા પછી વ્યવહારમાં તેનાથી થતું સુખ સંપાદન કરી છેવટ તેને પણ નાશાત્મક માની કોઇ અનંત સુખને માટે પ્રયત્ન કરવું.

આમ એકેકું અંગ સુખસંપ વધારનાર છે, ત્યારે જ્યાં ત્રણેય સાથે હોય ત્યાં તો સુખની વાતજ શી કરવી. પરંતુ આ સુખ તે કેહેવા માત્ર છે. સૂક્ષ્મ દૃષ્ટિથી એની સામી બાજુ તપાસિયે તો ઉપાધિ વિશેષ છે અને સુખ તો ક્ષણિક અને નાશવંત છે. તેનું પરિણામ તો કુસંપ અને ક્લેશરૂપજ બનેછે. પ્રાપ્ત ન થયેલ હોય ત્યાંસુધીજ તે ડુંગરનીપેઠે અબોધવાનને માત્ર રળીયામણી લાગે છે. જેને પ્રાપ્ત છે તે તો માથે ઓઢીને રૂવે છે, માટે તેને સુખના સાધનરૂપ કેહેવાથી કોઇએ બાથ ભીડી બેસવાનું સમજવું નહિ. વ્યવહારમાં સુખરૂપ મનાય છે અને ઉપરઉપરથી પણ એમ દેખાય છે માટે જગતના ઉદ્યમને ઉત્તેજન આપવા જે દેખાય છે તે દેખાડયું છે; પરંતુ તેથી તેના જે ખરે ખરા દુર્ગુણો છે તે કાંઈ ટળી જતા નથી. આમાં પણ પ્રારબ્ધયોગ કાંઈ વિચિત્ર કામ કરેછે. કેમકે ક્લેશકુસંપ કરાવનારાં સાધનો કોઇને છેવટ સુધી સુખના સાધનરૂપજ રહેછે અને કોઇને સુખને બદલે જીવતાંસુધી દુઃખના સાધનરૂપજ રહે છે. તેમાં પણ દુઃખના દાખલા વધારે હોયછે. મોહથી મમત્વ બધાઇ સુખ મનાય છે. તેમાં કાંઈ વિઘ્ન આવે એટલે મહા ક્લેશ થાયછે. એટલામાટે વ્યવહારમાં તે સુખરૂપ ત્રિપુટીને સુખરૂપ માની લઇ ભલે પ્રયત્ન કરો, પરંતુ છેવટ તેનું સ્વરૂપ જાણી લઇ તેનામાં લપટાઈ રેહેવુ નહિ. બોરના ફળને ઉપર ગર્ભ હોય છે તે સુંદર દેખાય છે પરંતુ અંતરમાં ઠળિયો હોય છે તેનો ઉપર દેખાવ થતો નથી. આ ત્રિપુટી એવી રીતે ઉપરના સુખને દેખાડનારી છે. તેની સાથે તે ત્રિપુટીનાં તેતે અંગોની ઉપાધિ અને બીજા બળીયાએ વિરોધ કરવાથી મમત્વને લીધે જે દુઃખ થાયછે તે ઉપર દેખાતું નથી. અથવા મમત્વનેલીધે થતું દુઃખપણ સુખની ભાવનામાં ભળી જવાથી જે કાંઇ એ ત્રિપુટીના અંગમાં હૃદયમાં લાગે તે સર્વ સુખમયજ સુખરૂપજ મનાય છે. ભલે એમ મનાઓ. એમ મનાઇને પણ જ્યાંસુધી કશો વિવેક પ્રાપ્ત ન થાય અને અંગોની સ-

કરેછે, તડકામાં સુંદર ઘરનો કે છાપરાનો ઓથ લેછે અને માર્ગે ચાલતાં માથે છત્ર ઓઢેછે. અને ચોમાસામાં ઘરમાં કે છાંપરામાં ભરાઇ બેસેછે અને માર્ગે ચાલતાં તાડનાં પાનડાં કે પાણી ઝીલે તેવાં છત્રો ઓઢેછે. આવી રીતે તે કાલકૃત દુઃખોને કાંઇક તે ઓછી રીતે સહન કરેછે; પરંતું બિચારા ઘરબારીને તે શિવાય પણ તે ટાઢ તડકા તથા વરસાદ જેવાં દુઃખ અણધાર્યા આવી પડે છે ત્યારે તો વનવાસી કરતાં પણ તેને વધારે વેઠવું પડે છે એમ કહ્યા વગર ચાલે નહિ.

વરસાદના વખતમાં ઝુપડાં કે ઘર ન હોય તો તેની ધારાઓ શરીર-પર સહન કરવી તે સારી, પણ ઘરબારી રહિને અપ્રિય કે વિપ્રિય વચનના પ્રહારો સહન કરવા એ કેમ સારા ગણાય? વરસાદના પ્રહાર તો વખતે આનંદ આપનાર થાયછે પણ દુર્વચનના પ્રહારો તો તનમનને બાળનારજ બને છે. એવો કોઇ ભાગ્યશાળી નહિ હોય કે જેને બધું સર-ખુંજ ઉતરે અને કોઇનાં કઠોર વચનો સાંભળવાજ ન પડે. રાજાથી માંડીને રાંકસુધી સહુસહુના નાના મોટા વ્યવહારમાં સર્વને અપ્રિય વચનાદિક સાંભળવાં પડેજ પડે. સમુદાયમાં રેહેવાથી એ અપ્રિય વચનથી બચી જવાતું નથી. તે શિવાય પણ વ્યવહારમાં પડતાં દુઃખોનો પ્રહાર પણ ઘર-બારીને સહન કરવો પડેછે. ધન મળે નહિ, મળે તો કોઇ લૂંટી જાય, સ્ત્રી મળે નહિ, મળે તો કર્કશા નીવડે. પુત્ર મૂર્ખ થાય, ઘર તુટી જાય, રાજા દડે, અધિકારીઓ પૈસા કઢાવવા અમથા અમથા અપરાધ માથે ચડાવે, સ્નેહી કે સંબધી કોઇ મરી જાય, ત્રેવડવિના ખરચ કરવો પડે અને ગરીબ હોય તો દુષ્કાળમાં ખાવાના પણ વાંધા થઇ પડે. એવાં દુઃખો બિચારા ઘરબારીને માથે પડે છે તેમાં કોઇ આડા હાથ દેતું નથી. તે શિવાય પણ વ્યવહારમાં રેહેનાર ઘરબારીને સઘળાં કામકાજમાં જે જે ઉપાધિયો થાય છે તેમાં કેવું દુ.ખ પડેછે તેવિશે વનવાસીને સ્વપ્નમાં પણ અનુભવ થતો નથી. ખાવુ, પીવું, ઘર બાંધવું, સર્વનો સ્નેહસંબધ સાચવવો, સર્વને રીઝા-વવાં, સર્વને મનાવવાં અને પૈસા પેદા કરવામાટે મેહેનત કે ચાકરી કરવી એમાં એકેક વાતનો વિસ્તાર કરવા બેશીયે તો પાર આવે તેમ નથી. એક બાલકજ રીસાયું હોય તો તેને મનાવતાં કેટલી ઉપાધિ થાય છે તે તેને મનાવનારજ જાણેછે એક સ્ત્રી રીસાણી હોય તો તેને મનાવતાં કેટલું સંકટ થાયછે તે તેનો મનાવનારજ જાણેછે, એક શેઠને રીઝાવતાં કેટલી વિટંબના પડેછે તે તેને રીઝાવનારજ જાણેછે. સરકાર-દરબારનો

આવેલો આરોપ ઉતારતા કેટલુ વેઠવુ પડેછે તે તેનો વેઠનાર જાણે છે કોઇપણ જાતનો અપવાદ આવ્યાવિના વ્યવહારથી પાર ઉતરવુ કેવુ કઠણ છે તે ઉતરનાર જાણેછે પેહેલા શરીરને અને ત્યારપછી શગીરના સમધીઓને સભાળથી રાખવામા કેટલો શ્રમ છે તે સભાળી રાખનાર જાણે છે કોઇપણ ક્રિયા ઉપાધિ વગરની કે સુખથી ભરેની નથી આવી રીતે ઘરબારીને બિચારાને ઘણુ ઘણુ વેઠવુ પડેછે ત્યા વગસાદ તે બિચારો શા હિસાબમા છે? વનવાસીને એમાનુ કશુ નથી હોતુ

વનવાસીઓ ટાઢના દુ ખ વેઠેછે ઘરબારીઓને પણ તે છોડી તો દેતી નથીજ તોપણ તે બિચારાને તો વળી તેથી વિશેષ કાંઈ સહન કરવુ પડેછે ઘરબારીને કોઇ પણ અપરાધમા આવી જવાથી કે ધનજન વિગેરેની ભારે હાનિથી જે કપ થાયછે તે ટાઢના કપ કરતા સોગણો વધારે દુ ખદાયક અને હડબડાવી નાખનાર છે ટાઢનો કપ તો સૂર્ય ઉગવાથી અગ્નિપાસે જવાથી, કે ઓથે બેસવાથી અને કાંઈ નહિ તો વટકવ કે વસ્ત્ર ઓઢવાથી ઓછો થાય પણ ભય લાગવાથી થયેલો કપ તો કોઇપ્રકારે ગમે તે ઉપચાર કે સાધનથી ભય હોય ત્યા સુધી અથવા દેખાતો હોય ત્યાસુધી મટતોજ નથી વનવાસીઓને તેવી ટાઢ ક્યા છે? ઘરબારીઓને એથી પણ વધારે ટાઢ પડેછે વિવિધ પ્રકારના આહાર વિહારમા નિયમિત રીતે પ્રવૃત્તિ ચાલવાથી ટાઢીયા તાવ વિગેરેમા જે ટાઢ આવેછે તેપણ વેઠવી પડે છે વનવાસીઓ ઘણુ કરીને તેમાથી બચી જાયછે આટલામાટે એ સહનતા પણ ઘરબારીની વધારે છે બહુ ટાઢમા હિમ પડે છે ત્યારે ઘણા વનવાસીના પ્રાણ જતા રહેછે પરતુ તે વખતે જો ઓથ મળ્યો હોય તો પ્રાણનુ રક્ષણ થાયછે પરતુ ભયના કપથી તો એવો હૃદયમા ધ્રુજારો પેસે છે કે ટાઢવિના પણ ઘરબારીના પ્રાણ નીકળી જાય છે

વનવાસીઓ તાપને સહન કરેછે, તો ઘરબારીઓને ક્યા તેવા તાપ સહન નથી કરવા પડતા? ઉનાળાના તડકા કાઇ ઘરબારીના સબધી નથી થતા કે તેને લાગે નહિ માત્ર એટલુ કે તેઓ ઓછો પરાભવ થવામાટે પ્રયત્ન કરે છે, તો વનવાસીઓ પણ ઝાડના ઝુડમા તે તાપના દિવસો ગાળી શકેછે કોઇ કોઈ વનવાસી પચાગ્નિ તાપેછે તે અતિ કઠણ કામ છે પણ ઘરબારીને પણ તેવો પચાગ્નિ હશે ખરો હાલતા ચાલતા અને વ્યવહાર કરતા સ્ત્રીની, પુત્રની, ઘરની, ધનની અને અભિજનની ચિતા તે પચાગ્નિ જેવીજ છે અથવા તે કરતા પણ અધિક છે અગ્નિનો તાપ ઉપરની

ચામડીનેજ લાગેછે અને ચિંતાનો તાપ તો અંદરથી અંતઃકરણમાં લાગીને સર્વ અંગને તપાવે છે. એમાં પાંચની સંખ્યાનો કાંઇ નિયમ નથી. ક્ષણે ક્ષણે હજારો ચિંતા થાયછે પણ તેમાંની ઉપર કહી તે મુખ્ય છે. મેળવવાની ચિંતા, સાચવવાની ચિંતા, મરી જવાની ચિંતા એમ ચિંતા ક્યાં થોડી છે? વનવાસીઓને તે ચિંતાનો સ્વપ્નમાં પણ અનુભવ નથી થતો. કેમ કે તેને આગળ પાછળ ધરાળ ઉલાળ કશું હોયજ શાનું? આ ઉપરથી જણાશે કે વનવાસી કરતાં ઘરબારીને ઘણો તાપ લાગેછે.

વાઘ વરૂ અને વાનર વગેરેથી પીડા થવાનો સંભવ વનવાસીને હોય છે તો ઘરબારી કાંઇ તેથી છુટી જતા નથી. ઘરમાં બેઠાં પણ દુર્જનો અને લેણીયાતો વાઘવરૂની ગરજ સારેછે. અને તે શિવાય પણ ક્રૂર સ્વભાવનાં સ્ત્રી પુત્ર આદિ સંબંધીઓ ભૂતનીપેઠે ખાઉ ખાઉ કરીને વાઘવરૂના કરતાં વધારે હેરાન કરેછે.

વનવાસી પોતાના પેટનું પોષણ કરેછે તો ઘરબારી પણ પોતાના પેટનું ( પ્રજાનું ) પોષણ કરેછે. ઘણું ઘણું સહન કરતાં પણ વનવાસી પોતાના દેહને પડી જવા દેતો નથી તો ઘરબારી પણ પોતાના દેહને પડી જવા દેતો નથી. વનવાસી પોતાના તપને જાળવે છે તો ઘરબારી પોતાના ધનને સાચવેછે. કાલ અને સ્વભાવાદિક આગળ પરાધીન વનવાસી સ્વતંત્રજ રીતે ફરેછે તો ઘરબારી પણ ઘણી રીતે પરાધીન છતાં સ્વતન્ત્ર રીતે ફરેછે.

આમ વિચારી જોતાં ઘરબારી અને વનવાસીને સહન કરવાનાં દુઃખની સમાનતા દેખાયછે. જગતના જોવામાં વનમાં જઇ વસનાર ઘણો સહનશીલ દેખાય છે અને તેનેમાટે લોકોને ઘણું માન હોય છે પણ કેટલીક રીતે ઘરબારીને જે સહન કરવું પડેછે તે વનવાસી કરતાં પણ વધારે છે. ઘરબારી અને વનવાસીઓમાં ઘણા સારા માઠા ભેદ હોય છે તે વિષે આંહી બોલવાનું છે નહિ. પરંતુ ઘરબારીને આટલું બધું વેઠવાનું છતાં વનવાસી તેનાથી અધિક માન પામે તેનું શું કારણ એવિષે ખુલાસો થવો જોઇએ. વનવાસીઓને કોઇની કશા પદાર્થમાટે ગરજ હોતી નથી. કોઇપણ તપ કરેછે તો તે કામના વિના કરેછે. શરીર પડી જાય તોપણ તેથી તેને ભય હોતો નથી. શરીર સુધાં કોયપણ પદાર્થમાં તેને આસક્તિ હોતી નથી. કાલકૃત દુઃખો તેને માથે પડેછે તોપણ પર્વતનીપેઠેજ તે સહન કરેછે. સર્વત્ર તેને સુખરૂપજ દૃષ્ટિ હોયછે. ઐહિક સુખ સમૃદ્ધિ તેની દૃષ્ટિમાં નરકરૂપજ હોયછે અને તેની વૃત્તિ ઈશ્વરમાં તદાકાર હોયછે. ઘરબારીને એવી

વૃત્તિ રહે તો તેપણ તેના જેવોજ ગણાય, પરતુ તે બિચારાને મારૂ મારૂ કરતા મોત આપડે તે વેળા મનમા ગમતુ ન હોય તોપણ પરાણે મરેછે રાતદિવસ ધન પુત્રાદિકની કામનામા અને કામક્રોધમા હિંડોળા ખાતો હોય, જે કાંઇ પોતાનુ છે તે સાથે લઇ જવાનુ હોય તેમ ધારી બેઠો હોય, દુઃખ પડે ત્યારે હાયરે બાપ વોયરે માડી કરીને રડતો હોય, એક અનુકૂળતા મેળવતા હજારો પ્રતિકૂળતા કનરાની નાખતી હોય, અને માન, અભિમાન, દંભ, નિર્દયતા, મૂર્ખાઇ, ગાંડાઇ, લુચ્ચાઇ તો ભરેલીજ હોય અને કદી લુચ્ચાઇ વિગેરે ન હોય તોપણ વાસનાથી તો ભરપૂર હોયજ આવા ઘરબારી આશાતૃષ્ણામા આમતેમ અથડાતા અમૂલ્ય આયુષ્ય ઓછુ કરી નાખેછે તે ક્યાથી માન મોટાઇ મેળવે ઘરબારી કરતા પણ આનંદસ્થિતિમા રહેનાર વનવાસીઓને તો હજાર વાર ધિક્કાર છે આપણે તો સારા વનવાસીઓને માટે બોલિયે છિયે ઘરબારીઓ ગમે તેટલુ સહન કરેછે પરતુ જ્યાસુધી તે વનવાસી નથી થયા અથવા વનવાસી જેવા નિસ્પૃહ નથી થયા, અને વિવેકથી સાચાખોટાનો નિશ્ચય નથી થયો ત્યાસુધી તે અપમાનનુજ પાત્ર છે વનવાસીઓ જાણી જોઇને કેટલુક કાનકૃત દુઃખ ભોગવે છે મનનુ દુઃખ તો તેને હોતુજ નથી ઘરબારીઓ જેટલા દુઃખ છે તેટલાને ઇચ્છતા નથી તેમ છતા આવી પડેછે ત્યારે પરાણે ભોગવેછે અને તેનુ મન દુઃખથીજ રગાઇ ગયેલુ હોયછે આટલામાટે વનવાસી વન્ય છે અને ઘરબારી વન્ય નથી સહન કરવાનુ ઘરબારીને વધારે છે કે વનવાસીને તેનો નિર્ણય કરતા સૌસૌના વિચારપ્રમાણે સૌસૌનામા અધિક છે પરતુ પ્રકારાંતરે હોવાથી ઘરબારીના કરતા વનવાસી ભાગ્યશાળી છે કેમ કે ઘરબારી કૃત્રિમ સુખમા કાળ કાઢેછે અને વનવાસીયો ખરા સુખમા કલ્લોલ કરેછે

ઘરબારી અને વનવાસીના સુખ સરખાવી જોઇએ તો ઘડીવાર સમાન લાગે અથવા તો ઘરબારી વધારે સુખી લાગે, પરતુ પરિણામે તો નિરૂપાધિક સુખમા વનવાસીઓ બહુ ચડેછે ઘરબારીઓ કૃત્રિમ સુખમા લલચાયછે અને વનવાસિયો સ્વાભાવિક સુખમા મગ્ન રહેછે ઘરબારીઓ બહારથી સુખની આશા રાખેછે અને વનવાસીઓ અંદરથી સુખમાજ રહેલા છે ઘરબારીઓને કૃત્રિમ સુખનો નાશ થતા શોક થાયછે અને વનવાસિયોનુ સ્વાભાવિક સુખ મટતુજ નથી નાના નાના રોપાઓ કુડામા વાવીને એક વાડામા ગોઠવી દીધા હોય, સુંદર બગનો કે ચોક બનાવી તેમા

રેતી પાંથરી ચોતરફ સુંદર મોટાં વૃક્ષો વાવી દીધાં હોય, એવો બાગ જે સુખ આપેછે તેના કરતાં સ્વાભાવિક ઝરણા આગળ ઉગેલાં વ્યવસ્થા વગરનાં સુંદર વૃક્ષો અને વ્યવસ્થા વગર જેમતેમ પડેલા પથરાઓ પાણીના મુંદર શબ્દો સાથે જે સુખ આપેછે તે પેલાની આગળ હજારગણે દરજ્જે આનંદ દાયક છે. ઘરબારીને પોતાની ડાહી સ્ત્રી જે કૃત્રિમ સુખ આપેછે તેના કરતાં સદ્ગુણવાળી વિવેકબુદ્ધિ વનવાસીને હજારગણું સુખ આપેછે. ઘરબારીને ધન જે સુખ આપેછે તેના કરતાં વનવાસીને પોતાની ઉત્તમ વિદ્યા હજારગણો વધારે સંતોષ આપેછે. જે જે સુખનાં સાધનો ઘરબારીએ માનવામાં આવ્યાંછે તે સર્વ ક્ષણિક સુખનાં સાધનો હોવાથી અને તે પણ માત્ર માની લીધેલાં હોવાથી વનવાસીનાં સ્વાભાવિક સુખનાં સાધનો આગળ કાંઇ હિસાબમાંજ નથી. પહાડની તલાટીમાં એક પાણીના ઝરણ આગળ ઝાડના ઝુંડ નીચે રેતીના ટેકરામાં પડેલી છીપર ઉપર લેવામાં આવતા પવનથી જે સુખસંતોષ ઉપજે છે તે સાત ભુવનના મેહેલમાં સોનાની હીંડોળાખાટ ઉપર પણ સંભવિત નથી કેમકે તે કૃત્રિમ છે. મમત્વથી બંધાયેલો રાગ વિઘ્ન થવાથી દુઃખ કરેછે. પરંતુ વનવાસીને તેમ થતું નથી. તેને સર્વ ઠેકાણે અનહદ આનંદ હોયછે પરંતુ શોકનો સમય તો તેને આવતોજ નથી. એક વગડામાં રહેનારો ખેડુ જો રાજાના મેહેલમાં આવ્યો હોય તો ઘડીવારમાં તે મુઝાઇ જાયછે, પરંતુ મોહોટા મેહેલોમાં રેહેનારો વનમાં આખો દિવસ ફરે તોપણ કાઇજાતો નથી. એ ઉપરથી જણાશે કે વનવાસીના કરતાં ઘરબારી સુખમાં ચડતા નથી. વિચાર કરતાં એમ જણાયછે કે સહન કરવાનાં દુઃખોમાં ઘરબારી આગળ જાયછે અને સ્વાભાવિક સુખ સંપાદન કરવામાં વનવાસી આગળ જાયછે અને છેવટ સૌસૌના અધિકારમાં સૌ સર્વોત્તમ છેજ. તોપણ વિરાગથી વનવાસી થયેલો જે પદ પામેછે તે ઘરબારીને નથી મળતુ. ઘરબારી પણ વનવાસીને આંટે એવો વિરાગી હોય તો તે વનવાસીના કરતાં પણ વધારે યોગ્ય છે પણ આવો દાખલો ક્વચિતજ બનેછે કલિકાલના પ્રસંગમાં વનવાસીઓ પણ ઘરબારીઓને બગાડે એવા નીવડે એમ છે ત્યાં ઘરબરીઓની વાત શી કરવી. તોપણ બહુરત્નાવસુંધરા છે એટલે વનવાસીમાં અને ઘરબારીમાં કોઇ તેવા મહાત્માઓ થવાનો સંભવ છે કે જેઓ એકબીજાની સ્પર્ધા કરનારા અને પોતાની સ્થિતિને માન અપાવનારા હોયછે.

---

## વેદધર્મસભાને બક્ષીસ.

ઠુવાણા ગ્રહસ્થ શેઠ ખટાઉ રવજીએ સં ૧૯૪૬ ના આસુ શુદી ૧૦ ને રોજ સ્વર્ગવાસ કરતા તેની પાછળ તેનાં ભક્તિવાળાં સ્ત્રી બાઇ કેસરબાઇએ રૂપીયા ૫૦) ધર્માદા દાખલ આપ્યા છે. તે સભાના ધર્માઉ ફંડખાતે જમે કર્યા છે. ૧૯૪૬ આ. વ. ૮

( सजभ पाने २८८ ॥ )

समजवानु ए छे के उपरना श्लोकमा सुवासनानु रूप देखाड्यु छे जोके सुवासना पण टळी जाय तो उत्तम ब्रह्माकार वृत्ति केहेवाय, तोपण कदि न टळे तो कुवासनानी पेठे दु ख देती नथी कुवासना तो घणी दु ख दे छे अने कर्यु कारव्यु धू ोले छ वळी एक बीजु दृष्टांत समजवाने लखिये छिये

कोई शहेरमा बे मित्र रेहेता हता तेमा पेहेलाना मनमा वेरभाव हतो अने बीजो तो शुद्धभावथी वरततो हतो पेहेले मित्रे वेरभावथी हु मरीश तो मारो मित्र पण मारी वासे मरशे एवु विचारी * भेरवजप खाधी बीजो मित्र जे खरा भाववाळो हतो तेणे विचार्यु के मारो मित्र भेरवजप खावानो होय तो कह्या वगर न रहे माटे जरूर ते अजाणता लफरी पड्यो हशे ए अचानक मुवो तेथी तेने वासना रही गई हशे माटे तेने मोक्ष पमाडु आम विचारी बीजा भला मित्रे पण मारा मित्रने मोक्ष थजो एम बोलता बोलता भेरवजप खावी आमाथी एम थयु के जे पेहेलो कपटी मित्र पोताना मित्रने मारवामाटे मुवो हतो तेने पोताना मित्रे मरीने मोक्ष आप्यो तेथी तेनी नठारी वासना पडी रही ने पोते मोक्ष पाम्यो अने बीजो साचो मित्र मुवो हतो तेने वासना ता मोक्षनी हती पण बीजानेमाटे हती तेथी तेने मोक्ष न थयो पण पेहेला कपटी मित्रनी वासना तने वळगी

आवी रीते वासना बधनकारक छे ए वासना शमी जाय ' एटले पछी अन्न वस्त्र आदि माटे दोडवु पडतु नथी माटे छेवट समजवानु ए छे के जे कुवासना जन्म मरण आदि अनक दु.ख अपावनारी ने ज्ञानने निष्फल करनारी छे तेनो समूल नाश करवो केमके ए वासना शिवाय बधनमा नाखनार बीज कोई नथी प्रथमथी वासनाथी दूर रहेवानो अभ्यास राखवो जोईए नीकर अतकाले पछी ते टाळवी कठण थइ पडे छे देहनी हयाती होय ते वखतथीज वासना टळे तो ए जेवु बळी बीजु एकेय सारू नाहे

सत्पुरुषोनी सभामा जे उत्तम विद्या जाणनार होय ते शोभेछे ते उत्तम विद्या ब्रह्मविद्या समजवी बीजी सघळी विद्या करता ते अधिक छे ने बधनमाथी छोडावनार छे माटे ते उत्तम छे एविषे आमळ लखाई गयु छे ए विद्यावाळाविना सत्पुरुषोनी सभामा बीजो कोई शोभतो नथी ‡

* उचेथी पडतु मेलवु ते ‡ व्यवहारपक्षमा सारी विद्या सुख आपनारी छे

तेवीज रीते शांतिना सरखी सुख आपनारी पण तेज सुविद्या एटले ब्रह्मविद्या छे. आत्मा सुखरूप छे, अविद्यानेलीधे ते जीव थई दुःख भोगवेछे; पण तेज आत्मा ब्रह्मविद्या प्राप्त थई के जीवबुद्धि तजीने शांति पामे छे. नाम रूप ए बधुं साचुं छे, एम प्रथम मानवामां आवतुं होय ते ब्रह्मविद्याना प्रभावथी मिथ्या भासे एटले शांति थाय छे. केम के नाम रूप खोटुं जाण्युं एटले खोटा उपर मन जाय नहि. जेम कोई आकडानुं आकोलियुं पडयुं होय तेउपर केरी छे एवुं भान थवाथी लेवानी अने खावानी लालच थाय, पण क्रमेथी जणायुं के ते आकोलियुं छे एटले पछी ते लेवानी के खावानी इच्छा सेहेज टळी जाय; तेम ब्रह्मविद्याथी सर्व मिथ्या जाण्युं एटले एम तेम धातुं टळी जाय छे. मिथ्या भान थयापछी शरीर रहे तोपण ते प्रारब्धप्रमाणे आवी मळे ते भोगवे पण तेमां सत्यबुद्धि थाय नहि.

कोई भीखारण होय ते अनेक प्रकारथी काळावाला अने चेष्टा करती होय पण जो ते राजाने गमे ने तेनी राणी थाय[1] तो पछी पोतानी पूर्व अवस्थाना चाळा ने चेष्टा तजी देछे ने अति आनंद भोगवे छे, तेम जेवी वृत्ति अज्ञानदशामां चेष्टा करती होय तेवी पछी ज्ञानदशामां करेज नहि अने परम शांतिने ब्रह्मविद्याना प्रभावथी पामे.

तेमज दान आपवाथी पण सुविद्या[2] एटले ब्रह्मविद्या वधे छे. अन्न होय पण तेमांथी आपीए तो खुटी जाय, द्रव्य होय ने तेमांथी आपिये तो खूटी जाय, वस्त्र होय ने आपवा मांडिए तो खूटी जाय, तेम जे कांई नामरूपवाळा पदार्थ आपवा मांडिये तो खूटी जाय, पण ब्रह्मविद्या तो जेम जेम आपीये तेम तेम वधती जाय छे. वासिष्ठसारमां लख्युंछे के.—

सर्वा एव कला जंतोरनभ्यासेन नश्यति।
इयं ज्ञानकला नित्यं सकृज्जातापि वर्धते ॥

सर्व जेटली कळाओ छे ते सघळी अभ्यासविना नाश पामे छे अर्थात् तेनो निरंतर अभ्यास राखवो जोईए छिये, पण आ ज्ञानकळानुं तो एकवार उत्पन्न थाय तो पछी निरंतर वध्याज करे छे.

---

१ कामनाथी आधळा थयेलाओ तेम करे तेमा आश्चर्य न होय पण आ तो दृष्टांत छे.

२ व्यवहारमा पण सर्व विद्याओ बीजाने शीखववाथी वृद्धि पामे छे

समजवानु ए के लखवु, भणवु, चीतरवु ए आदि जटली कला के विद्या छे ते जो निरंतरनो अभ्यास न राख्यो होय तो क्रमे क्रमे नाश पामी जाय छे पण तत्वज्ञानरूप उत्तम कला तो एक फेरे उदय थई के पछी क्रमे क्रमे वधती जाय छे माटे ए ब्रह्मविद्यानु दान करवु जेथी निरंतर वध्या करे छे पृथ्वीने अन्न आपिये ते जेम वधे छे तेम पात्र आपेली ब्रह्मविद्या पण वृद्धि पामे छे माटे जे वृद्धि पामति जाय तेज सुविद्या अने तेनु दान तेज खरू दान छे

---

कुतो हि भीति सततं विधेया
लोकापवादाद्भवकाननाच्च ।
को वास्ति बधु पितरौ च को वा ।
विपत्सहाय परिपालकौ यौ ६॥

अर्थ

शिष्य—निरंतर बीक कोनाथी राखवी?

गुरु—लोकोना अपवादथी अने संसाररूप अरण्यथी

शिष्य—बधु कोण केहेवाय अने मातापिता कोण केहेवाय?

गुरु—जे विपत्ति आवी पडे तेमा सहाय करे ते बंधु अने जे पालन पोषण करे ते मातापिता केहेवाय

टीका

गमे ते सारी क्रिया उपर अथवा गमे ते गुण उपर, उपरथी कुतर्क बाधीने विचार वगरना लोको जूठी आळ चडावेछे तेनु नाम लोकापवाद केहेवाय ए लोकापवादथी निरंतर बीक राखवी जोइए मनमा एम समजवु जोइए के आ निर्दोष काम छे तोपण रखे ने तेमा लोको खोटो अपवाद मूके एम बीक राखवानो मूल हेतु एज छे के जेथी लोकापवाद लागे तेवी कोइपण रेहेणी करणी राखवी नहि कह्यु छे के—

यद्यपि शुद्ध लोकविरुद्ध नाचरणीय नाकरणीयम् ।

आत्मानममृतं हित्वा ह्यभिन्नं मोक्षमव्ययम् ।
कुतो विद्वान् प्रवर्वेत काकवन्नरकं प्रति ॥

जे सर्वव्यापक, मोक्षस्वरूप, नाशरहित अने अमृतरूप आत्मा छे तेने मेलीने विद्वान् पुरुष कागडानी पेठे नरकमसे केम वृत्ति राखे ?

कागडानी वृत्ति जेम विष्टा अने मांस उपर जाय छे तेम जेओ ज्ञानवान नथी तेनी वृति स्त्रियो उपर जाय छे. परंतु ज्ञानिओ तो आत्माना खरा आनंदने जाणनार होवाथी तेमनी वृत्ति तेवी थतीज नथी. जेम बिलाडी आवे एटले उंदर एनीमेळे नाशी जाय छे तेम ज्ञान थाय एटले एवी नठारी वृत्ति एनीमेळे नाश पामी जाय छे. तोपण लोकना अपवादमाटे भय राखीने मारे आम करवुं न घटे एम विचारी संग तजवो जोईये. जेम भवाइओ राजानो वेश लई आवे ते राजा जेवा चाळा करे ने राजाना जेवी रीतभात देखाडे परंतु घडिक थाय के ' मावाप ' कहीने पैसा मागवामाटे हाथ धरे छे, केमके ते कांई साचो राजा नथी; तेम शास्त्रने बळे ज्ञानी थईने अथवा वेश पेरीने वातोवडे ज्ञानी थई फरनारा अने अनुभव वगरना दंभीओ ज्ञानीना जेवो डोळ राखे अने ज्ञानीना जेवुं बोले पण वखत आवे के स्त्रीनो ने धननो संग करेछे, केम के तेओ खरेखरा ज्ञानवाळा होता नथी. एम जाण्यापछी कदी एम शंका थाय के सुका तळावमां जेम पाणी आवे एटले माछलां आदिक पेदा थाय तेवो द्रव्यनो संग ज्ञानियोने छे तो ते न करवो ते ठीक, परंतु स्त्रीनो संग शामाटे न करवो? शुं एमां आत्मा नथी? सत्पुरुषनो स्त्रीने समागम न थाय तो तेने बोध कोण करे? ने केम थाय? तेनुं समाधान एटलुंज छे के स्त्री आत्माथी थयले छे पण ते आत्मानो नाश करनारी छे. लोढामांथी थयेलो काट लोढाने जेम नाश करे छे अने जळमांथी थयेलो सेवाळ जळने जेम नाश करे छे तेम आत्मामांथी थयेली स्त्री आत्माने वणसाडे छे. आटलामाटे कोई पण प्रकारे तेनो प्रसंग न राखवो जोईए. झाझुं शुं केहेवुं होय ? टुकामां एज के स्वप्नमांपण स्त्रीनो संग न थवो जोईए. कदी कोई स्त्रीने बोध लेवानी इच्छा थाय ने बोध करवो होय तो पण एवो नियम राखवो जोईए के दिवसे एकलां बेसवुं नहि, प्रसिद्ध रीते बारणे बेशीने बोध आपवो अने ते पण बीजाओ जे वखते बोध लेतां होय ते वखते तेने आपवो. वधारे शुं केहेवुं ? सारांश ए के अनुभवी होय तो ए प्रमाणे तेमणे बोध कर-

वामा हरकत नथी तो पण एटला प्रमगथी पण लोकना अपवादथी डरता रेहेवु जोईए, केमके सामु करता लोको तनो हेतु नठारो समज छ, न तथी परिणाम नठारुँ नीपजे छे

जम लोकापवादथी नीक राखवी जोईए तेम आ ससाररूप रगडाना दु ख भोगववास, पण नीक राखवी जोइए विदेही होय तेण एम विचारवु जोइए क जे मिथ्या वस्तु देखाय छे तेमा खोटु जगतनु भान थयु छे, किंचित् मात्रपण ते सत्य नथी, माटे मार ससारनी वात करवी पण शामटे अन साभळवी पण शामाटे जोइए? ईश्वरनी माया मोह पमाडे एवी छ ससारन जोवाथी अने तेनी वातो साभळवाथी ते खोटो छे छता मोटा मोटा पुरुषो बधन पामी गया छ जरत्कार सरखा ऋपि ससारने साभळीने मोहपाम्या हता, अने सौभरी ऋपि माछलांनो सगम जोइने मोह पाम्या हता, माटे एवा बधन करनारा ससारन मारे शामाटे जोवो के साभळवो जोइए, अने तेम करवानु मारे शु प्रयोजन छ? आवी रीते ससारमां न फसाई जवामाटे डर राखवो जोइए एवी रीते भय राखवाथी निरतर निर्भय रेहेवाय छे वरु विचारिये तो भय तो मात्र केहवानोज छे, वाकीतो यश घटे अने वगोणु थाय माटे भय राखवो आगळ दृष्टांतमा कहवाई गयलो भिखारी चक्रवर्ति राजा थया हता अन तनीउपर कोइनो भय न होतो तोपण तेनाथी पेहेली अवस्थाना जवा यश घटे न राजापणानु वगोणु थाय माटे अयुक्त आचरण थायज नहि, तमज विदेहीन माथे कोइ सिक्षा आपनार नथी तोपण पोतानो यश ओछो थाय ने ज्ञाननु वगोणु थाय माटे अयुक्त आचरण तजी देवा जोइए अने मुक्त छता पण रखेने ससारमा बधाइ जवु एम भय राखवो जोईए

जे विपत्तिमा पोताने सहाय करे ते बधु कहवाय पोतानो मानो जण्यो भाई होय अने खोटा खोटा तरकट उठावीने के स्त्रियोनी वातो साभळीन दु ख द के शत्रुभाव राख तो ते भाई केहेवाय नहि एक मृगना शरीरमाथी कस्तुरी पण नीकळ अने लींडियो पण नीकळे परतु ते बेय शु भाई केहेवाय? भाई तो तनु नाम केहवाय के विपत्ति आवे त्यार आडा आवीने उभो रेह कोई वखत नाणानी भीड आवी पडे त विपत्ति केहेवाय, कोई वखते वढवाड थाय के कोई मारवा आवे त विपत्ति केहेवाय अने तमा बधु होय ते सहायता करे छे पण आ सघळी व्यवहारसबधी आपत्ति केहेवाय ससारना दु खनी आपत्ति आगळ उपली आपत्ति कशा हिसाबमा नथी माटे ज ससारनु दु ख

टाळे ने टळवानी सहायता करे तेज आपत्तिने टाळनारो खरो बंधु समजवो. संसारना दुःखरूप विपत्ति महाज्ञानी पुरुषोना बोधथी टळेछे माटे तेवा पुरुषोने मेळवीने उत्तम सदाचारने मार्गे चढावे ने पोने साथे चाले ते खरी सहायता केहवाय, जेथी कोई दिवस बीजी विपत्तियो नडती नथी. संसारनुं दुःख कांई साधारण नथी. पशु, पक्षी, वृक्ष, मांछलां आदि चोराशी लाख अवतार धरीने तेमां अनेक दुःखो भोगववां पडेछे के जे वखते सोय संबंधीओ कशी पण सहायता करी शकता नथी ने कामना नथी. शंकर कहेछे के—

दुःखमूलो हि संसारः स यस्यास्तीति दुःखितः।
तस्य त्यागः कृतो येन स सुखी नापरः प्रिये ॥

दुःखनुं मूळ संसार छे. ए संसार जेने होय तेज दुःखियो छे. हे पार्वती, ते संसारनो जे त्याग करेछे तेना जेवो बीजो कोय सुखी नथी.

प्रत्यक्ष अनुभवनी वात छे के संसार दुःखरूप छे. पशुपक्षीआदिना अने कीडामंकोडाआदिना अवतारमां तो दुःखरूप छे परंतु जे मनुष्यदेह केहवाय छे तेमां पण अति दुःखरूप छे. सोनाना पलंगपर चडी शयन करनारा, फूल जेवां कोमळवस्त्र पेहेरनारा, हजारो लोकोने वश राखनारा अने लक्ष्मीथी भरपूर भंडारवाळा पुरुषो पण एवा तो दुःखी छे अने एवा तो दुःखी थवाना छ के जेनो विचार करतां तेनो अंत आवतो नथी. ए दुःखरूप संसार तजवा माटे फरीने पण शंकरनुं पार्वती प्रत्ये वचन छे के:—

प्रभवं सर्वदुःखानामाश्रयं सकलापदाम्।
आलयं सर्वपापनां संसारं वर्जयेत्प्रिये ॥

"हे प्रिया! सर्व दुःखोने उत्पन्न करनार, सर्व आपत्तिओनुं रेहवानुं ठेकाणुं, अने सर्व पापोनुं घर एवो आ संसार तजवो जोईए.

जेटलां दुःखो, जेटली आपत्तियो, अने जेटलां पापो कहिए तेटलां बधां संसारमां छे. एवा संसारनो त्याग थयाबगर सुखनी आशा स्वप्नमां पण राखवी खोटी छे. संसार नहि तजाय तो केवी स्थिति थाय छे तेविषे कहे छे के:—

अबंधं बंधनं घोरं स्त्रीशरीरं महाविषम्।
अशस्त्रखंडनं देवि संसारासक्तचेतसाम् ॥

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મું.      માર્ગશીર્ષ, સંવત્ ૧૯૮૭.      અંક ૨ જો

## ॥ यतो धर्मस्ततो जयः ॥



## जेने वीती होय ते जाणे

( કાચબા-કાચબી ॥ ભજનનો ઢાળ )

જેને વીતી હોય તે જાણે, અજાણ્યો કોઈ ન જાણે,—ટે૦
કાંટો બરાબર બે ઘડી કેરો, હાથમાં વાગ્યો હોય,
વાગ્યા વિનાનો વેદના તેની, જાણી શકે શું કોય ?
અનુભવ હોય ન જેને, શેણે સમજાવિયે તેને,—જેને૦

અગ્નિએ અંગ બળ્યું હોય તેથી, બળતર જે બહુ થાય,
ઉનું પાણી નહિ ઓળખે એથી, કેમ કરી સમજાય ?
હૈયાની વેદના એવી, કહી નહિ જાય તેવી,—જેને૦

વેદના થાય સુવાવડમાં તે, જાણે ન વાંઝણી બાઇ,
પાસે રહી હોય તોય સુયાણી, જાણી શકે નહિ કાંઈ,
કેવું છે દુઃખ ટાણે, હીગ હોય તે પ્રમાણે,—જેને૦

વેદના લેશ ન જાણે શૂળીની, પાસે ઉભેલા લોક,
હાથ ધર્યામાં વેદના કેવી, કેમ જાણે તે કોક,
વખાની વાત છે એવી, નથી સમજાય તેવી—જેને૦

કેમ કમાવાય કેમ શમાવાય, ચિત્તતણા પરિતાપ,
કેમ ભજાવાય વેશ વિરોધે, કેમ છપાવાય છાપ ?
હઠીલા જાયછે હારી, જુવો તે વાત વિચારી,—જેને૦

ડંખ્યા વિના ન જણાય કદાપિ વીંછીની વેદના જેમ,
મરણપથારી ઉપર પીડા, જીવતો જાણે કેમ ?
ખરેખર એક છે ખામી, નથી કોય અંતર્યામી,—જેને૦

ચાકરી કેવી આકરી છે તે, જાણી શકે શું શેઠ ?
દુઃખદબાણ સદા સમજેછે, હોય દબાયો હેઠ;
ભૂખ્યાનું દુઃખ શું જાણે, જન્મ્યો હોય ભાવતું ભાણે;—જેને૦
કાનમાં વેણ કઠોર પડ્યાથી, ઉપજે તાપ અમાપ,
બાણ ખુંચ્યું હોય હાય હૈયામાં, કેવો કરે છે કાપ;
થયો હોય માવરો જેને, પૂછો ભાઈ પ્રેમથી તેને;—જેને૦
શંખણી સાંપડી હોય તે નારી, કેવો કરાવે ક્લેશ;
કર્મતણા કોય કારમે યોગે, વાદે વગોવે વેશ;
દિયે દાગ દેહમાં દારા, એથી વનવાસિયો સારા;—જેને૦
મૂર્ખ પ્રજાથી માતાપિતાનું, અંતર જે અકળાય;
લાજ પ્રતિષ્ઠા જાય લુટાતાં, ધૂળધાણી ધન થાય;
દીવાના દીકરા જેના, ભવે ભાઇ ભોગ છે તેના;—જેને૦
મૂર્ખ પ્રજા હોય હાય પનારે, પૂર્વનાં પૂરાં પાપ;
સારી પ્રજા હોય સાંપડી તેવા, તેનો ન જાણે તાપ;
બળેછે બૈ બિચારા, એવાથી વાંઝિયા સારા.—જેને૦
આંખ ફરે કોય રાયની ત્યારે, રાંક બિચારા લોક;
હાનિ હજાર ગણી થકિ હારી, કેવો કરેછે શોક;
આવે જલ હેઠલ જ્યારે, સાચું સમજાય ત્યારે;—જેને૦
બાલક રોતું હોય તો તેના, અવળાં ઓસડ થાય;
ભૂખમાં ડામ દિયે છે ધાણી, પીડ થતાં દુધ પાય;
એને થાય દુઃખ અટાણે, કહો કોણ જઇ મટાણે;—જેને૦
હોશવડે હથિયાર ખમીને, રણમાં મેલે કાય;
અંતરની બહુ કાલની આશા, અંતરમાંહિ સમાય;
કહો તે કેમ કળાશે, બીજાને દુઃખ જે થાશે;—જેને૦
વાણ ભાંગે ભર સાગરે ત્યારે, ઉપજે જે ગભરાટ,
બાલ બચાંના વાય વિલાપો, હાયરે હૈયાફાટ;
એને જે અંતરે થાશે, બીજાથી કેમ જણાશે ?—જેને૦
પુત્ર-કલત્ર-સંબંધિ વિયોગે, અતર જે અકળાય,
ધાર્યું ન ઉતરે પાધરૂં પ્યારાં, ધામ ધરા ધન જાય;
જુવો જીવતાં વરઝોળા, વાગેછે ગેબના ગોળા;—જેને૦

સુખ નથી સસારમા માન્યુ, સબધનુ પણ તેમ,
કામ ધરા વન કોય । આવે આખ નિહાળે એમ,
ભાગે યશ વૈભવવાળા, રૂવે છે કેક રૅજાળા,—જેને૦
પિંજર પખી વિયોગ થવાથી, ધન જોબન છે ધૂળ,
પ્રેમ અને પરિચય પોતાના છે બધનનુ મૂળ,
ભલે મોજ ફેશન માણે, મુના પછી સૌ મસાણે,—જેને૦

## સપ અને સુખ વધારનારી ત્રિપુટી

જે ત્રિપુટી કુસપ અને કલેશ આપનારી પ્રથમ આપણે વર્ણવી ગયા છિયે તેજ ત્રિપુટી સસારમા પરમ સુખના સાધનરૂપ ગણાયછે એમ કેહેવામા કરી અડચણ નથી, પરતુ સૂક્ષ્મ દૃષ્ટિ કરતા તો જે તેના દોષો વર્ણવ્યા છે તેજ ગુણના કરતા અત્યત અધિક છે એટલામાટે કોઇ એવી ત્રિપુટી અહીં કલ્પવી જોઇએ કે જેમા સર્વાશે ગુણજ રહેલો હોય અને સપ સુખને વધારતી હોય પેહેલા કુસપકલેશ વધારનારી ત્રિપુટીના સ્ત્રી, ધન અને ધરતી એમ ત્રણ અગ કહેલા છે તેનાજ અથવા તેજ નામના અગ આ ત્રિપુટીમા છે ઈશ્વરની કૃપા હોય, પૂર્વના પુણ્યનો ઉદય થવાનો હોય, સારા ભાગ્ય હોય, અને વિવેકવિચાર હોય તોજ આ ઉત્તમ ત્રિપુટી સસારમા સાપડેછે વિવેકવાળી બુદ્ધિ જે કામ કરેછે તે કામ જો સ્ત્રીથી થાય, વિદ્યા જે કામ કરેછે તે કામ જો ધનથી થાય અને ધીરજ તથા ક્ષમા જે કામ કરેછે તે જો ધરતીથી થાય, તો એ પ્રથમ કહેલી ત્રિપુટીજ સપ અને સુખ આપનાર કેહેવી જોઇએ બહુરત્નાવસુ ધરા છે એટલે તેમ ક્યાક બનતુ પણ હશે પણ છેવટ તો તેમા દુ ખ તો આવવાનુજ એમ ન હોત તો આ ત્રિપુટીની જગતમા જરૂરજ શામાટે રેહેત ? માટે માણસે આ ઉત્તમ ત્રિપુટી સપા ન કરી સપ અને સુખ મેળવવા પાછળ રેહેવુ ।હિ

પેહેલુ અગ આ ત્રિપુટીનુ ધન એટલે નાણા પિતળના કે બીજા સિક્કા નહિ પણ વિદ્યાજ અખૂટ ધન છે ધાતુરૂપ ધનથી મારામારી થાય, મદાધ થઇ જવાય, અનર્થ થાય, તેને કોઇ લુટી જાય, અને વાપરવાથી ઓછુ થઇ જાય, પણ વિદ્યામા તેમ થતુ નથી વિદ્યામા મારામારી થતી નથી, તેનો ભાગ વેચવો પડતો નથી, કોઇ ચોરી જાતુ નથી અને આપવાથી ઓછી

પણ થતી નથી. જેમ જેમ વાપરાય તેમતેમ વધેછે. ધનથી આપેલું દાન તો લેનારને જ્યાંસુધી તે વપરાઈ જાય નહિ ત્યાંસુધીજ ઉપયોગી છે, પણ વિદ્યાનું દાન તો આ લોક અને પરલોકસુધી વિદ્યાર્થીને સુખ આપનાર થાયછે. ધનથી રચવામાં આવતાં મોટાં મોટાં ભૂવનો વિદ્યાથી રચેલાં ભૂવનો આગળ કશા કામનાં નથી. જાતજાતના રસોના સ્વાદ વિદ્યાના સ્વાદ આગળ તુચ્છ છે. હીરામોતીનાં કે સોનારૂપાનાં ધરેણાં આગળ વિદ્યાનાં ધરેણા અત્યંત દીપી નીકળી પેલાંને ઝાખાં પાડી નાંખેછે. મોટા મોટા ભૂપતિઓ ધરેણાંવાળાને નમતા નથી પણ વિદ્યાવાળાને નમેછે. જગતમાં ઉપભોગમાં આવતા પદાર્થો ધનથી થાયછે તે ધનને વધારનાર અને કમાવી આપનાર પણ કોઇપણ પ્રકારની વિદ્યા છે. ધનનેમાટે ક્યાંઇ ક્લેશ થતો હોય તો વિદ્વાન માણસ તેને છોડાવેછે. વિદ્યા છે તે મનુષ્યને એક સાચું ધરેણું છે. રૂપ હોય પણ વિદ્યા ન હોય તે કાંઇ કામ ન આવે અને રૂપ ન હોય તોપણ વિદ્યા હોય તો તે બહુ કામ આવેછે. વિદ્યા એજ ખરેખરૂં રૂપ છે. યશ સુખ ભોગ અને સર્વની ઉપર પદ આપનાર વિદ્યા છે. સસારમાંનાં બંધુસંબંધી કામનાં ખરાં પણ વિદેશમાં કોઇ પાસે ન હોય ત્યારે નિરંતર બંધુ વિદ્યાજ છે. બલ બુદ્ધિ પરાક્રમ સર્વ વિદ્યામાં સમાય છે. સત્તાધારી લોકો પણ વિદ્યાની આગળ ગુલામ બનેછે. જેનામાં વિદ્યા ન હોય તે પશુસમાન ગણાયછે વિદ્યાવગરનો હોય તેનામાં અનેક દુર્ગુણ આવી વસેછે. ફળમાં પડેલા કીડા જેમ ફળને ફોલી ખાય તેમ મૂર્ખ રહેલાને તેના અવગુણો ફોલી ખાયછે. મૂર્ખને રાગદ્વેષ બહુ થાયછે અને સંસારના તુચ્છ વિષયોપર બહુ આસક્ત રહેછે તેથી તેનું અકાલમૃત્યુ ઉભું થાયછે. મૂર્ખ દુર્ગુણીને સ્નેહી સંબંધી કે બાંધવો તજી દેછે. કદી તજે નહિ તોપણ તેનાથી કંટાળી જઇ અંતરમાં તપ્યા કરેછે. આટલામાટે વિદ્યા છે તેજ સુખને ને સંપને વધારનારી છે. મોટા મોટા શોધો અને સગવડ ભરેલાં સાધનો તથા કલાકુશલતા એ સર્વની જન્મભૂમિ વિદ્યા છે. એ વિદ્યા પ્રાપ્ત થયાપછી પણ દુર્ગુણ, દુરાચાર, કુસંપ વિગેરે માણસમાં રહે તો તે વિદ્યા પણ અવિદ્યાજ છે કેમકે નામને અનુસરતો ગુણ ન હોય તેને વિદ્યા કેહેવાયજ કેમ? સંપ વધે, સુખ વધે, શાંતિ થાય, ઉત્સાહ વધે, ઉદ્યોગ વધે અને ઉદયનાં સાધનો સુજતાં જાય તોજ વિદ્યા સમજવી; અને તેથી વિરૂદ્ધ દેખવામાં આવે તો ત્યાં અવિદ્યા છે એમ સમજવું. વિદ્યાથી વિવેક આવેછે, વિવેકથી યોગ્યતા આવેછે અને

યોગ્યતાથી સર્વ અર્થ સંપાદન થાયછે ધનવાનને કોઇ આશ્રય આપતા જણુ નથી પણ વિદ્વાનને આશ્રય આપવા જાયછે સઘળા ધર્મ અને સુનીતિ વિદ્વાનથી સચવાયછે આટલામાટે વિદ્યારૂપી ધન છે તેજ સર્વોત્તમ છે વિદ્યા ઘણા પ્રકારની છે અને તે સર્વ વિદ્યામા આત્મવિદ્યા ઉત્તમોત્તમ છે વળી વિદ્યાની સાથે કળા હોય તો વળી દૂધમા સાકર ભેળવ્યા જેવુ થાય કળાઓ પણ અસખ્ય છે વિદ્યામા મનવાણીનો ઉપયોગ વધારે છે અને કળામા હાથ વિગેરેનો ઉપયોગ વધારે છે કળા એ વિદ્યાના અગ જેવી છે જે જે સુખના સાધનોના યત્રો કે યુક્તિઓ યોજાયછે તેનુ મૂળ કળા છે એકની કળાવાળો કે એકવી વિદ્યાવાળો જે કમાય તેના કરતા બેય શીખનારો વધારે કમાયછે જેનામા વિદ્યા કે કળા નથી તે મૂર્ખ કેહેવાય છે ધનથી સ્ત્રીપુત્રાદિકની પ્રાપ્તિ સભવેછે તેમ વિદ્યાકળાથી સારી બુદ્ધિ અને તે બુદ્ધિના સદ્વિચારોની પ્રાપ્તિ સભવેછે ધનવાન જેમ પોતાના ધનનો સદુપયોગ કરે તો આ લોક પરલોકમા સુખ પામેછે, તેમ વિદ્યાકળાવાન પણ વિદ્યાકળાનો સદુપયોગ કરે તો આ લોક પરલોકમા સુખ પામેછે, પરતુ ધનથી જે અનર્થ થાયછે તે અનર્થ વિદ્યાકળાથી થતો નથી લોકો કેહેછે કે ધન વગર દેશની દુર્દશા થાયછે પરતુ તે કાઇ ખરૂ કારણ નથી દુર્દશાનુ કારણ તો વિદ્યા કળાનો અનાદરજ છે જ્યા વિદ્યાકળા છે ત્યા સર્વાર્થ કેવળજ છે ધન અનર્થનુ મૂળ છે, વિદ્યાકળા અર્થનુ મૂળ છે ધનથી ચિંતા વધેછે, વિદ્યાકળાથી નિશ્ચિતપણુ પ્રાપ્ત થાયછે ધનથી મરણ થાયછે, વિદ્યાકળાથી અમર થવાય છે ધનનો સદુપયોગ પણ વિદ્યાકળા હોય તોજ સારો થાયછે વિદ્યાકળાથીજ સર્વ પ્રાણીઓ કરતા મનુષ્ય પ્રાણી ઉત્તમોત્તમ ગણાય છે ધનને સાચવવા ભડાર જોઇએ છિયે, માણસો જોઇએ છિયે અને તેનેમાટે ઉજાગરો કરવો પડેછે,પણ વિદ્યાને પોતાના અતકરણશિવાય બીજી જગ્યા જોતી નથી, માણસ જોતુ નથી અને તેને વારણુ કરી મહાસુખની નિદ્રામા પોઢાયછે ધન જો અતરમા તાપ કરે તો વિદ્યાકળા શાતિ કરાવેછે ધનથી જે કાઇ થયુ દેખાતુ હોય તો તે નાશાત્મક છે વિદ્યાકળાના લાભના કાઇ દેવાની જરૂર નથી કેમકે તે સર્વ પ્રત્યક્ષજ દેખાયછે એટલામાટે સુખની અને સપની ઇચ્છા રાખનારે વિદ્યા અને વિદ્યા સાથે કળા મેળવવા પ્રયત્ન રાખવુ

બીજુ અગ આ ત્રિપુટીનુ સ્ત્રી એટલે હાડકા ચામડાનુ હાથપગવાળુ રાતા વસ્ત્રવાળુ આપણા જેવુ પૂતળુ નહિ પણ વિવેકવાળી બુદ્ધિ છે વિદ્યાવી

સંસ્કાર પામેલી બુદ્ધિ જે સુખ આપેછે તે અનવધિ છે. નઠારી સ્ત્રીનીપેઠે તે ક્લેશ કરાવતી નથી, ઘરની કુથળીકાઢી બેસતી નથી, અને કુસંપ કરાવતી નથી; પરંતુ સારી સ્ત્રીની પેઠે તે શોક થતો હોય તો શાંત પાડેછે, માતાપિતાનીપેઠે હિતનો માર્ગબતાવેછે, મિત્રની પેઠે સારી શીખામણ આપેછે, ક્યાંઇ પણ બીજે જતી નથી અને તેની ઉપર કોઇની દૃષ્ટિ પણ પડતી નથી. સ્ત્રીઓને સાચવતાં મહા કષ્ટ વેઠવું પડેછે અને ઘણાઓને રણસંગ્રામ થયાછે. બુદ્ધિને સાચવતાં કાંઇ કષ્ટ થાતું નથી અને સંગ્રામપણ કરવા પડતા નથી. જ્યાં જઇએ ત્યાં તે સાથેને સાથે ભેળી રહેછે. અને મરણ પછી પણ તે સાથેજ આવે છે. હાડકાંચાંમડાંનું પૂતળું તો અહીંજ પડયું રહે છે. સાડાત્રણ હાથનાં એ પૂતળાંએ સમજાવેલી વાતો બુદ્ધિની આગળ ધરવામાં આવે તો તેથી થયેલો તાપ સર્વ શમી જાય છે. બુદ્ધિ તો સર્વ મનુષ્યને છે ત્યારે સંસારમાં ક્લેશકુસંપ કેમ થાય છે? એમ કોઇએ શંકા ન કરવી કેમકે બુદ્ધિ તો બધાને છે પણ કોઇને જાગતી હોયછે અને કોઇને ઉંઘતી હોયછે. ઉંઘતી બુદ્ધિવાળો સુખ પામતો નથી પણ જાગતી બુદ્ધિવાળો સુખ પામે છે. બુદ્ધિમાં વિનય વિવેક વિચાર હોય તો તે જાગતી સમજવી. સુંદર શણગારવાળી ચતુર સુલક્ષણી સ્ત્રીના કરતાં પણ સારી બુદ્ધિ જે સંતોષ આપે છે તે અમૂલ્ય છે. બહારના ક્લેશોને બુદ્ધિજ સમાવેછે. થાકીયે ત્યારે શાંતિ આપેછે, મુઝાઈએ ત્યારે ધીરજ આપેછે અને સુખ-દુઃખમાં સાથેને સાથે રહીને પતિવ્રતાપણું સાચવે છે. સ્ત્રી જેમ પાણાના ઘરની અધીશ્વરી છે તેમ હાડકાચામડાના આ ઘરની અધીશ્વરી બુદ્ધિજ છે. પરદેશ જવાને તૈયાર થયેલો પુરૂષ જેમ પાણાના ઘરને છોડી દે તેમ પરલોક જવાને તૈયાર થયેલો પુરૂષ (જીવ) આ હાડકાંચામડાના ઘરને છોડી દેછે. પાણાના ઘરની અધીશ્વરી અહી પડી રહે છે પણ હાડકાંચામડાંના ઘરની અધીશ્વરી સહચરી થાય છે અને ક્ષણ પણ વિયુક્ત થતી નથી. કેટલાંક સત્કર્મોમાં સ્ત્રી જેમ ભાગ લેછે તેમ બુદ્ધિ સઘળાંમાં ભાગ લેછે. સારી સ્ત્રીથી ઘર શોભે તેમ સારી બુદ્ધિથી શરીર શોભેછે. સ્ત્રી તો બેજ આશ્રમમાં સાથે રહેછે પણ બુદ્ધિ તો સઘળા આશ્રમમાં સાથે રહેછે. સ્ત્રીવાળાના કરતાં બુદ્ધિવાળાનું બોલેલુ લખેલું બહુ કામ કરેછે. સ્ત્રીવાળો હોય પણ સારી બુદ્ધિવાળો ન હોય તો તેનાપર જગત વિશ્વાસ રાખતું નથી. ધનાદિકથી રચેલા વૈભવો નાશ પામી જઇ ખેદ ઉપજાવેછે પણ બુદ્ધિથી રચાયેલા વૈભવો કોઇ પ્રકારે નાશ

યતા નથી સ્ત્રીવાળાને હજાર ઠેકાણે ભય હોય છે પણ બુદ્ધિવાળાને કોઇ ઠે-કાણે ભય થાતો નથી આની પેઠેના વ્યાવહારિક ભયને પણ બુદ્ધિમાન ગણકારતો નથી સ્ત્રીના અપમાનથી અંત કરણ તપે, તેના ક ઠોર વચનથી હૃદય વેરાય, તેના દુરાચરણથી અપકીર્તિ થાય, અને તેને જરાપણ કાંઇ થાય તો જીવ ગયા જેવુ થાય છે બુદ્ધિરૂપ સ્ત્રીના ભરથારને આમ થતુંજ નથી તેનુ હૃદય આનંદમા રહેછે અને જગતમા કીર્તિ થાય છે કોઇ કોઇ વખતે એના સારા વિચારો આવેછે કે જાણે કોઈ આનંદના સાગરમા હવા ખાતા હોઇએ સ્ત્રીનગરનુ ઘર ચાલે પણ બુદ્ધિનગરનુ શરીર ચાલતુ નથી મોટા મોટા ઇંદ્રભવન જેવા મેહેલો કોઇનાર સ્ત્રીવાળાને અગ્નિના ભડકા જેવા લાગે છે પણ બુદ્ધિવાળાને ખેતરના ઠેકાણા બાવળની છાયા પણ ઇંદ્રપદ નુ સુખ પમાડેછે ગમે તેટલી આધિ વ્યાધિ કે ઉપાધિ બુદ્ધિવાળાને કશો પરાભવ નથી કરતી હીરામોતીના અલંકારો પણ ધનવાનને કોઇવારે ભારે દુ ખ આપનાર થઇ પડેછે બુદ્ધિમાનને તે હોય તો પથરા જેવા છે અને ન હોય તો તેને એથી વધારે આનં રહેછે સ્ત્રીનીપેઠે બુદ્ધિ ઘરેણા માગતી નથી, વસ્ત્ર માટે વા કરતી નથી, ઘર મેલીને રખડવા જતી નથી કુથળી કરી કરીને કાન ભરતી નથી, રીસ ચડાવીને બેસતી નથી, નણંદ જેઠાણી સામે લડતી નથી, પીયરપનોતી થતી નથી, અને ભ્રાંતિથી ભમાવી પોતાને ને પોતાના પતિને રીબાવતી નથી સ્ત્રી તો વચગાળથી પોતાની કરવામા આવેછે અને તેને મેળવતા ધન અને ઉદ્યમ કરવા પડે છે, પણ બુદ્ધિ તો જન્મથીજ સાથે અવતરેછે તેનેમાટે ધન કે ઉદ્યમની જરૂરજ પડતી નથી વિદ્યાથી અને સત્સંગથી પરિચયનેલીધે તે પાસે રહેલી ઓળખાય છે આ બુદ્ધિરૂપ સ્ત્રી છે તેજ પુરૂષને સંપસુખ વધારનાર છે તે શિવાય હાડકા ચામડાના પૂતળા સંપ વધારતા હોત અને સુખ આપતા હોત તો જગતમા લોકો માથે ઓઢીને શામાટે રડત? લાકડા કે પાણાના ઘર જો હાડકા ચામડાનુ આ ઘર હોય તોજ થાય છે ને કામ આવેછે, તેમ ગમે તેવી સ્ત્રી પણ બુદ્ધિ હોય તોજ થાયછે અને કામ આવે છે ઘરનગરનાને જેમ સ્ત્રી સુખરૂપ છે તેમ શરીર વગરના જીવને પણ બુદ્ધિ સુખરૂપ છે પુરૂષ મદારીના માકડાની પેઠે સ્ત્રીને વશ થઇ જાયછે તેમ બુદ્ધિને વશ થઇ જાય છે સ્ત્રીનુ વચન ફરે પણ બુદ્ધિનો નિશ્ચય ફરવો પણ કઠણ સ્ત્રીથી ઘણીવાર જુદુ પડવુ હોય પણ બુદ્ધિથી ક્ષણવાર જુદુ પડાતુ નથી ઘડીમા રમાડે,

ઘડીમાં બોધ આપે, ઘડીમાં વિનોદ કરાવે, દુઃખને દૂર કરાવે, સુખને વધારે અને પરમસુખનો ઉદ્યમ કરાવે એ બુદ્ધિજ બહુ શ્રેષ્ઠ ગ્રહણી છે. એ પણ ભાગ્યયોગે ખરાબ નીકળે તો પછી તેને બુદ્ધિ એવું નામજ નિરર્થક છે. વિવેકવાળી બુદ્ધિવાળો હોય તેજ બુદ્ધ કેહેવાયછે. તે ન હોય તો અબુદ્ધ કેહેવાય છે. આટલામાટે ઈશ્વરે આપેલી બુદ્ધિને કેળવી બહારનાં સર્વ સુખસાધનો હોય તો તેનો ઉપયોગ કરતાં સુખસંપ વધારવાં. અને એ સાધનો ન હોય તોપણ બુદ્ધિબલથી સુખ અને સપની વૃદ્ધિ કરવી. બુદ્ધિની બક્ષીસ માણસને એટલામાટેજ ઈશ્વરે આપી છે.

ત્રીજું અંગ આ ત્રિપુટીનું ધરતી એટલે જેની ઉપર અસંખ્ય ક્ષત્રિયોનાં માથાં રણમાં રોળાયાં તે પૃથ્વી નહિપણ ક્ષમા અથવા ધીરજ છે, કે જે ધરતીના કરતાં વધારે સુખ આપેછે. ક્ષમાને કોઇ લઇ જાતું નથી. તેનો વધારો જોઇને કોઇને અદેખાઇ આવતી નથી. બલવાન અને નિર્દય લોકો તેને આધીન થઇ રહેછે. તેને કોઇ દુઃખ દેતું નથી. મોટા મોટા શત્રુઓ ક્ષમાને જોઇ પાછા વળી જાય છે. બલવાન અને નિર્બલ એ બેયને ક્ષમા સુખકારક છે. નિર્બલના બલરૂપ અને સબલના શણગારરૂપ ક્ષમા કુટુંબને ક્લેશ હોય તો સ્નેહ કરાવે છે. હથિઆરવિના પણ શત્રુઓને વશ કરેછે. અંતઃકરણના તાપને શમાવી શાંતિ કરેછે. જાણીજોઇને કજિયો કરવા આવેલો પણ શરમાઈને નીચુ મોઢું કરી પાછો વળી જાયછે. ક્ષમાવાનને વગડામાં પણ ભય નથી અને ક્ષમાવગરનાને સાત માળપર ચડી બેઠા છતાં પણ ભય રહેછે. પૃથ્વી જેમ અનેક અપરાધો સહન કરેછે અને અનેક ભાર ઉપાડેછે તેમ ક્ષમાવાન અનેક અપરાધો સહન કરેછે અને અનેક ભાર ઉપાડેછે. ગમે તો ધનપતિ હોય, ગમે તો નારીપતિ હોય, ગમે તો ધરતીપતિ હોય તેઓ ને તે સ્થિતિમાં ક્ષમા હોય તોજ સુખમાં રહી શકે છે. જેને ક્ષમા ન હોય તેને રાતદિવસ ચિંતામાં અને ઉદ્વેગમાંજ ચાલ્યાં જાય છે. ધીરજવિના પણ એમજ સમજવું. હજારો કે લાખો વિટંમનાઓ પણ ધીરજવાળાને કાંઇપણ નથી. ક્ષમા અને ધીરજવાળાની સંપત્તિ, હોય તોપણ સુખ આપનારી અને જાય તોપણ વિવેક આપનારી થાયછે. પુણ્યશ્લોક ધર્માત્મા યુધિષ્ઠિરની, તેની પૂર્વેના પુણ્યશ્લોક નરોત્તમ નલરાજાની અને પુણ્યશ્લોક સત્યવાદી હરિશ્ચંદ્રની કીર્તિ પૃથ્વીપતિ હતા તેટલામાટે અમર નથી રહી પરંતુ ક્ષમા અને ધૈર્યમાટે તેની કીર્તિ અમર રહી છે, એઓએ સ્ત્રીધનસહિત રાજ્ય-

ફલતા વિદ્યા, વિવેકવાળી બુદ્ધિ અને ક્ષમા વિગેરેની સહાયથી અનેક સદ્ગુણ સંપાદન કરવાથીજ થાયછે. ઉદ્યમથી ધન મળે, સ્ત્રી મળે કે પૃથ્વીપતિ થવાય તેનાથી પણ વિદ્યા, બુદ્ધિ અને ક્ષમા વિગેરે કઠણ છે. કઠણ છતાં પણ પ્રયત્નથી ન મળે તેવાં નથી. જેને લેવાની ઇચ્છા થાય તેને થોડે પ્રયત્ને તરત મળી જાય છે. ધન સ્ત્રી અને ધરતીની ઇચ્છાવાળાને પણ એ બહુ કામ આવેછે. જો આંખ્યોમાંથી આંસુ પાડવાનાં ન હોય, જો યમદૂતનીપેઠે સંબંધીઓ ઉપર વિકરાળ કટાક્ષ કરવા ન હોય, જો હૃદયમાં રહેલા લોહિના ઝરાને તપાવવો ન હોય, જો સંસારમાં કીટપતંગાદિ અવતારોના અધિકારી થાવું ન હોય, જો શત્રુઓના હાથમાં ઘાયલ થવુ ન હોય તો સદ્વિદ્યા, વિવેકવાળી બુદ્ધિ અને ક્ષમા-તિતિક્ષારૂપ ત્રિપુટી સાથે સદ્ગુણો ગ્રહણ કરવાની જરૂર છે. સુખ એટલે શું તે સમજવું બહુ કઠણ છે. કોઇએ દુઃખમાં પણ સુખ માન્યું હોયછે તેવાઓને સમજાવી શકાતા નથી. એટલે તેવાઓની આગળ જે કેહેવું તે તુબડીમાં કાંકરા બરાબર છે. પરતુ કોય અધિકારી હોય તેનેમાટે આ દિગ્દર્શન ઉપયોગી જાણી દર્શાવવું વૃથા નહિ ગણાય. પ્રથમ સુખસંપ વધારનાર ત્રિપુટી કહી તે ઉપરઉપરના સુખ સંપને વધારનાર ભાસેછે અને જગતમાં તે ત્રિપુટીનાં અંગો વ્યવહારમાં બહુ આવેછે માટે તેને આદર આપવો જોઇએ. બાકી છેવટ તો જે તેમાં લખ્યુંછે તેવુંજ છે. પરંતુ આ ત્રિપુટીનો જો આશ્રય થયો હશે તો આ લોક પરલોકમાં અત્યંત સુખ થયા વગર રેશે નહિ. આ ત્રિપુટી કુસંપ ક્લેશ આપનાર ત્રિપુટીને પણ નબળી કરી દઇ પોતા જેવી કરવા તત્પર થાયછે માટે મનુષ્યશરીરને ભોગવનારે તે વાતનો વિચાર કરી જોવો એવી અમારી ભલામણ છે. વિવેકથી વિચાર કરી જોતાં યોગ્ય વાત ન લાગે તો આ લેખનો અનાદર કરવાને સર્વ કોય સ્વતન્ત્ર છે.

---

## पुनरुद्वाहविषे विचारना एक पत्रनो प्रत्युत्तर.

( સબંધ ગયા વર્ષને પાને ૨૮૦ થી )

ભાઈ! એ વાત થવાની નથી. તમારા સંકલ્પે તમને બાંધ્યા છે. સંકલ્પ છોડો એટલે પછી તમને કાંહી લાગશે નહિ. તમને ખબર છે કે એક સુકલ ઠુંઠામાં ભૂતની ભ્રાંતિ થઈ તો તેને વિવેકથી તપાસી મટાડવી જોઇએ. જો તેમ ન કરિયે ને બીને ભાગિયે તો ભૂત પણ પાછળ આવતું

દેખાયછે આટલામાટે વિષયો અને તેની વિપત્તિઓની કલ્પના તમે કલ્પો છો તેજ તમે ભય પામી ભાગવા જાઓ છો એટલે પછવાડે આવ્યા જેવુ થાયછે માટે વિવેકથી સ્થિર થઈ નિશ્ચય કરો તો કાઈ જણારો નહિ વિષયોનો અનુભવ તો તમને પ્રથમથીજ હતો ત્યારે રહિરહિને આજજ તે બધનરૂપ અને તજવા યોગ્ય જણાયા તેનુ શુ કારણ ? જો સમજીને પણ 'પ્રામનો અનાદર ન કરવો એના વિચારથી જેમ ચાલ્યુ તેમ ચાલવા દીધુ હોય તો હજી પણ તેજ રીતે ચાલવા દેવુ યોગ્ય છે જો મોહથી ખબર ન પડી એમ કેહેવુ હોય તો એનોએ મોહ હજી કાઈ નિવૃત્ત થઈ ગયો નથી તે તમારા લેખપરથીજ જણાય છે. અમારૂ કેહેવુ એમ છે કે વ્યવહારની અને પરમાર્થની વાત જોડી દઇને ગમે તેમ દોડવુ યોગ્ય નથી ન્યાય શુ, નીતિ શુ વ્યવહાર શુ, એ સવળુ વિચારીને પગલુ ભરવુ તેજ યોગ્ય છે તૈલગ દેશના ભીખારીઓ જેમ કોયનો કે અડદ દેખાડવાથી ભડકીને ભાગે તેવુ તમે કરવા માડશો ત્યારે પછી બોલવાનુ કે કેહેવાનુ શુ રહ્યુ ?

જાણી જોઇને મોહના મહિમાને લીધે વિષયો નથી છોડાઈ શકાતા એમ દેખાડી તેથી દૂર રેહેવાની ઈચ્છા ગતાનતા બતાવતા તેથી નીચેના પારીગ્રાફમા વળી કોઈ બીજોજ વિચાર દેખાડી વ્યહારને અનુકૂળ થાઓ છો ત્યારે અમારે અહી તમને મોહ થયેલો લેખવો કે શી રીતે ? અમને આ ઉપરથી એમ થાય છે કે તમે વ્યવહારથી ઉલટા નથી એટલામાટેજ વ્યવહારનો અનાદર કરવાને યોગ્ય નથી સત્ સાધનના મૂલરૂપ શરીરને રીબાવવાથી કલ્યાણ નથી એ વિચાર તમારો યોગ્ય છે તે પણ વ્યવહારને આદર આપવાથીજ યોગ્ય રહે તેમ છે બેય વાત તમારા મનમા સમજવામા આવીછે તેથીજ તમને દુઃખ થવાનો સભવજ છે, અને અમે પણ તમે બેય વાત જાણીને એ તાપનુ પાત્ર થયા છો તેથી યોગ્ય માર્ગ બતાવી તમને શાત કરવાનુ પ્રયત્ન કરિયે છિયે માટે પ્રાપ્ત વિષયમા તેનો નિર્વાહ કરી લેવો ઋતુધ્વજને મદાલસા મળી હતી તે દેશકાળ વિગેરે વાત જુદી હતી * આજ તેવા ભક્તિવાળા અને તેવા સમર્થ કોઈ છે નહિ અને જગતમા તેમ બનતુ પણ નથી માટે એ દાખલો તમારો નિરર્થક છે ઋતુધ્વજને પણ એવુ ને એવુ શરીર પ્રાપ્ત થયુ હતુ પણ એનુએ થયુ હતુ એમ નથી

---

* ઋતુધ્વજ ઉપાખ્યાનમા મદાલસા સદ્‌વૃત્તિ દુર્ગુણોથી તારા થતા વિનયવિવેક નાગકુમારોએ માતારૂપ પિતા પાસે ઓળી ને ઓળી પાછી ન ટાળી એમ અધ્યાત્મરૂપ કલ્પો તો બને

લાગતું તો તમે પણ તેવું ને તેવું શરીર પ્રાપ્ત થયું સમજી લઈ મનનું સમાધાન કરશો તો સર્વ દેશે થઈ શકે તેમ છે, એમાં કાંઈપણ શંકા નથી. ગૃહસ્થાશ્રમ ચલાવી સર્વને સંતોષ ઉપજાવવો હોય તો આમ બની શકે તેમ છે, બાકી વિચાર કરવો એતો ધુમાડાના બાચકા છે.

ગયું જોબન અને મુવુ માણસ પાછું આવે ત્યારે પછી જોઇએજ શું ? અમે સમજ્યા છિયે કે એ વાત બનતી નથી માટેજ અમારૂં મોઢું બંધ કરવા તમે લખી છે. પરંતુ અમે એ ઉપરથી એમ સમજ્યા છિયે કે તમારે તે પાત્ર ઉપર યોગ્ય આદર હતો કે જેને અંગે તમે હવે એકલીજ સ્થિતિ કબુલ કરવાને તૈયાર થઈ ગયા છો. તેમજ તે પાત્રે પણ પૂર્ણ યોગ્યતા દર્શાવેલી હોવીજ જોઇએ. આથી અમે સંતોષ પામ્યા છિયે અને તમે લોકૈષણાની અભિલાષાવાળા છો એમ પણ અમારા અનુમાનમાં આવ્યું છે. ઉપરની વાતથી વ્યવહારનો અનાદર તમને ન હોય એ વાત પણ સંતોષ-કારક છે. ત્યારે હવે અમારૂં કહેવું એમ છે કે દૈવેચ્છા કે નિયતિનેલીધે જે થયું તે થયું તેમાં કાંઈ મિથ્યા થાય એવું નથી માટે ચાલતા સમયને અનુ-સરી અમે કહિયે છિયે તે સ્થિતિને અંગીકાર કરો. એથી તમારી લોકૈષ-ણાને હાનિ નથી આવતી. તમારા અંતઃકરણનો ડાગ તમે આ માર્ગેથી અને સદ્વિચારથી કાળે કરી ટાળી શકશો. તમને એકનેજ દુઃખ કે શોક થાય છે એમ નથી. અમને પણ તમારા જેટલુંજ થાયછે પણ અનિવર્ચનીય સં-સારના પ્રવાહમાં સહુ નિરૂપાય અને છતે હાથ પગે કાંઈ ન કરિ શકિયે ત્યારે શું કરવુ ? કોઈપણ કારણથી અમને સતોષ વાળવાનું હોત તો તમને અમે આ વિષયમાં છુટ મેલત. તમે એકલાં શરીરથી કરવા ધારશો તે કેટલુંક કરી શકશો? શરીરની સેવાથી પરવારતાં વખત મળશે ત્યારે અન્ય-ની સેવા કરશો કે ? તમને આ વાત ડાપણવાળી લાગે છે અને અમને ભૂલ-ભરેલી લાગે છે માટે પચ ત્યાં પરમેશ્વર એમ માની ગમતું કે અણગમતું પણ સર્વનું વચન સફળ કરવું એ તમારા જેવી સ્થિતિના માણસને યોગ્ય છે કેમકે તમે સર્વ સમજો છો.

તમે હાંસીની બીકથી પ્રેમનું વર્ણન આપ્યું નહિ તેજ યોગ્ય કર્યુંછે. કેમકે અમે તમારા વર્ણન વિના પણ જાણીએ છિયે. તે તમારા સ્વાર્થનું એક યોગ્ય રૂપાંતરજ છે. એથી બીજું મહાત્મ્ય તમે કોઈ જાણ્યું હોય તો તે તમારે અતરમાંજ રાખવામાં સાર છે. તેમાં કોઇપણ જાતિનું વિઘ્ન આવે તેમ કરવાનો અમારો ઉદ્દેશ નથી. અમે હમણાં પ્રસંગ ન હોવાથી નથી

બોલતા પણ હમે કરીને સિદ્ધ કરી આપશુ કે સહવાસ ને પરિચય એજ તમારા પ્રેમનુ પોષણ અને તને અભાવે તેનુ કારણ કરીને સુકાઈજ ગયુ ત્યારે, એવા અસ્થિર પ્રેમનેમાટે જે પ્રપચ રચવો તવી શુ ફળ ? જ્યારે પોતાનાજ સતોષમાટે આ સર્વ છે ત્યારે પછી પ્રેમ પરિચયની વાત કરવી તે પણ મિથ્યા આગળ અમે પ્રેમનુ નિરતરપણુ કહિ ગયા છિયે તેમા આહીની વાતની વિરોધ ન લાવવો કેમકે ગયેની વસ્તુ ઉપરથી તે ઓછો થતો જાયછે માટે તેને અસ્થિર કહીને માત્ર તમને અમારી મરજી પ્રમાણે વાળવા એજ મુખ્ય હેતુ છે

તમને વિષયોમા નિર્દોષપણુ નથી દેખાતુ એ વાત ખરી, પણ એમા વિષયોનો દોષજ નથી દુધથી બળેલો છાશથી બીયે તેમ તમને આ વખત બનેછે અથવા તેમ નહિ તો કમળો થયલો જગતને પીળુ દેખે તેનીપેઠે છે આ ટાણે તમને વિષયો દુઃખરૂપ લાગનાજ જોઇએ કેમકે दुःखिते मनसि सर्वमसह्यम् । [ મનમા દુઃખ હોય ત્યારે સર્વ અસહ્ય અથવા દુઃખરૂપ લાગેછે ] પણ કોઇ એવો પણ વખત આવ્યો હશે કે તે સુખરૂપ લાગ્યા હશે ને હવે લાગશે પણ અમારૂ કેહેવુ એમ છે કે તમે એ ભેદકલ્પનામા શા માટે પડો છો સુખરૂપ પણ કલ્પોમા અને દુઃખરૂપ પણ કલ્પોમા એટલે ગુણદોષ પણ એનમેળે મટી જશે જે વાત સામાન્ય છે તેમા સામાન્ય રહીને દીઠે રસ્તે ચાલ્યા જવામાજ સમજુપણુ સમાય છે અમે પણ જાણિયે છિયે કે સર્વે આરભો દોષવાળા છેજ પરતુ તેપણ યાદ રાખવુ કે અગ્નિ ધૂમાડાવાળો છે તોપણ તેને પ્રકટાવવાની જરૂર પડેજછે તેમજ સસારના કાર્યનુ સમજવુ તમે નવો વ્યવહાર દોષરૂપ દેખાડવા सर्वारम्भा० એ ગીતાનુ વાક્ય લખ્યુ છે પણ તેનુ પૂર્વાર્ધ વિચાર્યું હોત તો તમારીમેળેજ તમને સમાધાન થઇ જાત પૂર્વાર્ધમા શ્રીભગવાન એમ કહેછે કે सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् । ( સહજ કર્મ છે તે દોષવાળુ હોય તોપણ તે તજવુ નહી ) આ વાતનો તમે મનમા વિચાર કર્યો નથી અપૂર્ણ

---

## परमेश्वरउपर मा दीकराना प्रश्नोत्तर

---

ચોમાસાના દિવસો ઉતરવા આવતા સર્વ વનસ્પતિ પ્રફુલ્લિત થઈ ભૂમડળના સર્વે ભાગો રળીયામણા થાયછે, તેમા પણ પાણી અને ઝાડ પાનથી ભરેલા પહાડો તો અત્યત રમણીય અને મનોહર લાગેછે આવુ

માસની આઠમને દિવસે અનુકૂલ ગુણસ્વભાવનું એક કુટુંબ કાઠીયાવાડના ગિરનાર પર્વતમાંહેના તીર્થની યાત્રા કરવા ગયું. દામોદરકુંડમાં નાહી ભવનાથના દર્શન કરી અનુક્રમે દત્તાત્રિયનાં પગલાં સુધી ઊંચે ચડેલાં તેઓ ઊંચેથી નીચે દેખાતા નાના નાના ટેકરા, પાણીનાં ઝરણાં, પાસે આવેલા જુનાગઢ શેહેરની રચના, દૂરનાં નાનાં ગામડાં, આજુબાજુનાં અને દૂરના વૃક્ષો, તેની સ્વાભાવિક આનંદદાયક રચના અને પશુપક્ષિયોના દેખાવોથી અત્યંત રાજી થઈ રહ્યાં. વિચારવાન માતાએ પોતાના છોકરાને પુછ્યું.

ભાઈ! આ પહાડનો અને પહાડપરથી દેખાતાં સ્થળોનો દેખાવ તને ગમે છે ?

પુત્ર—માતા મને બહુ આનંદ આવેછે. માતા! આ સર્વ કોણે બનાયું હશે ?

માતા—બાપુ, એનો બનાવનાર પરમેશ્વર છે

પુત્ર—આટલા બધા અને આવડા મોટા પદાર્થો બનાવનાર તે કેવડો મોટો હશે મા ?

માતા—દીકરા! એ એવડો મોટો છે કે આજસુધી તેને કોઈ માપી શક્યું નથી.

પુત્ર—માપી કેમ ન શકે ? આપણે કેમ ખાટલાની પાટીને માપી શકિયે છિયે.

માતા—દીકરા! એ આપણી દૃષ્ટિની મર્યાદામાં આવે એવી નાની અને સાકાર વસ્તુ છે, પરમેશ્વર કાંઈ તેવો નથી. તેવો હોય તો આવી રચનાનો બનાવનાર સંભવેજ નહિ.

પુત્ર—ત્યારે એ તે કેવો હશે માતા ?

માતા—એ કેવો હશે એમ કહી શકાતુંજ નથી. વિદ્વાનો તેને આકાશની પેઠે વ્યાપક, નિરાકાર, નિર્વિકાર અને અસંગ કહેછે. એ આંખેથી દેખાતો નથી, કાનેથી સભળાતો નથી, હાથેથી અડાતો નથી અને મનેથી મપાતો નથી.

પુત્ર—ત્યારે એને ઓળખાય કેમ ?

માતા—તેની ચારે કોર દેખવામાં આવતી સત્તાને યોગે વૃત્તિદ્વારા તેને ઓળખાય છે.

પુત્ર—માતા! ત્યારે તેને આંખ નાક નહિ હોય એટલે તે સઘળું જાણી કેમ શકતો હશે ?

માતા—તેને આંખ નાક વિગેરે ઈંદ્રિયો નથી કેમકે તે તો સાકારને હોય, તેમ છતાં તે સર્વજ્ઞ સઘળું જાણી શકેછે. તેના જાણ્યા બહાર કશું

નથી ખરૂ વિચારિયે તો મનના ઇંદ્રિયો તે તેનાજ ઇંદ્રિયો છે એટલામાટે હજારો ચક્ષુઆદિ ઇંદ્રિયોવાળો તે કેહેવાય છે અને શાસ્ત્રપુરાણો તેની સાક્ષી આપેછે

પુત્ર—એ ક્યે ઠેકાણે રેતા હશે?

માતા—જે સાકાર વસ્તુ હોય તેને ઠામ ઠેકાણુ જોઇએ આતો આકાશની પેઠે, સર્વ જે નામ રૂપ દેખાય છે તેને વિષે રહેછે માટે સર્વને રેહેવાનુ સ્થાન પોતે છે

પુત્ર—ત્યારે સર્વ નામરૂપના નાશે તેનો પણ નાશ થઈ જાય

માતા—સર્વનો નાશ થાય તોપણ તેનો નાશ થતો નથી ઘડો ફૂટે તો પોલાણ ફૂટે નહિ

પુત્ર—ઈશ્વરની બનાવટમા અને માણસની બનાવટમા શો ફેર હશે?

માતા—ઈશ્વર કરેછે તેવુ, તેનકુ અને તદ્રૂપ મનુષ્ય બનાવી શકતો નથી મનુષ્ય ઈશ્વરના બનાવેલા પદાર્થોમાથી ઉપયોગી પદાર્થો બનાવેછે ઈશ્વર પોતાને તે તે પદાર્થરૂપે થવાનો અકુર થતાજ તે પદાર્થો થઇ ગયાજેવા આવિર્ભાવ પામેછે તેમા વળી એમ છે કે મનુષ્યનુ બનાવેલુ હોય તેમાથી બીજુ તેવુ ને તેવુ પેદા થતુ નથી અને ઈશ્વરનુ બનાવેલુ હોય તેમાથી તેવુ ને તેવુ બીજુ પેદા થાયછે

પુત્ર—એવુ શુ બનાવ્યુ છે તેનો એક દાખલો દે

માતા—પુત્ર જે તુ હમણાં જુવેછે તે ઝાડવાઓ ઈશ્વરે બનાવેલા છે અને એનીમેળે તેમાથી બીજા બનતા જાયછે મનુષ્યના બનાવેલા ચિતરેલા ઝાડમાથી બીજા ઝાડ થતા નથી

પુત્ર—માતા! એ તો મારા અનુભવમા આવ્યુ પણ બીજુ એવુ શુ બનાવ્યુ છે?

માતા—જે વન તુ જુવેછે તેનાથી ભારે વિચિત્ર વન તેણે બનાવ્યુ છે તે તુ ક્યા જાણે છે?

પુત્ર—ના માતા! નથી જાણતો તુજ કહેને કે તેમા કેવા કેવા વૃક્ષો છે? અને તેમા અને આ વૃક્ષમા કેટલોક ફેરફાર છે?

માતા—દીકરા સાભળ પરમેશ્વરના બનાવેલા વનમા અનેક પ્રકારના રગના નાના મોટા વૃક્ષો છે તેમાના તે વૃક્ષોના મૂળ ઉપર હોયછે અને શાખાઓ નીચી હોય છે હમણા તુ જુવેછે તેવા ઝાડવાઓનાપેઠે તે વૃક્ષો એક ઠેકાણે રેતા નથી પણ આમતેમ ફર્યા કરેછે એ વૃક્ષો એકબીજાના કામમા

આવેછે. તેમાં દરેકને નવ નવ કોતર હોયછે ને તે કોતરોમાં ચાર કોતરો બે મોઢાવાળાં અને પાંચ એક મોઢાવાળાં છે. તેમાંનાં છ કોતરોના પોલાણમાં જીવતાં તેતર પક્ષીઓ વસેછે. બાકીનાં જે ત્રણ કોતર છે તે બંધ મોઢાવાળાં છે. તેમાં એકેકો માળો હોય છે તે માળામાં બે મોટા હંસ પક્ષીઓ વસેછે. તેમાંનો એ અભિમાની પક્ષી કોતરમાંનાં અને બીજાં પક્ષીઓ ઉપર દાબ રાખેછે અને પોતાના વૃક્ષનાં ફુલોને તથા કડવાં મીઠાં એમ બે જાતનાં ફલોને ચાખ્યા કરેછે. એક અભિમાન વગરનો જે પક્ષી છે તે પક્ષી તો સુખેમોઢે ખાધાપીધા વગરજ બેઠો બેઠો સર્વ જોયા કરેછે. એક ઝાડ પડે તો અભિમાની પક્ષી ઉડી જઈ બીજા ઝાડપર વાસ કરેછે. અભિમાનવાળો પક્ષી અભિમાન વગરનો થાય તો બન્ને એક થઇ છે. પાણી નિરંતર મળ્યા છતાં પણ કવાના વાયાથી તેમાંના વૃક્ષો નાશ પામેછે. એ વૃક્ષો સુકાયા પછીના કેટલાક શીવાય બીજા કશા કામ આવતા નથી. એ વૃક્ષોને કોઈ છેદન-ભેદન કરે તો તેને વેદના થવાથી તે બરાડાં નાંખેછે. કેટલાક ટાઢ તડકો વધારે સહેછે અને કેટલાક સહન કરી શકતા નથી. હમણાં જે વૃક્ષો જોઇએ છિયે તેના જેવા તે પરોપકારી હોતાજ નથી. તેમાંના કેટલાક છાયા આપી શકેછે અને કેટલાક આપી શકતા નથી. એ સઘળા વૃક્ષો આ હમણાં જોઇએ છિએ તે વૃક્ષો વિગેરેથી જીવતા રહેછે અને તે ઉંચેથી જલપાન કરેછે અને વસંત આવે ત્યારે તે બહુ ખીલેછે. પણ આ ઝાડવાંઓમાં નજરે દેખાતાં મોટા વૃક્ષોના જેટલું આયુષ્ય હોતું નથી. કેમ ભાઈ! એ ઝાડ તે જોયાંછે !

પુત્ર—ના માતા, મે તો તે ઝાડ જોયાં નથી તે મને ક્યારે બતાવ્યાંછે'

માતા —દીકરા તે ઝાડ તો તું રોજ જુવેછે ને ભુલી કેમ ગયો !

પુત્ર—ના માતા ! તારાસમ મેં તે ઝાડ નથી દીઠાં. તું મને જુઠું સમજાવેછે.

માતા—દીકરા, એમ ન કહેવાય. તારી સમજણમાં ફેર છે તેથી તું મને જુઠી કહેછે.

પુત્ર—ત્યારે તું હવે મને દેખાડ જોઇએ તે ઝાડ ક્યાં છે ?

માતા—બતાવુ તો તેના બદલામાં તું મને શું આપે ? આપૂર્ણ

---

## વેદધર્મસભાને વક્ષીસ.

રા૦ રા૦ હેમનરામ દરખલાલ બાટવાના ન્યાયાધીશે ધર્મકાર્યમા ઉલટ કાનેતીને રૂ૦ પાંચ સભાના ધર્માઉ ફંડમા આપ્યા તે પહોંચ્યા છે. તેનો સદુપયોગ થશે કા. શુ. ૫.

# मणिरत्नमाला

( सबंध पाने २४ मा )

हे देवि ! संसारमां जेनुं चित्त आसक्तिवाळुं होय तेवा मनुष्योने स्त्रीनुं शरीर छे ते वा यावि नानुं बंधन छे, महा झेररूप छे, अने हथियार वगरनुं छेदन छे

बीजां बंधन तो बंधावाथी थायछे पण स्त्रीरूप बंधन तो बंधवगरनुं बंधन छे स्त्रीमां आसक्तिनेलीधे क्यांय जवाय नहि ने परमार्थनो विचार थाय नहि, निरंतर विषयनी ने व्यवहारनी वातोमां दिवसो चाल्या जाय अने एम करतां करतां मरण थाय अने वासना रही जाय एटले बहुवार जन्मवुं ने मरवुं पडे छे माणसने कोई शस्त्र के अस्त्र लागे छे त्यारे ते घायल थाय छे अने रडापीट करे छे पण संसारमां ममतानेलीधे थतां दुःख तो शस्त्रवगर घायल करनारां छे कोई हानि थाय के स्त्री पुत्र आदि कोई मरी जाय तो हाय हायकरीने छाती कुटेछे, पछडाटिया खाय छे अने रोई रोईने आंधळो थई शरीरनुं भान भूली जाय छे आवी राते संसारमां आसक्तिवाळाने बंधन ने दुःख छे स्त्री अने धनमां आसक्ति राखनारविषे आगळ पण कहेल छे अने अहीं पण ते लखिए छिये के –

लोहदारुमयैः पाशैर्दृढबद्धो विमुच्यते ।

स्त्रीधनादिषु संसक्तो मुच्यते न कदाचन ॥

लोढानी के लाकडानी बेडीथी के पाशथी दृढ बंधायेलो माणस कोई दिवस पण छूटेछे, परंतु स्त्री अने धनआदिनेविषे आसक्त थयेलो पुरुष तो कांई दिवस छुटतोज नथी

अर्थात् समजवानुं ए के स्त्री धनादिकमां आसक्ति राखनारने जन्म मरण टळतां नथी तेथी अनेक संसारनां दुःख समे छे कोई पण संसार थवानां साधनमां आसक्त न थतां जो संसार तजवानां साधन संपादन थाय तोज सुख छे कह्युं छे के.—

आदिमध्यावसानेषु सर्वं दुःखमयं यतः ।

तस्मात्संत्यज्य संसारं तत्वनिष्ठः सुखी भव ॥

आदिमां, मध्यमां अने अंतमां आखो संसार दुःखमय छे, माटे संसार तजीने ( आसक्तिरहित थईने ) अने तत्वमां निष्ठा राखीने सुखी था

जन्मथी ते मरवासुधी ममत्वनेलीधे संसार सदा दुःखदायक छे कोई

पण वखते सुख नथी अने एटलामाटे तत्वमां निष्ठा राखी संसारने तजवो जोईए. संसार ज्यांसुधी तजायो नथी त्यांसुधी महाविपत्तिमां पड्या छिये एम समजवुं. आ महाविपत्तिमांथी छुटवामां सहाय करे तेज उपर कह्याप्रमाणे खरो बंधु छे. ते शिवाय बीजा बंधुओ तो स्वार्थना सगा अने केहेवा मात्र छे. माटे बंधु करवा तो महाविपत्तिमांथी छोडावे तेवा करवा.

जे जन्म आपीने अने अन्न वस्त्र पूरां पाडीने उछेरी मोटा करे ते माता-पिता केहेवाय. ए माता-पिता बालकना सुखनेमाटे पोताना प्राण अर्पण करवा होय तोपण करी दे तेवां दयालु होय छे. छोकरांनी पीडाथी वगर पीडाए तेओ पीडाय छे. आवां मातपितानो उपकार शरीरना चामडानां वगरखां शीवडावी पेहेरावबाथी पण वळतो नथी; परंतु ते संसारसंबंधी लालन-पालनमां सुख देवाना माता-पिता छे. संसारीए पोतानां मातापितानी परमेश्वरनीपेठे सेवा करवी ए तेमनो स्वधर्म छे ते वात भूलवी जोइए नहि निकर नर्कना अधिकारी थवाय छे. ज्यारे सूक्ष्म नजरथी विचार करिये छिये त्यारे परमार्थपक्षमां एम दीसे छे, के जेथी अखंड सुखमां रहिये अने दुःख कशुं न आवे एवुं करी आपे तेज खरां माता-पिता छे. व्यवहारनां माता पिता वखते अनेक बंधन आपनारां थाय छे; परंतु जेथी सर्वनी उपर थई बेसिये एवुं ज्ञान आपनार मातापिता तो सदैव मुक्तज राखे छे. आवी रीते पालनपोषण करी बंधनमांथी छोडे तेम माता-पिता समजवां मातापितानो धर्म एवो छे के बालकने दुखमांथी छोडावी सुखी करवुं तो तेवी रीते संसाररूप महा दुःखमांथी छोडावनार महा सदाचरणी ब्रह्मनिष्ठ गुरु छे. माटे खरूं जोतां बंधुपण तेज गुरु छे अने मातापिता पण तेज गुरु छे. माटे तेनो आश्रय करी संसारनी विपत्तिने तरी जवी जोइए. जो संसारनी विपत्तिमांथी गुरु पण उद्धार न करे तो ते गुरु बंधुरूप के मातापितारूप नथी, परंतु शत्रुरूप छे एम समजवुं.

---

बुद्ध्या न बुद्धं परिशिष्यते किं।
शिवं प्रशांतं सुखबोधरूपं॥
ज्ञाते तु कस्मिन्विदितं जगत्स्यात्।
सर्वात्मके ब्रह्मणि पूर्णरूपे॥ २७॥

## अर्थ

शिष्य—बुद्धिवडे न जणाय एवु छेवट शु रहेछे ?
गुरु—सुखरूप अने बोधरूप एवु जे शात शिवतत्त्व छे ते
शिष्य—कोने जाणवाथी आ जगत् जाणवामा आवे ?
गुरु—सर्वना आत्मारूप सदैव पूर्ण परब्रह्म जाणवाथी

## टीका

पोताना स्वरूपनो जे यथार्थ बोध थाय छे तेनु सुख बुद्धिथी जणातु नथी अने बुद्धिवडे ओळखातु पण नथी, केमके बुद्धि पोते जड छे बुद्धिनो धर्म अवलबनवाळी वात ग्रहण करी शकवानो छे अने परमात्मस्वरूप निरालब छे माटे ते बुद्धिनो विषय नथी श्रुति कहे छे के –

यतो वाचो निवर्त्तंते अप्राप्य मनसा सह ।

वाणी जेने पोच्याविना मनसहित पाछी वळे छे,

तेम श्रीभगवान् पण गीतामा कहे छे –

न तद्भासयते सूर्यो न शशाको न पावक ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परम मम ॥

जेने सूर्य चद्र अने अग्नि प्रकाश करता नथी अने जेने पामीने पछी ससारमा पाछु नथी आववु परतु ते मारु परम धाम छे

परमात्मस्वरूप वाणीथी वर्णवी शकातु नथी, मनथी चिंतवन करी शकातु नथी, सूर्य तेने प्रकाश करी शकतो नथी, चद्र तेने प्रकाश करी शकतो नथी, अग्नि तेने प्रकाश करी शकतो नथी, अर्थात् सूर्यादिक तेजस्वी पदार्थ निरतर तेनी सत्ताथी प्रकाशेछे ए स्वरूपने ओळख्या पछी ससारमां जन्म मरण धरवा पडता नथी निरालब ए आत्मानो बोध बीजा कशाथी नहि पण मात्र अनुभवथी थाय छे जेम केटलाक पुरुषोए बीजनो चद्र उगेलो दीठो ते बीजाने बतावे त्यारे कोई केहेशे जो पेहेला घरनी जोडे, कोई केहेशे के जो पेहेलां झाडनी लाबी डाळ उपर, कोई केहेशे के जो पेहेला मोटा घरना मोभारा उपर, कोई केहेशे के जो पेहेलु पक्षी उडे छे तेनी जोडे, कोई केहेशे के जो पेली ऊची आवली उपर, कोई केहेशे के जो मारी आंगळी उपर, अने कोई केहेशे के जो पेला वादळानी उपर चद्र छे विचारिये,तो ए जेटला ठेकाणा कह्या तेमां एके ठेकाणे चद्र नथी,

परंतु तेथी जुदो छे. पण बतावेला स्थळ उपर दृष्टि राखी अनुमानथी कल्पना करी, बुद्धिने वधारे प्रवेश करावे तो चंद्रने देखे अने एटलेज अटके तो देखे नहि; तेम शास्त्रो अने तेना मत जुदा जुदा छे, तेना शब्दना अर्थो उपरज दृष्टि राखवाथी वस्तुनी प्राप्ति थाय नहि जो शब्दनो वाच्य अर्थ तजीने लक्ष्यने ग्रहण करे तो शुद्ध स्वरूपनी प्राप्ति थाय. लक्ष्यनी लक्षणाविना केवळ बुद्धिथी प्राप्ति नथी थती केमके बुद्धि तो जड छे अने ते आत्मानी सत्तावडे जाणवानी शक्ति धरावे छे, पण ते आत्माने जणावी शकती नथी. जेम सूर्यवडे नेत्र देखेछे पण नेत्र सूर्यने देखतां नथी. जो सूर्य ने जोवा जाय तो तेजमां तेज समी जाय अने एकता थई जाय एटले देखाय नहि, केमके पोते सूर्यरूप थई जाय छे. तेम बुद्धि आत्माने देखती नथी अने जोवा जाय तो आत्माने सन्मुख थवाथी तद्रूप थई जाय छे तेथी तेने देखवापणुं रेहेतुं नथी. कोई नदी समुद्रने मळवामाटे समुद्रतरफ धसे छे पण दूरथीज समुद्ररूप थई जायछे एटले समुद्रने जाणवापणुं जेम तेमां रेहेतुं नथी तेम बुद्धि आत्माने जाणवा तरफ धसेछे त्यां दूरथी आत्मारूप थई जवाथी तेनामां जाणवापणुं रेहेतुं नथी; केमके एकता थइ एटले पोते पोतानुं शुं केहे? आटलामाटे शिवरूपने बुद्धिथी न जणाय तेवुं कह्युं छे. अने सघळुं दूर करतां मात्र एज एक अवशेष पूर्ण रहे छे.

सर्वात्मा पूर्णब्रह्म जाण्युं एटले पछी बीजुं कांई जाणवानुं रेहेतुं नथी; केमके जे कांई छे ते सघळुं आत्मानेविषे छे. अने आत्माने जाण्याविनाज कांई बीजुं जाण्युं होय तो ते बधुं न जाण्या बरोबर छे. जेम भोजन कर्युं एटले सर्व प्रकारनी रसोई थई चूकी अने जो भोजन न थयुं तो रसोइ थई होय तोपण ते न थया बरोबर छे, तेम आत्माने जाण्यो होय तो सर्व जाण्युं छे, ने तेने न जाण्यो तो कशुं जाण्युं नथी. पंच* कोशनी उपासना करवाथी ए आत्मा जाणवामां आवे छे. ए सूत्रात्मा सर्व ठेकाणे सरखा जाणवामां आवे छे. ते ब्रह्माथी मांडीने कीडीपर्यंत सर्वमां व्यापी रह्यो छे, ते हिरण्यगर्भ केहेवाय छे, तेमां जगत् अने जगतमां ते आत्मा एम ताणावाणानी पेठे छे; ते कूटस्थ छे; ते सर्वनो साक्षी छे एटलुं जाण्युं एटले सघळुं जाण्युं केहेवाय. ए आत्माना ज्ञानथी जगतनुं ज्ञान थाय छे. ए आत्मानुं ज्ञान न होय तो जगत् जाणवामां आवतुं नथी.

---

*अन्नमय, प्राणमय, मनोमय, विज्ञानमय अने आनंदमय.

किं दुर्लभं सद्गुरुरस्ति लोके
सत्संगतिर्ब्रह्मविचारणा च ।
त्यागो हि सर्वस्य निजात्मबोध
किं दुर्जयं सर्वजनैर्मनोज ॥२८॥

अर्थ

शिष्य—जगत्मा दुर्लभ शु छे ?
गुरु—सद्गुरु, सत्संगति, अने ब्रह्मविचार
शिष्य—सर्वनो त्याग एटले शु ?
गुरु—पोताना आत्मानो बोध
शिष्य—माणसोथी न जीताय एवु शु छे ?
गुरु—मनोज एटले काम

टीका

सद्गुरु, सत्संगति अने ब्रह्मविचार ए त्रणे वाना त्रिलोकीमा मळवां कठण छे केमके स्वर्ग अने पातालमा तो ते मळताज नथी, मात्र मृत्यु लोकमा कोकज समये अने कोकज स्थळे मळेछे अहीं एम शका थाय के घणा लोको 'अमने गुरु मळ्या छे अने अमे ब्रह्मविचार करिये छिये' एम कहे छे ते केम केहेना हशे ? तो तेनु समाधान एटलुज छे के आ पृथ्वी उपर माणसो पोतानी मेळे एम मानी ले तेने कोई रोकतु नथी, परंतु सद्गुरु मळ्या अने ब्रह्मविचार थवो ए सेहेली वात नथी कोई पूर्वपुण्यना योगथीज तेनो संयोग बने छे सद्गुरुनु स्वरूप नीचेना ध्यानमा लख्यु छे तेवु छे एवा सद्गुरु मळे तो पछी भवनो फेरो रेहतो नथी

ब्रह्मानंद परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वदा साक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ।

जे सद्गुरु ब्रह्मानंदरूप छे, परम सुख आपनार छे, केवळ ज्ञान मूर्ति छे, हर्षशोक आदिथी रहित छे, आकाशना जेवा निर्लेप छे, तत्वम

सि आदि वाक्योथी जणाय एवा छे, एक छे, नित्य छे, विमल छे, अचल छे, निरंतर साक्षीरूप छे, कळवामां आवे नहि एवा छे, अने त्रण गुणथी रहित छे ते सदगुरुने हुं नमस्कार करुंछुं.

राग-द्वेष अने सुख-दुःखादि रहित तथा ब्रह्मरूप उपर लक्षेला गुरु क्वचितज मळे छे. एवा गुरु मळे तो पछी सारो बोध थायछे. उपरथी आछा रेहेनारा परंतु अंतरमां रागद्वेषादिकथी भरेला अने पोतानुं रूप नहि जाणनारा जगत्मां घणा वेशधारीओ गुरुपणुं धारण करे छे, पण तेवा गुरु कशुं कल्याण करता नथी पण उलटा नरकमां नाखे छे. आवा दंभी गुरुओ जगत्मां घणा नजरे देखाय छे, माटे तेवाओना ढोंग उपरथी फसाइ जवुं न जोईए. ज्यारे शुद्ध ज्ञानवान समदृष्टिवाळा संत मळे त्यारेज तेनो सद्बोध लेई ब्रह्मविचार करवो जोईए.

सारां शास्त्रो सांभळवां अने सत्पुरुषोनो बोध सांभळवो, वेसवुं उठवुं सत्पुरुषोमां राखवुं, सदैव संसारमां वैराग्यदृष्टि राखवी अने ईश्वरनो विचार क्षणे क्षणे कर्या करवो ए सत्संग केहेवाय. एवो सत्संग पण पूर्व पुण्यथी थई शके छे. सत्पुरुषोनो समागम रहे तो सत्संग थाय पण ते सत्पुरुषो पण विरला मळे एटले सत्संग दुर्लभ होय एमां आश्चर्य नथी सत्संग चिंतामणि जेवो छे. ते जेवुं जोईए तेवुं सुख आपे छे माटे निरंतर ए दुर्लभ सत्संगने ग्रहण करवो, केमके मनुष्यजन्मनुं कर्तव्य पण एज छे.

निरंतर संसारमां विरागी रहीने आत्म-अनात्म वस्तुनो विचार करी ब्रह्मनुं स्वरूप ओळखी तेनां श्रवण मनन अने निदिध्यासनमां मग्न रेहेवुं ते ब्रह्मविचार केहेवाय. अनेक पुण्यकर्म अने अनेक साधनोथी ते प्राप्त थाय छे तेथी ए दुर्लभ छे. तेम मृत्युलोक शिवाय बीजा लोकमां थई शकतो नथी तेथी पण दुर्लभ छे. पोताना कल्याणरूप ए दुर्लभ ब्रह्मविचार निरंतर करवो जोईए

उपर कहेला सद्गुरु, सत्संगति अने ब्रह्मविचार ए अतिदुर्लभ छे अने तेने मेळवनाराओ पण दुर्लभ छे, तेमां पण ईश्वरनुं खरूं रूप ओळखे एवो तो हजारमां एकाद पण निकळवो कठण छे. श्रीगीतामां भगवाने कह्युं छे केः—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः ॥

हजारो मनुष्योमां कोइकज सिद्धिनेमाटे यत्न करे एवो होय छे अने ए सिद्धिनेमाटे यत्न करनारा सिद्धोमां पण तत्त्वथी मने जाणे एवो कोईकज होय छे

अनेक प्रकारनी भाषा भणवाथीके शास्त्रोना अर्थना ज्ञानथी के व्यवहारना कुशलपणाथी के शब्दादिकना ज्ञानथी तत्वज्ञान संपादन थतु नथी, परतु तेनी साथे जो अनुभव थतो होय तो तथी प्राप्त थाय छे भणवाथी जो तत्त्व जाणवामा आवतु होय तो तो मोटा मोटा पडितो थई गया छे ने थाय छे तेमने थई जात पण तेम नथी थतु जेमणे अनेक पुराणो कह्या हता एवा महाविद्वान व्यासजी पण केवल पोतानी विद्याथी निश्चित थया नहता ज्यारे नारदमुनि तेने बोध आपनार मळ्या त्यारे तेमने चिंता टळी आवीरीते जो विद्या होय तेमा बोध आपनार मळी जाय अने ते उपर अनुभव कराय तो बोध थता वार लागती नथी उत्तम बोध आपनार पूर्वना पुण्य अने ईश्वरकृपा होय तो मळी शके छे अने ए ईश्वरकृपा अतःकरणने निर्मळ करनारा शुभ कर्म अने उपासनादिकथी थाय छे वासिष्ठसारमा कह्यु छे के—

यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रं वापि नो लभेत् ॥

ज्यासुधी परमेश्वरनो साक्षात् अनुग्रह थयो न होय त्यासुधी कोई पण सद्गुरु अथवा सारू शास्त्र मळतु नथी

आ जुठु जगत् जुठो परमेश्वर माने छे, अने असत्तने सत्य करी माने छे मायाने परमेश्वर करी मानवी तेज असत्तने सत्य मान्यु केहेवाय कोई माणसने द्रव्यनी, पुत्रनी, स्त्रीनी के बीजा कोई पदार्थनी प्राप्ति थाय तो ते परमेश्वरनी कृपा थई एम माने छे ए पदार्थो पाछा काळेकरीने नाश थई जाय छे त्यारे परमेश्वरनी अकृपा थई एम माने छे एक पृथ्वीनो राजा होय ने ते एकाद पट्टो आपे तो तेपण एकदम जतो नथी तो ईश्वरना आपेला पदार्थो केम जता रेहेवा जाईए? एम कोई पण विचारतु नथी स्त्री पुत्रादिक पदार्थो खोटी मायाना छे ए माया पोते खोटी होय एटले तेनाथी रचायेला जगतना पदार्थो साचा क्याथी होय? जेम कोई कुभार होय ते माटीना अनेक वासण करे छे, पण ज्यारे ए कुभारज जुठो

अने नाशवान् छे तो पछी तेनां बनावेलां वासण ते सत्य क्यांथी थाय? तेमज माया पोते जुठी होय एटले तेनुं बनावेलुं जगत् अने तेना पदार्थो सत्य क्यांथी होय? माटे एवी रीते जे स्त्री-पुत्रादिक मळवाथी ईश्वरनी साक्षात् कृपा थई एम माने छे ते मिथ्या छे अने तेथी करीने कांई पोताना पदने पमातुं नथी. साक्षात् कृपा तो ज्यारे सद्गुरु अने सच्छास्त्र मळे त्यारे थई एम केहेवाय. कोई माणसने मुनसफनी जग्या मळी होय ते जती रही होय ने पाछी मेळववी होय तो कामदारआदि अधिकारीयोनी केटलीक प्रार्थना करे अने ते कामदार आदिलोको पाछा राजाने वीनवे त्यारे राजा पेला मुनसफने तेनी प्रथमनी जग्या आपे छे; तेम पुरुष पोताना रूपथी खसी गयो छे ते जो व्रतनियमादिक पाळी पोताना ईष्टदेवनी उपासना करे अने ते ईष्ट देव परब्रह्मनी प्रार्थना करे त्यारे तेने सद्गुरु अने सत्शास्त्रनी प्राप्ति थई स्वपदनी प्राप्ति थाय छे. एवी रीते पोताना पदनी प्राप्ति थाय तोज साक्षात् परमेश्वरनी कृपा थई एम समजवुं. जेम एक पाणीनो लोटो भरीने नदीमां रेडिये के तरत ते पाणीनी नदीना पाणी साथे ने समुद्र साथे एकता थतां वार लागती नथी, पण तेनुं ज्ञान लोटाना पाणीने होतुं नथी; तेम अधिकारीने सद्गुरु मळे के तरत परमेश्वरमां एकता थाय छे पण ते जाणवामां आवती नथी. आवी रीते ईश्वर साथे एकता करावनारा सद्गुरु के जे घणा दुर्लभ छे ते मळे तो पछी सत्संगति अने ब्रह्मविचार कांई दुर्लभ नथी. माटे प्रथम तो तेवा सद्गुरुने माटे प्रयत्न करवुं. कह्युं छे केः—

सदा संतोभिगंतव्या यद्यप्युपदिशंति नो।
या हि स्वैरकथास्तेषामुपदेशा भवंति ताः॥

जोके उपदेश न करता होय तो पण निरंतर सत्पुरुषोनो समागम राखवो. एवाओनी साधारण वातो होय ते पण उपदेशरूप थाय छे.

निस्पृही महापुरुषो उपदेश न आपे तो पण तेनी वातो उपदेशथीज भरेली होय छे. जेओने परमब्रह्मनी प्राप्ति थई होय, जे निरामय होय, जे निष्प्रपंच होय, जे क्रोधरहित होय, जे लोभ रहित होय, जे निराशा होय. जे निष्परिग्रह होय, जे सदा संतोषी होय, जेने कशी उपाधि न होय, जेने इच्छा-अनीच्छा कांई न होय अने जेने सुख दुःख के रागद्वेष न होय एवा पुरुषो परब्रह्मने प्राप्त थयेला छे. (अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૮ મું    પોષ, સંવત ૧૯૪૯    અંક ૩ જો

## ॥ यतो धर्मस्ततो जय ॥

### देशी

[ નારૂં આપ વગર કોય છે ને, એ પ્રમાણે ]

અંધારામાં આ અવસર અમથો વહિ જાય છે રે,—
જોતાં જોતાં જાણો આયુષ ઓછું થાય છે રે —ટેક

ઉત્તમ જન્મ મળ્યો છે આવો
ગાફલ વર્તીને કેમ ગુમાવો,
સમજાવો મનને તો સૌ સમજાય છે રે,—અંધા૦

મૂર્ખપણાથી મિથ્યા મરતા,
આ મારૂં આ તારૂં કરતા,
આશામાં આથડતા અંત અપાય છે રે,—અંધા૦

માણો છો મનગમતી રીતે,
પરવશતા પામો છો પ્રીતે,
અવગુણવાળી રીતે ભૂત ભરાય છે રે,—અંધા૦

પરનાં ધામ ધરા ધન જોતા,
દુઃખદબાણે નિશદિન રોતા,
વઠા વેશ વગોતા પાપ પરખાય છે રે,—અંધા૦

તન વન યૌવન નહિ રેવાના,
સંબંધી સઘળા સેનાના,
દુઃખ બધા દેવાના કોપ સહાય છે રે,—અંધા૦

આળકડા થઈ અંગ મરોડો,
પણ પાછળ ખાવો છો જોડો,
સમય રહ્યો છે થોડો, પૂંજી વમાય છે રે,—અંધા૦

હમણાં વાત ગણો છો વાંકી,
પસ્તાશો પાછળથી થાકી,
પાળ કરી નહિ પાકી, નરક પડાય છે રે;—અંધા૦
શમ દમ સાધન સર્વ કરો તો,
કેશવ હરિનો હાથ ધરોતો,
વિશ્વાધાર વરોતો તરત તરાય છે રે.—અંધા૦

## વેદધર્મસભા.

આ સભાની એક બેઠક સંવત્ ૧૯૪૭ ના માર્ગશીર્ષ શુદી ૩ રવિવાર તા૦ ૧૪-૧૨-૯૦ ને દિવસે, પાઠશાલામાં ભણતા વિદ્યાર્થિઓને ઇનામો [ પારિતોષિક ] આપવાના સંબંધમાં પંડિતજી જયકૃષ્ણ જીવનરામના ઘરમાં બપોરના ત્રણ વાગાને સુમારે થઈ હતી. ને પ્રસંગે ગ૦ રા૦ વજેશંકર ગૌરીશંકર ઓઝા, રા૦ રા૦ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ દામોદર ગોકલદાસ, શેઠ વિઠ્ઠલદાસ દામોદર, શેઠ દ્વારકાદાસ ધર્મશી, શેઠ ઉકરડા ખેતશી, શેઠ કાનજી ધર્મશી, રા૦ પ્રભુરામ જીવનરામ, શેઠ પરમાણંદ નરશી, શેઠ પુરૂષોત્તમ ગોધવજી, રા૦ વિશ્વનાથ પ્રભુરામ, શેઠ મોરારજી રવજી, રા૦ મહાદેવ યાગેશ્વર, રા૦ દામોદર છબારામ,— વિગેરે ગૃહસ્થો તેમજ મહામહોપાધ્યાય શાસ્ત્રી રાજારામ મહામહોપાધ્યાય શાસ્ત્રી ભીમાચાર્ય, શાસ્ત્રી ભોળાનાથ, શાસ્ત્રી શામજી, શાસ્ત્રી ભગવાનજી, શાસ્ત્રી રણછોડજી, શાસ્ત્રી કાનજી, શાસ્ત્રી પ્રાણજીવન વગેરે પંડિત લોકો પધાર્યા હતા. સભાના અધ્યક્ષનું સ્થાન પંડિતજી જયકૃષ્ણ જીવનરામે શોભાવ્યું હતુ. સભાના મંત્રી રા૦ પ્રભુરામ જીવનરામ તથા શેઠ દ્વારકાદાસ ધર્મશીએ સભાસંબંધી થોડી વાતાચત કર્યા પછી કામ શરૂ થતાં રા૦ પ્રભુરામ ભાઇએ જણાવ્યું કે—આજ આપ સર્વને સભાની પાઠશાલામાં ભણતા વિદ્યાર્થિઓની વાર્ષિક પરીક્ષા સંબંધી ઇનામ આપવાનાં છે તે હેતુથી આમંત્રણ કરવામાં આવ્યુ છે. તે ઉપર લક્ષ આપી આપે શ્રમ લીધો છે તેનેસાટે મુને અત્યંત હર્ષ થાય છે. આગળ ઘણો વખત કહી ગયોછું તેમ આજ પણ સ્મરણ આવતાં કહ્યાવગર નથી ચાલતું કે મૂલ આ સભાને અહીં પધારેલા શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ સારો આશ્રય આપ્યો હતો

અને શેઠ ખટાઉ મકનજીએ પણ સહાયતા કરી હતી. આ સમયથી તે સભાનું મંત્રીપદ રા૦ રા૦ ભાઈશંકરભાઈ ચલાવતા હતા. ઘણાં વર્ષ સુધી ચલાવ્યા પછી બહુ કામપ્રસંગને લીધે તે પદ શેઠ વસનજી ખીમજીને સોંપવામાં આવ્યું હતું અને તેમણે આનંદથી સ્વીકાર્યું હતું. તેમણે પ્રીતિ પૂર્વક સભાનું કામકાજ ચલાવ્યા પછી તેઓ પણ અતિ વ્યવસાયમાં રહેવા લાગ્યા તેથી તેમની અનુમતિથી શેઠ દ્વારકાદાસ લખમશીને તે પદ સોંપવામાં આવ્યું છે કે જે તેમણે આનંદથી અંગીકાર કર્યું છે. આશા રાખું છું કે તે પોતાના અધિકારનો સારી રીતે સંતોષ આપશે. હવે આ વિદ્યાર્થીઓ સઘળા હાજર થયા છે તેમની પરીક્ષા શાસ્ત્રીજી રાજારામ તથા શાસ્ત્રીજી ભોળાનાથ એમને પરીક્ષક કરીને લેવરાવી છે. હવે માન ઇનામ આપવાનાં છે. પરંતુ તે પહેલાં શાસ્ત્રીઓ પાસે તેમની સાધારણ પરીક્ષા લેવાનો નમૂનો આપણા જાણવામાં આવે.

આટલું બોલી પહેલા બે વિદ્યાર્થીઓ કે જેઓ વૈયાકરણ શીખતા હતા તેને બોલાવ્યા. તેમાંના એકને આસન્ન મરણનું લક્ષણ અને બીજાને સાધ્યનું લક્ષણ વિષે પૂછવામાં આવ્યું. તેનો સંતોષકારક જવાબ મળતાં સર્વે બહુ પ્રસન્ન થયા. તે વિદ્યાર્થીઓને સ્થાને બેસારતાં રા. પ્રભુરામભાઈએ કહ્યું કે હજી તો આ કામ ધીરે ધીરે ચાલે છે. પરંતુ મારો વિચાર એટલે સુધી છે કે ફક્ત વ્યાકરણ શીખીને બેસી રહેવું એમ નહિ, પણ જો રીતસર વ્યુત્પત્તિ થાય એટલે તેને ઈચ્છાપ્રમાણે ગમે તો ધર્મશાસ્ત્ર, ગમે તો જ્યોતિષશાસ્ત્ર અને ગમે તો વૈદકશાસ્ત્રના સિદ્ધાંતગ્રંથો કે જેવી જેમની ઇચ્છા થાય તે શીખવવા. આ પ્રમાણે કરવા માટે વધારે શાસ્ત્રીઓ રાખવાની જરૂર છે તે સભા જેમ જેમ શક્તિમાં આવતી જશે તેમ તેમ વધારશે. વેદવિદ્યા તો મારો પોતાનો ધંધો છે માટે આમાંના આ બે વિદ્યાર્થીને તે વિદ્યા હું શીખવું છું. જેમ જેમ વિદ્યાર્થીઓ તૈયાર થશે તેમ તેમ તેઓને તે પ્રમાણે શીખવવામાં આવશે.

ત્યારપછી થોડીવાર બીજા વિદ્યાર્થીઓ બોલ્યા હતા અને રા૦ શાસ્ત્રીઓ પરીક્ષા શાસ્ત્રાર્થમાં કૃત લેખાણી પરીના ૧૮ શ્લોક પછી પંડિતજી જય, જીવનરામના હાથથી વિદ્યાર્થીઓને ઇનામ વહેંચવામાં આવ્યાં. પહેલા વર્ગના વિદ્યાર્થીઓને પુસ્તકનાં ઇનામ સિવાય પહેલાને બે તથા બીજા પાંચને એકેક રૂપીઓ આપવામાં આવ્યો હતો. તથા શેઠ મથુરાદાસ મારવાડીએ

આપેલી ચાદરો પ્રથમથી નવ નંબર સુધીના વિદ્યાર્થિઓને આપવામાં આવી હતી. તેમ શેઠ હરિભાઈ લલ્લુભાઈનાં પત્ની કંકુબાઈ તરફથી સંસ્કૃત કોષ નગ ૧ આપવામાં આવ્યા હતા. અને ત્યારપછીના સઘળા વિદ્યાર્થિઓને યથાયોગ્ય પુસ્તક આપવામાં આવ્યાં હતાં. આ કામ થઈ રહ્યા પછી શાસ્ત્રીવર્ગનો સત્કાર કરવામાં આવ્યો હતો.

આટલું થઈ રહ્યા પછી રા. પ્રભુરામભાઈએ જણાવ્યું કે આ સભા તરફથી જે કાંઈ બનતું આવેછે તે સર્વનો હેતુ સ્વધર્મનું રક્ષણ થાય એ છે. આ વિષયમાં આપણો સમુદાય થોડો વિચાર કરતો હોય એમ હું માનુંછું. જુવોને પરદેશી લોકો એ વિષયમાં ફાવે ન ફાવે તો કેટલું પ્રયત્ન કરેછે. પોતાનો ધર્મ પોતામાં ફેલાવવાને બદલે બીજા ધર્મીઓને પોતાના ધર્મમાં વાળવા ઘણું ઘણું કરેછે. હવે તો સાધુસન્યાસીના જેવા વેશ ધારણ કરીને હલકા વર્ણોને ભોળવે છે અને તેની ભેળા બેસીને ખાવાનું પણ ભુલતા નથી. આપણામાં ધર્મસબંધી ગુહ્ય વિચારો ઉત્તમોત્તમ છે ખરા અને સ્વધર્મવૃદ્ધિનાં પ્રયત્નો પણ માંહિમાંહિ જાગૃત છે પરંતુ દેશકાલને અનુસરતું પગલું આપણે હજુ ભરતા નથી! આપણે બીજાઓની પેઠે પરધર્મીઓને પોતાના ધર્મમાં લેવાનું કામ નથી, માત્ર સ્વધર્મનું રક્ષણ થાય અને બુદ્ધિહીન બાલકો પરધર્મીઓના પ્રયત્નથી ધર્મભ્રષ્ટ ન થાય એ કરવાનું છે. તે માર્ગે ચડવામાટે આપલોકો જુવોછો તેવાં પ્રયત્ન આપણી પાસે છે.

આનરેબલ રા૦ ઝવેરીલાલ ભાઈએ જણાવ્યું કે હમ બાર વર્ષથી આ સભાનું પ્રયત્ન હું જોઉંછું તેમાં પ્રતિદિવસ તેના પ્રયત્નમાં હું તેને આગળ વધતા જોઉંછું. સભા તરફથી એક માસિક ચોપાનિયું નીકળે છે, જેમાં ધર્મ અને નીતિ સબંધી ઉપયોગી વિષયો ચર્ચાયછે. તેમ બીજા શ્રીમદ્ ભાગવત ભગવદ્ગીતા વિગેરે તથા આત્મબોધ આપનાર યોગવાસિષ્ઠ વિગેરેનાં ભાષાંતર કરાવી સભા સર્વની ઉપર આભાર કરેછે અને એ અતિસ્તુત્ય છે. આ સઘળું આશ્રય આપનાર ગૃહસ્થોના આશ્રયથી થાયછે અને હજુ પણ પ્રતિદિવસ તેમાં વૃદ્ધિ થયા કરશે એમ હું આશા રાખુંછું. પંડિતજી જયકૃષ્ણ મહારાજ અને રા૦ પ્રભુરામભાઈના પ્રયત્નથી વિદ્યાર્થિઓને એક વર્ષથી એક પરોપકારી ગૃહસ્થ ભોજન પણ આપવા લાગેલ છે. તો આવી રીતે ધર્મવિષયમાં સર્વના હૃદ[illegible] જોઈ બહુ સંતોષ થાય છે.

રા૦ રા૦ વજેશંકર ગૌરીશંકર ભાઈએ જણાવ્યું કે આજે આ ધર્મ સબંધી વિચારના મેળાવડામાં મને બોલાવવામાં આવ્યો તેથી હું બહુ સંતોષ

પામુછુ વેદધર્મસભાના પ્રયત્ન સઘળા સ્તુતિપાત્ર છે યોગવાસિષ્ઠ અને ભાગવત જેના ગ્રંથો કે જેમા ઉત્તમ તત્વોપદેશ સમાયેલા છે તે ખુશીથી આપણે વગર શ્રમે વાચી સંતોષ લઈએ છીયે એનુ માન સભાને છે અને મારા મિત્ર ઝવેરીલાલ ભાઈ કહેછે તેમ સભાએ પોતાનુ કામ સારી રીતે કર્યુછે મહારાજ શ્રીજયકૃષ્ણજી અને રા૦ પ્રભુરામભાઈના પ્રયત્નથી સર્વ ગૃહસ્થો તેમા આશ્રય આપેછે તેથી સંતોષ ઉપજેછે અને આશા રાખુછુ કે પ્રતિદિનસ આ સભા પોતાના શુભકાર્યમા આગળ વધતી જાય અને સર્વને લાભ આપતી જાય ત્યા પછી રા૦ વજેરાજભાઈએ પાઠશાળામા ભણતા વિદ્યાર્થિઓના ઉત્તેજનઅર્થ રૂપીયા ૨૫ સભાને બક્ષીસ આપ્યા તેમજ શેઠ દામોદર ગોકળદાસે રૂપીયા ૭૫ ) તેજ હેતુના કરીને આપ્યા છેવટ ગૌરક્ષણ સભાના સેક્રેટરી શેઠ દામોદર ગોકળદાસનો પ્રશંસા કરવામા આવી અને આવી રીતે પરગજુ ભરતા સાગર ઉપર જે કાંઈ વાપરે તે સઘળુ ગૌરક્ષણના હેતુરૂપ છે વિગેરે વચનોથી ગૌ પાલિષે પ્રશંસાપૂર્વક બોલવામા આવ્યુ ત્યારપછી કેટલીક વર્તમાનવિચાર સબંધી વાતો થયાપછી પાનસોપારી લઈ સભા વિસર્જન થઈ

---

## परमेश्वरउपर मा दीकराना प्रश्नोत्तर

[ સંબંધ પાને ૪ થી ]

પુત્ર—માતા હુ શુ આપુ ? મારી પાસે કંઈ છે નહિ પણ મારા પિતાજી પાસેથી કહે તે અપાવુ

માતા—તારી પાસે કાંઈ નથી તો મારે કાંઈ જોતુ નથી, પણ હવેથી તારે હુ જે શીખામણ આપુ તે માનવી એજ કાન આપ

પુત્ર—લે આ કાન આપુછુ હવે એ ઝાડ બતાવ

માતા—જો દીકરા! જેટલા માણસો અને પશુ પક્ષીઓ છે તે સર્વને આ જગતરૂપ બગીચાના ઝાડના વેખુછુ અને તેમા માણસ મુખ્ય છે

પુત્ર—માતા! આજે યુક્તિ કરીને મને તે બાંધી લીધો પણ તેથી મને કેટલોક બોધ મળશે વારુ કહે જોઈએ હુને તેની સમજણ કેમ લેવી ?

માતા—જો દીકરા! માણસ વિગેરે જંગમ પ્રાણીઓ સરખા હાલતા ચાલતા છે માટે તે એક ઠેકાણે રહેતા નથી એમ કહ્યુ છે થડ એક હોય ને ડાળીઓ વધારે હોય અને થડમાથી ડાળીઓમા રસ ઉતરે, તે

માતા—હા ભાઈ, એમજ છે. એક મકાઇનો ભોટો લઇને વિચાર કરિએ તોપણ જેની ઇચ્છાથી તે બને છે તે પ્રભુની કુશલતાનો પાર આવે તેમ નથી. તેમજ એક આંખના અવયવો તપાસવા બેસીયે તોપણ રચનારની રચનાશક્તિનો પાર આવે તેમ નથી. બનાવનાર વિષે મનવાણી નથી પોચ તાં તો તેના અદ્ભુત અને અસંખ્ય કાર્યવિષે તો કેમજ પોચે ?

પુત્ર—માતા શું તેનાવિષે કોઇએ શોધ નહિ કર્યો હોય ?

માતા—બેટા! શોધ તો ઘણાએ કર્યો છે. જન્મથી જીવિત પર્યંત શોધ કરીને એજ વિષયઉપર લાગી રહેલા પણ આઘે જઇને પાછા વળ્યા છે. તેનાથી એટલું તો થયું છે ખરૂં કે જે કાંઈ નામ-રૂપ વગરનું સર્વને દૃશ્ય કરનાર છે તેજ આ ત્રિભુવનનો માળી છે. પક્ષીઓ જેમ પોતાની શકિત જેટલુ ઉડે તેમ શોધકલોકો બુદ્ધિની શકિત જેટલો શોધ કરી કરીને અટકી પડયા છે.

પુત્ર—માતા! આપણે પણ એમાં આવી ગયાં કે ?

માતા—હા દીકરા.

પુત્ર—ઈશ્વર એટલી બધી ખટપટ શામાટે કરતો હશે ?

માતા—એ કાંઇ ખટપટ કરતો નથી. ઈશ્વરથી જુદી એ ખટપટ છેજ નહિ. નામરૂપે દેખાય એટલી વાર જાણે તેણે કાંઇક બનાવ્યું છે અને તેની સતારૂપે તે રહ્યોછે એમ ભાસ થાય અને નામરૂપ દેખાતાં મટી જાય એટલે ભાસ આભાસ કાંઈ રહે નહિ.

પુત્ર—માતા! કયાંઈ કયાંઈ તારી વાતમાં એકબીજા વેણનો વિરોધ આવેછે.

માતા—વાણી અને મન ન પોચે તે વસ્તુની વાત કરતાં વિરોધ તો ઉપર ઉપરથી દેખાય. અને મોટા મોટાને પણ તેમ થાય. પરંતુ તેનો વિવેકથી વિચાર કરતાં પરિણામે વિરોધ રેહેતો નથી.

પુત્ર—માતા! પરમેશ્વરવિષે આટલુજ સમજવાનું છે ?

માતા—ના, દીકરા! સમજવાનું ઘણું છે, પણ તેમાંનો એક સારાંશ ભાગ મને સુજયો તેવો અને તને ગળે ઉતરે તેવો બતાવ્યો છે.

પુત્ર—ઠીક ત્યારે, હવે રોજ મને આવી વાતો કહીને ઈશ્વરનો મહિમા ઓળખાવજે.

આવી વાંતચિત પોતાના કુટુંબમાં સાંભળી ગૃહસ્થ બહુ પ્રસન્ન થયો અને તીર્થાટન કરવાથી નિર્મલ બુદ્ધિરૂપ ફળ મેળવીને તીર્થયાત્રાથી પાછો ફર્યો અને પોતાના વિવેકી પરિવારથી સદાયનેમાટે સુખી થયો.

---

છે. ગમે તેમ હોય. અમને એમજ સૂઝેછે કે હવે આ તમારા આસક્તિ અને નીતિસંબંધી વિચારોનો અવધી થઇ રહી. અને આસક્તિ તથા સંયમના પ્રમાણમાં જેટલું કરવું જોઇએ તેટલુ કરી લીધું. માટે હવે તે યોગ્યતાના ફલરૂપજ અમે કહિયે છિયે તે સ્થિતિને માની લઇ જે માર્ગથી ચાલ્યા છો તે માર્ગથી ચાલી દુ:ખનું વિસ્મરણ કરો. કેમકે જે કાંઇ સ્વાભાવિક રીતે થશે તે તમારા અધિકારપ્રમાણે, શાસ્ત્ર અને લોકરીતિપ્રમાણે તથા અમારી ઇચ્છાપ્રમાણે અયોગ્ય નથી. અને કાલેકરીને તમને પણ તેમજ લાગવાનો સમવ છે. ભલે નીતિનો માર્ગ પણ અશ્રુતપૂર્વ જેવો હોય તોપણ તેથી ક્ષોભ થવાનો સંભવ છે. પણ હવે એક વસ્તુ જવાના સંભવમાં શોક વગરના થઈ કાલબલને લીધે સર્વ પરાણે દરગુજર કર્યું તેમ હવે પણ દરગુજર કરશો એટલે કશું લાગશે નહિ.

તમે તમારા પિંડને અજ્ઞાનીમાં ગણીને વિવિધ તર્કોનું સંભવિતપણું જણાવો છો પરંતુ અમને એમ થાય છે કે તમે અજ્ઞાની અને જ્ઞાની એમ બેય વિશેષણનું પાત્ર છો અથવા તો તમને બેયમાંથી બહાર લટકતા મેળના સમજવા જોઇએ. કેમકે નિકર ત્રિશંકુના જેવી સ્થિતિ કેમ પ્રાપ્ત થાય? લોકથી વિચિત્ર વિચારનું હોય તેને પછી જ્ઞાની અજ્ઞાની એકેયમાં કેમ ગણાય? ભાઈ! લોકના કરતાં વિચિત્ર વિચાર અને વ્યવહાર જાણવાનું અભિમાન એ કાલની ગતિથી નાશ થવા બેઠાં ત્યારે હવે આપણું બલ શું ચાલવાનું છે? જ્ઞાની હોય તો બોલે નહિ પણ ચાલીજ નીકળે એમ તમને દુ:ખ દેવા કોઈ કેહેતું નથી અને કહે તેનું માનવુ નહિ. એ વિષે તમારો મત ખરો છે. કેમકે ચાલી નીકળવાથી પેટ કાંઈ પાછળ નથી રેહેતું અથવા વિકારો કાંઈ પાછળ નથી રેહેતા. ખરૂં ચાલી નીકળવું મનનું છે. મન નિરાસક્ત થયું એટલે તે ચાલી નિકળ્યા બરાબર છે. કદિ કોઈ તમને વચન કેહેતું હશે તો તે અમે કહિયે છિયે તે માર્ગે તમે તરત વળી જાઓ તેનેમાટે કેહેતુ હશે. પણ તેની સાથે એમ પણ કેહેતાં હશે કે બોધવાન અપ્રાપ્ત વ્યવહારને ઇચ્છતો નથી અને પ્રાપ્ત વ્યવહારને છોડી દેતો નથી. આમ જો કોઈ કેહેતું હોય તો તે પણ સત્ય છે. કેમકે બોધવાનને મેલવા લેવાનું કાંઈ રેહેતું નથી. માત્ર પ્રારબ્ધનો ક્ષય થયાનીજ તે વાટ જુવેછે. તમે જ્યારે નિરભિમાન છો? ત્યારે તમારે સુખ દુ:ખ સમાન કરી વ્યવહાર કરવો જોઇએ. सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।

**ततो युद्धाय युजस्व** ( સુખદુઃખ અને લાભ અલાભ અને જયપરાજયને સમાન કરી ત્યારપછી યુદ્ધમાટે પ્રવૃત્ત થા ) એમ ભગવાને અર્જુનને બોધ આપતાં પ્રાપ્ત વ્યવહારથી વિમુખ ન થવાનું સૂચવ્યું છે તો તમે પણ પ્રાપ્ત વ્યવહારમાં બીજા સર્વ વિચારો મેલી સમાનતા રાખો સાહસમા સાર નથી એમ સમજી જેમ જગત્ રેહેવામાં અટકો છો તેમજ વ્યવહાર વિરુદ્ધ પગલું ભરવાના સાહસથી પણ અટકવું જોઇએ અને તેમાં ઉપરના નહિ કરવાની જે બુદ્ધિ છે તેને કામે લગાડો જ્ઞાનવાનનું લક્ષણ એજ કે જે ઉપસ્થાન કરીને ઉભા ન રહેવું એવા ખોટા આગ્રહથી જે પોતાના મનથી સ્વતંત્ર નહિ ઉલટા પોતાના તોરી સ્વભાવને વશ થાય છે તે જગતના અપમાનશિવાય બીજું કશું ફળ પામતા નથી તમે જ્ઞાનવાન છો એટલે તે સર્વ મર્યાદા વિચારીનેજ તમારે ચાલવું જોઇએ અને એમ ચાલો છો તોજ તમારા આગળ અમારાથી આટલી વાત કરી શકાય છે કેમકે પાત્રને કેહેવાથી પોતાના વચનનું અપમાન થાય તોપણ તે વચન ઠેકાણે સમજવું તમે તો અમારા વચનનું માન રાખશો એમજ અમારૂં માનવું છે અમે જાણીયે છિયે કે મર્યાદા ગુણ અપૂર્વ છે તે વાત સર્વઅંશે તમારી ખરી છે એનેલીધે જે તમને કષ્ટ થાય છે તે કષ્ટ તેજ મર્યાદા વતી દૂર કરવાને સમર્થ થશો એમ અમારૂં માનવું છે તમોએ મુખ્ય મુખ્ય બાબતો સંતોષકારક બતાવી તે યોગ્ય કર્યું એવો નિયમ છે કે હૃદયનો ભાર કોઇની આગળ મુખદ્વારા કે પત્રદ્વારા કાઢવાથી અરધો ઓછો થાય છે અને હવે અમે આશા રાખિયે છિયે કે વિવેકરૂપ સાધનથી તે સર્વ ભાર તમે દૂર કરી સુખનું પાત્ર થશો જો અજ્ઞાની હશો તોપણ તમને વ્યવહાર પ્રાપ્ત છે અને જ્ઞાની હશો તોપણ નિરાગ્રહપણાથી વ્યવહાર પ્રાપ્ત છે તે સર્વ વિવેકને આધારેજ તમને જણાવામાં આવશે અને જ્યાંસુધી વિવેકથી જાણશો નહિ ત્યાંસુધી ગમે તેમ વર્તતા છતાં પણ તમે સુખની દિશાને પામશો નહિ માટે જ્ઞાની નહિ બનતા અજ્ઞાની બની મર્યાદાપર મમત્વ રાખો હર્ષશોકને દૂર કરી નવી પણ નહિ અને જુની પણ નહિ એવી વ્યવહારની સ્થિતિને અનુસરતા પ્રારબ્ધનો ક્ષય કરો એ સર્વ રીતે યોગ્ય છે વ્યવહારની વાત વિચારશો તો આલસ્યના રૂપાંતરરૂપ સંતોષ અને અશક્તિના રૂપાંતરરૂપ બીકણપણું એ પડતી દશા આવવાનીજ નિશાની છે અપૂર્ણ

---

# રાગ અને દ્વેષ.

---

જગતના સર્વ લોકોમાં સર્વને કોઇને કોઇપ્રત્યે રાગ હોય છે અને કોઇને કોઇપ્રત્યે દ્વેષ હોય છે. સામાન્ય રીતે રાગ સારો ગણાય છે અને દ્વેષ નઠારો ગણાય છે. કોઇને કોઇપ્રત્યે રાગ થતો હોય તો તેમાં કોઇ વિઘ્ન નાંખતું નથી પણ કોઇને કોઇસાથે દ્વેષ થતો હોય તો બનતાંસુધી તે ન થવાનેમાટે ઘણા લોકો ભલામણ કરેછે. રાગ અને દ્વેષનો વિભાગ પાડતાં રાગથી સુખ થાય છે એમ મનાય છે અને દ્વેષથી દુઃખ થાયછે એમ મનાય છે. આ વાત વ્યાવહારિક દૃષ્ટાંતોથી સિદ્ધપણ થઇ શકેછે. રાગનેલીધેજ સંસારચક્રની પ્રવૃત્તિ યથાનુક્રમ ચાલી જાયછે અને સહુ કોઈ એક બીજા સાથે સંકળાઇને રહેછે. દ્વેષ થાય તો એ પ્રમાણે સંકળાવાનું સોણેપણું સમજવું નહિ. જવું, આવવું, બેસવું, ઉઠવું, અને વાતો કરવી એ રાગમાં હોય તો સર્વના અંતઃકરણને ઠારેછે અને દ્વેષયુક્ત હોય તો પોતાને અને બીજાને એમ સર્વને બાળેછે. રાગથી સુખ મનાયછે અને સુખથી તનબલ બુદ્ધિબલ વિગેરે વધેછે. દ્વેષથી દુઃખ થાયછે અને દુ.ખથી પોતાનું લોહી બળી જાય છે અને બુદ્ધિ કુંઠિત થઈ જાયછે સંસારમાં જે જે ઠેકાણે રાગ હોય છે તે તે ઠેકાણે કોઇ વિઘ્ન કરે અથવા સ્પર્ધા કરેછે એમ જાણવામાં આવે તો તે વિરોધીની ઉપર દ્વેષ થાયછે. તે શિવાય સ્વાર્થમય સુખ સંપાદન કરવાનાં જેટલાં કાર્યો અને તેના સાધનરૂપ માણસો ઉપર સર્વદા રાગજ હોયછે. તેનાં પણ અધિકારપરત્વે વધારે ઓછો એમ ભેદ હોયછે. માતા, પિતા, ભાઈ, ભાભિની, પુત્ર, મિત્ર, સગાં, સંબંધી, પાડોશી, દેશી અને વિદેશી સર્વ ઉપર જો તેઓ અનુકૂલ મનાયાં હોય તો રાગ થાયછે, અને તેનાં કાર્ય તથા મમત્વપરત્વે કાંઇ ભેદપણ રહેછે. સહજપ્રાપ્ત સંબંધ વગેરેમાં તો રાગ પ્રાપ્તજ છે. સહજપ્રાપ્તવિનામાં રાગ થાય તે કાર્યપરત્વે થાયછે. દ્વેષ એ સહજ પ્રાપ્ત નથી. પણ પોતાના સુખમાં વિરોધ કરનાર અને પોતાને અનુકૂલ નહિ રહેનારની સાથે પછી તે સહજમાં થઈ જાયછે. એમાં પણ હેતુના વધારા-ઘટાડાવા તેનો વધારો-ઘટાડો હોય છે. દ્વેષ આવ્યો એટલે પરસ્પર કુસંપ ક્લેશ સાથેજ સમજવા. અને એમ થયું એટલે ધન ધૂળધાણી થાય છે, વિદ્યા વડાઇ નાશ છે, અને જગતમાં અપકીર્તિ થાય છે. આટલા બધા દૃષ્ટાંતથી રાગ તે સુખરૂપ અને ઇષ્ટ છે અને દ્વેષ તે દુઃખરૂપ અને નેષ્ટ છે. આમ રાગ-દ્વેષ ૧

ત્યેક વસ્તુમાં ક્ષણે ક્ષણે નિરંતરનેમાટે હોયજ છે. અને તે વિદ્વાન અને મૂર્ખને બન્નેને ભોળવીને પોતાના સ્વાધીનમાં કરી લહે છે એમ પ્રાચીન અર્વાચીન ઇતિહાસો તથા જગતના વિચિત્ર વ્યવહારો પ્રત્યક્ષ દેખાડી આપે છે. અહો એ બેયનાં કેવાં કેવાં કૃત્યો છે કે જે અતિયોગ વખતે એકસરખાંજ દેખાઇ રહેછે. પછી તેમાં પરિણામ ગમે તે આવે તેની લોકોને ગરજજ રેહેતી જણાતી નથી. કોઇ વાવ કુવા ભરેછે, કોઇ દેશને તજી દેછે. કોઇ જ્ઞાતિનો તિરસ્કાર કરેછે, કોઇ માન્ય લોકોનું અપમાન કરેછે, કોઇ ધનવૈભવને વેગળે મેલે છે અને છેવટ આ અમૂલ્ય દેહ પણ અર્પણ કરી દઈ દુનિયામાંથી અદૃશ્ય થવામાંજ પુરૂષાર્થ સમજે છે. આમ રાગથી અને દ્વેષથી ઘણીવાર આપણે બનતાં જોયેલ છે. કેટલાંક સામાન્ય રાગનાં કાર્યો દ્વેષનાથી જુદાં પડેછે. જેમ કે બિલાડી પોતાનાં બચ્ચાંને પકડેછે ત્યારે તેને જરાપણ દાંત લાગવા દેતી નથી પણ ઉંદરને પકડે ત્યારે જરાવારમાં ઉંદરના પ્રાણ નીકળી જાય એવા તેને દાંત ભરાવે છે. દેખવામાં તો ક્રિયા સરખી છે પણ અંતઃકરણના રાગ દ્વેષથી તેના પરિણામમાં ફેર પડેછે ખરો. પણ તેવી વાતો કેટલીક અપવાદમાં જઇને ઉભી રહેછે. રાગના અતિયોગમાં તો સુખદુઃખનુંજ ભાન રેતું નથી, અને પદાર્થાદિકના ગુણસ્વભાવમાં પણ રાગનેલીધે વિપરીત ભાવના થઇ જાયછે. અગ્નિ ઠંડો થઇ જાયછે, ચંદ્ર ઉન્હો લાગે, દિવસ છતાં અંધારૂં લાગે, રાત છતાં અજવાળું લાગે, નબળાને બળ આવી જાય, અને આખા જગતનું ડાપણ પોતામાંજ સમજાઇ જાય. એકલો રાગીજ આવો હોય એમ ન સમજવું. દ્વેષી માણસની પણ એજ દશા થાય છે. સંસારને અસાર ગણવામાં, ઉદ્ધત બની જવામાં, અનેક પ્રકારનાં કાળાં ધોળાં કરવામાં, કે પ્રાણને પરલોકના પરોણા કરવામાં રાગી અને દ્વેષી સરખાજ ઉતરેછે. તેઓ ક્ષણે ક્ષણે રડેછે, ક્ષણે ક્ષણે તપી જાયછે, ક્ષણે ક્ષણે રાજી થાયછે, તેનું મન ઉભરાઇ જાયછે અને આગળ પાછળ તેની નજર રેતી નથી. રાગદ્વેષ પણ ધર્મ અને અધર્મવાળા એમ બે વિભાગના હોય છે. અધર્મવાળા રાગ-દ્વેષ તો અધર્મનેજ આપનારા હોવાથી અતિશય દુઃખરૂપ અને યમયાતના ભોગવાવેછે. અને ધર્મવાળા રાગ-દ્વેષ સારાં પ્રયત્નથી વ્યવહારમાં સુખ આપનારા થાયછે. માટે ધર્મવાળા રાગ દ્વેષ વગર જગત રહી શકતુંજ નથી.

સંપૂર્ણ

---

# मणिरत्नमाला

( सपर पाने ४८ थी )

अने ए परब्रह्मनी प्राप्तिनु नाम परमेश्वरनी प्राप्ति केहेवाय आवा ईश्वरने पामनारा पुरुषो मळे तो जरूर कल्याणने मार्ग चडावे छे अहीं एम शका थाय के कोइ द्रव्य लावीने एवा पुरुषोनी आगळ मूके अथवा तेवो कोइ ससारनो विषय प्राप्त थाय तो शु तेने न राखे ? तो तेनो दुकामा एज उत्तर छे के एवा समदर्शी पुरुषोने जगतना पदार्थो उपर कागडानी विष्टाना सरखो वैराग्य होय छे अने उपाधिमात्रथी तेनो बधन थाय एम जाणे छे, तेथी तेवा पदार्थो एनी मेळे प्राप्त थाय तोपण तेनी सामु जोवाने पण ईच्छता नथी ए तो सदाय पोताना सद्विचारमां मग्न रहे छे माटे एवी शका सार्व खोटी छे श्रीशुकदेवे परीक्षित राजाने श्रीऋषभदेवने साक्षात्कार थयानी अने साक्षात्कार थवाथी अष्ट महासिद्धिओ एनीमेळे प्राप्त थवा तेने तजी दीधानी वात कही त्यारे परीक्षिते, ज्ञानीने तो आ ग्रहण करवानु अने आ त्याग करवानु एम भेद होय नहि ने तेमने कशी इच्छा पण होय नहि, मात्र एनी मेळे आवे ते भोगवे छे त्यारे ऋषभदेवे सिद्धियोने शामाटे तजी एवु प्रश्न पुछयु त्यारे शुकदेवे जवाब आप्यो के अनित्य तजीने नित्यरूप पोते थयो एटले हे योपादेयपणु तज्यु केहेवाय तेम छतां पण जेथी अनर्थ थाय छे एवा पदार्थनो ज्ञानी सग करताज नथी माटे समजवानु ए के उपर केहेवाई गयेला परमात्मारूप थयेला गुरु उपाधिनो सग नथी करतो ऋषभदेव ज्ञानी हता, तेणे सर्व उपाधि तजी हती अने दत्तात्रेय ज्ञानी हता तेणे पण उपाधि तजी हती साराश ए के स्त्री अने धन आदि जे अनर्थना मूलरूप उपाधि तजे तेज खरो ज्ञानी केहेवाय काई भणवाथी के शास्त्रार्थथी ज्ञानी केहेवाय नहि माटे एवा उत्तम ज्ञानी मळे तो ससारमाथी छोडावे छे अने प्रारब्ध योगथी, कोइ ढोंगी मात्र शब्द जाणनार मळे तो उपर उपरना श्लोक शीखवे अने ससारथी छोडावे नहि जेने ज्ञान थवानी इच्छा होय ते एवो वादाविवादनो धधो छोडी केवल ज्ञानमाज उतरे छे जे केवल ब्रह्मना ज्ञानमां लीन होय ते वाद करी शकतो नथी ने ज्यारे ढोंगियो कोइ प्रश्न पूछे तो हारी जायछे अने जे वाद करवामाटेज पोपटनी पठ शीखेला होय ते अ

---

१ त्यागी होय ता सर्व त्याग थन ? १ थाय तो मनमा अनासक्त एम कारक वाचनार कारणपरत्वे मन राखवा घटे तेमां पण अधिकारनी वात विचित्र छ

नेक दृष्टांत अने संमति लइ आवी सामाने हरावे छे. कोई सारो माणस घेर परोणो आव्यो होय तेने सांकळ वासी मेलीये के उभा रहो कहिये तो बिचारो उभो रहे; पण कोइ चोर खातर पाडवा आव्यो होय तो ते चोर चारेकोर जोतो आवे, नासवानो मार्ग शोधतो आवे अने खबर पडवाथी कदी घणा जण घेरीले तो पण नाशी जाय छे. तेवी रीते जे मोक्षनेमाटे भण्यो होय ते परोणा जेवो गरीब थई रहे छे अने वादनेमाटे भण्यो होय ते ढोंगी वादविवाद करी बीजाने जीते छे. पण चोरने जेम राजा पकडीने शिक्षा करे छे तेम आ मिथ्यावादी जेने अंतरमां दगो होय छे तेने परमेश्वर नरकनी शिक्षा करे छे. ढोंगी मिथ्याज्ञानी 'आपणे शुं छे ? ए तो शरीरना धर्म छे' एम कहीने समजावे छे; पण तेथी शरीरपणु रह्यु अने शरीरपणुं रह्युं एटले जीवपणुं पण रह्युं अने तेथी बधुं भणतर फोकट थयुं एम समजवुं. जेओ शुद्ध ज्ञानी पुरुषो होय तेमां पोतामां पण ते प्रपंच होतो नथी, अने पोतानी पासे आवे तेमां पण ते प्रपंच रेहेवा देता नथी. पण आवा पुरुषो जगत्मां घणाज थोडा छे. अने एटलाजमाटे सद्गुरु, सत्संगति अने ब्रह्मविचार ए त्रणे दुर्लभ कह्यां छे.

पोताना स्वरूपनो जे बोध थवो तेनुं नाम सर्वनो त्याग केहेवाय. पण ज्यांसुधी पोताना स्वरूपनो बोध न थयो होय त्यांसुधी गमे तेटला जगत्ना पदार्थनो त्याग करे तोपण ते त्याग केहेवाय नहि. कोइ एक भिक्षुक होय तेने जो राज्य मळे तो अनेक माणसोनो तेने संग थाय छे अने अनेक उपाधि वळगे छे. तेज पाछो जो भिक्षुक थई जाय तो पोताना प्रथमना रूपने पामवाथी तेने कोइनो संग थतो नथी अने कशी उपाधि वळगती नथी. राजापणुं मळे तो मोटा मोटा जानवरोना शिकार करी पाप बांधे, हाथी, घोडा अने पायदळ आदिनी मोटी फोज राखे ने वखत पडेतो लडाइ करे, अने अनेक प्रकारना विषयभोग भोगवे. पण जो भिक्षुकदशामां होय तो ते कांइ न करतां जे मळ्युं ते खाई, पाणी पीने गमे ते ठेकाणे तापरहित थई सुई रहे छे. ए प्रमाणे भिक्षुक अने राजापणांमां फेर छे. आ उपरथी समजवानुं ए छे के अनादि जे निःसंग शिव छे तेणे अनंत संग कर्या छे ते जीवपणांमां होय त्यांसुधी तजाता नथी पण पाछो शिवपणांमां आवे तो तजाय छे. देह इंद्रिय मन बुद्धि प्राण अहंकार ए षड्वर्ग, काम-क्रोधादिक छ शत्रु तथा अन्नमय आदि पंच कोश ए सर्वमां घणीपणु होय त्यांसुधी संग अने

जीवपणु केहेवाय अने ए सर्वमा कटाळा अने एम उपाधिरूप लागे अथवा ए सर्व असत्यथी हु निराळो छु एम अनुभवमा आवे त्यारे शिवपणु केहेवाय सारांश ए के जगत्ना सर्व विषयादिक पदार्थोनो तेमज आ शरीर अने शरीरसबधी पदार्थोनो त्याग थाय अने तेथी जदु पोतानु निर्मळ स्वरूप ओळखाय तेनु नाम पोताना स्वरूपनो बोध केहेवाय जेने पोताना स्वरूपनो बोध थाय छे ते जगत्नी पेठे आचरण करता नथी जगत्मा घरबार लुटावी दे एवा उदार पुरुषो घणा हशे, परतु काम क्रोधादिकनो तथा शरीरमा बधायेली ममतानो त्याग करनारा घणाज विरला छे माटे एवी रीते ममतानो त्याग करी शरीरथी जुदु पोतानु स्वरूप ओळखी अमग थइ रहे तेज खरो सर्वनो त्याग छे ते शिवाय बाकीना सर्व त्याग हल्का छे

कोइथी न जीताय एवो काम छे केमके न जीताय एवो छे तेथीज शिवरूप पोते तेने वश थइने जीवपणाने पामे छे कामने वश थवाथी आ लक्ष चोराशीमा फरता एने दु ख पामवु पडे छे कामने आधीन न थाय तो लक्ष चोराशीमा पडवु पडतु नथी पण कामने वश थवाथी पोतानु शिवस्वरूप भूलाइने जीवस्वरूप प्राप्त थयु होय एटले काइ जोर चालतु नथी जेम कोइ वाघ होय तेने कोइ माणस पकडीने तेने वश करी मेल तेथी घेर घेर बारणे नचावे तेम नाचे छे अने पीठपर लाकडियोना मार खाय छे, पण खरु जोता वाघ तो घणो मोटा मोटा हाथीने हरावी दे एवा जोरनो होय छे, तेनी आगळ कोइ पण जइ शकतु नथी, तोपण ते माणसने वश थइ जवाथी तेनु जोर जतु रहे छे तेम जीव पण कामने वश थई आशाने आधीन थता पोतानु पराक्रम अने स्वरूप भुली गयो छे पण खरु जोता तो ते जीव निर्विकार शिवस्वरूप अने चोराशीना फेराने पण नाश करनार छे मोटी मोटा वातो करनारा तो जगत्मा घणा पुरुषो छे परतु ए अनर्थरूप कामने जीतनारा जगत्मा घणाज थोडा छे केमके कामने जीती लीधो एम केहेवामा काइ वार नथी लागती पण ते कामनु फुरणु अतःकरणमा उगे ज नहि, एवीरीते तेने जीती लेवो ए वात घणीज कठण छे कोइ महा पुरुषोना उपदेशथी अने पूर्वपुण्यबीज तथा शास्त्रसगना शुभ विचारथीज हजारमा एकज कामने जीतनार मळे छे मनमा जे कांई उत्पन्न थाय तेनु नाम काम ( कामना ) केहेवाय ए कामने जीतनाराओ केवा केहेवाय, ते विषे श्री भगवान् कहे छे के –

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

हे अर्जुन! ज्यारे मनमां रहेली सर्वे कामनाओने तजी दे छे अने पोतावडे पोतानेविषे संतोष पामे छे त्यारे ते स्थितप्रज्ञ ( स्थिर बुद्धिवाळो ) केहेवाय छे.

आ प्रमाणे मनमां उत्पन्न थती कामनाओने मोटा मोटा विद्वानपणानो डोळ घालनारा पण तजी शकता नथी. अने एम न थवाथी आत्मानेविषे संतोष पामता नथी. एटलावास्ते कामनाओने न जीताय एवी कही छे. ए न जीताय एवी छे तेटलामाटेज तेने जीतवामां बहादुरी छे अने पोतानुं कल्याण छे.

---

पशोः पशुः को न करोति धर्मं
प्राधीतशास्त्रोपि न चात्मबोधः ॥
किं तद्विषं भाति सुधोपमं स्त्री
के शत्रवो मित्रवदात्मजाद्याः ॥ २९ ॥

अर्थ.

शिष्य—पशुथी पशु कोण केहेवाय ?
गुरु—जे धर्म करतो नथी अने जेने शास्त्र भण्या छतां पण पोताना स्वरूपनो बोध नथी ते.
शिष्य—अमृत जेवुं जणाय एवुं विष शुं छे ?
गुरु—स्त्री.
शिष्य—मित्र जेवा लागे एवा शत्रु कोण छे ?
गुरु—पुत्र आदि संबंधी.

टीका.

वर्ण अने आश्रमप्रमाणे अनेक प्रकारना मनुष्योना धर्म छे. ते धर्म प्रमाणे सदाचारथी न वर्ते ते पशु करतां पण नठारो केहेवाय. तेम जे पोताना स्वरूपने न जाणे ते पण पशुं करतां नठारो केहेवाय. धर्म प्रमाणे चा-

त्वाने अने आत्मस्वरूप ओळखवाने मनुष्यशरीरमा कोइ चमत्कारिक शक्ति विशेष छे पशु आदिकना शरीरमा ते नथी एटलामाटे तना करता मनुष्य उत्तम छ, परतु ते शक्ति जो कामे न लागे तो पछी मनुष्य देह मळ्या छता तेनु साफल्य नहि थवाथी पशु थकी पण विशेष पशुपणु प्राप्त थाय छ शिव पार्वतीना सवादमा कह्यु छे. के–

निद्राभीमैथुनाहारा सर्वेषा प्राणिना समा ।

ज्ञानवान्मानव प्रोक्तो ज्ञानहीन पशु प्रिये ॥

निद्रा, भय, मैथुन अने आहार ए तो सव प्राणियो सरखा छे मनुष्यने ज्ञान होय तो ते मनुष्य केहेवाय ने ज्ञान न होय तो ते पशुज छे

सारू–माठु समजवाने, धर्म जाणवाने अने आत्मस्वरूप ओळखवाने आ मनुष्यजन्म छे तेवडे जो ते कार्य न थाय तो ते जन्म पशुना करता पण हलको छ केमके केटलाक पशुओ तो पोताना शरीरथी पारकानो उपकार पण करे छे, पण मनुष्यथी तो ते पण थतु नथी माटे धर्म पाळीने अने ज्ञान सपादन करीने मनुष्यदेह सफळ करवो जोइए अहीं एम शका थाय के ज्ञानी तो परमेश्वररूप केहेवाय छे ने अहीं ज्ञानीने मनुष्य केम कह्यो ? तो तेनु समाधान ए छे के जेने तत्त्व ज्ञान थयु होय ते ज्ञानी परमेश्वर केहेवाय ने जेने विवेकनु ज्ञान थयु होय ते ज्ञानी मनुष्य कहेवाय अने ते शिवायनु जे कोइ बीजु ज्ञान धरावतो होय त पशुज्ञानी केहेवाय आ जे छेलु पशुज्ञान कह्यु ते सव प्राणियोमा सरखु होय छ पशु, पक्षी, हाथी, घोडा, सर्प, देडका, कुतरा, शियाळ, वाघ, नोळिया, उदर, बिलाडा, गधेडा, उट अने बीजा जे प्राणियो छे तेने आहार, निद्रा, भय अने मैथुन ए समान छे केमके ... भय पामे छे, मैथुन करे छे अने आहार पण ... तानु कल्याण साधतो नथी ... विवेकज्ञान अने तत्त्वज्ञान सपादन करवु उपरना चार ज्ञान होय ... म न थाय तो गमे तेवी समजण होय तो पशुज्ञानी केहेवाय छे ... टला हेतुथी जेने शास्त्रनु ज्ञान होवाथी विवेक न मारी सामु कोई चाली ... छ अने जने शास्त्रनु ज्ञान होय ते छता आत्मबोध न दु छे, केमके घणा ... ण पशु एटले ते करता पण अणसमजु कहेळ छे एवा अने तेथी कोइ दे ... ी शी गति थाय छे तेविषे आगळ कह्यु छे के—

माणसनु धन ने

कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥

ब्रह्मनी वातो करवामां कुशळ होय परंतु तदाकार वृत्ति न थई होय तथा संसारमां प्रीतिवाळा होय ते पुरुष अज्ञानीथी पण अधिक अज्ञानी छे. अने वारंवार जन्मे मरे छे.

जेम कोई न करवानुं काम अजाणतां करे तेना करतां जे न करवानुं काम जाणीने करे ते वधारे अपराधी अने सिक्षानुं पात्र थाय छे तेम जे कशुं भण्या नथी तेना करतां जे भण्या छे ने जाणे छे ते पुरुषो तत्वज्ञानने न जाणे तो ते वधारे अज्ञानी अने वधारे जन्म-मरणनी सिक्षाने लायक छे. भणेलाओ पोताना मनमां खोटुं अभिमान राखता होय पण तेमने बोध न होय तो केवा समजवा तेविषे भागवत एकादशस्कंधमां श्रीभगवाने पण कह्युं छे के वेदशास्त्र अने पुराण भण्यो होय ते छतां पण जो ज्ञान न थयुं होय तो ते तेनुं भणवुं निष्फळ छे. छांदोग्य उपनिषद्मां वात छे के श्वेतकेतु राजाये गौतम ऋषिना पुत्रने शुं भण्या छो? एम पुछ्युं त्यारे तेणे वेद पुराण अने शास्त्र सर्व भण्यो छुं एम कह्युं, त्यारे राजाए तेने कह्युं के ब्रह्मविद्याविना सघळुं भणतर उपाधि रूप छे. ज्ञानवगर सघळी विद्या भाररूप छे ए वात सत्य छे. कह्युं छे के—

यथा खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य ।
तथा हि विप्राः खलु वेदपूर्णा ज्ञानेन हीनाः खरवद्वहंति ॥

जेम गर्दभ सुखडनो भार उपाडे छे पण ते पोताने माथे भार भर्यो छे एम जाणे छे पण चंदन भर्युं छे एम जाणतो नथी तेम वेद भणेला ब्राह्मणो ज्ञानवगर गर्दभनी पेठे केवळ भारज उपाडे छे. सारांश के तत्व न जाणे त्यांसुधी सघळुं भणतर भाररूप छे.

भणवानी सफळता ज्ञान छे. ज्ञान न थाय तो भणतर वृथा छे. मात्र वाणीना विलासथी कशुं फळ नथी. जेम कोई नाणावाळो होय ते छतां पगरखां न पेहेरे ने पगे बळे तो ते दरिद्रीनो पण दरीद्री केहेवाय. केमके दरिद्री तो नाणु न होवाथी नथी पेहेरतो पण धनवाळो तो जाणी जोइने नथी पेरतो. तेमज जे भणी गणीने न समजे ते पशु करतां पण वधारे पशु समजवो. (अपूर्ण.)

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૯ મુ | માઘ, સંવત્ ૧૯૮૯ | અંક ૪ થો

## ॥ यतो धर्मस्ततो जयः ॥



### मोह विसारवानो बुद्धिने बोध

[ पद धन्याश्री त्रिताल ]

માન તુ ગમાર મતિ મોહ વિસાર,–
મોહ વિસાર મતિ, મોહ વિસાર —ટેક
ધન જન જાયા તન યૌવન પણ, આખર સર્વ અસાર,—મતિ૰
ઘર વૈભવ વાના સુત સેવક, તે ભામિની છે ભાર,—મતિ૰
શુ લાવી તુ શુ લઇ જાશે, વિનયે વાત વિચાર,—મતિ૰
મારૂ તારૂ મેલ હઠીલી, કેશવ હરિ કર વાર,—મતિ૰

### सार लेवामाटे सोरठा

ઉછૃંખલ થઇ જાય, સેવા ન કરે સ્નેહથી,
આપી પાણી ન પાય, તે દુર્જન કે દીકરા ?
નખરા કરે અપાર, સેવાનુ સમજે નહિ,
નારી નહિ તે ન્હાર, કાઢી લે છે કાળજા
મરે ચાકરો તોય, પણ સામુ જોતા નથી,
મનમા દયા ન હોય, તે શઠ કે શેઠિયા ?
પૂરૂ ન કરે કામ, સતાપે છે શેઠને,
હોઠા લે છે દામ, તે ચાકર કે ચોરટા ?
કરવી કાઢી જાય, પ્રજાતણા ધન વામને,
ચાપે ચુથી ખાય, તે રાજા કે રાક્ષસો ?
બને ઠને છે બેશ, પ્રજા તણા પૈસાવડે,
રાખે દુખિયો દેશ, તે રાજા કે રાજીયા ?

# राग अने द्वेष.

[ સંબધ પાને ૬૪થી. ]

આરંભથી સંસારનું મંડાણુજ રાગદ્વેષવાળું ઉભું થયું છે; પરંતુ વિદ્વાનો તો રાગ અને દ્વેષ ગમે તેવા ધર્મવાળા છતાં પણ આખર પરમ સુખના વિરોધી હોવાથી તે બેયને ધિઃકારી તે બેયથી રહિત રેહેવાનુંજ ઉત્તમોત્તમ ગણે છે.

ખોટા પદાર્થ ઉપર સ્વાર્થથી થયેલો રાગ અને ખોટા પદાર્થમાટે સ્વાર્થ ભંગ થતાં થયેલો દ્વેષ, એ બેય શોકદાયક થાય એમાં નવાઇ નથી. કોઇ દીકરામાટે, પતિમાટે, પત્નીમાટે કે મિત્રમાટે બળી મરે કે પાણીમાં બુડી મરે એ રાગના અતિયોગનુંજ પરિણામ છે. તેમજ કોઇ દ્વેષનેલીધે લડાલડીમાં માર ખાઈ પ્રાણ છોડે કે સામા પક્ષનું કાંઇ નહિ થઈ શકવાનેલીધે શરમાઇને બૂડી મરે વિગેરે અનર્થો દ્વેષના અતિયોગનું પરિણામ છે. ધૃતરાષ્ટ્ર પોતાના પુત્ર દુર્યોધનાદિક ઉપર ખોટા રાગથી પાયમાલ થઇ ગયા. તેમાં પાંડવો ઉપરનો દ્વેષ પણ તેવુજ ફળ આપનાર થયો. કોઈપણ વસ્તુપર અતિષય રાગ થાય તો તેજ રાગ અતિષય ખેદનું કારણ થાય છે. ખાટા ખારા તીખા વિગેરે અનેક ખાવા પીવાના પદાર્થો ઉપર અતિષય રાગ થાય તો તેમાંથી વ્યાધિયો વળગીને મરણ નીપજે છે. તેમજ સામાન્ય ઉપયોગી તેવા પદાર્થો ઉપર અતિષય અરૂચિ થાય તોપણ વ્યાધિયો વળગી મરણને નીપજે છે. વિષયોપર અત્યંત રાગ તે બંધન છે. અને અત્યંત દ્વેષ એપણ બંધન છે. અત્યંત રાગ નર્કનું દ્વાર છે તેમ અત્યંત દ્વેષપણ નર્કનું દ્વાર છે. અંગરાજાને પુત્ર ઉપર બહુ પ્રેમ હતો પણ તે પુત્ર વેનરાજા અતિષય દુરાચારી અને અપકીર્તિ કરનાર થયો તો તેમાંથી અંગ રાજાને રાજ્યનો ત્યાગ કરી જવું પડયું. શીશુપાલને અત્યંત દ્વેષ શ્રીકૃષ્ણસાથે હતો તો ભરી સભામાં તેનું ચક્રથી માથું ઉડાડી દેવામાં આવ્યું હતું. રાગી માણસને ઉંઘ આવે નહિ, વિવિધ વિચાર થયા કરે રાગપાત્ર વસ્તુમયજ જગત લાગ્યા કરે અને એના સંબંધી કલ્પનાઓ શિવાય બીજું કશું મનમાં આવેજ નહિ. તેજ રીતે દ્વેષી માણસનું પણ સમજવું. જય-પરાજય પણ બેય પક્ષમાં રહેલ છે. રાગ અને દ્વેષ એ વ્યવહારમાં આવતા સર્વ પ્રાણી પદાર્થ ઉપર હોય છે પરંતુ મુખ્યત્વે તેની લાગણી વ્યવહારમાં આવતાં માણસોપર વધારે લાગુ

પડે છે રાગ અને દ્વેષનું નામ આવ્યું ત્યાં એ માણસને બીજા માણસની સાથે તે છે એમ તરત જ મનાઇ જાય છે અને આ એક માણસના બીજા માણસ પરના રાગદ્વેષનું અતિયોગને પ્રતાપે જે કોઇ પરિણામ આવે છે તે ઉપર નજર નાખ્યા પ્રમાણે સન્મુખ જ આવે છે શ્રીકૃષ્ણ સાથે દ્વેષ બાંધનાર કંસરાજાની વાત જગતપ્રસિદ્ધ છે તે ખાતા પીતા ફરતા બેસતા અને ઉઠતા પણ તેનેજ દેખતો હતો, અને એમાં ને એમાં તેનો છેવટ અંત આવ્યો અને તન્મયતાને પામ્યો જેઓ પરમેશ્વર ભગવત ભક્ત હોય છે તેઓ પણ તેજ રીતે ઈશ્વરને દેખે છે અને તન્મયતાને પામે છે પ્રહ્લાદ અને ધ્રુવજીના ઇતિહાસથી કોઈ અજાણ્યું નથી ઈશ્વર તરફ લાગેલા રાગથી તેણે બીજું કશું જાણ્યું નહિ ઈશ્વર ઉપર જે પ્રેમભાવ અને વૈરભાવની ભક્તિ થાય છે તે ઉપર આપણે બોલતા નથી આપણે મનુષ્યોમાં પરસ્પર પ્રેમભાવ કે દ્વેષભાવ હોય છે તે ઉપર બોલિયે છીયે માટે તેટલે અંશેજ તે વાત ગ્રહણ કરવાની છે * કોઇને શંકા થાય કે રાગ અને દ્વેષ એ જુદા જુદા હોવા છતાં તેનાથી થતા કાર્યોમાં મળતાપણું દેખાય છે તેનું કારણ શું હશે? આનો ઉત્તર પાધરોજ છે તે એ કે માણસોને જે રાગ કે દ્વેષ થાય છે તેમાં એક કારણભૂત એક મોહ રહેલો છે એક કારણથી થતી બે જાતની ક્રિયાના ફળ કારણને મળતા આવે તો તે અસંભવિત નથી મોહનું કારણ અજ્ઞાન છે માટે અજ્ઞાનથી થયેલા કાર્યનું ફળ અજ્ઞાનને મળતુંજ થવું જોઇએ અજ્ઞાનથી મોહ થાય અને મોહ થયો એટલે વિવેક નાસી જાય છે અને આમ થવાને લીધે રાગ દ્વેષ બેય દુઃખ આપનાર અને બંધન આપનાર બને છે આવા કારણોનેલીધેજ બેયથી વિદ્વાનો વિમુખ રહે છે રાગ થાય છે તે પણ સુખ ભોગવવામાટે અને દ્વેષ થાય છે તે પણ સુખ ભોગવવા માટે થાય છે પરંતુ સુખ જોવા જઇએ તો તો તેમાં ઝાકળના પાણી જેટલું પણ હોતું નથી દ્વેષનું ફળ દુઃખ થાય છે પણ તેમાં અંતે સુખની આશા રહેછે, અને રાગનું ફળ સુખ મનાય છે તોપણ તેમાં અંતે દુઃખ દેખાય છે એટલે સરખામણી કરતા રાગ અને દ્વેષ

---

* હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ વૃત્રાસુર કંસ શિશુપાલ રાવણાદિ અતિ દ્વેષથી પરિણામે મહામુક્તિ પામ્યા એ વિષય અપવાદરૂપ થાય તેવો છે પણ તે વિષયાંતરરૂપ લેખી છોડી દેવા યોગ્ય છે

સરખાજ નીવડે છે. રાગથી મન રહી જાય તોપણ જન્મ ધારણ કરવો પડે અને રાગથી જે જે વિકારો સંભવે તેજ વિકારો દ્વેષથી સંભવે. રાગનું કામ અધુરૂં રેહેવાથી ચેન પડે નહિ તો દ્વેષના કામમાં પણ તેમજ બને છે. એટલે ઉંટ લાંબુ તો પુછ ટુંકું એ કેહેવત પ્રમાણે દુઃખ બંધન વિગેરે સરારીથી સમાનજ દેખાય છે. રાગ કામને ઉત્પન્ન કરનાર છે અને દ્વેષ ક્રોધને ઉત્પન્ન કરનાર છે. મોહ પણ તેનું અંતરંગ કારણ પ્રત્યક્ષજ છે. આમ હોવાથી રાગ અને દ્વેષનાં પરિણામો એકસરખાં એટલુંજ નહિ પણ મહાભયાનક હોય છે તે વાત સપ્રમાણ છે. કામ-ક્રોધ આવે ત્યાં લોભ તો પાછળ હોતોજ નથી. અને એ દોષત્રયમાંનો એકેકો અનર્થનું દ્વાર છે તો ત્રણ સાથે મળે ત્યાંતો વાતજ શી કરવી ? આ સઘળા દોષો સમજણથી દૂર થાય તેવા છે. શમ-દમાદિક સાધન સંપન્ન થઇ નિર્મળ અંતઃકરણના થઈને મમત્વ છોડી દઈ સમાનદૃષ્ટિવાળા થવાય તો રાગ-દ્વેષ રેહેતા નથી અને જો રહે છે તો તે અનર્થ કરી શકે તેવા પ્રબળ રેહેતાજ નથી; પરંતુ આ સ્થિતિ ઉપર પહોચાવું બહુ કઠણ છે. રાગ તે દ્વેષરૂપજ છે કેમકે તેમાં ક્ષણમાત્રનુંજ સુખ રહેલુ છે પરિણામે તેજ રાગ શત્રુનું કામ કરે છે. કોઇ કોઇ વાર તો રાગમાંથી થયેલી અરૂચિ ઉત્તમ સાધનરૂપ પણ થઇ પડે છે; પણ તેવા દાખલા ઘણા થોડા હોય છે. સંસારનાં ક્ષણિક સુખો જેમ બંધન અને દુઃખ આપનાર છે તેમ તેવાં સુખોનાં સાધનમાં ક્ષણિક રાગ અથવા અત્યંત રાગ પણ દુઃખ અને દ્વેષ આપનાર હોવાથી બંધનરૂપજ છે.

આમ છે ત્યારે શું કરવું ? એમ જો શંકા થાય તો તેનો ઉત્તર એજ છે કે રાગ-દ્વેષનાં પરિણામ એકસરખાં હોય તો દ્વેષ કરતાં રાગ છે તે અતિ ઉત્તમ છે, માટે રાગથી જે વ્યાવહારિક કાર્યો થતાં હોય તે કરવામાં અન્યાય નથી. પરંતુ તેનો અતિયોગ થાય ત્યારે ચિત્ત સ્થિર રાખવાની બહુ જરૂર છે. રાગમાં શીતલતા રહી છે અને દ્વેષમાં ઉષ્ણતા રહી છે માટે રાગ છે તે ઉત્તમ છે. જગતનો વ્યવહાર રાગથી ચાલે છે અને દ્વેષથી તુટેછે માટે રાગ ઉત્તમ છે. વ્યવહારમાં રાગ રાખતાં રાખતાં અભ્યાસ વધારી પછી પરમેશ્વરમાં રાગ રાખતાં શીખવું જોઇએ સંસારના પદાર્થોપરના રાગનો અતિયોગ હાનિ કરેછે પણ તેમાં ઉપેક્ષા થઇને પરમેશ્વર ઉપર રાગ બંધાય તો પછી તેનો અતિયોગ થઇ જાય તેમ ઉલટો વધારે સારો લાભ અથવા વધારે સુખ શાંતિ થાયછે. પરંતુ આ વાત કોઇ ભાગ્યશાળીનાજ જાણવામાં

આવેછે જે સમયે પરમેશ્વરમા રાગ થયો તે સમયે સંસારના સઘળા રાગ છોડી દેવા જોઇએ એમ કહેવાની જરૂર નથી કેમકે જેને ખરે ખરી ઈશ્વરમા આસક્તિ થાય છે તેને સર્વ રાગ દ્વેષ છુટી ગયા જેવાજ થઇ જાય છે પરમેશ્વરપ્રત્યેના રાગ શિવાય સંસારસંબંધી નિરાનિરાળા રાગ દ્વેષથી દૂર રહી વિરાગદશાને પોચેલાએ એક ઉત્તમ પદ પામવાના સાધનોમાજ અત્યંત રાગ રાખવો જોઇએ કે જે પ્રત્યે ગમે તેવો અતિયોગ પણ અત્યંત સુખ આપનાર થાય છે

---

## पुनरुद्धाहविषे विचारना एक पत्रनो प्रत्युत्तर

[ સબંધ પાને ૬૧ થી ]

પણ તમારે ચડતી પડતી શા કાજ ન હોય તો એટલુ તો સમરણ રાખવુ જોઇએ કે તમે ધારેલી સ્થિતિ ગમે તેવી શુદ્ધ હોય તોપણ તે લોકવિરૂદ્ધ હોય તો તે અશુદ્ધજ કહેવાય કેમકે નીતિમાન લોકો એવુ કહે છે કે यद्यपि शुद्ध लोकविरुद्ध नाकरणीय नाचरणीयम् । [ જોકે શુદ્ધ હોય તોપણ તે જો લોકવિરૂદ્ધ હોય તો તે કરવુ પણ નહિ અને આચરવુ પણ નહિ ] મહાત્માના દૃષ્ટાંતથી ગમે તેટલે અંશે પણ વ્યવહારમાંય તમારે અંગીકાર છે એ વાત પ્રસિદ્ધજ છે એટલામાટે અમે જે કહિયે છિયે તે દેશકાળને અનુસરતુજ છે એકંય અંશે વ્યવહાર તમારે માન્ય ન હોત તો વળી અમે શુ લખત તે વાત દૂર રહી

મહાત્માનો દાખલો આપી અસંભવિતપણુ બતાવતા વળી પાછા તમે સંગ છોડવા ઉપર આવો છો અમેજ તમને પુછિયે છિયે કે સંગ છોડયો શેનુ નામ કહેવાય ? કોઇપણ વસ્તુને દૃષ્ટિમર્યાદાથી દૂર કરવી અથવા તેને છોડી દેવી એ જો અસંગપણુ કહેવાતુ હોય તો તે જગતમા સર્વને પ્રાપ્ત છે માટે સર્વને ક્ષોભ ન થવો જોઇએ પણ તેમ માનવુ એ ભૂલ ભરેલુ છે ખરૂ અસંગપણુ મનથી થાય છે કોઇપણ વસ્તુ મનથી ત્યાગ ન થઇ તો પછી તેને દૃષ્ટિથી દૂર કરવી એ તો કેવળ મૂર્ખતાજ છે પ્રત્યક્ષ વસ્તુ પણ મનથી અપ્રાપ્ત હોય તો તે અસંગપણાનુજ કામ કરે છે માટે મનથી અસંગપણુ રાખવુ એજ ઉત્તમ છે આ અસંગપણુ બહુ કઠણ છે એટલા માટે તેને સેહલુ કરવા માટે સાધુસંગતી જરૂર છે કે જે તમે ટાંકેલા વ્યાસજીના પદમા સુચવાઇ જાય છે અમે સત્પુરૂષના સંગથી વિરૂદ્ધ નથી એ

વિષે તો અમે પણ મળતા છિયે કેમકે સંગ-અસંગની ભ્રાંતિથી થતું દુઃખ તમને મનમાં નડેછે તે તે શિવાય મટવું કઠણ છે. ગમે તે દેશમાં કે ગમે તે સ્થળે આસક્તિ છે તેજ સંગ છે અને અનાસક્તિ છે તેજ અસંગ છે. વિષયોને દૂર કર્યા પછી પણ લલચાયાના દાખલા મળી આવે છે તેનું કારણ એજ છે. જો સંકોચ રેહેતો હોય તો સુજનના સમાગમનો આગ્રહ રાખશો એટલે તે કલ્યાણના સાધનરૂપ થશે. ઇંદ્રિય અને વિષયને જુદાં પાડી દઇને દૃષ્ટિથી દેખાતું અસંગપણું સેહેલ છે પણ તેમ નહિ કરીને મનનું અસંગપણું સેહેલું નથી. માટે પ્રયત્ન કરો તો તેનેમાટે કરો અને એમ કરીને સતસમાગમ રાખો. એનેમાટે અમે રાજી છીયે. વિકારોની પ્રબળતા તમે આજ નવી નથી દેખાડતા. અનાદિથી તે ચાલી આવે છે એટલે તેથી તમને કાંઈ દોષ નથી. એનો એવો સ્વભાવજ છે. દૃષ્ટિથી દૂર થયેલી વસ્તુને પ્રસંગમાં દેખાડે છે અને દૃષ્ટિમર્યાદામાં રહેલી વસ્તુને અપ્રસંગરૂપ કરે છે. મન-ઇંદ્રિયોના સ્વાભાવિક તેવા વલણને લીધે તેમ થાય છે તેને માટે પેહેલાંથી એ ડોળણમાં નહિ પડતાં નિરાગ્રહ રહી સંગની અને તેના ત્યાગતી વાતને વેગળી રાખો જેથી અસંગ બનતાં પ્રસંગી થઇ જવા જેવું થાય નહિ. તમારી તેવી સ્થિતિ અને અવસ્થા હોત તો અમે તમારા વિચારથી વિપરીત થાત નહિ. પરંતુ હમણા તેવો સમય નથી માટે અમે કહિયે છિયે તેજ વાત યોગ્ય છે. આ દેખીતો પ્રસંગ સમજણ હોય તેને પરમસુખની પ્રાપ્તિનું અંતરંગ સાધન થઈ પડે છે. માત્ર ઈશ્વરકૃપા અને ઉત્તમ યોજનાનીજ તેમાં આવશ્યકતા છે. ધારેલે સ્થળે પોચવાનો એક માર્ગ ઝાડ-પાણીવાળો હોઇને કાંઇક લાંબો હોય અને બીજો માર્ગ ઝાડ-પાણી વગરનો હોઇને કાંઇક ટુંકો હોય તો સમજુ માણસ ઝાડ પાણીવાળો માર્ગજ ગ્રહણ કરવામાં યોગ્યતા સમજે. મનનો ધર્મ એવો છે કે જેવી કલ્પના કરે તેવી કલ્પનારૂપ પોતે બની જાય છે. પ્રસંગ કલ્પે તો પ્રસંગ રૂપ થાય અને નિઃસંગ કલ્પે તો નિસંગ થાય. માટે એને કલ્પના કરવાનો અવકાશજ નહિ આપતાં વ્યવહાર જેવો હોય તેવો રેહેવા દઇ સત્સંગમાં જોડવામાંજ સારૂં ફળ છે. આ મે છોડી દીધું, આ મેં ગ્રહણ કર્યું. એવા અભિનિવેશથી તો ઉલટા અનર્થ થાય છે. જો તમે સર્વાત્મભાવને સમજ શો તો તમારો આ આગ્રહ એનીમેળે છુટી જશે. **बुद्धेः फलमनाग्रहः ।** [ અનાગ્ર એ બુદ્ધિનું ફલ છે ] એ વાત ક્યાં તમારાથી અજાણી છે.

અવસ્થાના સબંધમા તમે જે કલ્પના કરોછો તે ખરીજ છે એવો કાઇ નિયમ નથી જો વિચારવા બેસશો તો જેને તમે નવી અવસ્થા જાણતા હો તે અવસ્થા પણ કાલના બળની આગળ નવી છેજ નહિ કાલની આગળ નવુ જુનુ બધુ સરખુ છે આયુષ્યની ક્ષણભગુરતા છે ત્યા પછી નવી જુની એક્યની કલ્પના તે કલ્પનામાત્રજ છે તમે ૫૦ વર્ષની આયુષ્યની અવધી બાની ને નિશ્ચિત નથી તમને પોણોસો વર્ષના માણસો વ્યવહાર કરતા દેખાડીયે તો પછી કેમ? આટલામાટે વ્યવહારમા તો લાભો આશાએજ ચાલવાની જરૂર છે, કેમકે તેમ ન હોય તો પાચ પદર વર્ષની અવસ્થા પણ ક્ષણભગુરતાતેલીધે વિશ્વાસ રાખી વ્યવહાર કરવા યોગ્ય રહેજ નહિ આગળ લખાઇ ગયુ છે તોપણ લખવુ પડેછે કે જે અવસ્થા હમણા ચાલેછે તે નવી અવસ્થાને ઉલ્લઘન કરીને ગઇ નથી જુના વખતમા તો ગૃહસ્વાશ્રમનો સમયજ આટલી અવસ્થાએ મનાતો અને તે પ્રમાણે હવેની અવસ્થા છે તેજ તે આશ્રમને યોગ્ય થઇ છે વનનેમાટે સતતીની જરૂર સમજવી એ ભૂલ છે સતતીની જરૂર પરપગની ચાલતી રૂઢી પ્રમાણે પોતાના સુખમાટે અને પિતૃના ઋણમાથી મુક્ત થવા માટે છે માટે વન હોય તોજ ગૃહસ્થ થવાય એવો કાઇ નિયમ નથી જગતનુ બધારણ અને મમત્વનો મહિમા જોતા નિર્ધન કે સધન સ્થિતિમા ઔરસ પ્રજા જે સતોષ અને સુખ આપેછે તે બીજી રીતે આવતુજ નથી તમારા જેવા વૈરાગીને કદી તેમ ન હોય અને પૈસા હોય તો તેની વ્યવસ્થા કરનાર ગોતવા જવા પડે તેમ ન હોય તે ખુશીની વાત, પરતુ તમારા અતકરણના સદ્ભાવરૂપ ધન બીજાઓના લાભમાટે અહી રાખી જવામાટે ઔરસ પ્રજાની બહુ આવશ્યકતા છે માટે જો અનાયાસે થાય તેમ હોય તો તમારે તેમા વિરોધ કરવો યોગ્ય નથી જગતની રીત પ્રમાણે પૂછતા હો તો તો આગળીથી નખ વેગળા તેટલા વેગળાજ કેહેવાય, માટે પોતાનાની જરૂર છે તમારે તેવો ભેદ ન હોય તો તે વાત ખુશી થવા જેવી છે પણ એમ હોય તો પછી બીજા ભેદપણુ પડ્યા મેની નિરાગ્રહ થવુ જોઇએ અમે સસારમા હોવાથી પોતાનુ પારકુ એના ભેદવાળા છિયે, તોજ તમે સસારમા હોવાથી તમને પણ તે ભેદ રહે એવી ઇચ્છા રાખીએ છિયે તમારે તે ભેદ ન રાખવો હોય તો તેનેમાટે ઉપરની ક્રિયાના કરતા મનનો નિશ્ચયજ વધારે વખાણવા યોગ્ય છે નિર્ધન સ્થિતિમા પ્રજાજ ધન છે માટે